"વિવિધ ગ્રંથમાળા" સળંગ અંક ૩૨૮ થી ૩૩૨, વર્ષ ૨૯ મું, સં. ૧૯૯૧

# श्री तुकाराम गाथा

## ग्रंथ बीजो

अनुवादक—श्री. सेवानंद, मुकाम—शिंकियारी

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
संपादक अने प्रकाशक : भिक्षु अखंडानंद
અમદાવાદ અને મુંબઈ—૨

આવૃત્તિ ૧લી, પૃષ્ઠ ૯૪૮, પ્રત ૫૫૦૦, સંવત ૧૯૯૧
મૂલ્ય રૂપિયા ૨॥, માર્ગશીર્ષ ૧૯૯૧



"વિવિધ ગ્રંથમાળા" સળંગ અંક ૩૨૮થી ૩૩૨, વર્ષ ૨૯ મું, સં. ૧૯૯૬

# श्री तुकाराम गाथा

## ग्रंथ बीजो

अनुवादक–श्री. सेवानंद, मुकाम–शिंकियारी

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
संपादक अने प्रकाशक: भिक्षु अखंडानंद
અમદાવાદ અને મુંબઇ–૨

આવૃત્તિ ૧લી, પૃષ્ઠ ૯૪૪, પ્રત ૫૫૦૦, સંવત ૧૯૯૬
મૂલ્ય રૂપિયા ૨॥, માર્ગવ્યય અલગ

# प्रकाशकनुं निवेदन

આ "તુકારામ ગાથા ગ્રંથ ૨ જો" "વિવિધ ગ્રંથમાળા"નું, સંવત ૧૯૯૬ના ૨૯મા વર્ષનું બીજું પુસ્તક છે અને તે સળંગ ગ્રંથાંક ૩૨૮ થી ૩૩૨ રૂપે પ્રસિદ્ધ થાય છે.

શુમારે ત્રણુસો વર્ષ પહેલાં મહારાષ્ટ્રમાં થઇ ગએલા પ્રાતઃસ્મરણીય સંત તુકારામે અનેક પ્રાચીન શાસ્ત્રગ્રંથોનું શ્રવણુ–મનન કરીને, ભક્તિરસથી ભરપૂર એવા સેંકડો અભંગો પદ્યમાં લખ્યા છે. તેઓ ઉચ્ચ કોટિના મહાન સંત હોઇ તેમણે સ્વાનુભવથી લખેલા આ અભંગો વાંચતાં ભક્તિરસમાં તરબોળ થઇ જવાય છે. આ વિષે પહેલા ગ્રંથમાં સવિસ્તાર જણાવેલું છે, એટલે અહીં તેનો ફરીથી ઉલ્લેખ કર્યો નથી.

મૂળ મરાઠીમાં આ અભંગોનું સંપાદન તથા સંશોધન કૈલાસવાસી હરિભગવદ્‌પરાયણ "વિષ્ણુ નરસિંહ જોગ" જેવા વિદ્વાન સજ્જનના હસ્તે થયેલું છે; અને તે શ્રી. કેશવ ભિકાજી ઢવળે, મુંબઇવાળા તરફથી "સાર્થ તુકારામાચી ગાથા" નામે ટીકા સહિત બે ગ્રંથમાં પ્રસિદ્ધ થયું છે.

તેમાંનાં ૨૦૦૦ અભંગોનો પ્રથમ ભાગ સંવત ૧૯૯૫ માં "વિવિધ ગ્રંથમાળા"ના અંક ૩૧૭ થી ૩૨૦ તરીકે પ્રસિદ્ધ થઇ ચૂકેલો છે. બાકી રહેલા ૨૧૪૧ અભંગો આ બીજા ગ્રંથમાં આપવામાં આવ્યા છે. આમ કુલ ૪૧૪૧ અભંગો પ્રસિદ્ધ થાય છે.

આમાં આપેલા અભંગોનું ભાષાંતર પણુ શ્રી. સેવાનંદજીની કસાયલી કલમે થયેલું છે. તેમણે તે બને તેટલી સરળ અને ભાવવાહી ભાષામાં આપવા યથાશક્ય પ્રયત્ન કર્યો છે.

ગુજરાતી જાણુનાર માટે આ અભંગોનાં મૂળ મરાઠી પદો વિશેષ ઉપયોગી થાય નહિ અને તે લેવામાં આવે તો કદ બિનજરૂરી બેવડાઇ જાય તેથી માત્ર તેનું ભાષાંતર અત્ર તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. મૂળ ગ્રંથમાં છેવટના ભાગમાં ૪૦૭ ક્ષેપક અભંગો આપેલા છે તે આમાં લીધા નથી.

આ પછીનાં પૃષ્ઠોમાં મૂળ સંપાદકની પ્રસ્તાવના છે અને તે પછી શુદ્ધિપત્ર અપાયું છે, તે તરફ વાચક બંધુઓનું ધ્યાન ખેંચી,

**हरिः ॐ तत्सत्।**

જ્યેષ્ટસુદિ ૧૫, સં૦ ૧૯૯૬ — અવગુણુસાગર—**ભિક્ષુ અખંડાનંદ**

# मूळ संपादकनी प्रस्तावना

**न्यून तें पुरतें। अधिक तें सरतें। करूनी घ्यावें हें तुमतें। विनवीतसें**

આ પુસ્તક સંબંધી અમારે જે કાંઇ લખવાનું હતું, તે અમે પહેલા ભાગની પ્રસ્તાવનામાં લખી ચૂક્યા છીએ. આ ગાથાના અર્થ આપવાનો અમારો ઉદ્દેશ માત્ર એટલોજ છે કે, લોકોએ મારીમચડીને બેસાડેલા અભંગોના અર્થ યથાર્થજ છે, એવું ઘમંડ રાખનારાઓનું ઘમંડ વ્યર્થ છે. કારણ કે અભંગોનું ખરું રહસ્ય અભંગકર્તા જેવું સમજી શકે છે, તેવું બીજા લોકોને સમજી શકવાનું શક્ય નથી. વારકરી સંપ્રદાયથી ચાલતા આવેલા અભંગોના અર્થ અમે યથામતિ જાણીએ છીએ; તેમ છતાં કોઇક ઠેકાણે સરતચૂકથી અર્થ બરાબર ન બેઠો હોય તો, તે બદલ અમે વાચકવર્ગની ક્ષમા માગીએ છીએ. આ ભાગના અંતમાં શુમારે ચારસો ક્ષેપક અભંગો *અપાયલા છે; પરંતુ તે ક્ષેપક હોવાનું માનવાનો સબળ પૂરાવો અમને મળી આવેલો નથી. અભંગોની ભાષા સંબંધી વિચાર કરતાં, ક્ષેપક અભંગોની ભાષા, બીજા અભંગોની ભાષા જેવી પ્રાસાદિક નથી, એવો સૂક્ષ્મ વિચાર કેટલાકે કરેલો છે. પાછલી આવૃત્તિમાં રહેલા દોષો આ આવૃત્તિમાં સુધારી લેવામાં આવ્યા છે. આ સંબંધી આટલુંજ લખી, અમે કરેલી આ અલ્પસ્વલ્પ સેવા સદ્દગુરુ તુકારામ મહારાજના ચરણે સમર્પિત કરીએ છીએ.

સને–૧૯૨૬ } સદ્દગુરુ તુકારામ મહારાજનો અનન્ય સેવક
વિ૦ ન૦ જોગ

---

* માત્ર મૂળ અભંગોજ આપેલા હોવાથી તેનું ભાષાંતર આમાં લેવાયું નથી.

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૭ | ૭ | મનમાં | મનમાં ન |
| ૭૨ | ૫ | નું | તેં |
| ૧૩૬ | ૩ | પાડુરંગની | પાંડુરંગની |
| ૧૪૭ | ૨૨ | વાંથી | વાથી |
| ૧૮૬ | ૭ | તમારૂં | તે મારૂં |
| ૧૯૧ | ૪ | નિશ્રિંતપણે | નિશ્ચિંતપણે |
| ૨૧૭ | ૩ | પોતની | પોતાની |
| ૨૬૯ | ૧૪ | ઘોષણા | ઘોષણા |
| ૨૭૦ | ૫ | એશર મું | એશરમું |
| ૩૯૦ | ૬ | પતિપાવન | પતિતપાવન |
| ૪૧૨ | ૧૧ | દ્રાંષ્ટતો | દષ્ટાંતો |
| ૪૧૨ | ૧૧ | હરિકાથા | હરિકથા |
| ૪૧૪ | ૧૮ | પઢંરપુરવાળી | પંઢરપુરવાળી |
| ૪૭૦ | ૫ | કુટુંના | કુટુંબના |
| ૪૭૧ | ૧૭ | ગોપાળકૃષ્ણાનો | ગોપાળકૃષ્ણનો |
| ૫૪૫ | ૧૭ | તેને | તને |
| ૫૮૬ | ૨૦ | અનુવભ | અનુભવ |
| ૭૪૨ | ૧૧ | અલિંગન | આલિંગન |
| ૭૫૮ | ૬ | ધણીના | ધણીના |
| ૭૬૧ | ૭ | સ્રાપુરુષો | સ્રીપુરુષો |
| ૮૨૨ | ૨૧ | અતોભ્રષ્ટ તો ભ્રષ્ટ થઇ'ને ત | અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થઇને |
| ૮૨૮ | ૧૫ | અપર્ણ | અર્પણ |
| ૮૩૨ | ૭ | પૂર્ણક્ષેત્રોના | પુણ્યક્ષેત્રોના |
| ૮૩૮ | ૫ | મારો | તારો |
| ૮૬૮ | ૭ | રૂકૂમાઇ | રુકમાઇ |
| ૮૯૪ | ૨૪ | વેગેરે | વગેરે |
| ૯૧૫ | ૧૩ | પાપ્તિ | પ્રાપ્તિ |

# સ્વર્ગસ્થ મોતીભાઈ અમીન સાથેનો છેલ્લો પ્રસંગ×

( લેખકઃ—રા. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા )

× × × શ્રી. મોતીભાઇની વાતો એ પણ અમસ્થી વાતો નજ હોય. એની પાછળ કંઇક યોજના હોય, પ્રજાકલ્યાણની ભાવના હોય. અમારી એ વાતચીતનું પરિણામ એ આવ્યું કે, ગુજરાતમાં વાર્તાઓ બહુ વંચાય છે તો સારા લેખકો પાસે એકએક વાર્તા લખાવી એની 'બે આના માળા' શરૂ કરવી.

રાજકોટના ટાઉન અને જંકશન સ્ટેશન પર ચોપડી વેચનાર ફેરિયાઓ 'કોકશાસ્ત્ર'નાં ઉઘાડાં—નાગાં ચિત્રોનાં પૂઠાંવાળાં પુસ્તકો વેચે છે. એ પુસ્તકો રાજકોટ જેવા કાઠિયાવાડના મધ્યસ્થ સ્થળનાં સ્ટેશનો પર આ રીતે વેચાય અને ફેરિયાઓ ગાડીમાં બેઠેલા

---

× સ્વર્ગસ્થ મોતીભાઈ અમીને શ્રી. રાયચુરા સાથેની વાતચીત દરમિયાન રજૂ કરેલી આ 'બે આના માળાની' યોજના ઘણી લોકોપકારક છે. પરંતુ દુઃખની વાત છે કે, એ યોજના અમલી બને તે પહેલાં તો કાળે તેમને ઝડપી લીધા. કાઠિયાવાડમાં દેશીરજવાડાંની ઢીલી રાજનીતિના પરિણામે આ પ્રકારની બદી વિશેષ પ્રમાણમાં ત્યાંનાં સ્ટેશનો પર જોવામાં આવે છે. ;એટલે ત્યાંના સાહિત્યકારોજ આ પ્રશ્નનો સારી રીતે ઉકેલ કરી શકે. વડોદરાની કે આણંદની 'સ્મારક સમિતિ' કદાચ એ કાર્ય ઉપાડે તોપણ એટલે દૂર રહીને કામ કરવાના પરિણામે જોઇએ તેવી સફળતા નહિ મળે. શ્રી. રાયચુરા કાઠિયાવાડના જાણીતા સાહિત્યકાર હોઇ તેઓ પોતે અન્ય સાહિત્યકારોનો સહકાર સાધીને આ યોજનાને વ્યાવહારિક સ્વરૂપ આપી તેનો અમલ કરે તો કેવું સારું ? 'આમ કરો' 'તેમ કરો' એવી સલાહ—સૂચના આપનારાઓનો દેશમાં તોટો નથી; નિઃસ્વાર્થભાવે લોકસેવાનાં કાર્યો કરનારનોજ તોટો છે.

આ સેવકની શારીરિક સ્થિતિ તો હવે અપંગ જેવી છે. વળી નિઃસ્વાર્થ ભાવે લોકસેવા કરનાર અને ઇશ્વરપ્રેમી કોઇ સજ્જન નહિ મળવાથી, આ સંસ્થાને આટોપવા તરફજ હવે આ સેવકે વિશેષ લક્ષ્ય આપવા માંડયું છે. આ સેવકે તો એવાં કાર્યો માટે અયોગ્ય હોવા છતાં આટલું લખવાની ધૃષ્ટતા કરી છે.

અવગુણસાગર—ભિક્ષુ અખંડાનંદ

પ્રવાસીના મોઢા આગળ એ પુસ્તકો ધરે, એ મારે મન કાઠિયાવાડની એક શરમ સમાન હતું. પ્રવાસી સાથે બ્હેનદીકરી બેઠી હોય અને એ નગ્ન ચિત્રોનાં પૂઠાંવાળાં પુસ્તકો આ રીતે ફેરિયા સામે ધરે તો ઇતર પ્રાંતના લોકો આપણે માટે શું ધારે ? આ જાતનાં પુસ્તકો આ રીતે વેચાય, બ્હેનદીકરીની આમન્યા ન રહે તો તો સમગ્ર સૌરાષ્ટ્રે અને સૌરાષ્ટ્રની ગૃહસ્થાઇએ શરમાવું જોઇએ.

× × તે દૂર કરવા એને માટે મોટા પાયા પર તૈયારી કરવી. સ્ટેશનોએ પુસ્તકો વેચવાના ઇજારા આપણે લઈ લેવા અને એક આનો અને બે આનામાં મળે એવાં નાનાં નાનાં પુસ્તકો તૈયાર કરી સ્ટેશનો પર વેચવાં. શરૂઆતમાં નાની નાની વાર્તાઓ શિષ્ટ લેખકો પાસે લખાવી 'બે આના માળા' પંદર પંદર દિવસે બહાર પાડવી.

× × × × ×

સવારે ઊઠતાવેંત પણ પાછી એજ વાત. ગુજરાતી ભાષામાં 'બે આના માળા'ની આ યોજના આશીર્વાદ સમાન નીવડશે અને વાર્તાદ્વારા ગામડે ગામડે સારા વિચારોનો ફેલાવો થશે એ અમારી સવારની વિચારણાનો મુખ્ય ધ્વનિ હતો. રેલગાડીમાં મુસાફરી કરતો માણસ આનો કે બે આના સહેજે ખરચી શકે છે, એટલે શરૂઆત પાંચ હજાર નકલથી કરવી અને પછી ધીમે ધીમે વધાર્યે જવી. 'બે આના માળા'નું પૂઠું આર્ટ પેપરનું રાખવું અને દર વખતે એના પર એકએક નવીન ચિત્ર આપવું; લેખક જો સેવાભાવે પોતાની વાર્તા આપે તો ઠીક, નહિ તો એની વાર્તા બદલ એને મહેનતાણું આપવું. ગુજરાત અને કાઠિયાવાડનાં મોટાં મોટાં સ્ટેશનોએ આ 'બે આના માળા' વેચાય એવી વ્યવસ્થા શરૂઆતમાં કરવી; આ પ્રકારની ગોઠવણ મને બજાર વચ્ચે મોટરમાં બેસાડવા તેઓ આવ્યા ત્યાંસુધી ચાલી.

× × × × ×

અમારું એ છેલ્લું મિલન ! અમારા વચ્ચેનો એ છેલ્લો પ્રસંગ હું ભૂલી શકતો નથી. એ ધીર, ગંભીર, વિચારગ્રસ્ત ચહેરો; ગામડે ગામડે જ્ઞાનપરબો બેસાડવાની એ તીવ્ર જિજ્ઞાસા, શ્વાસેશ્વાસે જન્મભૂમિની ભવ્ય ભક્તિ, શબ્દેશબ્દે લોક–શિક્ષણની વિધવિધ ભાવના, એવા એ મોતીભાઇ અમીન એકજ હતા. આજે એમનું સ્થાન ગુજરાતમાં ખાલી છે. સેવા એ એમનો ધર્મ હતો, પુસ્તકાલય એ એમનું જીવન હતું, લોકકલ્યાણ એ એમની પ્રવૃત્તિ હતી.

તા. ૧ લી ફેબ્રુઆરીએ એ મહાન ગુજરાતીની પહેલી સંવત્સરી હતી; એમની બીજી સંવત્સરી આવે એ પહેલાં સ્મારકસમિતિ એમની 'બે આના માળા'ની યોજનાને અમલી બનાવે એવું કોણ નહિ ઇચ્છે? અને એવા પરમ પુરુષનું આનાથી ભવ્ય સ્મારક બીજું શું હોઇ શકે?

("શારદા" માસિકના એક અંકમાંથી)

---

## સંત શ્રીતુકારામ મહારાજ





॥ श्रीविठ्ठल ॥

# श्री तुकाराम-गाथा

## ग्रंथ बीजो

## ગુજરાતી ભાષાંતર

भूतीं भगवद्भाव । मात्रासहित जीव ।
अद्वैत तो ठाव । निरंजन एकला ॥ १ ॥
ऐसीं गर्जती पुराणें । वेदवाणी सकळ जन ।
संत गर्जतील तेणें । अनुभवें निर्भर ॥ २ ॥
माझें तुझें हा विकार । निरसतां एकंकार ।
नलगे कांहीं फार । विचारचि करणें ॥ ३ ॥
तुका ह्मणे दुजें । हें तों नाहींच सहजें ।
संकल्पाच्या काजें । आपेंआप वाढलें ॥ ४ ॥

૨૦૦૧—સઘળા જીવોમાં અને ભૂતમાત્રમાં એક પરમાત્માનીજ વ્યાપ્તિ છે, એવું ભેદશૂન્ય જ્ઞાન તેજ શુદ્ધ અદ્વૈત જ્ઞાન છે.

વેદપુરાણ અને મહાપુરુષો સૌ એજ સત્યને જાહેર કરે છે અને ઉપર કહી તે જ્ઞાનની અવસ્થાનો અનુભવ કરનારા સંતો નિર્ભય-પણે એજ વાતને ખૂબ સ્પષ્ટ વાણીદ્વારા કહેતા આવ્યા છે. આ હું, આ તું, આ મારૂં, આ તારૂં એવા ભેદભાવનું જ્યારે આત્મજ્ઞાન વડે નિરસન થઈ જાય છે ત્યારે સર્વત્ર ચૈતન્યસ્વરૂપ પરમાત્મા પોતાની એક, અદ્વય અને સર્વવ્યાપક સત્તા વડે રહેલા છે એવું જ્ઞાન થાય છે. એટલા માટે આ હું અને આ તું એવા ભેદજ્ઞાનને પ્રયત્ન વડે મનમાંથી કાઢી નાખવાની જરૂર છે. એ સિવાય વિશેષ વિચાર કર-વાની જરૂર નથી. તુકારામ કહે છે કે, જે સહજ બ્રહ્મસ્થિતિ છે તે તો દ્વૈતધર્મ રહિત છે, પણ તેમાં જીવોના વિપરીત સંકલ્પોને લીધે આપોઆપજ દ્વૈતભાવની ઉત્પત્તિ અને વિસ્તાર થવા માંડે છે.

૨૦૦૨—કોઈના કાનમાં ગુરુમંત્ર કેવી રીતે અપાય તે હું જાણતો નથી અને શિષ્યોને પોતાની પાસે એકાંતમાં બેસાડીને તેમને 'तत्त्वमसि' એવા મહાવાકયનો બોધ કરવા જેટલું જ્ઞાન પણ મારામાં નથી. હે સંતજનો! આ મારી હકીકત જે હું તમને કહું છું તે તમે સાવધાન થઇને સાંભળજો. જે દેવને કોઇએ પોતાની આંખે દીઠા નથી તે દેવનાં સાક્ષાત્ દર્શન હું સૌને કરાવી દઇશ. તુકારામ કહે છે કે હું શ્રીહરિના સ્મરણના આનંદમાં એવો નિમગ્ન રહું છું કે, દુઃખ શી વસ્તુ છે તે હું જાણતોજ નથી.

૨૦૦૩—જો તારે કશાનો ત્યાગજ કરવો હોય તો દેહાભિમા-નનો ત્યાગ કરજે. પછી તારી જે સ્થિતિ થઈ જાય તે સ્થિતિને અનુકૂળ થઇને તું રહેજે અને પછી શું બાકી રહે છે તે જોયા કરજે. તારા હૃદયની અંદર જે દ્વૈતભાવ દૃઢ થઇ ગયો છે તેને તો તું તારી નજર આગળ પણ આવવા દઇશ નહિ. તુકારામ કહે છે કે, મનને શુદ્ધ કરી દઇને નિરંતર સમાધાનની સ્થિતિમાં રહેવું.

૨૦૦૪–માના મનમાં પોતાનાં સંતાનને માટે મોહ હોય છે. જ્યારે તે છોકરાંને પોતાની પાસે બોલાવે છે ત્યારે પ્રેમને વશ થઈને તે પોતાના શરીરને પણ ભૂલી જાય છે અને તેને લાગેલો બધો થાક પણ એકદમ ઊતરી જાય છે. પછી તે છોકરાંની આગળ ખાવાની વસ્તુઓ ધરે છે એટલે છોકરાંમાંથી કોઈ તેના ખોળા ઉપર તો કોઈ તેના વાંસા ઉપર ચઢવા લાગે છે તેમ તેમ મા વધારે પ્રસન્ન થાય છે. તુકારામ કહે છે કે, હું પણ એવી રીતે લાડ અને પ્રેમ સહિત સંતોને પગે વળગી પડું છું.

૨૦૦૫–મારાં કયાં પુણ્ય ફળ્યાં કે જેથી મને તમારા ચરણનાં દર્શન થયાં ? હે નારાયણ ! મને તો કાંઇ એ વાતમાં સમજ પડતી નથી, પણ હું એટલું જાણું છું કે, સંતોએ મને દીન જાણીને મારી સંભાળ લીધી. આજનો મારો પરમ લાભનો દિવસ કેટલો બધો શુભ અને મંગળ હોવો જોઇએ ? તુકારામ કહે છે કે, ઓ મારા વિઠ્ઠલ ! મને એટલો બધો લાભ શાથી થયો હશે ?

૨૦૦૬–મને માન મળે એવી જે મનમાં ઇચ્છા રાખે છે તેનું અપમાનજ થાય છે. આવા અભાગિયા જીવોને નઠારાજ વિચાર મનમાં આવ્યા કરે છે. ઘડીમાં એક વાતનો નિશ્ચય કરે છે અને તરત પાછો તેથી ઊલટો નિશ્ચય કરવા મંડી જાય છે. તૃષ્ણા તો તેને પોષણ આપનારનો આખરે નાશજ કરે છે એ વાત નિર્વિવાદ છે. ઇચ્છાઓ તો આપણે ઘણીય કરી ચૂક્યા પણ આપણી ઇચ્છા મુજબ ફળ તો મળ્યુંજ નહિ ! જો આવુંજ છે તો પછી મનમાં વાસનાને પોષણ આપવું એટલે ભીખ માગવાને સારૂ દોડતા ફરવું એજ તેનો અર્થ થયોને ? તુકારામ કહે છે કે, એકાદ બળદિયાનું નામ ભલે આપણે ‘ રાજહંસ ’ પાડીએ, પણ તેથી તે કાંઈ અલંકારને ધારણ કરી શકવાનો હતો ?

૨૦૦૭–હે હૃષીકેશ! તું આ સંસારમાંથી મારો ક્યારે છુટકારો કરીશ તેની કશી અટકળ મારાથી થઈ શકતી નથી. ત્યારે હું તને પૂછું છું કે મારી આવી હાલત શાથી થઈ હશે? કોઇ પણ કામ કરવા જાઉં છું પણ તેમાં હું ફાવતો નથી. એક પણ કામ મારે હાથે સિદ્ધ થતું નથી; ઊલટી પીડા વધતી જાય છે. તૃષ્ણાએ મને આ રીતે દેશવટો અપાવ્યો છે. શ્રીહરિની ભક્તિ અને ભજનના ઉપર ભાવ, એમાંની કોઇ પણ બાબત મારી પાસે સમ ખાવાને પણ છે નહિ. આવું હોવાથી હું તારા ચરણથી ઘણો દૂર નીકળી ગયો છું. આગળ તેમજ પાછળ એક પણ બાજુએ ખસવાને મારે સારૂ અવકાશજ રહ્યો નથી. આ રીતે પ્રપંચની આખી સેના મને ચારે બાજુએથી ઘેરી વળી છે. હે નારાયણ! હું દીનહીન ગમે તેવો છું પણ જ્યારે તારામાં લીન થાઉં છું ત્યારે મારા સરખા યાચકની લાજ રાખવી એ તારા હાથમાં છે. મારે શું કરવું તેની મને સૂઝ પડતી નથી; પણ હું તને એટલું કહું છું કે મારામાં જે જે ગુણદોષ હોય તે સર્વનો આખો ભંડારજ તું બાળીને નષ્ટ કરી દે. ઇન્દ્રિયોના દ્વારમાં થઇને મારૂં મન વિષયોના તરફ વારંવાર દોડદોડા કરે છે; કેમે કર્યું રોક્યું રોકાતું નથી. મારા હાથ, પગ, કાન, મુખ, આંખ, નાક, જનનેન્દ્રિય ઇત્યાદિ ઇન્દ્રિયોરૂપી બારીબારણાંમાં થઇને મનને જે વખતે જે વિષય તરફ જવાનું ગમે તે તરફ દોડી જાય છે. એક ક્ષણ વારને માટે પણ ઠરીને બેસતું નથી. એ બધી ઇન્દ્રિયો અને મન મળીને મને ચારે બાજુએથી ખેંચાખેંચ કરે છે અને કાયર કાયર કરી દે છે, પણ તેમની આગળ મારૂં કશુંજ જોર ચાલતું નથી. તુકારામ કહે છે કે, પુત્ર, પત્ની, ભાઇભાંડુ એ બધાં શરીરનાં સંબંધીઓ, ધનલોભી અને માયાના દાસ થઈ ગયેલા સઘળા લોકો, મિત્રો, સગાંઓ, સ્નેહીઓ, સજ્જનો એ બધાં મળીને અનેક પ્રકારનાં ઘાતક કર્મો કરવાની યોજનાઓ ઘડતાં રહે છે. તેમની

મતલબ મારો ઘાત કરીને મને કુહાડી મારવાની છે; એટલા માટે હે હરિ! હું તારે શરણે આવ્યો છું. તું હવે ગમે તેમ કરીને આ બધાંમાંથી મારૂં રક્ષણ કર.

૨૦૦૮–હરિનું નામ લેતાની સાથેજ સંસારનું નિરસન થઈ જાય છે; માટે હું તમને કહું છું કે તમે આવો લાભ તમારાથી જેટલો લેવાય તેટલો લઈ લેજો. એવું કરવાથી વિઠોબાના ચરણની સાથે તમારો યોગ થઈ જશે. હરિની પ્રાપ્તિ કરવાને સારૂ હરિના નામ સિવાય બીજું કોઇ સાધન છેજ નહિ. એવું કોઇ પણ સાધન નથી કે જેનું અનુષ્ઠાન કરીને તમે હરિની પ્રાપ્તિ કરી શકો. તુકારામ કહે છે કે, હું સૌને સાદ પાડી પાડીને કહેતો આવ્યો છું કે તમે હરિનું નામ લીધા વગર રહેશો નહિ.

૨૦૦૯–હે દેવ! હે મારા સ્વામી! મેં મારા પાંચે પ્રાણ તમને સમર્પિત કરી દીધા છે. ત્યારે હવે તમે મારો અંગીકાર કરવામાં કેમ વાર લગાડો છો? મારી અનન્ય ભક્તિરૂપી જે નાણું તમે મારી પાસેથી ઉછીનું લીધું છે તે દેવું તમે મારો અંગીકાર કરીને વાળી આપો. તમે શા માટે મારી સેવાના ઋણનો ભાર વેઠ્યા કરો છો? તમારે તે વેઠ્યા કરવો નહિ. તમને હાંકો મારી મારીને તો મારૂં ગળું બેસી ગયું. હવે મારાથી વધારે ઘાંટા પડાતા નથી તેથી હું તમારી નજીક આવીને તમને બોલાવું છું. તુકારામ કહે છે કે, હે દેવ! જ્યારે તમે મારો અંગીકાર નથીજ કરતા ત્યારે મને પણ તમારી સેવા કરવાનું કેમ ગમશે તે કહો?

૨૦૧૦–જે જે લોકો પરમાર્થની ભાવનાથી પ્રેરાઇને તમારી પાસે આવ્યા તેમને, હે દેવ! તમે નિઃસંતાન બનાવી દીધા અને સંસારમાંથી ઉખેડી નાખ્યા. પરમાર્થની વાટ આવી વસમી છે. એ મુશ્કેલીની વાત મારે કહેવી કોને? આજ સુધીમાં પરમાર્થને રસ્તે

અનેક ભક્તોનો સમુદાય ગયેલો; તેઓ બધા એવા પાયમાલ થઇ ગયા કે કોઇની કેડે લંગોટી પણ રહેવા પામી નહિ. તુકારામ કહે છે કે, ભક્તોના સર્વસ્વને હરણ કરનારો પેલો ચોર કેડે હાથ દઇને ઊભો રહ્યો છે.

**૨૦૧૧**–શિયાળે જ્યાં સુધી વાઘ ન દીઠો હોય ત્યાંસુધીજ તે ભૂંક્યા કરે છે. સમુદ્ર પણ જ્યાંસુધી તેને અગસ્ત્ય જેવો ઋષિ ન મળે ત્યાંસુધીજ ગર્જના કર્યા કરે છે. વૈરાગ્યનાં ભાષણ પણ જ્યાંસુધી કોઇ સુંદરી જોવામાં ન આવી હોય ત્યાંસુધીજ. એવી રીતે કોઇ બીજો પારકી માનો જણેલો શૂરવીર પ્રતિસ્પર્ધી ન મળે ત્યાંસુધીજ બહાદુરીનાં બણગાં ફુંકાય છે. તુકારામ કહે છે કે, જ્યાં-સુધી મારી મુલાકાત ન થઇ હોય ત્યાંસુધીજ ઢોંગી સાધુઓનાં માળામુદ્રા અને ટીલાંટપકાંનું જોર ચાલે છે.

**૨૦૧૨**–જ્યાંસુધી હીરાનો પ્રકાશ ન પડ્યો હોય ત્યાંસુધીજ માટીનું ઢેકું સારૂં દેખાય છે. સૂર્યોદય થતા સુધી તારાઓનો ચળ-કાટ અને તેમની શોભા રહે છે. તુકારામ કહે છે કે, સાધુપણાની ખોટી ખોટી બડાઇઓ પણ હું ન હોઉં ત્યાંસુધીજ ચાલી શકે છે.

**૨૦૧૩**–આ દેવે બે રૂપ ધારણ કર્યાં છે; એક રૂપ જગતનું સંરક્ષણ કરવાને માટે અને બીજું જગતનો સંહાર કરવાને માટે. એ પૈકી પહેલા દયાવાન વિષ્ણુરૂપ વડે તે પ્રાણીમાત્રનું પાલન કરે છે અને બીજા રુદ્રરૂપ વડે બ્રહ્માંડમાં ભારે ક્ષોભ ઉત્પન્ન કરીને સર્વનો નાશ કરે છે. એકને માથે મુગટ છે અને બીજાના માથા ઉપર મોટી જટાનો ભાર છે. એક લક્ષ્મીનો પતિ છે અને બીજો પાર્વતીનો પતિ છે. શંકર શરીરે ભસ્મનો લેપ કરે છે ત્યારે શ્રીરંગ સર્વ પ્રકા-રના ઐશ્વર્યનો ભોગ કરે છે. બેઉનાં જુદાંજુદાં રૂપ હોવા છતાં તેઓ વાસ્તવમાં એક છે. હરિના ગળામાં વૈજયંતી માળા ડોલે છે ત્યારે

શંકરને ગળે વાસુકિ સર્પનો હાર હોય છે. આ પ્રમાણે હરિ અને હર જુદાજુદા અલંકાર ધારણ કરે છે. મહાદેવ હાથમાં માણસના માથાની ખોપરી અને બગલમાં ઝોળી લઈને સ્મશાનમાં નિવાસ કરે છે અને વિશ્વંભર વિષ્ણુ આખા જગતમાં સર્વત્ર વસે છે. તુકારામ કહે છે કે, હું બેઉ રૂપને એકજ માનું છું એટલે બેઉ જુદા છે એવો વિચાર મનમાં આણતાં હું એકનેજ શરણે જાઉં છું.

**૨૦૧૪**–હે દેવ! મેં મારો હકનો યોગ્ય હિસ્સો સાચવીને રાખી મૂક્યો હતો પણ મને લાગે છે કે મારો શ્રમ વ્યર્થ ગયો છે; કારણકે હું જે શબ્દ બોલું છું તેમાં કાંઇ મીઠાશ રહી નથી. જેમ દુષ્ટ લબાડી લોકો લવારો કરે છે તેમ હું પણ બોલું છું. તમે મને બોલાવવાનું કહી રાખેલું તેથી હું ધીરજ ધારણ કરીને બેસી રહ્યો, પણ તમે તો વિશ્વાસ આપીને મારૂં ઘર ડુબાવી દેવા જેવું કર્યું. તુકારામ કહે છે કે,હવે તો મારે એક વાતનોય આધાર રહ્યો નથી. ત્યારે હવે તમે મારી ઇચ્છા કેવી રીતે પૂર્ણ કરવાના હતા તે કહો.

**૨૦૧૫**–કેટલાક લોકો જેઓ માથે લાંબીલાંબી જટા વધારે છે અને હાથમાં આશા ( લાકડાનું બનાવેલું હાથને ટેકો દેવાનું સાધન જેને બાવાઓ પોતાની સાથે ને સાથે રાખે છે અને બેસે ત્યારે તેના ઉપર હાથ રાખીને બેસે છે ) નામની પાવડી અથવા ભીખ માગવાનો વાટકો લઈને ભારે અભિમાનપૂર્વક ફરે છે તેમની પાસે જવાથી શું વળવાનું હતું ? તેમને સારૂંસારૂં ખાવાની કુટેવ પડી ગઈ હોય છે અને તેને તૃપ્ત કરવાને સારૂ લોકોને ઉપદેશ આપવાનો ઢોંગ કરતા ફરે છે, પણ આવા ઢોંગી તપસ્વીઓમાં પારમાર્થિક બાબતોનું જ્ઞાન હોયજ કેવી રીતે ? તેઓ ભાંગ પીએ, અફીણ ખાય અને તમાકુ ફૂંકે. કેફી વસ્તુઓનું સેવન એજ તેમનો કાર્યક્રમ. તેના નશામાં તેઓ બધો વખત ચકચૂર હાલતમાં રહે

છે. તુકારામ કહે છે કે, આવાં કામ કરવાથી પરમાર્થ બધોજ નેવે મૂકવો પડે છે અને પાંડુરંગનાં દર્શનમાં પણ આંતરો પડે છે.

**૨૦૧૬**–જેણે એક વાર ચંદ્રભાગાનાં દર્શન કર્યાં તેને બધાંજ તીર્થોનાં સ્નાનદર્શન આદિનું ફળ મળીજ જવાનું. પૃથ્વી ઉપરના વૈકુંઠ સમાન પંઢરપુરનાં દર્શન કરવાથી તમામ પાતકનો નાશ થઈ જાય છે. એક પુંડલીકરાયનું દર્શન કર્યું એટલે તમામ સંતમહાત્માઓનાં દર્શન કર્યાનું શ્રેય આવી મળે છે. તુકારામ કહે છે કે, એક વિઠોબાનાં દર્શન કર્યાં એટલે આપણો મનુષ્યજન્મ સફળજ થઈ ગયો જાણવો.

**૨૦૧૭**–હે દેવ! તમારામાં એક ગુણ ઘણો સરસ છે અને તેને લીધે મને હવે કશી વાતની ફિકરચિંતા રહી નથી. અગાઉ કેટલા બધા દુરાચારી લોકો ફક્ત તમારૂં નામસ્મરણ કરીને તરી ગયા! એમ જાણીને હું પણ તમારૂં નામ ઘણા પ્રેમસહિત લેતો થઈ ગયો છું. 'હે કૃપાવંત' આવું કહીને જ્યાં તમારા કોઈ પણ ભક્તે પોકાર કર્યો, એટલે તેની મદદે દોડી જવામાં તમે જરા પણ આળસ કરતા નથી. તુકારામ કહે છે કે, ઓ મારી વિઠાબાઈ મા! તારો આવો સ્વભાવ જાણ્યા પછી હું તને કેવી રીતે ભૂલી શકું?

**૨૦૧૮**–મારા અંતઃકરણની અંદર હું જેનું ધ્યાન ધરૂં છું તે મારી ધ્યાનમૂર્તિના મને થયેલા અનુભવને આધારે હું કહું છું. ગાય જ્યારે વિયાય છે ત્યારે પ્રથમ તેના આંચળમાંથી એક જાતનો ચીકાશવાળો પ્રવાહી પદાર્થ નીકળે છે અને થોડી વાર પછી દૂધ નીકળવા માંડે છે; પણ દૂધ તે દૂધ અને ચીક તે ચીક. દૂધમાં પેલો ચીકણો પદાર્થ નથી હોતો, પણ દૂધની સ્વાભાવિક મીઠાશ હોય છે. એવી રીતે જ્યાંસુધી ઈશ્વરનો પ્રસાદ પ્રાપ્ત ન કર્યો હોય ત્યાંસુધી કાંઇ પણ બોલવું એ પેલા ચીકણા પદાર્થના જેવું નકામું

છે. નાના પ્રકારના લોકોમાં નાના પ્રકારની ખાસિયતો હોય છે અને તેમનું દરેકનું વર્તન તેમની ખાસિયતને અનુસરતું હોય છે અને એનુંજ નામ સંસાર. તુકારામ કહે છે કે આગિયા કીડાનો પ્રકાશ તેના શરીરના પાછલા ભાગ પૂરતોજ હોય છે. એથી આગળ જઇ શકતો નથી.

**૨૦૧૯**–વિશ્વનું પાલન કરનાર દેવ આખા વિશ્વમાં રહેલા છે, તેથી કરીને બીજાને ત્રાસ આપનારાઓને હું મારા શત્રુ સમજું છું. હું તેમને બળજબરાઇથી સજા કરીશ અથવા તેમનો ત્યાગ કરીશ અને તેમને ચાંડાળની માફક મારાથી આઘા કાઢી મૂકીશ અને તેમનાં મોઢાં હું કદી પણ જોનારજ નથી. જેમનાં આચરણ નઠારાં હોય છે, તેમના અવગુણ મારાથી સાંખી શકાતા નથી અને તેમને જોતાંની સાથેજ મારા જીવને કાંઇ કાંઈ થઈ આવે છે. તુકારામ કહે છે કે, હું તો એકમાર્ગીપણે સેવાકાર્ય કરૂં છું, આથી કરીને જેઓ દેવથી વિમુખ થાય છે તેમના પ્રતિ મારા મનમાં ધિક્કાર ઉત્પન્ન થાય છે.

**૨૦૨૦**–જે કોઇની પાસે કશું માગે નહિ તેઓ દેવને ઘણા ગમે છે. આવા આશાતૃષ્ણારહિત જે કોઈ હોય તેમનેજ દેવ તુલ્ય માનીને તેમના ચરણોમાં લીન થઇ જવું જોઇએ. જેમનાં અંતઃકરણમાં ભૂતમાત્ર પ્રતિ દયાભાવ હોય છે તેમને ઘેર ચક્રપાણિ દેવ વસે છે. તુકારામ કહે છે કે, તેમના સમાન શ્રેષ્ઠ પુરુષ બીજો કોઈ હોયજ નહિ એ વિષે મારી ખાતરી થઈ ચૂકી છે.

**૨૦૨૧**–હરિનામનો મોઢેથી ઉચ્ચાર કરતાંને વારજ દેવ સામા આવીને ઊભા રહે છે. જાણે દેવ આપણા મોઢામોઢજ ઊભા છે એવું મનમાં ધ્યાન ધરીને દેવનું સ્મરણ કરતા રહેવું. દેવ એવા છે કે બ્રહ્માદિક દેવતાઓ પણ તેમને ધ્યાનમાં જોઈ શકતા નથી, પણ

જ્યાં નામસંકીર્તન થતું હોય ત્યાં તો તે પોતેજ દોડ્યા દોડ્યા આવે છે. તુકારામ કહે છે કે, જે સૌના સારરૂપ નામ છે તેનો મનથી જપ કરવો અને દેવના સ્વરૂપનું ધ્યાન કરવું અને દૃષ્ટિ વડે પણ તેજ રૂપને જોવું.

૨૦૨૨–હે દેવ! વિપત્તિમાં ફસાઈ ગયેલી હરકોઈ વ્યક્તિને તું મદદ કરે છે અને આત્મજ્ઞાનયુક્ત દૃષ્ટિ જેમને છેજ નહિ એવા આંધળાઓના હાથની લાકડી થઈને તુંજ તેમને સીધે રસ્તે દોરી જાય છે અર્થાત્ તું તેમને આત્મજ્ઞાનની પ્રેરણા કરે છે. હે નારાયણ! સંસારની અંદર જેઓ છેકજ હારી ગયા હોય, થાકીને અશક્ત બની ગયા હોય અથવા દુઃખી થઇ ગયા હોય તેમને તું તારા પોતાના નામને ખાતર મદદ કરે છે. તારો પ્રહ્લાદ ભક્ત ભારે સંકટમાં સપડાઇ ગયો ત્યારે જેવો તેણે તારા નામનો ઉચ્ચાર કર્યો તેવોજ તેં તેનો અંગીકાર કર્યો અને અનેક યુક્તિઓ કરીને તેં તેનું રક્ષણ કર્યું હતું. તુકારામ કહે છે કે, ઓ મારી વિઠાબાઈ જનેતા! તું મારા ઉપર એટલી બધી દયા રાખે છે કે તેનો કાંઈ અંતજ નથી.

૨૦૨૩–મને કોઈ વાર તપશ્ચર્યા કરવાનો વિચાર આવે છે ત્યારે મારૂં મન ઇન્દ્રિયોની સાથે સંયુક્ત થઈને મારો ઘાત કરવા ઇચ્છે છે. આથી કરીને મને હરિનામ ઘણું ગમી ગયું છે અને તમામ પ્રકારની લોકલજ્જાનો ત્યાગ કરીને હું તેનું કીર્તન કરતો રહું છું. વેદશાસ્ત્ર ઉથલાવી વળીએ પણ તેમાંથી એકવિધ ભાવની પ્રાપ્તિ થતી નથી. તુકારામ કહે છે કે, એટલા વાસ્તે વિઠોબાનું નામજ સારભૂત પદાર્થ છે અને તેમાં કોઈ પણ જાતનો વિકાર હોતો નથી.

૨૦૨૪–એકને ગુરુ માનવો અને એકને શિષ્ય માનવો એ તો ઘણીજ નીચા પ્રકારની મનોદશાનું લક્ષણ છે; કારણકે ખરી રીતે

જોતાં સૌ ભૂતમાત્રમાં એક નારાયણની વ્યાપ્તિ છે; ત્યારે પછી આ મોટો અને આ નાનો એવો ભેદ રાખવો ઉચિત નથી. જેવો એક તેવોજ બીજો. એમ છે તો ગુરુ કોણ અને શિષ્ય કોણ? અને કોણ કોને ઉપદેશ આપે? દોરીની જગ્યાએ સાપ પડ્યો છે એવું માની લીધાથી ભય પેદા થાય છે, પણ જ્યારે જોનારને જ્ઞાન થાય છે કે એ સાપ નથી પણ દોરી છે ત્યારે એવું જ્ઞાન થતાંને વારજ ભય ટળી જાય છે. તુકારામ કહે છે કે, આ સારો અને આ નઠારો એવા ગુણદોષનો વિચાર કરવામાં કોઇએ માથું મારવુંજ નહિ.

**૨૦૨૫**—નારાયણે જેનો અંગીકાર કર્યો તે માણસ ગમે તેટલો નઠારો હોય તોપણ તે સર્વને પૂજ્ય થઇ પડે છે. આ બાબતમાં જો કોઇને પુરાવા જોઇતા હોય તો જુઓ : એક વેશ્યા હતી, બીજી એક ભીલડી હતી, ત્રીજો એક અજામેળ નામનો પાપી દુરાચારી પુરુષ હતો. એ બધાં હતાં તો નીચ પણ ભગવાને તેમનો ઉદ્ધાર કરીને તેમને પૂજનીય બનાવી દીધાં એવું પુરાણોમાં કહ્યું છે. વાલિયો કોળી નામનો એક માણસ હતો, તેણે બ્રહ્મહત્યાઓ કરી હતી; બીજાં નાના પ્રકારનાં પાપ તે કરી ચૂક્યો હતો; પણ જ્યારથી તે દેવનો શરણાગત થઈ ગયો ત્યારથી તે શ્રેષ્ઠ ઋષિમુનિઓની પદવી ઉપર જઇને બેસી ગયો. તુકારામ કહે છે કે, અહીં તો અમુક કેવો છે તે જોવાનું નથી પણ તે દેવનું ભજન કરે છે કે નહિ તેજ જોવાનું છે. એ સિવાય બીજી મોટાઇઓ શું ચૂલામાં બાળવા કામ આવવાની હતી ?

**૨૦૨૬**—ધનવાન માણસોની સેવા તેમનું ધનજ કરે છે. તેમને જે કાંઈ વેપારરોજગાર કરવો હોય તે તેઓ પોતાને ઘેર બેઠાંજ કરી શકે છે. તેમને પોતાનું ઘર છોડીને કહીં પણ જવાની જરૂર પડતી નથી. વળી જે વસ્તુ જંગલમાં, દેશદેશાંતરમાં મળતી હોય

તે પણ તેમના દ્રવ્યને જોરે તેમને ઘેર બેઠાં આવી મળે છે. તુકારામ કહે છે કે જ્યાં પૈસા ખરચવા તૈયાર થયા એટલે પછી બધુંય મળી રહે છે. પૈસાવાળાને કશી વાતની અગવડજ ન હોય.

૨૦૨૭–ભાવભક્તિને લગતા સદ્ભાગ્યની બાબતમાં મને જે અનુભવ છે તે હું તમારી આગળ કહી સંભળાવું છું. ભક્તિને લીધે નારાયણ મારા ઋણી થઇ ગયા છે. તે મને એકલો મૂકીને એક ક્ષણવારને માટે પણ મારાથી આઘા ખસતા નથી. મેં મારો બધોજ ભાર તેમના માથા ઉપર નાખી દીધો છે. એટલે હવે મારે ચિંતા કરવાનું કાંઈ કારણુજ ન રહ્યું. તુકારામ કહે છે કે, મારા મોઢામાંથી જે વચન નીકળે છે તે હું દેવને અર્પણ કરી દઉં છું અને તેના બદલામાં હરિનામની કંઠી ધારણ કરીને હું જીવું છું.

૨૦૨૮–જેઓ પોતાના મનમાં એવી ભાવના કરતા હોય કે દેવ સર્વત્ર વ્યાપક છે તેમને દેવની બાબતમાં જાણે સુકાળજ છે અને જેઓ નાસ્તિક બુદ્ધિવાળા દુષ્ટ છે તેમને દેવનો દુકાળજ છે. જે લોકો દેવના સર્વવ્યાપકપણાને લગતો દૃઢ નિશ્ચય નથી કરી શકતા તેમના મનમાં ભ્રાન્તિની અનેક શાખાઓ ફૂટ્યા કરે છે અને તેઓ આડે રસ્તે ચઢી જઇને જંગલમાં અર્થાત્ પ્રપંચમાં અથડાઈ મરે છે. આ દેવ આખા જગતમાં સર્વત્ર રહે છે અને આ જગત જાણે તેમનું ઘરજ છે એમ જાણવું; પણ પોતાના ઉપર કોઈની નજર ન પડે તે માટે તે સંતાતા ફરે છે. તુકારામ કહે છે કે, જો તમારૂં મન મરી જાય તો જે બાકી રહે તેજ તમારૂં સ્વરૂપ.

૨૦૨૯–કાગળનો પતંગ બનાવીને તેને દોરીથી બાંધીને આકાશમાં ઉડાવીએ, પણ જો દોરીનો એક છેડો આપણા હાથમાં હોય તો તે પતંગ ગમે તેટલો આઘે ગયો હશે તોપણ પાછો આપણી પાસે ચાલ્યો આવશે. અમુક કિંમતનો દાગીનો અવેજમાં લઇને

તેના ઉપર આપણે કોઇને રૂપિયા ધીરીએ તો પેલો દાગીનો આપણે ઘેર ગીરવેલો હોવાથી આપણી લેણી રકમ તે ધણીથી ખોટી કરી શકાશે નહિ; અથવા અમુક વસ્તુનું બીજ જમીનમાં વાવીએ અને જ્યારે તેના ફણગા ફૂટે ત્યારે તેના ઉપર પાણી સીંચીએ તો ફસલ હાથમાં આવશે. એટલા માટે સારી સારી જાતનાં બીજ હોય તેની જાળવણી કરવી જોઇએ. તુકારામ કહે છે કે, તે પ્રમાણે હે દેવ ! તમારી સેવા કરવી એજ મારી ચિંતાવિરહિત અવસ્થા છે. એ સિવાય બીજીત્રીજી ઇચ્છા મારા મનમાં છેજ નહિ.

૨૦૩૦–જ્ઞાનમાં સૌથી શ્રેષ્ઠ એવા વેદ તે પણ પોતે પૂર્ણ જ્ઞાતા હોવા છતાં જ્યારે દેવનું વર્ણન કરવા ગયા ત્યારે તેમને મૌન ધારણ કરવું પડ્યું. પણ પેલી છાશ પીનારી ગોવાલણે દેવનું સુખ ભોગવી લીધું. હવે આ બેની વચ્ચે ભેદ ક્યાં અને કઈ બાબતનો છે તે તો જેઓ ચતુર હશે તેઓ સમજી જશે. કોઇ અગ્નિહોત્ર કરવા બેસે, પણ જો તેના વિધિમાં જરાક ભૂલચૂક થઇ તો દેવ તેના ભણી જોતાજ નથી. પણ પેલી ભીલડીએ ભાવસહિત તેમને બોર ખવડાવ્યાં તે તેમને કેવાં મીઠાં લાગ્યાં ? તુકારામ કહે છે કે, એટલા માટે શુદ્ધ ભાવ વિના જે કાંઇ કરીએ તે બધોજ વ્યર્થ શ્રમમાત્ર છે.

૨૦૩૧–જેઓ દાન કરવાના સ્વભાવવાળા છે તેમની પાસે જ્યાંસુધી ધનનો સંચય હોય ત્યાંસુધી તેમની દાનવૃત્તિ કાયમ રહે છે. એવાને ઘેર મજૂરી કરનારાઓને પણ પેટ ભરીને ખાવાનું મળે છે. હે મનુષ્યો ! તમે તમારાં કામકાજના ઉપર ધૂળ નાખીને ઝટ ઝટ આ તરફ દોડ્યા આવો–આ તરફ દોડ્યા આવો. જુઓ, અહીંના રોજમેળનો આંકડો ઘણો ભારે છે. રોજ સાંજને છેડે જ્યારે બધો હિસાબ ચૂકતે થાય છે ત્યારે બાકી ગંજાવર રકમ સિલકમાં વધે છે. તુકારામ કહે છે કે, અહીં દરેક જણને પોત-

પોતાની સેવાના બદલામાં પગાર મળે છે; એટલા માટે શરીરને જેટલું કષ્ટ આપી શકાય તેટલું આપીને સેવા કરવી.

૨૦૩૨–હે દેવ! જ્યારે હું સ્મશાનમાં રહેતો હતો ત્યારે જાણે રૂએલ તળાઈના ઉપર પોઢ્યો હોઉં એવું સુખ મને મળ્યું. તે ઉપરથી તમારી મારા ઉપર કૃપા થઈ છે એવું હું મારા મનમાં સમજું છું; નહિ તો પોકળ શબ્દો બોલીને બડબડ કરવું એ બધું વ્યર્થ અને ફળરહિત છે. જે ઘડીએ તમે કૃપાદાન કરશો તે વખતે તો વૃક્ષપાષાણાદિ સ્થાવર વસ્તુઓ અને જીવજંતુઓ બધાંજ મારાં આપ્ત થઈ જશે. આખું જગત મારૂં મિત્ર બનીને ઊભું રહેશે. તુકારામ કહે છે કે, હે પાંડુરંગ! આ બાબતનો અનુભવ મેં મારો જીવ હથેળીમાં લઈને લીધો છે.

૨૦૩૩–બધો વખત વિઠોબાનું ચિંતન કરવું અને તેમના ચરણનું ધ્યાન કરવું એજ મારી કુલ મિલકત છે. હે મનુષ્યો! તમારામાંથી કોઈને આ લાભ લેવાની ઇચ્છા હોય તો તમે તમારી ઇચ્છા પૂર્ણ થતા સુધી જેટલું સ્મરણ કરાય તેટલું કરો અને તમારાથી જેટલું ધ્યાન કરી શકાય તેટલું ધ્યાન કરો. આ બાબત હું મારા હાથ ઊંચા કરીને આખા જગતની આગળ પ્રસિદ્ધ કરી દઉં છું. આ બેઉ વસ્તુઓને સારૂ મેં અગાઉ તમામ પ્રપંચનો ત્યાગ કર્યો હતો અને ભવિષ્યમાં પણ કરતો રહીશ. તુકારામ કહે છે કે, જેના વડે તમામ જાતનાં દુઃખદારિદ્ર્યનો નાશ થઈ જાય એવું દાન હું તમને એકદમ આપી દેવાને ઊભો છું.

૨૦૩૪–દહીંની અંદર માખણ હોય છે એ તો સૌ જાણે છે; પણ જેને વલોવતાં આવડતું હોય તેજ દહીંમાંથી માખણ છૂટું પાડી શકે છે. કાષ્ઠમાત્રમાં અગ્નિ તો હોય છે પણ બે લાકડાંને એકબીજાની સાથે ખૂબ ઘસીને જ્યાંસુધી અગ્નિને પ્રકટ ન કરીએ ત્યાં-

સુધી તેની પાસેથી બાળવાનું કામ લઈ શકાતું નથી. તુકારામ કહે છે કે, આરસીનો કાચ મેલો થયો હોય તો તેને સાફ ન કરીએ ત્યાં-સુધી તેમાં મોઢું દેખાય નહિ.

૨૦૩૫–અરે મારા મન ! તું માયાની જાળમાં ફસાઇશ નહિ–ફસાઇશિ નહિ; કારણકે તને ખાઈ જનારો કાળ તારી પાસેનો પાસેજ ઊભો છે. જે ઘડીએ કાળ તારા ઉપર ઝડપ મારવા આવશે તે ઘડીએ તારાં માબાપ અથવા બીજું કોઇ તને છોડાવી શકનાર નથી. કોઈ રાજનો ધણી અથવા આખી પૃથ્વીનો રાજા અથવા તારાં મોટાંમોટાં સગાંસંબંધીઓ એમાંનું કોઈ તને છોડાવી શકનાર નથી. તુકારામ કહે છે કે,જે પોતાના હાથમાં ચક્ર ધારણ કરે છે તે દેવના સિવાય બીજા કોઈનામાં તને છોડાવવાનું સામર્થ્ય છે નહિ.

૨૦૩૬–જેના વડે આગળ ઉપર લાભ થવાનો હોય તેનો અક્કલ વિનાના લોકો નાશ કરી નાખે છે.અંધારું કરીને અંધારામાં ઝેર ખાવું એના કરતાં મોતનું વધારે આબાદ સાધન બીજું કયું હોય ? પણ જેમનામાં બુદ્ધિ હોય છે તેઓ તો આગળ જતાં શું થવાનું છે તેનો વિચાર કરીને તદનુસાર વર્તન કરે છે. અમુક કામ નજ કરવું એવો વિચાર તેમને તેમની બુદ્ધિ પ્રેરતી રહે છે. તુકા-રામ કહે છે કે, કોઇ કોઇ વિલક્ષણ પ્રકારના મૂર્ખ લોકો સૌની આગળ ઢોંગ કરતા ફરે છે.

૨૦૩૭–હે મનુષ્યો ! તમે તમારા મનનેજ શુદ્ધ બનાવી દો. એવું કર્યાથી તમારૂં હિત સધાશે. આ બાબત હું તમને જે કાંઈ કહું તે.તમે બરાબર સમજી લો. જ્યારે તમારૂં મન બધો વખત એકાગ્ર અવસ્થામાં ન રહેતું હોય ત્યારે તમારે ખૂબ સાવધાન રહેવાની જરૂર છે. તમારાં પોતાનાં સંચિત કર્મો સિવાય બીજું કાંઈજ તમારી સાથે આવનાર નથી. તમારા અંતકાળની ઘડી હજી

જેટલી તમારાથી વેગળી હોય તેટલા વખતમાં તમે તમારી તમામ ઇંદ્રિયો ઉપર કાબૂ જમાવી દઇને પારમાર્થિક સાધનામાં લાગી જજો. આ સ્થળને કર્મભૂમિ કહે છે. જે કાંઈ સાધ્ય પ્રાપ્ત કરી લેવું હોય તે પ્રાપ્ત કરવાનું સ્થળ આજ છે. આ વાત સ્મરણમાં રાખીને તમારે વર્તન કરવું. તુકારામ કહે છે કે, આ નરદેહનો આયુષ્યરૂપી ઉત્તમ અવસર એળે ચાલ્યો જાય છે એ વાતનો તમે ખૂબ વિચાર કરતા રહેજો.

૨૦૩૮–સંતોની સેવા કરવામાં જે કોઇ ખોટાં હાડકાંના થતા હોય તેમનાં મોઢાં જોવાનો પણ મારે વખત ન આવે એવું હું ઇચ્છું છું. આવાં પ્રાણીઓને પેલી રાંડોએ જણ્યાજ શા માટે? તેમનાં મોઢાં ઉપર આગ પડો–તેમનાં મોઢાં ઉપર આગ પડજો. જેઓ પોતાના હૃદયનો ભાવ સંતોના ચરણ આગળ સમર્પિત કરી દે છે તેમને મળવાને સારૂ દેવ પોતાની જાતેજ ચાલ્યા આવે છે. તુકારામ કહે છે કે, સંતોની સેવા કરવી એ તો મારા કુળનો પેઢી દર પેઢીથી ચાલ્યો આવેલો રિવાજ છે.

૨૦૩૯–અલ્યા ભાઈ! તારા દહાડા બધા વ્યર્થજ વહી જાય છે. આવું હોવા છતાં તું વચમાં વચમાં શું નકામું બોલતો ફરે છે? કાળ તો તારી બાબત ભારે અહંતા ધારણ કરીને બેઠેલો છે. આખરે જ્યારે તારો વખત આવી પહોંચશે ત્યારે તે તને એક ઘડીપળની પણ રાહત આપવાનો નથી. અલ્યા ભાઈ! જો તારા વાળ એક વાર કાળા હતા, તે હવે પાકીને ધોળા થઇ ગયા. તારા કાન અને તારી આંખો હવે પહેલાંની માફક સાંભળવાનું અને જોવાનું કામ બરાબર બજાવી શકતાં નથી; તેમ છતાં પણ હજી તને સાન કેમ નથી આવતી? જો તારે તારૂં પોતાનું હિત સાધી લેવુંજ હોય અને તે કામ કરવા તું સ્વતંત્ર છે; તોપણ જાણી જોઇ-

ને આખરે તારા મોઢા ઉપર શાં માટે ધૂળ નંખાવે છે? આ શરીર-ને એક દિવસ છોડી દેવુંજ પડશે તે તું જાણે છે અને તારા ઘરનો પાયો હાલી ગયો છે તે તરફ લક્ષ ન આપતાં તું ખડકનો થર આવે ત્યાંસુધી ઊંડો પાયો ખોદીને ઘર બાંધવાનો પ્રયત્ન કરતો જાય છે તે તને શોભે છે ખરૂં ? તુકારામ કહે છે કે,તું પંઢરીરાયને શરણે જવામાં વિલંબ ન કરતાં ઝટઝટ તેમની પાસે દોડી જા.

૨૦૪૦–ઓ મારાં મા ને બાપ! હવે આ મારા પાપનું પ્રાય-શ્ચિત્ત તુંજ કરાવ. મેં તમામ દુર્જનોનું ખૂબ અપમાન કર્યું તેનું મને કદાચ પાપ લાગ્યું હશે; એટલા માટે એ આભડછેટનું તું નિવારણ કર. વળી તારા પ્રેમરસનું મને પાન કરાવ અને મારા હૃદયની અંદર તું વાસો કર. તુકારામ કહે છે કે, હે પાંડુરંગ! તુંજ મારા જીવનો એક માત્ર આપ્તજન છે, એટલા માટે મેં હમણાં જે કહ્યું તે તું કર.

૨૦૪૧–અરે નારાયણ! તું તો તારી જાતને સાચવીને કામ કરે એવો છે. તું બોલાવતાંને વાર કેમ મારી આગળ આવીને ઊભો રહેતો નથી? મને છોડાવવાનું સામર્થ્ય તો તારામાં છે છતાં તું આવો રેઢિયાળ જેવો કેમ બની જાય છે? હું જ્યારે નરકમાં જઈ પડીશ ત્યારે તારા હાથમાં શું આવશે? તુકારામ કહે છે કે, હે કાનોબા નારાયણ! તું ક્રિયાનષ્ટ થઈ ગયો લાગે છે.

૨૦૪૨–હે દેવ! તારા પગ મને આપ અને મારૂં માથું તું લે, આવું સાટું કરવાનું તું મને વચન આપ. જોવા જઇએ તો એમાં કશીજ વિસાત નથી, પણ જેની સાથે તું આવું સાટું કરે તેનું ભાગ્ય બહુ મોટું કહેવાય. આ સાધન ઘણું કિંમતી છે. એની બરોબરી કરી શકે એવું બીજું કોઈ છેજ નહિ. તુકારામ કહે છે કે, હે વિઠ્ઠલ! આ બાબતમાં હું મારા મનનું ધાર્યું કરવાનો છું, પણ તું મારૂં અપમાન કરતો નહિ.

૨૦૪૩–હરિનું સ્મરણ કરતાં કરતાં જે અન્નનું ભક્ષણ કરીએ તે અન્ન ઘણું પવિત્ર થઈ જાય છે. એવું ન કરતાં જેઓ વેઠિયાઓની પેઠે પોતાનાં પેટ ભરે છે તેઓ પેટ નથી ભરતા પણ ચામડાની પખાલ ભરે છે. જમતી વખતે બધો સમય જેઓ હરિચિંતન કરતાં કરતાં જમે છે તેમનુંજ ભોજન ખરેખરી તૃપ્તિ આપે છે એમ જાણવું. તુકારામ કહે છે કે, જેમણે વિઠ્ઠલના નામને અન્નની સાથે મેળવીને ભોજન કરવાનો સ્વાદ ચાખ્યો છે તેજ તે ભોજનની ખૂબી જાણે છે.

૨૦૪૪–હે પુરુષોત્તમ! (ઉપરના અભંગમાં જે ખૂબીનું વર્ણન કર્યું) તે તારા ચરણનોજ મહિમા છે. તારા ચરણને પ્રતાપે આંધળો હીરાની પરીક્ષા કરતો થઇ જાય છે અને મૂગો સ્પષ્ટ રીતે બોલતો થાય છે. હે મારા પંઢરીનાથ! કયું સામર્થ્ય તારામાં નથી? તુકારામ કહે છે કે, મારા જેવા મૂઢ અને જડને પણ તેં હાલતોચાલતો કરી દીધો છે!

૨૦૪૫–આપણું બળવાન પ્રારબ્ધ તેના સ્વભાવ મુજબ કાર્ય કર્યા કરે છે. આપણાં પાપકર્મ આપણને તેમની સત્તા વડે નરકમાં ખોસી દે છે. આપણે હાથે જે જે ખોટાં કામ થાય છે તે આપણાં હૃદયમાં ડંખ માર્યા કરે છે. તુકારામ કહે છે કે, હે દેવ! મારાથી તારી સેવા, તારૂં ભજન, એમાંનું કાંઇજ થયું નથી.

૨૦૪૬–કોઈવાર એવો પણ વખત આવી જાય કે ખાંધે ગાગર મૂકીને પાણી ભરવું પડે અને કોઈ વાર પલંગ ઉપર પોઢવાનો વખત પણ આવી જાય. જે વખતે જેવો પ્રસંગ આવી પડે તેને અનુકૂળ થઇને આચરણ કરવું જોઇએ. કોઈ દહાડો નાના પ્રકારનાં ઉત્તમ પકવાન્ન આરોગવાનાં આવી મળે તો કોઈ દહાડો સૂકો રોટલો ચાવવો પડે. કોઇ દહાડો ગાડીઘોડે ફરવાનો પ્રસંગ આવે તો કોઈ

દહાડો ટાંટિયા ઘસીને ચાલવું પડે અને પગમાં પગરખાં પણ ન હોય. કોઈવાર ઉત્તમોત્તમ વસ્ત્રો પહેરવાનાં મળે તો કોઇ દહાડો ફાટ્યાંતૂટ્યાં લૂગડાં વડે પણ કાયા ઢાંકવાનો વખત આવી ચઢે. કોઇ દહાડો સજ્જનની સંગતિનું સુખ મળે તો કોઇ દહાડો દુર્જનનો પણ મેળાપ થઈ જાય. તુકારામ કહે છે કે, એ રીતે સુખ અને દુઃખનું પ્રમાણ સરખેસરખું હોય છે.

૨૦૪૭–આ ભક્ત ઊંચ જાતિનો છે અને આ નીચ જાતિનો છે એવો વિચાર ભગવાન કદી કરતાજ નથી. તે તો ભક્તનો પોતાના તરફ ભાવ કેવો છે તે જુએ છે અને ભગવાનના પ્રતિ જેવો ભક્તનો ભાવ તે પ્રમાણે તેના તરફ વર્તવાને સારૂ તે તત્પર રહે છે. વિદુર જો કે દાસીપુત્ર હતા તોપણ ભગવાને તેના ઘરની કણકી ખાધી. વળી રાક્ષસના કુળમાં જન્મેલા પ્રહ્લાદનું ભગવાને રક્ષણ કર્યું. રોહિદાસ ચમારની પાસે ભગવાને ચામડાં રંગાવ્યાં. કબીરના કહેવાથી ભગવાને તેમનાં કપડાં વણી આપ્યાં. સજન કસાઇની દુકાને બેસીને ભગવાને માંસ વેચ્યું. સાવતા માળીની સાથે ભગવાને હાથમાં ખુરપી લઇને ઘાસ નીંદ્યું. નરહરિ સોનીને ઘેર જઇને ભગવાને મોઢામાં ફૂંકણી લઇને ફૂંકો મારી અને તેના વતી દાગીના ઘડ્યા. ચોખામેળાને ઘેર ભગવાને નરકના ટોપલા ઊંચક્યા. ધર્મા ભગતને ઘેર તેમણે પાણી ભર્યું અને વાસીદું વાળ્યું. નામદેવની શિષ્યા જનીને ઘેર તેમણે ઘડા વેચ્યા. નામદેવની સાથે ખાતાંપીતાં તેમને જરા પણ સંકોચ આવ્યો નહિ અને જ્ઞાનેશ્વરની ભીંત તેમણે પોતેજ ચલાવી. ભગવાને અર્જુનનો રથ હાંક્યો. સુદામાના પૌંઆ તેમણે આવી ખાધા. ગોવાળિયાઓને ઘેર તેમણે ગાયો ચારી અને બલિરાજાના દરવાજા આગળ તેના ચોકીદાર થઇને ઊભા રહ્યા. એકનાથનું દેવું તેમણે ચૂકવી આપ્યું અને અંબઋષિના ગર્ભવાસનું શોષણ કર્યું. મીરાંબાઇનો ઝેરનો પ્યાલો પોતે

પી ગયા અને દામાજી પંતની હૂંડીનું નાણું ચૂકવી આપવાને ભગવાન પોતે નીચ જાતિના મહાર બની ગયા. ગોરોબા કુંભારને ઘેર તેમણે માટીના ટોપલા ઊંચક્યા અને માટલાં ઘડ્યાં. નરસિંહ મહેતાની હૂંડી તેમણે પોતે ચૂકવી આપી. તુકારામ કહે છે કે, પુંડલીક ભક્તને ખાતર તે હજી ઊભા ને ઊભાજ રહ્યા છે.ભગવાનની આવી આવી હકીકતો કેવી ધન્યવાદ દેવા જેવી છે?

૨૦૪૮–હે દેવ! તું મને મળીશ એવી આશાનો મારા મનમાં ઉદય થયો છે તેથી કરીને હું રાતદહાડો તારી રાહ જોયા કરૂં છું. પૂર્ણિમાનો ચંદ્ર ચકોરનો જીવનદાતા હોવાથી ચકોર તેના ઉદયની રાહ જોતું બેસી રહે છે, તેમ હે દેવ! મારૂં મન તમારી વાટ જોયા કરે છે. દીવાળીના દહાડા આવે ત્યારે સાસરે રહેવા ગયેલી છોકરી પોતાના પિયરના તેડાના દિવસ ગણ્યા કરે છે અને પોતાનાં માબાપને મળવાને સારૂ ઉત્સુક થયા કરે છે તેવી રીતે હું પંઢરપુર જવાના રસ્તા તરફ તાકી તાકીને જોયા કરૂં છું. ભૂખ્યું થયેલું બાળક જેમ માને ધાવવાને સારૂ રડે તેમ મારી વિઠ્ઠલ માવડી ક્યારે આવે તેની હું પણ વાટ જોયા કરૂં છું. તુકારામ કહે છે કે, મને અતિશય ભૂખ લાગી છે એમ જાણીને તું દોડી આવ અને મને તારા શ્રીમુખનું દર્શન કરાવ.

૨૦૪૯–સંતો મારે ઘેર પધાર્યા, તેમણે મારા મસ્તક ઉપર તેમના ચરણ મૂક્યા અને તેમની કૃપાના પ્રસાદ વડે હું આ લોકમાં તેમજ પરલોકમાં માન્ય થવા પામ્યો છું. તેમના ચરણોને વંદન કરીને હું ત્યાં આગળ આળોટીશ. આજે મારી ઇચ્છા પૂર્ણ થઇ છે. અનેક જન્મોનાં મારાં પુણ્યો, મારાં સત્કર્મો આજે મને અનુકૂળ થઈ ગયાં છે. એ પુણ્યોના પ્રભાવેજ મને સંતોનાં દર્શન થયાં, મારૂં બધું શુભ થઇ ગયું, મારા સર્વ પ્રકારના મંગળનો

ઉદય થઇ ગયો. તુકારામ કહે છે કે, હે દેવ! હું કૃતકૃત્ય થઈ ગયો છું. મારાં તમામ કર્તવ્યકર્મોની સમાપ્તિ થઈ ગઇ છે. મને બીજી વાતની તો કાંઈ સમજણ પડતી નથી, પણ મેં જે સેવા કરેલી તેનું ફળ તો હું પ્રત્યક્ષ અનુભવી રહ્યો છું.

**૨૦૫૦**–હે દેવ ! મારા દેહના નિર્વાહને માટે મારે ઉદ્યોગ તો કરવો પડે છે અને તે હું કરી છૂટું છું, પણ મારૂં ચિત્ત અને મારો પ્રેમ તો તારા ચરણમાંજ સ્થિર થઈ ગયાં છે એ શું મારે તને કહેવું પડે ? તું પોતે એટલું સમજી શકતો નથી ? હું બધો વખત મારી આંખો વડે તારૂં રૂપ જોયા કરૂં છું અને મારા ઉપર લાગુ પડેલા પ્રપંચના આરોપનું હું સંપાદન કરતો રહું છું. પ્રપંચની અંદર મારે કાર્યકારણ પૂરતું ઇંદ્રિયોનું આવશ્યક નિયમન કરવું પડે છે, પણ મારી વાણી તો તારા ગુણાનુવાદજ ગાયા કરે છે. મારા મનમાં તારૂં દર્શન કરવાની તીવ્ર ઉત્કંઠા પેદા થયેલી હોવાથી મને વારંવાર એની એજ વાત સાંભર્યા કરે છે. ધનધાન્યાદિ સંપત્તિને પ્રાપ્ત કરવાનો લોભ મારા મનમાં હવે રહ્યો નથી. વેઠે પકડાયેલો વેઠિયો જેમ પોતાને માથે આવી પડેલું કામ કરે તેમ હું પણ મારો સંસારવ્યવહાર નિભાવું છું. મારૂં હૃદય અને મારા જીવનસૂત્રની દોરી જે તુંજ છે, તે તો તારી પાસેજ જઈ પહોંચ્યાં છે. તુકારામ કહે છે કે, મેં તો આવી જાતનું નિર્વાણ માની લીધું છે. મારો જીવ તારાથી જુદો છેજ નહિ.

**૨૦૫૧**–અરે ઓ મારાં છોકરાંઓ ! 'આ મારૂં, આ મારૂં' એવું તમે શા માટે નકામું બોલ બોલ કર્યા કરો છો ? જેમણે તમને જન્મ આપ્યો હતો તે માબાપ શું તમારાં વાસ્તવિક માબાપ છે એવું તમે ધારો છો ? અરે ભલા માણસ ! જેઓ ગયાં, મરી પરવાર્યાં, તેમને વિષે તું શા માટે કલ્પાંત કરે છે ? જે તારૂં નથી તેને

માટે નકામો શા માટે રાગડો તાણીને રડવા બેસે છે? આ કુટુંબ મારૂં છે એવું તું શા માટે માની લે છે? એમાંનું કોઈ તને યમ-દૂતના હાથમાંથી છોડાવનાર નથી. હું ઘણો બળવાન છું એવું માનીને તું શા સારૂ ફુલાય છે? તું મરી જઈશ અને ઠાઠડી ઉપર સૂઈશ ત્યારે તો તને બીજા લોકો ઊંચકી જશે ત્યારેજ તું મસાણે પહોંચીશ. તુકારામ કહે છે કે, તું આમાંના કોઈનો અર્થાત્ ધન, બળ, કુટુંબીઓ એ પૈકી કોઈના ઉપર આધાર ન રાખતાં વહેલો વહેલો પાંડુરંગને શરણે જા.

**૨૦૫૨**–હે કરુણાસાગર દેવ! હું હવે તારા નામનોજ પોકાર કર્યા કરૂં છું. હવે તું વહેલો વહેલો મારી પાસે આવ અને સંસારના દુઃખમાંથી મને મુક્ત કર. ઓ નારાયણ! તું મારા કાલાવાલા કાને ધરજે અને મારી ભીડ ભાંગવાને સારૂ ઉતાવળે પગલે ચાલ્યો આવજે. તારા સિવાય મને આગળપાછળ બધે અંધારૂં અંધારૂં દેખાય છે; એટલા માટે હું તારા ચરણોમાં શ્રદ્ધા રાખીને તારી આવ્યાની વાટ જોતો બેઠો છું. ઓ મારાં માબાપ! ઓ વિઠ્ઠલ! હવે તું મને દર્શન દેવામાં મોડું કરીશ નહિ. હવે તો ફક્ત તારાં દર્શન કરવાની એક આશા સિવાય બીજું કાંઈ મારી પાસે રહ્યું નથી. વિચાર કરીને જોતાં બીજું બધું મને શૂન્ય જેવું દેખાયું. તુકારામ કહે છે કે, હે દેવ! હવે તો તું મારા ઉપર કૃપા કર અને તારા સમચરણને હું મારી આંખો વડે નીરખું એવું કર.

**૨૦૫૩**–હું તો એવા જ્ઞાનીઓને માનતો નથી અને પંડિતોને પણ માનતો નથી. એ લોકોમાંથી પ્રત્યેકના મનમાં જુદોજુદો ભાવ હોય છે. તેઓ દેહમાં રહેલી ધાતુઓને અને દ્રવ્યરૂપી ધાતુઓને પ્રિય ગણે છે અને બીજાઓને ઉપદેશ દેતા ફરે છે. તેમનાં અંતઃકરણમાં પારમાર્થિક વિષય પ્રતિ લેશ માત્ર પણ પ્રેમ હોતો

નથી. હું તો એવાઓને યોગી પણ ન કહું અને હરિભક્ત પણ ન કહું; કારણકે તેઓમાંના જુદાજુદા માણસોની જુદાજુદા પ્રકારની દૃષ્ટિ હોય છે. તુકારામ કહે છે કે, હું તેમને બહારથી નમસ્કાર કરૂં છું, પણ મને તો જેમનું ચિત્ત શુદ્ધ હોય તેજ લોકો ગમે છે.

**૨૦૫૪**–હરિવિષયક ભાવ તો મનમાં હોય નહિ અને છતાં તે અક્કલના દુશ્મનો પથ્થરની, પિત્તળની અથવા અષ્ટધાતુની બનાવેલી મૂર્તિઓનું શું સમજીને પૂજન કરતા હશે? સઘળા પ્રકારની પારમાર્થિક સિદ્ધિમાં મુખ્ય જરૂરની વસ્તુ તો ભાવ છે–એક માત્ર ભાવજ છે અને મોક્ષનું સાધન પણ તેજ છે. અનેક લોકો આવુંજ કહી ગયા છે. જ્યારે તને વારંવાર વિષયભોગ કરવાનું સ્મરણ થયા કરે છે ત્યારે તું જપમાળા અને કંઠમાળા શાને તારે હાથે અને ગળે વળગાડતો ફરે છે? તારા પાંડિત્યનો જૂઠો બકબકાટ શા સારૂ કરે છે? કારણકે એમ કરવાથી તો ઊલટું તારૂં અભિમાન વધશે. જ્યારે તારા અંતઃકરણમાં મેલી અને પાપી બુદ્ધિ છે ત્યારે તારા ગાયનવિદ્યાના કૌશલ્ય વડે તારૂં શું વળવાનું છે? તુકારામ કહે છે કે, જ્યારે તેં ભાવસહિત દેવની સેવા તો કરી નથી ત્યારે શું તું દેવને વહાલો લાગવાનો હતો?

**૨૦૫૫**–અંતઃકરણને મધુર લાગે એવું જે શ્રીહરિનું રૂપ તેનેજ તું તારા મનમાં પ્રેમથી ધારણ કરી રાખજે. બીજીત્રીજી સંઘટનાઓ વડે મનોભંગ કરનારા ગુણદોષ હૃદયની અંદર પેદા થાય છે. યોગ્ય જ્ઞાનકળામાં સૌને સમજ પડે નહિ. તુકારામ કહે છે કે, હરિવિષયક ભાવનો અભાવ એજ પતનનું કારણ છે.

**૨૦૫૬**–જે જે ભાવ સહિત પથ્થરને દેવ માની તેની સેવા જે કોઈ કરે તેને તેના ભાવને અનુસરતું ફળ મળે છે; એટલા માટે ભાવનું રક્ષણ કરવું એ ઉત્તમ છે. તેમાં આંતરો પાડનારાં અનેક

જાતનાં વિઘ્ન આવી પડે છે. દેવની પ્રાપ્તિ ભાવ વડેજ થાય છે અને જે ભક્તનો જેવો પ્રેમ અને જેવી ઇચ્છા તે બધું દેવ જાણે છે અને ગ્રહણ કરે છે. તુકારામ કહે છે કે, જે જાતનું ઝાડ હોય તેને તેવાં ફળ લાગવાંજ જોઇએ.

૨૦૫૭–તમે સંતજનો દેવપણાનો ભાર મારા માથા ઉપર શા સારૂ મૂકો છો ? એક નારાયણજ નાના પ્રકારનું ચાતુર્ય કરીને અને નાના પ્રકારની કળાઓના ખેલન વડે આ આખી ભૌતિક સૃષ્ટિને નચાવ્યા કરે છે. સમુદ્ર ઓળંગીને લંકા જતી વખતે જ્યારે ભગવાને સમુદ્રના ઉપર પથ્થરનો સેતુ બાંધ્યો તે વખતે સોટા મોટા પથરા પાણી ઉપર તરી ઊઠ્યા તે શું વાનરોની શક્તિથી તર્યા હતા? તુકારામ કહે છે કે, કોઇ પણ નિમિત્તને આગળ કરીને તેદ્વારા તમામ જડ પદાર્થો પણ સચેતન છે એવું ભગવાન આપણને બતાવે છે.

૨૦૫૮–હે સંતો! તમારે ચરણે પ્રણામ કરવા એજ મારી કુલ સંપત્તિ છે. તમને સ્તુતિનાં વચનો ગમે છેજ ક્યારે? તોપણ હું જે તમારી સાથે વ્યવહાર કરૂં છું તે તો હું એક પ્રકારનું કૌતુકમાત્ર કરૂં છું; કારણકે હું તમારાં લાડકવાયાં બાળકોમાં સૌથી નાનો છું. તમ સંતોને કશી વાતનો અભાવ હોતો નથી એ તો સૌ જાણે છે. તુકારામ કહે છે કે, આજ મારી યોગ્ય સેવા છે. એના ખરાખોટાપણાની બાબતમાં તમારે કશી ચર્ચામાં પડવુંજ નહિ.

૨૦૫૯–હે કૃપાવંત! મારા મોઢામાંથી જે જે બોલ નીકળે તે જાણે ફૂલ વરસતાં હોય તેમ તે સંતોને સમર્પણ થઈ જાય એવી વાણી તું મારે મોઢેથી બોલાવજે. હે પાંડુરંગ! મારા ઉપર જ્યારે જ્યારે કોઈ સંકટ આવી પડે છે ત્યારેત્યારે હું તનેજ મારી મદદે બોલાવું છું અને મારો બધો ભાર તારા ઉપર નાખી દઉં છું. મારા ચિત્તને તારા ચરણ આગળ સમર્પિત કરી દઇને હું તો તરી ગયો

છું.તુકારામ કહે છે કે, મેં મારી કાયા, મારી વાણી અને મારૂં મન એ ત્રણેને તમારા ચરણ આગળ ઠાલવી દીધાં છે; અને ત્યાંજ મારાં બધાં કર્તવ્યોની સમાપ્તિ થઈ ગઈ છે.

૨૦૬૦–હે સંતજનો! તમારા ચરણને વંદન કરવું એજ મારે સારૂ યોગ્ય કર્મ છે; કારણકે તમારા આશીર્વાદથી મારૂં સર્વ પ્રકારનું કલ્યાણ થનાર છે. તમે મારા ઉપર કૃપા કરી છે તેનો આનંદ મારા મનમાં સમાતો નથી. આવો ઉત્તર તમારા સંબંધમાં મારા મોઢામાંથી નીકળી પડે છે. અથવા તમારા હૃદયમાં મારે વાસ્તે એટલો બધો પ્રેમ અને એટલી બધી કૃપા છે કે મને મોટો બનાવવાને સારૂ તમારા મોઢામાંથી ઊલટા શબ્દો નીકળી જાય છે. મારૂં કામ તો તમારા ઉચ્છિષ્ટ અન્નનું ભોજન કરવાનું અને તમારા આંગણામાં ઝાડું ફેરવીને એંઠવાડ સાંભરી લઇને તેને બહાર ફેંકી આવવાનું છે; પણ જે કરવાથી તમારા ચરણને આલિંગન દેવાનું સુખ મળે એવાં પુણ્ય મેં સંચિત કર્યાં નથી. તુકારામ કહે છે કે, મારા ચિત્તમાં હમેશાં દેવનું સ્મરણ થયા કરે એવી કૃપા તમે સંતોએ મારા ઉપર કરી છે.

૨૦૬૧–મા પોતાનાં છોકરાંના રૂપની અને તેમના ગુણની વાતો કરતાં કદી ધરાય છે ખરી? વળી છોકરાં કોઇ વસ્તુને માટે હઠ કરે તો તે પણ તેમને આપીને તેમને રાજી કરે છે કે નહિ? પોતાનાં બાળકોની સેવાચાકરી પણ મા કરે છે કે નહિ? અને તેમ કરતાં તેને પોતાને સુખ થાય છે કે નહિ? છોકરૂં કદાચ મેલું અથવા ગંદું હોય તોપણ મા તેનાથી સુગાતી નથી પણ તેને પોતાને હાથે ઊંચકીને ગળે વળગાડે છે. મા પોતાને હાથેજ છોકરાંને ઘરેણાં વગેરે પહેરાવે છે અને પછી તેમને જોઇને પોતે મનમાં ઘણી પ્રસન્ન થાય છે. તુકારામ કહે છે કે, હે સંતો! તમારી સ્તુતિ કરવા જેટલી મારામાં

યોગ્યતા તો નથી જ, પણ ગમે તેવો પણ હું તમારો સેવક છું તેથી ફરીને મારી લાજ તમને વધારે છે.

૨૦૬૨–મારા 'હું'પણાના ઉપર મોટો પથ્થર પડો અને મારાં દાંભિકપણાથી ભરેલાં ભૂષણો વડે મને જે કીર્તિ પ્રાપ્ત થઈ છે તેને આગ લાગો; કારણકે મારે નામે તો પાર વિનાનાં પાપ જમા થયાં છે અને દુઃખના પહાડના પહાડ મારા ઉપર તૂટી પડ્યા છે અને તેનો ક્લેશ હું ભોગવું છું. તેમ થવાથી તો પૃથ્વીને પણ હું ભારરૂપ થઈ ગયો છું. મને એટલી શરમ આવે છે કે કાંઈ કહેવાની વાતજ નહિ. મારાં દુઃખની કથા સાંભળીને પથ્થર પણ પીગળી જાય. સારાં સ્ત્રીપુરુષોને મારૂં મોઢું પણ જોવું ગમતું નથી. મારાં મન, વાણી અને શરીર વડે, મારા હાથપગ વડે અને મારાં આ ચર્મચક્ષુ વડે ન કરવા જેવાં કામ થયા કરે છે. પારકાની નિંદા, બીજાનો દ્વેષ, વિશ્વાસઘાત અને વ્યભિચાર ઇત્યાદિ બધાંજ અપલક્ષણ મારામાં ભેગાં થયાં છે. અરે! બીજાં પણ ઘણાંય છે પણ તે બધાંને ગણાવતાં ક્યાં પાર આવે? દ્રવ્યના મદ વડે હું ઉન્મત્ત બની ગયો અને તેનો એક મહાન દોષ મને લાગુ પડયો છે. મારે બે સ્ત્રીઓ છે પણ તેમની વચ્ચે ભેદાભેદ તો રોજ ચાલ્યાજ કરે છે. મેં મારા પિતાની આજ્ઞાનો ભંગ કર્યો. હું અવિચારી, કુટિલ, દુરાચારી, તકરારી અને નિંદાપાત્ર થઈ ચૂક્યો. મારામાં એટલા બધા અવગુણ ભર્યા છે કે તેમને ગણાવવા જતાં જીભ દૂખવા આવે અને મન કંપી ઊઠે. મારામાં પ્રાણીઓ પ્રતિ દયા નથી અને બીજાના ઉપર મેં કદી ઉપકાર કર્યો નથી. મારા બોલમાં સ્થિરતા નથી. વિષયભોગ કરવામાં હું એટલો બધો લંપટ થઈ ગયો છું કે તેનું વર્ણન કરવા જાઉં તો મારી વાણી કુંઠિત થઈ જાય. તુકારામ કહે છે કે, હે સંત મહાનુભાવો! હું અવિચારી છું, અવગુણી છું. હું ઉપરાઉપરી થોકેથોક પાપનો સંચય કરતો જાઉં છું. આ હું જે કહું

છું તે તમે સાંભળજો. એટલા માટે ઓ મારાં માબાપ! હું તમારો શરણાગત થયો છું. મને પાંડુરંગ પોતાનો માને અને મારા ઉપર પ્રીતિ દાખવે એવું કાંઈક તમે કરો.

૨૦૬૩–દેહાત્મભાવનો જેના વડે નાશ થઈ જાય એવા પ્રેમનું દાન દેવની બક્ષિસ છે. એવો પ્રેમ મેળવવા જે ભાગ્યશાળી થાય છે તેનું મન હરિચિંતન કરવામાં એવું નિમગ્ન થઇ જાય છે કે તેમને દેશકાળનું ભાનજ રહેતું નથી. આજ કોટિના હરિભક્તોને મુક્ત થયેલા જાણવા. તેઓને લજ્જાનો સ્પર્શ થતો નથી અને હરિનામ તથા હરિની કીર્તિ એ બે વડે તેમનાં અંતઃકરણ છલોછલ ભરાઈ ગયેલાં હોય છે. તેઓ બધો વખત ઇશ્વરનાં ગીત ગાય છે અને તેમાં તેઓ મસ્ત રહે છે. હરિના ભક્તો આવા ભાગ્યવાન છે. તેમણે મનુષ્યજન્મ ધારણ કર્યો ત્યારથીજ તેઓ હરિના દાસ થયા હોય છે.તેથી કરીને તેમણે અવિનાશી પદની પ્રાપ્તિ કરીજ લીધેલી છે અને પરબ્રહ્મમાં નિમગ્ન બનીને પરમાનંદમાં કાળ વ્યતીત કરે છે. તેમનો પુનર્જન્મ તો સંભવેજ નહિ. તુકારામ કહે છે કે,જેના વડે ખરેખરૂં પુણ્ય પ્રાપ્ત થાય છે એવા હરિનામનો જપ કરવાનો તેમણે પોતાના મનમાં સંકલ્પ કર્યો હોય છે. એવા હરિભકતોના ગામના ભણી પાપ નજર પણ કરી શકતું નથી, તો પછી તેમનાં મનમાં પાપનો પ્રવેશ થવાની તો વાતજ કેવી ?

૨૦૬૪–લોકોની આગળ જે કોઈ એવું કહેતા હોય કે અમને દેવનાં દર્શન થયાં છે તેમને લબાડ લોકાના શિરોમણિ જાણવા.જેમનાં મનમાં આવું અભિમાન હશે તેઓ ભવસમુદ્રમાં પોતે ડૂબી મરશે અને બીજાઓને પણ ડુબાડી મારશે. આવા લોકોના ઉપદેશથી સંસારનાં બંધનોનું છેદન થાયજ કેવી રીતે ? વળી જેઓ લોકોને એવું કહેતા ફરે છે કે અમેજ દેવ છીએ તેમના જેવા મૂઢ તો આખી

દુનિયામાં શોધ્યા ન જડે. તુકારામ કહે છે કે, આ લોકો બીજા લોકોનું કહેણુ તો માનેજ શાના ? શ્રેષ્ઠ પુરુષો જે કાંઇ કહી ગયા છે તે પણ સાંભળતા નથી.

**૨૦૬૫**–જે પોતેજ દેવ થઈ ગયો હોય છે તેને તો આખું જગત દેવરૂપ દેખાય છે. જેઓ આવા ન હોય તેમના ઉદ્‌ગાર બીજાઓના મનનું રંજન કરે એવા મૂર્ખલોકોના બોલવાના જેવા સમજવા. જેઓ પોતે તૃપ્ત થઇ ગયા હોય છે તેમને બીજાની ભૂખતરશનું ભાન હોતું નથી. પોતે જેવા સુખી હોય છે તેવા બીજા લોકો પણ સુખી છે એવું લોકો માની લે છે. તુકારામ કહે છે કે, જે ખરેખરૂં જરૂરનું છે તે તો દેવનો અનુભવ છે. જેને અનુભવ ન હોય તેના લૂખા શબ્દોનું ગૌરવ કરવાથી કશોજ અર્થ સરતો નથી.

**૨૦૬૬**–હે કથા સાંભળવાઃઆવેલા લોકો ! તમે હરિકથા સાંભળવાને બેઠા છો તે બેસીજ રહેજો; ઊઠી જશો નહિ. આ કથા ભગવાન પાંડુરંગને એવી પ્રિય લાગી ગઇ છે કે તેઓ પણ અહીં આવીને ઊભા રહ્યા છે. માટે તમે કોઇ ઊઠી જતા નહિ. જેમને ભવસાગરને ઓળંગીને તેની પેલી બાજુએ ચાલ્યા જવાની ઇચ્છા હોય તેમણે આ હરિકથાના સ્થાનમાં ઘણી પ્રીતિ રાખીને બેસવું અને જે કહેવામાં આવે તે ધીરજ રાખીને લક્ષપૂર્વક સાંભળવું. કથા પૂરી થતા પહેલાં ઊઠીને ઊભા થવું નહિ. કથા થતી હોય તે વખતે બીજાઓની સાથે જરાપણ વાતચીત કરવી નહિ; કારણકે દેવનું અને તેમના ભક્તોનું બરાબર એકચિત્ત થઈ ગયું હોય છે તેથી કરીને તમારી વાતચીતથી તેમની એકાગ્રતામાં અને રસમાં ભંગ થઈ જાય છે. વૈષ્ણવોનું પૂજનઃશા માટે કરવું એવું જો કોઇ મને પૂછે અને તે માણસ જો મારૂં કહેણુ ભાવપૂર્વક સાંભળીને ગ્રહણ કરવા તૈયાર હોય તો તેને હું શું કહું તે તમે સાંભળો. વૈષ્ણવોની ચરણરજને

માટે તો સદાશિવે પોતાનું મસ્તક આગળ ધરેલું, એટલા માટે વૈષ્ણવોને શ્રેષ્ઠ સમજીને તેમનું પૂજન કરવું. જે દેવે આખું બ્રહ્માંડ ઉત્પન્ન કર્યું છે અને છતાં તેનાથી પોતે અલિપ્ત રહ્યા છે એવા સમર્થ દેવ પણ વૈષ્ણવોની આજ્ઞાને અધીન બની જાય છે એ વાતમાં તમારે લેશમાત્ર શંકા કરવી નહિ. તુકારામ કહે છે કે, એવા વૈષ્ણવો જ્યાં રહેતા હોય તે સ્થાનને હું વંદન કરૂં છું, ત્યાં આળોટવા ઇચ્છું છું અને સંતોના પગ ધોઇને તેમના ચરણોદકને તીર્થ સમજીને હું તેને માથે ચઢાવું છું.

૨૦૧૭–જેનો મને પોતાને અનુભવ છે તેજ વાત હું લોકોની આગળ કહું છું. હું જે કહું છું તેને કોઇએ પોકળ અને વ્યર્થ ન સમજવું. અસલના મૂળ સત્યદ્વારા મારા અંતઃકરણમાં જ્ઞાન ઉત્પન્ન થયું છે. મારા શબ્દો કસોટીએ ચઢાવેલા તદ્દન સાચા અને રસથી ભરેલા છે એવું સિદ્ધ કરીને ખાતરી કર્યા પછી હું તે તમારી આગળ રજૂ કરૂં છું. તુકારામ કહે છે કે, હું તમને જે કહું છું તે સિવાય તમારે બીજું કાંઇજ કરવાનું નથી એવી હું તમારી આગળ પ્રતિજ્ઞા કરૂં છું. હું જે કહું છું તેટલુંજ કરશો તો તમને દેવની પ્રાપ્તિ થશેજ.

૨૦૧૮–પરમાત્માની સાધના કરનારા સાધકે પ્રથમ ઉદાસીન ભાવ કેળવવો જોઇએ અને તેને અંદરની કે બહારની કોઈ પણ પ્રકારની ઉપાધિ ન હોવી જોઇએ. તેણે સંસારની અંદર આસક્ત થવું નહિ, નિદ્રાને જીતવી અને અલ્પ આહાર કરવો. પોતાના પ્રાણના ઉપર સંકટ આવી પડ્યું હોય તોપણ સ્ત્રીની સાથે એકાંતમાં સંભાષણ કરવું નહિ. તુકારામ કહે છે કે, જે કોઇ આટલી બાબતો અમલમાં મૂકીને સાધના કરશે તેના ઉપર ગુરુની કૃપા થશે અને તેને હરિના સ્વરૂપજ્ઞાનનો લાભ થઈ જશે.

૨૦૬૯—શરૂઆતમાં અંતઃકરણની અંદર રહેલો સ્વરૂપનો પ્રકાશ જે અજ્ઞાનથી ઢંકાઇ ગયો હતો તે હવે પ્રકટ થઈ ગયો છે. તેનાથી મને એટલો આનંદ આનંદ થઇ ગયો છે કે, તે આખાં બ્રહ્માંડમાં પણ સમાતો નથી.મને જે સુખ થાય છે તેની ઉપમા આપવા જેવું આ દુનિયામાં તો બીજું કાંઈ છેજ નહિ. જે દેવ નિર્ગુણરૂપે હતા તેમનું મારા એકનિષ્ઠ ભાવ વડે મથન કરીને મેં તેમને સગુણ સ્થિતિમાં આણી દીધા છે અને ઇંટના ઉપર મારી સામે સાક્ષાત્ ઊભા રાખ્યા છે. તુકારામ કહે છે કે, પંઢરપુર એજ મારે મન બ્રહ્માંડ છે અને ત્યાં પ્રેમનો પુષ્કળ ભંડાર ભર્યો પડ્યો છે.

૨૦૭૦—અલ્યા ઓ દેવ ! જ્યારે મારૂં ચિત્ત તારા ચરણમાં ચોટતું તો છે નહિ ત્યારે તેં મને આ સંસારમાં જન્મ આપ્યોજ શા માટે? તારો નિત્યનવીન પ્રેમ મારા હૃદયમાં પ્રકટ થતો નથી ત્યારે તેં મને પેદા શા સારૂ કર્યો ? તારા નામસ્મરણ વિના મારી વાણીની અપવિત્ર અને અમંગળ અવસ્થા થઇ ગઈ છે ત્યારે મારા જેવા ચાંડાળને તેં ઉત્પન્ન કર્યોજ શું કરવા ? તુકારામ કહે છે કે, જો વિઠ્ઠલ મારા સખા-થાય નહિ તો મારા આ શરીરને આગ લાગો—મારા શરીરને આગ લાગો.

૨૦૭૧—જેનું જેવું પ્રારબ્ધકર્મ તેને તેટલું દ્રવ્ય મળી રહે છે અને સંસારમાં સન્માન પણ તેટલાજ પ્રમાણમાં મળે છે. અરે મારા મન ! તું પંઢરીનાથનું ભજન કર. એ સિવાય બીજી વ્યર્થ તૃષ્ણા રાખીશ નહિ. આપણને સુખદુઃખની પ્રાપ્તિ થવી એ પ્રારબ્ધ-કર્મને અધીન છે. તુકારામ કહે છે કે, જેવું આપણું પ્રારબ્ધકર્મ હશે તેવી રીતે આપણો નિર્વાહ થયા કરશે. એ બાબત હું કોઇની ખાલી ખુશામત શા માટે કરૂં ?

૨૦૭૨—મારી જાતિ તો મૂળથીજ નીચ અને તેમાં વળી સંતો-

એ મને મોટો બનાવી દીધો. તેથી કરીને મારૂં સર્વસ્વ હરણ કરનારો ગર્વ મારા મનમાં આવી ગયો હોય એવું મને લાગે છે. જાણે બધાજ ગાંડા અને હું એકલોજ ડાહ્યો એવું મને સમજાવા માંડયું છે. તુકારામ કહે છે કે, હે પંઢરીરાય! હવે હું ખરેખર માર્યોજ જવાનો એમ જાણીને તું મારૂં રક્ષણ કર—અરે! તું મારૂં રક્ષણ કર.

**૨૦૭૩**—જો માજ પોતાના બાળકનું ગળું કાપવા તૈયાર થાય તો પછી તેને કોણ બચાવવાનું હતું? હે નારાયણ! તું આટલી વાત કેમ સમજી જતો નથી અને મારા જેવા ગરીબને શા માટે નકામો કાયર કરે છે? કોઇ માણસ વનવગડામાં ભૂલો પડ્યો હોય અને તે મદદને માટે બૂમો પાડતો હોય ત્યારે તેની મદદે આવેલો માણુસજ જો તેને લૂંટવા મંડે તો પછી બાકીજ શી રહી? પૃથ્વીનું પાલન કરનારો રાજાજ જો પ્રજાનું સર્વસ્વ લૂંટી લે તો પછી તે પ્રજાના દુઃખનું બીજો કોણ નિવારણ કરનારો હતો? હે દેવ! મારૂં મન ઘણું ચંચળ છે તેને તમે સ્થિર નહિ કરો ત્યાંસુધી તે મારા કાબૂમાં આવનાર નથી. તુકારામ કહે છે કે, હે હરિ! આખા બ્રહ્માંડનું નિયમન કરવાની લગામ તમારા હાથમાં છે.

**૨૦૭૪**—મને મધુર સ્વરયુક્ત ગાતાં આવડતું નથી, પણ મારાથી જેવું ગાઈ શકાય તેવું ગાઇને હું હરિકીર્તન કરૂં છું અને મારા મનથી પાંડુરંગનું શરણ લઉં છું. જે દેવ અખિલબ્રહ્માંડનો સ્વામી છે તેનો હું સેવક થયો છું એટલે હવે મારે યમદૂત અથવા કાળની બીકજ કેવી? તેઓ મને શું કરી શકવાના છે? જેના નામના પ્રતાપે વ્યભિચારનો વાંધો કરનારી વેશ્યાનો અને સર્વ પ્રકારના પાપના ભંડાર સમાન અજામિલનો ઉદ્ધાર થઈ ગયો; કેમકે પોતાના નામની પ્રતિષ્ઠાને ખાતર દેવને તેમનો ઉદ્ધાર કરવો પડ્યો ત્યારે મારે હવે

ફિકર શી છે? અહલ્યા શાપને લીધે પથ્થર બની ગઇ હતી. દેવની ચરણરજનો સ્પર્શ થતાંને વારજ તેનો ઉદ્ધાર થઈગયો અને કુબ્જા નામની દાસી જે ઘણી કદરૂપી હતી તેને દેવે સુંદર બનાવી દીધી. તુકારામ કહે છે કે, હિરણ્યાક્ષ નામનો દૈત્ય પૃથ્વીને પાતાળમાં ઘસડી ગયો હતો તેને મારીને દેવે પૃથ્વીનું રક્ષણ કર્યું, તો પછી મારો ઉદ્ધાર કરવો એ તો તેને મન એક રમત છે.

**૨૦૭૫**–જેમ નાનાં છોકરાં ગાજરની પિપૂડી બનાવીને થોડીક વાર તો તેને વગાડે છે અને પછી તેને ચાવી ખાય છે, તેમ સાધુ-પણાનો ઉપર ઉપરથી વેશ ધારણ કરનારા આજકાલ નવા સાધુ-ઓ પાકયા છે. જો તેમને પોતાના દેહનું રક્ષણ કરવામાંજ મન પરોવી રાખવું હતું તો તેઓ સાધુ શું કરવા થયા અને મોટાં મોટાં થોથાં શું કરવા ભણ્યા? તેમનામાં જ્ઞાન થોડું અને અભિ-માન ઘણું એવું તેમનું થયું છે. તુકારામ કહે છે કે, જે કોઈ આવા નફ્ટ ઠગ હોય તેમનાં મોઢાંજ ભાંગી નાખવાં.

**૨૦૭૬**–કોઈ કોઇ લોક પોતાને પરાયું ધન મળે અને પર-સ્ત્રીનો ભોગ કરવાની તક મળે એવી ઇચ્છા રાખીને અનુષ્ઠાન કર-વાના બહાના હેઠળ નાક પકડીને બેસી રહે છે. આવા ગધેડાઓ જ્ઞાનનો બોજો નકામોજ વહેતા ફરે છે અને તેમનાં કૃત્યો જોઇને તો કહેવું પડે છે કે, તેમના ઉપર આગ પડજો. ક્રોધરૂપી ભંગિયા-એ તેમના મનને બધો વખત અભડાવી માર્યું છે અને છતાં તેઓ બહારથી પવિત્રતાનો ઢોંગ કરવામાં કચાશ નથી રાખતા. તુકારામ કહે છે કે, તેમનાં અંતઃકરણમાં મૂળમાં ભાવ તો હોતોજ નથી; ફક્ત લોકોને બતાવવા પૂરતોજ સાધુપણાનો બાહ્યવેશ ધારણ કરીને તેઓ દુનિયાને ઠગે છે.

**૨૦૭૭**–આખે શરીરે દ્વાદશ તિલકનાં ચિતરામણ ચીતરે,

માથે લાંબો ટોપો પહેરે અને લોકોને બતલાવે કે જુઓ, આખી દુનિયામાં ગોસ્વામી તો એકલો હુંજ છું. તેમનાં હૃદયમાં જોઇએ તેટલા વિષય ભર્યા પડ્યા છે અને બહારથી સાધુપણાનો સાજ સજીને ધર્મની દુકાન માંડે છે. પોતાને લોકો સંતમહાત્મા માને તે સારૂ તેઓ પોતાના શરીર ઉપર મુદ્રાઓ (છાપ) છપાવે છે. તુકારામ કહે છે કે, આવા કેટલાય લોકો નરકમાં ગયા અને તેમની પાછળ બીજા પણ જશે.

૨૦૭૮–આખો દિવસ ચલમોમાં અથવા હુક્કામાં તમાકુ ભરતા જવું અને ફૂંકતા જવું એજ કલિયુગના સંતો ધંધો લઈ બેઠા છે. તેમણે સ્નાનસંધ્યાદિ સદાચારને નેવે મૂક્યાં છે અને તેની જગ્યાએ ભાંગગાંજો પીવાનું લઇ બેઠા છે. ભાંગ લસોટીને પીવી અથવા ભાંગની સૂકી ફાકી મારવી એ તેમનું મુખ્ય સાધન છે. દારૂ પીતાં પણ તેઓ શીખી ગયા છે. તુકારામ કહે છે કે, આ બધા ઢોંગી લોકો છે; તેમની પાસે પાંડુરંગ હોયજ શી રીતે?

૨૦૭૯–જે સ્ત્રીને છિનાળું કરવાની આદત પડી ગઇ હોય તેને કોઇ ગમે તેટલી શિખામણ દે પણ તેની પેલી સ્ત્રીના મન ઉપર કશી અસર થતી નથી. તે પોતાના ધણીને ઘેર રહેતી હોય કે પિયેર રહેતી હોય, ગમે ત્યાં રહેતી હોય પણ તેના મનમાં વિચાર તો વ્યભિચારના આવ્યા કરે છે. તે પોતાના ધણીની જોડે સૂતી હોય તોપણ તેનું મન તો પરપુરુષના ધ્યાનમાંજ લાગેલું હોય છે. તુકારામ કહે છે કે, જે સ્ત્રી ચારિત્ર્યવતી હોય છે તે તો ધૂળ ખાઇને પણ પોતાના શિલનું રક્ષણ કરે છે.

૨૦૮૦–હે દેવ! આંધળાના હાથમાંથી તેની લાકડી ખૂંચવી લેવી અને પછી તેને પહાડ ઉપરથી હડસેલો મારીને પાડી નાખવો એ કામ સારૂં કહેવાય કે? એવું કામ આંખે જોયું જાય ખરૂં કે?

મને આ સવાલનો જવાબ આપો અને એવું કામ કરનારને કશો લાભ થાય છે અથવા તેનું કશું હિત સધાય છે તે કહો. અરે ઓ આંધળા! લે, આ સાકર, એમ કહીને આંધળાના હાથમાં માટીનું ઢેફું આપીને તેને બનાવવો એ યોગ્ય કહેવાય કે? તુકારામ કહે છે કે, તમે મારા પ્રત્યે આવુંજ વર્તન કરો છો.

૨૦૮૧–નાનાં છોકરાંના બોલ મીઠા લાગે છે. તેમના શબ્દોમાં કોઈ જાતનો છળપ્રપંચ નથી હોતો, તેમ કશું મહત્ત્વ પણ નથી હોતું; પરંતુ તે છતાં તેમના બોલ તેમનાં માબાપ ઘણા પ્રેમથી સાંભળીને મનમાં ખુશ થાય છે. ઓ વિઠોબા! મારી અને તારી વચ્ચે પણ તેવુંજ છે; કારણકે હું તારૂં નામ પ્રેમથી ગાઉં છું. બાળકના બોલ વાંકાચૂંકા હોય, બોબડાતોતડા હોય તોપણ તેમનાં માબાપ તો તે બોલ સાંભળીને મનમાં રાજી થાય છે. તુકારામ કહે છે કે, ઓ મારા જીવના જીવન! તું મારા જીવનો સખા છે. ત્યારે હવે જરા તારી દયાને પણ મારા પ્રતિ આવવા દેજે.

૨૦૮૨–મારામાં કયા કયા નઠારા ગુણ છે તે હું જાણું છું, પણ મારૂં મન મારા કહ્યામાં રહેતું નથી ત્યારે મારે કરવું શું? ત્યારે હે નારાયણ! તું 'કરુણાસિંધુ' એવું નામ ધારણ કરે છે, તેને જો તારે સાચું સાબિત કરવું હોય તો તું મારા મનની આડે આવીને ઊભો રહે. હું મારે મોઢેથી અમુક અમુક બોલું તો છું, પણ હું મારી ઇન્દ્રિયોને વશ થઇ ગયેલ હોવાથી મારૂં વર્તન મારી વાણીને અનુસરતું નથી. તુકારામ કહે છે કે, ઓ મારાં માબાપ! હું જેવો છું તેવો પણ તારો દાસ છું એવું જાણીને તું મને નિરાશ ન કરતો.

૨૦૮૩–જો કોઈની મોટાઈનું વર્ણન કરવું હોય તો એક વિઠોબાની મોટાઈનું વર્ણન કરવું. એ સિવાય બીજા કોઇ માણસના

ગુણ ગાવા નહિ. પૂર્વે મોટામોટા રાજાઓ થઈ ગયા છે અને તેમના સેવકો પણ ઘણાય હતા. તેઓ બધા જન્મ્યા, થોડો વખત જીવ્યા અને મરીને ચાલતા થઈ ગયા; પણ આખી દુનિયામાં તેમના નામનો જપ કરનાર એક પણ માણસ દીઠામાં આવતો નથી. પરંતુ ચારે વેદ અને છ શાસ્ત્ર હરિની કીર્તિનું વર્ણન કરે છે. જેનો કદી નાશ થતો નથી, જેનામાં કદી કશો ફેરફારજ ન થાય એવો જે અવિકારી અને અવિચળ છે તે નારાયણનુંજ ધ્યાન સદાકાળ મન વડે કરતા રહેવું. તુકારામ કહે છે કે, તમે જો તમારા ચિત્તમાં વિઠોબાનું ધ્યાન કરશો તો તમે જન્મમૃત્યુની પીડામાંથી છૂટી ગયાજ જાણજો.

૨૦૮૪–હે દેવ! હું માયાજાળમાં સપડાઈ ગયેલો હોવાથી મને તારૂં જ્ઞાન થવાનું નથી, ત્યારે મારે પેટે છોકરાંજ ન થાય એવું તું કરજે. વળી હે દેવ! જો હું ધનવાન થાઉં અને ધનને લીધે લોકોમાં ભાગ્યવાન ગણાઉં તો તેથી મારા જીવને એ બાબતની વધારે ફિકરચિંતા કરવી પડશે. તે વાસ્તે મને એવું સદ્‌ભાગ્ય તું આપીશજ નહિ. તુકારામ કહે છે કે, મને તો ખાસ્સો ફકીરજ બનાવજે કે જેથી કરીને રાતદહાડો હું મારે મોઢેથી તારૂં નામજ જપ્યા કરૂં.

૨૦૮૫–હે મનુષ્યો! તમે ન્યાય અને નીતિપૂર્વક વેપારરોજગાર કરજો અને તેમાંથી જે દ્રવ્ય તમારા હાથમાં આવે તેનો ઉદાસીન ભાવે વ્યય કરતા રહેજો. આવું કરવાથી તમને ઉત્તમ ગતિ પ્રાપ્ત થશે અને ઉત્તમ જાતિના મનુષ્યકુળમાં તમારો હવે પછીનો જન્મ થશે અને તમે ઉત્તમ ભોગને પામશો. જે મનુષ્ય બીજાના ઉપર નિત્ય ઉપકાર કરતો રહે છે, કોઈની નિંદા કરવામાં તો સમજતોજ નથી, પરસ્ત્રીને હમેશાં પોતાની બહેન અથવા માતા

તુલ્ય માને છે, ભૂત માત્રના પ્રતિ દયા રાખે છે, ગૌ વગેરે પશુઓનું પાલન કરે છે, તરસ્યા લોકોને સારૂ પરબ મંડાવે છે અથવા વાવ-કૂવા ખોદાવે છે, પોતાની વૃત્તિઓને શાંત રાખે છે, હરેક પ્રકારના દુરાચરણથી દૂર રહે છે અને પોતાના કરતાં જેઓ શ્રેષ્ઠ હોય તેમનું સન્માન કરે છે; તુકારામ કહે છે કે, આવોજ માણસ ઉત્તમ ગૃહસ્થાશ્રમી છે અને ગૃહસ્થાશ્રમમાં રહ્યાનું આજ મુખ્ય ફળ છે. પરમપદની પ્રાપ્તિ કરવામાં જે વૈરાગ્ય મુખ્ય સાધન ગણાય છે, તે વૈરાગ્ય પણ આજ.

૨૦૮૬–હરિનામનો ઉચ્ચાર કરતાની સાથેજ સર્વ પાપનો નાશ થઈ જાય છે અને ઉત્તમ ગતિ મળે છે. હરિનામનો ઉચ્ચાર સાંભળીને કળિકાળ થરથર કંપે છે. મોઢામાંથી ‘હરિ’ એવો ઉચ્ચાર કર્યો એટલે બધાજ ભોગ આવી મળે છે અને મુક્તિ પણ મળી જાય છે. એ નામોચ્ચારથી તમામ પ્રકારની ઉપાધિઓ અને ખટપટોનો નાશ થઈ જાય છે. હરિનામનો ઉચ્ચાર કરતાને વારજ સંસારનાં બંધનો તૂટી જાય છે. એ સિવાય બીજાં તપઅનુષ્ઠાન આદિ સાધનોથી કાંઇજ વળતું નથી, તેથી તેમને કરવાની કશી જરૂર નથી. તુકારામ કહે છે કે, હે મનુષ્યો! તમે ભાવપૂર્વક હરિનામનો જપ કરો એટલે યમ અને કાળ બેઉ તમારે શરણે આવી જશે.

૨૦૮૭–એક વિઠોબાને બાદ કરીને બીજા કોઇના ભણી જોવું નહિ અને આપણા મનને બીજા વિષયોમાં વહેંચી નાખવું નહિ. રાતદિવસ ચિત્તની અંદર વિઠોબાના ચરણનું ધ્યાન કર્યા કરવું. આવા જેઓ હરિના દાસ હોય છે તેઓ એક હરિને છોડીને બીજા કોઇની આગળ કાલાવાલા કરતા નથી. તુકારામ કહે છે કે, આવું કરવાથી વિઠોબાઈ માજ પોતાની કૃપાનું દાન દે છે.

૨૦૮૮-તમામ દેવતાઓનું જે દૈવત છે તેજ આ કીર્તન-સ્થળમાં ઊભેલા છે અને રસપૂર્વક કીર્તનશ્રવણ કરે છે. ઓ મારા પિતાઓ! તમે શુદ્ધભાવરૂપી ખરૂં માપ લઇને તમારાથી કીર્તનનો રસ જેટલો લૂંટાય તેટલો લૂંટી લેજો. શુક, નારદ આદિ ઘણા સંતોએ આજ રસ લૂંટ્યો હતો. તુકારામ કહે છે કે, મેં પણ એજ રસ લૂંટ્યો તેથી તો મને પાંડુરંગ સહાય થયા છે.

૨૦૮૯-અહો કૃપાળુ વિઠ્ઠલ! મને મળવા આવવામાં તું આટલું મોડું કેમ કરે છે? તેં શું મને કોઇના ભરોંસા ઉપર છોડી દીધો છે કે પછી તું મારે વિષે બેદરકાર બની ગયો છે? હવે મારે ક્યાં લગી ધીરજ રાખવી? મારા મનને પણ મારે ટાઢક કેવી રીતે આપવી? તુકારામ કહે છે કે,હે દેવ! મારો જીવ આ પ્રમાણે તારા કાલાવાલા કર્યા કરે છે.

૨૦૯૦-તુકો ગાંડો અને અવિચારી છે. તેને બડબડ કરવાની ટેવ છે. તેની વાણીને રામકૃષ્ણ હરિગોવિંદ એજ નામ ગાવાનો છંદ લાગી ગયો છે. તે એક પાંડુરંગ ઉપરજ શ્રદ્ધા રાખે છે. તેના સિવાય બીજા કોઇને તે દેવ માનતો નથી. પરમાત્મા સર્વત્ર છે એવું જ્ઞાન તેને તેના ગુરુએ બતાવ્યું છે અને તેનેજ તે પકડી બેઠો છે. તે કોઇનું કહેણુ કાને ધરતો નથી અને જ્યાં હરિકીર્તન થતું હોય ત્યાં નાગો થઇને નાચવા મંડે છે. કોઈ પણ જાતના ભોગવિલાસનો તેને બહુ કંટાળો છે. મનમાં આવે તે જગ્યાએ આનંદ સહિત આળોટવા લાગે છે. કોઈ તેને ઉપદેશ દેવા જાય તો તેનું કહેણુ ન સાંભળતાં વિઠ્ઠલ વિઠ્ઠલ બોલવા મંડે છે. તેના આવા સ્વભાવને લીધે લોકોએ ઘણીવાર તેનું અપમાન કર્યું પણ તોય તે ઉપર કહ્યા પ્રમાણે હજી કર્યાજ કરે છે. તુકારામ કહે છે કે, હે પંડિતો! આવા ગાંડિયા તુકાને તમે ઘૂંકી કાઢજો.

૨૦૯૧–જ્યાં સિંહસ્થનું પર્વ આવ્યું એટલે ગોદાવરીને કાંઠે તીર્થગોર અને હજામ બેઉ હાટડીઓ માંડીને બેસી જાય છે. અંતઃકરણમાં તો પાર વિનાનાં પાપના થર જામ્યા છે, પછી દાઢી અને માથું મૂંડાવ્યે તમારૂં શું વળવાનું હતું? આજે માથું મૂંડાવ્યું પણ કાલે પાછા નિમાળા ઊગવા લાગશે; ત્યારે મૂંડન કરાવીને તમે મેળવ્યું શું તે મને કહો. પાપ કાપવાનું રહસ્ય જાણો છો? તમે જે કાંઈ કરો છો તેના વડે તમારા અવગુણ લેશમાત્ર ઓછા થતા નથી. તુકારામ કહે છે કે, શ્રદ્ધાપૂર્વક હરિની ભક્તિ કર્યા સિવાય બીજું બધુંજ કેવળ શ્રમદાયક છે.

૨૦૯૨–હે દેવ! હું તને નાનકડા સંપુટ (એક જાતનું ધાતુનું નાનું વાસણ)માં બેસાડીને તારૂં પૂજન કરૂં છું; પણ તારૂં સ્વરૂપ એવું વિશાળ છે કે તેના પેટમાં ચૌદ લોકનો સમાવેશ થઇ જાય છે. તારી સન્મુખ ઊભો ઊભો હું ગાઉં છું અને તને મારા નૃત્યનો આનંદ ચખાડું છું પણ તું સ્વાભાવિક રીતે સાકારરૂપની મર્યાદાથી પર છે. હે દેવ! તને પ્રસન્ન કરવા સારૂ હું એકલા તારાજ ગુણ ગાઉં છું, પણ તારૂં સ્વરૂપ શબ્દની પેલી બાજુનું અર્થાત્ શબ્દથી પર છે. તું નિઃશબ્દ છે. હે દેવ! તારે સારૂ મેં મારા ગળામાં તુલસીની માળા ધારણ કરી છે, પણ તું કર્તૃત્વરહિત અકર્તા છે. તુકારામ કહે છે કે, હે દેવ! ત્યારે હવે તું મારે સારૂ મર્યાદિત બની જા અને મારા હિતનો કાંઇક વિચાર કર.

૨૦૯૩–હું તો પાપનો ભંડાર છું. આજ દિન સુધી તારી સેવાથી વિમુખ રહેનારો હું સેવાચોર આજે તારા ચરણ આગળ આવીને ઊભો રહ્યો છું. હે નારાયણ! આ અપરાધને માટે તું મારૂં માનખંડન કરીને મને ઘટતી સજા કરજે. હે દેવ! હું ભક્ત છું એવો લોકોની આગળ દંભ કરીને હું તેમની પાસે મારી સેવા કરા-

વતો રહું છું, એ મારી દાંડાઇનું એક ઉદાહરણ છે. તુકારામ કહે છે કે, હે દેવ! હું તો નથી થયો તારો અને નથી રહ્યો સંસારનો. હું તો અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ જેવો થઇ ગયો છું.

૨૦૯૪-ગુજરાતની સ્ત્રીઓ માથા ઉપર એક તાંબડો અને તેના ઉપર એક ઘડો એમ એક ઉપર એક બે વાસણનું પાણીથી ભરેલું બેડું રાખીને છૂટે હાથે ચાલે છે, પણ તેમનું બધુંજ લક્ષ માથા ઉપર મૂકેલા બેડામાં હોય છે, તેવી રીતે હે હરિ ! હું વ્યવહારનાં બધાં કામકાજ કરૂં તો છું, પણ મારૂં લક્ષ તારા ચરણ આગળજ ચોટાડી રાખું છું. ગરીબ ભિક્ષુક ક્યારે ભોજનનું નોતરું આવે તેની રાહ જોતો બેસી રહે છે, લોભી વ્યાજખોર વારેઘડીએ આંગળીઓનાં વેઢાં વડે વ્યાજના આંકડા ગણ્યા કરે છે અને આટલા મહિનામાં આટલું વ્યાજ થશે તેનાં લેખાં કર્યાજ કરે છે; તુકારામ કહે છે કે, હે પંઢરીનાથ! તેવીજ રીતે મારા હૃદયમાં પણ તારીજ લગની લાગી જાઓ. મારા મનમાં એ સિવાય બીજો વિચારજ ન આવવો જોઇએ.

૨૦૯૫-હે મનુષ્યો! હું તમારે સૌને પગે પડીને વિનંતી કરૂં છું કે, તમે તમારે હાથે તાળી વગાડતા જઇને દેવનું નામ જપો. વિઠ્ઠલ! વિઠ્ઠલ! એવું કહેતા જઇને વારેઘડીએ તેનું ભજન કરો; કારણકે હરિભજનના જેવો આનંદ તો સ્વર્ગમાં પણ નથી. કૃષ્ણ, વિષ્ણુ, હરિ, ગોવિંદ, ગોપાળ એવાં એવાં નામનું રટણ કરવું એ વૈકુંઠમાં પ્રવેશ કરવાનો સહેલામાં સહેલો રસ્તો છે. મનુષ્યમાત્રને હરિનામ સ્મરણ કરવાનો એકસરખો અધિકાર છે. કલિયુગમાં તો એ સાધન વડેજ સૌનો ઉદ્ધાર થઈ શકે છે. તુકારામ કહે છે કે, હરિનામનું સ્મરણ કરવાથી સાલોક્ય આદિ ચારે પ્રકારની મુક્તિઓની પ્રાપ્તિ થાય છે, એવું અનેક ગ્રંથોમાં પ્રતિપાદન કર્યું છે.

૨૦૯૬—વ્યવહારના પ્રસંગોમાં લોકો ખોટુંખોટું હસે છે, ખોટેખોટું રડે છે અને ખોટાના ભણી ખોટા લોકો ખોટીખોટી દોડંદોડા કરે છે. મનેય ખોટુંખોટું કહે છે અને તમને પણ ખોટું-ખોટું કહે છે. આવી રીતે તેઓ ખોટી અહમ્ (હું અને મારૂં) અને इदम् (આ) વૃત્તિઓનો તથા તેમનાં પરિણામોનો ખોટેખોટો ભાર વહેતા ફરે છે. તેઓ ખોટેખોટું ગાય છે, ખોટેખોટું ધ્યાન કરે છે અને ખોટી રીતે ખોટા તરફ જાય છે. ખોટાનો ભોગ કરે છે અને ખોટાનો ખોટેખોટો ત્યાગ કરે છે અને ખોટો જોગ ધારણ કરીને ખોટા જોગી બને છે; કારણકે મનુષ્યમાત્ર માયાનાં પૂતળાં છે. તુકારામ કહે છે કે, આ માયિક સંસારની અંદર હું પણ એક ખોટોજ છું. હું પણ ખોટેખોટા ભાવ સહિત ખોટાની આગળ ખોટેખોટુંજ બોલું છું.

૨૦૯૭—જ્યારે કોઇ પોતાને વિષે કહે છે કે હું તો સિદ્ધ થઈ ગયો છું ત્યારે તે સાંભળીને મને ઘણું આશ્ચર્ય લાગે છે. એવા લોકોના સંબંધમાં મારે જે કાંઈ કહેવું ઘટે છે તે કહેવા જેટલી ધીરજ મારામાં છે નહિ, તે છતાં હું જે કાંઇક કહું તે સાંભળી લેજો. ભાત ચઢી ગયો છે કે નહિ તેની પરીક્ષા હાથથી દાબીને અથવા દાંતે ચાવી જોઇને થઈ શકે છે, તો પછી તેને જો ખાઈજ જોઇએ તો જીભ તો તેની પરીક્ષા કરેજ એમાં કાંઈ નવાઈ નથી. ઊના કડકડતા તેલની કઢાઇમાં અસલ બાવના ચંદનના તેલનું એકજ ટીપું નાખીએ તો તે ઊકળતું તેલ એકદમ ટાઢું થઈ જાય છે. જે વસ્તુનો જે પરીક્ષક હોય છે તેના હાથમાં જ્યારે તે વસ્તુ આવે છે ત્યારે તેના આંતરધર્મ જાણી જાય છે અને જે મૂઢ લોકો હોય છે તેઓ અંદરનો મર્મ ન સમજતાં ફક્ત બહારનું સૌંદર્ય જોઇને ભુલાવામાં પડે છે. તુકારામ કહે છે કે, સોનું ગમે તેવું હોય, પણ જ્યાં કસોટીએ ચઢાવી જોયું એટલે તેની શુદ્ધિ, ઊંચાનીચાપણું એ

બધુંજ પારખી શકાય છે.

૨૦૯૮–સંસારની તમામ માયા દેવને અર્પણ કરીને જે કોઇ તેની ભકિત કરશે તેની ભકિત દેવને ઘણીજ પ્રિય લાગશે. પ્રારબ્ધ-કર્મોને અનુસરીને અનંત પરમાત્મા જેને જે સ્થિતિમાં રાખે તેણે તે સ્થિતિમાં ચિત્તની સમાહિત અવસ્થા સાચવીને રહેવું જોઇએ. એ સ્થિતિના સંબંધમાં જો જરાક પણ મનમાં ક્ષોભ ઉત્પન્ન કર્યો તો તેથી સુખની પ્રાપ્તિ તો જાણે થવાનીજ નથી, પણ ઊલટું દુઃખ વેઠવું પડશે તે નફામાં; કારણકે પ્રાણીમાત્રના સુખદુઃખાદિના ભોગ તેમના પોતપોતાના પ્રારબ્ધને અનુસરીને નક્કી થઇ ગયેલા હોય છે. મતલબ કે જેનું જેવું પ્રારબ્ધ તેને તેવું ફળ ભોગવવુંજ પડે છે. તુકારામ કહે છે કે, હું તો મારા યોગક્ષેમને લગતો બધોજ બોજો દેવને માથે નાખી દઇશ અને મારો આખો સંસાર પણ તેના ચરણમાં સમર્પિત કરી દઇશ.

૨૦૯૯–પાપકર્મોને લીધેજ જન્મ ધારણ કરવો પડે છે, કારણકે જેને જે દેહ મળે છે તે તેનાં પૂર્વજન્મનાં સંચિત કર્મનું ફળ માત્ર છે. એમ સમજીને મનમાં વ્યર્થ બળાપો કરવો નહિ અને એ બાબત દેવને ત્રાસ પણ આપવો નહિ; કારણકે આપણાં દુઃખને લીધે આપણે દેવના ઉપર ચિડવાઇએ તેનો કશો અર્થ નથી. આખો સંસારજ દુઃખમય છે. આ વાત જો તમે સમજી ગયા હો તો પછી સંસારનાં દુઃખોની બાબત તમને સંતાપ થવો ન જોઇએ. તુકારામ કહે છે કે, ફક્ત એકલા દેવના નામ ઉપર લક્ષ રાખીને તેની સહાયતાથી જન્મમૃત્યુરૂપી સંસારનું દુઃખ વિસારે પાડી દેવું જોઇએ.

૨૧૦૦–હવે તમારે મારા ગુણદોષનું વર્ણન કરવાની જરૂર નથી. મારામાં જે જે દોષ હશે તે તે બદલ હું મારી જાતને ઉપદેશ આપતો રહું છું. મને લોકો માન આપે એવો દાંભિક ભાવ ધારણ

કરીને જો કોઇને પણ હું ઠગતો હોઉં તો મને વિઠોબાના ચરણનાજ સમ છે. તુકારામ કહે છે કે, મારી ખરી સ્થિતિ પાંડુરંગ જાણે છે. મારા અંતઃકરણમાં કેવો ભાવ છે તેની દુનિયાના લોકોને શી ખબર?

૨૧૦૧-લોકો મને નઠારો કહેશે તો તેથી તેઓ મારૂં શું લઈ લેવાના છે? માટે બધાનાં મનનું સમાધાન કરવું પણ કેવી રીતે? કદાચ હું તેમની મરજી મુજબ વર્તન કરૂં તો તેથી તેઓ થોડાજ મને પરલોકમાં લઈ જવાના હતા? અને હું પોતે પરલોકમાં જવા તૈયાર થાઉં તો મારા હાથ પણ કોણ ઝાલી રાખવાનું હતું? માટે હું તો કોઇને સારૂં પણ કહેનાર નથી અને નઠારૂં પણ કહેનાર નથી. જેને મારી પૂંઠ પાછળ નિંદા કરવી હોય તે ભલે પેટ ભરીને મારી નિંદા કરે. મારા યોગક્ષેમનો બધો ભાર પાંડુરંગને માથે છે. જગતની સાથે હું કયા કર્તવ્યથી બંધાઈ ગયો છું? તુકારામ કહે છે કે,એક વિઠોબાનું નામકીર્તન કરવું એજ મારૂં કુલ સાધનભજન છે.

૨૧૦૨-પહેલેથી આપણે જેમને વંદન કર્યું હોય તેમને આપણો જીવ અર્પણ કરીને પણ તેમનું સન્માન કરવું. આવું કરવાનું ન બની શકે તો પહેલેથી તેમની સાથે સંબંધ જોડવોજ નહિ એ વધારે સારો રસ્તો છે. પોતાનું હિત સધાય એવી જેમના મનમાં ઇચ્છા હોય તેમણે મારા આ શબ્દો લક્ષ આપીને સાંભળી લેવા. આમાં જે છે તે બધી ખૂબી ધૈર્યની છે. જે છોડવાને એક વાર પાણી સીંચ્યું તેને વારે ઘડીએ પાણી સીંચતા રહેવું સારૂં છે; કારણકે જો તે પૂરેપૂરો ઊછરી ગયો હોય તોપણ વખતોવખત પાણી નહિ રેડવાથી તેને નવી કૂંપળો આવતી નથી. તુકારામ કહે છે કે, ટાંકણાના ટચકા ખાઈખાઇને જ્યારે મૂર્તિ તૈયાર થાય છે ત્યારે તે દેવપણાને પામે છે; પણ જો અધૂરી રહી ગઈ હોત તો કોઈ તેની

પૂજા ન કરત, પણ આડે ફરતી વખતેજ તેનો ઉપયોગ કરત.

**૨૧૦૩**–વિષ્ણુના સેવકોની સાથે બેસીને એકલા વિઠ્ઠલનું ચિંત્વન કરવું એજ મારૂં ધન અને એજ મારી કુલ પૂંજી છે. પોતાના ચિત્તને સ્થિર કરીને કોઈ પણ રીતે દેવનું ગ્રહણ કરવું; કારણ એ ધંધો ખોટનો નથી. તુકારામ કહે છે કે, અગાઉ ઘણા લોકોને ધન તો સાંપડ્યું હતું, પણ કોઇનું ધન તેની સાથે ગયું નથી.

**૨૧૦૪**–આનંદનો વેપાર કરવાથી મને આનંદની એટલી બધી કમાણી થઈ ગઈ કે આગળપાછળ અને બધી દિશાઓમાં આનંદ આનંદ વ્યાપી ગયો. હવે તો મારે દેવનીજ સોબત અને તેમનીજ પંગતમાં બેસવાનું રહ્યું. બધી નિત્ય અને અનિત્ય વસ્તુઓ દેવના સંચાની અંદર જઈ પડી છે અને ઓગળીને નામશેષ બની ગઈ છે. સમર્થ દેવના ઘરમાં બધીજ જાતની સંપત્તિ ભરી પડી છે. ત્યાં કોઈ પણ વસ્તુની કદી ખોટ પડતી નથી. તુકારામ કહે છે કે, દેવના ઘરમાં પાર વિનાના લાભનો વાસો હોય છે; કારણકે તેમના પેટની અંદર પુષ્કળ અવકાશ છે.

**૨૧૦૫**–આપણે દેવની સેવા કરીએ તે ઘડીએ દેવ કોઇના હાથમાંથી કશું ઝૂંટવી લે છે કે તેથી તમે તેમની સેવા કરતાં ડરો છો? તો પછી દેવ ભલે આપણાથી ગમે તેટલા મોટા હોય તોપણ તેમના મોટાપણાનો ભય રાખવાની શી જરૂર છે? બસ, તમારે તો એકસરખી રીતે ઉચ્ચ સ્વરે રામનામ લેતા જવું. એટલું કરવાથી તમારાં મોટામાં મોટાં પાતક બળીને ભસ્મ થઈ જશે. મોઢેથી હરિનું નામસ્મરણ કરવાથી તમારા હાથપગની ક્રિયાઓ બંધ થતી નથી તેમ તમારા શરીરના રૂપમાં કશો બગાડો થતો નથી. થતો હોય તો કહીનાખો. તુકારામ કહે છે કે, 'હરિ! હરિ!' એવો ઉચ્ચાર કરીને ભોજન કરવા માટે તમને કોણે ન્યાતબહાર મૂક્યા તે કહો.

૨૧૦૬-જેઓ દેવનું અનન્યભાવે શરણ લે છે, તેમને ઉત્તમ જાતિના જાણવા. હરિના સ્વરૂપમાં ઉત્તમમધ્યમ એવો દેહભાવ હોતો નથી.જેઓ હરિના શરણાગત થયા છે તેમનાં હૃદયમાં હરિનું સ્વરૂપ ઠસઠસીને ભરાઇ ગયું છે અને પાછું વધી પડે છે અને તેમનામાં બ્રહ્માનુભવની ઝળક દેખાઈ આવે છે. તુકારામ કહે છે કે, હરિને શરણે ગયેલા ભાવિક વિશ્વાસયુક્ત ભક્તોને મારા નમસ્કાર હોજો.

૨૧૦૭-હરિના ભક્તોએ પોતાના મનમાં લેશમાત્ર પણ ભય તો રાખવોજ ન જોઇએ; કારણકે જેમને નારાયણના જેવો સખા છે તેમને મન સંસારની તો કિંમતજ શી હોય? આપણે આપણું ચિત્ત, ધન અને વિષયને લગતી આશાઉમેદ એ બધુંજ એકસામટું દેવને સમર્પિત કરી દઇને પોતે સ્વસ્થ બની જઇએ. તુકારામ કહે છે કે, આપણે આપણા મનને હમેશાં સમાધાન-અવસ્થામાં રાખવું.

૨૧૦૮-અલ્યા ભાઈ! તારા આયુષ્યને માપવા સારૂ કાળરૂપી મપારો તો બેઠોજ છે ત્યારે તે છતાં તું આ સંસારવ્યવહારમાં શા માટે ગૂંચવાયા કરે છે? તને તો ખબર પણ નહિ પડે એવી રીતે કાળ તને ઝડપી લેશે; એટલા માટે તું હરિસ્મરણ સિવાય બીજા કોઈ પણ વિષયમાં તારા ચિત્તને પરોવીશ નહિ. તારે હાથે થયેલાં પાપકર્મોના બદલામાં યમ તને સખ્ત સજા કરશે અને તે વખતે તારે પાર વિનાનું દુઃખ સહન કરવું પડશે. તે વખતે તને યમના સપાટામાંથી છોડાવવાને કોણ આવીને ઊભું રહેશે? તારાં સગાંસંબંધીઓ, ઇષ્ટ મિત્રો એ બધાંય તે વખતે આઘાં ઊભાં રહેશે. એટલા વાસ્તે તું થાય તેટલી ઉતાવળ કરીને શ્રીહરિનું ચિંતન કર. તુકારામ કહે છે કે, તું જેટલી દાંડાઇ કરીશ તેના બદલામાં આખરે તારે ઘણુંજ સહન કરવું પડશે.

૨૧૦૯—અરે! તું તારા મનને સ્વાધીન કદી થતોજ નહિ અને તારૂં મન તને જે કાંઈ કહે તે તું સાંભળતોજ નહિ. મન ઘણું હઠીલું હોય છે એટલા માટે તે જે કાંઈ કહે તેને કદી કાને ધરવુંજ નહિ, તેનું કહ્યું કરવુંજ નહિ. આવું કરતો રહીને તું વિઠોબાના ભજનમાર્ગ ઉપર પ્રવાસ કરતો થઇ જા. તારા મનને તું તારે સ્વાધીન બનાવી દેજે. જો તું તેમ નહિ કરે તો યાદ રાખજે કે, તે તારા જીવને અતિ ઘાતક નીવડશે. તુકારામ કહે છે કે, જે પોતાના મનને વશ થયો તેને યમે બાંધી લીધોજ જાણવો.

૨૧૧૦—અરે મારા ભાઈ! તું એક હરિનામનું સ્મરણ કરવાનું છોડી દઇને બીજી જે જે બાબતની ચાંપલાઈ કરતો ફરે છે તે બધીજ મિથ્યા છે એમ જાણજે. અલ્યા ભાઈ! જગતનો નાથ રામ, તેનું નામ તો તારી જીભે ચઢતું નથી અને તું લોકોની જૂઠી ભાંજગડો શા માટે કરતો ફરે છે? દુષ્ટબુદ્ધિવાળા નવરા લોકો ભેગા થઇને દારૂ ઢીંચે છે અને પછી ઉન્મત્ત થઇને ખૂબ વિષયભોગ કરવા મંડી જાય છે. તું નકામી પારકી પંચાત કરતો ફરે છે, પણ એક જગ્યાએ બેસીને તને ગોવિંદનું સ્મરણચિંતન કરવાનો વિચાર તો કદી આવતોજ નથી! આવા લોકોના ઉપર યમદેવ ખૂબ ક્રોધાવિષ્ટ થઇને દાંત કચકચાવે છે. ક્યારે તેમના આયુષ્યનો અવધિ આવી જાય અને હું તેમને ઝડપી લઇને ઘસડી જાઉં તેનાજ તે દહાડા ગણ્યા કરે છે. તુકારામ કહે છે કે, જો તું નારાયણનું સ્મરણ નહિ કરે તો આખરની ઘડીએ તને યમના બંધનમાંથી કોણ છોડાવવા આવશે તે કહે.

૨૧૧૧—જે સંતો હરિકીર્તનની અંદર ભગવાનનાં કીર્તનાદિ ગાય છે, તેમના પગ ધોઇને તે ચરણોદક હું ગ્રહણ કરૂં છું. મારે મન તે તીર્થ સમાન છે. એજ મારી તપશ્ચર્યા છે અને એજ મારી

તીર્થયાત્રા છે. એ સિવાય બીજું કશું હું જાણતો નથી. સંતમહંતોના ઉપર હું મારૂં શરીર ઓવારી નાખું છું. હું તેમનું પૂજન કરૂં છું. એ સિવાય બીજી જાતના ભાવનો મને સંપર્ક પણ થતો નથી. તુકારામ કહે છે કે, મારી પાસે જે કાંઈ છે તે બધું સંતોના ચરણ આગળજ છે. એ સિવાય બીજા કશામાં મને સમજણ પડતી નથી.

**૨૧૧૨**–વિઠ્ઠલના સ્વરૂપનો પાક સર્વત્ર પાકીને તૈયાર થઇ ગયો છે; એટલા માટે મારી પાસે વેપાર કરવાનું જે કાંઈ ભંડોળ છે તે એ એકજ છે. આ વસ્તુના વેપારમાં ખોટ તો આવેજ શાની? માત્ર આપણા મનની અંદર ધૈર્ય ધારણ કરવાની જરૂર છે. જો આપણા મનની વૃત્તિ સંકુચિત થઈ ગઈ હશે, તો આ વેપારમાં આપણને ખોટ આવતી હોય એવું દેખાશે. તુકારામ કહે છે કે, આ ભંડોળ ઘણું સસ્તું અને સગવડભરેલું છે, એમ સમજીને મેં તેને મારાં જીભ અને કાનના ખરા માપ વડે માપીને ભરાય તેટલું ભરી લીધું છે.

**૨૧૧૩**–હે મનુષ્યો! તમે તમારાં મનને એક વાર શુદ્ધ કરી લઇને સાવધાન થઈ જાઓ. એટલું કરશો તો તમને સત્ય બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થઈ જશે. સૂર્ય સારામાઠા તમામ જાતના રસોનું શોષણ કરે છે ખરો, પણ તેમના કોઈના ગુણદોષ તેને લાગુ પડતા નથી. તે પોતે સૌથી અલિપ્ત રહે છે. તે કોઈના પ્રતિ પક્ષવિપક્ષ ન કરતાં સૌને સમાન રીતે પોતાનું અજવાળું આપતો રહે છે. તુકારામ કહે છે કે, ખરેખરૂં બ્રહ્મજ્ઞાન પણ આવુંજ હોય છે, અને તેનોજ હું તમને ઉપદેશ દઉં છું. તે તમે સાંભળો અને તેનો અનુભવ લેતા થઈ જાઓ.

**૨૧૧૪**–અગ્નિ તો કોઇ દહાડો કોઇને બોલાવવા જતોજ નથી કે મારી પાસે આવીને બેસો અને તમારી ટાઢ દૂર કરો. પણ

જેમને ટાઢ વાય છે તેઓજ વગર તેડયા તાપવાને વાસ્તે અગ્નિની પાસે ચાલ્યા આવે છે. પાણી પણ કોઇને કહેતું નથી કે, "મને તમે પીઓ," પણ જેમને તરશ લાગી હોય છે તેઓ પાણીની પાસે પોતેજ દોડી જઇને તેનું સેવન કરે છે. વસ્ત્ર પણ કોઇને કહેવા જતું નથી કે, મને ખરીદો. જેમને વસ્ત્રની જરૂર હોય છે તેઓ પોતેજ વસ્ત્રની દુકાનમાં જઇને તેનો ઉપયોગ કરે છે. તુકારામ કહે છે કે, તેવીજ રીતે મારા સ્વામી પાંડુરંગ કોઇને કહેવા જતા નથી કે, તમે મારૂં સ્મરણ કરો; પણ જેમને પોતાનો ઉદ્ધાર કરી લેવાની ગરજ હશે, તે પોતેજ તેનું સ્મરણ કરવા મંડી પડશે.

**૨૧૧૫**–ભક્તો તો દેવના ઘરમાં કૂતરા થઇને રહે છે અને દેવ તેવા ભક્તોનું પોષણ કરે છે. શરીર અને જીવ જેમ એકબીજાની સાથે એકમેક બની ગયાં છે તેમ દેવ અને તેના ભક્તો પણ એક-બીજાની સાથે જોડાઇ ગયેલા છે. ભક્તોને જન્મ આપનાર દેવ તેમની કૃપાળુ જનેતા છે અને દેવને નિરાકાર અવસ્થામાંથી જેમણે સાકાર અવસ્થામાં આણી મૂકયા છે તેમને દેવના બાપ જાણવા. તુકારામ કહે છે કે, દેવ અને તેમના ભક્તો પરસ્પર બહુજ નિકટના સંબંધથી જોડાયેલા છે.

**૨૧૧૬**–વિઠોબાના ચરણ જે ઇંટના ઉપર સમાન રેખામાં ઊભેલા છે તે સૃષ્ટિના તમામ સૌંદર્યને પણ સૌંદર્ય આપે એવા છે. તે ચરણને હું મારા હૃદયની સાથે જડી રાખું છું. તેમ કરવાથી ત્રિવિધ તાપનું શમન થઈ જાય છે. જે ચરણ તમામ તીર્થોનું ઉત્પત્તિસ્થાન છે અને લક્ષ્મી જેનું સેવન કર્યા કરે છે; તુકારામ કહે છે કે, સૌ સંતો પોતાના આખરના વિશ્રાન્તિસ્થાન તરીકે તેમનેજ માગી લે છે.

**૨૧૧૭**–આ પદમાં દર્શાવ્યા પ્રમાણે જે કોઇ વર્તન કરશે તેનાં

હાડમાંસ વગેરે પણ દેવને વહાલાં લાગશે. જેઓ હરિના રંગથી રંગાઈ જશે તેમનો કોઇ દહાડો વિનાશ થવાનો નથી. આ બાબત કોઇને પુરાવા જોઇતા હોય તો તે પણ છે. દાખલા તરીકે વેદ કે જેમાં પ્રભુના સ્વરૂપને વિષે વિવેચન કર્યું છે, તેમને શંખાસુરનામનો દૈત્ય ગળી ગયો. ભગવાને તેનો વધ કર્યો અને તેના શરીરને (શંખને) તે દિવસથી પોતે હમેશાં પોતાના એક હાથમાં ધારણ કરી રાખે છે. તુકારામ કહે છે કે, ભક્તિરસના તો દેવ ખરેખરા ગરાડી અર્થાત્ પાકા વ્યસની બની ગયા છે.

**૨૧૧૮**–કેટલાક લોકો પોતે ખૂબ દરિદ્રી હોવાથી ચિંતાગ્રસ્ત થઈ જાય છે. તેથી કરીને તેઓ પરમાર્થની બાબતમાં પાછા હઠી જાય છે. વળી કેટલાક ધનવાન હોવાથી તેમને લોકલજ્જા નડે છે અને તેને લીધે તેઓ ધર્મથી વિમુખ રહી જાય છે. આવા અભાગિયા લોકોના મોઢામાં રામનામ આવેજ શી રીતે? તેઓ નકામા નકામા લવારા કર્યા કરે છે, પણ તેમનાથી રામનામ લેવાતું નથી. તેમને કોઈ રામનામનું સ્મરણ કરવાનું કહે તો ઊલટા તેઓ તેના ઉપર તપી જાય છે; કારણકે તેમનાં શરીરને ક્રોધરૂપી ભંગિયાએ અભડાવી દીધેલાં છે. તુકારામ કહે છે કે, આવા જડસુ પથરાઓની આગળ કોઇનું શું ચાલવાનું હતું?

**૨૧૧૯**–હે દેવ! મેં મારૂં કામ કરવાને માટે તમામ લાજશરમ વેગળી મૂકી દીધી છે અને હું તમને દરરોજ જગાડ્યા કરૂં છું; કારણકે મારૂં હિત તમારા હાથમાં છે. તમારે તો જાણે દેહ બિલકુલ છેજ નહિ અને હું દેહધારી હોવાથી મારી પાછળ પાપપુણ્ય લાગુ પડેલાં છે, એ તો સહજમાં સમજાય એવી વાત છે. તુકારામ કહે છે કે, તમે અને હું મૂળમાં તો એકજ છીએ, પણ લોકોને ઉપદેશ દેવાને સારૂ જુદાપણું ધારણ કરીને હું તમારાથી અળગો અવશિષ્ટ રહી ગયો છું.

૨૧૨૦–ખરેખર દેવનું નામ એકલુંજ મારા મનની અંદર રમી રહ્યું છે અને તેને ખાતર હું નકામી અસાર વસ્તુઓને પોતાની ગણીને તેમનો માલિક થતોજ નથી. હે મનુષ્યો! તમે પણ આવું સમજીને તમારા મનમાંથી બધો મેલ કાઢી નાખો અને તેમાં ખરો માલ ભરી દો. એમ કરવાથી આગળ જતાં તમારૂં કલ્યાણ થશે એમ સમજીને હું કડવાં કડવાં વેણ સંભળાવીને તમને ફિટકારી કાઢું છું. તુકારામ કહે છે કે, જો તમે સારા નીવડશો તો તમારો આનંદ, તમારો યશ આખા દેશમાં ફેલાઈ જશે.

૨૧૨૧–હે દેવ! તું મને મારા હિતની શિખામણ દે અને મને નીતિને રસ્તે વાળી દે એવું ધર્મનીતિ કહે છે; પણ તારે મારો ત્યાગ તો નજ કરવો જોઇએ. આ હું જે કહું છું તેનો તુંજ વિચાર કરી લે તે ઉત્તમ છે. ધર્મ અને અધર્મનો નિર્ણય તારે પોતાનેજ મોઢેથી થયેલો છે. જો આવુંજ છે તો હે દેવ! તું મારે એકલાને માટેજ બધો ઉત્સાહ-ઉમંગ છોડી દઇને શા સારૂ સંતાઈ બેઠો છે? છોકરૂં જ્યારે ઊંઘમાંથી જાગે ત્યારે માએ તેને ધવડાવવું જોઇએ અથવા ખવડાવવું જોઇએ એવી દુનિયાની રીત છે. તુકારામ કહે છે કે, બાપે તો પોતાનાં છોકરાંનું બધી બાબતનું હિત સાચવવું જોઇએ એ કહેવાની જરૂરજ નથી.

૨૧૨૨–સુખસ્વરૂપ જીવાત્મા અને સુખસ્વરૂપ પરમાત્મા એ બેનો એકવાર તાત્ત્વિક રીતે યોગ થઈ જાય તો પછી તેમનો સંબંધ તોડવા જતાં પણ તૂટતો નથી. સૂર્યના કિરણકલાપને સૂર્યથી અલગ કરીને આંખોની અંદર ઘાલવા જઇએ તો ઘાલી શકાય નહિ. જેના પ્રતિ સ્નેહ હોય તે વસ્તુ જો દૂર હોય તોપણ તે પાસેની પાસેજ હોય એવું લાગે છે; કારણકે સ્નેહ તો આકાશનો કોળિયો કરી જાય એવો વિશાળ છે. તુકારામ કહે છે કે, મારૂં ચિત્ત શ્રીહરિના ચરણમાં અખંડભાવે સ્થિર થઈ ગયું છે.

**૨૧૨૩**–હે દેવ! મારા મનનું સમાધાન કરવા માટે તમને કાંઈ ખરચખરચ કરવો પડે છે તે કહો. તમને કશી મહેનત પડે નહિ અને મારા મનનો સંકોચ સહજમાં દૂર થઇ જાય, આવો યશ તમને ફોકટમાં મળી જાય છે તોપણ તે લેવાને તમે શા માટે આળસ કરતા હશો? તમે કોઈવાર પણ મારા ઉપર કૃપા કરશો તેની મને ભૂખ જાગી છે. એટલા માટે તમે જો મારા ઉપર કૃપા કરશો તો તે મને જીવતદાન આપ્યા સમાન થઇ પડશે. તુકારામ કહે છે કે, ઓ મારી વિઠાબાઈ માવડી! આવું જે હું તને કહું છું તે તું સાંભળે એજ ઇષ્ટ છે.

**૨૧૨૪**–સૌ લોક મને દેવ કહેવા લાગ્યા છે; એ અધર્મ તરફ જવાનો રસ્તો છે. ઓ મારા દેવ! મારૂં મસ્તક તો તારે સ્વાધીન છે અને તેને જો તારે કાપવું હોય તો શસ્ત્ર પણ તારા હાથમાં ક્યાં નથી? એટલે હવે તો તને જેમ ગમે તેમ તું કર. બધા લોકો મારૂં પૂજન કરે છે પણ મારામાં તો તેવી યોગ્યતા મૂળે છેજ નહિ. તુકારામ કહે છે કે, જેમ છોકરાંનો બાપ કોણ તે તો તેની માજ જાણી શકે તેમ હું જે પાપ કરૂં છું તે તો તમેજ જાણો, બીજું કોણ જાણવાનું હતું?

**૨૧૨૫**–દસમાંથી એકાદ જણ સારો છે એમ કહીએ; બાકીનાઓની નિંદા કરવાનો દોષ આપણને લાગુ પડી જાય છે. આથી થાય છે એવું કે કાંઇ પણ શ્રમ ન કરતાં અનાયાસે આપણને દોષની પ્રાપ્તિ થઇ જાય છે. એટલા માટે કોણ સારો અને કોણ નઠારો એનો વિચાર કરવાની વૃત્તિ મારામાં છેજ નહિ. તુકારામ કહે છે કે, બધી બાબતમાં આપણે આપણા મોઢા ઉપર તાળું મારી દઇને વાણીનો ઉપયોગ ફક્ત હરિનામસ્મરણમાંજ કરવો.

**૨૧૨૬**–મેં આજ સુધી કરેલી તમારી સેવાની હવે પૂર્ણાહુતિ

કરી દઉં છું; એટલે હવે એ કામમાં બીજા આડાઅવળા ફણગા ફૂટવાના નથી. હે નારાયણ! આટલું કરતાં પણ તમે મને એટલું તો કહો કે તું મારો પોતાનોજ છે! મારી બુદ્ધિ અને મારી વાણી એ બેઉનો મેં તમારા ચરણ આગળજ વ્યય કરી દીધો છે. તુકારામ કહે છે કે, પહેલાં તો હું મારા તમામ અપરાધને સારૂ તમારી પાસે ક્ષમાદાન લઇ લઇશ અને પછી હું તમારા ચરણને પકડીને ઊભો રહીશ.

**૨૧૨૭**–હે મનુષ્યો! તમે હવે આ બાબત કોઇ વાતની અડચણની આશંકા રાખશોજ નહિ; કારણકે મારો પિતા વિઠ્ઠલ આખા વિશ્વમાં સર્વત્ર ફેલાઈ ગયો છે. હું આ વાત બરાબર જાણું છું અને તેથી તે અમાપ દેવને હું મારી વાણીરૂપી માપ વડે માપતોજ જાઉં છું–માપતોજ જાઉં છું, પણ તેનો પાર આવતો નથી. રાત અને દહાડો આઠે પ્રહર અને બારે માસ હું બધો વખત તેને માપતોજ રહું છું. તુકારામ કહે છે કે, એવું કરવાથી મને તૃપ્તિ થાય છે અને વધારે વધારે સેવન કરવાની ઇચ્છા બળવતી થતી જાય છે. આથી કરીને તેનું નામ લેવાના કામમાં મારી વાણી થાકતી નથી અને પાછી હઠતી નથી.

**૨૧૨૮**–હે વિઠ્ઠલ! મને તો તારા નામની રઢ લાગી છે; એટલે હવે હું તને છોડીને બીજે કોઇ ઠેકાણે જનાર નથી અને અહીં બેઠોબેઠોજ હું તારૂં નામ ગાતો જઇશ અને વારેઘડીએ તારા પગ ઉપર મારૂં મસ્તક લગાડતો જઇશ. મને તારા પ્રેમાનંદની પ્રાપ્તિ થઇ ગઇ છે. તેની સરખામણીમાં વૈકુંઠ પણ તુચ્છ છે. અહીં વૈષ્ણવભક્તોની મંડળીમાં પ્રેમાનંદનો સુકાળ થઇ ગયો છે. તુકારામ કહે છે કે, હે દેવ! તારા ચરણ આગળ જન્મમૃત્યુ ઊભાં રહી શકતાંજ નથી.

૨૧૨૯–રાજાને પડીકાં બાંધવાના કાગળને જોવાની શી ગરજ હોય? પણ મીઠાઇની સાથે બંધાઇને આવેલા કાગળ ઉપર તેની નજર પડ્યા વિના રહેતી નથી. તેવીજ રીતે રામનામરૂપી કરિયાણું–માલ–મારી પાસે છે તેને લીધે મારૂં મનુષ્યપણું શ્રેષ્ઠ ઠરે છે. રાજાને લાકડાંને સ્પર્શ કરવાનું કશુંજ કારણ હોતું નથી, પણ તલવારની મૂઠ જે લાકડાની બની હોય છે તેને તો તે સ્પર્શ કરે છેજ. લાખ જેવી વસ્તુની કશીજ કિંમત હોતી નથી, બજારમાં જોઇએ તેટલી રવડતી ફરે છે અને મફત પણ મળી શકે છે; પણ એજ લાખ જ્યારે સોનાના દાગીનાની સાથે સંબંધમાં આવે છે ત્યારે શ્રીમંત લોકો પણ તેને ગળે ધારણ કરે છે. લાકડાનું અથવા ધાતુનું જ્યારે દેવનું સિંહાસન ઘડાઇને તૈયાર થાય છે, ત્યારે તેને દેવમંદિરમાં સ્થાન મળે છે એ વાત સૌને જાણીતી છે. તુકારામ કહે છે કે, મારામાં બ્રહ્માનંદનો વાસો થઈ ગયો છે તેથી કરીને હું બધા લોકોને પ્રિય થઈ પડ્યો છું.

૨૧૩૦–પૈસાવાળા માણસને દુનિયાના બધા લોકો માન આપે છે. તેનું કહેણ તેનાં માબાપ, ભાઇભાંડુ અને બીજાં બધાં કુટુંબીઓ માન્ય રાખે છે. જ્યાંસુધી તેનો વેપારરોજગાર ધમધોકાર ચાલ્યા કરે છે અને તેની તિજોરીમાં રૂપિયાનો ઢગલો થતો જાય છે, ત્યાંસુધી તેની બહેન તેને 'ભાઇ' અથવા 'મોટાભાઇ' 'આવો, પધારો' એવુંતેવું કહીને આવકાર આપે છે. તેની સ્ત્રીને પણ તેના તરફથી નાના પ્રકારના વસ્ત્રાલંકાર પહેરવાના મળે છે તેથી તે પણ તેના કહ્યામાં રહે છે અને તે જે કહે તે હાજી હા કરતી રહે છે. તુકારામ કહે છે કે, પણ દ્રવ્યથી ઉત્પન્ન થતું અથવા દ્રવ્યના ઉપર આધાર રાખનારૂં સદ્ભાગ્ય નાશવંત છે, તે તમે બરાબર સમજી લેજો.

૨૧૩૧–સારાનઠારાનો વિચાર કર્યા વિના જે માણસ ગમે

તેમ બોલી નાખે છે તેનું બોલવું ગધેડાના ભૂંકવા સમાન છે. તે જેવાં જેવાં કામ કરતો જાય છે તે પ્રમાણે તે અવિચારી દુર્જન સજા પણ પામતો જાય છે. એવા માણસને દાંડિયો જાણવો. કયે વખતે લાત મારવી અને કયે વખતે ન મારવી તેનો જેમ ગધેડો વિચાર કરતો નથી તેમ આ માણસ પણ શું કરવું અને શું ન કરવું તેનો વિચાર કરી શકતો નથી. તુકારામ કહે છે કે, આવા લોકોને ધર્મનીતિનું પાલન કરવાથી કેવું હિત થાય છે અને સારૂં શું અને નઠારૂં શું તેની કાંઇજ સમજણ હોતી નથી.

૨૧૩૨–મેં મારા ગળામાં હરિનામરૂપી સિક્કો ધારણ કરી રાખ્યો છે. તેની સહાયતા વડે હું કળિકાળને ધક્કો મારીને પાછો હઠાવી મૂકી શકું છું. હે મનુષ્યો ! આ નિશાન અથવા સિક્કો જેવાં-તેવાં ન સમજશો. તે તો જેનાં છે તેના સમાન છે અને તેના જેટલુંજ સામર્થ્ય ધરાવે છે એમ સમજીને તમે તેમને માન્ય કરજો. જો તમે તેમને માન્ય નહિ કરો તો તમારાં નાક અને કાનને સાચવતા રહેજો અર્થાત્ તેઓ બેઉ કપાઇ ગયાંજ જાણજો. લંકાના રાજા રાવણે આ હરિનામના સિક્કાનું સન્માન ન કર્યું તેનું ફળ એવું થયું કે તે સવંશ માર્યો ગયો અને દેવે તેને નિઃસંતાન કરી દીધો. હલાહલ વિષ પીધાથી જ્યારે શિવજીનું આખું શરીર બળ્યુંબળ્યું થવા લાગ્યું તે વખતે તેમણે આ નામરૂપી સિક્કાનો આશ્રય લીધો અને તેના યોગે કરીને તેમનું સર્વાંગ શીતળ થઇ ગયું. તુકારામ કહે છે કે, આ નામરૂપી સિક્કાને મેં ધારણ કરી રાખ્યો છે અને તેથી કરીને હું નિજાનંદના સિંહાસન ઉપર આરૂઢ થયો છું.

૨૧૩૩–ભૂતમાત્રમાં દેવનો વાસ છે એમ સમજીને હું બધા લોકોને આલિંગન દઉં છું; પણ તેમ કરતી વેળા આ વ્યક્તિ પુરુષ છે કે સ્ત્રી છે તેનો વિચાર મનમાં લાવતો નથી. મારા મનનો આવો

ભાવ પાંડુરંગ જાણે છે એટલા માટે મારે તેને કહેવાની જરૂર પણ નથી. બધા લોકોને સારૂ ભવસમુદ્રને તરી જવાની નૌકાને ઠેકાણે હરિકથાજ છે, એમ સમજીને લોકોના પ્રતિ દયા લાવીને મેં સંસારમાં હરિકથાનો પ્રચાર કર્યો છે. તુકારામ કહે છે કે, હું કાંઈ મારા ઘરમાં ભૂખે મરતો નથી, પણ આ જગતનું કામ થાય એવી આશાથી હું બધે વિચરૂં છું.

**૨૧૩૪**–હે મનુષ્યો! જો કોઇ વસ્તુ તમારા હાથમાંથી ખોવાઈ જાય તો તમારે તેને સારૂં નકામો જીવ બાળવો નહિ, પણ તમારે મનમાં એવુંજ સમજી લેવું કે જાણે તમે તે વસ્તુ કૃષ્ણાર્પણ કરી દીધી છે. આવું કરવાથી તમારે હાથે સહજમાં દેવની સેવા થઇ જશે. જે કાંઇ થાય છે તે બધું સૌનાં પોતપોતાનાં સંચિત કર્મોને અનુસરીને થયા કરે છે. પણ શુભઅશુભ જે કાંઇ થાય તેનો સંકલ્પ દેવને અર્પણ કરી દીધાથી સહજમાં ભારે લાભની પ્રાપ્તિ થાય છે. તુકારામ કહે છે કે, જો આપણે આપણા મનને મળ વિનાનું સ્વચ્છ બનાવી દઈશું તો બધાં પુણ્યો આપણને મળીજ ગયાં એમ જાણવું.

**૨૧૩૫**–જ્યારે આપણી કેડ ઉપરનું ધોતિયું કેડ આગળથી છૂટી જઈને ગળા સુધી આવી જાય અને કમરની નીચેનો ભાગ ઉઘાડો થઈ જાય ત્યારે લોકો દાંત કાઢેજ ને? પણ જો આપણે આપણી લાજ ઢંકાય એવી રીતે સાચવીને લૂગડાં પહેરીએ અને ઠરેલ થઈને ફરીએ તો આપણો લોકોની સાથે સારો સંબંધ જળવાઈ રહે. આવી રીતે સાવધાનપણે રહેવાથી લોકનિંદાનો સંભવ રહેતો નથી. જે વખતે અજ્ઞાનરૂપી નિદ્રા વડે હું તદ્દન ઘેરાઈ જાઉં છું તે વખતે મારા શરીરના તમામ અવયવ અસ્તવ્યસ્ત થઈ જાય છે; પણ પૂરેપૂરા સાવધાન થઈ ગયા પછી જ્યારે હું ઉઘાડી

આંખે જોતો થઈ જાઉં છું ત્યારે મને લોકલજ્જાનું ભાન થાય છે અને તેથી કરીને હું જોઈએ તેવી રીતે વ્યવસ્થિતપણે મારા શરીરને ઢાંકું છું અને મારી લજ્જાની રક્ષા કરૂં છું. ઉપર કહી તેવી મારી ફજેતી ન થાય તેટલા પૂરતી સાવચેતી રાખવાનું મને ભાન થવા લાગ્યું તે મને ઘણું ગમ્યું. તુકારામ કહે છે કે, હે નારાયણ! હવે મારી ફજેતીનો અંત આવી ગયો અને તે પણ ઘણું સારૂં થયું.

**૨૧૩૬**–કોઇ પણ ખાદ્ય પદાર્થ મોળો છે, ગળ્યો છે કે ખારો છે તેના સ્વાદની પરીક્ષા જીભ કરી શકે છે. હાથની અંદરના ભાગમાં માંસ છે કે નહિ તેની પરીક્ષા કરવાનું કામ હાથનું નથી. જોવાનો ધર્મ આંખોનો છે, બોલવાનું કામ વાણીનું છે અને સુખ-દુઃખનો અનુભવ કરવાનું કામ ચિત્તનું છે. સુગંધ અથવા દુર્ગંધને ગ્રહણ કરવાનું કામ ઘ્રાણેન્દ્રિયનું છે. સાંભળવાનું કામ શ્રવણેન્દ્રિયનું છે. એક ઇન્દ્રિયનું કામ બીજી ઇન્દ્રિય કરી શકતી નથી. એકજ દેહની અંદર જુદી જુદી ઇન્દ્રિયોમાં જુદા જુદા જ્ઞાનધર્મ પ્રેરેલા છે. તુકારામ કહે છે કે, જે અનંત ભગવાન આવું કાર્ય કરવાને સમર્થ છે તેને જીવ કેમ ભૂલી જતો હશે?

**૨૧૩૭**–જીવ તો સ્વાભાવિક રીતે જવાનોજ છે. હું મારો જીવ આપીશ એવું કહેવું નહિ અને એવું કરવું નહિ. દેવની આગળ જે માણસ મોતની માગણી કરે છે તેને ગધેડાના પેટનો અથવા ખરેખરો ચાંડાળજ જાણવો. તુકારામ કહે છે કે, પોતાની પાસે પડેલી થાપણને જે વેડફી મારે છે તે એટલો પણ વિચાર નથી કરતો કે એનાદ્વારા મારૂં કાંઇક હિત થવાનું હશે.

**૨૧૩૮**–હે દેવ! લોકો પગાર આપીને ચાકર રાખે છે ત્યારે હું તો વગર પગારે તમારી સેવા કરવાનું માગી લઉં છું–તમારૂં દાસત્વ કરવાનો સુયોગ માગી રહ્યો છું. તું જ્યારે મારી પાસે

નથી હોતો ત્યારે હું મારો જીવભાવ તારા ચરણમાં સમર્પિત કરી દઈને મારૂં ઘણું હિત સાધી લઉં છું. હું કોઈ પણ જાતનો સુખોપચાર મારી જાતે ભોગવતો નથી પણ તે બધાથી તને સુખ થશે એમ સમજીને બધા ઉપભોગ તને અર્પણ કરતો રહું છું. હે પાંડુરંગ! હું પ્રયત્નપૂર્વક સંસારમાં તારા યશનો ફેલાવો કરૂં છું. આમ હોવા છતાં તું મારા પ્રતિ આવડો ઉદાસીન શા માટે રહે છે? તુકારામ કહે છે કે, હું તારી પાસે આથી કાંઈ વિશેષ તો માગતો નથી. મફતિયા અભયદાન દેવા જેટલું પણ તારાથી નથી બની શકતું?

**૨૧૩૯**–સમુદ્રમાંથી મીઠાની એક નાનીસરખી કણી કાઢી લઈએ તો તેથી કાંઈ સમુદ્રના વિસ્તારમાં ઘટાડો થઈ જાય ખરો? એવું છે ત્યારે મારે સારૂ નારાયણના ઘરમાં શી એવડી મોટી ખોટ પડી જવાની છે? કુબેર આટલી બધી મહેનત કરીને ધનનો સંગ્રહ કરે છે તેને એક કોડી ભારે પાડવાની હતી? તુકારામ કહે છે કે, આખા ધનભંડારના અધિપતિ કોષાધ્યક્ષને મન એકાદ સાધારણ કાચના મણકાની શી કિંમત?

**૨૧૪૦**–હે દેવ! મારામાં અને તારામાં કશો તફાવત નથી. અગાઉ જે મારા મોઢામાંથી ભેદવાદના વિચાર નીકળી ગયા હતા તે તો મેં તારી સાથે ગમત કરવાને સારૂ કહ્યા હતા. જેવી મારી આકૃતિ છે તેવી તારી છે; વધારે શું કહેવડાવે છે? હું તો એમ પણ કહી દઉં છું કે, જે કાંઈ છે તે તું અને તુંજ છે. હે દેવ! હું આખોજ તારા સ્વરૂપની અંદર છું અને તેવી સ્થિતિમાં તું મારી સેવા ગ્રહણ કરે છે. હે દેવ! મારામાં જે અક્રિય અને સ્થિર તત્ત્વ છે અને મારામાં જે કાંઈ બળ છે તે બધું તારૂંજ છે. મારે મોઢેથી તુંજ બોલી રહ્યો છે અને હું તારામાંજ ઘણા સુખથી વાસ કરીને રહું છું. તુકારામ કહે છે કે, હે દેવ! માત્ર ઉપર ઉપરથી તારામાં અને મારામાં નામરૂપનોજ ભેદ છે.

૨૧૪૧-વૈરાગ્યનો ઉદય સત્સંગતિમાં રહેવાથી થાય છે. સંતો તો કૃપાના દીવા સમાન છે. તેઓ સાધકોને પોતાના સંસર્ગવડે નિષ્પાપ બનાવી દે છે. જેમના મનમાં ભેદ અને અભેદ એવી કલ્પનાની છાયા પણ રહેવા ન પામી હોય તેઓજ દેવના સાચા ભક્તો છે. તુકારામ કહે છે કે, હું પ્રેમાનંદ સહિત હરિનામ ગાઉં છું, તેના તાલ, સુર મુજબ નૃત્ય કરૂં છું અને એમ ગાતાં ગાતાં મારૂં દેહબુદ્ધિનું ભાન એવું ક્ષીણ થઇ જાય છે કે જાણે હતુંજ નહિ.

૨૧૪૨-જપ, તપ, ધ્યાન ઇત્યાદિ સાધનો કરવાની કડાકૂટ કરવી નહિ. ફક્ત વિઠોબાના નામનું કીર્તન કરવા માંડો અને પછી જુઓ કે તે સાક્ષાત્ તમારી સન્મુખ આવીને ઊભા રહે છે કે નહિ. અરે મારા મન! તું ઉપર વર્ણવેલા વિઠ્ઠલના કીર્તનના સંબંધમાં તારો નિશ્ચય ખૂબ દૃઢ કરી રાખજે કે જેથી કરીને તારી શ્રદ્ધા ડગમગે નહિ અને તારામાં બીજા વિચાર કે ઇચ્છાઓનો પ્રવેશ થવા પામે નહિ. યોગીઓની સમાધિ અને તેમની નાના પ્રકારની મુદ્રાઓ શ્રીહરિના કીર્તનનો આશ્રય લઇનેજ ટકી રહે છે. તુકારામ કહે છે કે, હરિના ભક્તને ઘેર સાલોક્યાદિ ચાર પ્રકારની મુક્તિઓ અને અષ્ટમહાસિદ્ધિઓ તેની દાસીઓ થઈને તેની સેવા કરે છે.

૨૧૪૩-હે દેવ! તારી પાસે હું કોઇ જાતની સંપત્તિની માગણી કરતો નથી. તારા ચિત્તના એક ખૂણામાં મને સ્થાન મળે એટલું એકજ દાન હું તારી પાસે માગી રહ્યો છું. અથવા મારા ચિત્તમાં તારૂં સ્મરણ સદાકાળ અખંડ ભાવે રહે એવું તું કરી દે. મારાં પાપકર્મનો ભોગ જ્યારે પૂરો થઇ જાય ત્યારે છેવટે તારા સ્વરૂપનું અનુસંધાન કરતાં કરતાં હું તારા ચરણનાં દર્શન પામું. હે દેવ! તું મારે સારૂ સગુણ અને સાકાર રૂપધારી બની જઈશ એવી સ્પષ્ટ આશા તો હું નથી રાખી શકતો. તુકારામ કહે છે કે,

પણ મારા મોઢામાં તારૂં નામ તો સદાકાળ રમ્યા કરે એટલું તો તું કરજેજ. જો એટલું થઈ જાય તો પછી કાળ ભલે મને તેની મરજીમાં આવે એટલું દુઃખ દે તોપણ તેની કાંઈ ચિંતા નહિ.

૨૧૪૪-મનુષ્યો પોતાના હિતને અર્થે પ્રવૃતિ કરે એવા હેતુથી હું ઉપદેશ દેતો રહું છું. મારા શબ્દો લોકોનાં મનનું રંજન કરે એવા મજાકમશ્કરીના શબ્દો છે એવું કોઇએ માનવું નહિ. અક્ષરોના પાઠપાઠાંતરની ખટપટ હું કરૂં છું તે પણ દેવને અર્થેજ કરૂં છું. તુકારામ કહે છે કે, મારા શબ્દો સાંભળીને તમારે કોઇ એ ખીજવાવું નહિ અને ઊંઘનાં ઝોકાં પણ ખાવાં નહિ. જાગો અને સાંભળો.

૨૧૪૫-સંચિત ( એકઠાં થયેલાં ) પ્રારબ્ધ (જેમને આપણે ભોગવવા લાગ્યા છીએ) અને ક્રિયમાણ (જેમને આપણે હાલમાં કરી રહ્યા છીએ ) એ ત્રણે કર્મો નારાયણ પોતેજ છે, એમ જાણ્યા પછી મારી સાથે એમાંના કોઇને કશી લેવા દેવા રહી નથી. **अस्ति** (જે હયાત છે), **जायते** ( જે જન્મે છે ), **वर्धते** (જે વૃદ્ધિ પામે છે ), **विपरिणमते** (જેમાંથી નાનાપ્રકારનાં પરિણામ ઉત્પન્ન થાય છે), **अपक्षीयते** (જેનો ક્ષય થાય છે) **विनश्यति** (જેનો નાશ થાય છે) એ છએ છ વિકાર મને લાગુ પડી શકતા નથી. દ્વૈત અને અદ્વૈત એ બેઉ કલ્પનાઓ દેવના સ્વરૂપની અંદર વ્યાપેલી છે. તુકારામ કહે છે કે, મારામાં હરિજ સર્વતોપરીભાવે ક્રીડા કરી રહ્યો છે.

૨૧૪૬-હે કૃપાવંત પાંડુરંગ! તારી સેવા મારે કેવી રીતે કરવી તે મને આવડતું નથી. હું તો આ સંસારસાગરની અંદર ડૂબી મરૂં છું, તેમાંથી મને તારી પોતાની સત્તાના જોરથી બહાર ખેંચી કાઢવાને માટે તું દોટ મૂકીને ચાલ્યો આવ. હું ક્રિયાકર્મથી ભ્રષ્ટ અને ઇંદ્રિયોનો ગુલામ બની ચૂક્યો છું. તુકારામ કહે છે કે, હું

તારે ચરણે વળગી પડીને મેં હમણાં જેવી પ્રાર્થના કરી તેવી પ્રાર્થના વારેઘડીએ કર્યા કરૂં છું.

૨૧૪૭—જેમાંથી સમસ્ત પૃથ્વીમંડળ ઉત્પન્ન થયું છે, તે એક પંઢરપુરના સ્વામીજ છે. તેમને વિષે શ્રુતિઓ પણ અનુમાન કરવાને સમર્થ નીવડી નથી. જેમને વિષે લોકો અનેક પ્રકારના વાદવિવાદ કર્યા કરે છે, તે એક વિઠ્ઠલજ આખા જગતમાં સૌથી શ્રેષ્ઠ—બળવાન છે. તુકારામ કહે છે કે, તે કોઈથી કળી શકાય નહિ એવા અકળ અને સર્વવ્યાપક છે.

૨૧૪૮—જે પરમાત્માને નથી રૂપ, નથી નામ અને નથી તેને કોઈ જગ્યાનો આશ્રય લઈને રહેવાનું ઠામઠેકાણું. મા, બહેન અને આખા વિશ્વમાં જે જુઓ તે બધુંજ વિઠ્ઠલથી ભરપૂર છે. તેને આકારાદિ વિકાર નથી અને આખું સચરાચર જગત તેનાથી ભરપૂર થઈ રહ્યું છે. તેને નિર્ગુણ પણ ન કહેવાય અને સગુણ પણ ન કહેવાય. આવા દેવને કોણજ જાણી શકે? તુકારામ કહે છે કે, તેના પ્રતિ એક દૃઢભાવ સિવાય બીજા કોઈ પણ ઉપાયથી કાંઈ વળતું નથી.

૨૧૪૯—તે સર્વ પ્રકારની ઉપાધિઓથી પોતાની જાતને અલિપ્ત રાખીને લોકો તેને કળી ન શકે એવી ચતુરાઈથી ક્રીડા કરી રહ્યો છે. બાજીગર પોતાના હાથમાંથી દોરીને ખેંચીને જેમ લાકડાની પૂતળીઓને નચાવે તેમ દેવ સૌનાં પ્રારબ્ધની દોરી પોતાના હાથમાં રાખીને તેના વડે સૌની પાસે નાચ કરાવ્યા કરે છે. તે પોતે સૌનાથી વેગળો રહીને સૌને નચાવે છે, એ તેની થોડી ચતુરાઈ છે? જે ઘડીએ પ્રારબ્ધનો ક્ષય કરવાની દોરીને આંચકો મારીને તે ખેંચે છે અર્થાત્ જ્યારે પ્રારબ્ધનો ક્ષય થાય છે ત્યારે મનુષ્યશરીરરૂપી પૂતળું પ્રાણહીન બનીને ભોંય ઉપર લાંબું થઈ જાય છે. તુકારામ કહે છે કે, જે દેવ આવા છે તેમની સાથે ઓળખાણ કરવી અને તેમની

સાથે આપણી મૈત્રી જોડી દેવી.

**૨૧૫૦**-હે નારાયણ! વિષયોના ભણી દોડી જવાનો મારા મનનો વેગ બંધ થઈ ગયો છે અને તારા સ્વરૂપની અંદર તે કેવું ચોંટીને સ્થિર થઈ બેઠું છે! તને છોડીને દસે દિશામાં ભટકનારૂં મારૂં મન હવે જ્યારથી તારી પાસે પાછું ચાલ્યું આવ્યું છે, ત્યારથી તેને પરમતૃપ્તિ થઈ ગઈ છે. તુકારામ કહે છે કે, મારૂં ચિત્ત શ્રીપાડુરંગના રંગમાં રંગાઈ ગયું છે.

**૨૧૫૧**-હે દેવ! વિષયસેવન કરવાની બાબતમાં તું અમારામાં આળસ ઉત્પન્ન કર અને તારૂં નામ લેવાની અમને શક્તિ આપ; બીજું કાંઈ બોલવામાં મારી વાણીને મૂંગી કર, પણ તારા ગુણાનુવાદ કરવામાં મારી વાણીને ગર્જવા દે. આ મારી વિનંતિ છે, તેને તું મનમાં રાખ. તુકારામ કહે છે કે, તારા ચરણકમળને હું આંખે જોઉં; તે વગર બાકીનું જોવામાં હું આંધળો થાઉં.

**૨૧૫૨**-નજીવી હકીકત કહેવામાં વાણીનો વ્યય કોણ કરે? હવે અમે એજ કરવાના છીએ, કે જેથી વિઠ્ઠલને હૃદયમાં ધારણ કરી શકીએ. હવે કોઈ પણ જાતની મનોવૃત્તિ હૃદયમાં ઊઠવા દઈશજ નહિ. તુકારામ કહે છે કે, લોકોને પાંડુરંગ-ચિંતનનો ઉપદેશ દેવાથી હું ગાંડો ગણાઉં છું.

**૨૧૫૩**-હે દેવ! તારી પાસે મારી એકજ માગણી છે, તે તું વિચાર કરીને મને આપ; તે એ કે દુર્જનની સંગતિ મને બિલકુલ થવા દઈશ નહિ; કારણકે તેથી ઘડી ઘડી ચિત્તમાં વિક્ષેપ થાય છે; બાકી હું ઘણા જન્મ લેવા તૈયાર છું; ઘણી યાતના સહન કરવા તૈયાર છું, હું ગરીબોનો દાસ પણ થઈશ અને તેમના પ્રહારથી મારો દેહપાત થાય તોપણ ભલે; તુકારામ કહે છે કે, હું એજ માગું છું-એજ તું મને આપ.

૨૧૫૪-હે પાંડુરંગ! તું યોગ્ય ધર્મનીતિ જાણે છે તેથી તારા ચરણકમળ પાસે યોગ્ય થાય એવું હું શું બોલું? તારી કૃપાથી એક ક્ષણમાં સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ એ ત્રિવિધ કર્મો સાવ બદલાઇ જાય છે. તુકારામ કહે છે કે, સર્વ સત્તાધારી અને સર્વકર્તા એકમાત્ર તુંજ છે.

૨૧૫૫-હે દેવ! તમે મારા ઉપર કંટાળી જશો, તોપણ અમારાથી તમને છોડાશે નહિ. હું પગે લાગીને વિનંતી કરૂં છું કે, મને કહો કે હું તમને છોડીને ક્યાં જાઉં? અમે તો અમારો પ્રાણ તમને અર્પણ કર્યો છે. હવે તો તમારે અમારી પાછળ આવવું જોઇએ. તુકારામ કહે છે કે, તમારૂં સ્થાન છોડી જવું નહિ એવો અમારો તમારે માટેનો દૃઢ નિશ્ચય છે.

૨૧૫૬-આ સંસારમાં જન્મીને હું માત્ર એક હરિને જાણું છું; મને બીજો કોઇ પણ ધંધો આવડતો નથી; તેથી હું નિત્ય ગોવિંદનું ધ્યાન ધરૂં છું. કામ, ક્રોધ, લોભ, સ્વાર્થ આ બધું મારો પંઢરીનાથજ છે. તુકારામ કહે છે કે, મારો એક માલિક વિઠ્ઠલ છે અને હું તેમનો સેવક છું.

૨૧૫૭-બધી રીતે જેને શ્રીહરિ મિત્ર થઇને સહાય કરે તેને માટે તેના આંગણામાંની લીલી વેલો પણ કલ્પલતા સમાન છે; રસ્તે ચાલતાં વચમાં પથરા આવે તે પણ તેને માટે ચિંતામણિ સમાન છે; તુકારામ કહે છે કે, તે અમસ્તી વાત કરે છે તોપણ તેના ઘરમાં વેદાન્ત દાસ થઇને રહે છે.

૨૧૫૮-હે પાંડુરંગ! મારૂં એવું કયું પુણ્ય છે કે, જેથી તું જલદી દોડતો આવીશ? હું ક્યાં એવો મોટો ભક્ત છું કે જેથી તું મારી આગળ, ઝડપથી આવીને ઊભો રહીશ? એવાં મેં

કયાં કષ્ટ સહન કરીને તારી ચાકરી કરી છે કે જેથી તું મને તરત પાસે બોલાવીશ? હે નારાયણ! એવી મારા નામની કઇ મોટી ખ્યાતિ છે? હું તો માત્ર એક અપરાધી અને કમનસીબ છું. તુકારામ કહે છે કે, હું મારા ગયા ભવનું કર્મ જાણતો નથી અને આ ભવમાં પણ મેં કંઇ ભલું કર્યું નથી.

**૨૧૫૯**–અમારા ભક્તિભાવથી તારામાં દેવપણું આવ્યું છે તે તું કેમ ભૂલી ગયો? મોટા લોકોને યાદ આપ્યા વિના ઉપકારનું સ્મરણ થતું નથી; તમે તો નિર્ગુણ રહ્યા, તેથી સેવાના બળથી તમારૂં મન અમારે સાચવવું પડે છે. તુકારામ કહે છે કે, હવે વાયદો કરવા ઉપર હું આવ્યો છું તેથી હે હરિ! પ્રેમ અર્પીને તમેજ આ બાબતમાં મને સમજાવો.

**૨૧૬૦**–જ્યારથી અમે દેવને દેહ અર્પણ કર્યો ત્યારથી અમે મરી ગયા છીએ; હવે અમે કોની સેવા કરીએ? સૂત્રધાર જેમ કળ ફેરવે તેમ પૂતળું નાચે છે; મને જેમ દેવ બોલાવે છે, તેમ હું બોલું છું. પાપપુણ્ય એ તો બધું એ જાણે; એની સાથે અમારે કંઇ લાગતું-વળગતું નથી. તુકારામ કહે છે કે, ભાઇઓ! તમે અમારી વાત સાંભળો; અમે હવે આ દેહથી પર છીએ.

**૨૧૬૧**–હે દેવ! હું તમારા સોગન ખાઇને કહું છું કે, હું મારો જીવ જાય તોપણ તમને હીણપત લાગે તેવું કશું કરવાનો નથી. પારકાની સ્ત્રી મને રખુમાઇ સમાન છે અને પારકાનું ધન હું ઊલટી કરતાં પણ ખરાબ માનું છું. તુકારામ કહે છે કે, ગરીબને સાહ્ય કરનારા દેવને હાથ મારી લાજ છે, પછી હું બીજા ઉપર શા માટે આધાર રાખું?

**૨૧૬૨**–પ્રેમથી પ્રભુના રૂપનું સ્મરણ કરીને ત્યાં જીવને વિસામો

આપવો એનુંજ નામ પ્રભુનો મેળાપ. પ્રભુનું સુખ સાચવી રાખીને તેનો ભાતા તરીકે ઉપયોગ કરવો; એ ખાવાથી તરસ અને ભૂખ મટી જાય. મનમાં નામ સાચવી રાખવાથી પ્રભુનું રૂપજ આપણી પાસે આવી જાય છે. તુકારામ કહે છે કે, પ્રભુનું નામ વારંવાર લેવાથી શરીરની બધી નસો આનંદથી શાંત થઇ જશે.

**૨૧૬૩**-હું મારા સામર્થ્યથી બોલી શકતો નથી. મારો મિત્ર કૃપાળુ હરિ છે, તેનીજ આ વાણી છે. મેના મંજુલ વાણી બોલે છે, પણ તેને શિખવાડનાર માલિક જુદો હોય છે. મારા જેવા પામર માણસે શું બોલ બોલવા? પણ મને વિશ્વંભર પ્રભુ બોલાવે છે. તુકારામ કહે છે કે, દેવની કળા કોણ જાણે? પગ વિનાના પાંગળાને પણ તે ચલાવે છે.

**૨૧૬૪**-જે આપણા હિતની વાત કહે છે તે જીવતદાન આપે છે, એમ સમજવું. અને જે મનપસંદ વર્તો એમ કહે છે તેને ઘાતકી સમજવું. જેમ આંધળો ખોટે રસ્તે ચાલતો હોય તો તેને અટકાવીએ છીએ તેમ કોઇ માણસ અધર્મ કરતો હોય તો તેને બળાત્કારે પણ અટકાવવો. તેમ આપણી પાસે પૈસો હોય તો તે આપીને તીર્થયાત્રા કરાવવી પણ ચોરને પૈસો પણ આપવો નહિ; તુકારામ કહે છે કે, આવું પુરાણમાં કહ્યું છે, આ કંઇ મારા ઘરના શબ્દો નથી.

**૨૧૬૫**-એવો તું સંન્યાસ લે કે જેથી તારા સંકલ્પનો નાશ થાય; પછી તું ગમે તે ઠેકાણે રહે-વસ્તીમાં, જંગલમાં, ખાટલામાં, ભોંય પર ગમે ત્યાં. જાણુવાપણું તોડી નાખ અને વૃત્તિથી વેગળો થા. તુકારામ કહે છે કે, જેમ આકાશ અણુમાં પણ સમાયું છે તેમ દેવ પણ બધે છે.

૨૧૬૬—હે દેવ! સોળ હજાર સ્ત્રીઓને માટે તમને તેટલાં રૂપો લેતાં આવડે છે અને મારે માટે એક પણ રૂપ નહિ? એવો ઠેરઠેર પ્રપંચ કરો છો તે તમારા જેવા દેવનેજ છાજે છે! દ્રૌપદીને માટે તમે ચીરનું રૂપ ધારણ કર્યું તે તમને કેમ ગમ્યું? તુકારામ કહે છે કે, હે પાંડુરંગ! તમે મને તમારાથી દૂર રાખો છો એ બરાબર નથી.

૨૧૬૭—આ લોકમાં આપણે ભિક્ષાથી અન્ન ખાઇએ, પાણી પીવાને માટે ઠામણું હોય અને પાથરવાને માત્ર ગોદડી હોય, એવી ફજેતીથી રહીએ—એજ આપણું ભૂષણ છે. કારણ, આ સંપત્તિ નિર્ભય હોઇને; રાતી પાઇના ખર્ચ વિના મળે એવી છે. અને તે મળવાથી આપણા ચિત્તને ટાઢક મળે છે. આપણું દેહરૂપી ઘર નવ છિદ્રોવાળું છે. તેમાં કામ કે ક્રોધરૂપી ઉંદરોની હિલચાલ છે અને તેમાં પરમેશ્વરના નામરૂપી ધન સંતાડેલું છે. (અથવા આપણું વિષયરૂપી ઘર છે, તેમાં ઉંદરોનો વ્યવહાર છે.) તુકારામ કહે છે કે, છેવટ તો આપણે એકજ સ્થળે રહેવાનું છે; તેથી કરીને આપણું વર્તન બધા મનુષ્યોથી નિઃસંગ રહેવું જોઇએ.

૨૧૬૮—હે દેવ! હું રાગદારીનાં ગાણાં જાણતો નથી, પણ તારી સમક્ષ મારા કાન ધરીને, તારા નામના છંદોથી નાચું છું. હે વિઠ્ઠલ! મારા તોતલા શબ્દો તરફ ચિત્ત દઇને સાંભળ. જ્યારે લોકો મારી સામે જોઇને હસે, ત્યારે તેમની શરમ રાખ્યા વિના હું તારૂં નામ નિઃસંશય જપું. તારા નામનું કીર્તન કરવામાં મેં બધી લાજ ખોઈ છે. અરે! પણ મારે લોકોની ગરજ શી છે! તુકારામ કહે છે કે, હે લક્ષ્મીપતિ! આ જે મેં વિનતિ કરી છે, તે તું સાંભળ.

૨૧૬૯—સાપની કોથળીમાં ઝેર છે. તેથી કરીને તેના દરથી

પણ લોકો બીએ છે. પણ મૂળમાં તો બધાનાં શરીર પંચભૂતાત્મક-જ છે. પરંતુ ગુણોને કારણે સુખ કે દુઃખ પ્રાપ્ત થાય છે. ચંદનના ધામમાં સુવાસ છે, એથી કરીને તે પ્રિય લાગે છે. તેથી જેવી જેની જાત તેવી તેની ભાત, એમ સિદ્ધ થાય છે. તુકારામ કહે છે કે, કરડુ દાણો હોય તેને ગમે તેટલો પલાળો છતાં તે અનાજમાં મળવાનો નહિ અને કાચો ને કાચોજ રહેવાનો.

૨૧૭૦-પેટભર જમ્યા પછી જેમ એક રતીભાર ઝેરનું સેવન કરવાથી બધું અન્ન નકામું થાય છે, અને વળી, શરીરના કોઈ પણ ભાગને હાથથી ખૂબ ખણવાથી મજા આવે છે, પણ એકજ અંગમાંથી એક રૂંવાડું જરા ઊપડી આવે, તો જેમ મોટું દુઃખ થાય છે, તેમ જે કોઈ સર્વ ઠેકાણે એકજ દેવ છે એવું પ્રતિપાદન કરીને ઘણા બધા દેવોને નમે છે, છતાં કોઈ એક દેવને ધિક્કારે છે, તેનું બધુંજ એળે જાય છે. તુકારામ કહે છે કે, જેનું મન સ્વાધીન નથી તેનાં બધાં કામ વ્યર્થ છે.

૨૧૭૧-આ ઉપદેશ મને પોતાનેજ છે. એનો ત્રાસ બીજા કોઈએ માનવો નહિ. કારણ, તમે સર્વ લોક પાંડુરંગસ્વરૂપ હોવાને કારણે ખૂબ સુંદર છો. હુંજ પૂરેપૂરો દુષ્ટ છું. એટલા માટે હું તમારે શરણે આવ્યો છું. તેથી, મારું કોઈ પણ રીતે હિત કરો. તુકારામ કહે છે કે, હું તમારા પાય પકડું છું. મારો દેહ, હું અને મારા દેહ સંબંધી જે કાંઈ ભાવો છે તેનાથી મને મુક્ત કરો.

૨૧૭૨-જેઓ જાણે છે તેઓને મર્મ મળ્યો છે. જેઓ જાણતા નથી, તેઓને ભાગે દુષ્ટ કર્મ છે. આ બે વસ્તુઓ પ્રત્યક્ષ અનુભવ્યા સિવાય તેમનો અનુભવ મળી શકતો નથી. સ્ત્રીના સંભોગનું સુખ અને તેનું માહાત્મ્ય માત્ર સાંભળવાથી જાણી શકાતું નથી. જે તેનો સાક્ષાત્ અનુભવ કરે છે, તેને તે સુખનો અનુભવ થાય

છે. તુકારામ કહે છે કે, મારા વિઠોબાનો સુખાનુભવ એક વાર પણ થઈ જાય તો પછી કોરેકોરા શબ્દોથી જે જ્ઞાન સાંભળવામાં આવે છે, તે જ્ઞાનમાં આગ લાગો.

૨૧૭૩–જ્યાં પાડુરંગ મારૂં માન જાળવવાનો યત્ન કરે છે, ત્યાં મારે પ્રપંચની ગૂંચ શાની? માટેજ, તું કાંઈ પણ વિચાર કર્યા વિના પાંડુરંગના ધામમાં જઈ રાત રહે. જો તને પશ્ચાત્તાપ થાય, તો પછી તારા સ્થાનમાં પાપ ક્યાંથી રહેશે! તુકારામ કહે છે કે, જેના પડખે પાંડુરંગ હાજરાહજૂર ઊભો છે, તેનાં આ સંસારનાં સકળ કાર્યો સિદ્ધ થઈ ગયાં છે.

૨૧૭૪–હે પ્રભો! તારી પ્રાપ્તિનો મર્મ સંતોએ મને સમજાવ્યો છે. તે મુખ્ય મર્મરૂપી તારૂં નામ મારા કંઠમાં ધારી રાખીને તે નામના જપથી, હું સર્વવ્યાપક છતાંય, તને મારા હૃદયમાં સાચવી રાખીશ. તું પ્રથમથીજ અમારા ભાવના પેચમાં સપડાઈ ગયેલો છે. તેથી તારી નવવિધ ભક્તિથી તને હું બાંધી લઈશ. તુકારામ કહે છે કે, આમ હું મોટો બળવાન હોવાને કારણે કલિયુગ મારા પગમાં પડ્યો છે.

૨૧૭૫–વિઠ્ઠલાનું રૂપ આંખેથી જોયાજ કરૂં, એવી લહે મારા મનમાં લાગો. આ સિવાય બીજી કોઈ મને ઇચ્છા નથી, અને આ સંસાર મને ગોઠતો નથી. આ પાંડુરંગના સ્થાનમાં આવી હું કૃતાર્થ થઈ ગયો છું; તેમ થવાથી મારો જન્મ સફળ થયો છે. તુકારામ કહે છે કે, તારા ચરણની સેવા મને કાયમને માટે તું દે.

૨૧૭૬–જે સ્વરૂપની ઝાંખી માત્રથીજ બધાં પાપોનો નાશ થાય છે, તે સાક્ષાત્ પરમાત્મા પંઢરપુરમાં પ્રત્યક્ષ બિરાજે છે; માટેજ, મુખેથી હરિનામ ગાતો ગાતો તું પંઢરપુર જા–આ હું તને બે વાર કહું છું. અને ત્યાં જઈને વિઠોબા પાસે પ્રેમભક્તિની

યાચના કરજે. જે સર્વ સુખોનો ભંડાર છે તે પરમાત્મા, પુંડલીકરાય ઉપર પ્રસન્ન થઇને આજે પંઢરપુરમાં બિરાજે છે; તુકારામ કહે છે કે, જે સ્વરૂપ નિરાકાર સિદ્ધાંતમાં મેળવવું બહુ દૂર છે, તે સાકાર બનીને રાજા પુંડલીકની પાસે ચરણ જોડીને ઊભું રહ્યું છે.

૨૧૭૭–હું મારો દેહ તારા ચરણકમળમાં અર્પણ કરીને તારા તરફથી કરવામાં આવેલા મારા ઉપરના ઉપકારોના પારને પામી ગયો છું. હે દેવ ! આથી કરીને મારા જીવને જેમ સુખ થાય તેમ તારે કરવું. હું તો માત્ર ઠોઠ છું; મેં અનેક અપરાધો કરી નાખ્યા છે. તુકારામ કહે છે કે, તારા વિષયના જે ભાવ ને ભક્તિ તેનાં લક્ષણ હું જાણતો નથી.

૨૧૭૮–જે બધા મનુષ્યો મારા સુખના સોબતીઓ છે, તેઓને કંઈ દેવાલેવામાં આવે, તેનાથી તેઓ ઉપયોગી થાય છે; પણ આખરની વેળાએ, દુઃખસમયે તે મને કોઈ ઉપયોગી થવાના નથી. હું શક્તિહીન થઈ જઈશ અને નાક અને કાનમાંથી મને પાણીની ધારા છૂટશે, ત્યારે કોઈ મારો ભાવ પૂછવાનું નથી. આપણી સ્ત્રી આપણને જોઈને આપણાથી ભાગશે અને કહેશે કે, "મૂઓ મરતોય નથી. અરે ! આ ઘર થૂંકી થૂંકીને ભરી મૂક્યું." તુકારામ કહે છે કે, હે ચક્રપાણિ ! અંતકાળે તારા સિવાય મારે બીજું કોઈ સગું નથી.

૨૧૭૯–હે દેવ ! તારા વિષેની જે પ્રેમભક્તિ તેનું કંઈ ચિહ્ન આપ–મારા હૃદયના ભાવને જાણીને મારા અજ્ઞાનને દૂર કર. જેમ પાણીમાં રહેવા છતાં કમલ અલગ રહે છે, તેમ સંસારના વ્યવહારમાં પડ્યો હોવા છતાં હું અલિપ્ત રહું. જે પ્રમાણે યોગી ઉન્મની અવસ્થામાં રહેવાથી જે સ્થાનમાં પોતે રહ્યો છે તેનો તેને ખ્યાલજ રહેતો નથી, તેજ પ્રમાણે લોકો તરફથી કરવામાં

આવેલી સ્તુતિ કે નિંદાને સાંભળ્યા છતાં પણ હું બહેરોજ હોઉં એમ રહું! જેમ સ્વપ્નમાં અનેક સૃષ્ટિનો ભાસ થાય છે અને જાગ્યા ત્યાં બધુંજ મિથ્યા પ્રતીત થાય છે, તેમ આ પ્રપંચને આંખથી જોઈને પણ એ ખોટો છે, એમ માનીને હું આંધળા પ્રમાણે રહું. તુકારામ કહે છે કે, આવી સ્થિતિ કરાવ્યા સિવાય જે કંઈ થશે તે બધુંજ ફોગટ છે.

**૨૧૮૦**–હે વિઠ્ઠલા! તને બોલાવી બોલાવીને મારૂં ગળું ફાટી ગયું છે. મારા તરફ રહેમ નજરથી શા માટે જોતો નથી? તને શું થઈ ગયું છે? અનેક જન્મોના ફેરાઓ કરી કરીને તારે માટે ખૂબ ઝોલે ચડયો છું. તુકારામ કહે છે કે, હે નફ્ફટ! તારી ચાલચલગત બોલવાસાંભળવા જેવી નથી.

**૨૧૮૧**–કોઈ ઊંચું માથું કરીને મોટા બરાડાથી અનેક પ્રકારનાં ગાયનો કરીને તને હાંક મારે છે, પણ તે ગાનમાં શું ગાય છે તે લોકો જાણતા નથી. સાંભળનારા મને પૈસા આપે એવી અપેક્ષાથી જેઓ ગાય છે, તેઓ વ્યર્થ ગાય છે. તુકારામ કહે છે કે, આવા લોક માત્ર પેટને માટેજ કષ્ટ લે છે.

**૨૧૮૨**–હે દેવ! આ બધોજ:પ્રપંચ નથી એમ માનીને મારૂં મન તારા ચરણકમલમાં સ્થિર થઈને રહો. હે પાંડુરંગ! તારા શુદ્ધ રંગથી મારૂં ચિત્ત રંગાય એમ કર. મારા ઉપર બીજા કોઈની સત્તા ચાલવા ન દઈશ. હું તને બે વાર કહું છું–એવું પરાધીનપણું મને ન થાઓ. તુકારામ કહે છે કે, જે કાંઈ ખોટું છે તેને તું દૂર કર, એટલે મારી પીડાઓ ઓછી થઈ જશે.

**૨૧૮૩**–હું હરિકથાના શબ્દોથીજ તમારૂં માહાત્મ્ય ગાઉં છું એમ નથી, પણ આ વિષયમાં મારો જે અનુભવ છે તે ગાઉં છું. મારી જે હરિકથા છે, તે બીજાં સાધનોને તાબે નથી. (અથવા

તેણે મને પરતંત્ર કર્યો નથી.) મારા પારમાર્થિક દેહને તેજ મળ્યું છે, અને તેને હરિકથાથી જાણીને આત્મપદના સ્થાન ઉપર મને સ્થિર કર્યો છે. આખા ત્રૈલોકયમાં બ્રહ્મરસ ભર્યો છે. વિષ્ણુ ભગવાન તને હાથ જોડી રહ્યા છે; શિવજી તારી ચરણરજને નમસ્કાર કરી માથે અડાડે છે. તુકારામ કહે છે કે, તેં કળિકાલને તો બંદીખાનામાં નાખ્યો છે, એવો તું બળવાન છે.

૨૧૮૪-મારૂં આખરી પરિણામ ઘણું સુંદર થયું. રુકમાઈના સ્વામી-જે મારાં માબાપ છે, તેની સમક્ષ હું આવી પહોંચ્યો છું. હું અહીં આવીને યાચના કરતાં મારાં બધાં પાપ નાશ પામ્યાં છે. તુકારામ કહે છે કે, મારી વાણી મૃત્યુ સમક્ષજ જાઓ, જેથી ચિંતન કરતાં કરતાં મારૂં મન તૃપ્ત થાય.

૨૧૮૫-હે દેવ! અત્યારે હું તારૂં નામ ગાઉં અને તારા આનંદરંગમાં થેઈ થેઈ થઈ નાચું. તારા નામના ધામમાં જો મને શ્રદ્ધા છે, તો પછી મારે ફરી ગર્ભવાસ શાનો? તારા નામને જો હું ભૂલી જાઉં, તો મને કરોડો જીવોની હત્યાનું પાપ લાગો! તુકારામ કહે છે કે, હરિનું મને ખોટું નામ પણ આપો-તેને પણ હું શ્રદ્ધાપૂર્વક સાંભળીશ.

૨૧૮૬-અનેક વાર નરકમાં ડુબાડનારી કોઈ સ્ત્રી હોય, તો તે આવી હોય-જે પતિને તીર્થયાત્રા કરવા દે નહિ અને જેણે પોતાના સ્વામીને પોતાના ઘરને આંગણે કૂતરાની માફક સ્વાધીન કરી દીધો હોય, જે પતિની પાસે પોતાની સેવા દેવોની સેવાની માફક કરાવતી હોય. તુકારામ કહે છે કે, આવો જે પુરુષ છે તે સાક્ષાત્ પશુજ છે-તેણે પોતાની આવરદા પાણીમાં નાખી છે.

૨૧૮૭-જેનું જીવતર સ્ત્રીને અધીન છે તેને જોઈને મને ભારે ત્રાસ છૂટે છે. જંતુની માફક રહેલા તે પ્રાણીને સંસારમાં મારે

કોની ઉપમા આપવી ? તેની બધીજ ગત મદારીના માકડાના જેવી છે. સ્ત્રીના મનમાં હોય તેજ જેને ખરૂં ભાસે છે, તે પુરુષ તો સ્ત્રીને પૂરેપૂરો અધીનજ છે. તુકારામ કહે છે કે, એ તો રખડતા ગધેડાના જન્મ પ્રમાણે અથવા તો કૂતરાના ખાવા પ્રમાણે તેનું બધુંય જીવન સમજવું જોઇએ.

૨૧૮૮–હે દેવ ! જગતમાં તમે મારી જે આવડી વાહવાહ બોલાવી છે તે તમારી મેં કરેલી સેવાનો બદલોજ હું સમજું છું. હવે મને આ વિષયમાં કંઈ વધુ દેવાનો વિચાર છે ? મેં શબ્દની સાથે શબ્દ જોડીને કવિતા કરી છે, જેથી મારો દેહ સાર્થક થયો છે. જ્યાંસુધી આ વિષયમાં તારા મુખથી તું કંઈ પણ ઉલ્લેખ નહિ કરે, ત્યાંસુધી તારા વિષેની મારી કટકટ ઓછી થવાની નથી. તુકારામ કહે છે કે, જો તું મારાથી કંઈ છાનું રાખે તો તને પુંડલીકની આણ છે.

૨૧૮૯–એક ગોવાળણ બીજીને કહે છે કે, ઇન્દ્રિયનાં દ્વાર બંધ કરીને અલિ, તું અંતઃકરણમાં હરિને જકડી દે એટલે એનું રક્ષણ પણ બરાબર કરી શકાશે અને તેજ કામ આ ઠેકાણે કરવું જોઈએ. “ અરે ઓ હરિ ! અરે ઓ હરિ ! ” એમ બોલતાં બોલતાં તે ગોવાળણીને ચોરી કરતાં તે ( હરિ ) મળ્યો, પછીથી તેને પોતાના હાથવતી એને વીંટાળીને પકડી લીધો; કારણકે તે એની માને ત્રાસ દેતો હતો. પરંતુ તેનો લોભ આડે આવ્યો તેથી તેણે તેને ફસાવી. દેવ તેના હાથને છોડાવી તેને તરફડતી મૂકીને નાસી ગયો. તે ગોવાળણીના અંતઃકરણમાં સંશયની જે ગૂંચો હતી તે ભગવાનને ભેટવાથી ઊકલી ગઈ. આવા પ્રકારે સંબંધ છૂટ્યા પછી તેઓ કૃષ્ણને ફરીથી લેવાને જતી, તો તે, તેને મળતો. તુકારામ કાકલૂદી કરીને વિનંતિ કરે છે કે, જે વિપરીત બોલનારા હોય

તેમને તું છોડી દે. અમે તો ભારને વહન કરનારા છીએ એવી કબૂલાત તેમના મોઢેજ થયેલી છે.

**૨૧૯૦**–હું ઝડપ કરીને બળથી પંક્તિમાં બેસી જાઉં છું. ત્યાંથી જો કોઇ મને ઉઠાડે, તો દાતાની ફજેતી થશે. હે પાંડુરંગ! ખરેખર યોગ્ય કર્તવ્ય તું કળી શકતો નથી? તું બળથીજ મારા તરફ શા માટે જુએ છે? મારે જે જોઇએ છે, તે બધુંજ હું માગી ચૂકયો છું. 'ના' કહેવાનો આ સમય નથી. તુકારામ કહે છે કે, મોટું માન મેળવવાનો હું અધિકારી થયો છું, પણ હે દેવ! મને લોકલાજ નથી.

**૨૧૯૧**–હે દેવ! હે પાંડુરંગ! તારા ચરણુની સેવા કરવી એજ મારા વડીલોની રીતિ છે. મારા બાપદાદાએ ઉપવાસ, પારણાં વગેરે વ્રતો કરીને અને તારા દ્વારપાળ રહીનેજ જે કંઇ સૂચવેલું છે, તેજ આજે અમારે ભોગવવાનું છે. તુકારામ કહે છે કે, હું વંશપરંપરાનો આજ્ઞાધારી સેવક છું, માટે જો મારી ઉપેક્ષા કરવામાં આવશે તો લાજ જશે કોની?

**૨૧૯૨**–જેની વાણી હરિનું નામ લેતી નથી, તે બે બાપનો બેટો છે, એમ સમજવું. હરિના નામની જેને ભક્તિ નથી, તે અભક્ત બે બાપનો છે એમ જાણવું. જેણે વિઠ્ઠલને પરમદૈવત તરીકે સ્વીકાર્યો નથી, તેની સંગત કદી પણ કરવી નહિ. જે પાંડુરંગને ઓળખતો નથી, તે નીચ જાતિનો છે. જે મોઢું હરિનું નામ લેતું નથી, તે ચમારની ચામડું ભીંજવવાની કૂંડીજ છે. તુકારામ કહે છે કે, જે દિવસે એવો જીવ ગર્ભમાં આવ્યો, તેજ દિવસે એ ચંડાળ થયો છે.

**૨૧૯૩**–હે નારાયણ! હે પાંડુરંગ! હું પાપી અને પતિત હોવાને કારણે તારા શરણે આવ્યો છું. મારી લાજ તારે હાથ છે. હે

પાંડુરંગ ! તેં ઘણા ભક્તોનો ઉદ્ધાર કર્યો છે. તારા મહિમાનો પા પમાતો નથી. હું મહાપતિત છું. હે પાંડુરંગ! તારી બહેન દ્રૌપદીને દુર્યોધન વગેરે દુશ્મનોએ ખૂબ તકલીફ આપી, તે વખતે ચોળીની ગાંઠ બાંધવાને માટે તું તેને તારી જેમ ચાર હાથ કરી આપ્યા. હે પાંડુરંગ ! પ્રહ્લાદને માટે તું થંભમાંનું નરસિંહરૂપ ધારીને પ્રગટ્યો અને તું મનેજ કેમ વીસરી ગયો ? સુદામા બ્રાહ્મણ દારિદ્રયથી પીડાયેલો હતો. તેને તેં તારા જેવો બનાવ્યો. તુકારામ કહે છે કે, હું સર્વ ભાવથી તારે શરણે આવ્યો છું. મારા પાપ દૂર કર.

**૨૧૯૪**–કસ્તૂરીનું રૂપ ઉપરથી દેખતાં ખરાબ દેખાય છે, પણ અંદર સારભૂત સુગંધ છે, એટલુંજ નહિ પણ તે મહામૂલ્યવાન છે. તેમ ચંદનનાં વૃક્ષ ઘણાં થોડાં હોય છે, પણ તેના સ્થાનમાં સુગંધ હોવાને કારણે તે બહુજ કીમતી થાય છે તો શું રૂપથીજ સુંદરતા છે ? સોનું બીજી ધાતુઓમાં અત્યંત કીમતી છે. એક સારી તલવારના બાર પૈસા પણ ઊપજવાના નથી, છતાં એને કાયમ રાખી એને આપણા અંગ ઉપર જો રાખવામાં આવે તો હજારો રૂપિયાનું કામ આપે છે. તુકારામ કહે છે કે, જાતિનો સંબંધ કાંઈ નથી. જે માણસ મુખથી હરિનામ લે છે, તેજ ધન્ય છે.

**૨૧૯૫**–સંસારનાં બધાં દુઃખ પોતાની સત્તા વડે કરીને ટાળવા જેટલો હું અધિકારી નોકર નથી. હે દેવ ! તમારે પગલે પગલે અનુસરતો રહું એજ મારૂં કર્તવ્ય છે; માટે તું મારા ઉપર કૃપાની છાયા કર. હું નિર્બળ છું, પણ તું તો સર્વશક્તિમાન છે, એમ સમજીનેજ મેં તારૂં શરણ લીધું છે. તુકારામ કહે છે કે, સંસારના ભયને કારણેજ મેં તારા ચરણ ગ્રહ્યા છે. આ સિવાય બીજો કોઇ ઉપાય હું જાણતો નથી.

૨૧૯૬–અનેક ગ્રંથો જોઇ જવા આવરદા લાંબી જોઇએ, પણ તે મારા હાથની વાત નથી. અને તે ગ્રંથોના અર્થોનું જ્ઞાન મેળવવા જેટલી તીવ્ર બુદ્ધિની મને સરખાઇ પણ નથી. વિઠોબાનું નામ લેતાં લેતાં જે થવાનું હોય તે થાઓ. જેનું હું પૂજન કરૂં છું, તેનેજ ભાવે આ જીવ રહ્યો છે. જો વિચાર કરવા જઇએ, તો અનેક પ્રકારના કુતર્ક અને યુક્તિઓ વધી જાય અને તેથી અહંભાવ ઉત્પન્ન થાય. તુકારામ કહે છે કે, છોકરાઓ જો શુભાશયો રાખે, તો તે પૂરવાને માટે વડીલોનાં મનમાં લાગણી ઉત્પન્ન થાય.

૨૧૯૭–શ્રીહરિ ભગવાનનું રૂપ જોતાંજ તે મારી આંખમાં પ્રવેશી જાય છે અને અંતઃકરણમાં તેનાથી જરાય વેગળું રહેતું નથી. તેજ હરિ ભક્તના હૃદયમાં ઇચ્છા પ્રમાણે ક્રીડા કરે છે અને તેના હૃદયમાંના વિકારોને બહાર કાઢી મેલે છે. તેવો એ નંદનો પુત્ર કૃષ્ણજ છે. તેની સેવા કઈ છે? તે જેવો દેખાય છે તેવો નથી. બધી દિશાઓમાં વ્યાપીને તે રહ્યો છે. તેનું સકલ ચાતુર્ય ક્રીડા કરવાને માટેજ છે અને તેની સાથે એક વાર ગાંઠ બંધાતાં તે કદી છૂટતી નથી. તુકારામ કહે છે કે, ભગવતસ્વરૂપના વિરહથી વીંધાયેલી વિરહિણી રસ્તામાં આવી રાહ જોતી ઊભેલી છે. તેના તરફ નિર્દેશ કરીને હું લોકોને બતાવું છું.

૨૧૯૮–મોટાં કર્મો બળી જાય અને નિજસુખનો જે ખરો મર્મ જોવા મળે તે પ્રકારનો મર્મ એકમાત્ર હુંજ સમજ્યો છું, તેથીજ હું નામચિંતન કરનારો થયો છું. માટે તપ વગેરે સાધનની માથાકૂટ કરવાની નથી, તેમ વનવાસ પણ કરવાનો નથી. તુકારામ કહે છે કે, આ નામસ્મરણજ કલિકાલને ટૂંકવી નાખે છે.

૨૧૯૯–હે દેવ! કામ, ક્રોધ, અભિમાન, આશાતૃષ્ણા, માયાલજ્જા અને ચિંતા એ વિકારો મારા દેહમાં રહેવા દે મા!

અને મને જન્મોજન્મ પંઢરપુરમાં વાસ દેજે. આ સિવાય બીજું કશું હું તારી પાસે માગતો નથી. હે હરિ! તું મને કૃપાદાન કર, તને બે વાર વીનવું છું. મારા હૃદયમાં રહેલા અજ્ઞાનાંધકારને હઠાવીને મને તારા ચરણારવિંદનાં દર્શન કરાવ. આવી મારી ઇચ્છા તું પૂરી કર; કેમકે, હું તારે શરણે આવ્યો છું, તારે મારી ઉપેક્ષા ન કરવી જોઇએ. તારૂં નામ કાયમને માટે હૃદયમાં રહીને મારા મુખ મધ્યે વસો. જાગૃતિમાં કે સ્વપ્નામાં પણ એક ક્ષણભર પણ હું તારૂં નામ ન વીસરૂં—એમ કહેનારા જે સંતો છે તે તારા સિવાય બીજા કોઇને જાણતાજ નથી. તેવા સંતોનો મને સમાગમ હો! તુકારામ કહે છે કે, યમદ્વાર મારે માટે તું બંધ કરી દે. આ ભવસાગર મને ફરી ન મળે, તેવું કરી દે; કારણ બધી સત્તા તારા હાથમાં હોવાને કારણેજ તને ત્રૈલોકયમાં કોઈ પણ હરકત કરનાર નથી. હું તારા ચરણકમળમાં મારૂં મસ્તક મૂકીને વિનંતિ કરૂં છું.

૨૨૦૦–હલકી જાતિના માણસને કોઈની કાંઈ પડી હોતી નથી, એટલેજ મોટાનાનાનો ફેર નહિ સમજતાં ફાવે તેને લાતો મારે છે. પરંતુ મનુષ્ય હોઇનેજે શ્રેષ્ઠ માણસનું માનખંડન કરે છે, તે તો હલકાથીયે અત્યંત હલકો છે. જે પોતાની માતા, બહેન વગેરેનો વિવેક નથી સમજતો અને અપશબ્દો વાપરે છે, તે ગધેડાંની ઓલાદનો છે; એમ સમજવું. તુકારામ કહે છે કે, જે બોકડો મત્ત છે, તે ફાવે તેમ એલફેલ કર્યા કરે છે.

૨૨૦૧–ઉપરના ધ્રુવપદમાં જણાવ્યા મુજબ જેની વર્તણુંક છે, તે માતૃગામી હોઇને ગધેડાંની ઓલાદનો છે, એમ સહજ રીતે સમજાય છે. જેણે મહાન લોકોની આજ્ઞાનો તિરસ્કાર કરેલો છે, એ એંધાણીએ અને એ કામે કરી ગધેડાંની જાતનો છે એમ

જાણવું. જે દારૂ પીનારો છે તે અધમ જાતિનો છે. તેને કંઇ પણ સારી શિખામણ દેવામાં આવે તે નાખી દેવાની છે. તુકારામ કહે છે કે, કૂતરાં અવિવેકી હોઇને પોતાનું કે પારકું કશું જોતાં નથી.

૨૨૦૨–મત્સ્ય, કૂર્મ અને શેષ કોને આધારે છે? છતાં પૃથ્વીનો ભાર વહે છે. તો બીક શી? ચિંતા શાની? તે એવો તો સમર્થ સાહાય્યકારી છે. શંખ, ચક્ર, ગદા, વગેરે અપાર આયુધો ધારણ કરનાર તે ભગવાન ભક્તોનો રક્ષક છે. તુકારામ કહે છે કે, પાંડવો લાક્ષાગૃહમાં પુરાયા ત્યારે જે ભગવાને તેમને યુક્તિથી છોડાવ્યા, એ દેવ મારો સહાયકારી છે.

૨૨૦૩–'રામ' એ નામનું સ્મરણ કરવા માત્રથીજ કામ અને ક્રોધ બળી જઇને શરીરમાંથી અભિમાન ખાખ થઇ જાય છે. રામનામથીજ સર્વ કર્મનાં અને સંસારનાં બંધન તૂટી જાય છે અને સ્વપ્નમાં પણ આપણને કશી તકલીફ પડતી નથી. નામસ્મરણ માત્રથીજ ગર્ભવાસ ટળી જઈ પુનર્જન્મ થતો નથી અને દરિદ્રતા કોઈ પણ વખતે અનુભવવી પડતી નથી. રામનામ લેવામાત્રથી યમરાજ ગરીબ થઈ જઇને શરણે આવે છે અને તેને લીધે જે અવિનાશપ્રાપ્તિ થાય છે, તેની પાસે ધ્રુવના અચલ પદની પણ કોઈ વિસાત નથી. રામનામ ઉચ્ચારવા માત્રથી સર્વ ધર્મની પ્રાપ્તિ થાય છે અને અજ્ઞાનરૂપી અંધકારનાં પડળ એક ક્ષણમાં ઊઘડી જાય છે. તુકારામ કહે છે કે, રામનામ ઉચ્ચારવાથી ભવસમુદ્ર સહજમાં તરી જવાય છે એમાં જરા પણ શંકા નથી.

૨૨૦૪–હે ચક્રપાણિ! હે માબાપ! હું તારા ગુણો અને નામો ઉપર ઓવારી જાઉં છું. કારણ, તારા ગુણ અને નામને લીધે મારાં માયા સંબંધી દુઃખ નહિ જેવાં થઈ ગયાં છે અને મને સર્વ આશાના પાસમાંથી મુક્ત કર્યો છે. વિવિધ તાપથી મારો દેહ તપી

ગયો હતો. તેને અત્યંત શીતલ કરી નાખ્યો છે. એટલે કે, કોઈ પણ પ્રકારની તડામાર કે ચિંતા કરવાનું મારે કારણ રહ્યું નથી. કળિયુગ પોતાનું મોં કાળું કરીને છુપાઈ ગયો છે. અને સમસ્ત જીવ મારા મિત્ર બની ગયા છે. તુકારામ કહે છે કે, હે દેવ! તું સર્વનો રાજરાજેશ્વર હોઈને સર્વત્ર પ્રત્યક્ષ છે. તારા પુણ્ય વડે કરીને મારે બધી દિશાઓ ખુલ્લી થઈ ગઈ છે.

**૨૨૦૫**–હે નારાયણ ! હું મારા મનોભાવથી જે કાંઈ માગું છું, તે તું સાંભળ. જે પ્રમાણે મારી જિહ્વા તારા ગુણ ગાય તે પ્રમાણે તું તેને મોકળી કર. જો એમ ન કરવા માગતો હોય તો તેને ખેંચી બંધ કરી દે. મારાં નેત્રો પરસ્ત્રીઓને માતા સમાન જુએ તેમ કર. જો એમ ન થાય તો આંખોની મારે જરૂર નથી. આ મારા કાન કોઈની પણ સ્તુતિ કે નિંદા સાંભળવામાં ત્રાસ માને તો તે સારા છે. જો એમ ન થાય તો તે કાનને તું બહેરાજ કરી દે! મારી સકલ ઇન્દ્રિયોને દમીને એના જે ભ્રમ છે તેને દૂર કરી એ ઇન્દ્રિયોને એકનિષ્ઠ બનાવ. તુકારામ કહે છે કે, હે નારાયણ! તારૂં જો વિસ્મરણ થાય તો આ પ્રાણ રાખ્યે શો અર્થ? તુંજ તે વિચાર.

**૨૨૦૬**–પોતાની જાતનો વિચાર કર્યા વિના જે બધાં પ્રાણીઓને નમસ્કાર કરે છે, તેને આત્મસ્થિતિનો સાચો અનુભવ થયો છે એમ જાણવું. જે પોતાનું સામર્થ્ય બીજા ઉપર ઉપકાર કરવાને વાપરે છે, તેણે આત્મસ્થિતિ સાચી જાણી છે. એક દ્વૈત અને એક અદ્વૈત એવો ભાવ જેના મનમાં નથી, તેણે ખરી આત્મસ્થિતિ જાણી છે. જે ધર્મ અને નીતિના યોગ્ય અને અયોગ્ય પ્રકારને જાણીને દૃઢ ભાવે પરમેશ્વરની ભક્તિ કરે છે, તેનેજ મનુષ્ય કહેવો. તુકારામ કહે છે કે, ઉપરનાં લક્ષણો સિવાયનો જે કોઈ પણ માણસ છે, તે સંસારનો વ્યર્થ બોજ ઉઠાવનારો ગધેડોજ છે.

૨૨૦૭–જે પરમેશ્વર ચૌદ લોક સુધ્ધાં ત્રણે લોકને પોતાની દાઢ ઉપર ઊભા રાખે છે, તે પરમેશ્વર ભક્તના ભાવે નાનો બનીને દાણડીમાં આવીને રહે છે, તે જુઓ! જે સકલ બ્રહ્માંડને ઉત્પન્ન કરીને તેનું રક્ષણ કરે છે અને તેનો નાશ કરે છે, તે પરમેશ્વર ગોકુલમાં પોતેજ નંદનો નંદન બની જાય છે. જે દેવે બધા દૈત્યો-નો કાળ પ્રમાણે નાશ કરીને પોતાના પગમાં અસુરોને મર્દનઃકર્યા-રૂપી તોડા બાંધ્યા છે, તે પરમેશ્વર પાતાળમાં જઈ બલિરાજાને દરવાજે દ્વારપાળ બની રહ્યા છે. જે પરમેશ્વર લક્ષ્મીના સ્વામી છે અને જે પરમેશ્વર ક્ષીરસાગરમાં વાસ કરીને રહ્યા છે, તે પરમેશ્વર ગોવાળિયાઓના એંઠા કોળિયા લઈ લઈને પોતાના મોમાં મૂકે છે. તુકારામ કહે છે કે, જે સર્વ ચતુરોનો રાજા છે, તે પરમેશ્વર ભક્તોના ભાવને લઈને કેવો નાનો બની જાય છે, તે જરા જુઓ.

૨૨૦૮–જે પરમેશ્વર બ્રહ્માંડનો સ્વામી હોઇને ભવસમુદ્ર તર-વાના નાવરૂપ છે, તે દેવને ઝપાટે સ્વાધીન કરવામાં આવ્યો, એ કાર્યે પુંડલીકને અદ્‌ભુત યશ અપાવ્યો છે. આ પુરુષાર્થની યો-ગ્યતા કોણ સમજી શકે ? હે પુંડલીક રાજા ! તારાં કર્તવ્યો ક્યાં-ય સુંદર છે— એમ હું બે વાર કહું છું. બધા વિકારોનો નાશ કરી તેં પાંડુરંગને કબજે કર્યો. આ તારો મહિમા વખાણ્યો જતો નથી. આ પાંડુરંગરૂપી એક માળા તેં ધરી છે તેને લીધે પરમાર્થ-ની દુકાન કાયમને માટે તેં ભરી લીધી છે. તે સુખથી આ પંઢરપુર ભરચક થઇ ગયું છે. ખરેખરઃ! એ એનું પરમ ભાગ્ય છે. તુકારામ કહે છે કે, તે વસ્તુ જે ખજાનામાં તેં સંતાડી દીધી છે, તેની કૂં-ચીઓ સંતોને સ્વાધીન કરાવીને–તારા અંગમાંથી વેગળી કરાવીને આ પુંડલીક મોટું માહાત્મ્ય પામ્યો છે.

૨૨૦૯–હણીલમાં ( નદીનું નામ ) સ્નાન કરીને હું દેવના આંગણામાં આવીને બેઠો છું. આજે રામકૃષ્ણનારાયણ એ મંત્રો-

રૂપી રસાયનનું હું ભોજન જમ્યો છું. તુકારામનો બંધુ કહે છે કે, હવે આ જીવનો કલ્પને અંતે પણ નાશ થવાનો નથી.

**૨૨૧૦**–હે દેવ પાંડુરંગ! તારે સારૂ મારો જીવ ગાંડાની માફક દશે દિશાએ દોડાદોડ કરીને તને ખોળતો ફરે છે. લોકવ્યવહારાદિ લોભ મેં છોડી દીધો છે. મારા મનને તારાંજ દર્શન કરવાની એક ઉત્કટ લગની લાગી ગઈ છે અને તારાં દર્શનની ભૂખ નિરંતર જોર કરતી રહે છે. તારા સ્વરૂપનું વર્ણન મેં કાને સાંભળેલું, તે સ્વરૂપને જોવાને સારૂ મારી આંખો તલસી રહી છે. પાણી વિના જેમ માછલી તરફડે તેમ મારો પ્રાણ તારા દર્શનને માટે આકુળવ્યાકુળ થઈ ગયો છે. તુકારામ કહે છે કે, તારા ચરણ મારા કબજામાં આવી જાય એવો મારે કયો ઉપાય કરવો?

**૨૨૧૧**–વિઠ્ઠલ કયા ગામમાં રહે છે તે જો કોઈ જાણતું હોય તો મને કહો તો ખરા! તેના બદલામાં હું તમારે પગે પડીને તમારા પગ આગળ આળોટી પડીશ. મને તેને વિષે થોડીઘણી માહિતી તો આપો. સંતોએ જેના રૂપગુણનું વર્ણન કર્યું છે તેને જો હું આલિંગન દઉં તો તેથી મને સુખ થશે. મને જે કોઈ પાંડુ-રંગનું દર્શન કરાવશે તેના ઉપર હું મારો જીવ ઓવારી નાખીશ. તુકારામ કહે છે કે, જેમ નાનકડું વાછરડું તેની માથી વિખૂટું પડવાથી બરાડેબરાડા પાડે છે, તેમ હે દેવ! તારા વિયોગને લીધે મારી પણ એકએક ઘડી એવાજ દુઃખમાં વ્યતીત થાય છે.

**૨૨૧૨**–કોઈ કવિને કવિતા રચતો જોઇને બીજો માણસ પણ તેની દેખાદેખી કરીને કવિતાઓ જોડવા મંડી જાય પણ તેથી તેને શો લાભ થવાનો હતો? ભૂસાને ગમે તેટલું ખાંડો પણ તેમાંથી કાંઈ હાથમાં આવવાનું હતું? સાચા અને સરળ વ્યવહારમાં નકામું વિઘ્ન ઊભું કરવાથી લાભ થવાની આશા તો રાખી શકાયજ નહિ.

કવિતાઓ જોડતાં આવડી એટલે તેને લીધે દુનિયામાં માનપ્રતિષ્ઠા વધે છે, લોકો પગે પડવા આવે છે અને આવું થાય એટલે કવિના મનને સુખસંતોષ પણ થાય એ વાત ખરી; પણ તે બધું છતાં આખરે તો તેને નરકનો રસ્તોજ લેવો પડશે. તુકારામ કહે છે કે, દેવને પોતાના સહાયક બનાવ્યા વિના જે જે જૂઠા વ્યવહારનો આશ્રય લઇએ તે બધાના પરિણામમાં દુઃખ અને અપકીર્તિજ પ્રાપ્ત થાય છે.

**૨૨૧૩**–કોઈ સજ્જનનું દર્શન થાય એટલે તેને મોઢેથી શુભ વચન સાંભળવાનું બની આવે છે. તે જે કાંઈ બોલે છે તેના વડે હમેશાં ધર્મ અને નીતિનુંજ પ્રતિપાદન કરે છે. તેના બદલામાં સાંભળનારાઓમાંથી કોઈ માઠું લગાડે તો તેવા માણસનું પોતાનું હિત બગડશે. તોપણ ચતુર લોકોએ યોગ્ય પ્રસંગની પરીક્ષા કરીને મર્યાદા જાળવીને વર્તવું એજ ઉત્તમ નીતિ છે. તુકારામ કહે છે કે, જેટલા કોમળ થવાય તેટલા થવું; એમાંજ લાભ છે.

**૨૨૧૪**–મેં તમારૂં નામ પ્રેમસહિત ધારણ કર્યું છે અને તેનુંજ હું સુખપૂર્વક સ્મરણચિંતન કરતો રહું છું. દેવ એક તો ગાંડો છે અને બીજું તે ભક્તિનો ભારે રસિયો છે. તેને ભક્તિનું એવું ગાંડું લાગી ગયું છે કે, તે આવડો મોટો અને ઇચ્છાતૃષ્ણારહિત હોવા છતાં પોતાના ભક્તની આગળ તુલસીનું એકાદું પાંદડું માગતો ફરે છે. તુકારામ કહે છે કે, આપણે તેના પગ પકડી લઇએ ત્યારે તે જરાય જોર કરતો નથી. એજ તેને સ્વાધીન કરી લેવાની સારામાં સારી ચાવી છે.

**૨૨૧૫**–હે દેવ ! હું તમારી પાસે એટલું માગી લઉં છું કે તમારૂં નામ મારા કંઠમાં રહે અને તેના પ્રત્યેના પ્રેમથી મારૂં બધું શરીર પરિપૂર્ણ થઈ જાય. બસ, તમે મને આટલાં બે વાનાંનું દાન

દો. હું પાતકી તમારે શરણે આવ્યો છું. સંતોના ચરણ ઉપર હું વારેઘડીએ મારૂં મસ્તક નમાવતો રહું છું. તુકારામ કહે છે કે, હું તો હવે એક્કે સપાટે સંસારસાગરને તરી જઈશ.

૨૨૧૬–વિઠ્ઠલ! વિઠ્ઠલ! એવા નામસ્મરણના ઉચ્ચારણને બ્રહ્માનંદ યુક્ત કરીને તેની ખૂબ મોટેથી ગર્જના કરવી. હાથ વડે તાળી વગાડવી અથવા કરતાલ બજાવવાં. એવું કરવાથી અનેક જાતનાં વિઘ્ન બળી જાય છે. પહેલેથી છેવટ સુધી મનમાં વિઠ્ઠલનું સ્મરણ કરતાં રહેવું. તુકારામ કહે છે કે, વાણી વડે વિઠ્ઠલ! વિઠ્ઠલ! કહેતાં જવું અને કાન વડે તેનો ધ્વનિ સાંભળતાં જવું.

૨૨૧૭–પંઢરપુરની વારી (નિયમિત યાત્રા) કરનારાઓને મોક્ષના અધિકારી સમજી લેવા; કારણકે જેઓ મારી પાસે આવશે તેમને હું સંસારમાંથી મુક્ત કરી દઈશ, એવું દયાળુ વિઠ્ઠલે ભક્ત પુંડલીકને વરદાન દીધું છે. મૂઢ અને પાતકી લોકો પણ પંઢરપુર જશે તો દેવ તેમને પોતાની ખાંધે બેસાડીને ભવનદીની પેલી પાર મૂકી આવશે. તુકારામ કહે છે કે, એક સંતજનના કહેવાથી મૂઢ લોકોને મુક્ત કરી દેવાનો વ્યવહાર દેવે સાચો પાડ્યો છે.

૨૨૧૮–અમૃતની વેલી અમૃતનાં ફળનેજ ઉત્પન્ન કરે છે અને એ પ્રમાણે તે મૂળ રોપાની જાતનાં બીજની ઉત્તરોત્તર વૃદ્ધિ થતી જાય છે. હે નારાયણ! તું મને એવાજ સંતોનો સમાગમ આપજે કે જેમના શબ્દોમાં સ્વરૂપ પ્રેમનું ઝરણું વહેતું હોય. ઉત્તમ રસનું આસ્વાદન કર્યાથી કંઠે ટાઢક વળે છે અને શરીરની કાંતિ પણ ખીલી ઊઠે છે. તુકારામ કહે છે કે, ચંદનના ઝાડની નજીકમાં ઊગવાથી બીજાં પરચુરણ વૃક્ષોમાં પણ તેની (ચંદનની) સુવાસ પેસી જાય છે; તેમ સંતોનો સમાગમ કરનારાઓના સ્વભાવમાં સંતોના ગુણની છાપ પડી જાય છે.

૨૨૧૯–અરે સંસારમાં આવેલા લોકો! તમે બધા પંઢરપુર જાઓ. કારણકે ત્યાં દીનદુઃખીના ઉપર કૃપા કરનારા પાંડુરંગ ભગવાન બિરાજે છે. તે તો ઊભા ઊભા ઘણાજ પ્રેમ સહિત દીન જીવોની વાટ જોયા કરે છે. તે સ્વભાવે કરીનેજ કૃપાવંત છે અને દીન જનોને મળવાને ઘણા ઉત્સુક છે. એક વાર તેમનાં દર્શન કરી લીધાં એટલે પહેલાંનાં બધાંજ પાપનો નાશ થઈ જાય છે અને ભવિષ્યને માટે જન્મમૃત્યુનું દુઃખ ટળી જાય છે. તુકારામ કહે છે કે, કોઈ પણ દીન જીવ જ્યાં તેમની પાસે આવી પહોંચ્યો એટલે તેની બીજા કોઈને સોંપણી ન કરતાં દેવ પોતેજ તેને પોતાના ચિત્તની અંદર બેસાડી દે છે અને તેને પોતાનાથી જરા પણ અળગો ન રાખતાં પોતાના ચિત્તમાં તેને અવિચળ સ્થાન દઈ દે છે.

૨૨૨૦–એક વિઠોબાનું નામસ્મરણ કર્યાથી નહિ સમજી શકાય એવી ગહન બાબતો પણ સમજાવા માંડે છે. તેમનું એકલાનુંજ નામસ્મરણ કરવાથી આંખે ન જોઈ શકાય એવી અદૃશ્ય વસ્તુઓ આપોઆપ દેખાવા લાગે છે. વિઠોબાનું નામસ્મરણ કર્યાથી જે દેવ આપણી સાથે બોલતા ન હતા, તે પોતાની મેળે વગર કહ્યે બોલતા થઈ જાય છે. વિઠોબાનું ચિંતન કર્યાથી કોઈને નહિ મળી શકે એવા દેવ પોતાની મેળે મળવા આવે છે. વિઠોબાનું નામ વાણીદ્વારા નિરંતર જપ્યાથી અલક્ષ્ય અને અપાર સ્વરૂપનો લાભ મળી જાય છે. તુકારામ કહે છે કે, સંસારાસક્ત જીવો જો મન, વાણી અને કાયા વડે વિઠોબાનું નામચિંતન કરશે તો તેઓ તરી જશેજ.

૨૨૨૧–અનેક જન્મો થયાં પરમાર્થનો કેડો લીધો ત્યારે હવે આવું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું. એટલે હવે હું પરમાર્થની વેદીના ઉપર મારા જીવનું બલિદાન ચઢાવી દઈશ અને મારા આખા સંસારની હોળી સળગાવીશ. આ નરદેહ જો એક વાર હાથમાંથી

ગયો તો તે ફરીથી મળનાર નથી, આ વાતની મને ભારે ફિકર થવા લાગી છે. તુકારામ કહે છે કે, એટલા માટે હું બનતી ઉતાવળ કરીને દેવના ચરણને પકડીને મારી છાતીસરસા જોરથી દબાવી રાખું છું.

૨૨૨૨-પંડિતો અને કથાવાચકો મોટા જ્ઞાની તો હોય છે પણ પ્રેમભક્તિના સ્વાદથી તેઓ અજાણ છે. પ્રેમભક્તિનો આનંદ એવો દુર્લભ છે કે જેઓ આત્મનિષ્ઠ અને જીવન્મુક્ત થઈ ચૂક્યા છે તેમને પણ એને પ્રાપ્ત કરવાનું કામ સહેલ નથી. તુકારામ કહે છે કે, એ તો જ્યારે નારાયણ કૃપા કરે ત્યારેજ ભક્તિનો મર્મ સમજાઈ જાય.

૨૨૨૩-ગધેડી ગમે તેટલું દૂધ દેતી હોય તોપણ ગધેડી તે ગધેડીજ. તે કાંઈ ગાયની તોલે આવે નહિ. કાગડાને ગળે ફૂલની માળા પહેરાવીએ પણ તેથી તે કાંઈ રાજહંસના જેવો શોભવાનો હતો? વાંદરાને નવડાવીએ અને તેને શરીરે ભલે દ્વાદશ તિલક કરીએ તોપણ તે કાંઈ બ્રાહ્મણની પેઠે વર્તવાનો હતો? તુકારામ કહે છે કે, બ્રાહ્મણ પોતાના કર્મથી ચલિત થઈને કર્મભ્રષ્ટ થયો હોય તોપણ તે ત્રણે લોકમાં શ્રેષ્ઠ છે.

૨૨૨૪-દેવ પોતાના ભક્તને સંસારમાં ઝાઝો ભેરવાઈ પડવા દેતોજ નથી. તે પોતે પોતાને હાથેજ ભક્તનો સંસાર સંકેલી લે છે. જો ભક્તની પાસે પુષ્કળ ઐશ્વર્ય હોય તો તેને પોતાના ઐશ્વર્યનું અભિમાન આવી જાય; ગુણવાન સ્ત્રી મળી હોય તો તે સ્ત્રીના પ્રેમમાં બંધાઈ જાય; એટલા વાસ્તે દેવ પોતાના ભક્તને ઐશ્વર્યથી વેગળો રાખે છે અને ખાસ્સી કર્કશા જેવી બાયડી તેને માથે મારે છે. તુકારામ કહે છે કે, મને આ બાબતનો જાતિઅનુભવ છે એટલે હવે મારે આ બધા લોકોને કહેવુંજ શું?

૨૨૨૫–વાઘે શિયાળને એવી શિખામણ દીધી કે, "જો, હું તને ખાઈ જાઉં તો તારે મને સુખેથી ખાવા દેવો, કારણકે છેવટે એક દહાડો તો તારે મરવુંજ પડશે ને? તારા કપાળમાં મરણ લખાઈ ચૂક્યું છે, તે કાંઈ કરતાં મિથ્યા થવાનું છે? ત્યારે હું તને શા માટે ન ખાઈ જાઉં? મને તું શા સારૂ ભૂખે મારવાનો વિચાર કરે છે?" ત્યારે શિયાળ બોલ્યો: "તારેજ મોઢેથી થયેલો આ ચુકાદો તો ઘણો મજાનો છે." તે ઉપરથી વાઘ તેને કહેવા લાગ્યો: "અલ્યા ભાઈ! આ દેહ એક વાર મરવાનો તો છેજ અને તું આમ ને આમ પણ મરીશ તો ખરેજ તે કરતાં હું તને ખાઈ જાઉં તો તને પરોપકાર કર્યાનું પુણ્ય લાગશે." શિયાળ કહે: "એ સિદ્ધાંત તારી પોતાની જાતનેજ લાગુ પાડીને વાત કરતો હોય તો કેવું સારૂં? કેમ સમજ્યો ને?" તુકારામ કહે છે કે, બેઉ જણા એક બીજાને ઠગવાના પેંતરા ભરે છે અને તેમનો મર્મ હું જાણું છું.

૨૨૨૬–દેવ જે આપણા સૌના સ્વામી છે, તેમના ચરણનું ચિંતન જે ઠેકાણે થતું હોય તે સ્થળ ઉત્તમ અને રમ્યજ થઈ જાય છે. પછી તે વગડો હોય કે ઘર હોય, એકાંત હોય કે લોકોની વસ્તીની વચમાં હોય, પણ જ્યાં તેનું એક વાર દર્શન થયું એટલે તે ઘડીએજ ચિત્તનું સમાધાન થઈ ગયું જાણવું. હૃદયમાં ગોવિંદના સંબંધી સંકલ્પ ઉત્પન્ન થયો એટલે તે ક્ષણ ધન્ય થઈ જવાની અને તેટલો કાળ પરમાનંદમાં વ્યતીત થવાનો. તુકારામ કહે છે કે, આવો લાભ જો મળે તો જીવ્યું સાર્થક થાય. નારાયણની સહાયતાથીજ આવું સદ્ભાગ્ય પ્રાપ્ત થાય છે.

૨૨૨૭–અરે, ઓ કળિકાળ! તું યાદ રાખજે, તારાથી હું બીતો નથી; કારણકે મારી પાસે હરિનામસ્મરણરૂપી અખૂટ ઝરો છે. મારૂં રક્ષણ કરવાને વાસ્તે મારી પાછળ કેવો બળવાન રક્ષક

ઊભો છે તેની તને ખબર નથી. તે તો સંતોને સહાય થનાર નારાયણ છે. તેમણે સમુદ્રમાં ભરાઈ ગયેલા શંખાસુરને મારીને બ્રહ્માના ચારે વેદનો ઉદ્ધાર કર્યો હતો. તેમણે કચ્છાવતાર વખતે મોટા મોટા બળવાન દૈત્યોનો સંહાર કર્યા પછી પોતાના હાથપગ પેટની અંદર સંતાડી દીધા. ત્યાર પછી તેમણે કદાવર વરાહનું રૂપ ધારણ કર્યું અને પોતાના એક દાંતના ઉપર પૃથ્વીને ધારણ કરી રાખી. તેમણે હિરણ્યકશિપુને ફાડી નાખીને પોતાના ભક્ત પ્રહ્લાદનું રક્ષણ કર્યું. તે દીનજનોના સ્વામી ભગવાને વામનરૂપ ધારણ કરીને બલિરાજાને પાતાળમાં દબાવી દીધો. સહસ્રાર્જુનના હજાર હાથ કાપી નાખીને તેના કબજામાંથી કામધેનુને છોડાવી આણી; પોતાના સામર્થ્ય વડે પથરાઓને તરાવીને તેના વડે સેતુની રચના કરી અને રાવણને મારીને લંકાના રાજ્યાસન ઉપર વિભીષણને બેસાડ્યો. કંસને મારીને પોતાના પિતા વસુદેવને બંદીખાનામાંથી છૂટા કર્યા; દુષ્ટ દુર્યોધને જ્યારે ભરસભામાં દ્રૌપદીને સતાવવા માંડી ત્યારે તે ભગવાને તેનાં વસ્ત્રોનું રૂપ ધારણ કરીને તેની લજ્જા જાળવી; ગજેન્દ્રે રામનું સ્મરણ કર્યું કે તરતજ તેને વૈકુંઠધામમાં તેડાવી લીધો, તુકારામ કહે છે કે, જેઓ આવી રીતે હરિરૂપ થઈ જાય છે તેઓ ફરીથી જન્મ ધારણ કરતા નથી.

**૨૨૨૮**–અન્ન તો જે માગવા આવે તેને આપવું જોઈએ, પણ પૈસાનું દાન દેતી વખતે પાત્રાપાત્રનો વિચાર કરવો જોઈએ. બીજમાંથી ફણગો ફૂટે એવી જમીન છે કે નહિ તે નક્કી કર્યા પછીજ બીનું વાવેતર કરવું જોઈએ. દૂધ પાઈને સાપને ઉછેર્યાથી પુણ્ય નહિ પણ પાપ લાગે છે. કેટલીક જાતના અઘોર મંત્રોનો જપ કરવાના બદલામાં ફક્ત દુઃખજ ભોગવવાનું થાય છે. પૃથ્વી તો એક અને સળંગજ છે પણ કોઈ ઠેકાણે પથરાળી, કોઈ ઠેકાણે ગોરાડુ, અને કોઈ ઠેકાણે કાળી એમ ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એમ નાના

પ્રકારની જમીન હોય છે. તુકારામ કહે છે કે, જે કાંઈ કરવું તે વિચાર કરીને કરવું જોઈએ. મિષ્ટાન્ન પણ જો મોળું હોય તો જમનારને સુખ થતું નથી.

**૨૨૨૯**–પોતાનો બધોજ ભાર દેવના માથા ઉપર નાખી દઈને અયાચકવૃત્તિ સ્વીકારીને રહેવું એજ સાર છે. આપણા દેહને દેવને સ્વાધીન કરી દેવો અને તેની મારફતે યોગ્ય વખતે યોગ્ય કર્મો કરાવતા રહેવું. આ વિશ્વની અંદર વિશ્વનું પોષણ કરનાર છેજ, એવો નિશ્ચય મન સાથે કરી લીધો એટલે તેજ જે વખતે જે જોઈએ તેવી વ્યવસ્થા કરી લે છે. તુકારામ કહે છે કે, ઉપર કહી તેવી સ્થિતિ થઈ જાય તો તેજ એક જાતનું બળ છે એમ સમજી લેવું.

**૨૨૩૦**–આપણું શરીર આપણા કહ્યામાં ન રહે અને મનસ્વી-પણે ચાલે તો તે શરીર શા કામનું? એટલા માટે હે વિઠ્ઠલ! મારા મનને તો તમે તમારા ચરણ આગળજ સ્થિર કરી રાખજો. હે લક્ષ્મીના પતિ! મારી વૃત્તિઓને બીજે કોઈ પણ ઠેકાણે ભટકવા દેશો નહિ. તુકારામ કહે છે કે, જેઓ જન્મ ધારણ કરીને ઉપર કહી ગયા તેવી રીતે જીવે છે તેમનું જ જીવન ઉત્તમ છે.

**૨૨૩૧**–હું ચાલતો પંઢરપુર જઈશ એવો મેં મારા મનની સાથે નિશ્ચય કરી રાખ્યો છે. હું ત્યાં જઈશ એટલે મારા સ્વામીના તરફથી મારા મૂળ સત્યસ્વરૂપનું મને દાન મળી જશે. આવું થતા સુધી ફક્ત પેટ ભરવું અને જીવવું અને તે બાબત બોલાબોલ કરવું નકામું છે; કારણકે જ્યાંસુધી પંઢરપુરની વાટ જડી ન હોય ત્યાંસુધી હું મનસ્વીપણે ભટક્યા કરૂં છું. સ્વામી કૃપા કરીને આદર કરે ત્યારે જીવ્યું સાર્થક થાય અને તેની આજ્ઞાનું પાલન કરીએ ત્યારે તેના સખ્યનો–મૈત્રીનો–અનુભવ થાય. તુકારામ કહે છે કે, હવે મારાં માબાપ (દેવ) મને પોતાની સત્તા વડે જેમ ચલાવશે તેમ

ચાલીશ. પણ હું બધો વખત પંઢરપુરની વાટ ભાળી જોયા કરીશ. હવે મને કોઈ જાતની ફિકરચિન્તા કરવાનું કારણજ શું છે?

**૨૨૩૨**–અરે! તારા હૃદયમાં પ્રેમભાવ તો છે નહિ, ત્યારે તું આંખો મીંચીને શાનો જપ કરવા બેઠો છે? 'રામકૃષ્ણ' એ મંત્ર તો સ્પષ્ટ છે, એમ જાણીને તું તેનો ઉચ્ચાર કર. તેમ કરવાથી તારૂં ગર્ભ-વાસનું દુઃખ ટળી જશે. આ કામ તારે કરવાનું છે, તેને છોડીને તું જો કશા મંત્રતંત્રની ખટપટમાં પડીશ તો તારે પિશાચયોનિમાં જન્મ લેવો પડશે. તુકારામ કહે છે કે, રામકૃષ્ણનું નામ એ તો એક બીજમંત્ર છે અને એજ મુખ્ય અને સારભૂત તત્ત્વ છે; અને ભવ-સમુદ્રને તરવાનું પણ એજ સાધન છે, એમ જાણીને તું સદાકાળ તેનોજ જપ કરજે.

**૨૨૩૩**–સંતપુરુષો જે માર્ગની સ્થાપના કરી ગયા છે તે રસ્તા ઉપર થઈને ચાલનારાઓના પગની રજ મારા શરીરના ઉપર પડો અથવા સંતોને માર્ગે જનારાઓના પગની રજ મારા ઉપર પડો. એવું કયું કાર્ય છે કે, જે તેના વડે સિદ્ધ ન થાય અને જો એમજ છે તો મારે બીજાં સાધન કરવાનું કામજ શું છે? હું તો મારા જીવને તૃપ્તિ થતા સુધી તેમના ઉચ્છિષ્ટનું સેવન કરતોજ જઈશ. તુકારામ કહે છે કે, મેં તો નિશ્ચયપૂર્વક મારો જીવ સંતોને ચરણે સમર્પી દીધો છે.

**૨૨૩૪**–બાળક જેવું હોય તેવું પણ તેની માને તો તે વહાલું હિમ જેવું લાગે છે. તે ભલે બોબડું તોતડું બોલે પણ તેની માને તો તેના બોલ મીઠા સાકર જેવા લાગે છે. તે તેને ખૂબ વહાલથી ખવડાવે છે, ઘરેણાં પહેરાવે છે અને તેને જોઈને પોતાના મનમાં ખૂબ રાજી થાય છે. તુકારામ કહે છે કે, હે સંતજનો! આ બાબત મારે તમારી આગળ કહેવા જેવું હોય પણ શું? જે સાચી વાત છે તે તો તમે જાણો છોજ.

૨૨૩૫–કેટલાક લોકો એવા હોય છે કે, તેમને સ્વપ્નમાં પણ એવી ઇચ્છા થતી નથી કે આજે તો દેવને અમુક વસ્ત્ર અર્પણ કરીએ; પણ એજ લોકો પોતાની બાઈડીઓને સારૂ મોંઘી સાડીઓ ખરીદી લાવે છે. ગાયને ઘાસ નીરવાનો તેમને કદી વિચાર થતો નથી પણ ઘોડાને ખરેરો કરીને તેને શરીરે માલિશ કરતાં તેમને આળસ નથી આવતું. બ્રાહ્મણના પગ ધૂઓ એવું કોઈ કહે તો તે વખતે તેઓ મોઢું બગાડે છે; પણ તેમનાં છોકરાં ઝાડે ફરી આવે તો તેમની ગાં–તેઓ પોતાને હાથે ધુએ છે. તુકારામ કહે છે કે, આવા લોકોનાં મોઢાં ઉપર થૂકવું જોઈએ, કારણકે તેઓ આખરે યમલોકના વાસી થવાના છે.

૨૨૩૬–બાયડીને ભેટતી વખતે તો તેઓ તેની છાતીની સાથે પોતાની છાતી વળગાડી દે છે, પણ સંતોને ભેટતી વખતે તેઓ શરીર સંકોડે છે. બારણે કોઈ યાચક આવે તો તેને પૂઠ બતાવે છે અને જ્યારે વેવાઈ આવે ત્યારે તેનો સત્કાર કરવા સામે દોડી જાય છે. બ્રાહ્મણને નમસ્કાર કરવાનો વખત આવે ત્યારે મને કમને જરાક માથું નમાવી દે છે; પણ મુસલમાનોની રખાત બાયડીઓ જાણે તેમની મા હોય તેમ તેમને સલામો ભરે છે. તુકારામ કહે છે કે, આ જે હું તમને કહું છું તે સાંભળીને તમે માઠું લગાડશો નહિ, કારણકે પોતપોતાના સ્વભાવ આગળ કોઈનું કશું ચાલતું નથી.

૨૨૩૭–જો બ્રહ્મજ્ઞાન એવું સહેલું હોય કે ઊભાં ઊભાંજ સમજી જવાય તો પછી વેદશાસ્ત્રોમાં તેને માટે આટલું બધું કષ્ટ કરવાનું શા સારૂ કહ્યું હશે? જે બ્રહ્મજ્ઞાનને વિષે શાસ્ત્રો પરસ્પર વાદવિવાદ ચલાવે છે અને એકબીજાનું ખંડન કરે છે, તપ અને તીર્થાટન વગેરે પરાપૂર્વથી લોકો જેને સારૂ કરતા આવ્યા છે, જપ-તપ, અનુષ્ઠાન આદિ સાધનો પણ જેને માટેજ યોજવામાં આવ્યાં

છે, વ્યાસે આટલા બધા ગ્રંથોની રચના પણ જેને અર્થેજ કરી છે; તુકારામ કહે છે કે, તે બ્રહ્મજ્ઞાન જો તમારે પ્રાપ્ત કરવું હોય તો સંતોના ચરણની સેવા કરો. એવી રીતે મેળવેલું બ્રહ્મજ્ઞાન એજ તરી જવાનો ઉપાય છે.

**૨૨૩૮**–ગાયત્રીમંત્રનું વેચાણ કરીને જેઓ પોતાનું પેટ બાળે છે (ભરે છે) તેમને આખરે યમલોકમાં જવું પડશે. જે પોતાની દીકરીના બદલામાં પૈસા લઈ ને તેને પરણાવશે તેને અઘોર નરકમાં સબડવું પડશે. જે હરિનામનું કીર્તન કરીને તેના બદલામાં લોકોની પાસે પૈસા માગશે, તેની તો શી ગતિ થશે તેની મને ખબર નથી. તે પોતે કદાચ જાણતો હોય તો ખરૂં. એવાની સંગતિ મારે ન જોઈએ. તુકારામ કહે છે કે, મારો સોબતી તો એક હરિ છે. તે બધો વખત મારી સાથેનો સાથે રહે છે. મારે નઠારાં આચરણ કરનારાઓની સંગત નથી જોઈતી.

**૨૨૩૯**–અરે ઓ મૂરખા! સંતસાધુઓનાં દર્શન કરવા જતાં તું લજવાય છે અને વેશ્યારાંડોને ઘેર તું ફૂલના હારગજરા લઈને જાય છે! તે રાંડ કસબણ આખી દુનિયાની સાથે વ્યભિચાર કરનારી તે તને કેમ સારી લાગે છે? તુકારામ કહે છે કે, અલ્યા ઓ નકટા! હવે તું જરા લાજશરમ રાખતો થા. હે મનુષ્યો! આવા નામબોળુઓને તમે દેખો ત્યાંથી મારજો.

**૨૨૪૦**–અલ્યા! તને મંદિરમાં જતાં કંટાળો આવે છે અને ચૌટા વચ્ચે વાતોના તડાકા મારવા તો બેસી જાય છે! તારાથી સ્નાનસંધ્યા કરવાનું બની શકતું નથી; રામનામનું સ્મરણ કરાતું નથી અને રાતદહાડો શોખથી હુક્કો ગગડાવવાનું તને ગમે છે ખરૂં ને? દેવ બ્રાહ્મણને તારાથી વંદન કરાતું નથી અને વેશ્યારાંડને તો તું ભાવપૂર્વક પગે લાગવા જાય છે. માખી જેમ સુગંધી પદા-

થોને છોડીને દુર્ગંધવાળા પદાર્થો ઉપર ખુશીથી બેસે છે તેમ તું પણ ઉત્તમ કામોમાંથી પાછો હઠે છે અને અધમ કાર્યો કરવામાં તને રસ પડે છે. તુકારામ કહે છે કે, અલ્યા ઓ અભાગિયા! હું કહું તે તું સાંભળ. રાજા રામચંદ્રને કેમ ભૂલી જાય છે?

**૨૨૪૧**–હે નારાયણ! તું મારા મનમાં કદી નઠારો વિચાર ઉત્પન્ન થવા દઈશજ નહિ. મારૂં ચિત્ત તારા ચરણનેજ વળગી રહે અને ત્યાંથી ખસેજ નહિ એવું તું કરજે. તારા પ્રતિ આવો ભાવ તારી કૃપા વડે મારા મનમાં ઉદિત થયો છે, તેને તું તારી કૃપા વડેજ પૂર્ણતાએ પહોંચાડી દેજે. તુકારામ કહે છે કે, આના કરતાં કોઈ વધારે મોટો લાભ હોય એવું હું માનતોજ નથી.

**૨૨૪૨**--બીજના પેટમાં જેમ વૃક્ષ રહે છે અને વૃક્ષના પેટમાં જેમ બીજ રહે છે, તેમ હે દેવ! આપણે પણ એકબીજાની અંદર સમાઈ જઈએ છીએ. પાણીની અંદર તરંગ ઉત્પન્ન થાય છે અને તે તરંગો પાણીમાંથી ઉત્પન્ન થઈને પાછા પાણીમાંજ સમાઈ જાય છે. તુકારામ કહે છે કે, બિંબ અને પ્રતિબિંબ એ બેઉ આખરે જેમને તેમને સ્થાને લય પામી જાય છે, તેમ હે દેવ! તમે અને હું પણ એકબીજામાં લય પામી જઈએ છીએ.

**૨૨૪૩**–બળદની પીઠ ઉપર ખાંડની ગૂણ હોય છે પણ તેને તો કડબજ ખાવા મળે છે. મોંઘી મોંઘી વસ્તુઓની પેટીઓ ઊંટની પીઠ ઉપર લાદવામાં આવે છે, પણ તેને તો ભૂખ લાગે ત્યારે કાંટાજ ચાવવા પડે છે. તેવી રીતે મોટી મોટી આશાઉમેદથી નાના પ્રકારની પ્રવૃત્તિઓ વડે મેળવેલી દોલત અહીંની અહીંજ પડી રહે છે અને તેને કમાનારને તેનાં સગાવહાલાં બાંધીજકડીને યમને સ્વાધીન કરી દે છે. જેને જે વસ્તુનો લાભ મળે છે, તેજ તે વસ્તુના સ્વાદને જાણે છે. બાકીના બીજા ગરીબ લોકો વ્યર્થ વહી-

તરાં વહી મરે છે. તુકારામ કહે છે કે, અરે ઓ મૂર્ખાઓ! તમે ચોરાશી લક્ષ યોનિઓમાં ભટકી મરશો નહિ. ડાહ્યા થઈને તમારૂં પોતાનું કલ્યાણ સાધી લેજો.

૨૨૪૪–એક બાયડીએ પોતાના પેટના ઉપર લૂગડાનો ડૂચો બાંધ્યો અને સૌને કહેવા લાગી કે, 'મને દહાડા રહ્યા છે.' પોતે ખરેખરો ગર્ભ ધારણ કર્યો હોય એવા બધાજ ઢોંગ તે કરવા લાગી, પણ બાઈના પેટમાં છોકરૂં નહિ અને તેનાં સ્તનમાં દૂધનું એક ટીપું પણ નહિ! તુકારામ કહે છે કે, તે બાયડી આખરે પૂરેપૂરી વાંઝણી સાબિત થઈ ગઈ અને લોકોમાં તેની પાર વિનાની હાંસી થઈ. અનુભવ વિનાના અને ફક્ત શાબ્દિક જ્ઞાનની ચર્ચા કરનારા પંડિતમન્યો પણ પેલી સ્ત્રીના જેવાજ છે.

૨૨૪૫–સંસારના છંદને અનુસરીને બધો વખત નાચનારાં બજારુ માંકડાંઓ શા કામનાં? કારણકે જે વખતે યમ તેમનાં કામનો હિસાબ માગશે તે વખતે તેમને દાંત પહોળા કરીને ઊભા થઈ રહેવું પડશે અને પછી યમના દૂત દંડા વડે જે સજા કરશે તે તેમને સહન કરવી પડશે. લોકોમાં પોતાની પ્રતિષ્ઠા બેસાડવાને સારૂ કેટલાક લોકો (શાસ્ત્રની કથા વગેરેને) ડોકાં ધુણાવીને અને ડાચાં પહોળાં કરીને કહે છે અથવા કાને સાંભળે છે; પણ તુકારામ કહે છે કે, એવા લોકોના આગળ જતાં એવા બૂરા હાલ થશે કે કાંઈ કહેવાની વાતજ નહિ. સંસારનો ભાર તેમને નિત્ય વહેવોજ પડશે.

૨૨૪૬–હું વિઠોબાના ચરણને કદી પણ વિસારવાનો નથી. જો હું આટલુંજ કરીશ તો મારા માથાની બધી ચિંતાઓનો ભાર તે પોતાનો સમજીને પોતાને માથે લઈ લેશે. જે શામળી મૂર્તિ મારા જીવને ગમી ગઈ છે તેનું રૂપ મારા ચિત્તની અંદર વસી ગયું છે અને એક ક્ષણ વારને માટે પણ મને તેનું વિસ્મરણ થતું નથી.

એ હરિનું જો એક પળ વારને માટે પણ મને વિસ્મરણ થાય તો મારી લક્ષાવધિ લાભની પ્રાપ્તિ અટકી પડી એમ હું માનું. તુકારામ કહે છે કે, વિઠોબાના ચરણ એજ સાચી અમૃતસંજીવની મારા હૃદયની અંદર સદાકાળ રહે છે.

૨૨૪૭—અલ્યા ભાઈ! તને ગુરુનો ઉપદેશ સાંભળવાનું તો ગમે છે, તેનાથી તને આનંદ થાય છે, પણ પ્રથમ તારે તારા દેહાભિમાનનો ક્ષય કરવોજ પડશે. તું શાસ્ત્રોના શબ્દોનું વાચન કર્યે જાય છે, વારંવાર તેમનું પારાયણ કરે છે, પણ જ્યાંસુધી તારૂં અંતઃકરણ શુદ્ધ થયું ન હોય ત્યાંસુધી તે બધુંજ વ્યર્થ જાણજે. ભારવાહી ઘોડાની પીઠ ઉપર કાંઈ થોડો ભાર હોય છે? ઘોડો જેમ એ બધો ભાર ઊંચકીને ચાલે છે તેમ શાસ્ત્રના ભાવાર્થને ગ્રહણ કર્યા વિનાનું ઉપર ઉપરનું વાચન પણ તેવુંજ ભારરૂપ નીવડે છે. તુકારામ કહે છે કે જો તારે પંઢરીનાથની પ્રાપ્તિ કરવીજ હોય તો તું તેમના પ્રતિ એકનિષ્ઠાયુક્ત ભાવ રાખતો થઈ જા.

૨૨૪૮—અલ્યા! તું વારકરી (પંઢરપુરના આષાઢી અને કાર્તિકી એકાદશીના મેળામાં નિયમિત રીતે જનારો યાત્રાળુ) થઈને પંઢરપુર ચાલ્યો જજે—તું પંઢરપુર ચાલ્યો જજે. તું ભગવાનના આંગણાનો આનંદ છોડીને વૈકુંઠમાં જવાની ઇચ્છા શા સારૂ કરે છે? તે આંગણામાં પોતાની ખાંધે ધ્વજાપતાકાઓ, ગળામાં તુલસીની માળા અને સર્વાંગે અબીલગુલાલ ધારણ કરીને વૈષ્ણવોનો સમુદાય (નગરસંકીર્તન કરવા માટે) તૈયાર થઈને ઊભો છે. તુકારામ કહે છે કે, આવા વૈષ્ણવોનો સમુદાય જ્યાં ભેગો થયો હોય ત્યાં મને આળોટવાનું મન થઈ આવે છે.

૨૨૪૯—સંતોની નિંદા કરીને જેનું મોઢું અપવિત્ર થઈ ગયું હોય તેના મોઢાને ચમારના ઘરનું ચામડાં પલાળી રાખવાનું કૂંડુંજ

જાણવું. આવા દુષ્ટોને પોતાનું કોણ અને પરાયું કોણ તેનું કશું ભાનજ હોતું નથી, એવું તેમના વર્તન ઉપરથી સમજી લેવું. જે કોઈ સંતોની નકામી ટીકાટિપ્પણીઓ કરે તેને ચાંડાળ જાણવો અને તેને આભડછેટના જેવો અપવિત્ર ગણીને તેનાથી દૂર રહેવું. તુકારામ કહે છે કે, આ બાબત હું પ્રતિજ્ઞા લઈ બેઠો છું, તેથી કરીને મારા મનમાં એ વાતની કશી બીક નથી.

**૨૨૫૦**–આ યુગમાં પરમાર્થને લગતાં કામોમાં લોકો બહુજ આળસ અને ટાળંટોળા કરે છે, એ કળિયુગનો મહિમા છે; પણ આવું કરવાથી આખરે સારૂં ફળ નથીજ આવવાનું. એ વાતનો મનમાં ભય રાખવો જોઈએ. અત્યારે જો તમે નહિ ચેતી જાઓ તો કાળ જ્યારે તમારો કાન પકડીને તેને આમળો દઈને તમને ઘસડશે ત્યારે તમને ભાન આવી જશે. તુકારામ કહે છે કે, આટલા માટે લોકોને શિખામણ દેવાને સારૂ હું મૂંગો છું એવું કોઈ સમજશો નહિ. (અર્થાત્ હું સૌને મારાથી દેવાય તેટલી શિખામણ દઉં છું.)

**૨૨૫૧**–મારી જીભને નામજપ કરવાનું ગાંડપણ લાગ્યું છે. એક પળવારને માટે પણ તે વિસામો લેતી નથી મારૂં હૃદય દેવથી ભરાઈ ગયું છે. મારી એવી હાલત થઈ ગઈ છે. ઊંઘમાં પણ મારી જીભ તેનુંજ (દેવનું) નામ જપ્યા કરે છે. મને તો એ ઘણું ગમે છે, પણ એના સંબંધમાં હું કશો વિચાર કરતો નથી કે, આવું શાથી થતું હશે? તુકારામ કહે છે કે, મારી જીભ મારા કાબૂમાં રહેતી નથી. તે અવિરતપણે નામજપ કર્યાંજ કરે છે.

**૨૨૫૨**–કોઈ એક સ્ત્રીનો ધણી પરદેશ ગયો હશે. તે પોતાને ગામ પાછો આવે એટલા માટે પેલી સ્ત્રી માનતાઓ માનવા લાગી અને વ્રત કરવા લાગી, પણ તે સ્ત્રી આ બધું ધર્માચરણ લોભની મારી કરતી હતી, તેથી કરીને તેની પાસે પુણ્યનો સંચય થાયજ

કેવી રીતે? તેના મનમાં તો એવું હતું કે, મારો ધણી ઘેર આવે એટલે મારે પેટે છોકરાં થાય અને ઘરમાં ધનધાન્ય વધે અને લીલાલહેર થઈ જાય. આવી રીતે ફળની આશા રાખીને કરેલાં ધર્માચરણ વ્યર્થજ જાય છે. સારાંસારાં વ્રત કરીને ક્ષુદ્ર ફળની કામના કરવી એ પારસમણિને સાટે માટીનું ઢેકું માગી લેવા જેવો સોદો છે. તુકારામ કહે છે કે, પુષ્કળ દ્રવ્ય ખર્ચીને કોઈ ઝેર ખરીદે અને તે ખાઈને પોતાના પ્રાણ ગુમાવે તેવુંજ આ કામ સમજવું.

**૨૨૫૩**--બીજા છોકરાંઓની સાથે નીચે ગણાવેલી રમતો રમવામાં બાલ્યાવસ્થાનાં બાર વરસ તો વીતી ગયાં. લખોટી, ભમરડા, ગિલ્લીદંડા, ગેડીદડા, ચકભિલ્લુ, આટાપાટા, સાતતાળી, આમલીપીપળી, હુતુતુતુ, કુસ્તી, લેજીમ, પથ્થર ઊંચકીને ફેંકવાની કસરતો ઈત્યાદિ. તુકારામ કહે છે કે, આવી આવી રમતો રમવામાં મારૂં પણ બાળપણ પૂરૂં થઈ ગયું. પછી અભિમાનનું મૂળ એવી જુવાની આવીને ઊભી રહી.

**૨૨૫૪**--જ્યાં જુવાની આવી એટલે હું જોબનમદથી ઉન્મત્ત બનીને કોઈનું માન રાખતો નહતો અને આંકેલા સાંઢની માફક બધો વખત ફૂંફાડા મારતો મારતો ચાલતો. માથે ચીપીચીપીને પાઘડીઓ બાંધતો અને માતેલા પાડાની પેઠે લોકોની આગળ ચાલતો. હાથમાં દોઢ પાનની બીડી હોય પણ હું પાન ચાવું છું તેનું તો મને મનમાં ભારે અભિમાન હતું. કોઈ શ્રેષ્ઠ વ્યક્તિ નજરે પડે ત્યારે તેને નમસ્કાર કરવામાં તો હું સમજતોજ નહિ. કૂતરાની પેઠે લોકોને બારણે અથડાતો અને પરાઈ સ્ત્રીઓના તરફ પાપી નજરથી જોતો. તુકારામ કહે છે કે, આવાં આવાં દુરાચરણો કરવામાં મેં મારો જન્મ ગુમાવ્યો તેથી મારૂં આયુષ્ય મેં એળે ગુમાવ્યું એવોજ અર્થ થયો.

૨૨૫૫-પછી આવ્યું ઘડપણ અને તેની જોડે ખાંસી, દમ વગેરે ઘડપણમાં લાગુ પડનારા રોગોની ફોજ ચાલી આવી. હું રોજ મારે કપાળે હાથ દઈને આ વ્યાધિઓની ફિકરમાં ને ફિકરમાં બેસી રહેતો. દાંત પડી ગયા અને સૂકા કોપરાની વાટીના જેવું મારૂં મોઢું થઈ ગયું. નાકમાંથી લીંટના રેલા તો રાતદહાડો વહ્યાજ કરે. લોકોની સાથે કશી વાત કરવા જતો ત્યારે શબ્દોનો સ્પષ્ટ ઉચ્ચાર મારાથી થતો નહિ. ગળામાં અને છાતીમાં કફનો જમાવ થઈ જવાથી ગળું રૂંધાઈ જતું અને તેમાંથી ઘરઘરઘરઘર અવાજ નીકળ્યા કરતો. પાડોશણોને પણ મારાથી ત્રાસ વછૂટતો, તેથી તેઓ પણ બબડતી કે, આ ડોકરાએ તો અમને કાયરકાયર કરી નાખી. એ મૂઓ મરે તો નિરાંત થાય. તુકારામ કહે છે કે, હે મનુષ્યો! તમારી પણ આવીજ દુર્દશા થશે એમ જાણીને તમે બીજું બધું રહેવા દો અને ક્ષણે ક્ષણે રામનામનું સ્મરણ કરતા થઈ જાઓ.

૨૨૫૬-જે ઘેર હરિકીર્તન કરવા જઈએ તે ઘરનું અન્ન સુધ્ધાં ખાવું નહિ. લોકો ગળામાં ફૂલની માળા પહેરાવવા આવે તો તે પણ લેવી નહિ. કપાળે અબીલગુલાલ લગાડવા દેવું નહિ. તે ઘેરથી ઘોડાને સારૂ ચંદી અથવા બળદને સારૂ ઘાસકડબ વગેરે કાંઈજ માગી લેવું નહિ. તુકારામ કહે છે કે, કીર્તન કરીને તેના બદલામાં દ્રવ્ય લેનારા અને દેનારા બેઉ નરકે જાય છે.

૨૨૫૭-જે લંકામાં રાજા રાવણ રાજ્ય કરતો હતો ત્યાંના રહેવાસીઓનાં ઘરની સંખ્યા જેટલી હતી તેટલી હું તમને કહું છું તે સાંભળજો. પથ્થરનાં બાંધેલાં ઘર પાંચ લાખ હતાં અને ઈંટેરી ઘર સાત લાખ હતાં. એક કરોડ ઘર કાંસાનાં અથવા બીજી ધાતુનાં હતાં. એક કરોડ ઘર ત્રાંબાનાં હતાં અને સાત કરોડ ઘર શુદ્ધ સોનાનાં હતાં. તુકારામ કહે છે કે, જે રાવણની આટલી વિશાળ

સંપત્તિ હતી, તે જ્યારે મરી ગયો ત્યારે એક કોડી પણ તે પોતાની સાથે લેતો ગયો નહિ.

**૨૨૫૮**–અરે ઓ પાંડુરંગ! તમે આવડું મોટું વાતનું વતેસર શા માટે કરી મૂક્યું? જુઓ, મારે બડબડ કરવાનું કશુંજ પ્રયોજન નથી. આ લોકોની આગળ કીર્તન કરીને બ્રાહ્મણભોજન કરાવવાની મારે શી જરૂર તે કહો. તુકારામ કહે છે કે, જે કાંઈ કરવું ઘટે તે બધું તમારેજ કરવાનું છે. હું તો ફક્ત નિમિત્તમાત્ર છું, એ વાત કોણ નથી જાણતું?

**૨૨૫૯**–હે મનુષ્યો! તમારે હવે મારે વિષે ચિંતા કરવીજ નહિ. મારો સંસારવ્યવહાર જેણે વધારી દીધો છે તે તેનો નિભાવ કરવાને સમર્થ છે. મારી પોતાની ઇચ્છા મુજબ તો કશુંજ થનાર નથી. તુકારામ કહે છે કે, હું તો સુખ અને દુઃખ બેઉનાથી વેગળો થઈ ગયો છું.

**૨૨૬૦**–મેં દેવને મારા પોતાના બનાવી દીધા છે, એ વાતનો મારો જે અનુભવ છે તે હું તમને કહું છું, તે સૌ સાંભળી લેજો. મારે જે વખતે જે બોલવું જોઈએ તે વખતે તેજ શબ્દો દેવ મારે મોઢેથી બોલાવે છે. જ્યાં ક્ષુદ્ર સંસારનો ત્યાગ કર્યો એટલે ગોવિંદ આપણા થઇ જાય છે. તુકારામ કહે છે કે, હું ધૈર્ય રાખું છું તેથી દેવ એવા મારી પાસેના પાસેજ રહે છે કે જાણે મારી સાથે ચોંટી ગયા છે.

**૨૨૬૧**–જે સંસારને જીતી શકે તેનેજ સાચો શૂરવીર જાણવો. બાકીના બીજા બધા તો દેહાભિમાનને સવારી કરવામાં કામ આવે એવાં ગરીબડાં ઘોડાંજ છે. ખરેખરી પ્રતિજ્ઞા તો તેને કહેવાય કે જે પરમભાવ સહિત દેવને હૃદયની અંદર દૃઢતાપૂર્વક ધારણ કરી રાખે. તુકારામ કહે છે કે, સત્કીર્તિની કમાણી કરીને જે જીવે તેનુંજ જીવ્યું ઉત્તમ છે.

૨૨૬૨-નાશ થઈ જાય એવી વસ્તુનું કોઈ દાન કરે તો તે દાતારે શો ઉપકાર કર્યો? હે વિઠ્ઠલ! આવી કાચી તકલાદી અને નાશવંત વસ્તુઓ મને આપતો નહિ. મને તો તારે દાન દેવું હોય તો ખરેખરી વસ્તુજ આપજે. જે પોતાનાં છોકરાંની પાછળ રડવા બેસે તે માને મોટા દિલની કેવી રીતે કહેવાય? તુકારામ કહે છે કે, જેનાથી કીર્તિમાં વધારો થાય તેજ શ્રેષ્ઠ ધર્મ કહેવાય.

૨૨૬૩-જે ન્યાયાધીશ લાંચરૂશ્વત લઈને જૂઠા ફેંસલા આપશે તેના પૂર્વજો અધોગતિએ જશે અને તેઓ નરકના કીડા થઈને અવતરશે એમ જાણજો. આવાં કામ કરનારને કોટિકોટિ ગૌહત્યાનું પાપ લાગશે. આવા પાપી લોકોની સ્ત્રીઓ જ્યારે જ્યારે મહિને મહિને રજસ્વલા થાય છે, ત્યારે તેમની આભડછેટ તેમના પૂર્વજોને પીવી પડે છે. તુકારામ કહે છે કે, આવા દુષ્ટોને તો ખાસ કાળજી રાખીને યમ દંડ દે છે.

૨૨૬૪-અરે ભાઈ! આ તમારો દેહ એક દિવસ નષ્ટ થઇ જશે અને તેને આખરે કાળ ભક્ષ કરી લેશે. તમે યાદ રાખજો કે તમારો દેહ આખરે કાળનો ભક્ષ થઇ જશે. અરે પથરા જેવા જડ બુદ્ધિવાળા જીવ! તું આટલી સીધી વાત કેમ સમજી શકતો નથી? હાથી, ઘોડા, ઘર, વાડી, એમનો શો ભરૂંસો? ગાદીતકિયા, રાચરચીલાં એ બધાં સુખનાં સાધન છે તો ખરાં, પણ જ્યારે શરીરને ઘડપણ ઘેરી લેશે ત્યારે કેવી દુર્દશા થઈ જશે તેનો વિચાર કરવો જોઇએ. પાકેલું ખેતર જેમ ઉંદર-કોળ ખાઇ જાય છે તેમ તારા દેહનાં સંબંધીઓ તારો ઘાત કરવા બેઠાં છે. તુકારામ કહે છે કે, અલ્યા! હજી પણ તારાથી ચેતાય તો ચેતી જા અને તારા પોતાના હિતની સાધના કરતો થઈ જા. નહિ તો આગળ ઉપર તારે માથે મોટો ભય છે.

૨૨૬૫-હે દેવ! પૂર્વે તમે તમારા અનેક ભક્તોનું નાના પ્રકારનાં સંકટોમાંથી રક્ષણ કર્યું હતું. તેમણે પોતાની છેલ્લી ઘડીએ તમને સંભાર્યા એટલે તરતજ તમે તેમની ભીડ ભાગવા દોડી ગયા. તમારો આવો રિવાજ હું બરાબર સારી રીતે જાણી ગયો છું અને એમ જાણીનેજ હું તમોને કાલાવાલા કરીને તમારૂં નામ દઈ દઈને તમને સાદ પાડી રહ્યો છું. હે પાંડુરંગ! મારી બાબતમાં તમે ભૂલકણા થઈ ગયા લાગો છો, ત્યારે હવે મારે શો ઉપાય કરવો? ઓ નારાયણ! હજી પણ તમને મારી દયા કેમ નથી આવતી? તમે મને તમારી પાસેથી કેમ વેગળો કાઢી મૂક્યો છે? તુકારામ કહે છે કે, હે કેશીરાજ! તમારૂં દર્શન હું કરી શકતો નથી તેથી કરીને મારો જીવ જાઉં જાઉં કરી રહ્યો છે; એટલા માટે તમે હવે જરાક ઉતાવળ કરો અને મને દર્શન દો.

૨૨૬૬-હે દેવ! હું તો તમને સાંભરતોજ નથી, એ વાત હવે મને પૂરેપૂરી સમજાઈ ગઈ છે. ત્યારે હવે મારે જીવીને કરવું શું? ઓ અનંત! મારૂં પ્રારબ્ધજ જો અનિષ્ટ હોય તો પછી તું શું કરવાનો હતો? મારૂં જીવતર હવે નકામુ છે અને તેથી તે ધિક્કારને પાત્ર છે. તું પતિત લોકોને પાવન કરે છે એવો તારો મહિમા મારે કાને આવેલો, તેથી તો હું આશાભરી નજરે તારા ભણી જોઈ રહ્યો છું. ત્યારે હવે મારો અંગીકાર કોણ કરશે તે તુંજ કહે? કારણકે તું તો હવે નિર્દય થઇ ગયો છે એ વાતમાં તો હવે મને કશો શક રહ્યોજ નથી. તુકારામ કહે છે કે, તું મને નિરાશ કરે છે તો ખરો, પણ તારે સારૂં હું મારો જીવ કાઢી નાખીશ.

૨૨૬૭-અરેરે! દેવ! તું જ્યારે આવો નિર્દય થઈ ગયો છે, ત્યારે "હું પતિતોને પાવન કરૂં છું" એવી તારી પ્રતિજ્ઞા તેં અગાઉથી આખી દુનિયામાં પ્રસિદ્ધ શા સારૂ કરી? ઓ દેવ! ઓ

મારા દાતાર! હવે તારી એ પ્રતિજ્ઞાને સાચી પાડવાનો વખત આવી લાગ્યો છે, ત્યારે તું પાછું કેમ જુએ છે? તારી અસલની પ્રતિજ્ઞા તને કેમ યાદ આવતી નથી? જો તું આવુંજ કરીશ તો સંતપુરુષોની આગળ તું તારૂં મોઢું કેવી રીતે બતાવી શકીશ? કારણકે આ બધી વાત હું તેમને કહ્યા વિના રહેવાનો નથી. દેવ અનાથનો નાથ છેજ નહિ, એ વાત હું બધે જાહેર કરી દઈશ. તુકારામ કહે છે કે, હું શરૂઆતથીજ દેહભાવે મરી જઈને પારમાર્થિક સાધના કરવા આવ્યો છું. ત્યારે તું હવે નિમિત્તનો માલિક શા માટે થાય છે?

૨૨૬૮–હે દેવ! હું તારો દાસ થઈને જો અધોગતિને પામીશ તો આ દુનિયામાં તારૂં ઘણું વિપરીત દેખાશે. હરિનો દાસ અધોગતિને પામે એવી નીતિ કોઈએ ક્યાંય પણ સાંભળી છે? હું તારૂં નામ મારા કંઠમાં નિરંતર ધારણ કરી રાખું છું અને તે છતાં મારી પાછળ સંસારની ઉપાધિઓ તો ચાલી આવે છે. તુકારામ કહે છે કે, કાળે મને અભડાવી માર્યો છે.

૨૨૬૯–પુરાણો લજવાઈ મરે છે અને વેદ નીચું મોઢું કરીને જોયા કરે છે; કારણ હું નિરંતર તારા નામનું સ્મરણ કરનારો આવો દરિદ્ર અને આવો દીનહીન! અગાઉના સંતો જે જે કહી ગયા છે તે બધુંજ જૂઠું સાબિત થઈ ચૂક્યું છે. તુકારામ કહે છે કે, હે દેવ! તમે જો આવું કરશો તો તમારી ભક્તિનો માર્ગ બંધ થઈ જશે એ વાત નિઃસંદેહ છે.

૨૨૭૦–આહાર–નિદ્રાનો બુદ્ધિપૂર્વક આદરસત્કાર કરવાની જરૂર નથી, કારણકે તે તો પોતાની મેળેમેળેજ પોતાની પ્રવૃત્તિ કર્યા કરવાનાં. તોળ્યું ગાળ્યું બોલવાની ટેવ ન રાખીએ અને નકામું બોલબોલ કરીએ તે વ્યર્થ જાય છે. એવું કરવાથી શરીરને થોડી-

ઘણી પીડા પણ થાય છે. પોતાની આત્મસ્થિતિનો મર્મ સમજી લઈને તેના વડે જેઓ પોતાનું સમાધાન કરી લે છે, તેઓજ તેનું સુખ કેવું છે તે જાણી શકે છે. તુકારામ કહે છે કે, જે કામ કરવાથી દુઃખ થાય એવું કામ ન કરવું. ત્યાર પછી જેવી સ્થિતિમાં રહેવાય તેવી સ્થિતિમાં પડી રહેવું.

૨૨૭૧–ભૂમિ તો બધીજ પવિત્ર છે, પણ વાસનાજ અપવિત્ર છે એમ સમજી લેવું. તેને લીધે જીવ ભયભીત થઈ ગયો છે અને તેને શરીરે કોઈ પણ જાતનો ઘા ન લાગવા છતાં તે પોતાના પરમાર્થને છોડી બેઠો છે. જીવ માત્ર દેવજ છે એમ સમજવું, પણ તેમના મનમાં જે ખોટા સંશય ઘર કરી બેઠા છે તેજ તેમને ફસાવી મારે છે. તુકારામ કહે છે કે, જીવ અને ઈશ્વર એ બેની વચ્ચે ભ્રાંતિને લીધે જે તફાવત દેખાય છે તે જો દૂર થઈ જાય તો બધા શુદ્ધ ઈશ્વરજ છે.

૨૨૭૨–આ મારૂં અને આ તારૂં એવો જે દ્વૈતભાવ છે તે જો ટળી જાય તો જીવાત્મા ઉપર જે જે બોજો છે તે બધોજ ઊતરી જાય. આ એક વાતને છોડીને તમારે બીજું કાંઈજ કરવાનું નથી અને કશું છોડી દેવાનું પણ નથી. સ્વરૂપભાવ સ્વભાવે કરીનેજ શુદ્ધ છે. પ્રપંચની મોહજાળમાં આશાતૃષ્ણાને લીધે જીવ બંધાઈ ગયો છે. તેને લીધેજ તેને અને જીવમાત્રને ગળે ફાંસો આવી ગયો છે. જે કાંઈ જીવને ફસાવી મારે છે, તે તો તેના મનનો ખોટો સંશયજ છે. સ્વરૂપસ્થિતિમાં સુખનો અનુભવ થાય છે અને દુઃખની છાયા પણ ત્યાં હોતી નથી. સર્વનો કર્તા એક નારાયણ છે, એવાજ ઉદ્ગાર મોઢેથી કાઢવા. લાભ, હાનિ, માન અને અપમાન એ બધાંને સમાન જાણવાં. તુકારામ કહે છે કે, આવો જે હોય તેનેજ ખરેખરો સુખી જાણવો.

**૨૨૭૩**–હે દેવ! જો તું મન પર લે તો જેઓ આજે મૂઢ છે તેઓ પણ પરમ ચતુર પંડિત થઈ જાય, પણ આ વાતનો મર્મ કોઈ સમજતું નથી તેથીજ અનેક પ્રકારની યોનિઓમાં ભટકીને જન્મમૃત્યુની પીડા ભોગવવી પડે છે. દેવ જો કૃપા કરે તો લૂલા-લંગડા પણ મોટા મોટા પર્વતો ઓળંગી જાય અને મૂંગા માણસો ગહન વિષયોના ઉપર ભાષણ આપતા બની જાય. દેવ જો કૃપા કરે તો પાપી પુણ્યવાન થઈ જાય અને દુર્જનો કોઈનો વાળ પણ વાંકો કરી શકે નહિ. હરિ જો ધારે તો આખા બ્રહ્માંડના તમામ જીવોને એક ક્ષણવારમાં મુક્ત કરી દે. તુકારામ કહે છે કે, તે જે કાંઈ કરે છે તે બધુંજ તે પોતાની લીલાયુક્ત ક્રીડા કરે છે અને તે સર્વમાં વ્યાપી રહેલો છતાં સર્વથી નિરાળો છે.

**૨૨૭૪**–ધનધાન્યની પુષ્કળ પેદાશ કરી લેવી, કારણકે લોકો તેની આશાએ બેઠેલા છે; પણ પરમાર્થરૂપી ધાન્ય એવું છે કે બધાં ખાય, જેમને આપવું ઘટે તેટલું અપાય અને છતાં પણ પાછું વધે. તેને માપ્યાજ કરો પણ તેનો છેડો આવે નહિ. બરાબર ચાસની અંદર જ્યારે બીજ પડે ત્યારે તેનો પાક ઊતરે. તુકારામ કહે છે કે, ‘વિઠ્ઠલ’ એ ફક્ત ત્રણજ અક્ષરનું નામ છે પણ તેટલાથી જીવને તૃપ્તિ થઈ જાય છે.

**૨૨૭૫**–હે દેવ! આ આખું જગત એ તારીજ કરામત છે અને તે જગતરૂપે તુંજ સર્વત્ર ક્રીડા કરી રહ્યો છે. તેં અમારામાં અને આખા જગતમાં જે અહંકાર ઉત્પન્ન કરી રાખ્યો છે, તેજ અમને ફસાવી મારે છે. બતાડવાની અને સંતાડી દેવાની કળા તું એકલોજ જાણતો હોય છે. તુકારામ કહે છે કે, હે શ્રીપતિ! હવે તું અમને ક્યાં સુધી ફસાવ્યા કરીશ?

**૨૨૭૬**–કેટલાક શ્રીમંત લોકો ગરીબ દુઃખી લોકોના ઉપર

દયા લાવીને તેમનું દુઃખ દૂર કરવા સારૂ સડકો ઉપર જ્યાં જરૂર પડે ત્યાં પુલ અને ઘાટ બંધાવે છે; ત્યારે હે પાંડુરંગ! તું અમારે આ ભવનદીને ઓળંગી જવાનો પુલ કેમ નથી બંધાવતો? વૈદ્યની પાસે રોગી જાય છે તો તે તેને ક્વાથ બનાવવાનો નુસખો લખી આપે છે અને એ રીતે તે તેની પીડા દૂર કરે છે. પાણીમાં ડૂબી જતા માણસને બહાર ખેંચી કાઢવા સારૂ જે ડૂબકી મારે છે તેને તેથી કાંઈ લાભ થાય છે? પોતાની પછી આવનારા લોકોને કાંટા ન વાગે તે સારૂ આગળ ચાલનારાઓ આખે રસ્તે કાંટા વાળતા વાળતા ચાલે છે, તે તેઓ શા માટે કરતા હશે? તુકારામ કહે છે કે, જેઓ થાક્યાં હોય, નબળાં હોય તેમના માથા ઉપરનો ભાર પરોપકારી લોકો ઉપાડી લે છે.

૨૨૭૭–આ ઠેકાણે કોઈએ લૂખી લૂખી વાતો તો કહેવી જ નહિ. એવા શુષ્ક શબ્દોને અહીં કોણ માનવાનું હતું? અમારે તો ખરેખરો અનુભવજ જોઈએ. અમારી આગળ ઉપર ઉપરના પોકળ આચાર-ની પણ કશી કિંમત નથી. જ્યાંસુધી મનની અંદર હરિની સાથે ઓળખાણ થયું નથી, ત્યાંસુધી મોઢા મોઢાની મીઠી મીઠી વાતોને કોણ માનવાનું હતું? રાજહંસ પોતાની ચાંચ વડે પાણી અને દૂધને છૂટાં પાડી શકે છે. તુકારામ કહે છે કે, અમારે તો અંત-રની આત્મનિષ્ઠાવાળા યોગ્ય સાધુનું કામ છે; બાકીના રેંજીપેંજી લોકોનું અમારે કામજ શું છે?

૨૨૭૮–જડ જીવોને તારનારા નારાયણ સિદ્ધ ઊભેલા છે; માટે તેમની જેઓ ઉપાસના નહિ કરે તેમની મૂર્ખતા ઉઘાડી પડી જશે. અફાટ ભવસાગરને તેમણે એક નાનાસરખા તળાવના જેવો બનાવી દીધો છે. હવે તેને ઓળંગી જવાને સારૂ તમારે શ્રીહરિને તમારી મદદે બોલાવવાજ જોઈએ. શ્રીહરિની આગળ પગે પડ-

વામાં તમને પ્રતિબંધ શો નડે છે? તુકારામ કહે છે કે, એક વાર જ્યાં તમે અનન્ય ભાવે તેમના થઈ ગયા એટલે તે તો એવા છે કે, આ નાનું અને આ મોટું એવો વિચાર કદી કરેજ નહિ.

૨૨૭૯–ઓ મારા મન! તું તારી એક પણ ક્ષણને નકામી ગાળીશ મા. તારે ક્ષણેક્ષણે નારાયણના નામનુંજ પારાયણ કરતા રહેવું. તારી અહીંતહીં ભમવાની ટેવ છોડી દે અને બહાર જવાના રસ્તાજ બંધ કરી દે. એક હરિને છોડીને આડેઅવળે રસ્તે વન-વગડામાં તારે ભટકવુંજ નહિ. તુકારામ કહે છે કે, મારો જીવ તૃપ્ત થતા સુધી નારાયણનું સ્મરણ કરતો રહે છે.

૨૨૮૦–હું પંચમહાભૂતોના સકંચામાં સપડાઈ ગયો છું, એવો જે અહંકાર મારામાં પેદા થયો છે, તેણેજ મને બંદીવાન બનાવી દીધો છે. આ શરીરથી હું જુદો છું, એ વાત ભૂલી જઈને અને મૂર્ખતા-વશ થઈને મેં મારૂં ગળું (મારો સ્વરૂપભાવ) મારે હાથેજ દેહબુદ્ધિ વડે બાંધી દીધું છે. આ દેહાદિ પ્રાપંચિક પદાર્થોને મેં સાચા માની લીધાજ શી રીતે? આ મારૂં ઘર, આ મારાં છોકરાં, એવું મેં માન્યુંજ શા માટે? અરે! તમામ પ્રકારની વિષયભોગને લગતી વાસના-ઓનો ત્યાગ કરીને હું નારાયણનો શરણાગત કેમ ન થયો? ક્ષણિક વિષયસુખની ઇચ્છાઓને વશ થવાથી અંતે મને ઘણુંજ નુકસાન થયું છે. તુકારામ કહે છે કે, ત્યારે હવે હું મારા શરીરનું દેવના ચરણ આગળ બલિદાન ચઢાવી દઈશ અને મારાં સંચિત કર્મોની હોળી સળગાવી દઈશ.

૨૨૮૧–મને આખું જગત દેવરૂપ દેખાય છે. આથી કરીને ગુણ-દોષને જોવાની મારી વૃત્તિ ક્ષીણ થઈ ગઈ છે, એ ઘણુંજ સારૂં થયું છે–ઘણુંજ સારૂં થયું છે. આરસીમાં બીજું પ્રતિબિંબ દેખાય પણ તાત્ત્વિક દૃષ્ટિએ જોનારને બિંબ અને પ્રતિબિંબ બધું એકનું એકજ

છે. તુકારામ કહે છે કે, નદીનો સમુદ્રની સાથે સમાગમ થઈ ગયો એટલે નદીનું નદીપણું ટળી જાય છે અને તે સમુદ્રજ થઈ જાય છે.

૨૨૮૨–એકજ ઘઉંમાંથી જાતજાતના ખાદ્ય પદાર્થો તૈયાર થાય છે અને તેમને ખાવાને સારૂ જીભ સળવળ્યા કરે છે. ભોગ ભોગવ્યાથી તેમના પ્રતિ રાગ ઉત્પન્ન થાય છે અને તેમને ફરી ફરીને ભોગવવાનું મન થાય છે. ભોગ્ય પદાર્થો જો આપણી આગળથી ખસી જાય તો તેમના પ્રતિ નિત્યઆકર્ષણ વધારે પ્રબળ થતું જાય છે. સમુદ્રની અંદર જેમ એક પછી એક તરંગ ઉત્પન્ન થયા કરે છે તેવુંજ વિષયો તરફના આકર્ષણનું સમજી લેવું. પોતાના બાળકને રમાડ્યા પછી પણ તેની મા તેને ફરી ફરીને હાથમાં લઈ રમાડે છે અને રમાડતાં ધરાતી નથી. તુકારામ કહે છે કે, નાના બાળકના બોલની અંદર જે મીઠાશ છે, તેનોજ ઉપરાઉપરી સ્વાદ ચાખ્યાથી તે માતા એવી વિવશ થઈ જાય છે કે, તેનું સેવન કરતાં કરતાં તેને કદાપિ તૃપ્તિ થતીજ નથી.

૨૨૮૩–મારા મનને વહાલા લાગે એવા મારા સાચા સંબંધીઓ તો એકલા હરિભક્તોજ છે. નિર્ધન રહેવું એજ તેમનું અહોભાગ્ય છે. તેમના ધૈર્યનો કદી ભંગ થતો નથી અને તેમના હૃદય ઉપર તેમના એકનિષ્ઠ ભાવનોજ ઘેરો રંગ ચઢી ગયો છે. જ્યારે તેમને ભૂખતરશ લાગે છે ત્યારે પણ તેઓ તેમનાં ચિત્તમાં દેવનુંજ સ્મરણ કરે છે. તુકારામ કહે છે કે, નારાયણ એજ તેમનું ધન છે.

૨૨૮૪–હે દેવ! હું તારો દાસ છું એવું હું કહેવડાવું છું, પણ હું મન દઈને તારી સેવા કરતો નથી અને નફ્ફટપણે પેટ ભરૂં છું. હે પાંડુરંગ! આવાં ખોટાં કામ તારી આગળ શી રીતે નભવાનાં હતાં? કારણકે તું તો સૌનાં અંતઃકરણના ભાવ જાણી

જાય છે. મારાં આચરણ ખોટાં છે એવું હું જાણું છું, છતાં હું તારો સાચો સેવક છું એવું કહીને એક અપરાધના ઉપર બીજો અપરાધ હું કેમ કરીને કરૂં? તુકારામ કહે છે કે, હે કૃપાનિધિ દેવ! હું આવો અપરાધી છું તે તો તમે જાણો છો.

૨૨૮૫–અંતઃકરણમાં સાધુપણાનો ભાવ તો હોય નહિ, ત્યારે ઉપર ઉપરથી સાધુપણાનો ઢોંગ કર્યે શું વળવાનું હતું? જે નઠારૂં હોય તેને સારૂં કહેવાથી મુખ્ય કાર્ય સિદ્ધ થતું નથી. કોઈ પણ કામમાં જો ઉતાવળ કરી તો તે કામ કથળી જવાનુંજ, પણ જે બાબતમાં ઉતાવળ કરવી જોઇએ તેમાં ઉતાવળ કર્યાથી મનને સંતોષ ઉપજે છે. તુકારામ કહે છે કે, એકમાં જેની બુદ્ધિ સ્થિર થઈ નથી તેનામાં ધૈર્ય નથી એવું કહેવું જોઈએ.

૨૨૮૬–આપણાં ચિત્તને દેવની સાથે બાંધી રાખીએ એટલે તે તેની પાસે રહે છે. એવું થવાથી ઈશ્વરના પ્રકાશ વડે અંતઃકરણ બધો વખત પ્રકાશિત અવસ્થામાં રહે છે. હૃદયની અંદર દેવનો વાસ થાય તે ઘણું ઉત્તમ અને મધુર છે. એક વાર આવો સંબંધ બંધાઈ જવાથી આપણો અને દેવનો કદી વિયોગ થઈ શકતો નથી. ઈશ્વરનું સ્મરણ કર્યાથી પેટમાં આખું બ્રહ્માંડ સમાઈ જાય છે. અર્થાત્ ઈશ્વરનું સ્મરણ કરતાં કરતાં આપણે આપણા અંતઃકરણનો વિકાસ કરતા રહીએ એ ઉત્તમ છે. તુકારામ કહે છે કે, ઈશ્વરની સાથે જો આપણો પ્રેમરૂપી તાંતણો અખંડ રીતે જોડાયેલો રહેશે તો બધા પ્રકારના લાભ આપણને ઘેર બેઠાંજ આવી મળશે.

૨૨૮૭–હે દેવ! આ જગતે મને ઘણોજ સતાવ્યો છે તેથી કરીને આજના પ્રસંગથી મારૂં ચિત્ત ઘણુંજ દુઃખી થઈ ગયું છે. હું મારા મન વડે તારા ચરણનું સ્મરણ કરતો રહું છું; પણ આ જગતની સાથેનો મારો સંબંધ તું ક્યારે તોડી નાખીશ તેની મને

ખબર નથી; કારણકે અનેક જણના સુખદુઃખના અને આ સારૂં અને આ નઠારૂં એ બાબતના વિચાર મારા અંતઃકરણમાં ચાલ્યા આવે છે અને તેમ થવાથી તારી સેવામાં નડતર થાય છે. તુકારામ કહે છે કે, જો તું મને એકાંતવાસ આપે તોજ મારો અને જગતનો સંબંધ તૂટી જાય.

૨૨૮૮–કોઈ કોઈ લોકો હોય છે તો ધનવાન, પણ કાને બહેરા અથવા આંખે આંધળા, ને કોઈ કોઈ સફેદ કોઢવાળા તો કોઈ કોઈ રક્તપિત્તિયા પણ હોય છે. આ બધા પ્રારબ્ધનાંજ વિચિત્ર પરિણામો છે કે પછી બીજું કાંઈ છે તેની સમજ પડતી નથી. એ બધાની દોરી એકલા વિઠોબાના હાથમાં છે. રોગ તે કાંઈ થોડા-ઘણા છે? હું તે કેટલાનાં નામ ગણાવું? કેટલાક રોગ તો એવા હોય છે કે, જાણે શરીરની સાથે અખંડપણે જડાઈ ગયા હોય એવા છે. તુકારામ કહે છે કે, નષ્ટ સંચિતનું દાન તો મળે છે પણ તેનો ઉપભોગ કરવા જતાં તેનાથી સુખ થતું નથી.

૨૨૮૯–ભેદ અને અભેદ એ બેઉ સિદ્ધાંતોનો તાળો મેળવવા જઈશું ત્યારે તો તે કદી મળવાનો છેજ નહિ. તેમ કરવાને બદલે તું હવે નારાયણનુંજ સ્મરણ કરવા માંડ. એકલા અચ્યુતનું નામ-ચિંતન કરવાથી તારાં તમામ કાર્યો સિદ્ધ થઈ જશે. ચોર લોકો તો એવા ચાલાક હોય છે કે, તેઓ નદીમાં થતા વમળ અને વેગ-વાન ધારાની માફક ચોરવાટે થઈને ચાલ્યા આવે છે અને ઠેઠ ગામની ભાગોળ સુધી જઈ પહોંચેલા વટેમાર્ગુને ઘેરી લે છે અને તેની પાસે જે કાંઈ હોય તે બધુંજ લૂંટી લે છે. તુકારામ કહે છે કે, એક શ્રીહરિના ઉપર ભાવ સ્થિર કર્યા વિના સંસારનદીને ઓળંગી શકાતી નથી; એટલા માટે એક હરિના ઉપર દૃઢ ભાવ રાખવો એજ સો વાતની એક વાત છે.

૨૨૯૦–જેઓ વિઠ્ઠલના ગુણ લાગલાગટ ગાયાજ કરે છે, તેમના ચરણ આગળ હું મારૂં ચિત્ત સમર્પિત કરી દઉં છું. જેમને વિઠોબાનું નામ વહાલું છે તેઓ મને પણ મારા પ્રાણસખા જેટલા વહાલા છે. જેમનાં નેત્રોને વિઠ્ઠલનું દર્શન પ્રિય લાગે છે તેમનું ચરણોદક હું ગ્રહણ કરૂં છું. જેમણે પોતાનાં મન, વાણી અને શરીર વિઠ્ઠલને અર્પણ કરી દીધાં છે તેમના ચરણનો હું આશ્રય માગું છું. તુકારામ કહે છે કે, જે કોઈ પોતાને મોઢેથી એવું કહેશે કે હું હરિનો દાસ છું તેના ચરણની રજ થવાની હું ઇચ્છા રાખું છું.

૨૨૯૧–ભેદાભેદની બાબત વાદવિવાદ કરવો નકામો છે; માટે એકનિષ્ઠભાવ કેળવીને પરમાનંદની પ્રાપ્તિ કરી લેવી એજ કર્તવ્ય છે. તમારૂં આયુષ્ય એમ કરતાં કરતાં એક દહાડો પૂરૂં થઈ જશે એટલા માટે તમે વખત ન ગુમાવતાં સ્વહિતનો વિચાર કરતા થઈ જાઓ. તુકારામ કહે છે કે, ફક્ત ભાવભક્તિવડેજ તમારૂં કાર્ય સિદ્ધ થવાનું છે. તેમ ન કરતાં દંભયુક્ત આચરણ કર્યાથી તમને જરૂર નુકસાનજ થવાનું છે.

૨૨૯૨–દેવકીપુત્ર શ્રીકૃષ્ણે મને તેમનું ચિંતન કરતાં કરતાં પોતાના સમાન બનાવી દીધો છે. મારા મનની ઉપર તેમણે ઘેરો ઘાલીને તેને ચારે તરફથી પોતાના વડે વીંટી લીધું તેથી હું તેમની સાથે તદ્રૂપ થઈ ગયો છું. એજ રીતે તેમણે વ્રજનાં ગોપગોપીઓને પણ પોતાના પ્રતિ પ્રેમની લગની લગાડી દઈને, તેમને પણ મારી પેઠેજ પોતાના સમાન બનાવી દીધાં હતાં. તુકારામ કહે છે કે, તે એવો છે કે, જો એક વાર તેની સાથે સંબંધ થઈ ગયો તો પછી તે આપણી પાસેથી કદી દૂર જતોજ નથી.

૨૨૯૩–હે પાંડુરંગ! તારા ચરણ મારા ચિત્તની અંદર છે તેથી કરીને મારા જીવને ઘણી વિશ્રાન્તિ મળી રહે છે. એજ મારી

કુલ પૂંજી છે અને તે મારા વસ્ત્રની ગાંઠમાં સમાય એટલીજ છે, પણ તેટલાથી મને ઘણો સંતોષ છે અને મારૂં ચિત્ત તેટલાથી સમાધાન માની લે છે. મારી વાચાએ તારા નામોચ્ચારની મોટી દુકાન માંડી દીધી છે અને મારો બધો પ્રેમ તારા સ્વરૂપની અંદર સ્થિર થઇ ગયો છે. તુકારામ કહે છે કે, મને ભક્તિ ઘણી વહાલી છે, કારણકે અભેદભાવની દિશા ભણી વળવાની મારે ઉતાવળ નથી.

**૨૨૯૪**–આ અભંગમાં બતાવેલી વાટ મને જડી ગઇ છે, તેને હું કદી છોડવાનો નથી. આવો મારો જે એકવિધ ભાવ છે, તેમાં હું કદી ફેરફાર કરવાનો નથી. ત્યારે હવે તમારે મારી સંભાળ લેવી પડશે; કારણકે મારૂં બધું બુદ્ધિબળ તમારા ચરણ આગળ જઇ પડ્યું છે; અથવા તમારા ચરણ એજ મારૂં બુદ્ધિબળ છે. મારી આ અવસ્થા બીજા લોકોથી સમજાય એવી નથી, પણ તમારૂં અંતઃકરણ તો મારા અંતઃકરણનું સાક્ષી છે. તુકારામ કહે છે કે, ઓ નારાયણ! મારા જીવનું જીવન અને તેનો સાક્ષી પણ તુંજ છે.

**૨૨૯૫**–હે દેવ! તારા ચરણોમાંજ મારો ભાવ સ્થિર થઇને રહો. એટલે કે હું સદાકાળ તમારૂં નામસ્મરણ કર્યા કરૂં અને તેટલો વખત હું મારા મનને બીજે કોઈ ઠેકાણે જવા દઉંજ નહિ. હવે તો હું તારાજ રસમાં સર્વતોભાવે ડૂબકી મારીશ. તુકારામ કહે છે કે, હે દેવ! હું મારા જીવની પરવા કર્યા વિના આ કાર્ય કરૂં છું.

**૨૨૯૬**–પોતાના માલિકને છોડીને બીજાત્રીજાના કાલાવાલા કરતો ફરે તેના જેવો હું વિઠોબાનો દાસ નથી. મારા સ્વામીની સત્તાને લીધે આ બધાં બ્રહ્માંડો મારી નજરે નાનાં નાનાં દેખાય છે અને કળિકાળ તો જાણે મારા હાથ નીચેનો નોકર હોય એવો બની ગયો છે. અમને દેવના સેવકોને જો અભિમાન હોય, તો તે અમારા દેવનુંજ અભિમાન હોય છે અને અમારા મનની બધી

અભિલાષાઓ અમે તેમના ચરણુ આગળ સમર્પિત કરી દઇને અમે ત્યાંજ આશ્રય લઇએ છીએ. તુકારામ કહે છે કે, અમે અમારી ઇચ્છા પ્રમાણે ખેલ ખેલીએ છીએ અને નારાયણ અમારા મનના કોડ પૂરા કરતાજ રહે છે.

૨૨૯૭–મોક્ષ તો દેવની પાસે છેજ નહિ. તે તો તારી પોતાની પાસે છે. તે છતાં તું તારા મિથ્યાદેહનું અભિમાન દબાવી દેતો નથી અને જૂઠો વલોપાત કર્યા કરે છે. અરે ઓ ગધેડા! તું સાવધાન કેમ થઈ જતો નથી? તારી બુદ્ધિ મારી જવાથી તું ભ્રમિષ્ઠ થઈ ગયો છે. જે દેહનો અહંકાર તું ધારણ કરી રહ્યો છે, તે દેહનાં પંચભૂતો જ્યારે મહત્તત્ત્વની અંદર મળી જશે, અને તારા અહંકારને સારૂ કશો આધારજ નહિ મળે ત્યારે તું શું કરીશ? તુકારામ કહે છે કે, ખોટા દેહને ખરો માનીને તેના અભિમાનનો બોજો માથા ઉપર લઇને તું નકામો સંતાપ વેઠયા કરે છે.

૨૨૯૮–એક દેવને આપણો પોતાનો બનાવી લેવો જોઈએ; કારણકે આવું કર્યા સિવાય જીવને સુખ થનાર નથી. એકલા દેવને બાદ કરીને બીજું બધુંજ માયિક અને દુઃખ દેનારૂં છે એમ સમજી લેવું. તેમનામાં પહેલેથી તે છેવટ સુધી સુખ આપવાનું સામર્થ્ય હોતુંજ નથી અને તેમનાથી થતાં દુઃખોનો નથી આદિ અને નથી અંત, એમ સમજીને તમે તમારા મનની આસપાસ ગોવિંદની વાડ બનાવી દો અને એવું કરીને તે અવિનાશી વસ્તુને પોતાની બનાવી દો. તુકારામ કહે છે કે, આવું કર્યાથી તમે જન્મ ધારણ કર્યો છે તેથી ઓછામાં ઓછું એકવાર તો તમારે મૃત્યુમાં થઇને પસાર થવુંજ પડશે, પણ ત્યાર પછી તમારાં જન્મ અને મૃત્યુ એ બેઉનો અંત આવી જશે અને તમારી સુકીર્તિ તમારી પાછળ આ સંસારમાં તમે મૂકી જશો.

૨૨૯૯–મારાં માતાપિતા જેવા તમ સંતજનોએ આજે મને તમારી કૃપાનું દાન દીધું, જેથી કરીને મારા મુખમાંથી હરિનામામૃતની ધારા વહેતી થઇ ગઇ. તમારા આ ઉપકારના બોજામાંથી હું આ જન્મમાં તો કદી મુક્ત થઇ શકનાર નથી. તુકારામ કહે છે કે, તમે સંતજનો ઉદાર અને કૃપાવંત છો, તેથી મુજ બાળકને તમે પ્રેમાર્દ્ર થઇને પારમાર્થિક સાધનાનાં ઘરેણાં પહેરાવી દીધાં.

૨૩૦૦–એકજ દેવની સ્તુતિ કરવી અને જો નિંદા કરવાનું મન થાય તોપણ એકજ દેવની નિંદા કરવી. એ સિવાય બીજાં કામમાં વાણીનો વ્યર્થ વ્યય કરવો એ અધમ કાર્ય છે એમ જાણવું. લોકો એવા છે કે, મારી શિખામણો સાંભળતી વખતે પોતાના કાન બહેરા બનાવી દે છે અને જે જે કામ કરવાથી નરકની પ્રાપ્તિ થતી હોય છે, તે તે કામ કરવા માટે પૈસા ખરચવા પડે તો તે ખરચીને પણ તેઓ નરકે જાય છે. તેમનાં આવાં કૃત્યને લીધે આ લોકમાં બધા લોકો તેમનાં મોઢાં ઉપર થૂંકે છે અને પરલોકમાં ગયા પછી તેમને અઘોર નરકમાં વાસ કરવો પડે છે. તુકારામ કહે છે કે, વાણીનું આ માપ (હરિનામ) ઉત્તમ છે પણ તેનો નિંદામાં ઉપયોગ કરીને તેઓ નરકે જાય છે.

૨૩૦૧–લોઢું, રૂ અને ચકમક એ ત્રણ વસ્તુઓ આપણી પાસે હોય તો તેમનું ઘર્ષણ કરીને અગ્નિ પેદા કરી શકાય. તેવીજ રીતે જો તમારૂં ચિત્ત એક ઠેકાણે સ્થિર થઈ જાય તો તમને (આત્માનો) અનુભવ થઈ જાય એમાં કહેવા જેવું શું છે? એમાં કોઈને કાંઈ કહેવું પડે એમ છેજ નહિ; કેમકે એ અતિ સ્પષ્ટ બાબત છે. પેટ ભરીને જમનારને તૃપ્તિ થઈ છે કે નહિ તે તેને કહેવાની જરૂર હોયજ નહિ. તે તો પોતાની મેળેજ જાણી શકે છે. એટલા માટે તેજ ઉપાય (ચિત્તની એકાગ્રતા) અમલમાં મૂકીને હું તે

વિષયને (આત્માનુભવને) પ્રાપ્ત કરવાની અભિલાષા રાખું છું. તુકારામ કહે છે કે, પાણીની અંદર પાણી મળી ગયા પછી આ પહેલાંનું પાણી અને આ નવું મળેલું પાણી એવું કોણ કહી શકશે?

૨૩૦૨–હે દેવ! બાળકને જ્યારે ભૂખતરશ લાગે ત્યારે તેના જીવનનો આધાર જે અન્ન અને જળ છે તે બાળકને આપવાનું તેની મા સારી રીતે જાણે છે. ત્યારે હવે મારે તમને કયી રીતે વિનંતી કરવી તે કહો. મારૂં માથું તો તમારા ચરણના ઉપરજ છે. તમે મને જ્યાં રાખશો ત્યાં હું મારૂં ચિત્ત તમારા ચરણમાં સ્થિર કરી દઈને રહીશ. હે દેવ! તમે તો સર્વત્ર વ્યાપક છો, એવું હું તમારૂં ધ્યાન કરૂં છું તેજ તમે મારી સેવા માની લેજો. ઓ મારા દાતાર! મારામાં જે જે વાતની ત્રુટિ હોય તે તમે પૂરી કરી લેજો. તુકારામ કહે છે કે, હું અપરાધી છું અને મારી બુદ્ધિ પણ ઘણીજ ટૂંકી છે.

૨૩૦૩–હું વખતને ઓળખું છું તો ખરો, પણ મારૂં નિયમિત આચરણ કામમાં આવતું નથી. એટલા માટે હે દેવ! તમેજ મને જે કાંઈ શીખવશો તેજ મારે માટે ઉત્તમ છે. તમારી સલાહ લીધાથી જ્યારે મારી ચિંતા દૂર થઈ જાય છે ત્યારે તમને પૂછવામાં મારે વળી નાનમ શાની? તુકારામ કહે છે કે, મને તમારા ચરણને પકડી રાખનાર સેવક ગણીને તમે મને સહાય થજો.

૨૩૦૪–હે દેવ! હું તમારા મંદિરના દરવાજા આગળ તમારો દ્વારપાળ બનીને ઊભો રહ્યો છું, અને ત્યાં ઊભો ઊભો હું તમને મારી વિનંતી સંભળાવું છું. મારી વિનંતિ એટલીજ છે કે, જે માણસ તમારો શરણાગત થયો હોય તેને તમારે બધી જાતની ફિકરચિંતાથી મુક્ત કરી દેવો જોઈએ. તમે આ બધું જાણો છો તો ખરા, તોપણ હું જે કાંઈ કહું તે તરફ લક્ષ આપજો. તુકા-

રામ કહે છે કે, હે કેશવ! તમે કૃપાસાગર છો અને દીન જનોના સહાયક છો.

૨૩૦૫–જગતનું અને તમારૂં એમ બેઉ તરફનું મનમાં અભિમાન ધારણ કરીને હું મારા ધોતિયાનો કાછડો વાળીને તૈયાર થઈને ઊભો છું. સેવાના ધર્મ વિષે અને સ્વામીની સત્તા વિષે મારા મનમાં જે કાંઈ કહેવા જેવું હશે તે હું કહીશ. સ્વામીએ મારા ઉપર જે તાકીદનો હુકમ કર્યો છે, તે પ્રમાણે હું વર્તન કરતો રહું છું. તુકારામ કહે છે કે, હું પહેલાં જે જગ્યાએ હતો તે જગ્યાએ ઊભો ઊભો હું ( આત્મસ્વરૂપને ) નમસ્કાર કરૂં છું.

૨૩૦૬–હે દેવ! હું તમારા ચરણના ઉપર મારૂં મસ્તક મૂકીને ઊભો છું, તમે હવે મારી વિનંતિ સાંભળો. તમામ પ્રકારના ભયને વેગળા ફેંકી દઈને હું તમારી સંમુખ આવીને ઊભો રહ્યો છું. મારે જે વાત કહેવાની છે, તેને મારે તમારા ચરણ આગળ કેવી રીતે પહોંચાડવી તે માટે હું મારા જીવના ઉપર ઉદાર થઈ ગયો છું. તુકારામ કહે છે કે, આ જગતનો ઉદ્ધાર કરવાનું સામર્થ્ય તું મને આપ. એટલા માટેજ હું તમારી આગળ અત્યાર સુધી કચકચાટ કરૂં છું.

૨૩૦૭–ઓ દેવ! હું તો તારી કેડે ચઢી બેઠો છું તે હેઠો ઊતરવાનો નથી અને તારાથી વેગળો ખસવાનો નથી. આવું તો ઘણાય દિવસ થયાં થતું આવ્યું છે. હવે હું મારા મનની ઇચ્છા પૂર્ણ કરીશ. આજ સુધી મેં પુષ્કળ શ્રમ વેઠ્યો છે. કોઈ પણ ઠેકાણે મને એક ક્ષણ વાર જેટલી પણ વિશ્રાન્તિ મળી નથી. આ દેહ તે હું પોતે અને આ દેહનાં સંબંધીઓ તે મારાં સંબંધીઓ એવું માની લેવાથી હું ઘણો દુઃખી થઈ ગયો હતો. તમે મારી પાસે હો છો ત્યારે તે દુઃખ મને જણાતું નથી. આજ સુધી હું તમારી વાટ

જોયા કરતો હતો ત્યારે છેવટે હવે આજેજ મારા મનની આશા પૂર્ણ થઇ છે. તુકારામ કહે છે કે, હે વિઠ્ઠલ! મારાં માબાપ! તું એકાદ વાર મારા ઉપર ગુસ્સો તો કર.

**૨૩૦૮**–જેમનાં મુખમાં તારૂં નામ હોય અને છતાં તેમની દુર્દશા થાય તે જોઇને મને ઘણું આશ્ચર્ય થાય છે. હે વિઠ્ઠલ! હે દેવ! હે મારાં મા અને બાપ! તમે ઊંઘી ગયા છો કે જાગતા છો તે મારે જાણવું કેવી રીતે, તેની મને સૂઝ પડતી નથી. સંસાર-બંધનનો ફાંસો તારાં દર્શનથી તૂટી જાય છે. ત્યારે તે દર્શન આપવામાં તું આટલું મોડું શા માટે કરે છે? તુકારામ કહે છે કે, તારી આવી ઢીલ જોઇને મારૂં મન વિચારમાં પડી જાય છે અને મને એવું લાગે છે કે, મેં અત્યાર સુધીમાં પરમાર્થની દિશામાં જે કાંઈ શ્રમ કરેલો તે બધો ફોકટમાંજ ગયો.

**૨૩૦૯**–સેવકનો ધર્મ તો એટલોજ કે, તેણે સ્વામીએ બતાવેલું કામ બરાબર કરવું અને સ્વામીનો ધર્મ સ્વામી જાણે. તેનું પાલન કરવાની જવાબદારી તેની છે. આવું હોવાથી હે દેવ! તમને ગાંડપણ લાગ્યું કે શું થયું છે તેની મને કાંઈ સમજ પડતી નથી. કારણકે હે દેવ! તમે શક્તિહીન થઈ ગયા હો એવું મને દેખાય છે. તમારા જે બળના ઉપર આધાર રાખીને અમે વિષ્ણુના દાસ છીએ એવા અભિમાન સહિત આનંદપૂર્વક રહીએ છીએ તે તમારૂં બળ આજે તમે કોઈ ઠેકાણે ફેંકી આવ્યા હો એવું દેખાય છે. તુકારામ કહે છે કે, હે હરિ! મને તમારી પાસે તેડાવી લેવા સારૂ તમે ઝટપટ તેડું મોકલાવજો, નહિ તો મારે અહીં રહ્યાં રહ્યાં શું કરવું તે બતાવો.

**૨૩૧૦**–કોઈ સમર્થ માબાપનો છોકરો પોતાની મરજી મુજબ સ્વાભાવિક રીતે રમતો રમે છે અને તેના હુકમ પ્રમાણે બીજા બધા

વર્તે છે. આવું હોય તોજ તેણે પોતાને શરીરે પહેરેલાં ઘરેણાં તેને શોભા આપે છે, નહિ તો જો તેના ઘરમાં તેનું કશું ચાલતું ન હોય તો તે ઘરેણાં તેને બોજા જેવાં થઈ પડે છે. માબાપ સમર્થ હોય તો તે છોકરાને રમવાને સારૂ દશે દિશાઓ જાણે મોકળીજ છે. તુકારામ કહે છે કે, હે દેવ! મારૂં પણ પેલા બાળકના જેવુંજ છે, એમ જાણીને મેં મારી સેવા તમને અર્પણ કરી છે.

**૨૩૧૧**–જ્યાં લેશમાત્ર પણ મળ નથી હોતો અને જ્યાં કોઈનો સંગ નથી હોતો ત્યાં હું એકલોજ રહું છું. ત્યાં 'ગો' એટલે ઈંદ્રિય અને તેને આકર્ષણ કરનારો 'ગોપાલ–ગોવાળ' બળજબરાઈથી મારા મનને ઘેરી લઈને મને ગૂંચવીને કેદ કરી લે છે. તેણે કેવી ચતુરાઈથી મને ફસાવી દીધો છે તે જોવા જેવું છે. તેણે મને પોતાના સમાગમનું સુખ આપ્યું અને એટલામાં તો તેણે એવું કાંઇક કર્યું કે, જેથી તેના અંગની અંદર મારૂં અંગ તો જાણે ઓગળીજ ગયું જાણો. તુકારામ કહે છે કે, આ દેવ આવું કરશે તે હું જાણતો નહોતો,પણ મારા મનના ભાવે મારી પાયમાલી કરીનાખી.

**૨૩૧૨**–જ્યાંસુધી મને તેનો મેળાપ થયો ન હતો ત્યાંસુધી હું નિરાંતે રહેતો હતો; પણ જ્યારથી મારો અને તેનો મેળાપ થયો ત્યારથી તે ચોટ્ટાએ મને ફસાવી માર્યો. આ દેહરૂપી વાડીની અંદરથી તેણે કામક્રોધરૂપી વિકારોને વાળીઝાડીને બહાર ફગાવી દીધા અને બધું એવું ચોખ્ખુંચટ કરી મેલ્યું કે વાડી ખાલીખમ થઇ ગઇ. તેનું ચિંતન કરવાને સારૂ ચિત્તરૂપી દ્રવ્ય એજ મૂળ સાધન છે, પણ તે ચિત્તનેજ તેણે ખેંચી લીધું ત્યારે હવે મારે કરવું શું? તુકારામ કહે છે કે, મેં જે કાંઇ કર્યું હતું તે બધાં કામ મારા મૂળ આગળ આવીને ઊભાં રહ્યાં.

**૨૩૧૩**–જેના પ્રતિ મારા મનને પ્રેમ છે તેને વિષે મારે કાંઇ

કહેવા જેવું હોય એવું હું માનતો નથી. મારા જીવની અભિલાષાને તું પૂર્ણ કર. મને તો તારો સમાગમજ વહાલો છે અને તે તું મને આપ. જે રૂપ ધારણ કરીને તું આવતો હતો તે રૂપને મારી આંખો આગળથી દૂર કરીશ મા. તુકારામ કહે છે કે, હે નારાયણ! મારાથી તમારી સેવા થઇ શકતી નથી તેથી મારી વૃત્તિઓને ધિક્કાર હોજો.

**૨૩૧૪**–અત્યાર સુધીમાં જે કાંઇ થઇ ચૂક્યું છે તેના ઉપરનાં પ્રેમ, અભિલાષા ઇત્યાદિ મારા મનમાં ધારણ કરી રાખીને હું લજ્જાવશ સ્થિતિમાં ઊભો રહ્યો છું. તે રૂપમાં મારૂં મન ચોંટી ગયું છે. તેથી હું તમને સાદ પાડું છું અને તમે તો અહીંના અહીંજ સંતાઇ બેઠા છો. જેને મેં મારા ભાવની સહાયતાથી પ્રાપ્ત કર્યું છે તેજ મારૂં રૂપ છે, માટે તે તું મને આપી દે. તુકારામ કહે છે કે, હે વિશ્વંભર! અમે તારાં હઠીલાં છોકરાં છીએ માટે તારે અમારાં મનનું સમાધાન કરવું પડશે.

**૨૩૧૫**–મારા મનને નાચવાની ઇચ્છા થયા કરે છે; કારણકે મનને જે વિષયનો છંદ લાગ્યો હોય તેની સાથે સંબંધ રાખતા ગુણને તે વશ થાય છે. મારી તમામ ઇંદ્રિયોને પ્રભુએ પોતાની સત્તાના સૂત્ર વડે બાંધી રાખી છે અને તેને જેમ હલાવે છે તેમ તેઓ ચેષ્ટા કરે છે. મારી ઇંદ્રિયો હરિના નામરૂપના રંગમાં રંગાઇ ગઇ છે. એમ થવાથી સ્વાભાવિક રીતેજ તેમનું વલણ તેમના ભણી થાય છે. તુકારામ કહે છે કે, મને પાંડુરંગે પોતાના રૂપ વડે વીંટી લીધો છે.

**૨૩૧૬**–હું જે જે રમતો રમું છું તે બધી હરિના પ્રસાદનુંજ પરિણામ છે. મારી રમતને લગતી એક પણ બાબત નાશવંત નથી. મારાં માબાપ પણે ઇંટના ઉપર ઊભેલાં છે અને તેઓજ પોતાની કૃપાનું મને દાન દઇને પોતાના આનંદને માટે મારી પાસે આ ખેલ

કરાવે છે. મારા મોઢામાંથી જે જે શબ્દો નીકળે છે તે બધા પ્રાસાદિક છે. હું મારી પોતાની બુદ્ધિવડે એક શબ્દને બીજાની સાથે જોડીને બોલતો નથી. તુકારામ કહે છે કે, મારા શબ્દોમાં જે કાંઇ રસ છે તેને આપનારાં મારાં માબાપની પાસેજ બધો રસનો ભંડાર ભર્યો પડ્યો છે અને મારા શબ્દોના ઉપર કૃપાની છાયા પણ તેમણેજ કરી છે.

**૨૩૧૭**–વિશેષ મૂઢ અવસ્થાઓરૂપી મારાં સાસરિયાંનો કચકચાટ મને વારંવાર પીડયા કરતો હતો. તે કચકચાટ હવે બંધ થઈ ગયો છે. તેથી કરીને હવે હું તેમનાદ્વારા દુઃખી થતો નથી. આવી મૂઢ અવસ્થાઓની અંદર ઘણા લોકોને સાસરવાસો કરવો પડે છે. તુકારામ કહે છે કે, એક વાર મારી સ્વરૂપસ્થિતિમાં આંતરો પડી ગયો, ત્યારથી મારી પરતંત્રતાનો આરંભ થઈ ગયો.

**૨૩૧૮**–સંતોની સેવા સિવાય હું બીજું જે કાંઈ કામ કરૂં તે બધુંજ મને ભારરૂપ લાગે છે અથવા સંતસેવાને પડતી મૂકીને બીજું જે કાંઇ કરીએ તે બધું દેવને ભારરૂપ લાગે છે. ભૂતમાત્રમાં પરમાત્માનો વાસો છે એવા અનુભવની કસોટી જ્યારે મારા હાથમાં આવી ગઇ ત્યારે મને ખબર પડી ગઇ કે સંતો જે રસ્તે થઇને ગયા હતા તે રસ્તો તો હું ભૂલી ગયો. તુકારામ કહે છે કે, સંતોની સેવા સિવાય બીજું જે કાંઇ કરીએ તે બધુંજ વ્યર્થ છે. ખરેખરૂં જે કરવા જેવું છે તે તો સંતસેવાનો અનુભવ છે. બાકી જે જે કરીએ તે બધું ઉપર ઉપરનો ઢોંગજ છે; કારણકે મારા અનુભવ ઉપરથી મને એવું સમજાઇ ગયું છે.

**૨૩૧૯**–તમે સાધુસંતો મારા જીવલગ સંબંધીઓ હોવાથી મારા પ્રતિ સદા કૃપાયુક્ત રહો છો. મારાં સારાં સારાં કામોનો બધો ભાર તમારે જ માથે છે એવું જાણજો. આજ સુધી મેં તમારા ચર-

ણુના પ્રતિ ઠગાઇ કરી છે એ વાત તદ્દન સાચી છે. તુકારામ કહે છે કે, મારી જે ખરી સ્થિતિ છે તે જરા પણ ગુપ્ત ન રાખતાં હું મારી પોટલીની ગાંઠ છોડીને તેને ઉઘાડી કરી દઉં છું અને તેને તમારી આગળ રજૂ કરૂં છું. આટલું કર્યાં પછી હું તમારા ચરણને વળગી પડું છું.

**૨૩૨૦**–મારા જીવને સુખ તો થાય છે પણ ધર્મ કોને કહેવાય અને અધર્મ કોને કહેવાય અથવા તેમનાં પ્રત્યેકનાં ખરાં સ્વરૂપ કેવાં હોય તે હું જાણતો નથી. નિર્લજ્જ બનીને નૃત્ય કરવું, વિઠ્ઠલનું નામ ગાવું અને તેના તાલસૂર મુજબ પગ મૂકીને નાચવું એ બે વાનાં હું જાણું છું. મારી પાસે જે પૂંજી છે તે આ એકજ વસ્તુ છે અને મારાં સાધનોમાં પણ એના સિવાય બીજું કાંઇ નથી. તુકારામ કહે છે કે, તમે સંતોના ચરણ આગળ હું આનંદોલ્લાસ સહિત પડી રહું છું.

**૨૩૨૧**–મને જે પ્રિય છે તેનેજ હું મારા ચિત્તની અંદર ધરી રાખું છું અને મારી આંખો આગળ પણ તેજ રમ્યા કરે છે. મારી અભિલાષાઓ ફળી છે અને મારૂં બધું કાર્ય સાંગોપાંગ ઊતરી ગયું છે. હવે તો હું આનંદપૂર્વક ખાવાનું માગી લઇશ. તુકારામ કહે છે કે, મારાં તમામ લાડકોડ અને મારા મનની ઇચ્છાઓ મારા વિઠોબા પૂર્ણ કરશે.

**૨૩૨૨**–ઘણા દિવસથી પ્રતિકૂળ કાળબળને લીધે (દેવના) ચરણનો મને વિયોગ થયો હતો, પણ આજે મને તેમનો પાછો સમાગમ થઇ ગયો છે. આથી કરીને હવે હું સ્વસ્થ ચિત્તે તે ચરણોના ચિંતનનો આનંદ મારા જીવને તૃપ્તિ થતા સુધી ભોગવ્યાજ કરીશ; કારણકે તેના ભોગવટામાં જે જે અડચણો હતી તે બધી આજે દૂર થઇ ગઇ છે. અગાઉ નાના પ્રકારની વિષયકામનાઓ મને ઘણી સતાવતી હતી અને તેમની સંગતિમાં ફસાઇ જવાથી

મારે અનેક પ્રકારનાં વ્યાવહારિક કામોનો શ્રમ ઉઠાવવો પડતો હતો અને તે શ્રમ દહાડે દહાડે વધતો જતો હતો. અગાઉ ઘણા દિવસ સુધી હું પરમાર્થને રસ્તેથી દૂર નીકળી ગયો હતો. તેથી કરીને મારા જીવને ઘણો ક્લેશ થયા કરતો હતો. તે બધાજ ક્લેશનો આજે અંત આવી ગયો અને તેમનાથી હું છૂટો થઇને ઊભો રહ્યો છું. પ્રપંચની અંદર રહીને મેં ઘણા ઢોંગ કર્યા, અનેક જાતના વેશ ધારણ કર્યા, પણ તે લૌકિકવ્યવહારની જાળમાંથી હું બહાર નીકળી નાઠો છું. તુકારામ કહે છે કે, બધાજ વ્યવહારનું પર્યવસાન એક પરમાનંદની અંદર થઈ જવાથી ત્યાં મારૂં મન વિશ્રાંતિ પામ્યું છે.

**૨૩૨૩**–છોકરો ચોરી કરતાં શીખે છે ત્યારે તેના માબાપ મનમાં રાજી થાય છે. તેઓ કહે છે કે ચાલો, છોકરો ચોરીનો ધંધો લઇ બેઠો તે ઘણું સારૂં થયું. અમારે દુકાન માંડવાની, બજારની ધૂળ ફાકવાની, લોકોના ધક્કામુક્કી ખાવાની અને બોચીએ કાંકરો મૂકીને મહેનતમજૂરી કરવાની કશી જરૂરજ રહી નહિ. પેલો છોકરો લોકોના માલ ઉપર હાથ મારીને જે કાંઇ સહેલાઇથી તેના સપાટામાં આવી જાય તે ઘેર લઇ આવે છે. આવા ચોર છોકરાનાં ચોરીલફં-ગાઇનાં પરાક્રમને જોઇને જે માબાપ મનમાં ફુલાય છે અથવા આંખ આડા કાન કરે છે તેઓ બેઉ નરકમાં જાય છે. આવા બેશરમ લોકોને પેટેજ ઉપર કહ્યા તેવા નામબોળુ પથરા જેવા છોકરા પાકે છે. તુકા-રામ કહે છે કે, આવા નટખટ ચોર લોકોને તેમના ધંધાને માટે મૂળ ધનની તો જરૂરજ શી હોય ?

**૨૩૨૪**–આવા લોકોના કેવા ફજેતા થાય છે તેની વાતો તમે સાંભળીજ હશે. એવા નીચ લોકો જો તમારી આગળ આવે તો તમે તેમને જોતાંને વારજ તેમના મોઢા ઉપર થૂંકજો–જરૂર થૂંકજો. અપકીર્તિના કાળા ડાઘ કપાળે લગાડીનેજ તે કૂતરાઓ જન્મ્યા છે. તુકારામ કહે છે કે, એવાનું મોઢું જોવાથી અપશુકન થાય છે.

**૨૩૨૫**–સૌ ભક્તોમાં શ્રેષ્ઠ ભક્ત પુંડલીક છે. તેમણે સૌનું ભલું કર્યું, કેમકે તેમણે વૈકુંઠવાસી સાક્ષાત્ પરબ્રહ્મને પંઢરપુરમાં ખેંચી આણ્યા. પાંડુરંગની મૂર્તિ બાળસ્વરૂપની છે અને જાણે પોતે ગાયો તથા ગોવાળિયાની વચમાં ઊભા હોય તેમ ઇંટના ઉપર પગ માંડીને ઊભા રહ્યા છે. વૈકુંઠ ત્રણ અક્ષરનો શબ્દ છે અને પંઢરપુરમાં એક અક્ષર વધારે છે, કેમકે તે 'ભૂવૈકુંઠ' અર્થાત્ પૃથ્વી ઉપરનું વૈકુંઠ છે. બીજાં તીર્થક્ષેત્રો પવિત્ર તો ખરાં પણ કોઇ પંઢરપુરની તોલે આવે નહિ. પંઢરપુરના ફરતા પાંચપાંચ ગાઉમાં પાપ આવી શકતું નથી તો પછી વિધિનિષેધની તો ત્યાં આવવાની ગુંજાશજ કેવી? પુરાણોમાં આવું કહ્યું છે. પંઢરપુરના બધા લોકો ચતુર્ભુજ હોય છે અને પંઢરપુરનો આધાર ભગવાનના સુદર્શનચક્રના ઉપર હોવાથી તેનો કોઈ કાળે નાશ થવાનો સંભવ નથી. તુકારામ કહે છે કે પંઢરપુર એ એક મહાક્ષેત્ર છે અને તેનો મહિમા અનુપમ છે. એ પંઢરપુરની વારી કરનારાઓને ધન્ય છે–તેમને ધન્ય છે.

**૨૩૨૬**–દેહ એ તો મૃત્યુનો ખોરાકજ છે એમ જાણવું. આ વાત સહેજે સમજાઈ જાય એવી છે. આવું હોવા છતાં આ દેહાદિ પ્રપંચનો લોકો શા માટે લોભ કરતા હશે અને તેને કેમ સાર વસ્તુ માની લેતા હશે, એજ મને તો મોટું આશ્ચર્ય થયા કરે છે. સંચિત કર્મો પોતપોતાના નાના પ્રકારના ભોગ ભોગવવાને આ શરીરરૂપી સુલભ સ્થાન પોતેજ તૈયાર કરી લે છે. તુકારામ કહે છે કે, દેહાત્મબુદ્ધિ વડે દીન બની ગયેલા લોકો આ સંસારના ગૂંચવાડામાંથી છૂટા થઈ શકતાજ નથી.

**૨૩૨૭**–નાના પ્રકારના વિષયભોગનો ત્યાગ કર્યા પછી પણ તેમને ભોગવવાની વાસનાનો અંતઃકરણમાં ફરી ફરીને ઉદય થયા કરે છે. ઓ મારા દાતાર! જો આવુંજ થયા કરે તો મારે શું કરવું

તે તું કહે. માટે મારી ઇંદ્રિયો, મન વગેરે તમામ તત્ત્વોની પોટલી જેવો આ મારો દેહ હું તો તારા ચરણ આગળ સમર્પિત કરી દઉં છું. બીજાં બધાં કર્મની ખટપટમાં પડવાથી વિધિનિષેધ સાચવવા પડે છે અને તેમ કરતાં પણ જો તારૂં સ્વરૂપ ધ્યાનમાં આવી ગયું તો ઠીક, અને જો તે ન આવ્યું તો બધુંજ કરેલું વ્યર્થ જાણવું. તુકારામ કહે છે કે, માટે મને લોકોમાં પ્રસિદ્ધ થવા દેશો નહિ; મને તો ઓ મારા દાતાર! તું તારા સ્વરૂપની અંદરજ સંતાડી રાખજે.

૨૩૨૮-કેટલાક પાખંડી લોકો પરમાર્થની સાધનાનો ઢોંગ લોકોને બતાવતા ફરે છે, પણ તેઓ એક પણ કર્મ પૂરૂંપાધરૂં કરતાજ નથી. એવા લોકોના જીવતરના ઉપર આગ પડજો-આગ પડજો. તેમનાં બધાં કામ લજાવી મારે એવાં અને અપયશ અપાવે એવાં હોય છે. આપણે જે કામ માથે લીધું હોય તે સાંગોપાંગ સંપૂર્ણ થતા સુધી તેને નિભાવી રાખવું જોઇએ. જે વેશ લીધો તેને પૂરેપૂરો ભજવવોજ જોઇએ. તુકારામ કહે છે કે, ધૈર્યવાન ભક્તોની દેવ કદી ઉપેક્ષા કરતાજ નથી.

૨૩૨૯-જેઓ ખરેખરા જાતવાન હોય છે તેઓ પોતાના મનની ઊંચી સ્થિતિમાંથી કદી ચલિત થતા નથી. તેમનાં હૃદયની અંદર જે ભાવ હોય છે તેજ ભાવને તેઓ પોતાનાં બહારનાં આચરણમાં પ્રકટ કરે છે અર્થાત્ તેમનામાં વિચાર અને વર્તનનું ઐક્ય હોય છે. તેમને અપવિત્રતાનો ડાઘ કદી લાગતોજ નથી અને તેમના રસમાં પણ કદી ભંગ થતો નથી. હીરાને એરણના ઉપર મૂકીને તેના ઉપર લોખંડના ઘણના ઘા કરીએ તોપણ તે ફૂટતો નથી, પણ ઊલટો એરણની અંદર પેસી જાય છે. તેના ઉપર ગમે તેટલા ઘા કર્યેજ જાઓને, પણ તે પોતાની કઠિનતા છોડવાનો નહિ તે નહિજ. તુકારામ કહે છે કે, ચંદનને ગમે તેટલું તપાવીએ,

બાળીએ પણ તે પોતાના શીતળતા આપવાના ગુણને કદી છોડતું નથી, કારણકે એ તેનો જાતિસ્વભાવ છે.

**૨૩૩૦**–જો શત્રુ આપણું સન્માન કરવા કબૂલ થાય તો તેને જીવેથી મારવો નહિ, કારણકે જે આપણે શરણે આવે તેને જીવતદાન દેવું એ ધર્મ છે. જેઓ સમર્થ હોય છે તેમણે જાણે વિચાર કરવાનીજ બાધા લીધી હોય એવી રીતે તેઓ વર્તે છે. એ ઠીક ન કહેવાય. એટલા માટે સુજ્ઞ લોકોએ પાપપુણ્યનો વિચાર કરતા રહેવું જોઇએ. કોઈ માણસ આપણી ગમે તેટલી ખુશામત અને કાકલૂદીઓ કરતો આવે, તોપણ આપણા સત્યકર્મને આપણે કદી ભૂલવું નહિ અને કર્તવ્યના પાલનમાં જરાય આંતરો પડવા દેવો નહિ. તુકારામ કહે છે કે, દેવ જો રક્ષણ કરે તો યશ, કીર્તિ અને સન્માનની પ્રાપ્તિ થાય છે. અથવા જો યશ, કીર્તિ અને સ્વમાનનું આપણે રક્ષણ કરીએ તો તેથી દેવની પ્રાપ્તિ થાય છે.

**૨૩૩૧**–આ સંસારની અંદર મારે કેવી રીતે અને કયાં કયાં સાધનો વડે જીવવું એ સંબંધી વિચાર મેં પહેલેથીજ મારા મનમાં કરી રાખ્યો છે. આવડા નાના સરખા હૃદયની અંદર રહેનારા દેવે મને સહાય થઇને મને અવિનાશી આત્મવિષયક બુદ્ધિ આપી રાખી છે. જ્યારે હું દુ:ખના દરિયામાં ડૂબકાં ખાતો હોઉં છું, ત્યારે હું શા ઉપાય કરીને સામે કિનારે જઇ પહોંચું તેનીજ ચિંતા મારા મનમાં થયા કરે છે. તુકારામ કહે છે કે, મારૂં આજ સુધીનું આયુષ્ય તો દુ:ખમાંજ વ્યતીત થયું છે, તેથી કરીને મારા જીવને ઘણો સંતાપ થાય છે.

**૨૩૩૨**–પોતાની ગાંઠના પૈસા ખરચીને ખાળકૂવામાં પગ બોળવા જેવું મૂર્ખાઇભરેલું કામ બુદ્ધિહીન લોકો કરે છે. તેઓ વિષયોની સંગતિમાં આયુષ્યનો નાશ કરી દે છે અને એ રીતે

તમામ લોકો પોતપોતાના હિતની ખરાબી કરે છે. ભૂલો પડેલો માણસ પોતાની જાતનેજ પરાઈ ગણી લે છે અને જે વખતે જે મનમાં આવ્યું તે પ્રમાણે સ્વચ્છંદીપણે વર્તન કરે છે. તુકારામ કહે છે કે, વિષયલંપટ લોકો કામસુખનો ઉપભોગ કરીને મનમાં પ્રફુલ્લિત થાય છે, પણ તેનું પરિણામ દુઃખદાયક નીવડે છે.

**૨૩૩૩**–જો આપણે સારા શુકન જોઇનેજ ઘેરથી નીકળ્યા હોઇએ તો પછી પાછા ફરીએજ શા માટે? હવે તો જેમ થવાનું હોય તેમ થાઓ; કારણકે મેં તો મારા દેહનું બલિદાન ચડાવી દીધું છે. હવે એ બાબતની ચિંતા કરવાનું કશું પ્રયોજન નથી. જે લાભ મળી ચૂક્યો છે, તે બાબતની કાળજી જીવને હોય છે. તુકારામ કહે છે કે, હે દેવ! જો મારે હીનપણે જીવવું પડે તો મારા જીવ્યાનો ઉપયોગજ શો?

**૨૩૩૪**–જમવા બેઠા પછી ખબર પડી જાય કે આપણી થાળીમાં પીરસેલા પદાર્થો અશુદ્ધ છે, તો તે વાત મનમાંજ રાખી મૂકવી અને એ બાબત ચૂપ રહેવું એ ઉત્તમ છે. પહેલા નંબરની ગામડિયણ ફૂવડ બાઈડીઓની સાથે નકામી ડાચાફૂટ કરવીજ નહિ. જેને લીધે જીવની ભ્રાન્તિમાં વધારો થાય છે તે દેહભાવને આપણાથી વેગળો રાખવો. તુકારામ કહે છે કે, ઉપર કહી તેવી સ્ત્રીઓનાં કામથી મન પ્રસન્ન થતું નથી. એવી બાઇડીઓને તો બહારજ કાઢી મૂકવી જોઇએ.

**૨૩૩૫**–ચિત્તની બધી હિલચાલો જે દેવના હાથમાં છે તેમના હાથમાં બેઉ પક્ષની લગામ હોય છે. કહેવાનું તાત્પર્ય એ છે કે, ચિત્ત અને ઈશ્વર બેઉને બાંધનાર સૂત્ર એકજ છે. તે જેમ જીવને નચાવે છે તેમ જીવ પણ પોતાના મનથી આનંદ સહિત નાચવા લાગે છે. તેનું આ કામ તેની સહજલીલાનું એક અંગ છે. ચંદ્ર

કમલિનીને સંદેશો નથી મોકલતો કે હું ઊગ્યો છું માટે તું પણ ખીલી ઊઠ. કમલિની જેમ ચંદ્રને જોઇને સ્વાભાવિક રીતે ખીલે છે તેમ જીવ પણ દેવની ઇચ્છા મુજબ નાચે છે. તુકારામ કહે છે કે, લોહચુંબકના આકર્ષણને લીધે લોઢાની વસ્તુમાં સ્વાભાવિક રીતે ગતિ ઉત્પન્ન થાય છે. જીવની બાબતમાં પણ આવુંજ સમજી લેવું.

૨૩૩૬–નાનું વાછરડું અને તેને જન્મ આપનારી ગાય એ બે ગમે તેટલાં લડેજઘડે, પણ આખરે વાછરડાનું આકર્ષણ તેની માને લાગુ પડ્યા વિના રહેતું નથી. લડીવઢીને છૂટાં પડવાની ફક્ત એક જાતની હઠજ બાકી રહે છે; કારણકે તેઓનાં મન એકબીજા તરફ હમેશાં ખેંચાયા કરે છે. ભૂખ લાગે એટલે પ્રાણ અન્ન માગે છે અને તેને માટે કુદરતે અન્ન પેદા કર્યું પણ છે. તુકારામ કહે છે કે, જેઓ એક જાતનાં હોય તેમનાં ચિત્ત એકબીજા પ્રતિ ગતિ કર્યાજ કરે છે.

૨૩૩૭–દેવનું હવે દેવાળું નીકળી ગયું છે અને તેનો સર્વનાશ થઇ ચૂક્યો છે. એટલા માટે હવે કોઇએ પોતાની વાણીનો નકામો ખર્ચ કરવો નહિ. આ બાબતનો ઘટતો વિચાર સૌએ પોતપોતાનાં મનમાં કરી લેવો. હવે માળામણકા એક બાજુએ મૂકી દઇને હૃદયાકાશને મોકળું કરી દેવું અને અંદર દીવો (જ્ઞાનનો) સળગાવીને મૂકી રાખવો. તુકારામ કહે છે કે, આવા દેવ આપણા દેહરૂપી મંદિરની અંદર બધો વખત રહે એવું કરવું જોઇએ.

૨૩૩૮–જે કોઈ તીર્થયાત્રા કરવાના ઉદ્દેશથી પ્રવાસે નીકળે તેને અભાગિયોજ જાણવો; કારણકે એવું કરવાથી ઇશ્વરપ્રાપ્તિમાં વિઘ્ન ઊભું થાય છે; ઇશ્વર અને જીવની વચ્ચેનો સંબંધ અવ્યવસ્થિત થઇ જાય છે. એવું ન કરતાં મનનું મૂળ જે આત્મસ્વરૂપ છે, તેમાં સદા જાગૃત રહીને નિશ્ચળવૃત્તિ રાખીને બેસી રહેવું એજ ઉત્તમ માર્ગ છે. જેનું મન સંકલ્પવિકલ્પને વશ છે તેનું જીવન પરાધીન

છે અને તે દહાડે દહાડે વધારે વધારે પરાધીન થતો જાય છે. તુકારામ કહે છે કે, કામને ફક્ત એકજ મોઢું નથી હોતું. મતલબ કે, કામ તો હજાર મોઢાંવાળો રાક્ષસ છે, જે કદી તૃપ્ત થાયજ નહિ. એટલા માટે હ્રદયની અંદર હ્રદયને લય કરી દીધાથી સુખની પ્રાપ્તિ થાય છે.

**૨૩૩૯**–ભવસમુદ્રની અંદર ડૂબેલા લોકોએ વારેઘડીએ તેને સામે કિનારે ચાલ્યા જવાનો વિચાર કરતા રહેવું જોઇએ. આ દેહ નાશવંત છે અને કોઇ ને કોઇ દહાડો તેનો વિલય થઇ જવાનોજ છે, એ વાતનું મનમાં સ્મરણ તાજું રાખવું જોઇએ. કાળરૂપી ઉંદર આયુષ્યને કોતરી ખાય છે એમ જાણીને સાવધાન થઇ જવું જોઇએ. સંતોના સમાગમની રુચિ રાખવી અને પરમાર્થની સિદ્ધિ કરી લેવાને માટે જેટલી થાય તેટલી ત્વરા કરવી. તુકારામ કહે છે કે, આ ઐહિક અને પ્રાપંચિક વ્યવહારના ઉન્માદને વશ થઇ જઇને આંધળા બની જવું નહિ.

**૨૩૪૦**–આ મનુષ્યદેહરૂપી લાભ જો એક વાર હાથમાંથી નીકળી ગયો તો પછી છેવટે તમે કોની સાથે વિચાર કરવાના હતા? જેમણે પરમાર્થને રસ્તે પ્રયાણ કરવા માંડ્યું છે, પોતાના ઉપર જે જે આઘાત આવી પડે તે બધાને સહન કરવા જેટલું જેમનામાં મનોબળ છે અને તેથી કરીને જેઓ કદી પાછા હઠતાજ નથી તેમનેજ ખરેખરા શૂરવીર જાણવા; કારણકે ઉપર કહ્યાં તેજ શૂરાનાં લક્ષણ છે. દેવના ચરણનું જેને વિસ્મરણ થયું તેનો ઘાત થયોજ જાણવો. તુકારામ કહે છે કે, આ માનવજીવનનો સ્તર દેવ અને પશુપક્ષીની વચગાળામાં આવેલો હોવાથી મનુષ્ય જે જે ઉપાય કરે છે તે સફળ થાય છે.

**૨૩૪૧**–હે દેવ! તમે જો સુખપૂર્વક તમારી નિરાકાર અવ-

સ્થામાં અમારાથી વેગળા રહી શકતા હો તો ભલે તેમ કરો. હવે હું તમારે રસ્તે એક ડગલું પણ આગળ વધવાનો નથી; કારણકે ત્યાં બ્રહ્મસ્થિતિનો માયિક ઠાઠ રચાયેલો છે. તમારા જેવા મોટાની સાથે રકઝક કરવી તે સારૂં ન કહેવાય. એટલા માટે હું તો તમારૂં સ્મરણ કરીને બેસી રહું એટલુંજ મારે સારૂ ઘણું છે. તુકારામ કહે છે કે, હે દેવ! તારા અવ્યક્ત રૂપની સેવા મને પસંદ નથી, માટે તે તો તું મને આપતોજ નહિ.

**૨૩૪૨**–આ સંસારની અંદર જો કોઈ સૌથી વધારે વિઘ્નકર્તા હોય તો તે દેહાભિમાન છે. તેનાથી ભેદબુદ્ધિમાં વધારો થાય છે અને તે નાશનું કારણ નીવડે છે. એ અભિમાનનો જેમને સ્પર્શ પણ ન થતો હોય તેઓ કુળદીપક પેદા થયા છે અને તેમને ધન્યવાદ ઘટે છે. આ અભિમાન તો આત્મહત્યા જેવડું મહાપાપ કરાવે છે અને જે આપણા આપ્તજન (શ્રીહરિ) છે તેમનો મેળાપ થવા દેતું નથી. તુકારામ કહે છે કે, અભિમાનને લીધે જેઓ પોતાને માથે મોટાપણાનો ભાર લઈને ફરે છે તેઓ છેવટે ધુરકિયાંજ કર્યાં કરે છે.

**૨૩૪૩**–આ અમારી વિઠાબાઈ ઘણી શુકનિયાળ છે. જેના મનમાં જે ઇચ્છા હોય તેને તે તતક્ષણ પૂર્ણ કરી દે છે. દૂધ (સાર વસ્તુ) અને પાણી (અસાર વસ્તુ) એ બેનું પાર્થક્ય કરી દેનારી અમારી વિઠાબાઈ જનેતા છે. થોડોક પણ ભાગ્યોદય ન થયો હોય ત્યાંસુધી તેના તરફથી શુભ ફળ મળતું નથી, કેમકે અંતઃકરણ તો પાપરૂપી મળમૂત્રથી ભર્યું ને ભર્યુંજ રહે છે. તુકારામ કહે છે કે, નઠારાં પ્રારબ્ધકર્મો આ લોકોને દીન બનાવી દે છે.

**૨૩૪૪**–હે દેવ! મેં મારા સંસારનો કેવી રીતે ક્ષય કરી નાખ્યો તેનો તો તમે વિચારજ કરતા નથી. તમે મને શા કારણથી

નિરાશ કરો છો તે પણ મને સમજાતું નથી, પણ મારા અંતઃકરણમાં તમારે માટે જે પ્રેમ છે તે સુકાવીને ક્ષીણ કરી નાખવાના હેતુથી તમે કદાચ એવું કરતા હો એમ મને લાગ્યા કરે છે. મેં તો મારો દેહ તમને સમર્પિત કરી દીધો છે. આમ હોવા છતાં તમે જાણે મારાથી અભડાઈ જતા હો તેમ મને દૂર ને દૂર રાખો છો તેની તમને શરમ કેમ નથી આવતી? તુકારામ કહે છે કે, હું તમામ આશાતૃષ્ણાને ફગાવી દઈને ઉદાસીનવૃત્તિ ધારણ કરીને કોને સારૂ ભટકતો ફરૂં છું તેનો તમે જરા વિચાર કરો!

**૨૩૪૫**–હે દેવ! તમારી પાસે હું કાંઈજ માગતો નથી, તેમ છતાં હું તમારી પાસે કાંઈ માગી લઈશ એવો મનમાં અંદેશો લાવીને તમે મારા ઉપર નાહકનો કંટાળો આણો છો. વળી એ માગવા આવ્યો છે એટલે એને કાંઈક આપું તો તે કચકચ કરતો બંધ થાય, એવો વિચાર પણ તમારે કરવો નહિ. હવે તો મારો અને તમારો સંબંધ એવો થઈ ગયો છે કે, આપણો વિયોગ કદી થવો જોઈએજ નહિ. તેમ છતાં જો મને તમારા ચરણનો વિયોગ થાય તો પછી મારા પ્રાણજ જાય ને? તુકારામ કહે છે કે, હે કૃપાવંત! મને તો તમારા ચરણ આગળજ રાખજો એટલીજ મારી માગણી છે.

**૨૩૪૬**–સંસાર અપવિત્ર છે એવો વિચાર જે મનમાં લાવશે તેજ અપવિત્ર થઈ જશે. ભૂતમાત્ર પ્રતિ દયા રાખવી એજ મુખ્ય ધર્મ છે અને એજ સત્કાર્ય કહેવાય છે. આ કાંઈ મારો પોતાનો અભિપ્રાય નથી. આ વાતના પુરાવા અગાઉ થઈ ગયેલા સંતો બતાવી ગયા છે. તુકારામ કહે છે કે, આ અનુભવ હું મારા અંતઃકરણમાંથી બહાર કાઢીને પ્રકટ કરૂં છું.

**૨૩૪૭**–જેઓ અપરાધી છે તેઓ સજાને પાત્ર છે. તેમનો

જેવો અપરાધ હોય તેને લક્ષમાં લઇ તેના પ્રમાણમાં તેમને યોગ્ય સજા કરવી જોઇએ. એ સિવાય બીજા લોકોને જૂઠો ત્રાસ દેવો નહિ. સોનાની અંદર સીસાની મેળવણી કરવી નહિ. પાપપુણ્યની બાબતમાં જે નીતિનું ધોરણ તમે ઠરાવ્યું છે તેને હવે તમેજ ખોટું ઠરાવો છો. તુકારામ કહે છે કે, હે દેવ! આ વાંક કોનો તે તમેજ કહો જોઇએ.

૨૩૪૮–હું તો પાતકી છુંજ, પણ તમારે મને પાવન કરવો જોઇએ એવો જે પરાપૂર્વથી ચાલ્યો આવેલો રિવાજ છે તેને તમે લક્ષમાં રાખો તો ઘણું છે. હું તમારી પાસે કશુંજ નવીન કામ કરાવવા ઇચ્છતો નથી. જે જૂનું છે તેનુંજ તમારે રક્ષણ કરવાનું છે. આ મારી અને તમારી બેઉ વચ્ચેનો એક જૂનો કરાર છે. તેનું તમારે યત્નપૂર્વક પાલન કરવાનું છે. તુકારામ કહે છે કે, હું આ પ્રમાણે દેવની આગળ પોકાર કરૂં છું અને દેવ તેને કાન માંડીને સાંભળે છે.

૨૩૪૯–મોટા લોકોની સાથે ઓળખાણપિછાણ કરવું એ સારૂં છે. એ સિવાય બીજા લોકોની ભાઇબંધી કરવાનું કષ્ટ વહોરી લેવું નહિ. તુચ્છ જીવતરજ જીવવું નહિ. દીનપણે જીવવું તે જીવ્યુંજ ન કહેવાય. જો લૂંટવો તો એવો ખજાનો લૂંટવો કે જેનો કદી અંત આવેજ નહિ. તુકારામ કહે છે કે, બીજા બધા કરતાં ભારે યશ મેળવીને જીવવું એ ઉત્તમ જીવન છે.

૨૩૫૦–કોઇની સાથે લડવાનો પ્રસંગ આવે તો પોતાના જીવની પણ ઝાઝી દરકાર રાખવી નહિ. એ બાબતમાં મનથી કોઇનો કદી ભયજ ન રાખવો. જેની સાથે કજિયો કરવો હોય તેની સાથે બરોબરિયાપણે લડવું. તે ભલે ગમે તેટલો મોટો હોય તોપણ તેની પરવા ન કરવી. તુકારામ કહે છે કે, આમ શૂરવીર બનીને મોટાઓથી પણ મોટા બનીને ફરવું.

**૨૩૫૧**–મારા પાછલા અનેક જન્મોમાં મેં સારાં આચરણ શીખ્યાં ન હતાં તેથી તો મને તમારા ચરણનો વિયોગ થયો છે. હે પંઢરીનાથ! આ જન્મ વખતે મારા કોઇક શુભ પ્રારબ્ધકર્મનો ઉદય થતો હોય એવું મને લાગે છે, માટે હવે તું મારા ઉપર કૃપા કર. હે દેવ! તું તારૂં પતિતપાવન બિરદ સાચું પાડવાને ખાતર મારૂં રક્ષણ કર. હું દુષ્ટ છું, પાતકી છું, અપરાધી છું, દુરાચારી છું અને હું સંસારના તાપથી અતિશય દુઃખી દુઃખી થઈ ગયો છું. મારા અંતઃકરણમાં રહેલી કામ, ક્રોધ વગેરે કલ્પનાઓથી થતા ત્રાસને લીધે મારી એવી અવસ્થા થઇ ગઇ છે કે, હું તમારી નજીક આવી શકતોજ નથી. હે પાંડુરંગ! હું મારો સંસાર ગુમાવી બેઠો છું અને બીજી બાજુએ તારી પ્રાપ્તિ પણ મને થઇ નથી. આમ હું તો બેઉ તરફથી રવડી મૂઓ છું. તેથી કરીને હું તદ્દન નકામો બની ગયો છું. ત્યારે હવે મારે શું કરવું તે કહે. તુકારામ કહે છે કે, તારૂં એક નામ પતિતપાવન છે, એટલા માટે તું હવે મારી મદદે જલદી જલદી દોડી આવ.

**૨૩૫૨**–દેવનો મેળાપ થાય કે તરતજ પ્રથમ તેમને આલિંગન દેવું અને પછી તેમના ચરણ ઉપર મસ્તક મૂકી દેવું; કારણકે તેમનાં પહેલીજ વારનાં દર્શન વખતે તેમને આલિંગન દીધાથી તે આપણા તમામ પરિતાપનો પરિહાર કરે છે. મારા પિતા પાંડુરંગ એવા સરળ મનના અને ઉદાર છે કે, તેમને આપણા દુઃખની કે શ્રમની વાત કહેવી પડતીજ નથી. તે તો વગર કહ્યે બધું જાણે છે. તુકારામ કહે છે કે, જેના મનમાં જે વસ્તુની ઇચ્છા હોય તેના માગ્યા પહેલાંજ આ કૃપાળુ દેવ તેના મનની ઇચ્છાને જાણી જઇને તેને પૂર્ણ કરી દે છે.

**૨૩૫૩**–જે જે શબ્દો મારા મોઢામાંથી નીકળે છે તે બધા મારા અનુભવના ઉદ્‌ગાર છે. મને તે તે અનુભવો મળી ચૂકયા છે. હું જે

કાંઈ બોલું છું તે મારે મોઢેથી દેવ બોલાવે છે; પરંતુ આ જડબુદ્ધિ-વાળા જીવો ભાવહીન હોવાથી તેમનાથી આ વાત સમજાતી નથી. જેને વિષે પહેલાં કોઇના સાંભળવામાં પણ આવ્યું નથી એવા પોતાના અપૂર્વ પ્રસાદની ભિક્ષાનું દાન મારા સ્વામીએ મને દીધું છે. તુકારામ કહે છે કે, હું આ વાત લોકોની આગળ વારંવાર કહ્યા કરૂં છું પણ તેની કોઇને સમજ પડતી નથી.

**૨૩૫૪**–હે મનુષ્યો! તમે અનેક લોકોને (તમારાં સુખદુઃખ, લાભહાનિ ઇત્યાદિના) શા માટે નિમિત્ત માની લો છો? કારણકે મને જે કાંઇ મળ્યું છે, તે બધું મારાં સંચિતકર્મોનુંજ ફળ છે. મારૂં અંતઃકરણ તેની અંદર રહેલા પ્રેમભક્તિના માધુર્યથી રસબસ બની ગયું છે, તેને લીધે હું મારા મનથી બધો વખત આનંદમાંજ રહું છું, મારૂં જીવન આનંદથી ભરપૂર થઇ ગયું છે. મારા અજ્ઞાન-રૂપી અંધકારનાં પડળને વિઠ્ઠલે કાઢી નાખ્યાં છે, તેથી કરીને મારી દૃષ્ટિએ આખું જગત બ્રહ્માનંદથી પરિપૂર્ણ થઇ ગયું છે. તુકારામ કહે છે કે, આ ગોપાળે મારી કામનાઓને મારાથી દૂર કરી દીધી છે, તેથી કરીને તેના ઉપર મારી ઘણી પ્રીતિ છે.

**૨૩૫૫**–હું બેસતાં, ઊંઘતાં અને ખાતાંપીતાં ગોવિંદનું ધ્યાન કરતો રહું છું. તેથી મારે માટે આ આખું ત્રિભુવન આનં-દમય બની ગયું છે. કાળે જ્યારથી મારાં બધાં બંધનો તોડી નાખ્યાં ત્યારથી હું ધ્યાન કરવામાં એક ઘડી વાર જેટલા વખતને માટે પણ વિસામો લેતો નથી. આ કામને માટે મેં મારા શરીરના વિભાગ કરીને આખા શરીરની વહેંચણી કરી દીધી છે. આવું કર્યાથી મારા ઉપર હવે બીજા કોઇની સત્તા ચાલતી નથી. દેવના સ્વરૂપનાં દર્શનરૂપી ભોજનનો સ્વાદ મને ઘણો ગમી ગયો છે; તેથી કરીને મારા પૃથક્ સંકલ્પો ટળી ગયા છે. કામ, ક્રોધ, બુદ્ધિ વગે-

રેનો જે મનની અંદર વાસ હોય છે, તે મનનોજ નાશ થઇ જવાથી મને શાંતિ થઇ છે અને તમામ પ્રકારના ભ્રમથી ઉત્પન્ન થતાં દુઃખોનો ક્ષય થઇ ગયો છે. તુકારામ કહે છે કે, હવે મારૂં મન શ્રીરંગજીના એકવિધ રંગ વડે અખંડ ભાવે એવું રંગાઇ ગયું છે કે, તેનો કોઇ કાળે નાશ થવાનો સંભવ નથી.

**૨૩૫૬**–જેઓ ત્રિવિધ તાપરૂપી જ્વરથી પીડાય છે, તે મૂઢ જીવોને હું નારાયણના સ્મરણરૂપી પાચક અને રેચક ઔષધ આપું છું, કે જેથી તેમનો સંસારરૂપી રોગ ઝાડા વાટે બહાર નીકળી જશે અને તેમને તતક્ષણ શાંતિ થઇ જશે એવું હું તેમને નિશ્ચયપૂર્વક કહું છું. બીજાં ઔષધ છે તો ખરાં, પણ તેમનાં અનુ-પાન ઘણાં આકરાં હોવાથી તે તે ઔષધોનું સેવન કરનારાને ઘણું કષ્ટ વેઠવું પડે છે. હું જે ઔષધ આપું છું તે, એક તો ઉત્તમ છે અને બીજું, તેની અસર પણ ઘણીજ જલદી થાય છે. તુકારામ કહે છે કે, આ મારી પ્રવૃત્તિ જાહેર અને સૌને માટે ખુલ્લી છે. એટલા માટે હું સૌને કહું છું કે, તમારે ઘેર બેઠાં ગંગા આવી છે અને તમારૂં ભાગ્ય તમારૂં બારણું ઠોકતું આવી ઊભું છે.

**૨૩૫૭**–જપ કરતાં કરતાં એવી ઊંઘ આવી જાય કે શરીરનું ભાન પણ ન રહે. આવી રીતે ભજન કરવા બેસવું એ ઘણું અપ-વિત્ર કામ છે; કારણકે એ ભજન નહિ પણ બહુરૂપીઓ નાના પ્રકારના વેશ લે છે તેવો આ એક ભજન કરવાનો વેશ લઇને ભક્તિનું નાટક કરવા જેવું છે. જે કોઇ પોતાના દેહની આશા રાખીને દેવની સેવા કરવાની ચેષ્ટા કરે છે, તેને દેવની પ્રાપ્તિ થાયજ કેવી રીતે? તુકારામ કહે છે કે, જેના ચિત્તની અંદર દંભ હોય છે તેને તો હું લોકોમાં ખૂબ ફજેત કરૂં છું અને તેનો ઘણો તિરસ્કાર કરૂં છું.

૨૩૫૮-જેના ચિત્તની અંદર પરદ્રવ્ય અને પરાઇ સ્ત્રી એ બંને માટે મુદ્દલે ઇચ્છાજ હોતી નથી તે બીજાં પાપ વડે બંધાઇ જવાનો નથી એવું હું નિશ્ચયપૂર્વક કહું છું. આ મારો અનુભવ સ્પષ્ટ છે. જે વિશ્વાસયુક્ત જીવ હશે તેને આ તત્ત્વ પ્રાપ્ત થશે અને તેની આગળ એકાંતમાં બધી ગુહ્ય બાબતો ખુલ્લી કરીને કહી શકાશે. ચોખાને થોડો વખત ભરી રાખીએ અને તેના ઉપર આમલીની ખટાશનો પટ ચઢવા દઇએ તો તેવા ચોખા ખાવા એ દારૂ પીધા બરાબર છે, કારણકે નઠારી વસ્તુના સમાગમથી સારી વસ્તુ પણ નઠારી બની જાય છે. તુકારામ કહે છે કે, ધર્મનીતિનો આવો નિર્ણય છે. એ નિર્ણયનો યોગ્ય વિધિ વડે અનુભવ લેવો એ ઉત્તમ કામ છે. એ કાંઇ એવો પદાર્થ નથી કે દામ ખરચીને ખરીદી લેવાય. એ તો સ્વાનુભવના સોદા છે.

૨૩૫૯-ભૂખ સૌને લાગે છે, પણ તે પોતપોતાના પેટ પૂરતી-જ; પણ લોકોના મનમાં જે આશા ઘર કરી બેઠી છે તેજ તેમને સંચય કરવાની પ્રેરણા કરે છે; તેને લીધે તૃષ્ણામાં વધારો થાય છે અને તેમ તેમ સંસારનો ભાર પણ વધતો જાય છે, જેથી કરીને ઘણું દુઃખ વેઠવું પડે છે. ધારો કે એક જણને ઘણું ખાધાથી અજીર્ણ થયું છે, તેનો યોગ્ય ઇલાજ કરવો જોઇએ; તે ન કરતાં જો કોઇ તેને માથું અને દાઢી મૂંડાવવાની સલાહ આપે તો તે દોષજ કહેવાય; કારણકે એ ઇલાજ યોગ્ય નથી. તેનાથી અજીર્ણ મટતું નથી, રોગીને કશો લાભ થતો નથી; ઊલટો તેનો રોગ વધી જાય અને મરી જાય તે નફામાં. આપણાં પોતાનાં યોગ્ય કર્મો વિધિપૂર્વક કરવાં જોઇએ અને તે પણ કારણ પૂરતાંજ. આ પ્રમાણે જે પોતાના ચિત્તને નાના પ્રકારનાં કામોમાં વિભક્ત કરતો નથી તેણે અધર્મનો ત્યાગ કર્યો જાણવો. તુકારામ કહે છે કે, આપણા મનની અંદર (ઇશ્વરનો) ભય રાખીને તેમની આજ્ઞાનું પાલન

કરવું એજ મુખ્ય સેવા છે. એવું કરવાથી આપણી પાસે જે થાપણ મૂકી રાખી છે તેનું રક્ષણ થાય છે.

૨૩૬૦–અરે ભાઇઓ ! જેઓ ધર્મનું તત્ત્વ સમજ્યા છે અને જેઓ નથી સમજ્યા તેમને બેઉને હું એક માર્મિક ધર્મનું તત્ત્વ કહું છું, તે તમે સૌ સાંભળો. તમે મારા વિઠોબાના નામનું ઊંચે સ્વરે ઉચ્ચારણ કરો. જેમને ચોખ્ખો અને સરળ માર્ગ જોઇતો હોય તેમને હું આ માર્ગ બતાવી રહ્યો છું. દેવ ઘણાજ કૃપાવંત છે. ભક્તને તો ફક્ત એટલુંજ કરવાનું છે કે, તે પોતાના હૃદયમાં દેવને માટે તાલાવેલી ઉત્પન્ન કરે. કોઇ સીધો રસ્તો પૂછે ત્યારે રસ્તો બતાવનાર પોતે જો અજાણ્યો હોય તો તે તેને ઊલટો અવળો રસ્તો બતાવશે અને તે રસ્તે જવાથી તે બિચારો ભૂલો પડીને હેરાન થશે, પણ દેવ તો પોતાના ભક્તોને સીધે રસ્તે અને આરામ સહિત પ્રવાસ કરાવીને પોતાની પાસે તેડાવી લે છે. તે તો ભક્તોના પગે એક કાંટો પણ વાગવા દેતા નથી અને રસ્તામાં તેમની પાસેથી સૂતરના દોરા જેવી નજીવી ચીજ પણ કોઇ ચોર ચોરી શકતો નથી. તુકારામ કહે છે કે, વિઠ્ઠલનું ચિંતન કરવામાં કશી કિંમત બેસતી નથી. ફક્ત મોઢેથી 'વિઠ્ઠલ' 'વિઠ્ઠલ' એવું રટતા જવું અને મનને એ રંગથી રંગી નાખવું, એટલાં બેવાનાં કરવાનાં છે.

૨૩૬૧–અરે ! લોકો ભક્તિનો ડોળ કરીને રાજાઓ તથા શ્રીમંતોને આંગણે કૂતરાની માફક શા માટે નાચ કરતા હશે ? તેઓ તમારી આગળ નિઃસ્પૃહતાનો ડોળ કરે છે, પણ તે વ્યર્થ અને પોકળ છે. શા માટે તેઓ પોતાની આસપાસ સ્વચ્છંદી ચેલાઓની ટોળી એકઠી કરે છે ? તુકારામ કહે છે કે, ઉપર ઉપરથી ભક્ત હોવાનો ડોળ કરનારાઓ સાચા સાધુપણાથી બહુજ દૂર હોય છે.

૨૩૬૨–એક હરિના ચરણનું ચિંતન કરવું એજ હરિના ભક્તોનો

એકમાત્ર ધર્મ છે અને એજ તેમનો સરળ સાધનમાર્ગ છે. જેમની કેડ ઉપર અથવા જેમની ખાંધ ઉપર દેવ બેઠા છે અથવા તો જેઓ પોતે દેવની કેડે કે તેમની ખાંધે ચડી બેઠા છે અને જેમની ક્રીડાઓમાં સાથ દેવાને માટે વૈષ્ણવભક્તોનો મોટો સમુદાય તૈયાર ઊભો છે, તેમના બધાજ લૌકિક વ્યવહાર અને બીજીત્રીજી ખટપટો, વગેરેનો ક્ષય થઇ જાય છે અને તેમના પરમાર્થની પ્રાપ્તિમાં જરા પણ વિઘ્ન નડતું નથી. તુકારામ કહે છે કે, મારૂં મન બધો વખત તમામ જાતના વિકારોથી મુક્ત હોઇ સમાધાનસ્થિતિમાં રહે છે.

**૨૩૬૩**–ભૂતમાત્રના સ્વામી શ્રીહરિ સૌ જીવોના અંતઃકરણમાં વાસો કરીને રહે છે. હરિના ચરણમાં દૃઢ વિશ્વાસ રાખીને તેમના સંબંધમાં વારંવાર જાગૃત રહેવું. નાના પ્રકારનાં રૂપ ધારણ કરીને બીજની અંદર દેવ અવસ્થિત છે અથવા તે બીજભૂત દેવ સૌના અંતરમાં અવસ્થિતિ કરે છે. તુકારામ કહે છે કે, હરિનું ચિંતન કરવું અને એનેજ સાધન માનીને તેનો આશ્રય લેવો, એજ ધર્મ છે એવું સૌ સમજી લેજો.

**૨૩૬૪**–ઓ મારા દાતાર દેવ! મારે ઘેર સંતો પધાર્યા છે, પણ હું તો ઠર્યો દરિદ્રી, તેથી મારે તેમનું પૂજન કયાં ઉપકરણ વડે કરવું? તેમનો સત્કાર કરવાનાં સાધન મારી પાસે ન હોવાથી હું તો તેમના ચરણને મારી છાતી સરસા દબાવીને બેસી રહ્યો છું. મેં મારૂં શરીર તેમના ઉપર ઓવારી નાખ્યું છે. તુકારામ કહે છે કે, હું તો આવાજ ભાવ સહિત મારા હાથ જોડી રાખું છું તે તમે સમજી રાખજો.

**૨૩૬૫**–હે હરિ! તમારી અને મારી વચ્ચે જે ભેદભ્રમ છે તે જો દૂર થઇ જાય તો પછી હું તમારોજ (તમે અને હું બેઉ એકજ). ત્યારે હું તો તમારો લાડકવાયો કહેવાઉં, તેથી તમેજ મારા લાડકોડ પૂર્ણ કરો–તમેજ પૂર્ણ કરો. હે મારા દેવ! તમારા સિવાય

બીજા કોઇની સેવા મેં કરી નથી અને તે કેમ થાય તે હું જાણતો પણ નથી. તુકારામ કહે છે કે, હે દેવ! મારે તો ફક્ત તમારા ચરણનુંજ કામ છે અને તેનીજ મને અભિલાષા છે.

૨૩૬૬–હે લક્ષ્મીપતિ ! તમારા ચરણ એજ મારૂં વિશ્રાંતિ-સ્થાન છે. હું મારાં મન, વાણી અને શરીર વડે એક તમારા ચરણનેજ ઓળખું છું. એટલા માટે હું વારેઘડીએ તમારી આગળ આળોટીને તમારા ચરણને નમસ્કાર કરૂં છું. તુકારામ કહે છે કે, હું તો નીચામાં નીચી કોટિના લોકોમાં પણ છેક છેલ્લા નંબરનો નીચ છું.

૨૩૬૭–મારા હૃદયની અંદર જે ભાવના છે તેને અનુલક્ષીને હું તમને વિનંતી કરૂં છું. હે દેવ! તમારૂં સ્મરણજ સદાય મારા કંઠમાં થયા કરે એજ વરદાન હું અતિ ભાવપૂર્વક તમારી પાસે માગું છું. હે નારાયણ! તેના વડે મારી તમામ વાસનાઓ પૂર્ણ થઇ જશે. તુકારામ કહે છે કે, મારો દેહ તમારી કીર્તિનો મહિમા સર્વત્ર ગાશે.

૨૩૬૮–પરમ પ્રેમ સહિત હરિની ઉપાસના કરવી એજ તેમનું પૂજન કરવાની રીત છે. એ બાબતમાં જો જરા જેટલી વિષમતા આવી ગઈ તો દ્વૈતભાવ આવ્યોજ જાણવો. હરિની પૂજા કરવાનું આ પણ એક અવળી બાજુનું રહસ્ય છે. ઘણા લોકો ભ્રમમાં પડી જઇને આ મુદ્દો સમજી શકતા નથી. ભગવાનનું સમાધાન કરવાને સારૂ કાંઇ દામ ખરચવા પડતા નથી. આપણે પરમ પ્રેમથી હરિની સાથે વાતો કરીએ તે તેમને ઘણું ગમે છે. તુકારામ કહે છે કે, આપણા જીવનો પ્રેમતંતુ હરિસ્વરૂપની સાથે ગૂંથી લઇએ એટલે બસ.

૨૩૬૯–નાનું છોકરૂં તેની માને લાતો મારે છે, પણ તેની લાતો તેની માને ઘણી ગમે છે. એકબીજાનાં ચિત્ત પરસ્પર મળી ગયાં હોય તો બેઉના ચિત્તને કેવળ સુખજ થયા કરે છે. ધાવણા

છોકરાની મા જે જે પદાર્થોનું સેવન કરે છે તેનો સારામાં સારો ભાગ તેના ધાવણમાં આવી જવાથી તેના બાળકનાજ પેટમાં જાય છે. તુકારામ કહે છે કે, આ બધોજ ઋણાનુબંધનો સંબંધ છે, એ હું સરળ ભાવે સૌને કહું છું.

૨૩૭૦–ભાત સીજી ગયા પછી તેને ફરીથી ચૂલા ઉપર મૂકવો એ વ્યર્થ છે, એટલા માટે આવો વ્યર્થ પરિશ્રમ કરવો નહિ; કારણકે ઉપરના દૃષ્ટાંતમાં કહ્યા મુજબ વધારા પડતી ક્રિયાનો કશો ઉપયોગ નથી. યોગ્ય વખતે યોગ્ય કામ કરવું એનુંજ નામ ધર્મ છે, એમ સમજીને તેનું પાલન કરવું. તુકારામ કહે છે કે, હરકોઇ કામને માટે તેનો ચોક્કસ સમય હોય છે.

૨૩૭૧–જેઓ પાણીની બહાર કિનારા ઉપર ઊભા હોય તેમણે વગર વિચારે પાણીમાં ભૂસકો મારવો જોઇએ નહિ. એવું ન કરતાં પોતાની આગળ ગયેલા લોકો શા ઉપાય વડે નદી ઓળંગી ગયા હતા, તેની તપાસ કરીને તે પ્રમાણે પોતે પણ કરવું જોઇએ. આ નદીને તરી જવી એમાં મારા જેવાને માટે કશું અઘરૂં નથી. હું તો આમ (ચપટી વગાડીને) પાર ઊતરી જઇશ, આવી ભ્રાંતિમાં કોઇએ ભુલાવો ખાવો નહિ. તુકારામ કહે છે કે, આળસ આપણા ઉપર આક્રમણ કરે છે ત્યારે તે વળી ઘણુંજ ફસાવી મારે છે.

૨૩૭૨–હે દેવ! મને પરમાર્થની સાધના કરવાને માટે જોઇતી શક્તિ આપ. હું તેના દ્વારા મારા દેહપિંડની સેવા કરવાનો નથી. હે જ્ઞાનીઓ! દેહની સેવા કરવી નહિ, એજ મુખ્ય ધર્મ છે. આટલો મર્મ તમે બરાબર સમજી લેજો. તમારા મનની અંદર જેવો ભાવ હશે તેવી તમને દેવની પ્રાપ્તિ થશે. આટલી મુદ્દાની વાત યાદ રાખજો. તુકારામ કહે છે કે, મનને જેવા વિચારના રંગમાં રંગીએ તેવા વિચારનો રંગ તેને ચડી જાય છે અને પછી તેને એજ વાતની ધૂન લાગી જાય છે.

૨૩૭૩–આશાતૃષ્ણાને લીધે દુઃખ ભોગવવું પડે છે. પ્રપંચની અંદર જે કાંઇ કારણ રહેલાં છે તેજ દુઃખદાયક નીવડે છે. ત્યારે આવા ખોટા પદાર્થોનો સંગ કરવાનું કામજ શું? હું તો મારા મનની શક્તિ પાંડુરંગનું ચિંતન કરવામાં લગાડી દઉં છું. દેહના સ્વરૂપના પ્રતિ પ્રેમ તો હોય નહિ અને એક તૃષ્ણામાંથી બીજી તૃષ્ણા એમ ઉપરાઉપરી તૃષ્ણાનો વધારો કરતા જઈએ તો તેથી નાહકનો ત્રાસ વેઠવો પડે છે. તુકારામ કહે છે કે, આવી બહારની મોટાઇના બોજા નીચે દબાઇ જવાથી કશોજ લાભ થતો નથી.

૨૩૭૪–મેં તો મારા પ્રપંચના ઉપર પાણી ફેરવી દીધું છે, અને નીચે બતાવેલા પુણ્યકારક ધર્મમાં વધારો કરવા માંડયો છે. તે ધર્મનો સાર એ છે કે, શ્રીહરિના ભજન વડે આખા જગતમાં પ્રકાશ ફેલાઈ ગયો છે અને કળિકાળના આક્રમણમાંથી તે આપણું રક્ષણ કરે છે, માટે હવે બીજાંત્રીજાં સાધન કે અનુષ્ઠાનાદિ કરવાનું કશું પ્રયોજન છે નહિ. મારે તો તેવાં કોઇ પણ સાધનની જરૂર રહી નથી; કારણકે મેં સર્વ પ્રકારની દેહબુદ્ધિનો ત્યાગ કરી દીધો છે. તુકારામ કહે છે કે, હરિકથા એજ કેવળ સુખની સમાધિ છે. હરિકથા જે કોઈ ગાશે તેને સંસારનાં દુઃખોનો સ્પર્શ પણ થનાર નથી. તેને માટે તો આખો સંસારજ સુખરૂપ થઇ જશે.

૨૩૭૫–ભગવાનના ઉપર જેમનો દૃઢ વિશ્વાસ જામી ગયો છે, તેમનાં હૃદય તો અનાયાસે બ્રહ્મરસથી ભરપૂર બની જાય છે. નાનાં છોકરાંને પોતાના હાથે ખાવું પડતું નથી, પણ તેના મોઢામાં કોળિયા દેવાનું તેની માનેજ મન થઈ આવે છે અને તે તેના મોઢામાં કોળિયા મૂકતી જાય છે અને તેથી પોતે મનમાં સુખી થતી જાય છે. તે બાળકના બોબડાતોતડા બોલથી તેની મા રાજી થાય છે અને લોકોની આગળ હરખાઈ હરખાઇને પોતાનું છોકરૂં કેવા મીઠાં

બોલ બોલે છે, તેની વાતો કરે છે. તુકારામ કહે છે કે, મારૂં પણ આવુંજ છે. આ બાબત સર્વસાક્ષી પાડુરંગની મને મદદ છે.

**૨૩૭૬**–જેઓ પોતાના ચિત્તને શુદ્ધ ભાવસહિત દેવને અર્પણ કરીને તેમના શરણાગત થાય છે, તેઓ દેવના તમામ પ્રકારના વૈભવના માલિક થાય છે. દેવ તેમને પોતાનાથી દૂર રાખતાજ નથી, આટલું છતાં પણ તેઓ દેવની સાથે પોતાના ભાવના બળ વડે સ્વામીસેવકનો સંબંધ સાચવી રાખે છે. તેમની આવી નાના બાળકના જેવી અવસ્થા તેમના સ્વભાવ અને વર્તન ઉપરથી સ્પષ્ટ તરી આવે છે. તેથી કરીને દેવ પણ તેમની ઇચ્છા મુજબ નાના પ્રકારનાં રૂપ ધારણ કરે છે અને તેમની સાથે વિવિધ લીલાઓ કરે છે. તુકારામ કહે છે કે, મા નાનાં છોકરાંને ધવડાવીને ઉછેરીને નાનેથી મોટાં કરે છે, માટે નાના થવામાંજ મજા છે.

**૨૩૭૭**–આ પદમાં હું જેનું વર્ણન કરૂં છું એવી મારી અવસ્થા ક્યારે થાય એ બાબતની મારા મનમાં ઘણી તાલાવેલી થયા કરે છે. હું એવું ઇચ્છું છું કે, મને મારા દેહનું વિસ્મરણ થઇ જાય અને મારૂં ચિત્ત બધો વખત તમારા ચરણમાંજ ચોટયું ને ચોટયું રહે, તેમાં એક ક્ષણવારનો પણ આંતરો પડવો ન જોઇએ. આવા લાભને માટે હું ક્યારે યોગ્ય થઇશ અને દેવ મારા ઉપર ક્યારે કૃપા કરશે, તેની મને સમજ પડતી નથી. તુકારામ કહે છે કે, ઉપર કહી તેવી મારી વ્યવસ્થા થાય તો મારાં સંચિત કર્મોને હું ધન્યવાદ દઇશ અને પછી બધો વખત પ્રેમાનંદનો ભોગ કરવામાં વ્યતીત કરીશ.

**૨૩૭૮**–હું જ્ઞાનીપણાનો ભાર તો કદી મારા માથા ઉપર લેતો-જ નથી. મારે તો મારા સ્વામીની સેવા કરવી એજ મેં નિશ્ચય કરી રાખ્યો છે. મારે મારા સ્વામીની આજ્ઞા નિશ્ચય માનવીજ. મારા મનને માટે તો એ આજ્ઞા પ્રમાણજ છે. આવું કરવાથી તમામ

પ્રકારના પ્રપંચનો બોજો નિઃસંદેહપણે દૂર થઇ જાય છે. મારૂં ચિત્ત બરાબર એકવિધ થયું છે અને મારાં માબાપનો હું હઠીલો બાળક છું. મારી હઠ એવી છે કે, મારાં માબાપને તે પૂરી કર્યા વિના છૂટકો થતો નથી. તુકારામ કહે છે કે, આ મારી જાતની સેવા છે અને હું મારો પોતાનો ભાર મારા ઉપર ન રાખતાં દેવને માથે નાખી દઉં છું.

૨૩૭૯—જે દેવ સર્વવ્યાપક છે અને આખા જગતમાં સર્વત્ર છે, તે મારા હૃદયની અંદર ન હોય એવું બનેજ કેમ? મારા દેવનો જેવો પ્રસાદ તેવું મારૂં ચિત્ત ગતિમાન થતું રહેશે અને તે દિશા તરફ તે વળવા માંડશે. મારી તમામ શક્તિઓ મારા અંતઃકરણમાંજ કુંઠિત થઈને પડી રહી છે, તેથી કરીને મારૂં મનધાર્યું મારાથી જરા પણ થઈ શકતું નથી. તુકારામ કહે છે કે, જે સૂત્રધાર છે તેના હાથમાં પૂતળીઓને નચાવવાની દોરી હોય છે. તે જેમ દોરી ખેંચે છે તેમ તેમ જડ પૂતળીઓ નાચ કરે છે.

૨૩૮૦—એક વાર જે વસ્તુ દેવને અર્પણ કરી દીધી તેને પાછી ગ્રહણ કરવી એ તો દેવનું નિર્માલ્ય લીધા બરોબર છે. એમ કર્યાથી કરેલા સંકલ્પમાં વિકલ્પ પેદા થાય છે. મેં તો મારો આ દેહ દેવને સમર્પિત કરી દીધો છે, એટલે હવે તો મારા દેહનું તેમને હાથે જે થવાનું હોય તે થાઓ અને તેમાંજ હું તો મારૂં ભલું માની લઉં છું. પહેલાં મારા દેહનો ભાર મારા માથા ઉપર હતો, પણ જ્યારથી મેં તેને દેવને અર્પણ કરી દીધો ત્યારથી તેના સંબંધમાં કશી ચિંતા કરવાની મારે જરૂર રહીજ નથી. ફક્ત દેહનું એક ખાલી ખોખું મારી પાસે પડી રહ્યું છે. તુકારામ કહે છે કે, એ દેહની બાબતમાં મેં જેટલી જેટલી આશાઓ બાંધેલી તેમનાથી મને ભારે કલેશ થયો. આથી કરીને તે દુઃખદેણ આશાઓને મેં વેગળી ફગાવી દીધી.

૨૩૮૧–દેવ સર્વવ્યાપક છે એ વાત તો જાણતા હોઇએ અને છતાં પાછા એવું પણ માનીએ કે, દેવનો વાસ તીર્થસ્થાનોમાં છે અને બીજે ઠેકાણે નથી, તો નક્કી જાણવું કે આપણા જ્ઞાનમાં કાંઇક ખામી તો જરૂર છેજ. આવી માન્યતા રાખવાથી દેવને હાથમાંથી ગુમાવી દેવાની ઉત્તમ સગવડ મળી રહે છે. જો કોઇના સંબંધમાં આવું થાય ત્યારે જાણવું કે, અશુભ પ્રારબ્ધકર્મના યોગે દેવની અને તેમની વચ્ચે આંતરો પડી ગયો. એક સ્થળ સારૂં અને બીજું નઠારૂં એવું માની લીધાથી પાપપુણ્યની ઉત્પત્તિ થાય છે. એવું કરનારાઓને પુણ્યનું ફળ ન મળતાં બીજાં ફળ ભોગવવાં પડે છે. તુકારામ કહે છે કે, દેવ તો આખા વિશ્વમાં બધેજ છે એવો મર્મ જ્યાંસુધી જાણ્યો નહિ, ત્યાંસુધી સર્વ ધર્માચરણ નકામાંજ.

૨૩૮૨–લોકોને હું માર્મિક ઉપદેશ દઉં છું, તોપણ તેમાં તેમને સમજ પડતી નથી અને જે કાંઇ મૂળે છેજ નહિ તેનો તેમના મનને ભ્રમ થયા કરે છે. તેમને મારે હવે કરવું શું? પહેલેથીજ જેમનું મન મારે સ્વાધીન થઇ જાય છે તેમની બાબતમાં તો હું મારી સત્તા વડે જેવું કરૂં તેવું થાય છે, પણ જેમના પેટમાં ભૂખજ નથી અને જેમના મોઢામાં સ્વાદ નથી તેમના મોઢામાં કોળિયા ઠેસી ઠેસીને ઘાલવા એ જેવું વ્યર્થ છે, તેવોજ આવા લોકોને દીધેલો ઉપદેશ પણ વ્યર્થ છે. તેઓ બોલે છે ત્યારે જૂઠુંજ બોલે છે, સાચું તો તેમને મોઢે આવતુંજ નથી. તે ઉપરાંત તેઓ ભારે જિદ્દી અને ખોટા ખોટા તર્ક કરવામાં ઘણા કુશળ છે. તુકારામ કહે છે કે, ત્યારે હવે લોકોની ફિકર કરવી નકામી છે. આપણે આપણુંજ સાચવી લઇએ, એટલું ઘણું છે.

૨૩૮૩–હથેળીમાંના અમૃતને ઢોળી દે અને ખૂબ કાળજીથી ઝેરને શોધી કાઢી તેનો આદર કરે તે માણસને કેવો કહેવો? ભાવ-

પૂર્વક કોઈ નાળિયેર આપે તો તેની કિંમતજ કરવી નહિ એ કેવું કહેવાય? જે માણુસની ઉત્પત્તિ શુદ્ધ બીજમાંથી થયેલી હોય છે તેનામાં ધૈર્યનો ગુણ હોય છે. જેઓ ખરા છે તેમનું વર્તન સ્વાભાવિક રીતે ખરૂંજ થયા કરે છે. ખોટાંને બળજબરાઇથી શુદ્ધ વર્તન રાખવાની ફરજ પાડીએ, પણ તેમાં આપણું કાંઈ વળે એમ નથી. તુકારામ કહે છે કે, તમે તમારી મરજી પ્રમાણે વ્યવહાર કરો. હું તો એ બધાને મિથ્યા માનું છું અને એમ માનવા પૂરતું મારામાં ધૈર્ય પણ છે.

૨૩૮૪-જેઓ ખરેખરા ગરજાઉ હોય છે તેમને હું મારા સ્વાનુભવનો રસ ચખાડું છું અને જેઓ શોધક છે તેમની આગળ હું મારી પરમાર્થ માળાનાં પૃષ્ઠ ઉઘાડાં મૂકી દઉં છું. દેવનો પ્રસાદ તો એક રત્નજડિત માળા છે અને તે પોતાનાજ ગુણો વડે શોભાયમાન થાય છે. પરમાર્થની પ્રાપ્તિ કરવી હોય તો પ્રથમ શુદ્ધભાવની ભૂમિકા રચવી જોઇએ. આ એક માર્મિક વાત છે. ઉપર કહી તેવી ભૂમિકામાં વાવેલાં પરમાર્થનાં બીજની ફસલને વિષે કશી ચિંતાજ કરવી નહિ. તુકારામ કહે છે કે, જેનું નામજ ગુણવંત છે અથવા જે વસ્તુ ગુણવાળી છે તેનો પ્રચાર કરવાને સારૂ ચેષ્ટા કરવી પડતીજ નથી. તેનો પ્રચાર તો આપોઆપજ થઈ જાય છે.

૨૩૮૫-મારે મારો વ્યવહાર નિભાવવાને માટે આટલો મોટો બોજો શા સારૂ ઉપાડવો જોઇએ? સૌના વ્યવહારને નિભાવવાનું કામ તો મારા સ્વામીનું છે અને તે તેને સારી રીતે આવડે પણ છે. મારૂં કામ તો તૈયાર ભાણે બેસીને ખાવાનુંજ છે. વ્યવહારનો જે માલિક છે તેના માથા ઉપર તેને નિભાવવાની ચિંતા અને જવાબદારી હોવી જોઇએ. અમે તો નાનાં છોકરાં ઠર્યાં એટલે અમારૂં કામ તો રમવાનું. તુકારામ કહે છે કે, સર્વનો ભોક્તા

એક દેવ છે, આવું જ્યારથી મને સમજાઈ ગયું છે, ત્યારથી મારી બધી ચિંતાનો અંત આવી ગયો છે.

૨૩૮૬–હું એકાંતમાં તેમજ લોકોની વસ્તીમાં સર્વત્ર હરિનામની ગર્જના કરૂં છું. આ બાબતમાં કશી વાતની શંકા અથવા લજ્જા એ તો મારી પાસે લેશમાત્ર પણ રહી નથી. અને તેથી કરીને હું મળરહિત થઇ ગયો છું. જે કાંઈ લેવાનું અથવા આપવા જેવું હશે તે બધું હું મારી સત્તા વડે લઉં છું અને આપું છું. આના સંબંધમાં મારે કોઇને કશું પૂછવાનું પણ નથી. જે ઠેકાણે જે માલની જરૂર પડે છે તે ઠેકાણે તે માલ હાજરજ હોય છે. તુકારામ કહે છે કે, દેવના ઉપર મારી દૃઢ શ્રદ્ધા હોવાથી તેમણે મને આ બાબતમાં સ્વતંત્ર કરી દીધો છે.

૨૩૮૭–હરિનું સ્મરણ કરતી વખતે વૃત્તિને કેવી રીતે સાવધાન રાખવી તે મને આવડતું નથી. હું તો વિષયોની તાવડીના ઉપર શેકાતો જાઉં છું. આમાંથી મારો છુટકારો કરે, એવો કોઇ મદદગાર મારી પાસે દેખાતો નથી. મારી પાસે જે પૂંજી હતી તે બધી ખરચાઇ ગઇ અને મારા પાર્થિવ દેહનો બોજો મારે વહેવો પડે છે, અથવા મારા શરીરનો ભાર પૃથ્વીને સહન કરવો પડે છે. તુકારામ કહે છે કે, આવી ખરી અણીની વેળાએ તુંજ મારી મદદે દોડી આવીશ એવું મારૂં મન સાક્ષી પૂરે છે.

૨૩૮૮–હે દેવ! આ બધા લોકો કેવા પોતપોતાનાં જુદાં જુદાં પ્રારબ્ધવાળાં છે! એકનું પ્રારબ્ધ બીજાના પ્રારબ્ધથી તદ્દન જુદું! કોઈનું પ્રારબ્ધ સારૂં અને કોઇનું નઠારૂં; એવા નાના પ્રકારનાં પ્રારબ્ધ હોય છે. આખી ભૌતિક સૃષ્ટિજ પંચમહાભૂતોના એકજ મસાલામાંથી તૈયાર થઇ છે, ત્યારે અહીં જુદાં જુદાં પ્રારબ્ધનાં મૂળ કારણને કેવી રીતે એકબીજાથી પૃથક્ કરવાં? તુકારામ કહે છે કે,

જે જેવી જાતિનો હોય છે તેની સ્થિતિ પણ તેવીજ હોય છે.

**૨૩૮૯**—હું તો એક ગોવિંદનુંજ સ્મરણચિંતન કર્યા કરીશ. બીજા કોઇના છંદમાં હું પડનાર નથી; કારણકે જેટલા માણસ તેટલા મત હોય છે, એમ અનેક માણસોનાં અનેક મત હોવાથી મને તો તે બધાજ નિરર્થક અને પોકળ દીસે છે. નાના પ્રકારની ખટપટોને લગતા વિચારોમાં મનને પરોવી રાખવાથી તે ડહોળું થઇ જાય છે અને તેનાથી પરિણામે ક્લેશ ભોગવવો પડે છે. એટલા માટે તેવી ભાંજગડોમાં હું ક્યારેય પડતોજ નથી. તુકારામ કહે છે કે, પાંડુરંગનું સ્મરણ કરવાનું કામ જે મારે ભાગે આવ્યું છે, તેનેજ હું સાચવી રાખીશ.

**૨૩૯૦**—હે પાંડુરંગ! પાપની જાળમાં સપડાઇ જવાથી હું ઘણો દુઃખી થઇ ગયો છું. તેમાંથી તું મને એક વાર તો છૂટો કર. પણ એક વાતની તો મેં પ્રતિજ્ઞા કરી લીધી છે કે, હું રાતદહાડો તારા ચરણનુંજ ચિંતન કર્યા કરીશ. ઓ પાંડુરંગ! હું અનાદિકાળથી આવું દુઃખ ભોગવતો આવ્યો છું, ત્યારે હવે તો તું મારો છુટકારો કર. તુકારામ કહે છે કે, ધડ સહિત મારૂં મસ્તક હું તારા ઉપર ઓવારી નાખીશ.

**૨૩૯૧**—હે દેવ! તારા સિવાય બીજા કોની આગળ હું કાલાવાલા કરવા જવાનો હતો? અંતકાળે મારી કુમકે કોણ આવવાનો હતો? મારી છેલ્લામાં છેલ્લી ઘડીએ તારા સિવાય બીજો કોણ ઉપયોગી નીવડવાનો હતો? ઓ પાંડુરંગા! તું મારી સખી છે. અલી ઓ! તું મારી પાસે ઝટઝટ દોડી આવ. હું તારી વાટજ જોયા કરૂં છું. હું મારાં મન, વાણી અને શરીર વડે તારા રૂપાળા ચરણનીજ ઇચ્છા રાખું છું. એટલા માટે હું તેમનુંજ ચિંતન કરતો રહું છું. તુકારામ કહે છે કે, મારી એકજ ઇચ્છા છે અને તે બ્રહ્મ-

રસનો સ્વાદ ચાખવાની. તે તું મને ચખાડ અને મારી એક માત્ર ઇચ્છાને તું પૂર્ણ કરી દે.

૨૩૯૨–હે દેવ! મારામાં જે કાંઇ બળ છે તે તારા નામસ્મરણનુંજ છે. તે નામામૃતનું હું સેવન કરતો રહું છું. એ સિવાય બીજું કશું હું જાણુતોજ નથી. સુખદુઃખાદિ ભોગ, ક્લેશ, વ્યાધિ એ બધાંને હું ભોગવી છૂટીશ. તુકારામ કહે છે કે, હે દેવ! મારા મનને તારા ચરણની લગન લાગી છે.

૨૩૯૩–તારા ચરણનાં દર્શન કરવાંજ કરવાં એવી દૃઢ ઇચ્છા મારા હૃદયની અંદર બદ્ધમૂળ થઇ ગઇ છે. હે કૃપાવંત! આ બાબતને માટે મારા મનને જે ચિંતા થયા કરે છે, તેનો અંત આણવો હોય તો તું મારી એ ઇચ્છાને તૃપ્ત કરી દે. મને જ્યારથી તારો વિયોગ થયો છે, ત્યારથી સદાકાળ મારૂં ચિત્ત તારે માટે તરફડાટ કર્યાજ કરે છે. તુકારામ કહે છે કે, હે પંઢરીનાથ! મારા અંતઃકરણની આ વેદનાને તું જાણી લેજે.

૨૩૯૪–અત્યાર સુધીમાં હું અનેક જન્મોમાં ભ્રમણ કરતો આવ્યો છું, તેમાંથી હે પાંડુરંગ! તું મારો છુટકારો કર. હે કરુણાકર! હે વિશ્વંભર! હે દયાવંત! મારા છુટકારાને સારૂ હું તારી કરુણાની ભિક્ષા માગી રહ્યો છું. આ માયામય રેલની અંદર હું તણાયો જાઉં છું, તેમાંથી તું મારૂં રક્ષણ કર. તુકારામ કહે છે કે, મારા દુઃખનું નિવારણ કરનાર તારા સિવાય બીજું છે કોણ?

૨૩૯૫–હે વિઠ્ઠલ! તું જો કરવા ધારે તો એવું કયું કામ છે કે, જે તું ન કરી શકે? ત્યારે હવે તું મારા બોબડાતોતડા બોલ તરફ જરા લક્ષ આપે તો કેવું સારૂં? આ કાળચક્રની અંદર ફેરા ખાતાં ખાતાં મેં ઘણુંજ દુઃખ વેઠ્યું છે, માટે તેમાંથી હવે તું

મારો છુટકારો કરી દે. મારાં પ્રારબ્ધ મને જીવવા દેતાં નથી અને મારે મરવું હોય તો મરવા પણ દેતાં નથી અને ઉત્તરોત્તર તેમની સિલકમાં વધારો થતોજ રહે છે. તુકારામ કહે છે કે, હવે બીજો ઉપાય તો મારાથી થાય એમ છેજ નહિ. તેથી હું તો એક તારા ચરણનુંજ સ્મરણ કરતો રહું છું.

૨૩૯૬–મેં મારે શરીરે ભક્તિજનિત આનંદના અલંકાર પહેર્યા છે અને મારે મોઢેથી હું નામામૃતનું સેવન કરૂં છું. ભક્તિના પ્રેમાનંદનું પૂર તો સંતોના સમાગમમાંજ વહ્યા કરે છે. એમ જાણીને હું તેમના સહવાસમાં મારો કાળ વ્યતીત કરૂં છું. જે આનંદનો સ્વાદ બ્રહ્માદિક દેવતાઓ ભોગવે છે તે તો હું આ પૃથ્વી ઉપર રહ્યો રહ્યો ભોગવી શકું છું. પાંડુરંગને વૈકુંઠ એટલું બધું વહાલું નથી, પણ જ્યાં હરિકથા થતી હોય ત્યાં તેઓ દોડી જાય છે. આ ભક્તિરસ એવો છે કે, તે કદી ખૂટતોજ નથી. ત્યારે હવે મારે મુક્ત થવાની ગરજજ ક્યાં રહી ? તુકારામ કહે છે કે, મને તો એક સત્સંગતિનો આનંદજ ઘણો મીઠો લાગે છે અને ત્યાં આગળજ મારી ઇચ્છાઓ તૃપ્ત થઇ જાય છે.

૨૩૯૭–મેં દેવની તિજોરી ફોડી છે અને તેમાં ભરી રાખેલા ખજાનાને માપવાને માટે મેં મારી જીભ રૂપી ખરૂં માપ ઉપયોગમાં લીધું છે. મેં હરિ નામની રેલમછેલ મચાવી દીધી છે. આ બાબતમાં અગાઉ જે તંગી થઈ ગઇ હતી તે તંગી હવે પૂરી થઇ ગઈ છે. આખા દેશમાં બધે હરિનામનો સુકાળ થઇ ગયો છે અને પહેલાં જે દુષ્કાળ આવી ગયેલો તેની માઠી અસર હવે રહેવા પામી નથી. તુકારામ કહે છે કે, હવે તો તમે નાનાંમોટાં સૌ તૃપ્તિ થતા સુધી તેનું સેવન કર્યાજ કરો.

૨૩૯૮–હું પોતે આનંદના સરોવર સમાન બની ગયો છું.

એ સરોવરમાં આનંદનાજ તરંગો ઊછળી રહ્યા છે; કેમકે આનંદની બનેલી વસ્તુમાં આનંદ સિવાય બીજું હોય પણ શું? મને જે સુખ થાય છે, તેનું હું કેવી રીતે વર્ણન કરૂં? મારી પહેલાંની બધીજ ઇચ્છાઓ હવે પૂર્ણ થઇ ગઇ છે. ગર્ભવતી સ્ત્રીના પેટમાં રહેલા બાળકને જે જે વસ્તુઓનો સ્વાદ ચાખવાનું મન થાય છે તે તે વસ્તુઓ ખાવાનો ગર્ભિણી સ્ત્રીને ભાવ થઈ આવે છે. ગર્ભના બાળકનો બધો સ્વભાવજ તેની માની મુખાકૃતિ ઉપર તરી આવે છે. તુકારામ કહે છે કે, તેવીજ રીતે મારા સ્વાનુભવથી નીપજતા આનંદનો ઉછાળો જે મારા અંતઃકરણમાં ઉત્પન્ન થયો છે તે મારી વાણીદ્વારા પ્રકટ થાય છે.

૨૩૯૯–ઓ મારી વિઠાબાઈ માવડી! (આ પદમાં જેનું મેં સૂચન કર્યું છે તેની મને ઇચ્છા છે.) આટલા માટે તો મેં તારા ચરણ પકડી રાખ્યા છે. ત્યારે તું હવે મને તારો પોતાનો બનાવી દે અને "તું બીશ નહિ" એવું કહીને મને આશ્વાસન દે. મારા ચિત્તની અંદર જે તાલાવેલી થયા કરે છે, તેને તું શાંત કરી દે. તુકારામ કહે છે કે, તું મારા જીવની અંદરજ વાસો કરજે અને મારાથી જરા પણ વેગળી થઇશ મા.

૨૪૦૦–"તારૂં કલ્યાણ થાઓ," એવો આશીર્વાદ દેવે પોતેજ મને દીધો ત્યારથી મારાં સુખદુઃખાદિ તમામ દ્વંદ્વોનો નાશ થઈ ચૂક્યો છે. વળી નારાયણે મારા અંતઃકરણમાં પ્રેમનું સિંચન કરીને મને આશ્વાસન પણ આપ્યું છે અને ત્યારથી મારી તમામ ચિંતાઓનું નિવારણ થઇ ગયું છે. તુકારામ કહે છે કે, મેં તે દેવનાં ગીત મધુર સ્વરે ગાયાં, એટલે મારૂં હિત મારી સામે આવીને ઊભું રહ્યું.

૨૪૦૧–હરિનામરૂપી વેલી ખૂબ ફૂલીફાલી અને ફળફૂલના ભારથી તે ઘણી શોભાયમાન દેખાતી થઈ ગઈ. ઓ મારા મન!

હવે તું એક પંખી થઇ જા અને એ ફળનો સ્વાદ તને તૃપ્તિ થાય ત્યાંસુધી તું ચાખ્યાજ કરજે. એ વેલીનું અસલ બીજ ઘણું મધુર હતું. તેનો સ્વાદ તેનાં ફળમાં પણ આવી ગયો. હવે તો તારે એ ફળને ખાવાનુંજ કામ બાકી રહ્યું છે, તે તું ઝટપટ ખવાય તેટલાં ખાવા મંડી જા. તુકારામ કહે છે કે, કાળની પ્રત્યેક ક્ષણ નિરર્થક વહી જાય છે. એવું કર્યાથી રસના આસ્વાદનમાં વિઘ્ન નડે છે, માટે તું ઝટઝટ એ રસનું સેવન કરતો થઈ જા.

૨૪૦૨–હે નારાયણ! આ ટાંકણે તારા મનમાં મારો વિચાર આવ્યો તે ઘણું સારૂં થયું. ઓ મારા દેવ! તું મારો પ્રાણસખા છે, તેથી કરીને મારે માટે દુઃખ જેવું તો કશું રહ્યુંજ નથી. મારાં અનેક જન્મજન્માંતરનાં સંચિત પુણ્યો આજે ફળ્યાં છે. તુકારામ કહે છે કે, મને મારી નિજસ્વરૂપસ્થિતિ પ્રાપ્ત થઇ ગઇ છે.

૨૪૦૩–જો પરમાર્થની સાધનામાં લજ્જા આડી આવીને ઊભી રહે, તો પછી કાર્યસિદ્ધિ થાય કેવી રીતે? એમ સમજી મારે જે કામ કરી લેવાનું હતું તેને ઝટઝટ કરી લેવાને માટે મારાથી થાય તેટલી ઉતાવળ કરી અને ઝટ લઇને હું શ્રીહરિના ચરણની સાથે વળગી પડ્યો. મેં મારો જીવભાવ શ્રી હરિને સમર્પિત કરી દીધો અને નિરંતર સ્વરૂપભાવમાં સ્થિતિ કરી લીધી. તુકારામ કહે છે કે, આ કામ મેં કાળના ઉપર છોડી દીધું ન હતું.

૨૪૦૪–પાત્રની શુદ્ધાશુદ્ધતાની બાબતમાં હરકોઇનું મનજ સાક્ષી પૂરે છે. એ બાબતમાં કશું મોઢેથી કહેવા જેવું છેજ નહિ. જેઓ શૂરા હશે તેઓ પોતાના જીવના ઉપર ઉદાર થઇને સત્ય આચરણ કરશે. આવું કર્યાથી અનુપમ સુખ અને સન્માન મળે છે. એવા શૂરાઓ પોતાના સ્વામીને પણ માન્ય થાય છે. તુકારામ કહે

છે કે, આવા લોકો જેવું મોઢેથી બોલે છે, તેવીજ તેમના મનની પણ પરિસ્થિતિ હોય છે.

૨૪૦૫–સર્વ ભૂતોમાં એક નારાયણનો વાસ છે, એવા જ્ઞાનનો મારા મનમાં ઉદય થયો. હવે મને એવું મન થાય છે કે, જાણે હું તેનો અનુભવ લેવાને માટે દેવની વિનંતી કરૂં. કેટલાક લોકો વગર અનુભવે એકબીજાની વાતો સાંભળી સાંભળીને અથવા કાંઈક જોવામાં આવી જાય તો તેટલા ઉપરથી મોઢેથી બોલવા લાગે છે. તુકારામ કહે છે કે, જે રસ્તે જવાથી હરિનો યોગક્ષેમ પ્રાપ્ત થાય તે રસ્તાનેજ સાધ્ય કરી લેવો જોઇએ.

૨૪૦૬–ખાસ કરીને શરૂઆતમાં તો વિષયત્યાગ કરવોજ, એવો નિશ્ચય કરીને તેનું પાલન કરવું જોઇએ. મનમાંથી તમામ વાસનાઓ ટળી જાય અને તેની સમાધાન સ્થિતિ થઈ જાય, એજ દેવનું દાન સમજવું. દેહની બાબતમાં ઉદાસીનવૃત્તિ રાખવી અને તેનું રક્ષણ કરવાની દરકાર રાખવી નહિ. તુકારામ કહે છે કે, સમવિષમ ભાવનો પરિત્યાગ કરવાથી હૃદય નિર્મળ થઇ જાય છે.

૨૪૦૭–અરે ભાઇ! હું તમને બધાના સારરૂપ એક મૂળબીજ બતાવું છું તે તમે સાંભળી લેજો—સાંભળી લેજો. પ્રેમમાંથી પ્રેમ બાદ કરીએ તો પ્રેમ અવશેષમાં રહે છે, અને એ પ્રેમનો જે વિષય છે તેને મેળવવાને માટે જીવ ઝૂર્યા કરે છે. પ્રેમ જેને લાગુ પડે છે તેના પ્રેમસૂત્રની દોરી જરા પણ સિલકમાં રહેતી નથી. તુકારામ કહે છે કે, જેઓ શુદ્ધ વર્તનવાળા હશે, તેઓજ શ્રીહરિના ઉત્તમ ચિંતનના અધિકારી ગણાશે.

૨૪૦૮–હે દેવ ! જેમ તમે મારો અંગીકાર કર્યો તેમ તમારે હવે મારા યોગક્ષેમનો ભાર પણ તમારે માથે લેવો પડશે અને તેનો નિભાવ પણ તમારે કરવો પડશે. હે કૃપાનિધિ દેવ ! મારી

પરમાર્થને લગતી બુદ્ધિમાં જરાક પણ વિઘ્ન પડવા દેશો મા. હે દેવ! હું તો વિવેકહીન જડ જીવ છું. તમારા પ્રત્યે પૂર્ણભાવ તો મારામાં હોયજ શી રીતે? હે દેવ! હું અનન્ય ભાવે મારાથી થાય તેવી તમારી સેવા કરૂં છું, તેનો તમે સ્વીકાર કરશો. હે કૃપાવંત દેવ! હું તમારે શરણે આવ્યો છું, માટે હવે તમારે મારૂં રક્ષણ કરવુંજ પડશે. તુકારામ કહે છે કે, હું જડ જીવ છું, તેથી તો હું તમોને આટલા કાલાવાલા કરી રહ્યો છું.

૨૪૦૯–પ્રપંચની જાળમાં બંધાઇને મેં અનેકવાર ગર્ભવાસનું દુઃખ વેઠ્યું અને તેથી કરીને હવે હું છેકજ ત્રાસી ગયો છું. અલ્યા! તેં ખાધું કે ભૂખ્યો છે, એવું મને પૂછનાર અહીં કોઇ સહૃદય સખી મળી નથી. માટે અરે ઓ મારા મન! તું તારૂં પોતાનું હિતજ સાધી લે—તારૂં હિતજ સાધી લે; કારણકે આ તારો દેહ તો અનિત્ય છે અને તેના ઉપરના મોહમાંથી હજી તું છૂટું થયું નથી. પોતાના મોઢામાંનો કોળિયો ખવડાવીને પાલનપોષણ કરનારી સગી માતા પણ અંતકાળને વખતે આઘી ઊભી રહે છે. ઓ મારા મન! તને આ બાબત ખેદ નથી થતો? થાય છે ત્યારે તેમાંથી તું તારો છુટકારો કેમ કરી લેતું નથી? તુકારામ કહે છે કે, આ દેહ તે હું પોતે, આ દેહનાં સંબંધીઓ તે મારાં સંબંધીઓ અને આ ધન–માન ઇત્યાદિ તે બધાં મારાં, આવી ભાવના મેં કરી રાખી છે. મારા મને પરમાર્થની પ્રાપ્તિ કરવાથી થતો લાભ અને નહિ કરવાંથી થતી હાનિ એ બેની તુલના કરવા દીધીજ નહિ.

૨૪૧૦–હે દેવ! જેઓ તારા નિરાકાર સ્વરૂપના પ્રતિ શ્રદ્ધાવાન હોઇ તું સર્વવ્યાપક છે, એવી મનમાં ભાવના કરતા રહે છે તેમને માટે તું નિરાકાર અને સર્વવ્યાપક થઇ જાય છે, પણ મને તો તારા સગુણ અને સાકાર સ્વરૂપની ઇચ્છા છે. હે દેવ! મારા

મનનો આ ભાવ કદી બદલાઇ જવાનો નથી; કારણકે મારી ઇચ્છાશક્તિ તારા ચરણકમળમાં છોડી છૂટે નહિ એવી લુબ્ધ થઇ ગઇ છે. મોટાં છોકરાંને તેમની મા, પોતાનાથી વેગળાં કાઢે પણ નાનાં ધાવણાં છોકરાંને તે વીલાં મૂકતી નથી, તેમ વીલાં મૂકવાં જોઇએ પણ નહિ. મારી દશા પણ ધાવણાં બાળકના જેવીજ જાણજો. તમારા નામ પ્રતિ મને જે પ્રેમ ઉત્પન્ન થયો છે તે કદી ઓછો થવાનો નથી એમ જાણીને મારા પ્રેમનો ભંગ કરવાની ચેષ્ટા કરશો મા. હું તમારી પાસે મોક્ષ માગી લઇશ એવો તમારા મનમાં વહેમ આવવાથી તમે મારી આગળથી આડાઅવળા સંતાતા ફરો છો, પણ તમારા મનમાંથી એ વહેમ કાઢી નાખજો. મારે તમારો મોક્ષ જોઈતો નથી. જેઓને બ્રહ્મજ્ઞાનની ઘેલછા લાગી હોય, તેમને તમે એવાં રમકડાં આપીને પટાવી મૂકજો. તુકારામ કહે છે કે, મારા ભક્તિરસના જેવી યોગ્યતા બીજા કોની હોય? તેને તું મંદ કરી દેવાના ચાળા કરે છે, પણ તારૂં તેમાં નહિ ચાલે.

૨૪૧૧–હે શ્રીપતિજી! એકનિષ્ઠ બુદ્ધિ વડે તમારી સેવા કરવી એજ ભાવિક ભક્તોનો જાતિસ્વભાવ છે. અલંકાર અને દલીલોનું અહીં કાંઇ ચાલતું નથી. હે કૃપાળુ દેવ! નાના બાળકની જરેજર વાત તેની મા જાણે છેજ. મા તેના મનને કદી ક્ષોભ થવા દેતી નથી. તે જરાક રડવા માંડે છે તો તેને તરતજ ધવરાવીને શાંત કરી દે છે. હે દેવ! તું બધી જાતનાં રૂપ ધારણ કરી શકે છે. પણ મારે તારાં એટલાં બધાં રૂપ જોવાની ઇચ્છા નથી. મને તે બતાવીશ મા. મારે તો તારૂં પોતાનું સ્વરૂપ, જેની હું ઉપાસના કરૂં છું, તેનીજ સેવા કરવી છે. તેની ભક્તિના જેટલું મને બીજું કાંઈજ પ્રિય નથી. તુકારામ કહે છે કે, હે નારાયણ! તું જો નાના પ્રકારનાં રૂપ ધારણ કરીશ, તો તે દરેક રૂપમાં હું મારા ઉપાસ્ય સ્વરૂપનીજ ભાવના કરીને તેનુંજ નામ મારે મોઢેથી ગાઇશ. આવો

વ્યવહાર હું જળ, સ્થળ અને મનુષ્યમાત્ર જે કોઈ મારી નજરે પડશે તે બધાના સંબંધમાં સમાન રીતે કરીશ.

૨૪૧૨–આવી હીન અવસ્થામાં જીવવાનું પ્રયોજનજ શું છે? આપણાં પ્રારબ્ધમાં સંસાર તો છેજ, પણ તેથી શું ? આપણે મનમાં ખૂબ હિંમતવાન થવું જોઇએ. આપણે પરમાર્થ સાધવા નીકળ્યા છીએ તો પછી શી ફિકર ? કારણકે પરમાર્થની સાધનામાં કોઇ પણ જાતની વિટંબણા નડતીજ નથી. તુકારામ કહે છે કે, મારા ઉપર દેવે કૃપા કરી એટલે સૌ રૂડાં વાનાં થઈ ગયાં.

૨૪૧૩–અસ્યા ભાઇઓ! તમે એકબીજાની સાથે વઢીઝઘડીને પરસ્પર ગાળો અને મહેણાં દઇને કેટલો કાળ જીવવાના છો? સંસારને લગતી મોટી મોટી સંકડામણોમાં સપડાઇને તમે દુઃખી દુઃખી તો થઇ જાઓ છો, ત્યારે મારા સ્વામી કૃપાળુ પાંડુરંગ છે તેમના તમે શરણાગત થઈ જાઓ. જે કોઈ શ્રદ્ધાયુક્ત થઇને તેમને શરણે આવે છે, તેમને તે પોતાના સ્વરૂપનું સાંનિધ્ય આપી દે છે. દેવની પાસે કાંઇજ માગવું નહિ. નિષ્કામભાવે તેમની સેવા કરનારની દેવ કદર કરે છે. આપણા મનમાં કોઈ જાતનો સંકલ્પ પેદા થવા દેવો નહિ. તુકારામ કહે છે કે, હરિની સેવાની બાબતમાં જીવ જો એકનિષ્ઠ, ભાવ જાળવી રાખશે, તો તે સ્વસ્વરૂપમાં જઈ પહોંચશેજ.

૨૪૧૪–છોકરાં ઉપરના પ્રેમને વશ થઈને તેમનો પિતા પોતાની જાત ગાળીને પૈસા પેદા કરે છે અને તેમને સારૂ થાપણ મૂકી જાય છે. તેઓ નાનાં હોય છે ત્યાંસુધી તેમને પોતાની કેડે અથવા ખાંધે બેસાડીને ફેરવે છે અને તેઓ મોટાં થાય છે ત્યારે તેમને પોતાની કમાઈનાં માલિક બનાવી દે છે. છોકરાંને શરીરે ભાત-ભાતના દાગીના પહેરાવીને તેમને જોઈને બાપ પોતાની આંખો ઠારે છે અને મારી પાસે આટલી બધી દોલત છે, એવું લોકોને

બતાવે છે. તુકારામ કહે છે કે, બાપનું ચાલે ત્યાંસુધી તે પોતાનાં છોકરાંને ઊની આંચ પણ આવવા દેતો નથી અને પોતાના જીવને સાટે પણ તેમનું સંરક્ષણ કરે છે.

**૨૪૧૫**–હે હરિભક્તો ! તમે આ કળિકાળને જીતી લેજો. તમારા બળ આગળ એ પામર કળિકાળનું શું ચાલવાનું છે ? તમે ઉત્તમ પારમાર્થિક રંગમાં રંગાઈ જજો અને નાના પ્રકારનાં પારમાર્થિક તત્ત્વથી ભરપૂર પદો, ભજનો ગાઇને તથા હાસ્યવિનોદાદિક રસયુક્ત ભજનપ્રણાલિનો આશ્રય લઇને હરિનામના પ્રતિ પ્રેમ રાખજો. આવું કર્યાથી અનેક જીવો સુખી થઈ ગયા છે અને તેમણે પોતાનાં અંતઃકરણમાં નારાયણની પૂજા સંપાદન કરી લીધી છે. મનમાંથી અભિમાન કાઢી નાખજો અને હર્ષયુક્ત થઇને પારમાર્થિક વચનોનો ઉચ્ચાર કરજો. જેને જેવો રાગ ગાતાં આવડતો હશે, તેના તે રાગથી ગોવિંદ પ્રસન્ન થશે. પોતાના મનને ગમે તે પ્રમાણે એક પછી એક એમ સુંદર રીતે ચાલ્યા જજો. પરમાર્થના કામમાં નાનાંમોટાંનો ભેદ હોતો નથી. તુકારામ કહે છે કે, અહીં દેવ અને તેમના ભક્તો એ બેની વચ્ચેના પ્રેમમાં કદી ભંગ કરવો નહિ; કારણકે દેવ અને દેવના ભક્તો એ બેઉની વચ્ચે ભેદભાવ રાખવો, એજ પાપ છે.

**૨૪૧૬**–કડવી તુલસીનાં પાંદડાંને ગમે તેટલો ગોળ ચોપડીએ તોપણ તે કડવાં ને કડવાંજ. કાળીજીરીને ચાસણીમાં બોળો અથવા બીજું ગમે તે કરો પણ તે કડવી મટીને મીઠી બનવાની હતી ? એજ પ્રમાણે જે નીચ જાતિના છે તે હમેશાં નીચજ રહેવાના; તેમને ઉપદેશ દેવો એ તો એક મિથ્યા શ્રમ વહોરી લેવા જેવું છે. વીંછીને શરીરે ખૂબ પ્રેમથી હાથ ફેરવવા જશો, તોપણ તે તમારા પ્રેમની કદર કરશે નહિ અને પોતાના ડંખ મારવાના

સ્વભાવ ઉપરજ જશે. તુકારામ કહે છે કે, પથરાને ગમે તેટલો બાફીએ, પણ તે નરમ થાયજ નહિ. કુક્કરને વિષ્ટા ખાવી ઘણી ગમે છે. દુર્જન લોકોનો પણ કુક્કરના જેવોજ સ્વભાવ હોય છે.

૨૪૧૭–(દેવના સિવાય,) બીજા લોકોની સ્તુતિ કરવાથી પોતાના આયુષ્યની બરબાદી થાય છે. એવું કરનાર નારાયણથી વિમુખ થઈ જાય છે અને તેમાંથી બધી જાતનાં પાપની ઉત્પત્તિ થાય છે. જે દેવે આપણને જીવનું દાન દીધું તેજ દેવનું માન ભંગ કરવું એ કેટલો અપરાધ ? તુકારામ કહે છે કે, એ દેવની સ્તુતિ સિવાય બીજા શબ્દો કાને સાંભળવાથી પણ પાપ લાગે છે.

૨૪૧૮–કેટલાક લોકો એવી અવળી બુદ્ધિવાળા હોય છે કે, તેમને સંતોનું સન્માન કરવાનું ગમે નહિ અને મુસલમાનોના દેવની માનતાઓ માનતા ફરે. હે દેવ ! આવા લોકો જેઓ પોતાના પેટનાજ દાસ છે, તેઓ તેમની આશાતૃષ્ણાથીજ ઠગાય છે. તેઓ નીચ લોકોની ખુશામત કરવા માટે તેમના પગ આગળ આળોટી પડે છે અને તેમના પગને વંદન કરે છે. તુકારામ કહે છે કે, જેઓ ઉન્મત્ત થઈ ગયા હોય છે તેઓ ધર્મ કોને કહેવાય તે સમજી શકતાજ નથી.

૨૪૧૯–હે કૃપાવંત દેવ ! તમે મને એવી બુદ્ધિનું દાન કરો કે જેથી મારા જીવાત્માનો ઉદ્ધાર થઈ જાય અને તમારા ચરણ આગળ મને આશ્રય મળે; હું મારે મોઢેથી જે કાંઈ બોલું તેના-દ્વારા પાંડુરંગના પ્રત્યેનો મારો સાચો ભાવજ પ્રકટ થાય. તુકા-રામ કહે છે કે, હે દેવ ! તમે મારા અંતઃકરણની અંદર આવીને વસો.

૨૪૨૦–મેં કોઈની આગળ મંત્રની ભિક્ષા માગી નથી. હું તો મારા જીવને સ્થિર રાખીને બેઠો છું. જે ઈંટના ઉપર દેવ ઊભા છે, તેમાં મેં મારા મનને પરોવી રાખ્યું છે અને તેના ઉપર ઊભેલા

દેવના સમાન ચરણોનું હું ચિંતન કરતો રહું છું. દૃઢ અને બળવાન ભાવરૂપી કાછડો વાળીને અને પાંડુરંગના ઉપર અચળ વિશ્વાસ રાખીને હું સંસારને તરી ગયો છું. તુકારામ કહે છે કે, પૂર્વે જે જે ભક્તોનો ઉદ્ધાર થઈ ગયો છે, તેમણે પોતાની પાછળ આવનારાઓને સારૂ વિસામા બનાવી રાખ્યા છે.

**૨૪૨૧**–પાધર જગ્યા ઉપર પાણી સ્થિર રહે છે અને નીચી ઊંચી જમીન ઉપર ચંચળ થાય છે. જે જમીન પથરાળી અને ઢાળવાળી હોય છે તેના ઉપર થઇને પાણી ખળખળાટ કરતું વહેવા માંડે છે. પરમાર્થની પ્રાપ્તિ કરવાનાં સાધન છે તો ઘણાં સરળ, પણ જીવનો તેના મનના ઉપર કાબૂ નહિ હોવાથી તે દૃઢ ભ્રાંતિની અંદર ગૂંચવાઈ પડ્યો છે. સૂર્યનું બિંબ પાણીને લીધે સૂર્યથી અલગ થઈ શકતું નથી. પાણીમાં જે સૂર્યના જેવું દેખાય છે તે તો તેની છાયા છે. તેને ખરૂં અસલ બિંબ માની લેશો નહિ. તુકારામ કહે છે કે, દોરીનું જ્ઞાન ન હોવાથી ભૂલમાં લોકો તેને સાપ માની લે છે અને દોરીથી ભય પામતા ફરે છે.

**૨૪૨૨**–મનમાં જો પ્રીતિ હોય તો તે તેના ગુણને લીધે બાહ્ય લક્ષણદ્વારા પ્રકટી નીકળે છે. જે વાત મનમાં હોય છે તે વાણીદ્વારા બહાર પડે છે, કારણકે ચિત્ત મનનું સહાયકારી છે. માને ખાવાનો ભાવ થઈ આવે છે તેનું કારણ તેના ગર્ભસ્થ બાળકની ભૂખજ છે; કારણકે ગર્ભમાંના બાળકની ભાવનાઓ તેની માની મારફતે પ્રતિબિંબિત થાય છે. તુકારામ કહે છે કે, ખાતી વખતે મનને જે વસ્તુઓ ભાવે છે, તે તે વસ્તુઓ ફરીફરીને ખાવાની તેને રુચિ થયા કરે છે.

**૨૪૨૩**–અરેરે ! આવી અમંગળ ઘડી ક્યાંથી આવી લાગી ! આજે હરિકથા કરવાને ટાંકણે મનને કલેશ થવા લાગ્યો છે અને

શરીર પણ જાણે તાવ આવ્યો હોય એવું દુઃખી થઇ ગયું છે. જાણે મારાં બધાંજ પાપ આજેજ મારી સામે આવી ને ઊભાં રહ્યાં. તુકારામ કહે છે કે, દુર્જનોની દુષ્ટ વાણી મારે કાને સાંભળવી પડે છે.

૨૪૨૪–અરે! મારે તે ફરીફરીને કેટલી વાર જન્મ ગ્રહણ કરવા અને દુઃખમાં સબડયા કરવું? આવો વિચાર કરીને મારો જીવ જન્મમૃત્યુથી ભયભીત થઇને વિઠોબાનો શરણાગત થઈ ગયો છે. મારાં અતિ બળવાન પ્રારબ્ધકર્મો મારી પૂંઠે દોડયાં આવે છે; હું ગમે તેટલો આગળ દોડી જાઉં તોપણ તે પ્રારબ્ધકર્મ નીઠતાંજ નથી. તુકારામ કહે છે કે હે, દેવ! મારી આવી ખુલ્લી દુર્દશા થઇ રહી છે તે તરફ જરા લક્ષ તો આપો.

૨૪૨૫–આ સંસારની સાથે મુલાકાત કરવા જતાં હું તો જન્મમૃત્યુના પંજામાં સપડાઇ ગયો! આવી હાલતમાં મારા ઉપર વિઠોબાએ કૃપા કરી અને મને તેમણે દર્શન દીધું. આજ સુધી મારા માથા ઉપર સંસારનો અત્યંત ભારે બોજો હતો તે બધો ઊતરી ગયો. તુકારામ કહે છે કે, જીવાત્માના હિતને માટે આટલી બધી કાળજી રાખે એવો દાતાર બીજો હોયજ કોણ?

૨૪૨૬–હાથીની પાછળ કૂતરાં ભસતાં ભસતાં ચાલ્યાં આવે છે, પણ તેથી હાથીના મનને કશો સંતાપ થતો નથી. જો કોઈને તેથી કષ્ટ થતું હોય તો તે ફક્ત પેલાં કૂતરાંઓનેજ થાય છે. (૧) કારણકે હાથીની પાછળ ભોં ભોં કરીને ભસનારાં કૂતરાંઓને હાથી કરવાનો શું હતો? પણ બીજાના ભણી જોઈને ભસવાનો અને તેની પાછળ દોડવાનો જેમનો સ્વભાવ હોય છે, તેઓ પોતેજ તેથી દુઃખ પામે છે. (૨) મદોન્મત્ત થઈ ગયેલો વાંદરો વાઘની સામે જોઇને દાંતિયાં કરે છે, તેમ કરીને તે પોતાનુંજ મોત માગી લે છે. (૩) તુકારામ કહે છે કે, જે દુષ્ટ લોકો સંતસાધુઓને સતાવે છે. તેઓ

પોતાનાં મોઢાં પોતાના હાથેજ કાળાં કરે છે. (૪)

૨૪૨૭–અલ્યા ઓ ભાઈ! તું પંઢરપુર જા; કારણકે, ત્યાં જે પાંડુરંગ દેવ બેઠા છે તે દીનજનો પ્રતિ દયાળુ છે. (૧) તે દીન-જનોના ગુણ–દોષ ભણી ન જોતાં તેમને સૌને પોતાના સમાન બનાવી દે છે. (૨) તેઓ દીનજનોને ભવસિંધુની પેલી બાજુએ લઇ જવાને સારૂ પોતાના હાથ ઊંચા કરીને ઊભા રહ્યા છે (૩) તુકારામ કહે છે કે, દીનજનોને મળવાને તેઓ ઘણાજ ઉત્સુક છે. તેમની મુલાકાત થવાથી પુષ્કળ લાભની પ્રાપ્તિ થાય છે. (૪)

૨૪૨૮–હાથ વડે પ્રેમ સહિત તાળી વગાડો અને મોઢેથી હરિનામની ગર્જના કરતા જાઓ. (૧) ગોપાળને તેથી એટલું બધું સુખ થશે કે તે તમને મળવા સારૂ સામા ચાલ્યા આવશે. (૨) જ-મીન ઉપર આળોટજો અને સંતોની ચરણરજને વંદન કરજો. (૩) તુકારામ કહે છે કે, વિઠ્ઠલનું સ્મરણ કરવામાં ત્વરા કરવાને માટે તમારા હાથને ઊંચા કરી દેજો. (૪)

૨૪૨૯–જેમણે અનન્ય ભાવે હરિનું અનુસરણ કર્યું, તેઓ તો અમરજ થઈ ગયા જાણવા. સંસાર તો તેમની આગળ હારી જાય છે. (૧) વિષ્ણુના ભક્તોને કદી ગર્ભવાસ કરવો પડતોજ નથી. (૨) મા પોતાનાં છોકરાંને જેમ ભૂલી જતી નથી અને તેમના લાડકોડ પૂરા કરે છે, તેમ ત્રિભુવનમાં જેની સત્તા ચાલે છે, તે દેવ પોતાના ભક્તોનું રક્ષણ કરતા રહે છે. (૩–૪)

૨૪૩૦–હે કેશવરાય! તમારા ચરણ ઉપર મારૂં મસ્તક મૂકી-ને હું આટલી એકજ વિનંતી કરૂં છું. (૧) તે વિનંતી એ છે કે, મારો દેહ ભલે ગમે ત્યાં પડ્યો રહે, પણ મારૂં ચિત્ત તો સદાય તારા ચરણમાંજ સ્થિર થઇને રહે. (૨) દેહ, મન અને દ્રવ્ય એ બધાંથી

હું વિમુખ થઇ જાઉં અને મારો બધો વખત તારા સ્મરણ-ચિંતનમાંજ વ્યતીત થાય. (૩) શરીરની અંદર વાત, પિત્ત અને કફ એ ત્રણ પ્રકારના દોષનો વાસ હોય છે, તેમનું તું નિવારણ કરજે. (૪) મારી ઇંદ્રિયો જ્યાંસુધી સચેત છે અને પોતપોતાના ધર્મ બજાવવાનું તેમને ભાન છે, ત્યાંસુધી જરાક વાર આગમચથી તને સાદ પાડીને હું મારી સ્થિતિ જણાવી દઉં છું. (૫) તુકારામ કહે છે કે, આ બધાંને ઉત્પન્ન કરનાર તુંજ છે અને છેવટે એ બધાં પાછાં તારામાંજ ભેગાં થઇ જવાનાં છે. (૬)

**૨૪૩૧**–ઇંદ્રિયોમાં જે જે વિષયો માટે તૃષ્ણા પેદા થાય તે તે વિષયોની કલ્પના કરીને તેનું ચિંતન કરનારને ચિત્ત કહે છે.(૧) આપણું સમસ્ત શરીર હાથપગ વગેરે ઇન્દ્રિયો વડે હાલતું-ચાલતું થાય છે. પણ ખરૂં જોતાં એ કામ તો એક જીવની સત્તા વડેજ થાય છે, (૨) પ્રકાશ આવે છે તો સૂર્યમાંથીજ, પણ ભાષા-માં સૂર્ય અને તેનાં કિરણ એવો નામોનો ભેદ જોવામાં આવે છે. (૩) તુકારામ કહે છે કે, કોઈ પણ પદાર્થને વાણી દ્વારા દર્શાવ-વાનું ચોકકું શબ્દોચ્ચાર વડે નિર્માણ થાય છે, પણ જ્યારે વાણીજ મૌન થઈ જાય ત્યારે એક પદાર્થથી બીજા પદાર્થને પૃથક્ કરવાનું બની શકતું નથી. (૪)

**૨૪૩૨**–હે દેવ ! તમે તો આ આખા જગતના જીવ છો ત્યારે મારે તમને કહેવા જેવું હોયજ શું ?(૧) હે દેવ ! હું હવેથી તમારૂં સ્મરણ કરૂં છું અને એ રીતેજ હું તમારી સેવા કરૂં છું. (૨) જેઓ વૈરાગ્યશીલ હોય છે તેઓ પોતાના શરીરને તુચ્છ ગણી તેની ઝાઝી દરકાર કરતા નથી. જેને પોતાના શરીરની પરવા હોતી નથી તે બીજા કોની પરવા કરવાનો હતો? (૩) તુકારામ કહે છે કે, હું તમારા ચરણની સમીપ આવી શકું એટલી મને વાસના છે.(૪)

૨૪૩૩–પ્રાણીમાત્રની આખરની ઘડીએ તેમનાં માતાપિતા, ધનદોલત, એમાંનું કાંઈજ તેમની સાથે જતું નથી, પણ તેમનાં જે જે ક્રિયમાણકર્મ હોય છે, તે બધાં સંચિત કર્મની સાથે જોડાઈ જાય છે અને તેના મૂળરૂપે તેને સુખદુઃખના ભોગ ભોગવવા પડે છે. (૧) એટલા માટે તને પોતાને શામાં લાભ છે, તેનો તું વિચાર કરી જો. લૌકિક વ્યવહારને લગતાં કામકાજની અંદરજ લક્ષ પરોવીને બેસી રહેવું નહિ. (૨) આખરે આયુષ્યની અવધિ આવી જશે અને તે તને છોડીને ચાલ્યું જશે. માટે આ દેહ સત્ય છે એવું કદી પણ માનવું નહિ (૩) તુકારામ કહે છે કે, કાળ તો મપારાની પેઠે હાથમાં માપ લઈને બેઠો છે. તારાં પાપપુણ્યનો સરવાળો–બાદબાકી કરીને ત્રાજવે તોળીને તને તેમનું ફળ આપશે.(૪)

૨૪૩૪–આ સંસારરૂપી હાટ ભરાય છે ત્યાં આગળ મારા શરીરરૂપી વૈતરાને માથે મુકાવીને આણેલા પોટલાની ગાંઠ છોડીને તેમાંના દાણા હું વેચવા બેઠો છું. તેમાંથી જેના ભાગના જેટલા દાણા હતા, તેટલા તેને તેને (પંચમહાભૂતોને) પાછા આપીને મેં મારો લેણદેણનો હિસાબ ચોખ્ખો કરી દીધો. હું મારા હાથમાં ખરૂં માપ લઈને બેઠો છું. મારૂં મામ ચારે વેદપુરુષોને માન્ય છે. તેમાં હરિનામરૂપી ખરો માલ ભર્યો છે. મારી દુકાને સંતજનો ગ્રાહક બનીને મારા માલની શોધ કરતા કરતા ચાલ્યા આવે છે. (૧) મારી ગાંસડીમાં જે જે સંચિત કર્મો બાંધીને હું આ સંસારરૂપી બજારમાં આવ્યો હતો, તે બધાં કર્મોનો મેં અહીં ખર્ચ કરી નાખ્યો (હું ભોગવી છૂટયો) અને મેં મારી પિછોડી ખંખેરી નાખી. આવું કર્યું એટલે મને પૂર્ણ વિશ્રાંતિ મળી ગઈ, અરે ભાઈઓ! જેમને મારી દુકાને આવવું હોય તેઓ ઝટ ઝટ ચાલ્યા આવે. જેઓ મારાં અંગનાં છે તેમનેજ હું કહું છું. (૨) આ બજારમાં ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ, એમ ત્રણ પ્રકારનો માલ

વેચાય છે; અને આ સંસારમાં લોકો પણ નાના પ્રકારના સ્વભાવવાળા અને નાના પ્રકારની યોગ્યતાવાળા છે. હવે આ બજારનો નિયમ એવો છે કે, જેઓ સાત્ત્વિક હશે તેમને તો નર્યો લાભજ થશે. જેઓ રાજસ પ્રકૃતિના હશે તેમનું મુદ્દલેમુદ્દલ જળવાઈ રહેશે અને ખોટ ખાવી નહિ પડે. તામસી વૃત્તિવાળાઓને તો ખોટની ખોટજ જશે અને તેમાંય જેઓ "તમોત્કર્ષસ્થિત" અર્થાત્ અતિશય તામસી હશે તેમનું તો સર્વનાશજ થઈ જશે. વળી આ બજારમાં અધકચરા વિચારવાળા લોકો બહુ થોડા હોય છે. ઘણાખરા તો ઉપર કહ્યા તેવાજ છે. (૩) તુકારામ કહે છે કે, આ બધા લોકો જે આ બજારમાં ભેગા થયા છે તેઓ મૂળ એકજ જગ્યાએથી આવેલા છે, પણ આજે હું ક્યાંથી આવ્યો છું તેનું કોઈને સ્મરણજ રહ્યું નથી. આવતી વખતે અને અહીંથી જતી વખતે કોઈ પોતાના માલિકની સાથે સરળ વ્યવહાર કરતા નથી. તેથી કરીને કેટલાકનાં મોઢાં કાળાં મેશ જેવાં થઈ જાય છે અને કેટલાક પોતાનાં પાછલાં પ્રારબ્ધકર્મોની આંટીઓમાં બંધાઈ જાય છે. તેમને માથે પહેલાંનું દેવું તો હતુંજ, તેમાં વળી પાછો પ્રારબ્ધકર્મનો વધારો થાય છે. એટલા માટે પરમાર્થની સાધના કરતી વખતે કોઈએ બીજાની વાટ જોવી નહિ કે બીજાને સારૂ ઊભા રહેવું નહિ. સૌએ પોતપોતાના મુકામની પેરવી કરી લેવી અને પોતાને માટે જોઈતી જગ્યાનો કબજો કરી લેવો. (૪)

૨૪૩૫–હે મનુષ્યો ! જ્યાંસુધી તમે કાળના સપાટામાં સપડાઈ ગયા ન હો ત્યાંસુધીમાં તમારાથી થાય તેટલી ઉતાવળ કરીને પંઢરપુરને રસ્તે વળજો. (૧) એ કાળના પંજામાંથી તમને પાંડુરંગના સિવાય બીજો કોઈ છોડાવે એવો છેજ નહિ. માટે શરૂઆતથીજ તમે તેને સંભારી રાખજો. (૨) આ તમારા આયુષ્યનો સૂરજ જ્યારે આથમી જશે ત્યારે તમારા શરીરના તમામ અવ-

ચવો ઢીલાઢસ થઈ જશે. તમારૂં બળ ક્ષીણુ થઈ જશે. માટે જ્યાંસુધી તમારા હાથ છૂટા હોય, ત્યાંસુધીમાં તમારાથી થાય તેટલો તેમનો સદુપયોગ કરી લેજો. (૩) તુકારામ કહે છે કે, તું તારા મનમાં વ્યર્થ આશાઓના કિલ્લા શા માટે રચે છે? તું અત્યારે મારૂં માને કે ન માને, પણ તું એટલું યાદ રાખજે કે, આવો લાભ તને આગળ ઉપર કદી મળવાનો નથી. (૪)

**૨૪૩૬**–ઓ મારા દાતાર! મારા દેવ! હવે તો મારૂં રક્ષણુ કરવાને સારૂ તારે જે કાંઈ કરવું ઘટે તે તું તારી પોતાની સત્તા વડેજ કરજે. (૧) હે હરિ! હું તો તમારા ચરણુના ઉપર વિશ્વાસ રાખીને બેઠો છું. (૨) એ સિવાય બીજુંત્રીજું હું જાણુતો નથી. (૩) તુકારામ કહે છે કે, મને બોલતાં આવડતું નથી અને તમને કેવી રીતે વીનવવા તે પણુ હું જાણુતો નથી. એટલા માટે હું તમારે શરણે આવ્યો છું. (૪)

**૨૪૩૭**–તમારા ચરણુ એજ અમ ગરીબોનું જીવન છે. એટલા માટે હું તેમનેજ જતન કરીને મારા હૃદયની સાથે દબાવી રાખું છું. (૧) આવું કરવાથી મારૂં શરીર હૃષ્ટપુષ્ટ થયું છે, મારા મોઢાની કાંતિ ખીલી નીકળી છે અને મારો આનંદ મારા હૃદયમાં સમાતો નથી. તેથી કરીને હું પ્રેમોલ્લાસ સહિત મારે મોઢેથી તમારૂં નામ ગાઉં છું અને આનંદની લહેર આવે છે ત્યારે નૃત્ય કરૂં છું. (૨) ઓ હરિ! હું કરુણુ શબ્દો વડે તારી દયાની ભિક્ષા માગું છું. અને તને મારા પ્રેમની દોરી વડે બાંધીને તને મારાથી વેગળો થવા દેનાર નથી. (૩) તુકારામ કહે છે કે, હે કેશવ! હું તમને મોહ-મમતા વડે બાંધી રાખું એવો છું. એ સિવાય સેવાનો બીજો પ્રકાર હું જાણુતો નથી. (૪)

**૨૪૩૮**–હે સ્વામી! તમે મારા ઉપર કૃપા કરી તેને લીધે

મારા જીવને હવે આનંદ આનંદ થઈ ગયો છે. (૧) તમારૂં જે રૂપ મારા અંતઃકરણની અંદર વસી ગયું છે, તેનુંજ મને વારંવાર સ્મરણ થયા કરે છે. (૨) એ રૂપની અંદર મારૂં મન સ્થિર થઈ ગયું છે. તેમ થવાથી તેને પ્રપંચના ઉપર સૂગ આવવા લાગી છે અને હરિનામામૃત વડે મારી વાણીમાં મીઠાશ આવી છે. (૩) તુકારામ કહે છે કે, ઓ મારી વિઠાબાઈ માવડી ! તારા નામરૂપ સિવાય હવે મને બીજું કાંઈજ ગમતું નથી, એવી મારી અવસ્થા થઈ ગઈ છે. (૪)

**૨૪૩૯**—બધાજ લોકો મોઢેથી તો બોલતા ફરે છે કે, અમારે પરમાર્થની ઇચ્છા છે, પણ પરમાર્થ કાંઈ એવો સસ્તો નથી કે ફક્ત મોઢેથી બોલ્યા એટલે મળી જાય. (૧) કેટલાક તો અમસ્તા ઉપર ઉપરથી એવું પણ પૂછે છે કે, અમારે પરમાર્થની કેટલી કિંમત આપવી પડશે તે કહો. પણ હું કહું છું કે, જેમને લેવાની ખરેખરી ઇચ્છા હોય તેઓજ મારી પાસે આવીને પૂછે. (૨) જેઓ નાહકની માથાકૂટ કરવાજ આવ્યા હોય તેમની સાથે લેવડદેવડ થાયજ કેવી રીતે ? (૩) જેઓ પોતાની મૂળ પૂંજીને જતન કરીને જાળવી રાખે છે, તેમનેજ તેમાંથી નફો થાય છે. (૪) તુકારામ કહે છે કે, મારૂં મુદ્દલ હું મારા હૃદયની અંદર ખૂબ સાચવીને રાખી મૂકું છું. માટે હું સૌને કહી રાખું છું કે, જેવખતે તમારામાંથી કોઈને ભીડ પડે તે વખતે મારી પાસેથી માગી લેજો. (૫)

**૨૪૪૦**—અરે મારા ભાઈઓ ! ભલે થોડો તો થોડો પણ તમારાથી જેટલો થઈ શકે તેટલો પરમાર્થ તમારે સિદ્ધ કરી લેવો—જરૂર સિદ્ધ કરીજ લેવો. (૧) આ પ્રપંચરૂપી બજારની અંદર જ્યારે તમે આવ્યાજ છો ત્યારે જે માલ લો તે માલની પરીક્ષા કરીનેજ તમારી પોટલીમાં બાંધજો. તમારે જેની જરૂર છે, તે વસ્તુ તમને

આજ બજારમાંથી મળશે. (૨) તમારા આયુષ્યરૂપી પૂંજીનો નાશ થતો જાય છે—અરે ! તેનો નાશ થતો જાય છે ! તે જો એક વારનું પૂરેપૂરૂં ખર્ચાઈ જશે તો તમે તે કોની પાસે માગવા જશો ? (૩) માટે જ્યાંસુધી બજારની દુકાનો ( તમારૂં મોઢું ) ઉઘાડી હોય ત્યાં-સુધીમાં જેટલો નફો કરી લેવાય તેટલો કરી લેજો—તમારાથી લેવાય તેટલો લાભ લઈજ લેજો; નહિ તો જ્યારે તમારા આયુષ્યનો સૂરજ આથમી જશે અને રાત પડશે ત્યારે આ દુકાનો બંધ થઈ જશે. પછી તમને કોણ છોડાવવા આવશે, તે કહો. (૪) તુકારામ કહે છે કે, તમારી છેલ્લી ઘડીએ તમારાં ડાચાં બંધ થઈ જશે તે સૌ કોઈ યાદ રાખજો. (૫)

**૨૪૪૧**—ધારો કે કોઈ માણસ પરદેશમાં પ્રવાસ કરતાં કરતાં ભૂલો પડચો; કારણકે તે એકલો હોવાથી તે ખરી દિશા ભૂલી ગયો અને અવળા રસ્તે ચડી ગયો. (૧) આવે ટાંકણે જો કોઇ તેનો હાથ પકડીને પોતાને ઘેર પહોંચાડી દે તો તે માર્ગદર્શકને તેના ઉપકારના બદલામાં શું આપવું જોઇએ ? (૨) હે કેશવરાજ ! હું પણ મારા મનમાં તેટલા માટેજ સંકોચાયા કરૂં છું; કારણકે મારાથી તમારી સેવા થઇ શકતી નથી અને તેથી હું મારા મનમાં લજવાઈ મરૂં છું. (૩) કોઇ સ્ત્રીએ અમુક અડચણોના ભયથી પૂરે દહાડે છોકરૂં પાડયું અને પોતાના પેટમાંના બાળકને ગમે ત્યાં ફેંકી દઈ-ને ચાલતી થઇ; તેણે જ્યાં છોકરાને ફેંકી દીધું તે ભોંય સુંવાળી છે કે કઠણ તેનો પણ તેણે વિચાર કર્યો નહિ. (૪) તે બિચારૂં નાનું છોકરૂં તાપથી અને ભૂખતરશથી પીડાવા લાગ્યું. આવી અણીને વખતે કોઇએ તેને ઉપાડીને પોતાની કેડે લઇ લીધું. (૫) જાણે કોઇએ ખરેખરો ભારે અપરાધ કર્યો હોય અને તે માણસ પોતાની ખાંધે પોતાનો પ્રાણ લેનારી શૂળીને ઊંચકીને મરણની વારે જતો હોય તેને છોડાવવા જેવું આ કામ છે. (૬) તુકારામ કહે છે કે,

અપરાધીને મોતના મોઢામાંથી છોડાવીને તેને પોતાના વાંસા ઉપર ઊંચકી લે તેવું મારી પોતાની બાબતમાં થયું છે. (૭)

**૨૪૪૨**–બાળકના બોલ બોબડાતોતડા ગમે તેવા હોય તોપણ તેની મા તેમને લક્ષ આપીને સાંભળે છે, (૧) કારણકે તે બાળકના ઉપરની પ્રીતિ તેના બોલને મીઠા બનાવી દે છે. એ પ્રીતિ બાળકની નાની નાની રમતોમાં તેને રસ ઉપજાવે છે. (૨) તે બાળકના હિતનો વિચાર કરીને માતા પોતે ઘણું કષ્ટ વેઠે છે અને પરિશ્રમ કરે છે. (૩) તુકારામ કહે છે કે, હે પાંડુરંગ ! પ્રેમની અવસ્થા આવી હોય છે, તે હું તમારી વિનંતી કરીને તમને વિદિત કરૂં છું (૪)

**૨૪૪૩**–શ્રીહરિના ગુણ ઉપર મારા મનમાં પ્રેમ હોવાથી વાણીદ્વારા તેમનું વર્ણન કરતી વખતે તેનું ખૂબ વિસ્તારપૂર્વક વર્ણન થઈ જાય છે. એ સિવાય બીજા બધા વિષયોની મને વિસ્મૃતિ થઈ ગઈ છે. (૧) આ એક બાબતમાં આદિથી તે અંત સુધી તેની ધારા જરા પણ ખાંડી થતી નથી. મારૂં જીવચૈતન્ય અને પરમાત્મજીવન બેઉ એક અને સમરસ થઈ ગયાં છે. (૨) મેં રામકૃષ્ણના નામરૂપી મણકાની સુંદર સુશોભિત અને સુકોમળ માળા મારા ગળાના માપની પરોવીને તૈયાર કરી લીધી છે. (૩) તુકારામ કહે છે કે, મારૂં આખું શરીર સંપૂર્ણ બ્રહ્માનંદને લીધે શાંતિ પામી ગયું છે.(૪)

**૨૪૪૪**–દેવનો કોઠારી બધો વખત દ્રવ્યનો વિનિયોગ કરતો રહે છે. (૧) તેથી કરીને હવે હાથપગ કશાથી પણ ભરાઈ જતા નથી. શું થાય છે, કેવી રીતે થાય છે તેની કાંઇજ સમજ પડતી નથી. (૨) દેવે મારી બધી ચિંતા ટાળી દીધી છે, કારણકે તે પોતેજ સર્વના કર્તા છે. (૩) તુકારામ કહે છે કે, જે માલિક છે તેને તો બધુંજ પૂરૂં પાડવું પડે છે. (૪)

૨૪૪૫-જે છોકરો ગુરુની નિશાળે ભણવા આવ્યો છે, તેને ગુરુ ગમે તેટલો ઢોરમાર મારે તોપણ તે બધું સહન કરી છૂટે છે પણ પોતાની જગ્યાએથી ઊઠીને ઊભો થતો નથી. (૧) હે દેવ મારા મનની બાબતમાં પણ તેવુંજ થયું છે. એટલા માટે તું હવે વહેલો વહેલો દોડી આવ. (૨) હું અહંકાર-રહિત થઈ ગયો છું મારી પૂંઠે મોટો ભય લાગુ પડ્યો છે, તેના સપાટામાંથી બચી જવાને સારૂ મારી આગળના આશ્રયસ્થાન ઉપર ચઢી જવા છલંગ મારૂં છું. તેમ કરવા જતાં હું પડી જઇને મરી જઈશ કે મારૂં શું થશે તેની મને કાંઈજ સમજ પડતી નથી. (૩) તુકારામ કહે છે કે હે પાંડુરંગ! હું તો આ પ્રમાણે દુઃખી થઈ ગયો છું તે માટે હું તને બોલાવું છું. (૪)

૨૪૪૬-હે દેવ! મને તમારૂં દર્શન થઈ જાય એટલે ત્યાર પછી હું તમારી સેવા કરવા મંડી જાઉં એ ઉપરાંત હું બીજું કશું જાણતો નથી. (૧) અન્નવસ્ત્ર મળવાં ન મળવાં એ પ્રારબ્ધને આધીન છે એટલા માટે મને તેમને લગતી ફિકરચિંતાઓમાંથી છોડાવીને મને તારા ચરણ આગળજ સ્થિર કરી દે. (૨) હે કૃપાળુ હરિ! તું જલદી આવ—જલદી આવ—જલદી આવ. મને દર્શન દઇને મારા અંતઃકરણને શાંત કરી દે. (૩) તમારા નામરૂપમાં તમે એટલું બધું માધુર્ય ભરી દીધું છે કે, તેમના પ્રતિ મારૂં મન વારેઘડીએ દોડી જાય છે, અને તેમનીજ આશા રાખીને હું જીવું છું. (૪) હે દેવ! શું તમારી પાસેની પૂંજી ખૂટી ગઈ અને તેથી કરીને મારા અબોલ શું પાણીમાંજ જવા બેઠા છે? (૫) પારસમણિ લોખંડને સ્પર્શ કરતી વખતે શું તેના દોષનો વિચાર કરવા બેસે છે? તે તો પોતાના સ્પર્શ વડે લોખંડને સુવર્ણનું રૂપ આપી દે છે. (૬) તુકારામ કહે છે કે, મારામાં જે કાંઈ દોષ હોય તેમના તરફ તમારે જોવુંજ નહિ. તમારે તો તમારૂં પતિતપાવનનું બિરદજ સાચું પાડવું. (૭)

૨૪૪૭–હવે હું બીજા કશાનો પ્રતિબંધ સહન કરનાર નથી. અત્ર દર્શાવ્યા મુજબ કાર્ય કરવાનો મેં દૃઢ સંકલ્પ કરી દીધો છે. (૧) મારે તો દેવનું નામ ગાવું, હાથ વડે તાળી બજાવવી અને ગાયનના તાલસૂર મુજબ નૃત્ય કરવું. એમ કરતાં આનંદની લહેર આવી જાય ત્યારે શરીરને આમતેમ ડોલાવવું. (૨) સૌની સાથે વાર્તાલાપ કર્યા પછી આ એકજ સાર મેં તારવી કાઢ્યો છે, અને બાકીના બીજા બધાને નાહકની ઉપાધિ માનીને તેમનો મેં ત્યાગ કરી દીધો છે. (૩) તુકારામ કહે છે કે, આ બાબતનો મેં આખી દુનિયામાં ઝંડો ચડાવી દીધો છે. તેનું (દેવના નામરૂપનું) મેં કેટલુંય સેવન કર્યું તોપણ મને હજી તૃપ્તિ થઈ નથી. (૪)

૨૪૪૮–હું તમારે શરણે આવ્યો છું. તેમ કરવાથી મારા દેહ-ની સાથે વળગેલું મારૂં દેહાભિમાન ઓગળી ગયું અને તેના બંધન-માંથી હું છૂટો થઇ ગયો છું. (૧) હવે તો તમે જે વચન આપેલું તેની પૂર્તિ ક્યારે થાય તેનીજ હું રાહ જોતો બેઠો છું. આ ઉપ-રાંત હવે હું બીજી કશીજ ખટપટ કરવાનો નથી. (૨) અહીં મારાં સંચિત કર્મો અનુકૂળ છે કે નહિ તેનો વિચાર કરવાનું પણ કાંઈ કારણ નથી. (૩) તુકારામ કહે કે, દેવને જે પ્રકારની સેવા માન્ય હશે તેવી હું કરીશ. (૪)

૨૪૪૯–મારી વાણીરૂપી ગાંસડીમાં મેં પરબ્રહ્મસ્વરૂપ હરિનું નામ બાંધી લીધું છે. એવું કર્યાથી બીજી બધી ખટપટમાં પડવાની મારી મહેનત બચી ગઈ છે. (૧) શ્રીહરિ મારા વતનની નજીક આવેલા પંઢરપુરમાં આવીને વસ્યા તેથી કરીને તેમની સેવા ઘણી સુલભ થઈ ગઈ છે–ઘણીજ સુલભ થઈ ગઈ છે. (૨) મેં તો એકજ ગાંસડીમાં શ્રીહરિનાં નામરૂપને બાંધીને મજબૂત ગાંઠ વાળી દીધી ત્યારથી બધી વાતની ભાંજગડ પતી ગઈ. (૩) તુકારામ કહે છે કે,

હવે રસ્તામાં ફરી ફરીને જન્મ ધારણ કરવો પડે એવી વસતી આવે છે તેનાથી હું આગળ નીકળી ગયો છું. મારે સારૂ શ્રીહરિ રોકડો નગદ ઉદ્ધાર લઇને આવ્યા છે. (૪)

**૨૪૫૦**–જે (શ્રીકૃષ્ણ) અસલ દ્વારકા બંદરના નિવાસી હતા તે મારા ઘરમાંજ આવીને બેઠા છે. તે ઘણુંજ રૂડું થયું. (૧) તેમની ભક્તિનો રસ અતિ મધુર છે માટે હવે તમે સૌ તેને સારૂજ ઉત્કંઠા રાખતા થઈ જાઓ અને તેનુંજ પાન કરવા માંડો. (૨) એ રસ્તે તમે પગલાં ભરવા માંડશો કે તરતજ તમારી ચિંતાઓનું નિવારણ થઈ જશે અને ભવિષ્યમાં તમારા ચિત્તને જરા પણ આઘાત લાગશે નહિ. (૩) તુકારામ કહે છે કે, વળી તેને લીધે સંચિત કર્મો પણ કાચી અવસ્થામાં રહેવા પામતાં નથી. (૪)

**૨૪૫૧**–હે સંતજનો! તમે સૌ મારાં કૃપાળુ માતાપિતા છો. ત્યારે હવે હું પતિત તમારા મહિમાનું કેવી રીતે વર્ણન કરી શકું? (૧) આ બધા જડજીવોનો ઉદ્ધાર કરવાને માટે તમે આ સંસારમાં અવતાર લીધો છે. (૨) જગતમાં ભક્તિ, ભાવ, ધર્મ અને સુખશાંતિ, એ બધાંની વૃદ્ધિ કરવાને માટે તમે અહીં પ્રકટ થયા છો અને વિઠોબાનું નામસ્મરણ એજ તમારો કુળાચાર છે. (૩) તુકારામ કહે છે કે, જેમ ચંદનના વૃક્ષમાં બીજી જાતનાં વૃક્ષોને પોતાના જેવાં સુગંધવાળાં બનાવી દેવાનો ગુણ રહેલો છે, તેમ તમે સંતો પણ આ સંસારમાં બીજા લોકોને તમારા સમાન બનાવી દેવાનું સામર્થ્ય ધરાવો છો. (૪)

**૨૪૫૨**–હું એવો છું કે જેની પૂંઠે પડ્યો તેને આ સંસારમાંથી બહાર ખેંચી કાઢું તોજ છોડું. (૧) હે દેવ! આવો હું તમારો પાળેલો કૂતરો છું અને તમારા પગની પાસેજ લપાઈને બેસી રહું છું અને જે ઘડીએ તમે 'છુ!' 'છુ!' એવો અવાજ કરો છો (મને

હુકમ કરો છો ) તેવોજ હું છલંગ મારતો સાંસારિક જીવોના શરીર ઉપર ધસી જાઉં છું. (૨) આ ઠેકાણે મને પારકા એટલે વિજાતીય લોકોની જરાક ગંધ આવી કે તરતજ ખૂબ ક્રોધે ભરાઈને ભસી ઊઠવાનો અને તેવા લોકોની પાછળ દોડવાનો અમારો કૂતરાઓનો જાતિ સ્વભાવજ છે. (૩) તુકારામ કહે છે કે, મારા માલિક મને પ્રપંચરૂપી સારહીન છાશ ખાવા દેતા નથી, અને તેમની મને એવી ધાક લાગે છે કે, હું તેમાં મોઢું ઘાલતોજ નથી. (૪)

**૨૪૫૩**–હું તો મારા દેવના પ્રેમની સાંકળ વડે બંધાઈ ગયેલો કૂતરો છું અને મારો વખત જોઇને હું ભસવા માંડું છું. (બોલું છું.) (૧) હે કેશવરાય! હું તમારો કૂતરો છું અને તમે મને ઉપર કહેલા કામને માટેજ રાખ્યો છે. (૨) ખરા રસ્તા ઉપર થઇને કોણ કોણ આવે છે અને ખોટે રસ્તે કોણ કોણ આવે છે, વળી કોણ કયે રસ્તે થઇને પાછા વળે છે તે બધું હું જોઇ શકું છું અને પારખી શકું છું (૩) તુકારામ કહે છે કે, અહીં જો કાંઇ વિઘ્ન આવી પહોંચ્યું તો તેનો શરીરની સાથે સ્પર્શ થવા ન દેતાં તે આઘું ને આઘુંજ રહે, એવી રીતે હું તેનું નિવારણ કરૂં છું. (૪)

**૨૪૫૪**–પોતાને જ્યાં બેસાડી રાખ્યો હોય તે જગ્યા સાચવવી એજ ભાવ કૂતરાના મનમાં હોય છે. (૧) બીજાપણાનો એટલે દ્વૈતપણાના વિચારને પોતાના ઘર આગળ આવવાજ દેવો નહિ. (૨) જો કોઇ દ્વૈતભાવ કરતો આવ્યો તો તેના દેહરૂપી ક્ષેત્રને તોડીફોડીને તેના ટુકડા કરી દેવા (૩) તુકારામ કહે છે કે, દેવ મારા સિવાય બીજા કોઈના ઉપર વિશ્વાસ રાખતા નથી. (૪)

**૨૪૫૫**–આ દેવ પોતાના કૂતરા ઉપર ઘણી મમતા રાખે છે. તે એટલે સુધી કે, પોતાના કૂતરાની પાસેથી તે કોઇ પણ જાતની સેવા કરાવતા નથી. (૧) તું મારી પાસે બેસી રહે એવું જ્યાર-

થી તેમણે મને શીખવી દીધું ત્યારથી હું ત્યાંનો ત્યાંજ બેસી રહ્યો છું. (૨) મારા માલિક, પોતાના સિવાય બીજા કોઈનું નામ બોલવા જાઉં તો તે મને બોલવા દેતા નથી અને અભિમાનથી પ્રેરાઈને હું ઘુરકિયાં કરૂં તો, તે પણ તેઓ સાંખી લેતા નથી. (૩) તુકારામ કહે છે કે, તેમણે મને આખે શરીરે પોતાને હાથેજ પંપાળ્યો એટલે તેમની નજીક રહેવાનો મારો હક છે. (૪)

**૨૪૫૬**–ઘણા વખત સુધી વાસી, બગડી ગયેલું અન્ન ખાઇ-ખાઇને જ્યારે કૂતરો તેનાથી સુગાઇ જાય છે ત્યારે તે પોતાના માલિકના પગ પકડે છે. ( તેની પાસે જઇને તેની ખુશામત કરવા લાગે છે. ) (૧) કાન્હોબા આ વાતનો મર્મ સમજી જઈને તાજા અન્નનો કોળિયો તે કૂતરાના મોઢામાં આપે છે. (૨) જે કાંઇ પોતાની પાસે હાજર હોય તે તેને આપીને તેની સાથે પ્રેમપૂર્વક લાડ કરે છે. (૩) તુકારામ કહે છે કે, હું તો જુનો કૂતરો છું, તેથી કરીને મારો મોહ ટળી ગયો છે. (૪)

**૨૪૫૭**–મને જે આનંદ પ્રાપ્ત થયો છે તેનું પૂર ખૂબ ઊંચું ચડયું છે. તેમાં બ્રહ્માનંદ પણ ડૂબી ગયો છે. (૧) ત્યાં તરવાને સારૂ હરિનામરૂપી વહાણ ફરે છે અને તેમના ઉપર પ્રેમના સઢ ચઢાવી દીધા છે. (૨) એ વહાણમાં બેસીને નાનાંમોટાં સૌ દેવની સમીપ જવા નીકળ્યાં છે. (૩) તુકારામ કહે છે કે, આ રસ્તો ઘણો સીધો, સરળ અને ઉત્તમ છે અને તે મને મળી ગયો છે. (૪)

**૨૪૫૮**–દ્રવ્ય, કુળ એ બધાનાં કરતાં આ પદની અંદર દ-ર્શાવેલી બાબત વધારે મહત્ત્વની છે. (૧) જેણે પોતાને છેડે નારા-યણરૂપી ધન બાંધી લીધું છે અને જેનું નાનું સરખું હૃદય તેનાથી ભરપૂર થઇ ગયું છે, (૨) તેનાં તમામ કર્તવ્યો મધુર બની જાય છે, અને તેથી તેની સર્વ ઇચ્છાઓ પરિપૂર્ણ થઇ જાય છે. (૩)

તુકારામ કહે છે કે, વૈષ્ણવોનો તે પ્રકાશ સદોદિત છે. તેનો ઉદય કે અસ્ત કદાપિ થતોજ નથી (૪)

**૨૪૫૯**—જે કાંઇ કહેવા યોગ્ય છે તે હું સર્વને એક સરખી રીતે કહું છું (૧) જેમ મેઘની વૃષ્ટિ અમુક ઠેકાણે વરસું અને અમુક ઠેકાણે ન વરસું એવો ભેદભાવ કરતી નથી; બધેજ સમાન રીતે વરસે છે; પણ પોતાના ખેતરમાં જે ખેડૂત જે જાતનું બીજ વાવશે તેને તેવો પાક મળશે. (૨) હું પણ મેઘની વૃષ્ટિની માફક સૌને એક સરખો ઉપદેશ દઉં છું, પણ મારા ઉપદેશના પ્રતિ જેનો જેવો ભાવ હશે તેને તેવું ફળ મળશે. (૩) તુકારામ કહે છે કે, અમુક માણસના મનનું સમાધાન કરવાની મને કશી ગરજ નથી; કારણકે એવું કરવાથી આપણને પોતાને તથા બીજાને પણ દુઃખ ભોગવવું પડે છે. (૪)

**૨૪૬૦**—જે માણસનો જેવો અધિકાર તેને તેવો ઉપદેશ હું આપું છું; કારણકે જેનાથી જેટલો બોજો ઊંચકી શકાય તેટલોજ ભાર તેના માથા ઉપર મૂકવો એજ ઉત્તમ છે. (૧) હાથીની અંબાડી એકાદ કીડી પર મૂકીએ તો તેથી કયું કામ સધાવાનું હતું ? (૨) તુકારામ કહે છે કે, શિકાર કરનાર પારધીની પાસે ફાંસો, જાળ, કુહાડી વગેરે જાતજાતનાં સાધન હોય છે, પણ જે વખતે જેનો ખપ પડે, તે વખતે તેનો તે ઉપયોગ કરે છે. (૩)

**૨૪૬૧**—કેટલાક વૈદ્યો લોભને વશ થઇને રોગીને દવા આપતી વખતે જે રોગના ઉપર જે ઓસડ ન આપવું જોઇએ, તે પણ આપી દે છે. તેમના જેવો લાલચુ હું નથી. (૧) રોગીને ભળતીજ દવા ખવડાવીને તેને દુઃખી કરવો એ સારૂં ન કહેવાય, એટલા વાસ્તે હું દરદીની ખુશામત કરીને તેને ખુશ કરવા માટે તેને કુપથ્ય ખવડાવતો નથી. મારે તેને દુઃખી કરવાનું કામ શું ? (૨) તુકારામ

કહે છે કે, કોઇને શરીરે પીડા થતી હોય ત્યારે જરૂર પડે તો તેને ડામ દેવો અને નસ્તર મૂકીને વાઢકાપ કરવી એ સારો ઉપાય છે; કારણ-કે તેમ કર્યાથી તેને આગળ ઉપર થનારી પીડા ટળી જાય છે અને તેને સુખ થાય છે. (હું પણ તેવુંજ કરૂં છું.) (૩)

**૨૪૬૨**–હે દેવ ! તમારા સત્યધર્મને હું જાણતો નથી, તોપણ હું મને પોતાને તમારો દાસ કહેવડાવું છું. એનું કારણ એવું છે કે, તમારી પ્રાપ્તિને અર્થે જેને નિમિત્ત કહી શકાય એવું કાંઈક મેં કરી રાખ્યું છે.(૧) માટે હવે તમારોધર્મ શો છે તેનો તમારે વિચાર કરવાનો છે. (૨) મારે હાથે તો કોઇ પણ જાતનાં સારાં કામ થતાંજ નથી; પણ તે છતાં હું મારા મનમાં નિત્ય તમારા ચરણોનું સ્મરણ કરતો રહું છું. (૩) તુકારામ કહે છે કે હે પાંડુરંગ ! મારૂં તો આવું કામ છે, તેની તમને ક્યાં ખબર નથી ? (૪)

**૨૪૬૩**–પહેલાં મારા મનની અંદર નાના પ્રકારની આશાઓ અને તેને લગતી પાર વિનાની ચિંતાઓ હતી, પણ તે બેઉનો મેં અત્યારે નાશ કરી દીધો છે; (૧)કારણકે હે દેવ ! તમે મારી બાબ-તમાં ઉદાસીન વૃત્તિ ધારણ કરી બેઠા છો. તેવું થવાથી મારી અને તમારીવચ્ચે ભેદાભેદવ્યવહારનો જે સંબંધ હતો, તે તૂટી ગયો. (૨) મેં ઇચ્છિત વિષયોનો મોહ મનમાં ધારણ કરી રાખ્યો હતો, પણ તે ઇચ્છાઓને તમે પૂર્ણ ન કરી તે નજ કરી. આથી મને દુઃખ થતું હતું અને ઇચ્છિત વિષય ઉપરના પ્રેમને લીધે તે તરફ ખેંચાઇને મારૂં મન વારેઘડીએ તે તરફજ દોડી જતું. (૩) તુકા-રામ કહે છે કે, હે દેવ ! આથી કરીને તમારા દ્વારા મારી આશા-ઓ પૂર્ણ થશે એવી આશા રાખે છેજ કોણ ? (૪)

**૨૪૬૪**–હે ઇંટના ઉપર ઊભા રહેલા દેવ ! તમે મારા માથા ઉપરનો અનેક પ્રકારની ખટપટોનો ભાર ઉતારી નાખ્યો. (૧) વળી

તમે મારી જન્મમૃત્યુની જંજાળનો પણ ક્ષય કરી નાખ્યો તેને માટે કોણે કોના ઉપર રીસ કરવી ? (૨) જેવા જેવા સંકલ્પ રચીને બળનો ઉપયોગ કરીએ, તો તેની મારફતે સંચિત કર્મોના ભંડારમાંથી તેવાં તેવાં ફળ ઉત્પન્ન થાય છે. (૩) તુકારામ કહે છે કે, મારો અને તમારો મેળાપ થવો ન થવો, એ તમારા પોતાના લોભના ઉપર આધાર રાખે છે. (૪)

૨૪૬૫–હવે અનેક પ્રકારની ખટપટો કરવી નકામી છે, એમ સમજીને હું તેમાં હાથ ઘાલતો નથી અને જૂઠી ધાંધલમાં પડતો નથી. (૧) મેં તો તમારા ચરણના ઉપર મારૂં મસ્તક મૂકી દીધું છે. મારા માથાને તમે ત્યાંનું ત્યાંજ પડી રહેવા દો, એટલી મારી વિનંતી તમે સાંભળી લો. (૨) હે મારા દાતાર ! હે દેવ ! મારાથી જે જે અપરાધ થઇ ગયા હોય તે બદલ તમે મને ક્ષમા કરજો. (૩) તુકારામ કહે છે કે, હે પંઢરીનાથ ! મારા અંતરમાં જે જે દુઃખ થાય છે તે તે તમે જાણો છો તો ખરા. (૪)

૨૪૬૬–તમારા ચરણનાં દર્શન કરવા જે જે વારકરી યાત્રાળુઓ પંઢરપુર જવા નીકળે છે, તેમની મારફતે હું તમારા તરફ એક અરજી મોકલાવું છું. (૧) તે અરજીમાં હું શું શું કહેવડાવું છું, તે તમે જરા સાંભળો. હું ગરીબ છું એટલા માટે તમે મને વિસારી મૂકશો નહિ. (૨) આ બાબતની ચિંતા મને રોજ રોજ થયા કરે છે અને એવી ચિંતાતુર અવસ્થા મારી બધો વખત રહ્યાજ કરે છે. (૩) તુકારામ કહે છે કે, મેં મારા સંસારનો ત્યાગ કરેલો તે આટલા માટેજ. (૪)

૨૪૬૭–હે નારાયણ ! મારે તમને શું શું કહેવાનું છે, તે તમે વગર કહ્યે તમારા મનમાં નથી સમજી શકતા એવું તો હોયજ નહિ; પણ તમને પ્રેમનાં વચન સાંભળવાં ગમે છે, એવું જાણીને હું

તમને આ બધું કહું છું (૧) તમારા ભક્તો તમારી આગળ લાડનાં વેણ બોલે અને પછી તે બાબત તમારી અને તેમની વચ્ચે ઉત્તર પ્રત્યુત્તર ચાલે એવું તમે ઇચ્છો છો. (૨) ઉત્તમ ભાષણ કદી કોઇ ઠેકાણે વ્યર્થ ગયાં છે ખરાં ? (૩) તુકારામ કહે છે કે, હે દેવ ! અમે તમારાં બાળક છીએ અને તમે અમને રમાડો એજ બધી વાતનો સારાંશ છે. (૪)

૨૪૬૮–મેં મારા બધા-ચારેચાર દેહ તમને અર્પણ કરી દીધા છે, માટે તેમને તમે હવે ઠીક કરીને લઇજ લો. (૧) હે દેવ! તમે બધુંજ જાણો છો. તમારૂં પૂજન કેવી રીતે કરવું જોઈએ તે હું જાણતો નથી. (૨) પોતાને પેટે અવતરેલા બાળકના હિતનો વિચાર જન્મ આપનારી તેની માતાજ કરી લે છે. (૩) તુકારામ કહે છે કે, હે હરિ ! તમે મને ઊંચકી તમારી કેડે બેસાડી બધે ફેરવો એવી મને ઇચ્છા છે ! (૪)

૨૪૬૯–હે દેવ ! તમારા ચરણ મારા ચિત્તની અંદર રહે, એવી મારી આખરની એક ઇચ્છા છે. (૧) મારૂં મન બધો વખત તમારી સમીપમાંજ રહે, એટલી એક વાતનું તમે કૃપા કરીને મને દાન દો. (૨) સદ્‌ભાગ્યનો ઉદય થયા વિના તમારાં દર્શન તો થાયજ શી રીતે ? પણ એટલું જાણું છું કે, જો હું તમારા ચરણનું ચિંતન કરતો રહીશ તો મારો અને તમારો વિયોગ થનારો નથી. (૩) તુકારામ કહે છે કે, આ મારૂં છેલ્લું ભાષણ છે, તે હે વિઠ્ઠલ ! તમે સાંભળી લેજો. (૪)

૨૪૭૦–હે મનુષ્યો ! તમે તમારાં મનને નિર્મળ કરી લઈને નારાયણનું સ્મરણ કરો. (૧) આટલું કરશો તોજ તમે ભવસમુદ્રને ઓળંગી જશો અને સંસારને લગતાં તમામ બંધનોમાંથી તમે છૂટા થઇ જશો. (૨) તમારા અંતઃકરણની અંદર વાવેલાં બીજ

જો ઉત્તમ પ્રકારનાં હશે, તોજ તમને આ અવસ્થાની પ્રાપ્તિ થશે.(૩) તુકારામ કહે છે કે, જેમ મીઠાનો ગાંગડો પાણીમાં પડીને પાણીની સાથે મળી જાય છે, તેમ તમે પણ તમારૂં મન નારાયણ-ને અર્પણ કરીને તેની સાથે તદ્રૂપ થઇ જશો. (૪)

૨૪૭૧-હે દેવ ! તમે મને એવા ભાવનું દાન દો કે, જેથી કરીને હું જ્યાંજ્યાં દૃષ્ટિ કરૂં, ત્યાંત્યાં મારી દૃષ્ટિએ દેવજ દેખા-ય. (૧) મારામાં અનેક પ્રકારના ગુણદોષ એકઠા થઈ જવાથી મને એકદેશીપણાની પ્રાપ્તિ થઇ છે, પણ તેને લઇને હું શું કરૂં ? (૨) હું તો એવું ઇચ્છું છું કે, હું જ્યાંજ્યાં મારૂં માથું મૂકું ત્યાં ત્યાં તે તમારા ચરણ ઉપરજ પડે. તમે જો આટલું નહિ કરો તો હું (સંસારસમુદ્રમાં) ડૂબી જઇશ. માટે તમે આવી ભૂલ કરતા નહિ. (૩) તુકારામ કહે છે કે, મારા અંતઃકરણમાં જે વિષમભાવ રહેલો છે, તેનો તમે ક્ષય કરી દો અને તેની જગ્યાએ તમે પોતેજ ત્યાં વાસો કરી દો. (૪)

૨૪૭૨-હે દેવ ! હવે આજ પછી હું જ્યાંજ્યાં જાઉં ત્યાં-ત્યાં તમે મારી સાથેના સાથેજ ચાલ્યા આવજો; (૧) કારણકે મારી પાસે જો કાંઈ પૂંજી હોય તો તે પૂંજીમાં તમે એકલાજ છો.(૨) માટે હવે એક વાર પણ તમે મને તમારા ચરણથી વેગળો રાખશો તે નહિ ચાલે. (૩) તુકારામ કહે છે કે, હે દેવ ! હવે આ ઉપરાંત બીજા કોઇ પણ ગૂંચવાડામાં તમે મને ગૂંચવતા નહિ. (૪)

૨૪૭૩-જે કોઈ વિષ્ણુનું દાસ્ય કરશે અને તેમનું સ્મરણ કરશે તેનો કોઈ કાળે નાશ થનાર નથી. (૧) વિષ્ણુભગવાનના આવા મહિમાનું વર્ણન કરવાની બાબતમાં એક પ્રકારની સ્પર્ધા થાય છે, એમ સમજીને હું ઘણીજ ઉતાવળ કરીને વિષ્ણુનો સેવક બની ગયો છું. (૨) આ વાત મારા મનમાં એવી ઠસી ગઇ છે કે

તેને કોઇથી ખસેડી શકાય એમ નથી. (૩) તુકારામ કહે છે કે, જે કોઈ વિષ્ણુનું દાસ્ય કરશે તેનો કોઈ કાળે નાશ નહિ થાય, એવું પુરાણો ગર્જના કરી કરીને કહે છે. (૪)

**૨૪૭૪**–(આ પદની અંદર બતાવેલો ) આવો ઉપાય અગાઉ મારા જાણવામાં આવ્યો ન હતો; પણ જ્યારથી મને તેની ખબર પડી ગઈ, ત્યારથી તેના સંબંધમાં મેં જરા જેટલી પણ ભૂલચૂક કરી નથી. (૧) બીજાં વિઘ્નોને મારી આડે આવવા ન દેતાં મેં તો એકદમ જઈને દેવના ચરણુની સાથેજ બાથ ભરી દીધી. (૨) મને હવે આશ્ચર્ય થાય છે કે, અરે ! હું જૂઠા પ્રપંચની ખટપટોમાં આટલા વખત સુધી પડી રહ્યોજ શા માટે? હું એ પ્રપંચનો મોટો ગાંસડો મારા માથા ઉપર લઈને ફર્યોજ શા માટે? (૩) આ સંસારરૂપી બજારની અંદર આવેલી અનેક પ્રકારની દુકાનો ( નાના પ્રકારની યોનિઓ ) આગળ ઊભા રહીને મેં કેટલા બધા વખત સુધી મજૂર બનીને પેટીઓ અને પોટલાં ઊંચકયાં ! કેટલી બધી મહેનત કરીને મેં થોડાક ધનની પ્રાપ્તિ કરી (૪) તુકારામ કહે છે કે, જો આ ઉપાય પહેલેથીજ મારી જાણમાં આવી ગયો હોત તો, હું આટલી બધી વાર ગર્ભવાસનાં દુઃખ શા માટે ભોગવત અને બાયડીછોકરાંની નાહકની વેઠ શા માટે કરી મરત? (૫)

**૨૪૭૫**–હવે મારા મને આ ઉપાયની મને સમજ પાડી દીધી, તે ઘણુંજ રૂડું થયું. (૧) આ બધો સંસાર ખોટો છે, એટલા માટે હે દેવ ! મને તમારા ચરણુ આગળ આશ્રય આપજો. (૨) જે ઘડીએ મારાં સંચિત કર્મોને લીધે મારા ઉપર દુઃખ આવી પડયાં તેજ ઘડીએ મારી આંખો ઊઘડી ગઇ અને બધું સમજાઈ ગયું. (૩) તુકારામ કહે છે કે, હે દેવ ! જીવ શા કારણથી દુઃખી થાય છે તે હવે મને સમજાયું. (૪)

૨૪૭૬-હું જે ધર્મનું પ્રતિપાદન કરૂં છું તે મારો પોતાનો અનુભવેલો છે. શું પાંડુરંગે મારે માટે કશી વાતની કમી પડવા દીધી છે? (૧) અષ્ટ-મહાસિદ્ધિઓ તો મારી શરણાગત થઇને મારૂ દાસ્ય કરવા ખુશી છે, પણ મારે તેમને ગ્રહણ કરવી નથી. મને તેમની કશી ઇચ્છાજ નથી. (૨) મને તો સંતોની સંગતિમાં રહીને વાણી વડે હરિનામનાં આભૂષણો પહેરવાનું ગમે છે અને એજ નિર્મળ બીજની હું વાવણી કરૂં છું. (૩) તુકારામ કહે છે કે, રામ-કૃષ્ણ એ નામ અતિ મધુર છે, એમ જાણીને હું આનંદ સમેત તેમનીજ માળા ગૂંથતો રહું છું અને તે માળાને હું પ્રેમપૂર્વક કંઠે ધારણ કરૂં છું. (૪)

૨૪૭૭-જે ચિત્ત અત્યાર સુધી ભમ્યા કરતું હતું અને મને પજવતું હતું, તેને મેં યોગ્ય ઉપાય વડે તમારા પગ આગળ ખેંચી આણ્યું છે. (૧) હે પાંડુરંગ ! અહીં ખોટી વાત કહીએ તે ચાલ-વાની નથી. (૨) સુખદુઃખાદિ સર્વ તને અર્પણ કરી દેવાનો યોગ કદી આવ્યોજ નથી અથવા સુખદુઃખાદિ તને સમર્પિત કરી દઇને હું કાળને જીતી ગયો છું. (૩) તુકારામ કહે છે કે, હવે મને મારા દેહનું વિસ્મરણ થઇ ગયું છે, તેથી કરીને આ મારૂં અને આ પારકું એવો ભાવ મારામાં રહ્યો નથી. (૪)

૨૪૭૮-લોખંડનો ટુકડો પારસમણિના સ્પર્શથી સોનાનો બની જાય, પણ જો તે ટુકડો મૂળથી જરાક વાંકો હોય તો તેના વાંકાપણાને લીધે તેના સુવર્ણત્વમાં કશો દોષ આવતો નથી. (૧) આપણે જે મુખ્ય કામ કરવાનું છે, તે આપણા અંતઃકરણનો પલટો કરવાનો છે. ત્યાર પછી ચિત્તની સમાધાન અવસ્થા થઇ જાય છે, તેજ ઉત્તમ સ્થિતિ છે. (૨) પાકેલું ફળ પહેલાનાં જેવું તૂરૂ લાગતું નથી. આવા પાકા ગલ જેવા થઈ ગયેલા ફળને પહેલાં તે

કાચું હતું ત્યારે તૂરૂં હતું, એવું કહીને કોણ ફેંકી દેશે? (૩) તુકારામ કહે છે કે, સૂરણ જરાક ગળું પકડે એવું હોય; તોપણ રંધાઇ ગયા પછી તેનામાં પહેલાંનો નઠારો ગુણ રહેતો નથી; એટલુંજ નહિ પણ તેનામાં નવો સારો ગુણ ઉત્પન્ન થાય છે, એટલા માટે સૌ લોકો તેને ભોજન વખતે માગી માગીને ખાય છે. (૪)

૨૪૭૯–જેના માથા ઉપર જે બોજો છે તેજ તેને માટે વધારે પડતો છે. (૧) આગળપાછળ બધુંજ શૂન્ય છે, તે બધું અનુભવથી સમજાઈ જાય છે. (૨) પારસમણિને સોનાની શી ખોટ છે? બીજી ધાતુઓમાં હલકા ગુણ હોય છે અથવા જે ધાતુ સ્વભાવે કરીને હલકી છે તે પારસમણિના સ્પર્શથી સુંદર સોનાના રૂપમાં ફેરવાઈ જાય છે. (૩) તુકારામ કહે છે કે, દરેક પદાર્થ પોતપોતાના ધર્મ પ્રમાણે કાર્ય કરે છે, તે હું જાણું છું.(૪)

૨૪૮૦–હે દેવ! હું જે દિશા ભણી જોઉં છું તે દિશા મને સૂની-સૂની દેખાય છે. મારી બધી આશા ઉમેદ તો ફક્ત તારા ચરણ આગળજ છે. (૧) મારા મનમાં જે ભાવના છે તે એક દહાડો સાચી પડશે, એવું મને લાગ્યા કરે છે. એટલા માટે, હે દેવ! તું મને દર્શન દે અને મને તારા પ્રેમનું દાન દે. (૨) હું લંગડાંલૂલાંઓનો પણ શિરોમણિ છું, એ વાત કેમ તમારા સમજવામાં નથી આવતી? (૩) તુકારામ કહે છે કે, હે દેવ! હે કૃપાવંત! તું તો દીન જીવોને તેમનું મનમાગ્યું દાન દેનારો કહેવાય છે. (૪)

૨૪૮૧–ઓ મારી પાંડુરંગા માવડિ! તું મને આમ પટાવ્યા કરે તે શું સારૂં કહેવાય? (૧) તું વહેલી વહેલી મારી પાસે દોડી આવ–દોડી આવ; કારણ કે તારા વિયોગની પીડાને લીધે હું કંઠે પ્રાણ રાખીને તારી વાટ જોઇ રહ્યો છું. (૨) હું મારા હાથ લાંબા કરીને તારી સામે આવીને ઊભો રહ્યો છું. (૩) તુકારામ કહે છે કે,

તું મને વિશ્રાંતિ આપીશ એવી મને આશા છે. (૪)

૨૪૮૨–મારી વાણી વડે હું હરિનામનો ઉચ્ચાર કરી શકયો તે મને મનગમતી વાત થઈ. (૧) હવે હું એનું એવું પેટ ભરાતાં સુધી સેવન કરીશ કે ફરીને તેની મને ઇચ્છાજ ન રહે. (૨) એ વસ્તુને ગ્રહણ કરવાનું મનરૂપી મોટું પાત્ર મારી પાસે છે, અને મારી સામે પરમાર્થરૂપી માલનો અખૂટ ભંડાર ભર્યો પડયો છે. (૩) તુકારામ કહે છે કે, 'વિઠ્ઠલ', એ ત્રણ અક્ષરના શબ્દ વડે મારાં તમામ કાર્યો સિદ્ધ થઇ ગયાં છે. (૪)

૨૪૮૩–જે પાંડુરંગનેજ પોતાનું ધન, ઐશ્વર્ય અને સર્વસ્વ માને છે, તેને ચરણે હું દંડવત્ પ્રણામ કરૂં છુ. (૧) તેના સમાગમમાં મારા જીવને વિશ્રાંતિ મળી હતી, તેથી કરીને હું તેને માટે સદા ઉત્કંઠિત રહું છું. (૨) શ્રીહરિનાં દર્શન કરવાના ઉદ્દેશથી જેના પગ દેવમંદિર ભણી વળે છે, તેની ચરણરજ હું મારે કપાળે લગાડું છું; (૩) તેની આગળ તો હું ઇન્દ્રાદિક દેવતાઓના ઐશ્વર્યને પણ ઓવારી નાખું. (૪) વૈષ્ણવોનાં ઘરોમાં દેવનો વાસ હોય છે, એ બાબત મારા મનમાં અનન્ય શ્રદ્ધા છે. (૫) તુકારામ કહે છે કે, હરિના દાસ મારા પરમપ્રિય મિત્રો છે. તેમના સમાગમ ઉપરાંત મને બીજા કશાની ઇચ્છા નથી. (૬)

૨૪૮૪–વારેઘડીએ જન્મવું અને મરવું તે કરતાં તો પરમાર્થ સાધી લેવો એજ રસ્તો મને વધારે સારો લાગે છે. (૧) મને કામમાં પાર વિનાનો રસ પડે છે અને તેનો હું ગમે તેટલો ઉપભોગ કરૂં, તોપણ હવે બહુ થયું, વધારે ઉપભોગ કરવાની ઇચ્છા નથી, એવું મને કદી પણ થતું નથી. (૨) શ્રીહરિનું નામ એ તો મારે સારૂ એક અમૃતની ખાણજ જાણે ઊઘડી ગઇ હોય એવું મને લાગે છે. તેથી કરીને તેનું સેવન કરતાં કરતાં હું કદી ધરા-

તોજ નથી. (૩) તુકારામ કહે છે કે, વિઠ્ઠલનું સેવન મને પચી જાય છે અને મારી વાણીને પણ તે ઘણુંજ રુચિકર લાગે છે. (૪)

૨૪૮૫-જે ખોટું છે તેને ખરા જેવું બતાવીને કાળ પ્રાણીમાત્રને કોણ જાણે કેટલું બધું દુઃખ દે છે ? (૧) હે વિઠ્ઠલ ! તુંજ સત્ય છે-તું એકલોજ સત્ય છે-તું એકલોજ સત્ય છે. એમ છે તો અલ્યા ઓ ! તેં આ ખોટો જગતનો આભાસ અમને બતાવ્યોજ શા માટે ? (૨) હે દેવ ! તું તારી આ માયાને હવે સંકેલી લે—સંકેલી લે. તારી આ માયા વડે તેં અમને શા માટે બિવડાવી માર્યા ? (૩) તારા નિરાકાર સ્વરૂપને સાકાર નામ આપીને તેં આ ખોટા ભ્રમને શા સારૂ વધારી મૂક્યો તે કહે. (૪) તુકારામ કહે છે કે, અલ્યા ઓ દેવ ! તું અસલ તો નિર્દય અને નિર્વિકાર હતો, ત્યારે તે છતાં આ જગદ્વિલાસની ચતુરાઈ તું શા માટે બતાવતો ફરે છે ? (૫)

૨૪૮૬-અમારાં પ્રારબ્ધને લીધે અમારો અંગીકાર નહિ કરવાની તને બુદ્ધિ સૂઝી છે. વળી તું અમારાં પ્રારબ્ધને પણ બદલવા દેતો નથી (૧) હે દેવ! તેં તારાથી અમને ઘણા વેગળા કરી રાખ્યા છે; આવી રમત તું કદાચ ન રમત તો તેથી કાંઇ બગડી જવાનું હતું ? (૨) ઓ દેવ ! મૂર્તિમંત પાપ અને પુણ્ય ક્યાં છે તે તું મને બતાવ. આ પાપ અને પુણ્યનો સંકલ્પ તેં અમારી પાસે કરાવ્યોજ શા માટે ? (૩) તુકારામ કહે છે કે, હે પાંડુરંગ ! હવે તારી આ રમતને તું સંકેલી લે, કારણકે એ એક જાતની નિરર્થક પીડાજ છે. (૪)

૨૪૮૭-મારે લોકોની સાથે કદી પણ બોલવુંજ નહિ એવો હું મારા મનથી ઘણીય વાર નિશ્ચય કરૂં છું, (૧) પણ મારાં કોણ જાણે ક્યાં પાપ આડે આવે છે કે, તેમને લીધે મારૂં

મન નબળું પડી જાય છે અને મારો નિશ્ચય બદલાઈ જાય છે? આ બધું કેમ અને શાથી થાય છે તેની મને સમજ પડતી નથી. (૨) સંસારની વેઠમાંથી હું છૂટો થયો ન થયો એટલામાં તો મારી પૂંઠે દુઃખ ચાલ્યુંજ આવ્યું! (૩) તુકારામ કહે છે કે, હે પાંડુરંગ! તમારી સેવામાં હું પ્રવૃત્ત થયો કે તરતજ મારી સામે અડચણો આવી ઊભી; ત્યારે મારે હવે કરવું શું? (૪)

૨૪૮૮–હે દેવ! હવે લોકોમાં મારી ખૂબ ફજેતી થાય, મારા ઉપર ઘણું વીતે, એજ યોગ્ય છે અને એવું તમે કાંઇક કરો. (૧) પછી હું તમારા ચરણારવિંદને કદી છોડનાર નથી, કારણકે મારૂં મન ચારે બાજુએથી ત્રાસ પામીપામીને આખરે તમારા ચરણ આગળજ આવીને સ્થિર થઈ જશે. (૨) મને વગર પ્રયોજને બક-બક કરવાનો હજી કંટાળો નથી આવતો, એવી મારી ચાંડાળના જેવી બુદ્ધિ થવાનું શું કારણ? (૩) તુકારામ કહે છે કે, પણ જ્યારે મારા માથા ઉપર દુઃખના ઝપાટા પડે છે, ત્યારે મારૂં મન તને છોડી બીજે કોઇ પણ ઠેકાણે દોડી જવા ઇચ્છતું નથી. (૪)

૨૪૮૯–બાળક પોતાની માતા ઉપર પ્રેમની સત્તા ચલાવે છે. પોતાનાં છોકરાંનાં લાડકોડ પૂરતી વખતે મા કદી મનમાં સંકોચ રાખે છે ખરી કે? (૧) તેવી રીતે હે સંતજનો! હે મારાં માબાપ! તમે પણ મારા અપરાધ મનમાં લાવશો નહિ. (૨) બાળકના બોબડાતોતડા બોલ સાંભળીને તેની મા નારાજ થતી નથી, પણ ઊલટી મનમાં રાજી થઇને તેને વારેઘડીએ છાતી સરસું દબાવે છે. (૩) તુકારામ કહે છે કે, તે બાળકને સજા કરવા જેટલું જોર તેની માના હાથમાં છે, તેની કોઈનાથી ના કહેવાય એમ છે? પણ તે છતાં તેના હૃદયમાં કદી નિર્દયતા પ્રવેશી શકતી નથી. (૪)

૨૪૯૦–સંતજનો કહે છે કે, દેવ ઘણાજ કૃપાવંત છે, તે કેવી

રીતે તે સાંભળો. (૧) દેવ કોઈની ન્યાત, જાત, કુળ વગેરેનો કદી વિચાર કરતા નથી અને તેમનો ઉદ્ધાર કરવાના કામમાં જરા જેટલો પણ વિલંબ કરતા નથી. (૨) આવા અનેક જાતિના લોક અગાઉ તરી ગયા છે અને ભવિષ્યમાં પણ તરી જશે; તેમની સંખ્યાનો હિસાબ મારાથી થાય એમ નથી. (૩) દેવ તેમને વૈકુંઠની વાટ બતાવે છે. તે દેવને જોવા જઇએ તો તે ઘણા શક્તિસંપન્ન દેખાય છે. (૪) તેમનામાં કોઈ પણ જાતનું અભિમાન તો છેજ નહિ. તે નિજભક્તોને સારૂ જે દહાડાના ઈંટના ઉપર ઊભા રહ્યા છે, તે દહાડાના ઊભા ને ઊભાજ છે; હેઠે બેસતાજ નથી. (૫) ગમે તે વખતે ગમે તે જાતના લોકો આવે, તોપણ તે તેમનો અંગીકાર કરે છે. એવા આ વિઠ્ઠલ સૌ બળવાનોમાં પણ શ્રેષ્ઠ છે. (૬) તુકારામ કહે છે કે, તેમની પાસે ઊંઘ અને આળસનું તો નામ પણ ન મળે. (૭)

**૨૪૯૧**–પંઢરપુરનાં દર્શન કરનાર વારકરી યાત્રાળુઓ મહાભાગ્યવાન છે. (૧) પંઢરપુરની યાત્રા કરવા ઘેરથી નીકળ્યા પછી ડગલે ને પગલે મોઢેથી વિઠ્ઠલનું નામ લેતા જવું અને ચાલતા જવું, એવી રીતે યાત્રા કરનારને સંસારનો સ્પર્શ પણ શી રીતે થાય ?(૨) ઉપર કહ્યા તેવા હરિના ભક્તો સંસારસમુદ્રમાં કદી ડૂબકાં ખાતાજ નથી. તેમના બધાજ દોષ તેમને છોડીને ચાલ્યા ગયા છે–હું કહું છું કે, ચાલ્યા ગયા છે. (૩) તેમના શરીરની અંદર પ્રેમનું ભાથું (નાસ્તાના અર્થમાં) ભરી રાખ્યું છે અથવા પ્રેમનું ભાથું (તીર ખોસવાનું ભાથું એ અર્થમાં) ભરીને તેમણે પોતાની પાસે રાખ્યું છે અને તેઓ લાજશરમ છોડી દઇને હરિના રંગમાં રંગાઈ જઇને નૃત્ય કરવા મંડી જાય છે. (૪) તેમને ગળે તુલસીની માળા અને શરીરે ગોપીચંદનનો લેપ એ બે આભૂષણો વડે તેઓ શોભાયમાન દેખાય છે. (૫) આમાંથી કોઈ દુર્બળ અને શક્તિહીન હશે તોપણ આ લોકોપૂરતા તો દેવજ છે. (૬) તુકારામ કહે છે

કે, જેમના ચિત્તમાં દેવનો વાસો છે, મોક્ષ તો તેમના હાથમાંજ છે એમ સમજવું. (૭)

૨૪૯૨-આવો મર્મ જ્યારથી મારા સમજવામાં આવી ગયો ત્યારથી હું પ્રપંચની ભ્રાંતિમાંથી છૂટો થઈ ગયો. (૧) હવે તો હું હરિકીર્તન કરીશ અને આનંદપૂર્વક નૃત્ય કરીશ. મારા મનમાં હવે કોઈ પણ જાતનો સંશય રહ્યો નથી. (૨) આવું બળ જ્યારથી મને પ્રાપ્ત થઈ ગયું ત્યારથી મારા મનની બધી ચિંતાઓ દૂર થઈ ગઈ છે. (૩) મને તો આ અવસ્થામાં આનંદ આનંદ થઈ ગયો છે અને કશી વાતની ન્યૂનતા રહેવા પામી નથી. (૪) હવે ભવિષ્યમાં મારે ફલાણી વસ્તુ પ્રાપ્ત કરવી છે એવી મને ઈચ્છાજ રહી નથી. તુકારામ કહે છે કે, હવે મારૂં મન આનંદરૂપ બની ગયું છે. (૫)

૨૪૯૩-નારાયણના નામનું ચિંતન બધો વખત મારા ચિત્તમાં ઘર કરીને બેઠું છે. (૧) હવે એના સિવાય બીજા કશામાં મને રસજ પડતો નથી, એવું હું નિશ્ચયપૂર્વક કહી શકું છું. (૨) મારામાં પહેલાં જે ભેદભાવ હતો તેનો હવે ક્ષય થઈ ગયો છે. તેથી ફરીને મારો દેહ મને અતિ તુચ્છ જેવો લાગે છે. (૩) તુકારામનો બંધુ કહે છે કે, જે જે વિષયકામનાઓ હોય છે તે સૌની બાબતમાં હું નિષ્કામ થઈ બેઠો છું. (૪)

૨૪૯૪-આ દેહ આખા જગતમાં વ્યાપક હોવાથી તેમના વડે મારૂં અંતર્બાહ્ય ભરપૂર થઈ ગયું છે. (૧) ગોવિંદે આવી રીતે મને મારા સ્વરૂપની અંદર ગૂંચવી પાડ્યો છે. તેમણે મને એવો ગૂંચવ્યો છે કે તેનું વર્ણન મોઢેથી થઈ શકે એમજ નથી. (૨) તેમણે મારાં સંચિત કર્મોને બાળી દીધાં અને મારા જીવભાવનો ક્ષય કરી નાખ્યો. (૩) તુકારામનો બંધુ કહે છે કે હવે મારે માટે

આ સંસારમાં કશું બાકી રહી ગયુંજ નથી (૪)

**૨૪૯૫**–મને તો એક શુદ્ધ ભાવજ માન્ય છે. તે સિવાય બીજા જ્ઞાનચાતુર્યની મને કશી ગરજ નથી. (૧) મારા સ્વામી પાંડુરંગ આ બધુંજ જાણે છે અને મારી ઇન્દ્રિયોનું પણ તેજ રક્ષણ કરે છે. મારે સોબત એકલા તેમનીજ છે. (૨) તુકારામ કહે છે કે, જે કર્મને ધર્મને આધીન થતો નથી, તેજ દેવના ઉપર એકનિષ્ઠા અને ભાવપૂર્ણ અધિકાર ચલાવી શકે છે. (૩)

**૨૪૯૬**–જે બાળક પ્રેમના જોરે પોતાનાં માબાપના ઉપર સત્તા ભોગવે છે, તેનાથી તેનાં માબાપ બીતાં રહે છે; (૧) કારણકે તે જ્યારે હઠે ચઢે છે અને રડવા લાગે છે, ત્યારે તેની આગળ તેનાં માબાપનું કાંઇજ ચાલતું નથી. (૨) તે છોકરૂં તેના બાપના ધોતિયાનો કે અંગરખાનો છેડો ચપસીને પકડી રાખે છે અને પછી જ્યારે તે રડતું રડતું પાછું જવા માંડે છે અથવા આગળ ચાલવા લાગે છે, ત્યારે તેના બાપને પણ તે પ્રમાણેજ ચાલવું પડે છે. (૩) તુકારામ કહે છે કે, એ પ્રમાણે હું પણ મારા મનમાં આવે તેવું બોલું છું અને વિઠ્ઠલ તે બધું સહન કરે છે (૪)

**૨૪૯૭**–મનમાં જેના ઉપર પ્રેમ હોય તેની સાથે જો મેળાપ થઇ જાય તો મનને આનંદ થાય છે અને તે વિશ્રાંતિ પામે છે. (૧) હે નારાયણ! જો કોઇ સારી વસ્તુના પ્રતિ મનનું વલણ થઇ ગયું હોય તો તેનો કદી કંટાળો આવવાનો સંભવ નથી. (૨) એમ કરતાં જ્યારે મનની સામ્યાવસ્થા થઇ જાય ત્યારે તે સ્થિતિને કોની સાથે સરખાવી શકાય? મતલબ કે તેના માધુર્યની સરખામણી કોઇની સાથે કરી શકાય એવું છેજ નહિ. (૩) તુકારામ કહે છે કે, જેને આ વાતની ગમ પડી ગઇ હશે તેના હાથમાંજ આ વસ્તુ આવીને ઊભી રહેશે, એ ઘણીજ મજાની વાત છે. (૪)

૨૪૯૮-હે દેવ! જે વસ્તુનું તમે મને દાન દીધું તેનું રક્ષણ પણ તમારેજ કરવાનું રહ્યું. (૧) હે દેવ! મારી બુદ્ધિમાં હવે કોઇ પણ વિષયની તૃષ્ણા રહી નથી. એવું થવાથી તે હવે સ્થિર થઈ ગઇ છે. (૨) આવો ભાવ આજે તો મારામાં છે, પણ તેમાં જો આંતરો પડશે, તો પછી છેવટે મારે તમારા ચરણ પકડી લેવા પડશે.(૩) તુકારામ કહે છે કે, જે વસ્તુની મને પ્રાપ્તિ થઈ ગઈ છે તેનો સ્વાદ પહેલેથી છેવટ સુધી એકસરખોજ રહે, એવી મારી તમને વિનંતી છે. (૪)

૨૪૯૯-હે દેવ! તમારૂં સ્મરણ કરવું એ તો મારા હાથની વાત છે, પણ તમારા પ્રેમનું દાન તો તમારે મને કૃપા કરીને આપવુંજ પડશે. (૧) જે યાચકવૃત્તિ કરે છે, તેણે દાતારની દયા માગવી, એજ તેનું કામ અને એજ તેની કુલ પૂંજી, પણ જે દાતાર કહેવાય છે, તેણે તો પોતાની પ્રતિષ્ઠા જાળવવી જોઈશે. (૨) દોડતાં દોડતાં જઇને માના ખોળામાં ચઢી બેસવું અને પછી આડા સૂઇને ધાવવા મંડી જવું એ કામ નાનાં છોકરાંનું, પણ દૂધનો પાનો મૂકીને છોકરાને ધવડાવવાનું કામ તો માનુંજ ને? (૩) તુકારામ કહે છે કે, જેમ કાચબી ફક્ત કૃપાયુક્ત દૃષ્ટિ વડે પોતાનાં બચ્ચાંનું રક્ષણ કરે છે, તેમ હે દેવ! તું મારૂં રક્ષણ કર; કારણકે સૌનું રક્ષણ કરવાનું કામ તારૂંજ છે. (૪)

૨૫૦૦-જે બીજાને સન્માર્ગ બતાવે છે, તેને કંઈ પૈસા તો ખરચવા પડતાજ નથી. તે તો લોકોને કહે છે કે, ખોટે રસ્તે જશો નહિ. જેઓ તેનું કહેણુ નહિ માનીને ખોટે રસ્તે વળે છે તેઓ ફસાય છે અને દુઃખી થાય છે. (૧) આવા કેટલા મૂર્ખ લોકો આજ સુધીમાં ફસાઈ મૂઆ છે. તેમને કોઈ કહે કે, અલ્યા ભાઈ! તમે ઝેર ન ખાશો, તોપણ તેઓ હઠ કરીને ખાય છે. (૨) જેઓ

નઠારે માર્ગે નથી જતા તેમના જીવનો કદી નાશ થતો નથી. તમે આ બાબત વિચાર કરો અને જાતે જોઈ લો. (૩) તુકારામ કહે છે કે, હે કેશવ! જે પોતાનો જીવ આપવા તૈયાર થાય છે, તેની આગળ કોઈનું કાંઈજ ચાલતું નથી. (૪)

**૨૫૦૧**–જેવો પરમાર્થની સાધના કરવાને આપણે વેશ ધારણ કરીએ તેવો થોડોક જાતિઅનુભવ પણ હોવો જોઈએ, નહિ તો માત્ર બાહ્ય વેશ ધારણ કરવાથી સ્વહિતની સિદ્ધિ થવાની નથી.(૧) માટે તમે બહારના વેશ ઉપર મોહિત થઈને ભૂલાવામાં પડશો નહિ. આપણું ખરૂં હિત શેમાં છે તેનો વિચાર કરીને તેને સત્વર સિદ્ધ કરી લેવું એજ કર્તવ્ય છે. (૨) બહુરૂપી દેવનો વેશ લે છે અને દેવના જેવાં આચરણ કરતા હોય એવો અભિનય પણ કરે છે, પરંતુ પોતે દેવની સાથે તદ્રૂપ બની જતો નથી તેથી અંતે તે હતો તેવો ને તેવોજ રહે છે. (૩) કોઈ ધંતુરાના ઝાડને સોનાનું ઝાડ માનીને તેની પૂજા કરે અને તેને માથું અડકાડે તો તેથી કાંઈ તેનામાં સાચું સુવર્ણત્વ આવી જતું નથી. (૪) પથ્થરની અંદર ભાવ વડે દેવની કલ્પના કરવાથી પોતાના ભાવના બળ વડે ભાવિક ભક્તો તરી જશે, પણ પેલો પથરો તો પથરો ને પથરોજ રહેશે. (૫) તુકારામ કહે છે કે જેમનામાં શુદ્ધ ભાવ હશે તેઓ ભાવની મદદથી તરી જશે, પણ જેઓ અહંકારયુક્ત વર્તન કરશે તેઓનો નાશ થશે. (૬)

**૨૫૦૨**–મારામાં માયા નથી અને મને કશી વસ્તુનો લોભ નથી, એટલા માટે જો કોઇ મારા પ્રતિ પ્રેમ દર્શાવે છે તો તેથી હું ચિડાઇ જાઉં છું એવો હું ભૂંડો છું. (૧) બીજાઓ મારા ઉપર ઉપકાર કરે છે તેનો પણ હું વિચાર કરતો નથી. મારો સ્વભાવ એવો અનુપકારી છે કે તેથી કરીને મને ધિક્કાર હોજો. (૨)

મને કોઇ સારાં સારાં પકવાન ખવડાવે અથવા મારી સ્તુતિ કરે તો તે મને ગમતું નથી. ત્યારે હવે કહો જોઇએ, મારા જેવો ભૂંડો બીજો કોઇ હોય ખરો ? (૩) મારામાં કોઇ ગુણ મને જણાતો નથી અને પૂર્વસંચિતમાં શું શું છે તે તો જાણી શકે છે જ કોણ ? (૪) તુકારામ કહે છે કે, મારામાં તે પાંડુરંગે એવાં કયાં પુણ્ય દીઠાં કે તેમણે મને પોતાના ચરણ આગળ આશ્રય આપીને મારૂં રક્ષણ કર્યું, એજ વાત મારાથી સમજાતી નથી. (૫)

**૨૫૦૩**–હે દેવ ! મારામાં બુદ્ધિનો અભાવ હોવાથી તારા સ્વરૂપનું વર્ણન હું શી રીતે કરી શકું ? કારણકે તારા સ્વરૂપનું વર્ણન કરતાં કરતાં વેદની શ્રુતિઓ પણ મૂંગી બની ગઈ ! (૧) એમ સમજીને હું તો મારી અલ્પબુદ્ધિની સહાયતાથી કલ્પના કરીને તારા સુંદર સુકોમળ ચરણકમળ મારા ચિત્તની અંદર ધારણ કરી રહ્યો છું. (૨) તારૂં શ્રીમુખ આનંદથી પરિપૂર્ણ છે. તેને હું વારંવાર જોયા કરૂં છું અને તેમ કરવાથી મારી ભૂખતરશ વગેરે પીડાઓનું નિવારણ થઈ જાય છે. (૩) તારી કીર્તિનાં પદો ગાવાની મારી જીભને ટેવ પડી ગઈ છે, તેથી તેને ઘણું સુખ થાય છે અને મારા ચિત્તની પણ સમાહિત અવસ્થા થઇ જાય છે. (૪) તુકારામ કહે છે કે, જે સુંદર કંકુના જેવા રતુમડા ચરણકમળ ઇંટના ઉપર ઊભા છે, તે એવા સુકોમળ અને મનમોહક છે કે મારી દૃષ્ટિ તેમના ઉપરજ ઠરી રહે છે. (૫)

**૨૫૦૪**–હે દેવ ! તારા વિના મને દસે દિશાઓ સૂની સૂની લાગે છે. મને તો તેઓ ખાવા ધાતી હોય તેવી ભયાનક દેખાય છે અને ચારે તરફ નજર કરી જોતાં મારો કોઈ મિત્ર અથવા હિતેચ્છુ મારી નજરે પડતો નથી. (૧) હે પાંડુરંગ ! આવા ઘોર અરણ્યની અંદર અનેક જાતનાં વન્ય પશુઓને જોઇને હું ભયભીત થઈ

જાઉં છું અને મારી ધીરજ ઝાલી રહેતી નથી. (૨) મારી આગળ આગળ ગાઢો અંધકાર ફેલાઇ ગયો છે, મને મારો રસ્તોયે સૂઝતો નથી અને મારૂં શરીર કાંટા અને ઝૂંપરાઓથી ઉઝરડાઈ ગયું છે. (૩) આ ગીચ જંગલમાં અનેક આડીઅવળી પગદંડીઓ પડી ગયેલી છે. મારો સંગાથ કરનાર કોઈ સોબતી તો છેજ નહિ. એકલવાયો હોવાથી મને અતિશય ભય લાગે છે અને આગળ વધવાને માટે મારા પગ ઊપડતા નથી. (૪) તુકારામ કહે છે કે, મારા સદ્ગુરુ પાંડુરંગે મને અગાઉ એક વાર રસ્તો બતાવ્યો હતો; પરંતુ તે પણ આજે તો મારાથી ઘણા દૂર રહી ગયા લાગે છે. (૫)

**૨૫૦૫**–હે પંઢરીરાય! તમારી આગળ મેં જે જે વસ્તુને માટે હઠ લીધેલી તે બધી મારી મહેનત પાણીમાં ગઈ અને મારા નસીબમાં તો ફોકટનો શ્રમજ બાકી રહી ગયો! (૧) મારા મનનું સમાધાન તમે ક્યારે અને કેટલું કર્યું અને મેં તમારી સાથે જેટલાં જેટલાં લાડ કરેલાં તે પૈકી તમે કેટલાં પૂરાં કર્યાં? (૨) તમે તો મને સ્વપ્નમાં પણ દર્શન નથી દેતા, એવો હું મલિન ચિત્તવાળો છું. ત્યારે હવે એ વાત મારે તમને સાફસાફ સંભળાવી દેવામાં હરકત પણ શી છે? (૩) હે પાંડુરંગ! હું તારો દાસ છું, એવી જાહેર ખબર તો આખી દુનિયામાં ફેલાઈ ગઇ છે અને છતાં જો મને તારી પ્રાપ્તિ ન થાય તો મારે લજવાઇને મરીજ જવું પડે ને? (૪) તુકારામ કહે છે કે, હે દેવ! હવે તો મારો તારા ઉપરથી પણ ભરોંસો ઊઠી ગયો છે, કારણકે મને એવું લાગ્યા કરે છે કે, તું મારો ત્યાગજ કરવાનો છે. (૫)

**૨૫૦૬**–મરી ગયેલા વાઘના ચામડામાં રૂ, ઘાસ વગેરે ભરીને ટાંકાટેભા મારીને શીવી લઇએ તો તે વાઘના જેવું દેખાય તો ખરૂં, પણ તેનામાં ખરેખરા જીવતા વાઘના જેવા ગુણ તો કદાપિ આવી

શકે નહિ. (૧) ત્રાંબાના પૈસા ઉપર સોનાનો કે રૂપાનો ઢોળ ચડાવીને બજારમાં વટાવવા જઇશું તો ચોકસી જે ઘડીએ તેને કસોટીએ ચડાવશે તેજ ઘડીએ તેનું ખરૂં સ્વરૂપ પ્રકટ થઈ જશે. તેવીજ રીતે જે માણુસ આપણા સમાગમમાં આવે અને તેની સાથે જરાક વિશેષ પરિચય થાય, એટલે તેની સાચી સ્થિતિની જાણુ થયા વિના રહેજ નહિ. (૨) વાંદરાને જેવો ભણાવ્યો હોય તેવો તે નાચે, પણ તે ઉપરાંત કાંઇક નવીન કામ કરવા જેટલી તેનામાં અક્કલ હોતી નથી. (૩) તુકારામ કહે છે કે, જેઓ ખોટી ખોટી વસ્તુઓનો સંગ્રહ કરીને લોકોને છેતરવાનો ઢોંગ લઈ બેસે છે તેવા લબાડ લોકોની ફજેતી થતાં વાર નથી લાગતી. (૪)

**૨૫૦૭**-છિનાળ રાંડની સાથે જે મૈત્રી અથવા સગપણ કરશે તેને ચોરલફંગા લોકોની સોબતની કોઈ દહાડો ખોટ પડવાની નથી અને તે પણ તેમની સોબતને લીધે તેમના જેવોજ થઇ જવાનો. (૧) સાફસુતરા રસ્તા ઉપર કાંટા વેરનારને જેટલું પાપ લાગે છે, તેટલું આ લોકોને પણ લાગે છે. બેઉ જણ પોતપોતાને ભાગે આવેલાં દુઃખો ભોગવે છે. (૨) સાપને દૂધ પાઇને કોઈ ઉછેરે તો તે અમૃત સરખું ઉત્તમ દૂધ બરબાદ થઈ જાય અને તેનું ઝેર બની જાય. (૩) તુકારામ કહે છે કે, એવા દુષ્ટ લોકોને ઘટતી સજા કર્યા વિના તેમને હાથે ભવિષ્યમાં થનારાં પાપનો નાશ થતો નથી.(૪)

**૨૫૦૮**-આ આખું જગત જાણે વિઠ્ઠલરૂપ હોય એવું મને દેખાય છે. તેમ થવાથી મને જે આનંદ થાય છે તેના વડે મારાં તમામ ગાત્ર શીતળ થઈ જાય છે. (૧) એટલા માટે હું મારા બોબડાતોતડા પણ મારા પ્રેમથી ભરેલા શબ્દો વડે તે દેવની કરુણાની ભિક્ષા માગી રહ્યો છું અને તેમ કરવાથી મારા મનને ઘણું સુખ થાય છે. (૨) મારામાં જે ભેદાત્મક ભાવના હતી તેનો

ક્ષય થઈ ગયો છે અને તેને લીધે મારા અંતઃકરણમાં દુઃખની તો છાયા સરખી પણ રહેવા પામી નથી. (૩) તુકારામ કહે છે કે, હે કેશવ! હું તો તારા રંગમાં રંગાઈ ગયો છું, તેથી મારો જીવ અત્યંત સુખી થઈ ગયો છે. (૪)

**૨૫૦૯**—વિઠ્ઠલ મારો ઉત્તમ સ્નેહી અથવા સ્વજન છે. તેથી કરીને તમારૂં વિશ્રાંતિસ્થાન છે. તેને મળવાને સારૂં હું તેને ગામ જાઉં છું (૧) મારે જે જે દુઃખ હશે અથવા મારે જે જે શ્રમ કરવો પડતો હશે તે બધાની હું તેને વાત કરીશ; કારણકે તે મારો પિતા છે અને બધુંય જાણે છે (૨) મારી મા અને મારાં ભાઈભાંડુ, બધાં તેનામાંજ છે, એટલા માટે હું તેને એકલાને કાલાવાલા કરૂં છું. (૩) સંતમહંત, સિદ્ધ, બ્રહ્માનુભવી મહાત્માઓ, ઋષિઓ, મુનિઓ એ બધાંયનો વાસો તેનામાંજ છે. એટલા માટે હું તો ત્યાંજ જઈને મારો જીવભાવ તેને સમર્પિત કરી દઉં છું. (૪) તુકારામ કહે છે કે, આવા મારા સગાને ઘેર સુખની ખોટ તો હોયજ શાની? તેથી કરીને જ્યાં આપણે ત્યાં જઈને બેઠા એટલે જન્મમૃત્યુની વેઠ તો ગઈજ જાણવી. (૫)

**૨૫૧૦**—હે દેવ! હું તારા રૂપનું ધ્યાન કરીશ અને મોઢેથી તારૂં નામ ગાતો જઈશ. એ સિવાય મારૂં મન અને મારી જીભ બીજું કામ કદી કરવાનાંજ નથી. (૧) તારા ચરણને હું મારી આંખો વડે નીરખીશ અને મારૂં મસ્તક તેમના ઉપર મૂકી દઈશ. એ સિવાય બીજું કશું કર્તવ્ય મારે કરવું નથી.(૨) તારા ગુણાનુવાદ હું મારા કાન વડે શ્રવણ કરીશ અને એ સિવાય બીજી વાણી મારે કાને સાંભળવી નથી. (૩) હું મારા પગવડેતારીપાસેચાલ્યો આવીશ અને મારા હાથ વડે હું તારી સેવા કરીશ અને તને છોડીને હું બીજા કોઈની પાસે અથવા બીજા કોઈ ઠેકાણે કદી

જનારજ નથી. (૪) તુકારામ કહે છે કે, મેં તો મારો જીવ તારા ચરણ આગળ સમર્પિત કરી દીધો છે. ત્યારે બીજાને આપવા જેવું મારી પાસે બાકી રહ્યું છેજ શું? (૫)

**૨૫૧૧**–અલ્યા ભાઈ! તું તારી નાના પ્રકારની હલકી ઇચ્છાઓને તૃપ્ત કરવાને માટે પ્રાપંચિક ખટપટોમાં પડીને દુઃખી થાય છે, તે કરતાં બધો વખત દેવનું ભજન શા માટે નથી કરતો? (૧) જેમ માછલી પકડવાના ઇરાદાથી બગલો નદીકિનારે ધ્યાન ધરીને બેસી રહે છે, તેમ તું પણ તારા લોભથી પ્રેરાઈને લોકોની આગળ નમ્ર બની જાય છે અને લોકોની સાથે લીન થઈ જાય છે. તો તે પ્રમાણે તું શા માટે દેવનો શરણાગત થતો નથી? (૨) અલ્યા! તું તારા છોકરાના પ્રેમમાં જેવો ગૂંચવાઇ ગયો છે, તેવો દેવમાં વિશ્વાસ રાખે તો કેવું સારૂં? આટલું તારાથી કેમ બનતું નથી?(૩) અલ્યા! તારી બાયડી જે તારૂં સર્વસ્વ ડુબાડી મારે છે તે તને જેટલી વહાલી લાગે છે, તેટલા દેવ તને વહાલા લાગતા હોય તો કેવું સારૂં? (૪) તું માયાના સંબંધને લીધે તારાં માબાપની ખૂબ ઠાઠમાઠથી પૂજા કરે છે. તે બધુંજ મિથ્યા છે, છતાં તું તેમનો આભાર માને છે, ત્યારે દેવનો આભાર કેમ નથી માનતો?(૫) તું એક નારાયણને ભૂલીને બીજા લોકોથી શા માટે બીતો ફરે છે? (૬) તુકારામ કહે છે કે, ભક્તિ વિના તારૂં આયુષ્ય વ્યર્થ વહી જાય છે. ત્યારે તેં શું આટલા સારૂજ જન્મ ધારણ કર્યો છે? (૭)

**૨૫૧૨**–હે દેવ! મારૂં ચિત્ત તારા ચરણમાં સ્થિર થઈ જાય એવું તું કર અને મારો હાથ ઝાલીને તું આ સંસારસિંધુની પેલી પાર મને લઈ જા. (૧) તું ચતુર છે અને સૌમાં શ્રેષ્ઠ છે. તું ગુણ અને સૌન્દર્યની ખાણ સમાન છે. ઓ વિઠોબા! તું સૌનો મુકુટમણિ છે. તું આવો છે તેથી તને ધન્ય છે. (૨) અમારાં

હ્રદયની અંદર અજ્ઞાનનો અંધકાર જામી ગયો છે. તું ત્યાં પ્રકટ થઈ જા અને તારા પ્રકાશ વડે તું તે અંધકારનો નાશ કર; અમારાં હ્રદયની અંદરથી આશાનાં બંધનોને કાપી નાખીને ત્યાં તું તારો નિવાસ બનાવી દે. (૩) તુકારામ કહે છે કે, ઓ દેવ! તું મારા ભણી જો. હું મારા અજ્ઞાનને લીધે આ પ્રપંચની અંદર ગૂંચવાઈ પડ્યો છું. તું મારે સારૂ થોડીક દરકાર કર અને તારા ચરણ આગળ મને આશ્રય આપીને મારૂં રક્ષણ કર, એવી વિનતિ હું તારા ચરણ ઉપર માથું મૂકીને કરૂં છું. (૪)

**૨૫૧૩**–અમારા યોગક્ષેમનો ભાર તારા ઉપર નાખી દેવો એજ અમારે સારૂ યોગ્ય કર્તવ્ય છે અને ઉપકાર પણ એનેજ કહી શકાય. (૧) બસ, ભૂખ લાગે એટલે તારી આગળ હઠ કરીને ખાવાનું માગવું. ટાઢ વાય ત્યારે તારી આગળ ઓઢવાપાથરવાનાં વસ્ત્ર માગી લેવાં અને તું ન આપે તો તારી આગળ રાઢો કરવો. (૨) જે વખતે જે વસ્તુનું મન થાય તે ઘડીએજ તે વસ્તુ હું તો તારી પાસે ખૂબ ભાવસહિત માગી લઈશ. (૩) મારા રક્ષણને માટે મારી સામે તારૂં ચક્ર તો ફર્યા કરે છે અને તે મારા હ્રદયની અંદર દુઃખને પ્રવેશ કરવા દેતું નથી. (૪) તુકારામ કહે છે કે, મને મુક્તિની તો ગરજ છેજ નહિ; કારણકે વારે વારે જન્મ લેવો અને તારી સેવા કરવી એજ મને સારૂ લાગે છે. (૫)

**૨૫૧૪**–હું એવા દેવનો દાસ છું કે, જેને કશાની કામના નથી અને જે સુખદુઃખાદિ દ્વંદ્વોથી રહિત છે. (૧) તે દેવ એવા છે કે, તેમને બોલાવતાની સાથેજ ભક્તોની ભીડ ભાંગવા દોડ્યા આવે છે, એ થોડી આશ્ચર્યની વાત છે? (૨) ભીમા નદીને કિનારે તે પોતાની કેડે હાથ રાખીને ઊભા રહ્યા છે. (૩) મારો યોગક્ષેમ નિભાવવાની બધી ચિંતા તેમને છે અને મારા હિતકર્તા પણ તેજ છે. (૪)

તુકારામ કહે છે કે, હું તેમનાં ગીત મધુર સ્વરથી ગાઈશ; તે સિવાય બીજા કોઈ પણ વિચારને મારા ચિત્તમાં પ્રવેશ કરવા દઈશ નહિ. (૫)

**૨૫૧૫**–(મેં નીચે દર્શાવેલા) ઉદ્ગારની જે કોઇ નિંદા કરશે તે નિશ્ચયપૂર્વક અપરાધના બંધનમાં બંધાઇ જશે. (૧) જે કોઈ અવળે રસ્તે જતો હોય તેને ખરે રસ્તે ચડાવી દેવો એનુંજ નામ ધર્મનીતિ. (૨) કોઇને નીતિની શિખામણ દઇએ અને છતાં જો તે સાંભળ્યું ન સાંભળ્યું કરે તો તેને ખૂબ તતડાવી કાઢવો અને મારવો પડે તો સુખેથી મારવો પણ ખરો. આવું કરવામાં પાપ નથી પણ ઊલટું અધિક પુણ્ય લાગે છે. (૩) આવું કરવાથી આપણે તેને જન્મવ્યાધિથી અને બીજાં ઘણી જાતનાં દુઃખમાંથી છોડાવીશું, માટે આવા માણસનું અપમાન કરવાની જરૂર જણાય તો સુખેથી કરવું. (૪) તુકારામ કહે છે કે, કડવા લીંમડાના રસ જેવું કડવું ઝેર જેવું ઓસડ ખવડાવ્યા વગર અંદરના રોગની પીડા દૂર થાય કેવી રીતે ? (૫)

**૨૫૧૬**–છેક છેલ્લો કોળિયો ખાઈ ઊઠીએ ત્યાર પછીજ જમણ સારી રીતે જમ્યા એવું કહી શકાય. તેવીજ રીતે બધાં કામોનું પણ સમજી લેવું. (૧) આપણી સદ્બુદ્ધિને કદી પણ બદલાઇ જવા દેવી નહિ; કારણકે જો તેવું થયું તો પહેલાંનું બધું કરેલું ધૂળ થઈ જવાનું. (૨) માટે જે વેશ ધારણ કર્યો છે તેને તો પૂરેપૂરો ભજવવોજ. તેમાં જો કાંઈ કચાશ રહી ગઈ તો બધી બાજી બગડી જવાની. (૩) તુકારામ કહે છે કે, રાંધવાની આવડત વિનાનો રાંધવા બેસે તો તેની અક્કલની કિંમતજ થાયને ? (૪)

**૨૫૧૭**–જ્યાં મૃત્યુ હોયજ નહિ એવા અમૃતપદનું દાન મને દેવે દીધું. (૧) મારા ઉપર તેનો આટલો બધો ઉપકાર હોવાથી મેં

તેને મારા ગળામાં કંઠહારની પેઠે ધારણ કરી લીધો છે. (૨) હરિએ પોતાના પૂર્ણતાવાળા નિવાસસ્થાનમાં મને આશ્રય આપ્યો. તેમ થવાથી આ બધોજ પ્રપંચ જૂઠો છે એવું મને જણાવા લાગ્યું. (૩) તુકારામ કહે છે કે, આ મારૂં અને આ તારૂં એવું જે મારામાં દ્વૈત હતું તેને હેવે એકાકાર કરી દઇને તેનો ક્ષય કરી નાખ્યો. (૪)

**૨૫૧૮**–જે પદમાં કોઇનો પ્રવેશ થતો નથી અને જ્યાં જવાનો રસ્તો નથી એવે ઠેકાણે હરિએ મને ઊંચકીને મૂકી દીધો અને આ જગત મને દેખાયજ નહિ એવી મારી અવસ્થા કરી દીધી. (૧) આવું સ્વસ્વરૂપનું દાન હેવે મને એમનું એમ-વિના મહેનતે આપી દીધું, એટલે મારે હવે એ પદનો ઉપભોગ જ્યાં છું ત્યાં ને ત્યાં સ્થિર બેસીનેજ કરી લેવો જોઈએ. (૨) ત્યાં ભયમાત્રનું નિરસન થઈ ગયું છે; કારણકે ભયનું મૂળ કારણ જે દ્વૈત તેનોજ અહીં કશો સંબંધ રહ્યો નથી. (૩) તુકારામ કહે છે કે, હવે તો મારે કશું બોલવાનું કારણજ રહ્યું નથી. (૪)

**૨૫૧૯**–મારૂં મન મારા પરમાર્થનું રક્ષણ કરી શકતું નથી, એટલા માટે હું તને સાદ કરીને બોલાવું છું. મન એવું છે કે જે જે ગુણો વડે તે ચારે તરફથી ઘેરાયેલું રહે છે તેને અનુરૂપ વૃત્તિઓ પાછળ તે દોડી જાય છે. (૧) કામ, ક્રોધ, મદ મત્સર, અહંકાર, નિદ્રા, હિંસા, માયા, તૃષ્ણા ઇત્યાદિ વિકાર આ મનની અંદર ઘણું જોર કરે છે. (૨) ઇંદ્રિયોરૂપી ચોર ઘર ફોડીને પરમાર્થ રૂપી ધનની ચોરી કરવાને સારૂ તાકચાજ કરે છે. (૩) હવે આ બાબતમાં મારૂં કશું જોર ચાલતું નથી. હે દેવ! આ સંકડામણમાંથી મારો છુટકારો કરવાની ચતુરાઈ તારામાં છે. (૪) તુકારામ કહે છે કે, હે દેવ! જે ઉપાય વડે મને તારા ચરણનાં દર્શન થાય તેજ ઉપાય હું કરવા મંડયો છું. (૫)

૨૫૨૦–હે દેવ! નાનાંમોટાં બધાંજ કહે છે કે, હું તારો દાસ છું. (૧) ત્યારે હવે તારા મોટાપણાની પ્રતિષ્ઠા સાચવવી એ કામ તારૂં છે. (૨) તારૂં નામ પતિતપાવન છે, એમ જાણીને હું નિશ્ચિંતપણે આનંદમાં રહું છું. (૪) હે દેવ! તારૂં પરાક્રમ તો એવું છે કે તું રાઈનો પર્વત અને પર્વતની રાઈ કરી શકે છે. (૩) તુકારામ કહે છે કે, મગતરા જેવો હું દીનહીન જીવ, તેને તારવાનું કામ શું તારે માટે અશક્ય થઇ પડયું છે ? (૫)

૨૫૨૧–મારે કોઈની પાસે કશું માગવા જેવું છેજ નહિ. યાચના કરવા યોગ્ય એવા એક દેવ છે અને તે તો મારી પાસેના પાસેજ છે. (૧) કદાચ હું તેમની પાસે ઇન્દ્રનું પદ માગી લઉં, પણ તેને લઇને હું શું કરવાનો હતો ? તે શાશ્વત તો છેજ નહિ.(૨) અથવા ધ્રુવનું પદ માગી લઉં ! પણ એ ધ્રુવનેજ મૃત્યુલોકમાં આવી વસવાનો શોખ લાગ્યો છે ? (૩) સંપૂર્ણ સ્વર્ગનું ઐશ્વર્ય ભોગવવાનો અધિકાર માગી લઉં ? પણ તેથી શું ? મારા પુણ્યનો જ્યાં ક્ષય થઈ ગયો એટલે પાછું અધોગતિએ જવું પડે તેનું શું ? (૪) વૈકુંઠનું પદ માગી લઉં ? તેમાં પણ કાંઇ મજા નથી, કારણકે તે એકદેશીય અને દરિદ્રી છે. (૫) ચિરંજીવ આયુષ માગી લઉં ? જીવ અમર તો છેજ, ત્યારે ચિરંજીવપણામાં શું વધારે છે ? (૬) તુકારામ કહે છે કે, જે એકત્વ કશાથી અને કોઈ પણ કારણસર કદી ભ્રષ્ટ થાયજ નહિ એવો જે આત્મૈકયભાવ છે તેનેજ હું માગી લઉં છું (૭)

૨૫૨૨–હું જે દેવનો દાસ છું તે પંઢરપુરમાં વસે છે. (૧) પંઢરપુરવાસી પાંડુરંગ સૌ દેવોના પણ દેવ છે. ત્યારે હવે મારે કળિકાળથી બીવાનું કારણજ શું ? (૨) જેનું વર્ણન કરવા જતાં શ્રુતિ બિચારી नेति नेति કહીને હારી જાય છે. (૩) તુકારામ કહે

છે કે, અસલ બીજ તત્ત્વ જે નિજાત્મ સ્વરૂપ છે તેજ પાંડુરંગનું સ્વરૂપ છે. (૪)

**૨૫૨૩**–દેવ પોતાના ભક્તજનો ઉપર દયાભાવ રાખે છે અને તે દીનજનોના સ્વામી છે એવી તેમની કીર્તિ ત્રણે લોકમાં પ્રસિદ્ધ છે. (૧) તેજ દેવ ભક્ત પુંડલીકને ખાતર ઈંટના ઉપર ઊભા થઈરહ્યા છે. (૨) અંબઋષિને ખાતર તેજ દેવે દસ વાર ગર્ભવાસ વેઠ્યો હતો. (૩) સૌ દેવતાઓના તે આધાર છે, તેથી કરીને તેમના એકલાનાજ મંત્ર વડે કાર્યસિદ્ધિ થઈ જાય છે (૪) તુકારામ કહે છે કે, શૂલપાણિ મહાદેવ આવા વિચારથીજ સદાકાળ તે દેવનું ધ્યાન ધર્યા કરે છે. (૫)

**૨૫૨૪**–વાહિયાત જેવા દેવ અને વાહિયાત જેવા તેના પૂજારી; વાહિયાત જેવા વિચાર કરનારાઓનેજ તેઓ ફસાવી મારે છે. (૧) તે દેવ પણ વાહિયાત છે અને તેના ભક્તો પણ વાહિયાત છે અને બીજા લોકોને જૂઠો છંદ લગાડીને તેમનો ઘાતજ કરે છે. (૨) તુકારામ કહે છે કે, જેઓ દેવના આવા જૂઠા પૂજારીઓ હોય છે તેમનું જીવતરજ ફોકટ છે. એ તો જેમને શ્રીહરિનો ખરેખરો અનુભવ હોય તેઓજ બધું જાણે છે. (૩)

**૨૫૨૫**–કૃષ્ણ ગોપીઓને કંઈક વાતોમાં ભૂલથાપ ખવરાવીને તેમની નજર ચૂકવીને 'તમે મારી સખીઓ છો,' એમ કહીને તેમને આલિંગન દેવા ગયા, એટલે ગોપીઓના માથા ઉપરનુ દહીંનું વાસણ ભોંય પર પડી ગયું. (૧) ગોપીઓના મનમાં તેમના દૂધ-દહીંનો લોભ હતો, તે લોભજ તેમની આડે આવીને ઊભો રહ્યો. દહીં સંભાળી લેવાના કામમાં ગોપીઓના હાથ રોકાયેલા છે એમ જાણીને શ્રીહરિએ દહીંદૂધની નુકસાનીના બદલામાં તેમનાં વસ્ત્ર ઉપાડીને નાસવા માંડ્યું. (૨) શરૂઆતમાં ગોપીઓએ કૃષ્ણના ખૂબ

કાલાવાલા અને વિનતીઓ કરીને પોતાના મનને હરિનો મોહ લગાડયો અને પછી પાછી હઠી ગઈ. તો પછી તેમને હરિનો લાભ થાયજ કેવી રીતે ? એટલે છેવટે તેમનાં મોઢાં ઉપર ધૂળજ પડે-ને? (૩) તુકારામ કહે છે કે, તેમનાં હૃદયમાં રહેલી તૃષ્ણાએજ તેમને દગો દીધો. હે દેવ ! તેમણે તમને ભાવભક્તિયુક્ત દૂધદહીં અર્પણ કરીને તમારી સેવા શા માટે ન કરી ? (૪)

૨૫૨૬-હે નારાયણ ! તારૂં રૂપ જોવાનીજ મારી આંખોની એકમાત્ર ભૂખ છે. (૧) તે ભૂખને તું તૃપ્ત કરી દે. કેમ ? તું શાનો વિચાર કરતો બેઠો છે તે કહે. (૨) હે પંઢરીરાય ! તને આલિંગન દેવાનીજ મારા હાથની એકમાત્ર ભૂખ છે. (૩) પંઢરપુર જવાની મારા મનને રઢ લાગી છે. (૪) મારૂં ચિત્ત મને કહે છે કે, મેં તો દેવના ચરણમાંજ નિશ્ચિંત થઈને પડી રહેવાનો નિશ્ચય કર્યો છે.(૫) તુકારામનો બંધુ કહે છે કે, હે દેવ ! મારી આટલી અભિલાષા તું જરૂર પૂર્ણ કરજે. (૬)

૨૫૨૭-હે દેવ ! અમ પતિત જીવોને સારૂ તો તેં નામ-રૂપ ધારણ કર્યાં છે, તેથી કરીને અમે પતિત લોકોજ તારૂં દૈવત છીએ. (૧) એમ જો ન હોય તો હે દેવ ! તું ભેદશૂન્ય નિરાકાર સ્વરૂપ સ્થિતિમાં હતો, ત્યારે તારો કોણ ભાવ પૂછતું હતું, તે કહે. (૨) અંધકાર છે તોજ દીવાના પ્રકાશની આટલી શોભા છે. માટી-નાં ઢેફાંની અપેક્ષાએ મણિમાણેકના તેજની લોકોમાં કિંમત થાય છે. (૩) વૈદ્યને પ્રસિદ્ધિમાં આણનારા તેના દર્દીઓજ છે. જો બધાજ નીરોગી અને સુખી હોત તો પછી વૈદ્યના ભણી જોવાનુંજ કોણ હતું ? (૪) અમૃતની આટલી બધી કિંમત છે તે વિષને લીધેજ. પિત્તળ હલકી ધાતુ છે તો સોનું ધાતુઓમાં શ્રેષ્ઠ કહેવાય છે. (૫) તુકારામ કહે છે કે, હું આવો પતિત છું તેથીજ તને દેવપણાની મોટાઈ મળી છે તે તું યાદ રાખજે. (૬)

૨૫૨૮–સંતોની સોબતમાં મને ઘણુંજ સુખ થાય છે. (૧) એ સુખનો કદી અંત આવતો નથી એમ સમજીને મેં ત્યાંજ મારો વાસ કરી દીધો છે. (૨) હવે ત્યાંથી હું જરાય ખસવાનો નથી અને મારી બધી ચિંતાઓનો છેડો આવી ગયો છે. (૩) તુકારામ કહે છે કે, સંતની ચરણરજનો સ્પર્શ થવાથી દેહના ત્રિવિધ તાપ શમી જાય છે અને તેને શાંતિ થાય છે. (૪)

૨૫૨૯–હે દેવ! બારણાં (ઇન્દ્રિયો) બંધ કરીને મારે ક્યાં સુધી તારી રાહ જોઈને બેસી રહેવું પડશે? (૧) માટે હવે તું જે આજ્ઞા કરીશ તેને હું મારે માથે ચડાવીશ. (૨) મારા મનને જે ગમે તે કરૂં કે એકાંતમાં રહું? (૩) તુકારામ કહે છે કે, આ ઠેકાણે હું જાગૃત રહું કે બીજા કોઈનો અવરજવર બંધ કરી દઉં, તે કહે. (૪)

૨૫૩૦–છોકરાં તો પોતાનાં માબાપની આગળજ હઠ કરે અને પોતાનેજ જોઈતું હોય તે માગી લે. માબાપ તેમની ઇચ્છા પૂર્ણ ન કરે તો બીજું કોણ કરવાનું હતું? (૧) હે દેવ! મારામાં જે જે વિષયવૃત્તિઓ (કામ, ક્રોધ વગેરેની) ઘણી જોરાવર થઈ ગઈ છે, તેમનું તમે શમન કરી દેજો. તમે મારી પાસેના પાસે હોવા છતાં મારૂં કામ કરતાં આટલી બધી વાર કેમ લગાડો છો? (૨) જ્યારે મારા ઉપર બીજાનો અમલ ચાલે ત્યારે તમારૂં મોટાપણું મારે શું કરવાનું? (૩) તુકારામ કહે છે કે, હું ઘણે છેટેથી તમારી પાસે આવ્યો છું, માટે તમે હવે ટાળંટોળા કરશો તો તે તમને શોભશે નહિ. (૪)

૨૫૩૧–જે નારાયણ સૌના હૃદયમાં રહે છે તેજ મારે મોઢેથી બોલાવે છે. (૧) એમ સમજીને કોઈ પણ પ્રાણીના પ્રતિ દ્વેષભાવ કે મત્સર કરવો નહિ, આ વિચાર મારો જાણીતો છે. (૨) તુકારામ કહે છે કે, કોઇને હિતોપદેશ દેવાથી પાપ લાગતું નથી. (૩)

૨૫૩૨-પશુની હત્યા કરીને તેનું માંસ જે કોઈ ખુશી થઈ થઇને ખાશે તેણે પોતાને સારૂ એક શત્રુ ઊભો કર્યો છે એમ જાણવું. (૧) જેવો પોતાનો જીવ છે તેવોજ બીજાનો પણ જીવ છે એવું જેઓ જાણતા નથી તેવા દુષ્ટ લોકોના ઉપર કોને દયા આવવાની હતી? (૨) બીજા જીવની હત્યા કરવાને માટે જ્યારે તે પોતાની છરી ઘસે છે તે વખતે પણ તે પોતાની આંગળીઓ રખેને કપાય તે માટે સાચવીને છરીને ધાર ચડાવે છે. (૩) તુકારામ કહે છે કે, જે બીજાનાં હાડકાંને દળીને તેનો લોટ બનાવે છે (અર્થાત્ જેઓ પોતાના સ્વાર્થને માટે બીજાઓનાં ગળાં કાપે છે) તેને જ્યારે આગળ ઉપર વીતશે, ત્યારે તે પોક મૂકીને રડશે. (૪)

૨૫૩૩-હે પાંડુરંગ! નાનાં છોકરાંથી તો તું ઓળખાય એવો છે નહિ; જો એમજ છે તો તું મારી ઉપેક્ષા શા કારણથી કરે છે, તે કહે. (૧) હું પાતકી છું એવું જો તારા મનમાં આવતું હોય તો તેં મને તારા ચરણ આગળ આશ્રય આપ્યોજ શા માટે? (૨) હું તારો સેવક છું એ વાત જ્યારે જગજાહેર થઈ ગઈ ત્યારે હું સંતોની મંડળીમાં જઇને બેસવા લાગ્યો. હવે તું મને છેતરી મૂકે તે સારૂં નહિ કહેવાય. (૩) તુકારામ કહે છે કે, હવે તો મેં તને જીતી લીધો એમજ જાણજે, આથી હવે જો મારામાં કોઈ વાતનું કમીજાસ્તીપણું આવી ગયું તો તે તારામાંજ આવી ગયેલું કહેવાશે. (૪)

૨૫૩૪-મારા ઘરમાં શબ્દોરૂપી રત્નોનો ખજાનો છે. શબ્દરૂપી શસ્ત્રોનું હું ઘણીજ કાળજીથી જતન કરૂં છું. (૧) શબ્દ એજ મારૂં જીવવાનું એક સાધન છે અને લોકોને પણ હું શબ્દનુંજ દાન દઉં છું. (૨) તુકારામ કહે છે કે, જુઓ; જુઓ, આ શબ્દજ દેવ છે અને શબ્દના ગૌરવ વડેજ હું તેમનું પૂજન કરૂં છું. (૩)

**૨૫૩૫**–સંતોને બારણે તમે મારો સ્વીકાર કરાવી દો; એટલે બ્રહ્મજ્ઞાન તો કાલાવાલા કરતું કરતું ચાલ્યું આવશે, પણ વિષ્ણુના ભક્તો તેને ગ્રહણ કરવાને ઝાઝી ઉતાવળ કરતા નથી. (૧) તે સંતો બ્રહ્મજ્ઞાનથી આઘા ને આઘા નાસતા ફરે છે, ત્યારે બ્રહ્મજ્ઞાન તેમના ઘરમાં જોર કરીને પેસી જવા ઇચ્છે છે. (૨) તુકારામ કહે છે કે, જે બ્રહ્મજ્ઞાન અતિ પ્રયત્ન કરતાં પણ સાંપડતું નથી તે ઉદાસીન વૃત્તિવાળા લોકોને ગળે પડતું આવે છે. (૩)

**૨૫૩૬**–મુક્તિને લગતી લેણદેણની મારી અને તમારી વચ્ચે પહેલેથીજ પતાવટ થઈ ગઈ છે. હવે એ બાબત ફરીથી ચોળીને ચીકણું કરવાની શી જરૂર છે? (૧) ઉપર કહી તે બાબતમાં આપણી વચ્ચે જે કરાર થયો તેનો દસ્તાવેજ મારી પાસે છે અને તેના ઉપર સંતોએ સાક્ષી તરીકે સહીઓ કરી છે. (૨) જેટલી વાર સુધી હું મારાપણાના વિસ્તારની અંદર ગૂંચવાઇ પડ્યો હતો તેટલી વાર સુધી દેહાભિમાનને લીધે હું તમારાથી વેગળો હતો. (૩) પહેલાં આપણે બેઉ લડ્યાવઢ્યા અને પછી તમારી મારી વચ્ચે સુલેહ થઈ ગઈ છે. હવે નકામો ટંટો વધારશો નહિ. (૪) મેં તમારી પાસે મારી થાપણ મૂકી રાખી હતી તે હવે મારા હાથમાં આવી ગઈ છે. તેથી કરીને ઓ દેવ! તમારો તેના ઉપર કશો અધિકાર રહ્યો નથી. (૫) તુકારામ કહે છે કે, મારા ભાગની મિલકત મારા હાથમાં આવી ગઈ છે; એટલે એ બાબત તમે જેટલી ખટપટ કરશો તે બધી નકામી જવાની છે. (૬)

**૨૫૩૭**–જેનામાં દેહાભિમાન હોય તેને જ્યારે લોકો પૂજે અથવા તેનું સન્માન કરે ત્યારે તેથી તેને સુખ થાય છે. (૧) આ સંસારરૂપી બજારની અંદર તેમને આ દેહાભિમાનને લીધે ઘણા દગાપ્રપંચ સહન કરવા પડે છે; કારણકે તેમની પાસે જે પુણ્ય-

ની સામગ્રી એકઠી થયેલી હોય છે તે બધી માન, દંભ વગેરે ચોર લોકો ચોરી જાય છે. (૨) આ પ્રમાણે પોતાની ગાંઠે બાંધેલાં એકલાં પુણ્યને લૂંટાઈ જવા દેતાં પણ તેમનો છૂટકો થતો નથી; કારણકે દંભ અને લોભે મથીને તેમને ગરદનમાંથી બાંધી લીધા છે. (૩) આથી કરીને તેમને હાથે આગળ ઉપર થનારાં સત્ કર્મોની ઉત્પત્તિ અટકી પડે છે અને પહેલાંના સંચિત કરેલાં પુણ્ય તો ચોરાઇ ગયાં તેથી કરીને તેઓ તરતા નથી, પણ ડૂબતા જાય છે. (૪) તુકારામ કહે છે કે, આવું મેં વર્તમાન સંતોને મોઢેથી સાંભળ્યું છે. જો એમજ છે તો પછી જાણી જોઇને આપણો પોતાનો જેથી ઘાત થાય એવું કામ કોણ કરે? (૫)

**૨૫૩૮**-કડવા લીંમડાના ઝાડના મૂળમાં ખાંડની ક્યારી કરીએ તોપણ તેનાં કડવાં ફળ મીઠાં તો નહિજ થવાનાં. (૧) તેજ પ્રમાણે દુર્જન લોકોનાં ચિત્ત એવાં મલિન હોય છે કે તેમને જેટલો સદુપદેશ દઈએ તેટલો બધો તેઓ ઓકી કાઢે છે. (૨) પારસમણિને કોઈ પણ ધાતુનો સ્પર્શ કરાવીએ તો તે ધાતુ સોનુંજ થઇ જાય, પણ તેના ઉપર જો કાટ લાગી ગયો હોય તો તેના ઉપર પારસમણિની કશી અસર થતી નથી. (૩) તુકારામ કહે છે કે, વેળુ નામના ઝાડનું વન ચંદનની નજીકમાં હોય તોપણ તેને ચંદનની શી અસર થવાની હતી? (૪)

**૨૫૩૯**-કોઇ ભાગ્યવાન પુરુષની પાસે કોઈ મવાલી જઇ ચડે તો તે દુષ્ટ તો મનમાં એવુંજ ઇચ્છે કે, તેનો દહાડો ક્યારે ડૂબે અને ક્યારે તે પાયમાલ થઈ જાય? (૧) તે ભાગ્યવાન પુરુષને પોતાના જેવો મવાલી બનાવી દેવાનોજ તે પ્રયત્ન કરે છે. હવે આ લોકોનો આવો સ્વભાવજ પડ્યો. તેનું કોઈએ કરવું પણ શું? (૨) સભામાં પંડિતોનું મોત ક્યારે આવે એવુંજ મૂર્ખ લોકો

મનમાં ઇચ્છે છે. (૩) કોઈ શૂરવીર નરને નપુંસક માણસ પોતાના મનમાં એકલો એકલોજ બડબડચા કરે છે.(૪) અલ્યા ભાઇ! તું બીજાનો વિચાર કરવાનુંજ માંડી વાળ અને એકલા દેવને શરણે જા. (૫) તુકારામ કહે છે કે, આવા દુર્જનોનું મારે કેટલું અપમાન કરવું? (૬)

**૨૫૪૦**–લોકો મારે વિષે વાતો કરે છે કે, એણે તો વિચાર કરવાનુંજ છોડી દીધું છે. લોકોને આવી રીતે મારી નિંદા કરવી હોય તો ભલે કરે. (૧) હે દેવ! જેને વિષે વિચાર કરવાનું મારે પ્રયોજન હશે તેને વિષેજ હું વિચાર કરીશ. એ સિવાય મારે બીજા લોકોની પંચાતમાં પડવાનું કાંઇજ કારણ નથી. (૨) તુકારામ કહે છે કે, લોકવ્યવહારથી થતું સુખ નાશવંત અને બહારનું છે. તેને લઇને મારે શું કરવું છે? (૩)

**૨૫૪૧**–જે હીરો લોઢાના ઘણા મારથી પણ ભાગતો નથી તેના ઉપર દેડકાનું લોહી જરાક લાગી જાય તો તે તરતજ ભાગી જાય છે. તે પ્રમાણે નઠારા લોકોની સોબતમાં રહીને સાધુ પુરુષ ભ્રષ્ટ થઇ જાય છે. (૧) સારી ગાય રખડાઉ ગાયની સાથે એકજ રાત રહે તો બીજે દહાડે તેને ગળે પણ ડણું બાંધવું પડે છે. એક ક્ષણવારની નઠારી સોબતને લીધે સારી બુદ્ધિ પણ ભ્રષ્ટ થઇ જાય છે. (૨) સોનું ગમે તેટલું સારૂં હોય પણ તેને કશાનો ડાઘ લાગી ગયો એટલે તેની મૂળ કિંમત ગમે તેટલી હોય તોપણ બજારમાં તેની થોડી કિંમત ઊપજે છે. (૩) મીઠાં પકવાન્નની અંદર થોડુંક ઝેર ભળી ગયું હોય તો તે બધી રસોઇ કડવી કડવી થઈ જાય છે. નઠારી સોબતને લીધે સારા માણસોનું પણ તેવુંજ સમજી લેવું. (૪) તુકારામ કહે છે કે, એટલા માટે ભાવ સહિત સંતોની સંગતિમાં રહેવું એજ ઉત્તમ છે; નહિ તો દુર્જનોની સોબતમાં ચોર્યાશીલક્ષ યોનિઓના ફેરા ફરવા પડશે. (૫)

૨૫૪૨-હે હરિ ! તારે મને જ્યાં જન્મ આપવો હોય ત્યાં આપજે, પણ હું તારૂં નામસ્મરણ છોડનાર નથી. (૧) ત્યાં મારે ભાગે સુખદુઃખ જે કાંઇ આવશે, તે બેઉ હું તને અર્પણ કરી દઇશ, પછી મારે તેમના સંબંધમાં ચિંતા કરવાનું કારણુજ નહિ રહે. (૨) હે વિઠ્ઠલ ! હું ગર્ભવાસ ભોગવીશ તોપણ હું તારો આજ્ઞાપાલક દાસ છું, એવું કહેતો જઇશ. (૩) ઓ નારાયણ ! તું મારો ઉદ્ધાર કર, એવી હું તને વિનંતી કરૂં છું. (૪) તુકારામ કહે છે કે, મારી આ હીન દશામાં કાંઇક સુધારો કરવાનો પ્રસંગ તને અત્યારે પ્રાપ્ત થયો છે, માટે તું અમારો ઉદ્ધાર કરજે. (૫)

૨૫૪૩-હાથમાં કરતાલ અને પગમાં ઘૂઘરીઓ બાંધીને તેમના રણકારની સાથે હું આનંદ સહિત ગાતો જઇશ અને નૃત્ય કરતો જઇશ. (૧) હે દેવ ! તારી આગળ ઊભા રહીને તારી સેવા કેવી રીતે કરવી અને તારી પ્રતિ કેવો ભાવ ધારણ કરવો, તેમાંનું હું કાંઇજ જાણતો નથી. (૨) મારો કરતાલ ઠીક વાગે છે કે નહિ, તાલ મુજબ વાગે છે કે તાલનો ભંગ થાય છે, તે પણ હું સમજી શકતો નથી. હું નાચું છું પણ બેતાલું નાચું છું અને હાથ વડે કરતાલ બજાવું છું, તે પણ બેતાલાજ. (૩) તુકારામ કહે છે કે, મારે કોઇની બીક નથી. તેમ કશાની લાજશરમ નથી, કેમકે હું તારા પ્રેમથી તૃપ્ત થઇ ગયો છું. (૪)

૨૫૪૪-જ્યારે હું મારો સંસાર છોડી બેઠો છું, ત્યારે હવે મારે લોકાચારની દરકાર પણ શી છે ? (૧) દેવના સિવાય મારે કોઈ ઇષ્ટમિત્ર, સ્નેહીસ્વજન, સગાંવહાલાં છેજ નહિ. (૨) મારા શરીરના તમામ સંબંધીઓનો મેં ત્યાગ કરી દીધો, ત્યારે મારે બીજા-ત્રીજા વિચાર કરવાની જરૂર ક્યાં રહી ? (૩) નાના પ્રકારની પ્રાપંચિક ઉપાધિઓની વાતો મારા કાન સાંભળવાની ના પાડે છે,

કારણકે, તેમ કરવાથી મારા જીવને ત્રાસ થાય છે. (૪) તુકારામ કહે છે કે, હે દેવ! તમને જેમ યોગ્ય લાગે તેમ તમે મારા ઉપર દયા રાખજો; પણ આ વ્યર્થ વૈષયિક સુખદુઃખની અંદર મને જરા પણ રાખશો નહિ. (૫)

**૨૫૪૫**–હરિનામામૃતની જાગીરનો ભોગવટો કરવાનો છોડી દઇને જે કોઈ મુક્તિની ઇચ્છા રાખે તેને ભાગ્યહીન કહેવો જોઈએ.(૧) અલ્યા! તને જન્મ લેતાં થાય છે શું? વૈકુંઠમાં જઈને તું શું ઉકાળવાનો હતો? (૨) અહીં તો તને દહીં (હરિપ્રેમ) અને ભાત (હરિચિંતન)નું ભોજન મળે છે. તે તને વૈકુંઠમાં શોધ્યું પણ જડનાર નથી. (૩) તુકારામ કહે છે કે, મારે તો મુક્ત થવાની દરકાર છેજ નહિ. મારે તો સંતોની સોબતમાં સદાકાળ પડી રહેવું છે. (૪)

**૨૫૪૬**–તમારે પગલે પગલે દેવને નમસ્કાર કરવા અને તેમની દયાને માટે ભિક્ષા માગતા રહેવું, આટલી બે બાબતો તમે સમજી લેજો. (૧) તમારે દેવને વારંવાર કહ્યાજ કરવું કે, હે કરુણાનિધિ! હે દયાસાગર! હે વિશ્રાંતિદાતા! અરે! તું મારી પાસે દોડી આવ. (૨) તમારે હાથ જોડીને અને આંખોમાં આંસુ આણીને ઉપર કહ્યું તે પ્રમાણે દેવની દયાની યાચના કરવી. (૩) તુકારામ કહે છે કે, મેં આવી રીતે તેમની દયાને માટે ભીખ માગી છે,તેથી હું તેમનું આપેલું દાન લેવાને યોગ્ય બનીને ઊભો રહ્યો છું. આથી મારી બધી ઇચ્છાઓ વિઠોબાજ પૂરી કરી દે છે. (૪)

**૨૫૪૭**–હે દેવ! હું મારી વાણીદ્વારા જે જે શબ્દોરૂપી પુષ્પોની ઉત્પત્તિ કરૂં છું, તે બધા આખરે તમારા ચરણ આગળજ સમર્પિત થાઓ! (૧) હે પાંડુરંગ! આ સંસારમાં તમેજ કૃપાદાન કરવાને સમર્થ છો, ત્યારે હવે મુજ ગરીબ-રાંકનો તમે ત્યાગ કરશો મા.(૨) મેં વિચારદ્વારા મારા દેહનો નિરાસ કરી દીધો.મારી

દેહાત્મબુદ્ધિને મનમાંથી કાઢી નાખી અને જીવ તથા શિવની વચ્ચે જે ભેદ હતો તે પણ ટળી ગયો છે. (૩) તુકારામ કહે છે કે, તમારા ચરણ આગળજ મારૂં મન સ્થિર થઈને રહે એવી મારી ઉત્કટ ઇચ્છા છે, તેને તમે પૂર્ણ કરો. (૪)

**૨૫૪૮**–કોઇ સ્ત્રી પોતાનું પહેરેલું લૂગડું ચડડડ કરીને ફાડી નાખે અને નાગી ધડંગ થઇને ઊભી રહે, ત્યારે તો આપણે જાણીએ કે, તે ખરેખરી ગાંડી થઇ ગઇ છે અને ત્યારે તો તેનું ગાંડપણ પણ જોવા જેવું કહેવાય. (૧) પણ મનમાં તો ગાંડપણનો વા વાયો ન હોય અને હું ગાંડો થયો છું, એમ કહીને કોઈ ગાંડો થવાનાં પાખંડ કરે અને દૂધમાં અને દહીંમાં બેઉમાં પગ રાખીને નકામી મોટી મોટી વાતો કરે, તેથી શું વળ્યું? (૨) મૃગજળને જોવાથી અને તેનું સેવન કર્યાથી તરસ છીપતી નથી. (૩) જે પોતાની કાર્યસિદ્ધિ કરવા જતી વખતે બીજાની વાટ જોઇને થોભતો નથી, તેનેજ સાચો શૂરવીર જાણવો. (૪) તુકારામ કહે છે કે, સંતો પોતાને શરીરે આવાં લક્ષણોરૂપી અલંકાર ધારણ કરે છે. (૫)

**૨૫૪૯**–દુરાગ્રહ કરવો એનુંજ નામ પાપ. એટલા માટે જેમને યોગી થવું હોય તેમણે દુરાગ્રહના સંકલ્પોને દૂરજ કરી દેવા જોઇએ. (૧) આવી ઉત્તમ પૂંજી અમારી પાસે કુદરતી રીતે પડેલી છે, તો પછી તમારે અમને કહેવાપણુંજ શું રહ્યું? (૨) પોતાના મનને વશ કરવાનો ઉપાય જો તમારા હાથમાં આવી ગયો તો પછી તમારે માટે શું દુર્લભ છે? (૩) તુકારામ કહે છે કે, તમારે યોગ્ય માર્ગે ચાલો અને વાસનાનું માથું ભાંગી નાખો. (૪)

**૨૫૫૦**–પાંડુરંગ એજ અમારો બીજ મંત્ર છે. તેને છોડીને બીજા અક્ષરોનો જપ કરી અમે નકામો બડબડાટ કરવાના નથી. (૧) હું બધો વખત મનથી હરિનામનું સ્મરણ કરતો રહું છું.

તેનાથી મારૂં મન સમાહિત અવસ્થામાં રહે છે અને એનું જ નામ સમાધિ. (૨) હું આ કામ છોડી બીજી કોઇ જગ્યાએ ભટકવા જવાનો નથી, તેમ પહાડપર્વતોની ગુફાઓમાં રહેવા જવાનો પણ નથી. જ્યાં વૈષ્ણવોની મંડળી જામી હશે ત્યાંજ હું તો રહીશ. (૩) તે વૈષ્ણવભક્તો નાના પ્રકારનાં વાદ્ય લઈને એકાદશીનું જાગરણ કરશે ત્યારે તે વખતે હું નૃત્ય કરીશ. એ સિવાય બીજાં જપ, તપ આદિ સાધનોમાં મને સમજણ પડતી નથી. (૪) રામકૃષ્ણનારાયણ એ નામસ્મરણ સિવાય ઉપવાસ, વ્રત અને તેમનાં પારણાં વગેરે ક્રિયાઓ હું કદી કરવાનો નથી. (૫) તુકારામ કહે છે કે, એક હરિના સિવાય બીજા કોઈની સ્તુતિ અથવા સેવા કેવી રીતે થાય, એ હું લેશમાત્ર પણ જાણતો નથી. (૬)

**૨૫૫૧**–પુંડલીકની ખૂબ તીવ્ર સેવા જ્યારે દેવે દીઠી ત્યારે અન્નને જોઇને જેમ કોઈ દુકાળિયો બૂમબરાડા પાડતો દોડ્યો જાય, તેમ દેવે પણ તેના તરફ દોડવા માંડ્યું. (૧) નારાયણે પોતાની મોટાઈને વિસ્તારી દીધી (૨) અને પોતે કેડે હાથ દઈને ઇંટના ઉપર ઊભા રહ્યા. હું પણ જઈને બેસું એવું પણ મોઢેથી બોલ્યા નહિ. (૩) તુકારામ કહે છે કે, જગદીશને પોતાના ભક્તોના પ્રેમની આવી ભૂખ છે. (૪)

**૨૫૫૨**–નાનાં છોકરાંને પોતાનું ભરણપોષણ કરવાની આવડત હોય ખરી કે? તેમને માટે તેમનાં માબાપ જે કરવું ઘટે તે કરે છે. (૧) તેમને તો વગર મહેનતે ખાવુંપીવું અને આનંદોલ્લાસ સહિત મનપસંદ રમતો રમવી, એજ તેમનુ કામ. તેમને માથે તેમનાં માબાપ હોવાથી તેમના યોગક્ષેમનો બોજો તેમને ઉપાડી લેવો પડતો નથી. (૨) નાનાં છોકરાંને પોતાના શરીરનું રક્ષણ કરતાં પણ આવડતું નથી; પણ તેમની માજ તેમનું જતન કરે છે અને

તેમના લાડકોડ પૂરા કરે છે. (૩) તુકારામ કહે છે કે, વિઠ્ઠલ મારાં માતાપિતા હોવાથી તેમના ઉપર મારો હક પહોંચે છે. (૪)

**૨૫૫૩**–જેઓ પોતાને મોઢેથી વિઠ્ઠલના નામનો સતત જપ કરતા હોય, તેમને હાથે રોજરોજ પાપાચરણ પણ થયા કરતાં હોય તો તેમાં તેઓ શું કરવાના હતા? તેમને પાપની શી ફિકર પડી છે? (૧) ઘાસની ગંજીમાં જરાક દેવતા પડે તો ક્ષણવારમાં ઘાસની જેમ રાખોડી થઈ જાય છે, તેમ હરિનામસ્મરણ વડે પાપ ક્ષણવારમાં નષ્ટ થઈ જાય છે. (૨) વિષ્ણુની મૂર્તિના ચરણનાં જેણે એક વાર દર્શન કરી લીધાં તેનાં કયાં કર્મ બાકી રહી જવાનાં? તુકારામ કહે છે કે, શ્રીહરિના નામસંકીર્તનની જ્યાં ગર્જના થાય છે, ત્યાં બધાંજ પાપ બળી જાય છે. (૩)

**૨૫૫૪**–નારિયેળની અંદરના ભાગમાં મીઠું કોપરૂં હોય છે તે વાતની વાંદરાને ખબર હોતી નથી, તેથી તે તો બહારના કઠણ કાચલાને જોઈને તેને નકામું સમજીને ફેંકી દે છે, પણ અક્કલવાળો માણસ તો જાણતો હોય છે કે, તેની અંદર કોપરૂં છે, તેથી તે બહારના કાચલાને ફેંકી દઈને અંદરની ખાવાલાયક વસ્તુને ગ્રહણ કરે છે. (૧) તેવી રીતે કોઈ કોઈ સુજ્ઞ લોકો સારભૂત રસનું ગ્રહણ કરે છે, અને તેવું જે નથી કરી શકતા તેમના મોઢા ઉપર ધૂળ પડે છે. આવી રીતે સૌ સૌની યોગ્યતા મુજબ પોતપોતાના લાયકની વસ્તુ લઈ લે છે. (૨) કૂતરાને ખીર ખવડાવીએ પણ તે તો તેને ઓકી કાઢવાનો. ખીરનો ખરેખરો ભોક્તા તો તેજ કહેવાય કે જેને તે પચે અને જેનાથી તે તૃપ્તિ તથા પુષ્ટિ મેળવે. (૩) તુકારામ કહે છે કે, મૂર્ખ લોકો તો ખાલી ભાર વહેનારા બળદિયા જેવા છે; માત્ર ચતુર લોકોજ અંદરની સારવસ્તુનો ઉપભોગ કરી શકે છે. (૪)

**૨૫૫૫**–હે દેવ! તમારૂં દર્શન મારે કરવુંજ છે એ વાત

જ્યારથી મારા મન ઉપર ઠસી ગઈ અને એ વિષયના ઉપર મારી પ્રીતિ જામી ગઈ ત્યારથી મારૂં મન ઘણું ઉત્કંઠિત થઇ ગયું છે, અને મારા મનમાં એનો એજ વિચાર રમ્યા કરે છે. (૧) ત્યારે હે ગોપાળ ! હવે મને આલિંગન દઈને મારી આટલી ઇચ્છા તું પૂરી જ કરી દેને. (૨) તારૂં દર્શન કરવાને ઉઘાડી મૂકેલી મારી આંખો મીંચવાનીજ ના પાડે છે; અને તેમાંથી પ્રેમાશ્રુરૂપી ભાગીરથી એક સરખી રીતે વહ્યાજ કરે છે. (૩) તુકારામ કહે છે કે, હું પતિતોને પાવન કરૂં છું, એવો તારો મૂળ કરાર તું સાચો પાડી બતાવને! (૪)

**૨૫૫૬**–આખું જગત ચૈતન્યના પ્રકાશથી પ્રકાશિત થયેલું છે તેથી કરીને અજ્ઞાનરૂપી અંધકારનો નાશ થઇ ગયો છે. (૧) કોઈ ખૂણાખોંચરામાં ભરાઈ રહેવા જેટલી જગ્યા પણ એ અજ્ઞાનાંધકારને મળતી નથી. સર્વત્ર એકચિત્ત અને ઐકયભાવનીજ પ્રગટ રીતે વ્યાપ્તિ થયેલી છે. (૨) આજે ખરેખરી આત્મસ્થિતિનો સોનેરી દિવસ ઊગ્યો છે; અને તેના પ્રકાશનો એવો ફેલાવો થઈ ગયો છે કે, મોઢેથી તો તેનું વર્ણન કરી શકાયજ નહિ. (૩) તુકારામ કહે છે કે, શ્રેષ્ઠ પરબ્રહ્મ સ્વરૂપને જીવે તેની સાથે સમરસ થઈને પ્રેમાલિંગન દીધું છે. (૪)

**૨૫૫૭**–માની અવસ્થા કેવી છે તે તેનું છોકરૂં થોડું જાણે છે? મા ઘણામાં ઘણી કાળજી પોતાનાં છોકરાંને માટે રાખે છે. (૧) હે દેવ! માદીકરાનો પરસ્પર આવો વ્યવહાર હોય છે, પથરો તુંબડાને તારી શકતો નથી, પણ તુંબડું પથરાને તારી શકે છે. (૨) ચંદનના ઝાડ સાથે મોટા મોટા ઝેરી નાગ વીંટાય; તોપણ ચંદનની શીતળતા તે નાગને શાંત કરી દે છે, પણ તે છતાં તેઓ ચંદનના સમાન થઈ શકતા નથી. (૩) તુકારામ કહે છે કે, હે દેવ ! તમે પારસમણિ થઈ જાઓ અને લોખંડની જગ્યાએ મને રાખજો. (૪)

**૨૫૫૮**–સળગાવેલા કોયલા મારા શરીર ઉપર મૂકીને લોકો મને મારી નાખવા બેઠા છે. (૧) આવા અનેક લોકોના છટકામાં હું આવી ગયેલો છું, તોપણ હું તેમની વચમાં ઊભો રહીને ક્રીડા કરૂં છું. (૨) મારામાં કયી કયી બાબતની ત્રુટિઓ છે તે તેઓ શોધી કાઢે છે અને તેજ કરવાનું મને અનુમોદન આપે છે. (૩) તુકારામ કહે છે કે, હવે આગળ પ્રવેશ થતો નથી. મારી તો અત્યારે આવી દુર્દશા થઈ છે. (૪)

**૨૫૫૯**–કેટલાક લોકોને પ્રપંચને લગતી નકામી નકામી ખટપટ કરવાનુંજ કામ ભાગે આવ્યું છે. તે અભાગિયાઓ જૂઠો શ્રમજ કરી મરે છે. (૧) તેઓ પોતાના પૂરતુંજ પોતાનું સ્વહિત કેમ સાધી નહિ લેતા હોય? (૨) નકામા વિષયોની ચર્ચાની શા માટે ડાચાકૂટ કરતા હશે? (૩) તુકારામ કહે છે કે, આ દેવને તમારી સેવા સમર્પિત કરીને તમારૂં હિત કેમ સાધી લેતા નથી? (૪)

**૨૫૬૦**–અરે! તમારા સોબતીઓમાંથી હળવેહળવે એક પછી એક ખરવા માંડયા છે અને છતાં તમે બેફિકરા બનીને કેમ બેસી રહ્યા છો? (૧) તમે એકલા પડી જશો ત્યારે પછી શું કરશો? કાળ પણ તમારી નજીક આવીને ઊભોજ રહ્યો છે. (૨) આવી સ્થિતિમાં તમે જરાક સાવધ થાઓ અને તમારી મુક્તિ થાય એવાં કાંઈક સારાં કર્મ કરી લોને. (૩) ધીરેધીરે તમારા કાન, આંખો, માથાના વાળ એ બધાં પોતપોતાનાં કામ કરવામાં વધારે વધારે શિથિલ થવા લાગ્યાં છે.(૪) તમારા મોઢાની અંદરના દાંત પડી જવા આવ્યા છે અને તમારી દાઢો પણ પડી જવા બેઠી છે. (૫) મોઢામાં ફક્ત એક તમારી જીભ રહી ગઈ છે અને તે ગમે તેમ બકબક કરતી ફરે છે. તુકારામ કહે છે કે, આ રીતે તમારી તમામ ઈન્દ્રિયો તમને મારવા બેઠી છે. (૬)

**૨૫૬૧**-હે મનુષ્યો! પ્રાપંચિક વિષયોને લગતી તો તમારે મારી સાથે કશી વાતજ કરવી નહિ. (૧) હવે તો મારા કાનને એક દેવના નામ સિવાય બીજો એક શબ્દ પણ સાંભળવો ગમતો નથી, તેમ મારાથી સાંભળી શકાતો પણ નથી. (૨) આ જન્મમાં તો મારે પાપપુણ્યનાં દર્શન કરવાં નથી. (૩) પૂર્વજન્મોનાં પાપ અને પુણ્ય તથા અત્યાર સુધીમાં મારે નામે સંચિત થયેલાં પાપપુણ્ય હતાં તે તો ચોર ચોરી ગયા. (૪) કણસલામાં કૃષ્ણ આવે અને તે પાકા થાય એટલે તેના રાડાનાં પાંદડાં આપોઆપ ખરી પડે છે. (૫) તુકારામ કહે છે કે, હું પાપપુણ્યના ગૂંચવાડાને મારી પાસે આવવા દેવાનોજ નથી. (૬)

**૨૫૬૨**-હે દેવ! હવે આપણી બેઉની વચ્ચે સાટાબદલી થઈ ચૂકી છે. મારો જીવભાવ મેં તમને સમર્પિત કરી દીધો અને તેના બદલમાં તમારો સ્વરૂપભાવ મેં લઈ લીધો. ત્યારે હવે હું નાનો અને તમે મોટા એવું તેવું રહી શકેજ કેવી રીતે? (૧) આપણે બેઉ એકબીજાના હાથમાં આવી ગયા છીએ. તેથી કરીને હું ચિંતારહિત થઈ ગયો છું. (૨) આ બધો નિકાલ સંતોને સાક્ષી રાખીને કર્યો છે, તેથી કરીને હવે મારે કોઈની પાછળ ફેરા મારવાની જરૂર રહી નથી. (૩) તુકારામ કહે છે કે, હે દેવ! હવે આપણી વચ્ચે સ્પર્ધા કરવાનું કારણ રહ્યું નથી તેમ મારા મનમાં કશી વાતની આશા તૃષ્ણા પણ રહી નથી. (૪)

**૨૫૬૩**-હે દેવ! મારૂં જે છે તેજ તમે મને આપી દો, એટલે ઘણું થયું. તમારી પાસેથી કશું નવું મેળવવાની તો હું ઇચ્છા રાખતોજ નથી. (૧) તમારા જે રૂપનાં હજારો ઉપર નામ છે, તે રૂપ ભક્તોને સહાયકારી નીવડે છે, તે માટે હું તેનેજ ઘણું ઉત્તમ માનું છું. (૨) મારૂં બોલવું જો સાક્ષીપુરાવા વિનાનું હોય તો

ભલે તમે મને સજા કરી શકો છો. (૩) તુકારામ કહે છે કે હે વિઠ્ઠલ! મારો માલ તો ખરો માલ છે. (૪)

**૨૫૬૪**–હે દેવ! મારા સરખાં નાનાં નાનાં છોકરાંના બોલ સાંભળીને તમને ઘણું સાનંદાશ્ચર્ય થતું હશે. (૧) ઓ ગોવિંદ! હું તમારી જે કાંઈ સ્તુતિ કરૂં છું તે બધી તમને તો નિંદાના જેવી લાગતી હશે. (૨) હે હરિ! હું તમને બોબડાતોતડા બોલ વડે રિઝાવું છું. (૩) તુકારામ કહે છે કે, હું તમારી પાસે લાડ કરીને પ્રેમથી કાંઈ કાંઈ ખાવાનું માગું છું. (૪)

**૨૫૬૫**–જપતપ આદિ સાધનો કરવાથી પણ જેની પ્રાપ્તિ થતી નથી, તે અમને હરિના ગુણ ગાવાથી સહેલાઇથી પ્રાપ્ત થઈ ગયું છે. (૧) ધ્યાનધારણા આદિ અષ્ટાંગ યોગ સાધવાનો શ્રમ ન કરતાં ફક્ત હરિકીર્તન થતું હોય ત્યારે તેમાં સામેલ થઈને તમારે નૃત્ય કરવું, બીજું કાંઈજ કરવાનું નથી. (૨) જેને નામ નથી, રૂપ નથી, આકાર નથી તે નિરાકાર દેવ સાકાર રૂપ ધારણ કરીને કેડે હાથ દઈને ઊભા થઈ રહ્યા છે. (૩) અનંત બ્રહ્માંડ જેના પેટની અંદર સમાઈ જાય છે, તે દેવ અમારા ભક્તિભાવને વશ થઈને અમારા નાનકડા હૃદયસંપુટની અંદર સમાઈ જાય છે. (૪) તુકારામ કહે છે કે, દેવના પ્રતિ પ્રેમ રાખનારા ભક્તો અંદરથી અને બહારથી બધી રીતે નિર્મળ બની જાય છે; તેથી તેઓ દેવનું ખરૂં રહસ્ય જાણે છે. (૫)

**૨૫૬૬**–હું દેવને શરણે ગયો ત્યારથી સૌના કરતાં વધારે બળવાન બની ગયો છું. (૧) દેવના ઘરની અંદર મેં ધામો નાખી દીધો છે અને તેમની કયી કયી મુખ્ય મુખ્ય મિલકત છે, તે બધું મેં જાણી લીધું છે. (૨) જે જે ઉપાય કરવાથી પરમાર્થરૂપી ધન હાથમાં આવી જાય તે બધા ઉપાય અમલમાં મૂકવાની મેં યોજના

તૈયાર કરી છે. (૩) તુકારામ કહે છે કે, દેવના ચરણુની સાથે બાથ ભેરવીને મેં તમામ પ્રકારનાં બંધનોમાંથી મારો છુટકારો કરી દીધો છે. (૪)

**૨૫૬૭**–મેં પરમાર્થની પૂઠ પકડીને મારૂં કાર્ય સાધી લીધું; આથી કરીને હવેથી જેઓ સીધે રસ્તે થઈને આવશે તેમને મારામાંથી હું ભાગ આપીશ. (૧) જે વસ્તુ દૂર હતી તે હવે મારા ઘરમાં આવીને બેઠી છે; માટે હવે તો તમારે તેને પ્રાપ્ત કરવાની ફક્ત ઇચ્છાજ કરવાની છે. (૨) મેં અહીં પરમાર્થનો ભંડારજ ફોડીને સૌને સારૂ ખુલ્લો કરી દીધો છે. (૩) તુકારામ કહે છે કે, તેમાંથી સૌનું પૂરૂં થાય એમ છે અને ત્યાં તમારો કોઇ હાથ ઝાલનાર નથી; એટલે જેને જેટલું લેવું હોય તેટલું પોતાને હાથે લઈ લેવાની છૂટ છે. (૪)

**૨૫૬૮**–કેટલાક લોકો એવા હોય છે કે તેમની પ્રીતિ એક પરમાર્થના ઉપરજ હોય છે અને કેટલાકનો તેના ઉપર બિલકુલ ભાવજ હોતો નથી. (૧) દેવે ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એવા ગુણવાળા જુદી જુદી જાતિના લોક ઉત્પન્ન કર્યા છે. (૨) તેમાં કોઈ શ્રેષ્ઠ તો કોઈ નીચ હોય છે. એ ભેદ પોતપોતાની મનની રુચિને આધારે થાય છે. (૩) તુકારામ કહે છે કે, દેવ એવા છે કે કોના અંતઃકરણમાં મારે માટે કેટલી તાલાવેલી છે તે બધું તે જાણી જાય છે અને તે પ્રમાણે તે સૌની ઇચ્છા પૂર્ણ કરે છે. (૪)

**૨૫૬૯**–અહીં તમારૂં મને દર્શન થયું એટલે તમારા તરફથી મને જે દાન મળવાનું હતું તે મને મળીજ ગયું. (૧) તમારી સાથે હું પ્રેમની લડાઈ લડીશ અને તમારા આનંદનું વર્ણન કરીશ. (૨) અત્ર દર્શાવેલું રહસ્ય મને તમારા ચરણનાં દર્શન કર-

વાથી સમજાઈ ગયું છે. (૩) તુકારામ કહે છે કે, આવી બુદ્ધિ મને સિદ્ધિના ભણી દોરી લઈ ગઈ. (૪)

**૨૫૭૦**–આ મારૂં અને આ પરાયું એવા ભાવથી ભરેલા સંસારના ઉપર હું ચિડાઈ ગયો છું. (૧) તેથી કરીને હું તેનો ત્યાગ કરીને દેવની પાસેજ ધામો નાખીને પડી રહું છું. (૨) તે પ્રાપંચિક વ્યવહારની પ્રતિ હું નિષ્ઠુર થઈ ગયો છું, તેથી કરીને મારો ઊડી ગયેલો મોહ હવે પાછો આવનાર નથી. (૩) તુકારામ કહે છે કે, દેવ જ્યારે મારા હાથમાં આવી ગયા છે, પછી મારે ભય કેવો ને વાત કેવી ? (૪)

**૨૫૭૧**–હે દેવ ! હું તમારી કરુણાની ભિક્ષા માગું છું અને તમે તો ધીરજ ધરીને નિરાંતે બેસી રહો છો તે જોઈને મને ઘણુંજ આશ્ચર્ય લાગે છે. (૧) તું મારી પાસે દોડી આવ, મારી પાસે દોડી આવ, એવું કહીકહીને તો મારા પ્રાણ સુકાઈ ગયા. (૨) તમારા વગર મારી દસે દિશાઓ સૂની સૂની થઈ પડી છે કે શું થયું છે તેની મને કશી સમજણ પડતી નથી. (૩) તુકારામ કહે છે કે, અલ્યા પાંડુરંગ ! હું તારી કરુણાની ભિક્ષા માગું છું, તે તારા સાંભળ્યામાં કેમ નથી આવતું ? (૪)

**૨૫૭૨**–હું તારા કાલાવાલા કરીને તને સાદ કરૂં છું કે, તું મારી પાસે દોડી આવ. મારા જીવને હવે વધારે કષ્ટ આપીશ મા. (૧) આ તારા બાળકને ઊંચકીને તારી કેડે બેસાડી દે અને તારા પ્રેમામૃતનો પાનો મૂકીને તેનું મને પાન કરાવ. (૨) તું હવે આ કામમાં વધારે ઢીલ ન કરે એટલુંજ હું ઇચ્છું છું. (૩) તુકારામ કહે છે કે, ઓ આખા જગતનું પાલન કરનારી માતા ! તું હવે ખૂબ ત્વરા કરીને મારી પાસે દોડી આવ. (૪)

**૨૫૭૩**–હું તમારી આગળ હાથ જોડીને તમારા તરફ દાન

મેળવવાની આશાએ ઊભો રહ્યો છું અને તે દાન લેવાને માટે હું ઘણો અધીરો બની ગયો છું. (૧) આ વાત બરાબર મારા અનુભવમાં આવી જાય તે માટે મારા તરફ કૃપાદૃષ્ટિ કરીને જો-મારા તરફ કૃપાદૃષ્ટિ કરીને જો. (૨) તું મારો સ્વામી છે અને હું તારો સેવક છું, આવી જાતનું ઐક્ય આપણી બેઉની વચ્ચે સ્થપાઈ જવું જોઇએ. (૩) તુકારામ કહે છે કે, આવી વિનંતી હું તારી સામે ઊભોઊભો વારંવાર કર્યાજ કરૂં છું. (૪)

૨૫૭૪-અહ્યા ઓ દેવ! તારા કયા રૂપદ્વારા અને કયી રીતે મારે તારો અનુભવ લેવો છે, તે શું મારે તને કહેવું પડશે? (૧) તું સગુણ છે કે નિર્ગુણ, નાનો છે કે મોટો, તે મારાથી અનુમાન વડે કાંઇજ નક્કી થઈ શકતું નથી (૨) આ સંસારસમુદ્રને ઓળંગી જવાને મારે માટે કયા પ્રકારનો વિચાર કરીને છેવટનો નિશ્ચય કરી નાખવો જોઈએ? (૩) તુકારામ કહે છે કે, હે શ્રીપતિ! તારા ચરણની પ્રાપ્તિ મને થાય કેવી રીતે તે કહે, કારણકે તેમને પ્રાપ્ત કરવાનું રહસ્ય હજી મારે હાથ લાગ્યું નથી. (૪)

૨૫૭૫-હે પાંડુરંગ! હું તારૂં દર્શન કરવાની આશા રાખીને બેઠો છું, તેથી તું મને એ બાબતમાં નિરાશ કરીશ મા. (૧) હે શ્રીહરિ! તારે બારણે હું તારો સેવક બનીને ભીખ માગવાને આવ્યો છું, ત્યારે હવે તું મને કાઢી મૂકતો નહિ. (૨) તું કૃપા કરીને મારી સાથે વાતચીત તો કર. મને આ બાબતની ખરેખરી તીવ્ર ભૂખ લાગી છે, તેથી કરીને નારાયણે મારી ઇચ્છા પૂર્ણ કરવી જોઈશે. (૩) તુકારામ કહે છે કે, તું આવીને મને દર્શન દે અને મને આખે શરીરે પંપાળીને તારા પેટની સાથે દબાવી દે. (૪)

૨૫૭૬-હે દેવ! તારૂં નામ હું હમણાં હમણાં ગાવા લાગ્યો છું, તેથી કરીને લોકો મને માનતા થયા છે. (૧) મારે અન્નવસ્ત્રની

તો ચિંતા રહીજ નથી. તેથી કરીને દેહના સંબંધી જે મોટામાં મોટું દુઃખ તે તો ટળીજ ગયું છે. (૨) દેહનાં સગાંસંબંધીઓની ઉપાધિને મેં દૂર કરીદીધી ત્યારથી તે બંધમાંથી પણ મારો તત્ક્ષણ છુટકારો થઈ ગયો છે. (૩) મારા બધાજ આશાપાશ તૂટી ગયા છે, ત્યારે હવે મારે લેવડદેવડ કરવાનું કામજ શું ? (૪) તુકારામ કહે છે કે, હે અનંત ! હે મારાં માબાપ ! ત્યારે હવે આ ઉપરથી તને જેમ યોગ્ય લાગે તેમ કરજે. (૫)

**૨૫૭૭**–હે દેવ ! તેં કામક્રોધાદિ વિકારોને મારો કેડો લેવાને સારૂ છોડી મૂક્યા છે. તેમના ત્રાસને લીધે હું ઘણોજ દુઃખી થાઉં છું. (૧) તેમને તું રોકવા જાય છે પણ તારાથી તે રોકી શકાતા નથી, તે જોઇને મારા મનને ઘણું આશ્ચર્ય લાગે છે. (૨) તારા મનથી તું સહજ રમત કરે છે, પણ તેનાથી મારા તો પ્રાણજ જવા બેઠા છે. આથી હું ભયભીત થઈને સદાકાળ દુઃખીને દુઃખી રહું છું. (૩) તુકારામ કહે છે કે, આ બધું મારા પ્રારબ્ધને લીધે થાય છે, તને શ્રીમંતને કોણ હસે એમ છે ? (૪)

**૨૫૭૮**–હે દેવ ! હે મહારાજ ! તું તારે મોઢેથી મારી પાસે કોઈ પણ જાતની સેવા માગી લે એવી મારી ઇચ્છા છે. (૧) હું મારા મનથી મારા જીવ ઉપર, મારા દ્રવ્યાદિ ઉપર, મારાં ઘરબાર ઉપર અને મારાં સ્ત્રીપુત્રાદિ ઉપર ઉદાર બની ગયો છે અર્થાત્ તે બધાંનો ત્યાગ કરવા હું તૈયાર છું. (૨) એટલે તું મારી સેવાના બદલામાં કાંઇક આપવાને વિચાર કરતો હોઇશ તો હું તે લેનાર નથી. (૩) મારે તો તારા મુખડાનું દર્શન કરવું અને આપણે બે જણ મીઠી મીઠી વાતો કરીને એકબીજાના આનંદમાં વૃદ્ધિ કરીએ એજ મારી મનોવાંછિત માગણી છે. (૪) તુકારામ કહે છે કે, હું તારા ચરણના સમ ખાઈને કહું છું કે, આ હું ખરૂંજ કહું છું. (૫)

**૨૫૭૯**–હે કેશવ ! મુજ ગરીબને દર્શન દેવા તું દોડી આવ (૧) કારણકે તને મળવાને માટે મારા જીવને ઘણીજ તાલાવેલી લાગી છે, તેથી કરીને હું તારા આવ્યાની વાટ જોયા કરૂં છું. (૨) મારૂં મન તારા ચરણના રંગમાં રંગાઇ ગયું છે, તેને તારા દર્શન વિના ચેન પડનાર નથી. (૩) તુકારામ કહે છે કે, હે કૃપાવંત ! મારે માટે જરાક લાગણી રાખજે. (૪)

**૨૫૮૦**–જો તારા ચરણ આગળ મને આશ્રય નથીજ મળવાનો તો તો હું આ પૃથ્વીના ઉપર ભારરૂપ છું એવોજ અર્થ થયો; ત્યારે હવે મારે જીવીને કરવું છે પણ શું ? (૧) સૌ પુરુષોમાં તું ઉત્તમ છે, તેથી કરીને જો તારૂં દર્શન મને થવાનુંજ ન હોય તો પછી આ મારી આંખો ફૂટી જાય તોય શું ? (૨) મારૂં મોઢું જો નિરંતર તારા નામનો જપ કરે તો તે મોઢું નથી, પણ વાઘ અને શિયાળ ભરાઈ રહેવાનું દર છે અથવા દાણા ભરવાની કોઠીનું સાણું (છિદ્ર) છે. (૩) તુકારામ કહે છે કે, હવેથી જો પાંડુરંગના વિનાની મારી એક ક્ષણ પણ જાય તો તે કરતાં તો મારો જીવજ જાય તે શું ખોટું ? (૪)

**૨૫૮૧**–હે દેવ ! તારે મારા મનમાં ગર્વ અને અભિમાન એ બેને તો રહેવા દેવાંજ નહિ, કારણકે તારા વિના મારો જીવ ક્ષીણ થતો જાય છે. (૧) હે વૈકુંઠનાયક ! તારી માયા ઘણીજ દુસ્તર છે, તેમાંથી છૂટવું ઘણુંજ મુશ્કેલ છે; માટે હવે તુંજ મારો છુટકારો કરી દે. (૨) તુકારામ કહે છે કે, એક વાર જો તારૂં મને દર્શન થાય તો પછી માયા આદિ બધાજ વિકારોનું નિરસન થઈ જાય. (૩)

**૨૫૮૨**–હે નારાયણ ! તું મારે ઘેર આવીને ઊભો રહે અને મને તારા પગ ઉપર મારૂં માથું મૂકવા દે. (૧) તું મને વારેઘડીએ આલિંગન દેતો જા અને મારા ભણી કૃપાદૃષ્ટિ કરીને જોતો જા. (૨) મારા હૃદયરૂપી ઘરના છેક અંદરના ભાગમાં તું બેસ અને તારા

પગ મારા હાથમાં લેવા દે અને મારા ચિત્તને તું સ્થિર કરી દે. (૩) મારા ઘરમાં જે કાંઈ હશે તેના વડે હું તને ભોજન કરાવીશ. તું નહિ ખાય તો જઈશ પણ ક્યાં? મારા ઘરમાં જે હાજર હશે તે તારે ખાવુંજ પડશે. (૪) દયાવંત દેવે પોતાનો મર્મ મને સમજાવી દીધો નથી. ત્યારે હવે જો તું મને તજી દઈશ તો પછી મારા ભ્રમનું નિવારણ પણ કોણ કરશે? (૫) તુકારામ કહે છે કે, હે અનંત! પ્રેમના જોર વડે હું તારા ઉપર મારી સત્તા ચલાવું છું. તેથી કરીને હું જે હમણાં બોલી ગયો છું તે બધું હું તારી પાસે કરાવીશ ત્યારેજ તને છોડીશ. (૬)

**૨૫૮૩**–જેના અંતઃકરણમાં દેવનો વાસો થયો તેના સંસારના ઉપર તો પથરોજ પડ્યો જાણવો. અર્થાત્ તેનો સંસાર કથળીજ જવાનો. દેવનો વાસો થયો છે કે નહિ તેની આજ પરીક્ષા છે. (૧) દેવ તેના સર્વસ્વનો નાશ કરી દઈને તેને પોતાનાથી વેગળો રહેવા દેતા નથી, એજ દેવની પ્રાપ્તિની એંધાણી છે. (૨) તેની વાણીને દેવ અસત્ય આદિ ગંદકીમાં પડવા દેતા નથી, પણ પોતાના નામમાંજ રોકી રાખે છે, એ અંતઃકરણની અંદર દેવની પધરામણીની એંધાણી છે. (૩) જેને દેવની સંગત થઈ તેનું મનુષ્યપણું ગયુંજ એ પણ એક એંધાણી છે. (૪) દેવ તેને કોઈ પણ જાતની આશા કે મમતાના પાશમાં બંધાવા દેતા નથી, એ પણ દેવ અંતઃકરણમાં આવ્યાની એંધાણી છે. (૫) જેને દેવની પ્રાપ્તિ થઈ હોય છે તે એવો સુવક્તા થઈ જાય છે કે આખા જગતને તે પોતાને સ્વાધીન કરી લે છે, એ પણ એક એંધાણી છે. (૬) તુકારામ કહે છે કે, મારા હૃદયરૂપી ઘરના ઉપર દેવે કબજો કરી લીધો છે તેથી કરીને ઉપર ગણાવેલાં બધાં લક્ષણ મારામાં આવી ચૂક્યાં છે તે તમે પ્રત્યક્ષ જોઈ શકો છો. (૭)

**૨૫૮૪**–હે વિઠ્ઠલ! અનંતાવધિ લોકો પોતાને મોઢેથી તારા

મહિમાનું વર્ણન કરતા આવ્યા છે. આવા તારા સેવકોની સંખ્યા અગણિત છે. (૧) આટલા બધામાં મારા જેવા ગરીબની દાદફરિયાદ કોણ સાંભળવાનું હતું ? એટલા માટે તો હું એક બાજુએ ફેંકી દેવા જેવા લોકોમાં ગણાઈ ગયો છે અને તેથી ફરિયાદ સાંભળવામાં તમે આટલી બધી ઢીલ કરો છો. (૨) હે નારાયણ ! સૌ ચતુર પુરુષોમાં તમે સર્વથી શ્રેષ્ઠ ચતુર છો અને સદાકાળ સર્વગુણસંપન્ન રહો છો. (૩) તુકારામ કહે છે કે, હું તો આ કલિયુગનો અતિ પાતકી જીવ છું. એટલા માટે તો તમને મારા ઉપર દયા આવતી નથી. (૪)

**૨૫૮૫**–હે મનુષ્યો ! તમારે જરા પણ ફિકરચિંતા કરવી નહિ અને મનમાં લેશમાત્ર પણ ભય રાખવો નહિ; (૧) કારણકે નારાયણ હમેશાં પોતાના ભક્તોને સહાય થાય છે અને પંડે તેમનું રક્ષણ કરે છે. (૨) તેમને આપણે કાંઈ કહેવું હોય તો શબ્દોની યોજના કરીને સુંદર ભાષણ તૈયાર કરવાની જરૂર પડતી નથી. (૩) તુકારામ કહે છે કે, તમે મનમાં જરા પણ ભય રાખશો નહિ અને આના સંબંધમાં કશું બોલશોજ નહિ. (૪)

**૨૫૮૬**–જેની લેવડદેવડ કર્યાથી અંતે ખોટની ખોટજ જાય એવી જૂઠી પૂંજી મારી પાસે એકઠી થઇ છે. (૧) હે દેવ ! ગર્ભવાસનાં દુઃખ મારી કેડે પડ્યાં છે, ત્યારે હવે તારી આવ્યાની વાટ કેવી રીતે અને શું મોઢું લઇને જોવાની હું હિંમત ચલાવું ? (૨) કોઈ સારી અને કોઈ નઠારી એવી અનેક યોનિઓના ભિન્નભિન્ન સ્વભાવના રંગ વડે હું પોતે રંગાઈ ગયો છું. (૩) અનેક જાતના લોકોની સંગતમાં રહીને હું ઘણોજ બદલાઈ ગયો છું અને મારા ઉપર ઘણી જાતના તમોગુણી રંગ ચડી ગયા છે. (૪) મારા ઉપર આવી ગયેલાં અનેક આવરણો પૈકી સૌથી ઉપરના આવરણને

એક બાજુએ કરીને મારી અંદરનાં અંગ જેવાં છે તેવાં હું બતાવી શકતો નથી. (૫) તુકારામ કહે છે કે, તેવી રીતે હે દેવ ! આ શરીરરૂપી વસ્ત્ર સૌથી ઉપરના પડની બહાર બાજુની કોરકિનારી વડે સુશોભિત દેખાય છે. તેને ઉઘાડીને અંદર ન જોતાં તેના બદલામાં તમે મને તમારા સ્વરૂપનું દાન કરી દો. (૬)

**૨૫૮૭**-સંતોની સંગતિમાં લાંબા વખત સુધી લાગલાગટ પડી રહેવું નહિ, કારણકે તેમ કરવાથી સંતોમાં રહેલા કોઇ ને કોઈ દોષના ભણી આપણું લક્ષ ખેંચાય છે. (૧) અને તેમ થાય તો તેથી અપરિહાર્ય એટલે કદી પણ ધોઈ શકાય નહિ એવો દોષ આપણને લાગુ પડી જાય છે; અને તેથી કરીને આપણી પાસે જેટલાં જેટલાં પુણ્ય સંચિત થયાં, તે બધાંનો નાશ થઈ જાય છે. (૨) તુકારામ કહે છે કે, એના કરતાં તો સંતોને આઘેથી નમસ્કાર કરવા અને તેમના સ્વરૂપનું ધ્યાન આપણા હૃદયની અંદર કરતા રહેવું એ વધારે સારૂં છે. (૩)

**૨૫૮૮**-જે વસ્તુ જેનું ભક્ષ્ય હોય તેજ વસ્તુ તે યાચકને દાનમાં આપી શકે છે. (૧) એટલા માટે સંતોનો વાસ ક્યાં ક્યાં છે તેની હું તપાસ કરીને તેમની પાસે જઈ બેસું છું. (૨) તેઓ શ્રીહરિના નામસ્મરણ વડે તૃપ્ત થઈ ગયા હોય છે અને તેમનું ઉચ્છિષ્ટ પણ ખૂબ વધી પડેલું હોય છે. (૩) તુકારામ કહે છે કે, તે ઉચ્છિષ્ટના સેવનથી તમામ આશાતૃષ્ણાઓનો ક્ષય થઈ જાય છે અને આગળ ઉપરનાં જન્મમરણની જંજાળનો નાશ થાય છે. (૪)

**૨૫૮૯**-તે સંત લોકો જ્યાં રહેતા હોય તે સ્થાનનો આશ્રય લઇને રહેવું એ ઘણું સારૂં છે; (૧) કારણકે જેમને સ્વરૂપના અજ્ઞાનરૂપી નિદ્રા લાગુ પડી હોય છે, તેમને તે સંતો જગાડી સાવધ કરી દે છે અને આત્મવસ્તુની પ્રાપ્તિ કરાવી દે છે. (૨) સંતોનો જે

વ્યવહાર હોય છે તે તેમની સંગતિમાં રહીને અને તેમની સાથે જીવૈક્યભાવ સાધીને શીખી લેવો જોઇએ. (૩) તેઓ સ્વહિતદ્વારા આપણું હિત સમજી જાય છે. આ બાબતમાં એકબીજાનું મનજ સાક્ષીરૂપ છે. (૪) સંતોની આગળ દ્વૈતભાવને લગતો કશો પ્રતિબંધ હોતો નથી. (૫) તુકારામ કહે છે કે, આવા સંતો જે ઉપાયે આપણે ઘેર આવે તે ઉપાય ઉત્તમ સમજવા. (૬)

**૨૫૯૦**–કોઈ પથરાની સાથે પોતાનું માથું ફૂટે તો તેનું માથું ફૂટી જાય, પણ તેનું દુઃખ જોઈને પથરો નરમ થાય એવી આશા રાખવી નહિ. (૧) દુરાગ્રહપૂર્વક આગમાં હાથ નાખીએ તો તેમ કર્યાથી શરીરને સુખ થશે એવી આશા રાખી શકાય ખરી? (૨) ઝેરી સાપને કોઈ પ્રેમથી પંપાળે તો તેથી શું સાપ પોતાનો સ્વભાવ બદલવાનો હતો? (૩) તુકારામ કહે છે કે, આપણી સાથે જે રિસાયો હોય તેના અબોલા આકાશ જેવડા જાણવા. (૪)

**૨૫૯૧**–હે મનુષ્યો! તમારે તમારા અંતઃકરણની પ્રાપંચિક તાલાવેલીને હવે શાંત કરી દેવી જોઈએ. (૧) તમે દેવના ચરણારવિંદમાં તમારા ભાવને સ્થિર કરી દો અને પછી તે શું કરે છે તે તમે નિરાંતે જોયા કરો. (૨) ભૂતમાત્રને અન્ન પૂરૂં પાડનાર તેજ છે. એના સિવાય બીજો કોઈ સત્તાધીશ નથી. (૩) તુકારામ કહે છે કે, મને તો ખાતરી છે કે તે પોતાના ભક્તોનું કામ કરવામાં કદી પણ ઢીલ કરતો નથી. (૪)

**૨૫૯૨**–કેટલાક લોકો જનસમૂહની આગળ લાંબાં લાંબાં ભાષણો આપવા હોંસે હોંસે દોડી જાય છે, પણ પોતે પોતાના કથન પ્રમાણે વર્તતા નથી; ઊલટા લોકોની આંખોમાં ધૂળ નાખીને અવળાં આચરણ કરે છે. (૧) જેઓ પોતે સીઝયા નથી, એટલે જેઓ અપરિપક્વ અથવા કાચા છે તેમનાથી નીપજે શું? તેઓ

જે કોઈ વિષયની ચર્ચા કરે તે પરિપક્વતાને ન પામતાં કાચીજ રહી જાય તો પછી તેમની પોતની કચાશની તો વાતજ શી કરવાની? (૨) કોઈ મોઢેથી ખાતો જાય અને ખાધેલું ઓકી કાઢતો જાય તો તેના શરીરને શી પુષ્ટિ મળે? (૩) તુકારામ કહે છે કે, હીન લોકોના સંસર્ગમાં જે આવે તેના ઉપર જાણે રોગનો હુમલો આવા ભાવ થયો હોય એટલું કષ્ટ તેને વેઠવું પડે છે. (૪)

**૨૫૯૩**–મારી ઇન્દ્રિયો અંદરઅંદર લડવા મંડી. મારા કાન મારી જીભને કહેવા લાગ્યા કે, તું તો હરિસ્મરણ કરીને તૃપ્ત થઈ ગઈ છે. (૧) મારા હાથ, પગ, કપાળ એ બધા અવયવો શ્રીહરિને માટે એકસરખા ઉત્કંઠિત થઈ ગયા છે. આંખોને તો શ્રીહરિના દર્શનની બાબતમાં જાણે ભારે દુકાળજ પડ્યો છે. (૨) મારી વાણી શ્રીહરિના ગુણ ગાવામાં રોકાઇ ગઈ છે. મારા કાન શ્રીહરિના ગુણાનુવાદ સાંભળે છે. તેથી કરીને બાકીની બીજી બધી ઇન્દ્રિયો કહે છે કે, અમારાથી તો તેવું કશું થતું નથી. (૩) એટલા માટે મને જો શ્રીહરિનાં દર્શન થઈ જાયતો મારી આંખોને જે વાતની ભૂખ છે તે પણ તૃપ્ત થાય અને બીજી ઇન્દ્રિયો પણ પોતપોતાના વિષયનો સ્વાદ શ્રીહરિના સ્વરૂપમાંથી લઈ લે. (૪) તુકારામ કહે છે કે, હે નારાયણ! મેં હમણાં કહ્યું તેવું તમે કરો, એટલીજ મારી ઇચ્છા છે. (૫)

**૨૫૯૪**–પાંડુરંગ જેવા સમર્થ તારણહાર જેને આવી મળ્યા છે, તેણે તો મનુષ્યયોનિમાં જન્મ ધારણ કર્યાનો ખરેખરો લહાવો લઈજ લીધો. (૧) એવા લોકોએ જે હરિનામસ્મરણની ગર્જના કરી સંસારના દુઃખોનો ક્ષય કરી નાખ્યો છે, તે અતિ ઉત્તમ પદાર્થ છે. (૨) તેમનાં સંચિત કર્મો પણ ઘણાં શુભ હોવાં જોઈએ, કારણકે તે કર્મોની પ્રેરણાથી તે બ્રહ્માનુભવી સિદ્ધ સંતો પંઢરપુરમાં આવી

પહોંચ્યા. (૩) આવા સિદ્ધ મહાત્માઓ બીજા લોકોને ઇશ્વરપ્રેમનું દાન દઈને પતિતોને પાવન કરે છે; આવા મહાત્માનાં જેઓ દર્શન કરે છે તેમનાં જીવન ધન્ય થઈ જાય છે. (૪) આવા સાધુમહાત્માઓ જ્યારે રસ્તા ઉપર થઈને ચાલે છે ત્યારે અષ્ટમહાસિદ્ધિઓ તેમના પગનાં પગરખાં બની જાય છે, અને સમાધિ તથા સાયુજ્ય મુક્તિ તો તેમનું દાસત્વ કરે છે (૫) તેઓ હરિપ્રેમનું નિરંતર પાન કરતા હોવાથી વિશ્રાન્તિ તો તેઓ પામી ચૂકયાજ હોય છે. તેમને કશી વાતનો ભય તો હોયજ શાનો? મને તેમનો સમાગમ થયો એટલે મારે પણ હવે ચિંતા શાની રહી? (૬) જડબુદ્ધિવાળા લોકોના ઉદ્ધાર કરનાર સાધુઓ આ સંસારમાં અતિ વિરલ હોય છે. (૭) તુકારામ કહે છે કે, જેમને આવા સંતોનાં દર્શન થયાં હોય તેમનાં અહોભાગ્ય છે! (૮)

**૨૫૯૫**—હું અષ્ટમહાસિદ્ધઓનો દાસ નથી તેમ શ્રુતિઓનો પણ બંધાયલો નથી. પણ ઓ વિઠ્ઠલ! હું તો તારોજ દાસ છું.(૧) મારા મનની અંદર તમામ પ્રકારના આનંદોએ વાસ કર્યો છે અને આ સ્થિતિનો કદી નાશ થવાનો નથી. (૨) એ આનંદની ખુમારીને લીધે હું એકલા પાંડુરંગના ઉપરજ મારી નજર રાખું છું. તેમના સિવાય પુણ્યપાપ એવાતેવા તરફ હું નજર પણ કરતો નથી (૩) હું ભક્તિરસને બાદ કરીને બીજાં કોઈ સાધન કરવાનો વિચાર પણ નથી કરતો. (૪) હે દેવ! તારૂં નામસ્મરણ મારા હૃદયમાં વસી ગયું એટલે હવે મારે ગર્ભવાસમાં આવજા કરવાનો ભયજ રહ્યો નથી. (૫) તુકારામ કહે છે કે, હે વિઠ્ઠલ! હું તારોજ આજ્ઞાપાલક દાસ થઇ ગયો, એટલે મને કાળનો ભય જરાય લાગતો નથી. (૬)

**૨૫૯૬**--મારો આખો દિવસ તો પ્રાપંચિક વ્યવહારનાં કામકા-

જમાંજ ગયો હતોને ? તેથી કરીને અત્યારે હરિકથામાં તેનું વિઘ્ન આવીને ઊભું રહ્યું.(૧) મારૂં મન એક વિષયમાં એક ક્ષણવારને માટે પણ સ્થિર થઈને ટકતું નથી. આવી સ્થિતિમાં મને વિશ્રાન્તિ મળે-જ કેવી રીતે ? (૨) કથામાં રસભંગ થઈ જાય એટલે તેમાંથી અનેક પાપ ઉત્પન્ન થવાનાં. આવું થાય ત્યારે તરણોપાય તો શાનો ધૂળનો સધાય ? (૩) ધનનો સંચય કરવાથી અંતે કશું હાથમાં આવતું નથી અને તેમ કરીને સંચય કરનાર પોતે કાળને વશ થઈ જાય છે. ધનસંચય કરનારે વિચાર કરવો જોઈએ કે મારા આયુષ્ય પૈકીની એક ઘડીનો પણ મેં સદુપયોગ કર્યો કે નથી કર્યો ?(૪) હરિનામસ્મરણનું પુનરાવર્તન કરીને તેનું યોગ્ય રીતે મંથન કરીને તેમાંથી શબ્દરત્નો બહાર કાઢવાં જોઈએ. (૫) તુકારામ કહે છે કે, હરિનું નામ મોઢેથી ગ્રહણ કરવામાં હિત રહેલું છે, તેથી કરીને મને તેનીજ ઇચ્છા છે. (૬)

**૨૫૯૭**-સૌનાં શરીરનાં માંસ અને ચામડાં તો એકસરખાં-જ હોય છે, ત્યારે આ શુદ્ધ અને પેલો અશુદ્ધ તેની પરીક્ષા કરવી કેવી રીતે ? (૧) દેવની આગળ તો આ વધારે અને પેલો ઓછો એવો વિષમભાવ કદાપિ હોઈ શકેજ નહિ. (૨) વોંકળા, ખાડી, કોતર, નદી અને મહાન નદ એ બધામાં ભેદ હોવા છતાં પાણી તો એકનું એકજ હોય છેને ? (૩) સૂર્યનાં કિરણ નાના પ્રકારના રસનું શોષણ કરે છે તેથી તેના તેજમાં કાંઈ ઓછાવત્તાપણું થાય છે કે ? (૪) જાતજાતના રંગની ગાયો હોય છે, પણ તેમના દૂધમાં તેમના જુદાજુદા રંગ ઊતરતા નથી. દૂધ તો બધી ગાયોનું ધોળું ને ધોળુંજ. (૫) જુદાજુદા ઘાટનાં માટીનાં વાસણ થાય છે, પણ તેથી કાંઈ માટીમાં થોડો ફેરફાર થાય છે ? (૬) અગ્નિ સૌની સાથે સમાનભાવે વર્તે છે. આ શુદ્ધ અને આ અશુદ્ધ એવો વિચાર અગ્નિ કરતો નથી. (૭) તુકારામ કહે છે કે, વાસણ સારૂં છે

કે નઠારૂં તેનો વિચાર કરવો જોઇએ કે વાસણની અંદર ગળી વસ્તુ છે કે કડવી ઝેર છે કે અમૃત તેનો વિચાર કરવો જોઇએ ? (૮)

**૨૫૯૮**–યમ ગમે તેટલો મોટો હોય, તોપણ હું તેની જરાય પરવા કરતો નથી. જો આમજ છે તો પછી રામનામ લેતાં તમને શરમ શાની આવે છે ? (૧) કાળના સપાટામાં સપડાઈ ગયેલા માણસના પ્રાણને જે છોડાવે છે, તેનું નામ મોઢેથી વારેઘડીએ લેવાનું તમારાથી કેમ નથી બનતું ? (૨) કોઈ પણ મનુષ્ય પોતાના આપબળથી કાળના પંજામાંથી છૂટી શકયો નથી; ફક્ત જેઓ રામનામનું સ્મરણ કરે છે, તેઓજ મોક્ષના તરફ ચાલતા થાય છે; બાકીના બીજા બધા રૌરવ નરકમાં જઈ પડે છે. (૩) તુકારામ કહે છે કે, જો તમે તમારૂં હિત ઇચ્છતા હો તો વિઠ્ઠલનું સ્મરણ કરો. જે કોઈ તેમ નહિ કરે તેને જ્યારે નરકમાં સબડવાનો વખત આવી લાગશે, ત્યારે તેને ભાન આવશે કે મેં ખોટું કર્યું. (૪)

**૨૫૯૯**–જેઓ લોકોને હરિભજન કરવાનો ઉપદેશ દે છે, એ પ્રમાણે જો તેઓ નહિ કરે તો તેમના અંતઃકરણના ઉપર કામક્રોધાદિ વિકાર દરોડા પાડશે. (૧) તેમનું આયુષ્ય અને તેમની પારમાર્થિક સંપત્તિ એ બેઉને યમના દૂત લૂંટી લેશે અને તેઓ નિશ્ચય વિષયકામનાના રંગમાં રંગાઈને ભાનભૂલ્યા બની જશે. (૨) જેમને હરિકથા સાંભળવામાં અને દેવદર્શન કરવાને સારૂ દેવમંદિરમાં જવામાં રસ નથી પડતો તેમનું તમામ લક્ષ તેમનાં અતિ વહાલાં ધનપુત્રાદિકમાંજ ચોટયું છે એમ જાણવું. (૩) તુકારામ કહે છે કે, અરે ! તું એક દિવસ અથવા એક ઘડીવાર હરિકથા સાંભળવા જઈશ તો શું તારી શરીરાદિ સંપત્તિને કોઈ ઊચકીને લઈ જવાનું હતું ? જો એમજ છે તો એવા પદાર્થો પ્રતિ લક્ષ આપીને તું શા માટે ફસાઈ જાય છે ? (૪)

૨૬૦૦-હરિકથા કહેનારા અને તેને સાંભળવા આવેલા લોકો સાવધાન ચિત્ત રાખીને હરિકથાનો આનંદ માણવાના હેતુથી કથાનો આરંભ કરે છે. તેમની પવિત્ર સુગંધના સંસર્ગમાં જે કોઈ આવશે તે તરી જશે, એમાં તો નવાઈજ શાની? (૧) અલ્યા ભાઈ! તું આ મફતિયા પુણ્યનો લાભ તો લઈ લે. દુષ્ટ વાસનાઓ રાખ્યાથી તારે છેડે તો પાપનીજ પોટલી બાંધવી પડશે. જે બીજ તું વાવીશ તેનાં ફળ તારે આખરે ભોગવવાંજ પડશે. (૨) તું તારા આળસને વશ થઈને કથામાંથી ઊઠી જાય છે અથવા તારા વર્તનથી કથાના રસમાં વિઘ્ન નાખે છે, કથાકારનો દ્વેષ કરે છે; પણ તું યાદ રાખજે કે, જેમ કોઈ રજસ્વલા સ્ત્રી હોડીમાં બેઠી હોય તો તે સ્ત્રી પોતે અને તે હોડીમાં બેઠેલાં બધાં માણસો ડૂબી મરે છે, તેમ તું પોતે અને તારૂં આખું કુળ ડૂબી મરશે. (૩) તુકારામ કહે છે કે, હે હરિ! જેઓ સજ્જન હોય તે ચંદનના વૃક્ષની પેઠે મારી પાસે રહે અને દુર્જનો દેશત્યાગ કરીને આઘા ચાલ્યા જાય એટલી મારી વિનંતી છે. (૪)

૨૬૦૧-હે દેવ! તું મારો રક્ષક છે એવું હવે મને સમજાઈ ગયું છે.(૧) બધો વખત તું મારી વાટ જોયા કરે છે. મારા વગર તારામાં સ્વતંત્રતા છેજ ક્યાં? અર્થાત્ હું તને જેમ કરાવું તેમ તારે કરવું પડે છે. (૨) હું તને બોલાવીને સાકાર બનાવી દઉં છું ત્યારે તું રૂપ ધારણ કરે છે; નહિ તો તારે તારી નિર્ગુણ અવસ્થામાં લપાઈને બેસી રહેવું પડે છે. (૩) તુકારામ કહે છે કે, તું તો પ્રકૃતિની પેલી બાજુના દેશનો છે, પણ અમે તને બોલાવ્યો તેથી તું અમારે લીધે સગુણરૂપ ધારણ કરીને આ દેશમાં આવી વસ્યો છે. (૪)

૨૬૦૨-હે લજ્જા! હવે તારૂં અહીં કામ નથી. તું હવે

અહીંથી એકદમ ચાલતી થઈ જા અને મને નામસ્મરણ કરવા દે. (૧) તારો મેં ખપ કર્યો તેથી મને પાર વિનાનું નુકસાન થયું અને મારે દુષ્ટ લોકોને તાબે થવું પડયું. (૨) તેં મારા સગા (પાંડુરંગ)ને પરાયા બનાવી દીધા અને મને ખૂબજ ફસાવી માર્યો. આવી તું તો ખરેખરીજ ભૂંડી છે. (૩) મને તારાથી સુખ થશે એમ ધારીને મેં તારો આશ્રય લીધો, પણ તેનાથી તો મારામાં નાના પ્રકારના કામક્રોધ આદિ વિકારોનો સમુદાય એકઠો થઇ ગયો. (૪) તું મને પંચોની આગળ તેડી ગઇ અને મારો પંચ-કચાસ કરાવ્યો પણ છતાં તેં મને દેવનું સ્મરણ કરવા દીધું નહિ, ત્યારે હવે શા માટે તારી દરકાર કરૂં? (૫) તુકારામ કહે છે કે, હે લજ્જા! તારી કેડ ભાગી નાખવાને હું મારા હાથમાં ડફણું લઈને ઊભો છું. તેના ઝપાટાથી હું તારી કેડ ભાંગી નાખીશ અને મારા સ્વામી જે દેવ તેમને મેં મારા મદદગાર બનાવી દીધા છે. (૬)

**૨૬૦૩**–હે લજ્જા! આજ સુધી તો હું તારો તાબેદાર થઇને રહ્યો હતો, પણ તેટલા વખતમાં તેં મારી પુષ્કળ દુર્દશા કરી મૂકી. (૧) હવે હું તને મારા દેશમાં જરા પણ રહેવા દેનાર નથી. મેં હવે એવા જબરજસ્ત માલિકનો આશ્રય લીધો છે કે તારૂં કાંઈજ ચાલવાનું નથી. (૨) સાપનો કણો નાનો હોય છે ત્યારે તે કોઈને કરડી શકતો નથી. તેવી રીતે તું પણ પાપિણી નાની હતી તે વખતે મેં તને નાની અને નિર્દોષ ધારીને આશ્રય લેવા દીધો, પણ આગળ જતાં તું આટલી બધી નઠારી નીવડીશ તે હું અગાઉથી કેવી રીતે જાણું? (૩) તુકારામ કહે છે કે, હવે મારા સ્વામી જે દેવ છે તેમને મેં મારી મદદે તેડાવ્યા છે, તેથી કરીને તેમની મદદથી હું લાકડી લઇને તને ખૂબ ઝપેટી કાઢીશ. (૪)

**૨૬૦૪**–હે મનુષ્યો! મને દેવે જે આદેશ કર્યો છે તે હું તમારી

સૌની આગળ જાહેર કરી દઉં છું. તે આદેશ એ છે કે, તમે આ લજ્જાને જરા પણ આશ્રય આપશો નહિ. (૧) એ રાંડે તો સીધે રસ્તે ચાલનારા લોકોને ભરમાવીને આડે રસ્તે ચઢાવી દીધા છે. અને લોકોને ફસાવીને યમપુરીનો રસ્તો બતાવી દીધો છે. (૨) લૌકિક વ્યવહારની અંદર તેણે પોતાની પ્રતિષ્ઠા એવી બેસાડી દીધી છે કે તેનામાં કેટલું ખોટું છે તેની કોઇને ખબરજ પડતી નથી. (૩) તુકારામ કહે છે કે તમે, એ લાજને પકડીને આપણા સ્વામીની કચેરીમાં ઘસડી જાઓ અને ત્યાં તેનો ખૂબ ફજેતો કર્યા પછી તેને બહાર કાઢી મૂકજો. (૪)

૨૬૦૫-હે મનુષ્યો ! તમે નિર્મળ હરિના ગુણ શા વાસ્તે નથી ગાતા અને આનંદરૂપ બની જઈને મસ્ત હાલતમાં નૃત્ય કરતા કરતા દેવના સમીપ શા માટે નથી જતા ? (૧) પેલી વેશ્યા-નીચ ધંધો કરનારી વારાંગના, તેની એવડી કયી મોટી યોગ્યતા હતી? પણ તે સુધ્ધાં નામનો આશ્રય લઇને તરી ગઈ. અજામીલ જેવો રીઢો થઈ ગયેલો પાપી પણ વૈકુંઠમાં ચાલ્યો ગયો. (૨) આવા આવા પંચ મહાદોષ કરનારા પાપીઓ જેમનાં પાપનો આડો આંક વળી ગયો હતો, એવા અનંત કોટિ જીવો અગાઉ તરી ગયા છે. (૩) તુ-કારામ કહે છે કે, અજામીલે પોતાના પુત્રના સ્નેહને વશ થઈને ફક્ત નારાયણના નામનો ઉચ્ચાર કર્યો હતો. નામને પ્રતાપે આવા ઘોર પાપીનો પણ ઉદ્ધાર થઈ ગયો. નામસ્મરણ સિવાય તેનું બીજી એકેય પુણ્યકૃત્ય કોઈ બતાવી શકે છે ? (૪)

૨૬૦૬-મને જે વસ્તુની પ્રાપ્તિ થઈ છે તેનું હું એક ઠેકાણે બેસીને સેવન કરીશ. હવે મારે વ્યર્થ ખટપટ કરવાનું કાંઈ કામજ નથી. (૧) તારા જીવનને આ રીતે નારાયણે સુખરૂપ અને ઉત્તમ બનાવી દીધું છે. (૨) મારી બધી પૂંજી મને તો ઘેર બેઠાં મળી ગઇ

છે. તે બાબત મારે તો શબ્દનો પણ વ્યય કરવો પડ્યો નથી.(૩) તુકારામ કહે છે કે, મારે તો હવે મહેનત કરવાનુંજ રહ્યું નથી અને જ્યાં કશી ભીડજ નહિ એવું ઉત્તમ એકાંત સ્થળ પણ મને મળી ગયું છે. (૪)

૨૬૦૭–હે દેવ ! હું કોઈનાથી બીતો નથી, પણ હું તો તમારા કાલાવાલા કરતો કરતો તમારી પાસે આવી પહોંચ્યો છું.(૧) આજ સુધી મેં તમારૂં ચિંતન કર્યું તેથી તેના જોરે હું તમારી આગળ બળજબરાઈ કરીને ખાવાનું તો માગીશજ. (૨) મને તો માખણના જેવી સારભૂત વસ્તુજ જોઇએ અને તે મને મળે તે માટે હું તમારો જીવ ખાયા કરૂં છું. એવું ન હોય તો નકામી નકામી કોણ ભીખ માગવા નવરું હતું ? (૩) તુકારામ કહે છે કે, હે પાંડુરંગ ! મારે સારહીન છાશ નથી જોઇતી. જો મને છાસ આપવા આવ્યા તો તમેજ બની ગયા જાણજો. (૪)

૨૬૦૮–હે દેવ ! તમે જો મારૂં માગેલું ભોજન દહાડામાં એકજ વાર આપશો તો પછી હું તમારી પાસે વારેવડીએ કાંઇજ માગવાનો નથી. (૧) ઓ પાંડુરંગ ! ઓ મારી કૃપાળુ માતા ! તું છેવટનો કોળિયો તો ગળ્યો ગળ્યોજ ખવડાવજે. (૨) છોકરૂં નાનેથી મોટું થાય ત્યારપછી તેને કોઇ રીતે છેતરવું ન જોઇએ. (૩) તુકારામ કહે છે કે, મારા પેટમાં પુષ્કળ ખાલી જગ્યા છે. એટલા માટે તમે જેટલું પીરસશો તેટલું બધું હું ખાઇ જઇશ. પાછળથી કશુંજ સિલકમાં રાખવાનો નથી. (૪)

૨૬૦૯–એક વાર પેટ ભરીને ખાવાનું મળી જાય તો પછી હું પંગતમાં બેસવાનું નામ ન લઉં. ચિંતા દૂર થઈ ગઈ એટલે રમતો રમવાનું સારૂં લાગે છે. (૧) ઓ વિઠ્ઠલ ! તું તારે હાથેજ મારા મોઢામાં કોળિયા દે અને તારા નામરૂપી શીતળ જીવનજળનું

ઉપરથી પાન કરાવ. (૨) એ ભોજનથી મને એટલો બધો આનંદ થશે કે તેની ખુમારીમાં મને મારા દેહનું વિસ્મરણ થઇ જશે અને પ્રેમોલ્લાસમાં આવી જઈને હું નૃત્ય કરવા મંડીશ. (૩) તુકારામ કહે છે કે, તું આટલું નહિ કરે ત્યાંસુધી હું કચકચ કરીશ. પછી હું જરા પણ નહિ બોલું. (૪)

**૨૬૧૦**–હે દેવ ! તું મને સાદ કરીને બોલાવીશ ત્યારે હું તારી પાસે તરતજ દોડી આવીશ. (૧) હું તને વળગી પડ્યો છું, માટે હવે તું પ્રેમપૂર્વક મારે સારૂ મારી ઇચ્છા મુજબનું કાંઇક ખાવાનું મોકલી દેજે. (૨) જેવો તું મને બોલાવીશ તેવોજ હું તારી પાસે દોડી આવીશ અને તારૂં આપેલું ખાણું ખાઇશ. (૩) તુકારામ કહે છે કે, હે દેવ ! મારી બધીજ ઇન્દ્રિયોની પ્રવૃત્તિ તારા ભણીનીજ થાય છે. (૪)

**૨૬૧૧**–જે ઘડીએ મેં મારો જીવભાવ તને અર્પણ કરી દીધો તેજ ઘડીએ તેનો એવો ક્ષય થઈ ગયો છે કે હવે શોધ્યો જડતો નથી. (૧) હે અનંત ! હવે તો આ સંસારમાં હું જે કાંઈ કરૂં છું તે તારીજ સત્તા વડે કરૂં છું. (૨) તેમ કરવાથી મારી દેહાત્મબુદ્ધિ તો જાણે મરીજ ગઈ હોય એવી થઈ ગઇ છે અને તેની જગ્યાએ મારા હૃદયમાં તેં વાસ પૂર્યો છે. (૩) તુકારામ કહે છે કે, હવે મારા મનમાં એવો વિચાર પણ નથી આવતો કે, આ શરીર તે હું પોતે છું અને આ શરીરનાં સંબંધીઓ તે મારાં સંબંધીઓ છે. (૪)

**૨૬૧૨**–જેમ કોઈ મજૂરને વેઠે પકડે તેમ હું પણ એક દેવનાજ કબજામાં આવી ગયો છું. (૧) તે મને ગાંડોતૂર બનાવી દે છે અને પોતાની સત્તાના જોરે મારી પાસે બધું કામ કરાવે છે. (૨) હું જ્યાંજ્યાં જાઉં છું ત્યાંત્યાં તે દોડતો દોડતો મારી પાછળ

ચાલ્યો આવે છે અને મારા ઉપર જે જે સુખદુઃખ આવી પડે છે તે બધાં તે પોતેજ ભોગવી લે છે. (૩) તુકારામ કહે છે કે, તે વિઠ્ઠલે મારૂં બધુંજ લૂંટી લીધું છે. (૪)

**૨૬૧૩**–કોઈ ગરીબ માણસને જે વસ્તુની ઘણીજ ભૂખ હોય તે વસ્તુ જ્યારે તેને મળી જાય છે ત્યારે તેના જીવને ઘણુંજ સુખ થાય છે. (૧) મારા મનને પણ તેવુંજ થયું છે, તેથી કરીને તે દેવના ચરણ આગળથી જરા પણ હાલતું નથી. (૨) કોઈ માણસ ઘણી લાંબી મજલ કાપ્યા પછી થાકચોપાકચો પોતાને મુકામે પહોંચે અને ત્યાં તેને આરામ લેવાની સગવડ મળી જાય ત્યારે તે એવો લાંબો થઈને સૂઈ જાય છે કે, કોઈ ઉઠાડે તોપણ તે ઊઠવાનું મન કરતો નથી. અર્થાત્ મુસાફર પોતાના મુકામ ઉપર જઈ પહોંચે ત્યારેજ તેને વિશ્રાંતિ મળે છે અને પછી ત્યાંથી તે ઊઠીને ઊભો થતો નથી. (૩) તુકારામ કહે છે કે, કોઈ માણસ તડકામાં ખૂબ બળી જળીને આવ્યો હોય અને તેને ટાઢી હિમ જેવી જગ્યા મળી જાય તે વખતે તેને જેવું સુખ થાય તેવુંજ મારા મનને થયું છે. (૪)

**૨૬૧૪**–હે દેવ! હવે તું મારા ઉપર દયા કર અને મને અભયદાન દઈ દે. તેજ મારૂં જીવન છે. (૧) ઓ દેવ! તું તારો હાથ ઊંચો કરીને મારા માથા ઉપર મૂક. (૨) 'તું બીશ નહિ, બીશ નહિ' એવું કહીને હે કરૂણાસાગર દેવ! મને સાંત્વન આપો! (૩) તુકારામ કહે છે કે, મેં જે આશા રાખી હતી તે સફળ થવાનો આજે વખત આવી લાગ્યો છે. (૪)

**૨૬૧૫**–અનેક જન્મોથી મેં જે આશા રાખી હતી તેનું આજે શુભ પરિણામ આવી ગયું. (૧) વિઠ્ઠલનું નામ મારા કંઠમાં સ્થિર થઈ ગયું છે અને તેના પ્રત્યેના પ્રેમથી મારૂં હૃદય ભરપૂર

થઈ ગયું છે. (૨) હવે આ જન્મથી માંડીને મારા અગાઉના મૂળ જન્મ સુધીની મારી આશા સફળ થઇ ગઈ, એટલે હવે મારે આ બાબત કશી ચિંતા કરવાનું કારણ રહેતું નથી. (૩) તુકારામ કહે છે કે, મારૂં મન હવે તૃપ્ત થઈ ગયું છે. દેવનું આ દાન મને તેમની પ્રાપ્તિનું શુભ શકુનસૂચક છે. (૪)

**૨૬૧૬**-હે દેવ ! મારાં સંચિત કર્મોની વાટને તો હું પાર કરી દઇને આવું છું, પણ તે રસ્તે ઘણી મોટીમોટી ઘાતો નડે એવી સ્થિતિ છે. (૧) માટે તમે ત્વરા કરીને મારી મદદે દોડી આવો અને મારો હાથ પકડીને મને તમારી પાસે લઇ જાઓ-મને તમારી પાસે લઈ જાઓ. (૨) હું તો ઘટાકાશ અને પટતંતુની ડાચાકૂટ કરીને કાયર કાયર થઇ ગયો છું. (૩) તુકારામ કહે છે કે, હે કૃપાવંત ! મારી બધી ચિંતાઓનું તમે નિવારણ કરી દેજો. (૪)

**૨૬૧૭**-હે દેવ ! તમે બધુંજ જાણો છો, ત્યારે હવે પેલી વાતનું મારે તમને કેટલી વાર સ્મરણ કરાવવું પડશે ? (૧) તમે નિષ્ઠુરપણે વખત ચૂકવો છો, તો તમને આ થયું છે શું ? તેની મને સમજણ પડતી નથી. (૨) ઓ મારાં માબાપ ! હું તમારી દયાને સારૂ ભીખ માગ્યા કરૂં છું અને હજી પણ તમને મારા ઉપર દયા નથી, એ શું કહેવાય ? (૩) તુકારામ કહે છે કે, હે જગદીશ ! તમે ઊંઘી ગયા છો કે તમને બીજું કાંઈ થયું છે તેની મને સમજ પડતી નથી. (૪)

**૨૬૧૮**-દેવે પોતાના સ્વસામર્થ્ય વડે મને છેતરીને, મારા ઉપર એક રીતે જોરજુલમ કરીને મારા ચિત્તરૂપી દ્રવ્યની પોટલી મારી પાસેથી ઝૂંટવી લીધી. (૧) મારા હૃદયરૂપી ઘરની અંદર ચોરી કરવામાં કુશળ દેવ ઘૂસી ગયા અને પછી તો મારીજ બધી ઇંદ્રિયો અને મારૂં આખું ઘરનું ઘરજ તેમના ભણી ફરી બેઠાં;

બધાં તેમનાંજ થઈ ગયાં અને તેમને સહાય કરવા લાગ્યાં. (૨) હે દેવ! હું તો તમારા ઉપર વિશ્વાસ રાખીને આ સંસારરૂપી અરણ્યની અંદર ચાલ્યો આવ્યો છું, ત્યાં તમે મારી સાથે આવું કપટ કરશો તે હું જાણતો ન હતો. (૩) તુકારામ કહે છે કે, તમે મારૂં ચિત્તરૂપી પોટલું, જે મારૂં હતું, તે મારા હાથમાંથી ઝૂંટવી લીધું અને મને નાગો-ઉઘાડો કરી મૂક્યો! (૪)

**૨૬૧૯**–આ વાત નાનાંમોટાં બધાંને મોઢે ચર્ચાઈ ચર્ચાઈને પ્રસિદ્ધ થઈ ગઈ છે. (૧) તે એટલે સુધી કે મારા તરફનો લોકોનો વ્યવહાર પણ બદલાઇ ગયો છે અને કોઈ મને પોતાને બારણે પણ ઊભો રહેવા દેતું નથી. (૨) હવે મારાં સંચિત કર્મોની થાપણ જેવી ને તેવીજ તમે પાછી લઈ લો એટલે ઘણું થયું. (૩) તુકારામ કહે છે કે, દેવે મને આવો બનાવી દીધો તે ઘણું સારૂં થયું. (૪)

**૨૬૨૦**–કેટલાક લોકો આ લૌકિક આચારમાં ગૂંચવાઇ ગયેલા હોવાથી વ્યવહારમાં ભેરવાઈ પડ્યા છે. (૧) જાણે એ બધાનાં ગળાં દોરડાના છટકિયામાં ફસાઈ ગયાં હોય એવી તેમની હાલત થઇ ગઈ છે અને તેમાંથી તેઓ છૂટી શકે એવો સંભવ નથી. (૨) તેમણે પોતાની જાતનું શા માટે રક્ષણ નહિ કર્યું? (૩) તુકારામ કહે છે કે, આવા લોકોના જન્મમૃત્યુનો નાશ થતો નથી અને તેમને વારંવાર યમની સજા ભોગવવી પડે છે. એટલા વાસ્તેજ તે મૂરખાઓ જન્મમૃત્યુના બોજાની નીચે સંતાઇ બેઠા હશે. (૪)

**૨૬૨૧**–હે મનુષ્યો! તમે પાંડુરંગના જેવો સધ્ધર શાહુકાર મૂકીને બીજાની જૂઠી આશા શા માટે રાખો છો? (૧) આ ઉદાર દેવે અનેક જીવોનો ઉદ્ધાર કરી દીધો છે અને તે ખરાખોટાનો વિચાર પણ કરતા નથી. (૨) જે કોઇ માગણી કરે તેને તે પોતાનો સેવક બનાવી દે છે. એ બધાજ વૈકુંઠ-અંદરે જઈ પહોંચે છે. ત્યાં

તો સેવા સિવાય બીજું કામકાજ હોયજ નહિ. (૩) તુકારામ કહે છે કે, આ સમતોલપણાનો નિકાલ કરવાનું કામ મારે હાથ આવ્યું છે, ત્યારે હવે તેના ઉપર કોણ કલંક લગાડી શકે એમ છે? (૪)

૨૬૨૨–હું દેવના ચરણ આગળ 'ઈમાન' (વિશ્વાસ) રાખીને ઊભો છું તેથી તે મારા સ્વામી મારા ઉપર કૃપા કરે છે.(૧) તેમનો ખજાનો સાચવનાર ચોકીદાર હું છું. ત્યાં આગળ કોઇ સારોનરસો માણસ આવી ચડે તો તેની ઝડતી લેવાની મને સત્તા છે. (૨) દેવે મને એક વાર એક હુકમ કરી દીધો અને પોતાનો બધો ખજાનો મને સોંપી દઇને પોતે અલિપ્ત બનીને બેઠા છે. (૩) તુકારામ કહે છે કે, કોણ યોગ્ય છે, કોણ અયોગ્ય છે, કોણ નમ્ર છે એ બધાનો વિચાર કરવાનું કામ મારૂં છે. હવે એ કામમાં દેવને પોતાને માથું મારવાની કશીજ જરૂર નથી. (૪)

૨૬૨૩–હવે મારા હૃદયની અંદર કોઈ બીજાજ પદાર્થનો સંચાર થઇ ગયો છે. (જેનું પ્રસ્તુત પદમાં વર્ણન કર્યું છે.) તેને લીધે હવે મને સંસારને લગતાં કામોમાં રસ પડતો નથી અને તેમને લગતી પ્રવૃત્તિ કરવાનું પણ મન થતું નથી. (૧) બ્રહ્મરસ-(બ્રહ્મબોધ) વડે મારૂં સર્વાંગ ભરાઈ ગયું છે; તેને લીધે અગાઉનો દેહવિષયક રંગ બદલાઈ ગયો છે. (૨) કંઠની અંદર નારાયણનો વાસ થયો છે; તેમના આવ્યાથી મારૂં મન શાંત થઈ ગયું છે અને મારી જીભને તેમનાજ નામનો સ્વાદ લાગી ગયો છે.(૩) તુકારામ કહે છે કે, હું હવે એકજ જગ્યાએ બેસી રહું છું. ત્યાં બેઠાં-બેઠાંજ મારી બધી ઇચ્છાઓ પૂર્ણ થઈ જશે. (૪)

૨૬૨૪–હે દેવ! ત્યારે હવે તમે આપણી વચ્ચે આટલું બધું છેટું શા માટે પાડી દીધું છે? (૧) તમારી અને મારી વચ્ચે અસલનો સ્વરૂપૈક્ય અર્થાત્ સ્વરૂપની એકતાનો જે સંબંધ છે, તેનેજ તમે

સત્વર પ્રકટ કરી દો એટલે બસ. (૨) સંસાર અને પરમાર્થ બેઉના સંબંધમાં મારા હૃદયમાં જે ઉદ્વિગ્નતા થયા કરે છે, તેને તમે તમારૂં દર્શન દઈને દૂર કરી દો એટલે હૃદય નિશ્ચિંત બની જાય. (૩) તુકારામ કહે છે કે, તું હવે મને દર્શન આપવામાં ઉતાવળ કરજે, કારણકે તારૂં દર્શન કરવાને સારૂ મારો જીવ અતિશય ઉત્કંઠિત થઈ ગયો છે. (૪)

**૨૬૨૫**–આ સંસાર સત્ય છે એવી સમજણ હોવાથી લોકોમાં પ્રાપંચિક વ્યવહારની રીત પડી ગઇ છે. (૧) અલ્યા ! તને તારા મૃત્યુનો વિચાર કદી આવે છે કે નથી આવતો? તું જે ધનનો સંચય કરે તેનો તું ઉપયોગ કરી શકે એવું તારે કરવું જોઈશે. એટલા માટે તું સારી એટલે શાશ્વત વસ્તુનોજ સંગ્રહ કરવાની ઇચ્છા રાખજે. (૨) તારા મનમાં જે દેહના મૃત્યુની બીક છે તે દેહ તો કાળનો ખોરાકજ છે. તેણે તો તે દેહને ચાવી નાખ્યોજ જાણજે. (૩) તુકારામ કહે છે કે, અલ્યા ભાઈ! તું જરા તારી આંખો ઉઘાડીને જો તો ખરો ! આમ જાણીજોઇને આંધળો થઈશ મા. (૪)

**૨૬૨૬**–તારા શરીરનાં માતાપિતાને તારૂં ખરૂં હિત શામાં રહેલું છે, તેનું જ્ઞાન નથી; તેથી તેઓ તને પ્રાપંચિક લોકવ્યવહારની શિક્ષા આપે છે. (૧) જેમ એક આંધળાની લાકડી ઝાલીને બીજા આંધળા તેની પાછળપાછળ ચાલવા માંડે અને આગલો આંધળો ખાડામાં પડે ત્યારે તેની પાછળના બીજા બધા આંધળા પણ ખાડામાં ગબડી પડે અને બધાજ મોતના મોઢામાં જઇ પડે તેવી આ વાત છે. (૨) આટલા માટે વટાઈ ગયેલા ચીલા ઉપર નજર રાખીને ચાલ્યા જવાને બદલે સત્ શું છે અને અસત્ શું છે તેનો વિચાર કરી લેવો જોઇએ; નહિ તો જેમ માંસનું બોટું ખાવાની લાલચે માછલી લોઢાનો આંકડો ગળી જાય છે, તેવા હાલ તારા પણ

થશે. (૩) તુકારામ કહે છે કે, આ નિર્ણય જે મેં હમણાં તમને કહ્યો તે, જાણે ' પાવડે પગ અને ધર્મોપદેશ 'વાળી કહેવત પ્રમાણે ઘોડા ઉપર સવારી કરનાર પાવડામાં પગ મૂકીને ઘોડા ઉપર ચડતાં ચડતાં જેવો ઉપદેશ આપી શકે તેવો હું તમને આપું છું. અર્થાત્ ઘણીજ અગત્યની વાત તમને થોડામાં થોડા શબ્દોમાં કહી સંભળાવું છું. (૪)

૨૬૨૭-હું ચારે તરફ જ્યાં જ્યાં મારી નજર દોડાવું છું ત્યાં ત્યાં લોકોને ભૂસું ખાંડતા અથવા આમલીના ચિચૂકા ચૂસતા જોઉં છું અને છતાં તેઓ તેમાંથી રસપ્રાપ્તિ કરવાની આશા રાખે છે! (૧) હે દેવ ! સંસારના જીવો આ રીતે એવા ભુલાવામાં પડચા છે કે કાંઇ કહેવાની વાતજ નહિ. એટલા માટે મને એવા લોકોની ઘણી દયા આવે છે. (૨) અમારૂં દેહરૂપી બારદાન વૈકુંઠમાંથી આવ્યું છે, એમ મનમાં જૂઠો જૂઠો ગર્વ રાખે છે; પણ જ્યારે મજલ પૂરી થશે અને મુકામે જઇ પહોંચશે ત્યારે તેમને ભીખ માગીને ખાવું પડશે. (૩) તુકારામ કહે છે કે, વેદાંતના પારિભાષિક શબ્દો ગોખી મારીને લોકોને કહે છે કે, અમને આત્મભાવની પ્રાપ્તિ થઈ ગઇ છે.

૨૬૨૮-જ્ઞાનના બોજા વડે જેમનું કલેજું દબાઇ ગયું છે, તેઓ ફક્ત શબ્દોનીજ માથાકૂટ કર્યા કરે છે અને તેમના એ કામનો કદી અંતજ આવતો નથી. (૧) આવા લોકોના બોલ ક્યાં સુધી કાને સાંભળ્યા કરવા ? તેઓ જ્યારે તેમની માતાના ગર્ભમાં હતા ત્યારે તેમની નાળની સાથે અમુક ગંદી વસ્તુ પણ તેમને શરીરે ચોળેલી હોવી જોઇએ. (૨) મીઠા વિનાની રસોઇ જેમ ફિક્કીફસ લાગે છે, તેમ અનુભવ વિનાના પોકળ શબ્દો પણ તેવાજ ફિક્કા અને રસહીન લાગે છે. (૩) તુકારામ કહે છે કે, આવા ઢોંગી લોકોને તેમના પોતાના હિતનુંજ ભાન હોતું નથી. એવા લોકોની

જેટલી ફજેતી કરીએ તેટલી થોડી. (૪)

૨૬૨૯–અગાઉ થઇ ગયેલા સિદ્ધપુરુષોના શબ્દો સાંભળીને જેમણે વૈરાગ્યયુક્ત થઇને દેહાભિમાન મનમાંથી કાઢી નાખ્યું છે (૧) તેમને ચરણે મારૂં મસ્તક નમે છે. તેમનું ઉચ્છિષ્ટ ખાવાની ઘડીને હું ધન્ય ઘડી કહું છું. (૨) કામક્રોધાદિ ષડ્વિકારને લાત મારીને તેઓ સંતોને શરણે ગયા છે. (૩) તુકારામ કહે છે કે, જેમનાં અંતઃકરણ મૂળથીજ શુદ્ધ છે તેઓ પરમાર્થના તરફ શીઘ્ર પ્રગતિ કરે છે. (૪)

૨૬૩૦–જે બીજ ખેતરની અંદર પાડેલા ચાસની અંદર જઈ પડે છે, તેની ઉત્તમ ફસલ પેદા થાય છે. એથી ઊલટું જે બિયાં ચાસમાં ન પડતાં આડાંઅવળાં વેરાઈ જાય છે, તેમના વાવેતરની પાછળ કરેલી મહેનત નકામી જાય છે. (૧) હું ખોટાનો ભાગીદાર થનાર નથી; કારણકે તે પોતાની પાસે એકઠી કરેલી મૂર્ખાઈ વડે આપણને ભરી દે છે. (૨) આ મૃત્યુલોકમાં બહારનો જૂઠો સાધુપણાનો દેખાવ માગે છેજ કોણ ? કારણકે એ બધોજ દંભ છે અને ઢોંગી લોકો પેટ ભરવાને સારૂ આવાં પાખંડ લોકોને બતલાવતા ફરે છે. (૩) તુકારામ કહે છે કે, જે સોનું ભઠ્ઠીમાં તપાવીએ અને કસોટીએ ચડાવી જોઇએ અને જેનો કસ સો ટચના સોના જેવો ઊતરે તેનેજ અમે તો માનીએ છીએ. (૪)

૨૬૩૧–ઉત્તમ બીજમાંથી પેદા થયેલા ઝાડનાં ફળ પણ ઉત્તમજ આવે છે. (૧) અંતઃસંતોષને લીધે જેનું ચિત્ત વિશ્રાન્તિ પામી જાય છે, તે પાછું ફરવામાં (ફરીથી ચંચળ થવામાં) સમજતુંજ નથી. (૨) ખરાની પરીક્ષા કરનારને કદી ખોટ ખાવી પડતી નથી; કારણકે તેની પરીક્ષામાં જે ખોટું ઠરે, તેને તે વેગળું ફેંકી દે છે.(૩) તુકારામ કહે છે કે, મને ખરા વિષયના ઉપર પ્રેમ છે, તેથી કરીને

મને ઉતાવળિયાપણું કરતાં આવડતું નથી. (૪)

**૨૬૩૨**–હરિની કીર્તિનું વર્ણન કરવા માટે મારૂં મન તત્પર થઇ ગયું છે, તેથી કરીને મારી વાણીદ્વારા હરિની કીર્તિના વર્ણનનો ધોધ વહેતો થઇ ગયો છે. આ પ્રવાહની ગતિ સ્વાભાવિક જેવી થઇ જવાથી મારી ઇન્દ્રિયોનું વલણ પણ તે બાજુના ભણી વળે છે. (૧) મારા અંતઃકરણની પ્રીતિને અનુસરતી મારી વાણી રોજરોજ હરિની કીર્તિના વર્ણનમાં નવો નવો રસ ઉત્પન્ન કરે છે. (૨) જેઓ રોકડી (પ્રત્યક્ષ) સેવા કરનારા હોય છે, તેઓ આગળ આગળ ચાલે છે અને બાકીનો સમુદાય પાછળ પાછળ ચાલ્યો આવે છે. આગળ ઊભા રહીને સેવા કરનાઓએ સરળ ભાષણ કરવું જોઇશે. (૩) તુકારામ કહે છે કે, ભગવાનના દાનનું પૂર વહેતું થઇ ગયું છે. તેમણે સંતોષપૂર્વક મારા માથા ઉપર તેમનો અભય હસ્ત મૂકી દીધો અને મને મારા સ્વામીએ પોતાના શરીરેથી ઉતારેલાં વસ્ત્ર વડે શણગાર્યો. (૪)

**૨૬૩૩**–દેવની મારફતે મારા સ્વરૂપને લગતી શંકાનું નિવારણ થઈ ગયું. દેવનું અને મારૂં મૂળથી સ્વરૂપૈક્ય છે અર્થાત્ હું અને દેવ મૂળથી એકજ સ્વરૂપના છીએ એ વાત હું જાણતો ન હતો.(૧) પણ હવે તો દેવ જ્યાં જ્યાં જશે ત્યાં ત્યાં હું પણ જઇશ. તેમને સંતાઇ જવા જેવી એક પણ જગ્યા હું ખાલી રહેવા દેવાનો નથી. (૨) જૂઠા પ્રપંચના મોહને લીધે દેવને મળવામાં ઘણો વિલંબ થઈ ગયો, તેથી કરીને આટલા દહાડા મારી અને દેવની વચ્ચે આંતરો પડી ગયો હતો. (૩) તુકારામ કહે છે કે, અરે દેવ! આ ભિન્ન દેહાદિ પ્રપંચનો તમાશો બતાવીને તું નકામો શ્રમ શા શારૂ લે છે? (૪)

**૨૬૩૪**–જ્યાંસુધી ખરૂં માલૂમ પડ્યું નથી ત્યાંસુધી ભૂલચૂકો થાય એ તો ઠીક છે. એક વાર ખરૂં માલૂમ પડ્યા પછી પાછા ફર-

વાનું શું કારણ છે? (૧) મેં તને પકડ્યો છે—એટલે હવે તારે મારી ઇચ્છા મુજબ મને આપવું પડશે. ખરી બાબત સમજવામાં આવી સ્થિતિ થાય છે. (૨) દૃષ્ટિ નાખતાની સાથેજ દૂર અંતરે રહેલા એવા તને સ્થિર દૃષ્ટિથી બારીકાઇથી જોયેલો છે. (૩) તુકારામ કહે છે કે, તને રડી જવાની મોટી ખોડ છે; સાથે સાથે હું પણ દુકાળનો ભુખાળવો નથી. (૪)

**૨૬૩૫**—તે દેવ છેજ, એવો વિશ્વાસ રાખીને મેં તેમના પ્રતિ મારો ભાવ સ્થિર કરી રાખ્યો છે. (૧) જેણે આખી પૃથ્વીને ધારણ કરી રાખી છે, તે મારી સાથે મોઢામોઢ વાતો કરે છે. (૨) હું જે પદ્યરચના કરૂં છું, તે ફક્ત શબ્દોની ગૂંથણી કરીને જોડતો નથી. (૩) લોકોમાં મારી વાહવાહ થાય અને મને લોકો માન આપે એવી દાંભિક બુદ્ધિથી પ્રેરાઈને હું આ બધી ખટપટ કરતો નથી; (૪) પણ જે કોઈ ખરેખરો ભાગ્યવાન હશે તેજ મારા આ યોગ્ય કર્તવ્યનો મર્મ સમજી શકશે. (૫) તુકારામ કહે છે કે, મારામાં તો અસલી અને સાચા પ્રસાદનું ઝરણું છે. (૬)

**૨૬૩૬**—અમે તો દેવનાં નાનકડાં છોકરાં છીએ અને દેવે અમારા પ્રતિ ખૂબ પ્રેમ બતાવીને અમને લાડકવાયાં બનાવી દીધાં છે. તેથી કરીને એવું થઈ ગયું છે કે, માબાપ પણ અમે અને નાનાંનાનાં છોકરાંની જગ્યાએ પણ અમેનાં અમેજ. (૧) આથી કરીને દેવ અમારૂં કામ કરવામાં વિલંબ કરતા નથી, પણ અમારી સાથે મીઠીમીઠી વાતો કરે છે અને અમને સારૂંસારૂં ખાવાનું આપી જાય છે. (૨) મારી બાબતમાં દેવ કશી જુદાઇ રાખતા નથી, તેમ કશો ભેદભાવ પણ રાખતા નથી. જે મૂળની અસલ વસ્તુ છે તેજ મારા હૃદયની અંદર તેમણે દૃઢ કરી દીધી છે. (૩) ત્યાર પછી તે તેમના પોતાપણાના ( તેમના સ્વરૂપના ) બધા અલંકાર મારે શરીરે પહે-

રાવી દે છે. (૪) જેમાં અગણિત દ્રવ્ય ભર્યું પડ્યું છે અને જેનો કાંઈ સુમારજ નથી એવો અનંત અમર્યાદિત ભંડાર મારા હાથમાં આવી ગયો છે; તેને ગમે તેટલો લૂંટી મારો પણ તે કદી ખૂટેજ નહિ. (૫) તુકારામ કહે છે કે, અમે દેવને ખૂબ પ્રેમ સહિત ઘેરી લીધા ત્યારે તેમણે આ જોડી અમારા હાથમાં સોંપી દીધી. (૬)

**૨૬૩૭**–મારા શરીરની અંદર જે જે વિકારો હતા તે બધાને મેં વીણી વીણીને બહાર ફગાવી દીધા અને શરીરને ખાલીખમ બનાવી દીધું. એટલે પછી ખાલી પડેલી જગ્યાનો પાંડુરંગે કબજો કરી લીધો. (૧) આવું થયું એથી દેહની સાથે સંબંધ રાખનારા ભાવોનું પાલનપોષણ કરવાની મારે કશી ગરજ રહી નહિ. (૨) કારણકે મારા હૃદયની અંદર અવિનાશી વસ્તુનો પ્રકાશ આવીને વસી ગયો છે. આથી કરીને આ હું અને આ મારૂં એવી ભાવનાઓનું તો મોતજ આવી ગયું. (૩) તુકારામ કહે છે કે, આમ થવાથી મારા દેહમાં ભરાઇ રહેલી દેહાત્મબુદ્ધિને મેં એક ઘાએ પૂરી કરી નાખી. હવે હું એકદેશી થઇ ગયો છું, એવું કોઇએ કહેવું નહિ. (૪)

**૨૬૩૮**–મારાં માણસોએ ત્યાગ કર્યો તેમાં મને આટલીજ શિક્ષા મળી. (૧) હવે તે દુઃખને લીધે હું દેવનું ચિંતન સ્વસ્થ રીતે કરીશ. (૨) મારૂં અપમાન થાય અને મારા ઉપર ત્રાસ થાય તેજ ઠીક છે. (૩) તુકારામ કહે છે કે, માણસોના હાથે મારા મનનું ખંડન થાય એજ ઉત્તમ. (૪)

**૨૬૩૯**–આપણી અને દેવના ચરણની વચ્ચે જેમ જેમ અંતર પડતું જાય તેમ તેમ ચિત્તની અંદર ભયનું જોર વધતું જાય છે. (૧) જો દેવનોજ વિયોગ થઇ ગયો તો પછી જીવીને કરવું છે શું ? (૨) મારે મન તો એક દેવના સિવાય પોતાના અને પારકા બધાજ

લોકો એકસરખા છે. ત્યારે હવે હું તેમાંથી કોને મારા માની લઉં ? (૩) તુકારામ કહે છે કે, હવે આ દુનિયા હો કે ન હો, તેની મારે કશી ગરજ રહી નથી. (૪)

**૨૬૪૦**-જેમની વૃત્તિઓ સ્થિર થઇ ગઇ હોય તેમને હું મારા મિત્રો માનું છું. (૧) તેમને હું સાદ કરૂં છું કે તરત તેઓ મારા તરફ દોડ્યા આવે છે અને હું-તું એકજ છીએ એવું મને કહી જાય છે. (૨) અનેક પ્રકારનાં ભાષણમાં તેમની જીભ ગૂંચવાઇ ગઇ નથી. (૩) તુકારામ કહે છે કે, ઓ વિઠ્ઠલ ! મારા બોલ કેવા છે તેનો ખરેખરો મર્મ તો તેઓજ જાણે છે. (૪)

**૨૬૪૧**-મારા શરીરમાં આનંદે આશ્રય લીધો છે; તેથી કરીને સુખનો ઝરો ફૂટી નીકળ્યો છે. (૧) આ બધું કામ એકલા પ્રભુનુંજ છે. તેમના બળની સાથે કોનાથી સરખામણી કરી શકાય એમ છે ? (૨) હું તેમનો સેવક હોવાથી તે મને ઘણી સરસ જગ્યાએ પહોંચાડી દેશે. (૩) તુકારામ કહે છે કે, આવાં તો તેણે મને ઘણી જાતનાં દાન દીધાં છે. (૪)

**૨૬૪૨**-અરે ભાઈઓ ! ઘાસ, લાકડાં વગેરે ભેગાં કરીને તથા જમીનમાં પાયો ખોદીને મઠ બાંધવાની મહેનત શા માટે કરો છો ? (૧) ગમે તે એક દેવના દેવાલયમાં અથવા ઝાડ તળે જઈને પડી રહેવું અને તમારે ખાવાને અનાજ જોઈએ, તે લોકોનાં ઘરોમાં તમારે સારૂ જ્યાં જાઓ ત્યાં ભરી રાખેલુંજ છે. તમને પીરસવાને માટે તમારી માતાઓ ઘેરેઘેર છે. તેમની પાસે જઇને એકાદ શકોરામાં પેટ ભરાય તેટલું અન્ન માગીને ખાઇ લેવું (૨) તમે એક વાર તો પ્રપંચના બોજાને માથા ઉપરથી ફગાવી દીધો, ત્યારે ફરી પાછો શા સારૂ તેને તમારા માથા ઉપર તાણી લો છો ? આ બધું માયિક દુઃખ છે અને તેને તમારે આપબળથીજ દૂર

કરી દેવું જોઇશે. (૩) તુકારામ કહે છે કે, હે સિદ્ધપુરુષો! એક રામનામના સ્મરણ સિવાય બીજા બધાજ વ્યવહાર જૂઠા છે એવું જે હું તમને કહી રાખું છું, તે તમે સાંભળી લેજો. (૪)

૨૬૪૩-દુનિયામાં નાના પ્રકારના કુતર્કવાદી-પાખંડી લોકો પુષ્કળ હોય છે. તેઓ પોતપોતાના દેહના લોભને વશ થઇને નકામા વલોપાત કરતા રહે છે. (૧) હે દેવ! આવા લોકોના બોલ ઉપર હું વિશ્વાસ રાખી શકતો નથી; એટલા માટે હું તો કાછડો વાળીને એકલું તમારૂંજ નામ લેવા મંડ્યો છું. (૨) હું મારા જીવસહ વર્તમાન ચિત્તની અંદર દૃઢ અને એકનિષ્ઠ બની ગયો છું. તેથી કરીને બીજા બધા કરતાં તમારેજ મારી લાજ જાળવવી જોઇશે. (૩) તમે તો તમારે સ્વાધીન રહેનારાં પશુઓને પણ દુઃખી થવા દેતા નથી. કોઇ પશુ પણ તમારે શરણે આવે તો તમે તેને પીડા પામવા દેતા નથી. ત્યારે હવે મારે જે તમને કહેવું હતું, તે મેં કહી નાખ્યું. હવે તમને જે યોગ્ય લાગે તે કરો. (૪) તુકારામ કહે છે કે, હે નારાયણ! મારે તમારી દયાને માટે કેટલી વાર ભિક્ષા માગવી પડશે? હું ઝાઝું કહીશ તો તમને પાછી રીસ ચડશે! (૫)

૨૬૪૪-લોકોએ મારાથી દૂરના દૂરજ રહેવું. આટલા માટે તો હું ભિખારી બની બેઠો છું. (૧) લોકોની સાથે મારે કોઈપણ જાતનો સંબંધ રાખવો નથી, તેમ કોઇની સાથે કોઇ પણ જાતનું સંભાષણ પણ મારે કરવું નથી; કારણકે તેવું કરવાનું મને કશું કારણજ દેખાતું નથી. આથી કરીને હું સૌની આશા છોડીજ બેઠો છું. (૨) તુકારામ કહે છે કે, આ બધાંની ઉપાધિને લીધે મારા જીવને ઘણોજ ત્રાસ થાય છે. તેથી તો હે દેવ! હું તમારી દયાની ભીખ માગી રહ્યો છું. (૩)

૨૬૪૫-જેમાં કોઇ જાતનો સ્વાનુભવનો રસજ ન હોય એવી

સૂકી, પ્રાણહીન જ્ઞાનચર્ચા મારે કરવીજ કેવી રીતે? જેનાદ્વારા આપણું હિત સધાતું હોય તે કામ સૌથી પહેલું બનતી તાકીદે સાધી લેવું જોઇએ. (૧) સૂકીસૂકી વાતોમાં પડવાથી આપણો રસ્તો કાપવાના કામમાં મોડું થાય છે. ત્યારે એવું કરવાથી જે નુકસાન થાય તેનું વળતર આપણે માગવું કોની પાસે? (૨) આવી વાતોમાં ગૂંચવાઈ જવાથી લૌકિક વ્યવહારનો બોજો વધી જાય છે અને તેનો એટલો બધો વિસ્તાર થઈ જાય છે કે, તેથી આપણી ઉન્નતિ અટકી પડે છે અને ઊલટું જન્મમરણના ચક્કરમાં પડીને દુઃખ વેઠવું પડે છે, તે તો વળી વધારામાં. (૩) તુકારામ કહે છે કે, ચોખ્ખા સોનામાં ત્રાંબુ ભેળવીને તેના દાગીના બનાવીએ તો પછી આગમાં નાખ્યા વિના તે સોનું કદી શુદ્ધ થતું નથી. (૪)

૨૬૪૬–આગળ જતાં આપણે ઘણા દુઃખી થઈ જઇશું, એ વાતની મૂર્ખ લોકોને જાણ નહિ હોવાથી તેઓ આ સંસારને લગતાં અનેક કામકાજમાં પોતાનો જીવ પરોવી રાખીને ખૂબ વ્યાકુળ અવસ્થામાં જીવે છે. (૧) તેમના મનમાં હમેશાં ભય અને શંકા રહ્યા કરે છે. કોઈ બિચારો રાંધી ખાવાને વાસ્તે માટીનું ઠોબરૂં માગવા આવે તો, મારા ઠોબરાને બાળી નાખવાનું નથી, એવું પણ તેઓ લોભના માર્યા કહેવા ચૂકતા નથી. (૨) પણ જે ઘડીએ કાળ તમારા જીવને પકડીને ખેંચી જવા આવશે તે ઘડીએ તેની આગળ તમારૂં જોર ચાલશે ખરૂં કે? (૩) મૃત્યુ બાદ જે જે કામો કરવાથી નરકની પ્રાપ્તિ થાય એવાં કર્મ કરીને તમે તેમનો સંચય કરતા જાઓ છો. (૪) બીજાના ઉપર ઉપકાર તો કરવોજ નહિ, એવા વિચાર તમે હમેશાં કરતા રહો છો. (૫) તુકારામ કહે છે કે, મને આવા ઘાતક લોકોનો મેળાપજ ન થાય એવું હું ઇચ્છું છું. (૬)

૨૬૪૭–હે દેવ! મારૂં ચિત્ત તમારા ચરણ આગળ સ્થિર

થઇ ગયું છે અને તમારા ચરણનું ધ્યાન કરતું કરતું તે તમારી સન્મુખ રમ્યા કરે છે. (૧) હે પાંડુરંગ! તમારી આગળ જૂઠું કહેવા જઇએ તો તે નભે એમ નથી, કારણકે તમે અંતર્યામી છો અને બધાંના મનની વાતો જાણો છો. (૨) મને જે સુખ થાય કે દુઃખ થાય તે બેઉ તમને અર્પણ કરી દઇને મેં તો કાળને ખાંડો કરી દીધો છે. (૩) તુકારામ કહે છે કે, મને મારા દેહનું વિસ્મરણ થઇ ગયું છે. આવું થવાથી આ મારૂં અને આ પારકું એવો ભાવ ટળી ગયો છે. (૪)

૨૬૪૮–જે જે સમયમાં જે જે નક્ષત્રો આકાશમાં ઊગે છે તે બધાં પોતપોતાના સમયને અનુસરીને વરસાદ વરસાવે છે. આથી વિપરીત આપણે ગમે તેટલાં ફાંફાં મારીએ તોપણ તેનું કશુંજ સારૂં ફળ આવવાનો સંભવ નથી અર્થાત્ કવખતે વરસાદ વરસવાનો નથી. (૧) જેણે આ જગતને ઉત્પન્ન કર્યું છે, તેણે આનો ચોક્કસ નિયમ કરી રાખ્યો છે, જે બાબતને લગતો જેવો નિયમ હોય છે તે પ્રમાણે તેના કામની મર્યાદા સૃષ્ટિકર્તાએ મુકરર કરી રાખી છે; (૨) કેમકે ઉનાળામાં અને શિયાળામાં જો વરસાદ વરસે તો તેથી લોકોને નિરર્થક ત્રાસજ થાય. (૩) તુકારામ કહે છે કે, ઝેરમાં પાકેલા કીડાને અમૃતમાં નાખીએ અને અમૃતમાં પાકેલા કીડાને ઝેરમાં નાખીએ તો તે બેઉ પૈકી એક પણ જીવતો રહેનાર નથી. (૪)

૨૬૪૯–જે વખતે જે શબ્દો બોલવાની ઉપયોગિતા હોય, તે વખતે તેટલાજ શબ્દો હું બોલું છું. (૧) ઊંડો પાયો ખોદીને તેના ઉપર ચણેલી ભીંત જેમ નમી જતી નથી, તેમ જે શબ્દોની અંદર આદિથી તે અંત સુધી દેવનો વાસ હોય તેવા શબ્દો ત્રિકાળ-સત્ય નીવડે છે. (૨) જે કામ કરવાથી પાછલાં સંચિત કર્મોનું જોર નરમ પડી જાય તે ઉપાય હું એકદમ અમલમાં મૂકવા મંડું

છું. (૩) તુકારામ કહે છે કે, હું તો મારા સ્વામીનો આજ્ઞાપાલક દાસ છું. તેથી કરીને હું મારા એકજ શબ્દ વડે (દેવના નામ વડે) સર્વનો નાશ કરી શકું છું. (૪)

**૨૬૫૦**—હે દેવ! તું તારી સહજલીલાના ખેલ તારા વિનોદને અર્થે ખેલે છે, પણ જે તારે મન રમત છે તેનાથી અમે માર્યા જઇએ છીએ, કારણકે તેથી કરીને અમારે અનેક યોનિઓમાં ભટકવાનું દુઃખ વેઠવું પડે છે. (૧) તેથી કરીને હવે હું તારૂં નામ મારા કંઠમાં ધારણ કરૂં છું કે, જેને લીધે તારે પોતાને વગર કહ્યે દોડતાં આવવું પડશે. હવે તો હું આ એકજ કામ કરતો રહેવાનો છું. (૨) મને તારો વિયોગ થયો ત્યાર પછી હું અનેક યોનિઓ-રૂપી જંગલોમાં થઈને અને મનમાં અનેક પ્રકારના સંકલ્પો કરતો આવ્યો છું. (૩) તુકારામ કહે છે કે, હું આજ સુધી પાપ-પુણ્યની ગૂંચવણમાં ગૂંચવાઈ પડ્યો હતો. મને તો આજેજ તારી પ્રાપ્તિ કરવાનો સરળ માર્ગ મળી આવ્યો છે. (૪)

**૨૬૫૧**—આ દેહ તે હું પોતે અને આ દેહનાં સંબંધીઓ તે મારાં સંબંધીઓ, એવી ભાવના કર્યાથી કાળ મારી પૂંઠે દોડ્યો આવે છે. એટલા માટે ઉપર કહી તેવી ભાવનામાં ગૂંચવાઈ પડવું એ વ્યર્થ ચેષ્ટા છે. (૧) હે પાંડુરંગ! હવે તો તું મારો આપ્તજન થયો છે એટલે હવેથી આવા વ્યવહારના ઉપર આગ પડો. (૨) જ્યાંસુધી મને ખરી વસ્તુનું દર્શન થયું ન હતું, ત્યાંસુધી હું એ ખોટી વસ્તુઓનો ભાર મારા માથા ઉપર લઈ લઈને ફરતો હતો. (૩) તુકારામ કહે છે કે, મિથ્યા મૃગજળ મારી સામેજ આવી ઊભું છે. તેને હું સત્ય પદાર્થ માનતો હતો; તેથી કરીને જે વસ્તુ મારી પાસેજ હતી તેને વેગળી ફેંકી દઈને હું દૂર રવડવા નીકળી પડ્યો હતો. (૪)

૨૬૫૨–હે દેવ! હું મારી યોગ્યતા પ્રમાણે અમુક એક કર્તવ્યનો નિશ્ચય કરીને તેનું પાલન કરવા મંડી જઈશ. (૧) જે કરવાથી મને તારા ચરણનું ઓળખાણ થાય તેને હું મારૂં કર્તવ્ય માનું છું અને તે હું કરતોજ રહીશ. પછી તને જે યોગ્ય લાગે તે તારે કરવાનું રહ્યું. (૨) હું મારે શરીરે કષ્ટ વેઠીને પણ તને ગંગાજળ અને તુલસીપત્ર અર્પણ કરતો રહીશ. (૩) તુકારામ કહે છે કે, હે દેવ! હું તો તારી આગળ હાથ જોડીને ઊભો રહીશ, તેનેજ તું તારી સેવા માની લેજે. (૪)

૨૬૫૩–હે દેવ! મારામાં અનેક જાતના ગુણ ભરાઈ રહ્યા છે, તે મારાથી એકલે હાથે વેગળા કરી શકાય એમ છે નહિ. એ કામ હું તારા માથા ઉપર નાખી દઉં છું ત્યારે તું પણ તે ગુણોનું નિવારણ કરતો નથી. (૧) હે નારાયણ! જાગૃત અને સ્વપ્ન અવસ્થાઓની વચ્ચે કશો મેળ મારા જોવામાં આવતો નથી. (૨) હું બહારથી સાધુપણાનો વેશ ધારણ કરીને ફરૂં છું. ઉપર ઉપરથી સાધુના જેવાં આચરણ પણ હું કરૂં છું, પણ મારા અંતઃકરણમાં હજી તારો વાસ થયો નથી.(૩) તુકારામ કહે છે કે, જે સત્ય પદાર્થ છે તેમાં કશી ખોડખાંપણ હોતી નથી. તે તો પોતાની એકાકી અવસ્થામાં પરિપૂર્ણ દીસે છે. (૪)

૨૬૫૪–હે દેવ! મારો અને તમારો સંબંધ જો પહેલેથી જોડાયોજ ન હોત તો તો ઘણું સારૂં થાત; કારણકે વિશ્વાસ આપીને ગળું કાપવાનું કોણે કહ્યું છે? (૧) ઓ પાંડુરંગ! ઓ મારા દાતાર! હવે મારૂં હિત શું કરવાથી થાય તેનો વિચાર કરવાનું કામ તમારૂં છે. (૨) મારામાં શુદ્ધ ભાવ છે નહિ, તોપણ હું તમારો સેવક કહેવાઉં છું, તેથી મારામાં કમીપણું ન આવે તે તમારે જોવાનું છે. (૩) તુકારામ કહે છે કે, ઓ મારાં માબાપ! મારા જેવા

ગરીબનો ઉદ્ધાર કરવામાં તમારે શ્રમ લેવો પડે છે, એવું તમે શા માટે માની લો છો? (૪)

**૨૬૫૫**–હે દેવ! મારો ઉદ્ધાર કરવાની બાબતમાં તમે ટાળંટોળા કરો છો તેનું કારણ શું? શું તમારે તેમાં તમારી ગાંઠનો કાંઈ ખરચખરચ કરવો પડે છે? (૧) હે પાંડુરંગ! તમે ચતુરશિરોમણિ છો માટે મેં જે સવાલ પૂછ્યો છે, તેનો તમારે નિર્ણય કરીને મને ચોક્કસ જવાબ દેવો પડશે. (૨) હું અનેક પ્રકારનાં દુઃખ વેઠતો આવ્યો છું. ત્યારે આવી રમત રમવામાં તમને સુખ થાય છે ખરૂં ને? (૩) તુકારામ કહે છે કે, હે દેવ! તમે શું નિર્ગુણ થઈ ગયા છો? જો તમે ખરેખર નિર્ગુણજ થઈ બેઠા હો તો પછી આ સંસારમાંથી મારો છુટકારો કોણ કરશે? (૪)

**૨૬૫૬**–હે દેવ! તમે સર્વજ્ઞ છો, તેથી કરીને હું તમારી સાથે નિષ્ઠુરપણે સંભાષણ કરૂં છું તે તમે યાદ રાખજો. (૧) દુઃખનું નિવારણ કરનાર તો તમારા જેવો બીજો કોણ છે કે, હું તેને શરણે જાઉં? (૨) સૌના દુઃખનું નિવારણ કરવાની સત્તા તો તું તારા પોતાનાજ હાથમાં લઈ બેઠો છે. આ બાબતમાં જાણે તારો એકલાનોજ ઇજારો હોય એવી બીના બની છે અને તારા સિવાય બીજો કોઈ સમર્થ તો દુનિયામાં રહ્યોજ નથી. (૩) તુકારામ કહે છે કે, હવે તો જે છે તે બધુંજ તારા ચરણ આગળજ છે. ત્યારે ઓ મારાં માબાપ! હવે મોડું કરશો નહિ. (૪)

**૨૬૫૭**–ઓ દેવ! મારૂં ચિત્ત તારા ચરણ આગળ સ્થિર થઈ ગયું છે, તેથી કરીને મને બધો વખત તારો મેળાપ થયાજ કરે છે. (૧) હું રમતો રમું ગમે ત્યાં, પણ મારા પ્રેમતંતુની દોરીને મેં તારા ચરણની સાથેજ બાંધી રાખી છે. (૨) હું પતિત જીવોને પાવન કરીશ એવું તારૂં અસલનું વચન છે, તેને હું પકડીને બેસી

રહ્યો છું. (૩) તુકારામ કહે છે કે, હે સર્વજ્ઞ દેવ! આપણી વચ્ચે જે અસલનો કરાર થયેલો છે તેનો તમે મનમાં વિચાર કરો. (૪)

૨૬૫૮–હે દેવ! તારૂં મન મારામાં પરોવાઇ ગયું છે, તેથી કરીને મને જે ભૂખતરસની પીડા થવી જોઇએ તે મને ન થતાં તને લાગુ પડી જાય છે. (૧) તેમ થવાનું કારણ એ છે કે, આપણાં બેઉનાં અંતઃકરણ એક છે. તેથી હવે તારે બીજું કશું કહેવુંજ નહિ. (૨) તું મારી સાથે ગમત કરવાને ખાતર મારી પાસે ઊભો રહીને મારા ગજવામાં જે ખાવાનું મેં ભરી રાખ્યું છે તેના ઉપર નજર દોડાવતો લાગે છે. (૩) તુકારામ કહે છે કે, હવે આ ઠેકાણે મારાં પાછલાં સંચિત કર્મનાં સ્વરૂપ કેવી રીતે આવીને ઊભાં રહ્યાં? (૪)

૨૬૫૯–જો આપણે બેઉ બરોબરિયાજ હોઇએ તો હે દેવ! (પ્રસ્તુત પદમાં) વર્ણવેલી વિગત બને કેવી રીતે? (૧) જો આપણે બરોબરિયા હોઇએ તો આપણો સ્વામીસેવકનો રૂડો સંબંધ રહી શકે નહિ; અને આપણી વચ્ચે જે પ્રેમ છે, તેનું પણ કશું ઠેકાણું રહે નહિ. (૨) એકત્વની અંદર શબ્દ કુંઠિત થઈ જાય છે, તોપછી ત્યાં ભક્તિની મજા તો મળેજ ક્યાંથી? (૩) તુકારામ કહે છે કે, તમે જો તમારૂં સ્વામી તરીકેનું પદ જાળવી રાખો તો હું તમારો સેવક બનીને તમારી આગળ આનંદ સહિત નૃત્ય કરૂં. (૪)

૨૬૬૦–શુદ્ધભાવરૂપી મૂળ ધન મારા હાથમાં આવ્યું કેવી રીતે? પણ હું જે કાંઇ મારા અંતઃકરણની ઉત્કંઠા સહિત દર્શાવું છું, તે બધું માયાજ છે. (૧) હે નારાયણ! તમે બધું જાણો તો છો; તેથી કરીને ઊંડા ઊતરીને મારો પીછો લેતા નહિ. (૨) જે જગ્યાએ બેસીને સંતોએ ભોજન કર્યું હોય ત્યાં, છેક છેલ્લી પંગતમાં મને બેસવા દેજો. હું તેમનું વધેલું ઉચ્છિષ્ટ અન્ન ખાઇશ અને

તેમની સોબતમાં પડી રહીશ. મારે સારૂ આટલુંજ કરો તો ઘણું છે. (૩) તુકારામ કહે છે કે, તમારાં, સૌનાં સંચિત કર્મોનો નાશ થશે એવો લોકોને વિશ્વાસ આપીને હું તમારી પાસે આવ્યો છું. ત્યારે હવે તમે છેક આખર લગી પજવશો મા. (૪)

**૨૬૬૧**–મારા જેવા છેકજ ડૂબી ગયેલા જીવો અગાઉ થોડા તરીને પાર ઊતરી ગયા છે ? (૧) તમે આટલા બધાનો ઉદ્ધાર કર્યો ત્યારે તમને હું એકલો ભારે પડી જઈશ એવો વિચાર તમે મનમાં લાવતા નહિ; કારણકે તમે કૃપાના સમુદ્ર છો. (૨) જ્યારે હું તમારી દયાનીજ ભિક્ષા માગતો ઊભો છું, ત્યારે પછી મારી પાસે પાપ રહી જાયજ કેવી રીતે ? તમારી આગળ પાપનું બળ શા હિસાબમાં ? (૩) તુકારામ કહે છે કે, જેમ અગાઉ એક વાર તમે પથરા તરાવ્યા હતા, તેમ મને પણ જડબુદ્ધિનો પથરો સમજીને હે દેવ ! તમે જરૂર તારજોજ (૪)

**૨૬૬૨**–હે પાંડુરંગ ! તું જો મારો અંગીકાર કરવા તૈયાર થઈ જાય તો તારો હાથ ઝાલવા કોણ આવે એવો છે ? પણ તારામાંજ કશું પાણી નથી એવું હું તારે મોઢે કહું છું. (૧) તેમ થવાનું કારણ એવું છે કે, મારા નબળાં પ્રારબ્ધ કર્મોએ તને પાછો હઠાવી દીધો અને તારી વિશ્વંભરપણાની શક્તિને રદ કરી દીધી. આ મારી પોતાની અનુભવેલી બીના છે. (૨) હું તારે આશરે રહ્યો છું અને તારા નામનું સ્મરણ વારેઘડીએ કરતો રહું છું. (૩) તુકારામ કહે છે કે, જ્યારથી મને આ પંચમહાભૂતોએ મળીને વટાળી માર્યો ત્યારથી હું કાળને વશ થઈ ગયો છું. (૪)

**૨૬૬૩**–દેહનો નિર્વાહ થવો એ તો પ્રારબ્ધને અધીન છે. માટે આપણે તો એક હરિના કાલાવાલા કરીએ એજ આપણે સારૂં ઉત્તમ કાર્ય છે. (૧) મારા મનને આવો વિચાર સૂઝ્યો એટલે હું

સમજી ગયો કે, હવે દેવ મારાથી દૂર નથી. (૨) તમામ જાતની ખટપટો, કચકચાટ એ બધાંને મેં જ્યારથી દૂર કરી દીધાં ત્યારથી ભાવના બળ વડે હે દેવ ! હું તારો આશ્રય લેવાને ચાલ્યો આવું છું. (૩) તુકારામ કહે છે કે, હે દેવ ! મારે તો તારૂં પૂજનજ કર્યા કરવું. એ સિવાય બીજો કશો ઉપાય છેજ નહિ. (૪)

૨૬૬૪–હે દેવ ! તારે પ્રતાપે આખરે પરિણામ તો ઘણું સારૂં આવી ગયું. આથી કરીને હું તારીજ ઇચ્છાને વળગી રહ્યો છું. (૧) ભોગ અને અભોગ સહિત આ મારા શરીરના બોજાને હું સહન કરીશ અને તે બધુંજ તારા આશ્રય ઉપર છોડી. દઇશ. (૨) હે દેવ ! તારી મને મદદ મળી ગઈ એટલે પછી અનેક ખટપટો અને નાના પ્રકારની કામનાઓનું જોર ઘટી ગયું જાણવું. (૩) તુકારામ કહે છે કે, હું દેહાદિ પ્રપંચના ભાર વડે દબાઈ ગયો છું. તમે એકલાજ સત્ય દેવ છો. (૪)

૨૬૬૫–હે દેવ! આવા પ્રપંચના ગૂંચવાડામાં તું મને ગૂંચવી મારતો નહિ.(૧) છેક પ્રાચીનકાળથી હું આ પ્રપંચની ખટપટ કરતો આવ્યો છું. (૨) હે દેવ ! મને પોતાને તો આમાં કશીજ સમજણ પડતી નથી; પણ તું તારી આંખો મીચી દેતો નહિ. (૩) તુકારામ કહે છે કે, હે દેવ! આપણે બેઉ એકબીજાના સહવાસમાં રહીએ તો કેવું સારૂં ? (૪)

૨૬૬૬–મા અને તેનું છોકરૂં એ બેઉની વચ્ચે અમસ્તો નામમાત્રનો પણ વિષમભાવ નહિ હોવાથી માને છોકરાની બાબતનો કશોજ ત્રાસ થતો નથી. (૧) ઓ દેવ ! મેં પણ તને આટલો બધો પજવ્યો અને કાયર કર્યો, પણ હવે તું રાજી થઈને મારે સારૂં ખાવું મોકલાવી દે. (૨) હે દેવ ! હું જે કાંઇ કહું છું તેને તું સાંભળીને તારા મનમાં સ્થાન આપજે. (૩) તુકારામ કહે છે કે,

ઓ મારી કૃપાવંતી પાંડુરંગા જનેતા ! મેં હમણાં કહ્યું તે તું કર એવી મારી તને વિનંતી છે. (૪)

૨૬૬૭–હે દેવ ! તું અને હું બેઉ જોડાજોડ એક જગ્યાએ બેસીને જમીએ. એવું કરવાથી આપણી વચ્ચે પ્રીતિ જળવાઈ રહેશે. (૧) આ બાબતમાં જરા પણ કસર રાખવી નહિ. કસર રાખે તો તને મારાજ સમ. (૨) માદીકરાનો સંબંધ જે હું સંસારમાં જોઉં છું તેનું સાચું સ્વરૂપ તો હું તારામાંજ જોઇ શકું છું. (૩) તુકારામ કહે છે કે, તું તારાં બધાં બાળકોને ફસાવી મારે છે એવી તારે વિષે જૂની ફરિયાદ છે. (૪)

૨૬૬૮–ઓ દેવ ! તું બીજી સામાન્ય માતાઓના જેવી દરિદ્ર–કંગાલ માતા નથી. (૧) હું જે જે બોલ મારા બાળસ્વભાવને અનુસરીને બોલું છું, તે બધા શું તારી આગળ નકામા અને નિષ્ફળ જશે ? (૨) પોતાની પાસે એક કોડી પણ ન હોય એવી કાંઇ તું દરિદ્રી અને દૂબળી માતા નથી. (૩) તુકારામ કહે છે કે, તું સ્વભાવે કરીને ખોટાબોલી અને હૃદયશૂન્ય નથી. (૪)

૨૬૬૯–હે દેવ ! અમને અમુક શબ્દો કહીને અમારા ઉપર તમે આરોપ મૂકો તે તમને શોભતું નથી. (૧) ઓ દેવ ! હું તમને એમ પૂછું છું કે, તમે આવાં બાળકોને પેદા કર્યાંજ શા માટે તે કહો ? તમારામાં કોઇ જાતની સત્તા કે આવડતનો અભાવ હતો ? (૨) હવે જ્યારે તમે અમ બાળકોને તમારાથી વેગળાં કાઢી મૂકશો ત્યારે તમે એકલા તમારી મોટાઈને લઈને બેસી રહેજો ! (૩) તુકારામ કહે છે કે, તમે આ બાબતનો તમારા મનમાંજ વિચાર કરી લેજો. (૪)

૨૬૭૦–જે છોકરાની મા મરી ગઈ હોય તેનો કોઈ ભાવ પૂછતું નથી; કારણ કે એક તો તે નાનું છોકરૂં; તેની બિચારાની દાદફરિયાદ

કોણ સાંભળવાનું હતું ? (૧) લોકોમાં તો આવોજ એક રિવાજ પડી ગયો છે. (૨) જેનું પ્રારબ્ધ શુભ હોય એવી માતા અને તેનાં છોકરાં જ્યાંજ્યાં હોય ત્યાંત્યાં તેઓ પરસ્પર આનંદપૂર્વક રહે છે. (૩) તુકારામ કહે છે કે, આપણે બધાં દેવનાં બાળકો છીએ અને દેવની સમીપ રહીએ છીએ. (૪)

**૨૬૭૧**–સંસારમાં શું સુખ બળ્યું છે ? એમાં મુદ્દલે સુખ છેજ નહિ, એમ સમજીને મને જે કાંઇ લાભ થાય છે તે બધો મેં તને સમર્પિત કરી દીધો છે. (૧) પણ ઓ દેવ ! તું તો અતિશય નિર્દય છે. વળી તારા મનમાં એવી એવી તૃષ્ણાઓ છે કે, કોઇ તને ગમે તેટલું આપ્યાજ કરે તોપણ તેથી તને તૃપ્તિ થાય એમ છેજ નહિ. (૨) બધાંજ કર્મ પોતાની આંખે જોયા કરે અને છતાં પોતે વેગળો ને વેગળો રહે તેવાનું મારે કામ નથી. (૩) તુકારામ કહે છે કે, તને હું જે કાંઈ કહું તે બધો ફોકટનો પરિશ્રમ-માત્ર છે. (૪)

**૨૬૭૨**–જેવું આજ સુધીમાં કદી બનવા પામ્યું ન હતું તે બન્યું અને તે શાથી બને છે તે પણ હવે મને સમજાઈ ગયું. એટલા માટે, ઓ દેવ ! મેં તારી સાથે અબોલા લીધા છે. (૧) હે દેવ ! આપણો બેઉનો સંબંધ આપણી એકજ મુલાકાતમાં તૂટી ગયો; હવે હું મનમાન્યું કરીશ અને આ દેવને વિષે તો મનમાં કશીજ ઇચ્છા રાખનાર નથી. (૨,૩) તુકારામ કહે છે કે, તારી પાસે આવવાજવાનો મારે વ્યવહાર હતો તેનો એક ભાવનાને લીધેજ છેડો આવી ગયો. (૪)

**૨૬૭૩**–હે દેવ ! હવે આપણી બેઉની વચ્ચે કહેવા જેવું રહ્યું છે શું ? (૧) તેં મારા મનનું સમાધાન તો કર્યુંજ નહિ, તેથી મારૂં મન ઊલટું વધારે નિર્દય થઈ ગયું છે. (૨) મારા ઘરમાં ને ઘરમાં-

જ હું ઝૂરતો બેસી રહું છું. તારાં બધાં કામજ આવાં છે. (૩) તુકારામ કહે છે કે, તું તારા દેવપણાને પોટલીમાં બાંધીને એક જગ્યાએ રાખી મૂકજે. (૪)

**૨૬૭૪**–હે દેવ! તારી પાસે જ્યારે હું કાંઈક માગવા આવું છું ત્યારે તું મારા તરફથી આશા રાખે છે અને આપણી વચ્ચે ઘણું છેટું પાડી દે છે, (૧) આથી કરીને તારે વિષે મેં જે આશા–ઉમેદ રાખેલી તે બધીને મેં ફેંકી દીધી તેનું આ એકજ કારણ છે. (૨) મારા ઉપરના તારા પ્રેમને લીધે તારાં સ્તનોમાંથી પ્રેમનો મોટો ધોધ બહાર ઢળી પડે છે. (૩) તુકારામ કહે છે કે, હું જે કાંઈ હઠ કરીને કહું છું તે એટલા માટે કે, મારા બોલનો તું આદર કરે એટલીજ મારી વિનંતી છે. (૪)

**૨૬૭૫**–હવે તો ઘરમાં ને ઘરમાં પડી રહેવુંજ સારૂં છે. તેમ કરવાથી આપણો સંબંધ આપણી જાતની સાથેજ રહે છે. (૧) બીજાનાં સારાંમાઠાં કામો આપણી નજરે પડતાં નથી અને એવું થયાથી આપણા પોતાના જીવને ક્લેશ થવાનું કશું કારણજ ઊભું થતું નથી. (૨) લોકોની સાથે બોલીએ તો એક બોલમાંથી બીજો અને બીજામાંથી ત્રીજો એમ કરતાં બોલબોલા વધી પડે છે અને તેથી જૂઠી ખટપટમાં વધારો થાય છે. (૩) હું જેમ જેમ દેવના વધારે કાલાવાલા કરતો જાઉં છું તેમ તેમ તે મારી પાસે વધારે સેવા કરાવવાની આશા રાખે છે. (૪) ફક્ત હિસાબ કરવાની ખટપટ કર્યાથી કશો લાભ થતો નથી તેમ કશું નુકસાન પણ થતું નથી. (૫) તુકારામ કહે છે કે, જ્યાંસુધી બીજા લોકો ભલા ન હોય ત્યાંસુધી કશું કાર્ય થઈ શકતું નથી એ વાત મને બરાબર સમજાઈ ગઈ છે. (૬)

**૨૬૭૬**–જે રસ્તે થઈને આપણે જવું હોય તે રસ્તો પહેલેથી સાફ કરી રાખવો જોઈએ કે જેથી કરીને રસ્તે ચાલતાં કોઈ

પણ જાતની અડચણ નડે નહિ. (૧) પરાપૂર્વથી આવો શ્રેષ્ઠાચાર ચાલ્યો આવે છે. પરમાર્થના માર્ગમાં પ્રતિબંધ કરનારાં આપણાં પાપ અને પુણ્યયુક્ત કર્મો છે. (૨) જો તમારે તેમના સપાટામાંથી છટકી નાસવું હોય તો તમારી પંચભૂતાત્મક દેહબુદ્ધિને એક બાજુએ ફગાવી દઇને નાસવા માંડજો; કારણકે એ દેહબુદ્ધિની ઉપાધિને લીધે પાપપુણ્ય તમારી કેડે દોડ્યાં આવે છે. (૩) તુકારામ કહે છે કે, અહીં તો જે ખરેખરો શૂરવીર હશે તેજ આ બધાંના સકંજામાંથી એક તડાકામાં છૂટો થઇને મુક્ત બની જશે. બાકીના બીજા લોકો જેઓ દેહની સાથે તાદાત્મ્યનો સંબંધ જોડીને દીન બની ગયા હોય છે તેઓ કાળચક્રની અંદર ફેરા માર્યા કરે છે. (૪)

૨૬૭૭–જેઓ પોતાનાં જાતિ, કુળ અને ધનના મદથી રંગાઇ જાય છે, તેઓ ઘણાજ ઉન્મત્ત થઇ ગયેલા હોય છે. (૧) આવું ન કરતાં સુજ્ઞ પુરુષોએ તો એ બધાથી દૂરજ રહેવું જોઇએ. (૨) વિષયમાં કશુંજ સુખ નથી, પરિણામે ઊલટું દુઃખ ઊપજે છે. તેના આદિ, મધ્ય અને અંત, એ ત્રણેમાં એકસરખું દુઃખજ છે. (૩) તુકારામ કહે છે કે, સાપને સુંવાળે હાથે પંપાળીએ તોપણ તેની તેને કદર હોતી નથી; એટલા માટે સાપનાથી જેમ છેટે રહેવું જોઇએ તેવી રીતે દુર્જનોથી પણ દૂર રહેવુંજ યોગ્ય છે. (૪)

૨૬૭૮–હરિકથા કરવી એ અમારૂં આવશ્યક કર્તવ્ય છે. તે સિવાય બીજાં બધાં કામ હું ફક્ત લૌકિક વ્યવહારને નિભાવી રાખવા પૂરતાં કરી છૂટું છું. (૧) મા જેવી હોય તેવી પણ તેનાં પોતાનાં છોકરાંને તો તે ઘણી વહાલી લાગે છે. બીજી સ્ત્રીઓને તો તેઓ જેવું સાધારણ સ્ત્રીઓને માન આપવું ઘટે તેટલું આપે છે. (૨) જેણે જે બાળકને જન્મ આપ્યો તે બાળકને માટે તેની જનેતાનો જીવ હમેશાં ઉત્કંઠિત રહે છે. (૩) તુકારામ કહે છે કે,

આ બધું જોઇને હું આનંદપૂર્વક ક્રીડા કરૂં છું. (૪)

૨૬૭૯–હે સંતજનો! હું તમારી આજ્ઞાનું પ્રતિપાદન કરૂં છું, પણ મારા મનને ઘણોજ ભય લાગે છે; (૧) કારણકે તમારી અડોઅડ તો મારાથી બેસાય એમ છે નહિ તેથી કરીને હું જરાક લાડ કરતો કરતો આવીને તમારા પગ આગળ બેસી પડું છે. (૨) તમારી આગળ તો હાથ જોડીને ઊભા થઈ રહેવું એજ યોગ્ય છે.(૩) તુકારામ કહે છે કે, હે સંતજનો ! તમે ઘણા શ્રેષ્ઠ છો અને હું તો મોટો પાતકી છું. (૪)

૨૬૮૦–હે અનંત ! તું હવે જેવો છે તેવો પણ મને તો ઘણો માન્ય છે. (૧) હું તારા પગ ઉપર મારૂં માથું એવું મૂકી દઇશ કે ત્યાંથી હું તેને ખસેડનારજ નથી. મારા મનમાં જેવું છે તેવુંજ હું મોઢેથી કહી દઉં છું. (૨) મને જો કશાની ગરજ હોય તો તે એક શુદ્ધ ભાવનીજ. તે તો આરંભમાં જેવો હતો તેવો આખર સુધી પણ મીઠો ને મીઠોજ રહે એવું કરવું જોઇએ. (૩) તુકારામ કહે છે કે, મેં જે મારે માટે નિયમ કરી રાખ્યો છે તેને હું કદી પણ છોડવાનો નથી. (૪)

૨૬૮૧–ખરેખરા મર્મની વાત હું ભૂલી ગયો અને તેથી કરીને હું કર્મના સકંચામાં સપડાઇ ગયો. (૧) તે કર્મે મારો એવો કેડો લીધો કે તેણે મને અનેક વાર ગર્ભવાસ કરાવ્યો અને મારો સર્વનાશ કરી દીધો. (૨) મારા દેહનાં સંબંધીઓ તે ફક્ત મારાં અને બાકીનાં બીજાં બધાં પરાયાં એવો ભેદભાવ મારામાં પેદા થયો અને તેના મોહથી ઉત્પન્ન થયેલા પાપે મારે ગળે ફાંસો લગાવી દીધો. (૩) તુકારામ કહે છે કે, આ રીતે પેલાં કર્મોએ મને પોઠિયા બળદના જેવો બનાવી દીધો, તેથી કરીને મારા મનમાં તેમને વિષે ઘણો ભય પેદા થયો છે. (૪)

૨૬૮૨-દેહ તો પ્રારબ્ધને આધીન છે, પણ તે છતાં મનને અનેક જાતની ચિંતાઓ વળગેલી છે. (૧) હે નારાયણ! તું મારી પાસે દોડી આવ અને મારા મનને જાગૃત કરી દે. (૨) તારી દયાની યાચના કેવી રીતે કરવી જોઈએ, તેનો ખરેખરો મર્મ હું જ્યારથી ભૂલી ગયો છું ત્યારથી હું જૂઠા પ્રપંચના ભ્રમમાં પડીને ઘણો હેરાન થઈ ગયો છું. (૩) તુકારામ કહે છે કે, આ મને થયેલા રોગને મારે ભોગ કેમ ન કહેવો? (૪)

૨૬૮૩-જેના મનની અંદર હરિનું નામ વસી ગયું છે તે તો આ ભવસમુદ્રને તરીને પેલે પાર ચાલ્યો ગયોજ જાણવો. તેનાં સંસારનાં બંધનોનો પણ ક્ષય થઇ જાય છે. આવાં અગણિત દૃષ્ટાંત મારા સાંભળવામાં આવ્યાં છે. (૧) એજ રસ્તે હું પણ મારી યોગ્યતા મુજબ બનશે તેટલી ચેષ્ટા કરતો રહીશ. (૨) જેઓ ભવસાગર તરી ગયા છે તેઓ જે નૌકામાં બેસીને ગયા હતા તે નૌકા તેમણે મારે સારૂ રહેવા દીધી છે. તેમાં બેસવું હોય તો કોઈને કશી વાતનો પ્રતિબંધ નથી તેમ કશું સાટું પણ આપવું પડતું નથી. જેમનાં મનમાં ફક્ત શુદ્ધભાવજ હોય તેમનું બધું કામ થઇ જાય છે. (૩) તુકારામ કહે છે કે, સૌના તારણહાર ચંદ્રભાગાને કિનારે ઇંટના ઉપર બેઉ પગ સમાન રેખામાં રાખીને સૌની વાટ જોતા ઊભા રહ્યા છે, માટે તમે હવે બેઠા હો ત્યાંથી ઊઠીને એકદમ તેમની પાસે દોડતા જાઓ. (૪)

૨૬૮૪-હું તો હવે મારા જીવના ઉપર ઉદાર થઈને બેઠો છું. (૧) આ ઠેકાણે મારાં મન, વાણી અને શરીર અડંગા નાખીને બેઠાં છે. (૨) મેં મારૂં મન સ્વાધીન કરી દીધું છે અને મારી તમામ વૃત્તિઓને મેં રોકી રાખી છે. (૩) તુકારામ કહે છે કે, ત્યારે હવે હે દેવ! તને હવે હું તારા ઘરમાંથી જરા પણ બહાર નીકળવા દેનાર નથી. (૪)

૨૬૮૫-સંતોના સ્થાનમાં જવાથી ઉત્તમ લાભ થાય છે. લાભ ફક્ત ત્યાંજ મળે છે, બીજે કોઇ ઠેકાણે નહિ. (૧) જો આપણે તેમના સેવક બની જઇએ તો આજ પછીના બધા લૌકિકવ્યવહારને લગતી આશાતૃષ્ણાઓ શમી જાય છે. (૨) જો સંતોએ આપણુને તેમની કૃપાનું દાન દીધું તો તેમનું દાન એવું છે કે કલ્પાંતે પણ કદી ખૂટે નહિ. (૩) તુકારામ કહે છે કે, હે દેવ સંતોની સેવા કરવાનો લહાવો મળે તો તે ઘણું ઉત્તમ કહેવાય. (૪

૨૬૮૬-નારાયણનું નામ એક ઉત્તમ ઔષધ છે. આવું ઉત્તમ સાધન છે છતાં લોકો તેનું સેવન કરી જાણતા નથી (૧) એ ઔષધ એવું છે કે, તેનું સેવન કર્યાથી ભવરોગનો નાશ થઇ જાય છે અને જન્મમૃત્યુનાં દુઃખોનો એવો અંત આવી જાય છે કે, ફરીથી તેએ નજરે પણ પડતાં નથી. (૨) વળી આ ઔષધના સેવનમાં બીજી ત્રીજી કશી ખટપટજ નહિ. એક નામ લેવા માંડ્યું એટલે અંતઃકરણની અંદર કોઇ પણ જાતનું પ્રતિકૂળ તત્ત્વ રહી શકતુંજ નથી. (૩) એનાથી દેવની કૃપા પ્રાપ્ત થાય છે અને ત્યાર પછી સત્વર કૈવલ્યપદની પ્રાપ્તિ થઈ જાય છે. (૪) એનાથી જન્મમૃત્યુનાં કષ્ટનો અંત આવી જાય છે અને તે બધાંનું મૂળકારણ જે માયાની જાળ તેનો પણ નાશ થઇ જાય છે. (૫) તુકારામ કહે છે કે, આ ઔષધના ગુણનો લાભ ઘણા લોકોએ લીધો છે. (૬)

૨૬૮૭-હરિનામ એવું છે કે, કોઇ પણ માણસ ગમે તેવા પાપના મળથી ભરપૂર કેમ ન હોય પણ જ્યાં તેણે નામનો આશ્રય લીધો એટલે તેને શુદ્ધ થતાં એક ક્ષણવારનો પણ વિલંબ લાગતો નથી.(૧ એટલા માટે તમે હરિનામનો ઉચ્ચાર કરો-તમે હરિનામનો ઉચ્ચાર કરો. તેમ કરવાથી તમારાં મહાપાતકનો નાશ થઈ જશે. (૨ અજામિલ કોઈ ચાંડાલ-સ્ત્રીના મોહમાં ફસાઈને તેની સાથે

વિષયભોગ કરતો હતો. આવા ભૂંડા માણસે જ્યાં મોઢેથી હરિનામ લીધું, એટલે એક ઘડીનો પણ વિલંબ ન કરતાં હરિએ તેને તરતજ વૈકુંઠધામમાં તેડાવી લીધો. (૩) તમામ પ્રકારનાં પાપાચરણમાં બ્રહ્મહત્યા પણ ભારેમાં ભારે કહેવાય છે. આવી અસંખ્ય બ્રહ્મહત્યાઓનું પાપ વાલ્મીકિને લાગુ પડયું હતું, પણ તે છતાં તેમણે હરિનામનો ઉચ્ચાર કરવા માંડ્યો એટલે તે ગંગાજળના જેવા નિર્મળ થઇ ગયા. (૪) આવી રીતે હરિનામના ઉચ્ચારણની સહાયતા વડે કેટલા બધા મહાપાપી લોકોનો પણ ઉદ્ધાર થઈ ગયો છે! પેલી વેશ્યા કેટલી બધી પાપિણી હતી? પણ તેણે નામનો ઉચ્ચાર કર્યો એટલે તરત તે વૈકુંઠ ચાલી ગઈ તે તમે જુઓ તો ખરા! (૫) તુકારામ કહે છે કે, દર્પણના ઉપર છાયા પડે તો તે દર્પણ જેમ નકામું થઇ જાય છે, તેમ હરિનામ વિના મનુષ્યજન્મ પણ નકામો છે. એવા લોકો જન્મ્યા ન જન્મ્યા જેવા છે. તેઓ જન્મ્યાજ ન કહેવાય. એટલા વાસ્તે હું તો હરિનો શરણાગત થઇને તેમને પગે પડું છું. (૬)

૨૬૮૮—જે મૂર્ખને દંભ કરવો ગમે છે તે પશુ જેવો છે અને તેણે કરેલું ભજન બરબાદ થઇ જાય છે. (૧) તે બેવકૂફ તૈયાર રાંધેલી રસોઈ ખાતો નથી અને છાસ વલોવીને તેમાંથી માખણ તારવી કાઢવાની વ્યર્થ ચેષ્ટા કરે છે. (૨) જ્યાં સારા સારા માણસો બેસે તેવી પાટના ઉપર પોતે બેસવા ઇચ્છે છે; પણ તે ચાવળાઓ હંસની નકલ કરનારા કાગડાના જેવાજ મૂર્ખ છે. (૩) તુકારામ કહે છે કે, ઢોળ ચઢાવેલા રૂપિયાનો માલિક આખરે સજા પામ્યા વિના રહેશેજ નહિ. (૪)

૨૬૮૯—ગંગાનો પ્રવાહ જેવો નિર્મળ છે, તેવું ભોજન તું મને પીરસજે. (૧) બ્રહ્મરસનું ભોજન કરવાથી કોળિયે કોળિયે

પ્રેમમાં વધારો થાય છે. (૨) જે ભોજન કર્યાથી તૃપ્તિ થાય અને તે ભોજનના પ્રતિ પ્રીતિ કાયમ રહે એવું ભોજન ઉત્તમ છે. (૩) તુકારામ કહે છે કે, જે મન શુદ્ધ હશે તેનો નારાયણ ઉપભોગ કરે છે. (૪)

**૨૬૯૦**–સુખરૂપી દૂધની અંદર સુખરૂપી દહીંનું મોરવણ મેળવીને જે દહીં તૈયાર થયું તેને સારી રીતે વલોવીને તેમાંથી સારરૂપી માખણ તારવી કાઢયું. (૧) એ માખણનું જેમણે જેમણે સેવન કર્યું તે બધાય તૃપ્ત થઈ ગયા અને તેઓ આનંદના ઉદ્ગાર કાઢતા કાઢતા મસ્ત બનીને ડોલવા લાગ્યા. તેમના મનમાં થતા આનંદને લીધે તેમનાં નેત્ર અને તેમના હાથ ફરકવા લાગ્યા. (૨) તેમનું સૌથી છેવટનું બળ તો નારાયણનુંજ છે. તેથી કરીને તે ગુણને લીધે બીજા ગુણ વધતા જાય છે.(૩) તુકારામ કહે છે કે, ટોચ સુધી જે વસ્તુ ભરેલી છે તેજ સ્વાભાવિક રીતે બહાર નીકળી પડે છે. (૪)

**૨૬૯૧**–અલ્યા! તું હરિનું ભજન શા સારૂ કરતો નથી! છેવટે જ્યારે તારે યમપુરીમાં જવું પડશે, ત્યારે તારે ઘણું કષ્ટ વેઠવું પડશે. તે વખતે કોણ તારી વહારે આવવાનું છે? (૧) હમણાં શું તારા ઉપર કામકાજનું ઘણું દબાણ છે તેથી તને ભજન કરવાની ફુરસદ નથી મળતી? પણ જ્યારે તું યમપુરીમ જઈને બેસીશ તે ઘડીએ તારૂં કાંઈ ચાલશે ખરૂં કે? (૨) અરે તું અભિમાનથી આટલો બધો ઉન્મત્ત કેમ બની ગયો છે? તુ યાદ રાખજે કે, એક દહાડો તને યમના દૂત સારી રીતે બાંધી જકડીને યમપુરીમાં ઘસડી જશે. (૩) હમણાં તો હરિનામ લેતી વખતે તારે દાંતે ખીલીઓ જડાઇ ગઇ છે પણ આખરે તો તને તારી જીભજ ખૂબ માર ખવડાવશે. (૪) હરિનામ લેતી વખતે તને લોકલજ્જા નડે છે પણ હમણાં કહ્યું ત્યાં તને કોણ છોડાવવા

આવશે? (૫) તુકારામ કહે છે કે, તું આ બાબત હવે મનમાં કાંઈક શરમ રાખ. આમ ને આમ ખાલી ડૂબી મરતો નહિ. (૬)

૨૬૯૨–સમુદ્રનું પાણી વરાળનું રૂપ ધારીને ઉપર ચડી જાય છે અને ત્યાં તેનાં વાદળાં બની જાય છે; તે વાદળાં પાછાં વરસાદ થઈને પૃથ્વી ઉપર વરસે છે અને તે પાણી ગંગામાં જઈ મળે છે. એ ગંગા પાછી સમુદ્રને જઇ મળે છે. આ પ્રમાણે સમુદ્ર પોતાની સાથેજ ખેલ ખેલે છે. (૧) આ રીતે ગંગા અને સમુદ્ર બેઉ મૂળે એક-રૂપજ છે. માત્ર બેઉની વચ્ચે ઉપાધિ આડી આવેલી છે, પણ તે ઉપા-ધિ મિથ્યા છે. હે દેવ! મારી અને તારી વચ્ચે ગંગા અને સમુદ્રના જેવોજ સંબંધ છે. (૨) ઘટ અને મઠ બેઉ આકાશની અંદરજ ઉત્પન્ન થાય છે. શબ્દ પણ એજ આકાશમાંથી ઉત્પન્ન થઈને પાછો તેની અંદર જઇ મળે છે. (૩) તુકારામ કહે છે કે, બીજની અંદરથી બીજજ ઉત્પન્ન થાય છે અને તેમની વચ્ચે જે પત્રપુષ્પ ઇત્યાદિ ઉત્પન્ન થયા કરે છે તે સ્થિર ન રહેતાં જેવાં આવ્યાં તેવાં ચાલ્યાં જાય છે. (૪)

૨૬૯૩–મને પાળીપોષીને જેણે મોટો કર્યો છે તેના તો એક શબ્દ ઉપરથી હું તેને ઓળખી શકું છું. (૧) તે કદી મારાથી વેગળો જતોજ નથી અને મને લાડ લડાવીને આનંદ આપે છે અને પોતે આનંદ માણે છે. (૨) તે પોતાની કેડે હાથ રાખીને ઇંટના ઉપર ઊભા રહ્યા છે; અને એજ તેને ઓળખવાની એંધાણી છે. (૩) તુકારામ કહે છે કે, મારા શરીરના ઉપર જે પાતળી ઝૂલ ઓઢી છે તે ઘણીજ કિંમતી છે. (૪)

૨૬૯૪–હે દેવ! તમને મેં જે જે વિનંતીઓ કરેલી તે પૈકી કેટલીનો તમે નિવેડો કર્યો અને મારા બોલનો તમે કેટલા પ્રેમથી સત્કાર કર્યો? (૧) હે કૃપાનિધિ! હે ગુણનિધાન! મને આ વાતની કાંઈજ સમજણ પડતી નથી. (૨) આજ સુધીમાં મેં તમને દયા

ઊપજે એવાં ઘણાંય ભાષણ સંભળાવ્યાં, પણ તે પૈકી એકનો પણ મને તમારા તરફથી ઉત્તર મળ્યો નહિ. (૩) હું એમ નિશ્ચયપૂર્વક માનતો હતો કે, હું જે તમારી સેવા કરૂં છું તે તમને પહોંચતી હશે. તુકારામ કહે છે કે, પણ હવે મને સમજ પડી કે એ બધીજ મહેનત વ્યર્થ ગઈ, કારણકે કેડે હાથ દઈને ઊભેલું સ્વરૂપ મારી દ્રષ્ટિએ પડતું નથી. (૪)

**૨૬૯૫**-હે દેવ! તમારાં જે જે વચનો લખી રાખેલાં હતાં તે બધાં અત્યારે તો લજવાઈ મરે છે એવું મને લાગે છે; કારણકે તમે મારા ચિત્તનું સમાધાન કરતા નથી. (૧) તમે જ્યારે મારી સાથે બોલવાનુંજ બંધ કરી દો ત્યારે મને સુખ કેવી રીતે થાય? કારણ-કે બેઉની વચ્ચે જો પ્રેમ ન હોય તો તેમના મેળાપમાં આનંદ ઊપજતો નથી.(૨) એક જણના હૈયામાં ઉમળકો આવે અને તે બીજાને આલિંગન દેવા જાય ત્યારે બીજો મોઢું મરડીને અવળો ફરી બેસે! બેઉની વચ્ચે જો આવો સંબંધ ચાલુ રહે તો તેમની વચ્ચે પ્રેમ કેટલો છે તે ઉઘાડું પડી જાય છે.(૩) આજ સુધી મારા-થી જે જે થઈ શક્યું તે બધું હું કરી ચૂક્યો. હવે આથી આગળ મારી શક્તિ ચાલતી નથી તેથી હું કળાહીન થઇ ગયો છું. (૪) તુકારામ કહે છે કે, અહો દેવ મહારાજ! તમે સમર્થ છો તેથી મારા જેવા ગરીબની સેવા તમારી આગળ પહોંચેજ શી રીતે? (૫)

**૨૬૯૬**-જે માણસ આશાના પાશ વડે બંધાઈ ગયેલો છે, તેના જેવો નિર્લજ્જ બીજો કોઈ હોઈ શકેજ નહિ. તેને જો એક વાર કોઇએ કહ્યું હોય કે, હું તને અમુક વસ્તુ આપીશ તો તે ગરજનો માર્યો તે વાત સાચી માની લે છે અને તે વસ્તુની પ્રાપ્તિની આશા-માં ને આશામાં બેસી રહે છે. (૧) તેનું લક્ષ પોતાના ઇચ્છિત કાર્ય-માં પરોવાઇ ગયેલું હોવાથી તેનું રોજ રોજ અપમાન થાય છે,

તેનું પણ તેને ભાન રહેતું નથી. એમ થવાનું કારણ એ છે કે, મને મારી ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થશે અને તેમ થવાથી મારા ચિત્તનું સમાધાન થઇ જશે, એવી તેના મનમાં આશા બંધાઈ ગઈ છે. (૨) તુકારામ કહે છે કે, હે પાંડુરંગ! હું તો આંખો મીંચીને બેસી રહ્યો છું, તેથી જો તમે મને ધક્કો મારીને કાઢી મૂકશો, તો તેની પણ મને ખબર પડનાર નથી. (૩)

૨૬૯૭–હે દેવ! મેં તમને પાંચસાત વાર કહી જોયું, તેથી હવે તમારે કાં તો મને દર્શન દેવું અથવા કોઇની જોડે સંદેશો કહેવડાવવો; એ બેમાંથી ગમે તે એક તમારે કરવું જોઇતું હતું.(૧) હે નારાયણ! મારી બાબતમાં તમે આવા નિષ્ઠુર શાથી થઈ ગયા છો તે મને સમજાતું નથી. મારા શબ્દોની તમારા મનની ઉપર કશી અસરજ કેમ થતી નથી? (૨) તુકારામ કહે છે કે, તમારા હૃદયમાં સારાં અથવા માઠાં ફળ આપવાની ઇચ્છા છે કે નહિ, તેની મને તો સમજજ પડતી નથી. (૩)

૨૬૯૮–હે વિઠ્ઠલ! મારો જન્મ તો આવી રીતે એળેજ ગયો, એવું મારે માની લેવું રહ્યું. આ બાબત મને ઘણો સંતાપ થયા કરે છે. (૧) તમે જે બાબતને વિષે મને કશું પૂછતાજ નથી તે બાબત તમને માન્ય નથી, એવું મારે સમજી લેવું જોઇએ; (૨) પણ હું અત્યાર સુધી પૃથ્વીના ઉપર બોજા જેવો શા માટે આ દુનિયામાં જીવતોજ રહ્યો હોઇશ? (૩) તુકારામ કહે છે કે, હે પંઢરીનાથ! ભવરોગની જબરજસ્ત પીડા મારી પૂંઠે પડેલી છે. (૪)

૨૬૯૯–હે દેવ! તમે મારો લૌકિકવ્યવહાર શા માટે જાળવી રાખો છો? ગમે તે એક નિકાલ કેમ કરી નાખતા નથી? (૧) પછી મારા મનની બધી તાલાવેલીજ મટી જાય. આપણું ગમે તે એક કામ થઈ જાય એટલે પછી મનને નિરાંત

થઈ જાય. (૨) તુકારામ કહે છે કે, તમારે ગમે તે એક વાતનો નિકાલ કરીજ દેવો પડશે. નહિ તો જેમ વૈદ્યની બેદરકારીથી રોગીનું મરણ નીપજે છે તેમ તમારી બેદરકારીથી મારૂં મરણ નીપજશે. (૩)

૨૭૦૦–હે દેવ! એવાં મારાં કયાં મોટાં મોટાં પાપ છે કે, જે મને તમારી પાસે નથી આવવા દેતાં? (૧) તમે તો તે બધું જાણો છોજ, ત્યારે મને કેમ બતાવી દેતા નથી? (૨) આપણી બેઉની વચ્ચે અંતર પડ્યુંજ શાથી? કયા કારણને લીધે તમારા ચરણ મારાથી વેગળા થઈ ગયા? (૩) તુકારામ કહે છે કે, મારા એવા કયા અપરાધની હું સજા ભોગવું છું, તે તમે મને કહો તો ખરા કે મને પણ સમજ પડી જાય! (૪)

૨૭૦૧–જેઓ મોટા ઘાંટા પાડી પાડીને બ્રહ્મજ્ઞાનની વાતો તો કરે છે, પણ તે પ્રમાણે વર્તન કરતા નથી, (૧) તેમનાં મોઢાં ઉપર બેલાશક થૂંકવુંજ–જરૂર થૂંકવુંજ; કારણકે તેઓ પોતાની જીભને નકામો શ્રમ આપે છે. (૨) કેટલાક વળી મોઢે મોઢે હરિકથા કરતા ફરે છે, પણ તેમનાં અંતઃકરણમાં હરિના પ્રતિ પ્રેમ તો મુદ્દલે હોતોજ નથી. (૩) તુકારામ કહે છે કે, તેઓ ચતુરાઈ કરીને કવિતાઓ જોડે છે, પણ તેમના મનમાં પૈસાનો લોભ અને લોકોમાં માનપ્રતિષ્ઠા પામવાની તૃષ્ણા એ બે વાનાં તો રહીજ ગયાં છે. (૪)

૨૭૦૨–ગમે તે એકાદ પથરાના દેવ બનાવી દઈને તેની પૂજા કરે, તેની માનતાઓ માને, તે પથરાને બીજા દેવની આગળ મૂકી રાખે; આ બધું કરે પણ પોતાની સ્ત્રીને હરિકથા સાંભળવા જવાની ઇચ્છા હોય તો તેને ત્યાં જવા પણ ન દે! (૧) પોતાની ગાંઠના પૈસા ખરચીને પોતાના બાપની યાદગીરી જાળવવાને માટે મસાણમાં તેનાં અસ્થિના ઉપર સમાધિઓ ચણાવે, પણ પોતાનાજ આંગ-

ણામાં તુલસીનો છોડ ઊગ્યો હોય તો તેને લોટો પાણી રેડવાનો વિચાર ન આવે અને જાણે તે કોઈ નઠારો છોડવો હોય એમ તેના તરફ જુએ; (૨) ચોર તેનું ધન ચોરી જાય અથવા લૂંટારા લૂંટી લે, તો તેનું તેને દુઃખ ન થાય પણ બ્રાહ્મણને પાઈ-પૈસાની દક્ષિણા આપવાનો તેનો જીવ ન ચાલે; (૩) વેવાઈ, જમાઈ વગેરે પરોણાઓ આવે ત્યારે તેમને ઠાઠમાઠથી ભોજન કરાવે પણ કોઈ બિચારો ભિક્ષુક બારણે આવીને ઊભો રહે તો તેનું અપમાન કરીને તેને કાઢી મૂકે; (૪) તુકારામ કહે છે કે, આવા લોકો પૃથ્વીના ઉપર ભારરૂપ છે. એવાના જીવતરને ધિક્કાર છે અથવા તો તેમના જીવતરના ઉપર આગ પડજો ! (૫)

૨૭૦૩-હે દેવ ! હું તમારા કાલાવાલા કરીને તમારા પગ ઉપર મારૂં મસ્તક મૂકું છું. (૧) તમારૂં રૂપ મારી આંખો આગળ રમી રહ્યું છે, ભલે તેજ હમેશાં મારી નજર આગળ રહે, કારણકે તે તમારૂં સૌમ્ય સ્વરૂપજ મને ઘણું પ્રિય લાગે છે. (૨) જો તમે ઉગ્ર રૂપ ધારણ કરો અને હું તે જોઈને ભય પામું તો મારે નાસી જવાનું કોઈ ઠામઠેકાણું છે ખરૂં ? જો તમે મારા ઉપર ક્રોધ કરો તો પછી મને તમારી પ્રાપ્તિ કેવી રીતે થાય તે કહો ? (૩) તુકારામ કહે છે કે, જેનાથી મને વૈષ્ણવસમુદાયનાં દર્શન થાય તેનુંજ મને દાન દેજો. આટલા વાસ્તે હું તમારે પગે પડું છું. (૪)

૨૭૦૪-હરિવિષયક પ્રેમ એ એવી વસ્તુ છે કે, તેનું વર્ણન કરવા જઇએ તો તે શક્ય નથી, તેમ તેને પ્રગટ કરીને બીજાને બતાવી શકાય એવી વસ્તુ પણ તે નથી. જેના ચિત્તની અંદર ખરેખરો અનુભવ થયો હોય તેજ તેને પોતાના ચિત્તની અંદર યથાવત્ જાણી શકે છે. (૧) કાચબીનાં બચ્ચાં ફક્ત માની કૃપાદૃષ્ટિ વડેજ ઊછરીને મોટાં થાય છે; તે બચ્ચાં માના ભેગાં રહેતાં નથી

અને માને કદી પણ ધાવી શકતાં નથી. (૨) સાપનાં બચ્ચાં જન્મીને તરતજ સંતાઇ જાય છે. એ બચ્ચાં જ્યારે માના પેટમાં હતાં ત્યારે તેમને કોઈ કહેવા આવેલું કે તમે જન્મો કે તરતજ સંતાઇ જજો? (૩) કોઇ ખરેખરા ભૂખ્યા માણસને ભોજન મળી આવે ત્યારે તે વસ્તુ કેવી છે-ગળી છે, ખારી છે કે ખાટી છે, તેનો સ્વાદ તે બરાબર પારખી શકે છે. (૪) તુકારામ કહે છે કે, પ્રેમની બાબતમાં પણ આવુંજ છે; તમે તેનો તમારા મનમાંજ વિચાર કરી લેજો. જેઓ સુજ્ઞ હશે તેઓ તો આ બાબત કોઇને કશો સવાલજ નહિ પૂછે. (૫)

૨૭૦૫-હે દેવ! હું ખરેખરો પાતકી છુંજ, એવું હવે મને મારા પોતાના અનુભવ ઉપરથી સમજાઇ ગયું છે. (૧) એટલે હવે આપણી બેઉની વચ્ચે કશું બાકી રહી જતું નથી. હવે આટલું થયા પછી તમારા તરફથી તમારો શું કરવાનો વિચાર છે તે તમે મને સાફસાફ કહી દો. (૨) આપણે બેઉ જણ એકબીજાની સાથે બોલવાને માટે સામાસામી દૃષ્ટિ મેળવીને ઊભા છીએ; એટલે હવે આપણી વાતચીતમાં કોઈ સાક્ષીને હાજર રાખવાનું કામજ શું છે? (૩) તુકારામ કહે છે કે, તમને કહેતાં કહેતાં તો મારા પ્રાણ જવા બેઠા છે, એ વાત તમને હમણાંજ સમજાઈ લાગે છે. (૪)

૨૭૦૬-અગાઉ તેં પતિતોને પાવન કરવાનાં કામ કરેલાં તે તો મેં અત્યાર આગમચ કેટલીય વાર તારી આગળ કહી બતાવ્યાં. જો આમજ છે તો પછી તેં મારી બાબતમાં હજી સુધી કેમ કશું કર્યું નહિ? (૧) ઓ નારાયણ! તેં આંખો મીંચીને મારી સાથે અબોલા લીધા છે! તું પહેલાં કેવો હતો અને હવે કેવો થઈ ગયો છે? (૨) તને સાફસાફ કહ્યા વગર શું યોગ્ય અને શું અયોગ્ય તેની તને સમજણજ પડતી નથી. આવો તું ક્રિયાનષ્ટ થઇ ગયો

છે તે હું શું જાણું ? (૩) તુકારામ કહે છે કે, હે દેવ! મારો ઘાત થવાનો છે એ વાત જો તમે જાણતાજ હતા, તો તમે તેનું પહેલેથીજ નિવારણ કેમ કર્યું નહિ ? (૪)

૨૭૦૭–હે દેવ ! હું તો બાળક કહેવાઉં. બાળકની પેઠે હું તમારી આગળ લાડમાં ગમે તેમ બોલી નાખું, પણ તમારે તેના જવાબમાં મને આકરા બોલ કહેવા નહિ. (૧) મારાથી કાંઈ અપરાધ થઇ જતો હોય તો તે તમે માફ કરજો. હે મારા સર્વોત્તમ દેવ ! મને તમે શિક્ષા આપો. (૨) છોકરૂં તો અણુસમજમાં દેવતામાં હાથ ઘાલે; મારા હાથે દઝાશે તેનું છોકરાને જ્ઞાન હોતું નથી. પણ એવે વખતે તેની મા તેને સાચવી લે છે. (૩) તુકારામ કહે છે કે, જેણે જે જવાબદારી ઉપાડી લીધી છે તેનો ભાર તેના માથા ઉપર મૂકીને પોતે અલિપ્ત રહેવાના કામમાં તમે ઘણા ચતુર છો. (૪)

૨૭૦૮–અમે તમારાં લાડકવાયાં બાળક છીએ, તે માટે તમારે અમારી સાથે નિર્દયપણે બોલવું જોઇએ નહિ. તમારે તો અમારા ઉપર દયા રાખીને અમને ઘાતમાંથી બચાવી લેવા જોઇએ.(૧) તમારો અને અમારો આવો સંબંધ છેક પુરાતન કાળથી ચાલ્યો આવે છે, તેથી કરીને તમે અમારી પુષ્કળ સંભાળ લીધી પણ છે. (૨) હે દેવ ! તમે મને આઘાતનો જરા જેટલો પણ ધક્કો લાગવા દીધો નથી, તેથી કરીને તમારો અત્યારનો દયાહીન નિષ્ઠુર જવાબ સાંભળીને હું મારા મનમાં ને મનમાં ઓસવાઇ જાઉં છું. (૩) તુકારામ કહે છે કે, હે હરિ ! તમે ઘણાજ કૃપાવંત છો, તેથી કરીને તમારા અમૃત સરખા મધુર શબ્દો વડે મારા મનને સાંત્વન આપો. (૪)

૨૭૦૯–મારે આત્મસ્થિતિ સંબંધી વિચાર જોઇતા નથી. મને તો તું નિરંતર તારા ચરણની સેવા કરવા દે. (૧) હે દેવ! હે

પુરુષોત્તમ! હું જન્મજન્માંતરમાં તારૂં દાસત્વજ કરતો રહું એવો તું મને તારી સેવાનો સ્વાદ લગાડી દે. (૨) મારે સાયુજ્ય-મુક્તિનુંય શું કામ છે અને કશાનુંય શું કામ છે? કારણકે એ અવસ્થામાં દેવ અને ભક્તની વચ્ચેના પ્રેમસંબંધનું સુખ હોતું નથી. (૩) હે દેવ! તારૂં નિર્ગુણ સ્વરૂપ કેવું હોય છે? મારે તેને જોવું કેવી રીતે અને તેના મહિમાનું વર્ણન કરવું પણ કેવી રીતે? (૪) જો એમજ છે, તો પછી તું મારો દેવ અને હું તારો ભક્ત એવો સંબંધ આપણી વચ્ચે સચવાઈ રહે અને હું તારા ચરણની સેવા કર્યા કરૂં, એવું થવા દેજે. હે દેવ! મેં હમણાં કહી તેવી સ્થિતિમાં તું મને તારાથી જરાક દૂર રાખજે અર્થાત્ તું મને તારા સ્વરૂપની અંદર મળી જવા દઈશ નહિ. (૫) હે દેવ! જ્ઞાનાભિમાનથી તું મને હમેશાં મુક્ત રાખજે અને મારી પાસે નિરંતર તારા ચરણની સેવા કરાવ્યાજ કરજે. (૬) તુકારામ કહે છે કે, મને સારાનરસા તરફ પ્રીતિ નથી. મને તો તારી સેવા સિવાય બીજું કશું ગમતું નથી. મારા મનને બીજું કશું સારરૂપ લાગતું નથી. (૭)

૨૭૧૦–ઓ નારાયણ! તમે ચાલો અને પોતાના કલ્યાણને સારૂ દંડવત્ કરતા જાઓ. (૧) આવું શાથી? તેનું કારણ એવું છે કે, રાજ્યાસન ઉપર બેઠેલા પુત્રની આજ્ઞા તેના પિતાએ માન્ય રાખવીજ પડે છે. (૨) તુકારામ કહે છે કે, ભક્તોની આગળ પહેલેથીજ અમારૂં સન્માન થાય છે ત્યારે હવે તેને આપવાની બાબતમાં તમને વાંધો શાનો હોય? (૩)

**૨૭૧૧**–સમર્થ પિતાનો પુત્ર જ્યારે ગોદડી પાથરીને તેના ઉપર પડી રહે ત્યારે લોકોમાં હાંસી કોની થાય? તે છોકરાની કે તેના સમર્થ પિતાની? (૧) એટલા માટે જે સમર્થ હોય તેણે

પોતાની ઊંચી પદવીની પ્રતિષ્ઠા સાચવવી જોઇએ અને જે પોતાને શરણે આવ્યો હોય તેનું બધી રીતે રક્ષણ કરવું જોઇએ. (૨) તુકારામ કહે છે કે, હે દેવ! જો તમને તમારે યોગ્ય કર્તવ્ય કરવાનો વિચાર આવતો હોય તો હું જે પતિત અને પાતકી છું, તેનો તમારે ઉદ્ધાર કરવો જોઈએ. (૩)

**૨૭૧૨**–ઓ મારા મન! તું બીજા કશા સંકલ્પવિકલ્પ ન કરતાં ફક્ત વિઠોબાનુંજ ચિંતન કરજે. (૧) ત્યાં પાર વિનાનો સુખનો ભંડાર છે અને ત્યાં કલ્પનાની ગતિ કુંઠિત થઈ જાય છે. (૨) હરિનું શ્રીમુખ આનંદ વડેજ રસેલું હોવાથી ઘણું શોભાયમાન દેખાય છે. તેનું દર્શન કરવાથી શોક, મોહ, દુઃખ વગેરેનો નાશ થઇ જાય છે. (૩) તુકારામ કહે છે કે, ત્યાં હૃદયને વિશ્રાંતિ મળી જાય છે અને આગળ ઉપર ઉત્પન્ન થનારી તૃષ્ણાઓ શમી જાય છે. (૪)

**૨૭૧૩**–મારે હવે કરવું શું? મને આળસે ઘેરીને લૂંટી લીધો છે અને આ પ્રપંચને લગતી ફિકરચિંતાઓને લીધે મને ઘણો ત્રાસ થાય છે. (૧) મારી વાણીમાં રહેનારૂં જે હરિનામનું સ્મરણ તેને તો તેણે ક્યારનુંય ત્યાંથી ઝૂંટવી લીધું છે. આથી કરીને હરિ જે મારી પાસે હતા તેમની અને મારી વચ્ચે છેટું પડી ગયું છે. (૨) જીવ અને ઇશ એ બેની વચ્ચે ભેદ ઊભો થઇ જવાથી હું (જીવ) ભ્રમના સકંચામાં સપડાઈ ગયો છું અને તેથી કરીને મારામાં પુષ્કળ ખેંચતાણ થયા કરે છે. (૩) તુકારામ કહે છે કે, હે દેવ! ત્યારે હવે તમે મને આ ભેદભાવની જાળમાંથી છૂટો કરીને તમારી પાસેજ લઈ જાઓ ને! (૪)

**૨૭૧૪**–જેના મનમાં દેવના ઉપર વિશ્વાસ નથી અને જે સંતજનોની મશ્કરી કરે છે, (૧) તેના મોઢા ઉપર આખરે ધૂળજ

પડશે. તે તો કુક્કરના જેવો નીચ જાતિનોજ હોવો જોઈએ. (૨) વળી કેટલાક લોકો ગ્રંથનાં પાઠાંતરો કરીને અર્થાત્ ગ્રંથોના મૂળની નકલ કરતી વખતે ઇરાદાપૂર્વક વાક્યો અને શબ્દો બદલી નાખે છે અને પછી તેવા અશુદ્ધ કરી નાખેલા શાસ્ત્રગ્રંથનો આધાર બતાવીને લોકોને છેતરતા ફરે છે. (૩) તુકારામ કહે છે કે, આવા ભાવહીન લોકો દેવને પથ્થર કહે છે. (૪)

**૨૭૧૫**–બધો વખત વિઠોબાના નામનો જપ કરવો એજ તમામ સુખનો સાર છે. એટલા માટે તેમના નામસ્મરણ વિનાની એક પળ પણ નકામી જવા દેવી નહિ. (૧) આજ એક સાધન તમામ સાધનોનું મૂળ છે અને એ રસ્તે જતાં ગોપાળ-શ્રીકૃષ્ણ વશ થઈ જાય છે. (૨) બીજાંત્રીજાં તપનો સંગ્રહ કરવાની કશી જરૂરજ નથી. તેમ કાશીપ્રયાગ આદિ તીર્થોની યાત્રા કરવાની પણ જરૂર નથી. (૩) એટલું યાદ રાખજો કે, જ્યાંસુધી તમારામાં દેહાભિમાન રહ્યું હશે અને જરા જેટલી પણ સંકલ્પવિકલ્પ કરનારી કલ્પના રહી ગઇ હશે, ત્યાંસુધી નારાયણ તમારી પાસે કદાપિ આવનાર નથી. (૪) તુકારામ કહે છે કે, શ્રીહરિનું નામસ્મરણ કરનારને દેવ દર્શન દેતા નથી, એવું કહેનારને હોઠે કોઢ નીકળજો. (૫)

**૨૭૧૬**–હે પાંડુરંગ! મારૂં તને વિસ્મરણ થઈ જાય છે, પણ આવું ન કરતાં તું મને તારાથી દૂર કરીશ મા. (૧) ઓ દેવ! હું પોતે તારો દાસ કહેવડાવું છું, એ વાતની તને શરમ આવવી જોઇએ. હવે તું મને એકાદ વાર ભલે ભૂલી જજે. (૨) તુકારામ કહે છે કે, હે દેવરાજ! હવે તું તારી પોતાની અને મારી બેમાંથી એકની પણ યોગ્યતા સાચવતો નથી. (૩)

**૨૭૧૭**–જે ગામના લોકો ભક્તિહીન હોય તે ગામમાં સાધુની કોણ અને કેટલી કદર કરવાનું હતું? એવા ગામમાં સાધુપુરુષ જઈ

ચડે તે વાઘની બોડમાં ગાય જાય તેવું છે. (૧) કસાઇની દુકાન આગળ ઊભો રહીને કોઇ તેને બળદના સમ દે, તો તેની કસાઈના મન ઉપર શી અસર થવાની હતી? (૨) શાકભાજી વેચનારા કાછિયાની દુકાને કોઈ સાચાં મોતીની સેર લઇને જાય, તો તે કાછિયો તેને કહેશે કે, આ મોતી મારે શા કામનાં? (૩) કેળ અને બોરડી કદાચ જોડાજોડ ઊગ્યાં હોય પણ તેથી કરીને તેમનાં ફળ થોડાંજ એકસરખાં લાગવાનાં હતાં ? (૪) તુકારામ કહે છે કે, કોઇ કડવાં કારેલાં દૂધપાકમાં નાખે તો તે દૂધપાક કદી ગળ્યો થઇ શકે ખરો ?(૫)

૨૭૧૮–હે દેવ ! થાકયાંપાકયાંનું વિશ્રાંતિસ્થાન તુંજ છે. એટલા માટે તારા માથા ઉપર લીંબુ અને મીઠું ઉતારીને ફેંકી દઉં છું. (૧) હે પરમાનંદ પુરુષોત્તમ! અનેક પ્રકારના શ્રમમાંથી તું મારો છુટકારો કરી દે. (૨) અનાથ લોકોનો અંગીકાર કરવામાં તને ઘણો ભાર પડી જતો હોય એવું તારા મનને કદી થતું નથી. (૩) તુકારામ કહે છે કે, હે વિઠાબાઇ માવડિ! મારા મનમાં જે જે ઇચ્છાઓ ઉત્પન્ન થાય તે તે બધીને પૂર્ણ કરવા સમર્થ અને શ્રેષ્ઠ તુંજ છે. (૪)

૨૭૧૯–હું ખૂબ જોરાવર બનીને ધોતિયાનો કછોટો મારીને તારી આગળ દાન માગવા આવ્યો છું. (૧) હે પાંડુરંગ! મેં તારી સેવા કરી તેનું તારા ઉપર કરજ ચડયું છે. હવે તેના બદલામાં તું મને તારો પ્રેમ આપ. (૨) આ બાબત લોકોને કશી જાણ ન થાય એવી ચતુરાઈથી તું તારો પ્રેમ મને આપજે. (૩) તુકારામ કહે છે કે, હું તો તારા ચરણની સાથે ચોટી રહ્યો છું. પછી એ સિવાય મારૂં કયું કર્તવ્ય બાકી રહી જાય છે? (૪)

૨૭૨૦–હે પંઢરીનાથ! મને તારો કયારે મેળાપ થશે ? એ બાબતની ઉત્કંઠાને લીધે મને ઘણી મૂંઝવણ થાય છે અને મારા

મનને એવી તાલાવેલી થાય છે કે કાંઈ કહેવાની વાતજ નહિ. (૧) હું ગરીબ માણસ તારી આગળ યાચના કરતો ઊભો છું. તું મારી પ્રાર્થના ક્યારે કાને ધરીશ અને તું ક્યારે મારા ઉપર કૃપા કરીશ તેની મને સમજણ પડતી નથી. (૨) તારી વાટ જોતાં જોતાં તો મારી આંખો દુખવા આવી અને મારા મનને જે સંતાપ થયો છે તે તો જુદો. (૩) તુકારામ કહે છે કે, મને તો તારૂં શ્રીમુખ જોવાનીજ ભૂખ લાગી છે. (૪)

**૨૭૨૧**–તારા ચરણ ઉપર હું મારો દેહ ઓવારી નાખીશ. (૧) હે નારાયણ! હું ગરીબ તારે શરણે આવ્યો છું-તારે શરણે આવ્યો છું, તે માટે હવે તું મારો અંગીકાર કર. (૨) હું ધૂળમાં આળોટીને તારા ચરણ આગળ પડી રહ્યો છું. (૩) તુકારામ કહે છે કે, મેં મારૂં મસ્તક તારા ચરણ ઉપર મૂકી રાખ્યું છે. (૪)

**૨૭૨૨**–હે દાતાર! હે દેવ! હું તો તારા બારણા આગળ કૂતરો થઇને પડ્યો છું, એમ જાણીને તું મને બહાર તગેડી મૂકીશ નહિ. (૧) મેં તારે બારણે ધામા નાખ્યા છે, એટલા માટે તું મારો હાથ સાહીને મને ઉઠાડી મૂકતો નહિ. (૨) બધા નફ્ફટ લોકોમાં હું તેમનો શિરોમણિછું અને અહીં તારી આગળ અડંગો નાખીને બેઠો છું. (૩) તુકારામ કહે છે કે, હે નારાયણ! તું આખા સંસારનું જીવન છે. તારૂં બિરદ કેવું છે તેનો તું જરાક વિચાર કરી જો. (૪)

**૨૭૨૩**–વિચાર કરીને જોવા જઇએ તો જે થયું તે ઘણુંજ સારૂં થયું, એમ સમજવું જોઇએ. (૧) મારાં પાછલાં કર્મોનો બધો નિકાલ થઈ ગયો અને તેમનો નિવેડો થઇ ગયો છે એ વાત મને અનુભવથી સમજાઈ ગઇ છે. (૨) દેવના સમાગમથી મારા મનને વિશ્રાંતિ મળી ગઈ છે એ પણ અનુભવ ઉપરથી સમજાઇ

જાય છે. (૩) તુકારામ કહે છે કે, હવે મને ખોળી કાઢીને પોતાની પાસે તાણી લીધો તે ઘણુંજ સારૂં થયું. (૪)

૨૭૨૪-કાળચક્રની આંટી જાણે મારે ગળે એક રેંટમાળ વળગી હોય તેમ મારૂં ગળું તેની અંદર ફસાઈ ગયું હતું. (૧) એ રેંટમાળની અંદરનું જે ઘડિયું ફૂટી ગયું તેને ફેરા ફરવામાંથી મુક્તિ મળી જાય છે. એ ઘડિયાની માફક હું પણ મુક્ત થઇને મારી આત્મસ્થિતિમાં સ્વયંભૂ નિષ્કામ બની ગયો છું. (૨) પેલા ફૂટી ગયેલા ઘડિયાને પછી કોઇ વેઠે પકડીને તેની પાસે કામ કરાવતું નથી. મારી બાબતમાં પણ આવુંજ બન્યું છે, કેમકે કાળચક્રની અંદરથી મારો પણ એ ઘડિયાની માફક છુટકારો થઈ ગયો છે. (૩) તુકારામ કહે છે કે, મુડદાને અગ્નિના સ્પર્શથી જરાય લાગણી થાય ખરી? જેવી રીતે મુડદાને અગ્નિથી કશું દુઃખ થતું નથી, તેવી રીતે મને કાળચક્રનાથી કશું દુઃખ થતું નથી. (૪)

૨૭૨૫-ઓ દાતાર દેવ! હું મારા તમામ શ્રમનો ક્ષય કરવાનું કારણ બની ગયો છું. (૧) હું મારો દેહ તારા ચરણ આગળ સમર્પિત કરી દઇને ઉત્તીર્ણ થઈ ગયો છું અને તમામ કામનાઓમાંથી મુક્ત બની બેઠો છું. (૨) હવે હું મારી પોતાની સત્તા વડે કશુંજ કામ કરવાનો નથી. બધી સત્તાજ તારી છે. (૩) તુકારામ કહે છે કે, હું તો હવે અનેક પ્રકારની ખટપટોમાંથી તદ્દન વેગળો થઈ ગયો છું.(૪)

૨૭૨૬-હે દેવ! તમે મને જ્યાં જવાનું કહેશો ત્યાં જઇને હું તમારી કીર્તિની ઘોષણા કરીશ. એ સિવાય આ મારી સામેના બીજા કોઇ પણ વિષય પર હું નજર કરવાનો નથી. (૧) આના બદલામાં હું તમારી પાસે તમારા હૃદયની અંદર તમે સંતાડી રાખેલો ગુપ્ત પ્રસાદ માગું છું. તે વસ્તુ મળવાથી મારાં આગળ

ઉપરનાં વિઘ્નોનો નાશ થઇ જશે. (૨) કળિકાળ જ્યારે પોતાનું બધું જોર અજમાવીને મારા ઉપર ચડી આવ્યો હતો, ત્યારે તમે મારા તરફ તમારી કૃપાદૃષ્ટિ કરીને જોયું હતું. તેથી કરીને હું કળિકાળથી બીવાનો નથી. (૩) તુકારામ કહે છે કે, આવા વિજયની એંધાણી જ્યારે હું તમારા ચરણ આગળ લાવીને મૂકી દઇશ ત્યારે તમારૂં નામસ્મરણ કરવાનું કામ ઘણું સહેલું થઈ જશે. (૪)

૨૭૨૭–જે ઘડીએ તમારા પ્રત્યેનો ભાવ મારા અંતઃકરણમાં ઉત્પન્ન થયો તે ઘડીએજ મને ઘણા સારા શુકન થયા હતા. તે છતાં તમે આ પ્રમાણે શા માટે સંતાઇને કહીં ભરાઇ બેસો છો? (૧) મારા મોઢાની મારફતે શબ્દોની ગૂંથણીનો પ્રવાહ વહેવા માંડે એવી માગણી મેં તમારી પાસે કદી કરી નથી, તેમ ઉપર ઉપરની નિષ્કામતા પણ માગી નથી. (૨) જ્યાંસુધી ખરી વસ્તુની પ્રાપ્તિ ન થાય ત્યાંસુધી એ નકામાં લફરાં વધાર્યાથી કશો લાભ થતો નથી અને જો ખરી વસ્તુ હાથમાં આવી ગઇ તો એ બધાં ખાલી ફોફાં જેવાં છે. (૩) તુકારામ કહે છે કે, હે પાંડુરંગ! આવી નકામી ખટપટ કરવાનું કોણે કહ્યું છે તેનો તમે તમારા મનમાં વિચાર નથી કરતા. (૪)

૨૭૨૮–આશાતૃષ્ણાથી બંધાઈ ગયેલો જૂઠો ઉપર ઉપરનો ભક્ત હું નથી; પણ હે નારાયણ! તમે મને ટોકી ખાવા બેઠા છો. (૧) મારા અંતઃકરણની અંદર શું છે તે તમે જાણો છો અને છતાં યોગ્ય વ્યવહારની અંદર તમે મને ફસાવી માર્યો છે. (૨) મન વડે કોઈ પદાર્થની કલ્પના કરી અને તે પદાર્થ જો હાથમાં ન આવ્યો, તો તે બંધનકર્તા નીવડે છે, કારણકે પહેલાં એક વાર મનમાં સંકલ્પ થયા કરતો હતો અને હવે તેને ઠેકાણે વિકલ્પ થવાનો.(૩)

તુકારામ કહે છે કે, ખરૂં કહેવડાવો તો મનને ચણચણાટ કરવાનું મને ગમતું નથી, કારણકે અન્ન એક વારનું રંધાઈ ગયા પછી તેને ચૂલા ઉપર મૂકી રાખીને નકામું બાળી મૂકવાથી શો લાભ છે?(૪)

૨૭૨૯–કોઇને વાડકી છાશ આપતાં પણ જેનો જીવ બળતો હોય, તે બીજાને પેટ ભરીને ખવડાવે તેની તો આશાજ શી રાખવી? તેના બહારના વર્તન ઉપરથી આટલું સ્પષ્ટ સમજી શકાય છે.(૧) હે દેવ! અત્યાર સુધીમાં મેં તમારી પાસે કોઇ પણ વસ્તુની માગણી કરીને તમને કદી તસ્દી આપી છે? આમ છતાં તમને મારી બાબત ઘણું કષ્ટ પડયું હોય એવું લાગે છે. (૨) તમારી સેવા સિવાય બીજા કામમાં તો હું હાથ ઘાલતો નથી. હે દેવરાય! આવો મારો દૃઢ નિશ્ચય થઇ ગયો છે. (૩) તુકારામ કહે છે કે, તમારા પતિતપાવનાદિ બિરદોનું રક્ષણ કરવાને માટે હું મારા શબ્દો વડે તેની ઘોષણા કરૂં છું. (૪)

૨૭૩૦–હું વૃત્તિઓના ઉપર આવ્યોજ શા માટે? આટલી બધી મહેનત કરવાનું મારે કારણજ શું હતું? (૧) હે દેવ! હે મહારાજ! તમે બધું જાણો તો છો, પણ જાણીજોઇને અજાણ્યા થઇ જાઓ છો એવું મને લાગે છે. તમે એજ ભ્રમની અંદર પડી રહો એ વધારે સારૂં છે. (૨) પૂર્વે હું અભેદ અવસ્થામાં હતો; તેમાંથી હું બહાર નીકળી આવ્યો. તેમ છતાં તમને આળસે શાથી ઘેરી લીધા? (૩) તુકારામ કહે છે કે, તમે હવે સત્વર ઉદાર થઇ જાઓ. ઝાઝું મોડું કરશો નહિ. (૪)

૨૭૩૧–કીર્તન કરવાની ભજનપદ્ધતિ એ સહેલામાં સહેલી છે, એ તો સૌને હવે મેં જાણીતું કરી દીધું છે. હવે આ પૃથ્વી ઉપર મારે બીજું કયું કર્તવ્ય કરવાનું બાકી રહી ગયું છે? (૧) હે દેવ! જે કાંઇ નિયમ પ્રથમથી ઘડી રાખ્યો હોય તેમાં હવે ટાળંટોળા

કરો તે સારૂં ન કહેવાય. નહિ તો તમે જે ઉદાર કહેવાઓ છો, તે તમારી ઉદારતાને ઠેકાણે શું તમારે હીનતા ગ્રહણ કરવાનો વિચાર છે? (૨) એક વાર જે નિયમ ઘડયો તે કદી બદલાય ખરો કે? જો તમે આવું કરશો તો એ કામ ઘણુંજ બેશર મું કહેવાશે. (તમે એવા બેશરમા છો ખરા કે?) (૩) તુકારામ કહે છે કે, તમે કેટલુંય બોલી ચૂકયા છે; હવે તેમાંથી તમારા એકજ બોલનો નિકાલ કરી દો તોપણ ઘણું છે (૪)

૨૭૩૨–જે પદાર્થમાં મારી દૃષ્ટિ સ્થિર થઈ ગઈ છે તેમાંજ મારૂં મન પણ આંટાફેરા માર્યા કરે છે. (૧) તો તમે મને તે વસ્તુનું દાન દઈને મારી પીડાનો અંત લાવો તો કેવું સારૂં? એવું નહિ કરો તો જે અન્નના ઉપર મારી નજર પડી ગઈ છે તેનું જે કોઈ સેવન કરશે તેણે બધું ઓકી કાઢવું પડશે. (૨) તમને વળી કયી બાબતનું અને કયું સંકટ આવી પડયું તેનુંજ મને આશ્ચર્ય થયા કરે છે. (૩) તુકારામ કહે છે કે, હે દેવ! તમે તમારા હાથ ઊંચા કરીને મને મારી ઇચ્છા મુજબ દાન દો, એટલે પછી હું મારે મોઢેથી તમારી મોટાઈની કીર્તિની ઘોષણા કરતોજ રહીશ. (૪)

૨૭૩૩–સ્વામી-સેવકપણાનો સ્વાદ મને પ્રિય હોવાથી તેનું માધુર્ય ચાખવાની ઇચ્છાને તૃપ્ત કરવા સારૂ હું પ્રપંચની અંદરથી બહાર નીકળી ગયેલો તેમાં પાછો આવ્યો છું. (૧) અગાઉ જે વસ્તુનું દાન મેં તમારી પાસે માગ્યું હતું તે મને સત્વર આપી દો; કેમકે આપણી વચ્ચે અસલનો જે ઠરાવ થયો હતો તેને હું સાચવી બેઠો છું. (૨) તમારા એકજ વચનને માટે હું ઉપાય કરી રહ્યો છું અને અસલનો મર્મ બતાવીને હું તમારી પાસે આવું છું. (૩) તુકારામ કહે છે કે, તમારા નામચિંતન વડે તમે આખા જગતના મનની ગ્રંથિઓને તોડી નાખો છો, ત્યારે તમારા-

જ મનમાં તમે આટલી બધી ગ્રંથિઓને શા સારૂ રાખી મૂકી છે અને તેમને લઇ લઇને તમે કેમ ફર્યા કરો છો ? (૪)

**૨૭૩૪**–હવે મારે મારી વાણીનો ઉપયોગ શા કામને અર્થે કરવો જોઇએ ? મારા અંતઃકરણની આ વાતનો મર્મ સમજી લઇને મને પોતાના મનમાં કોણ સ્થાન આપનાર છે ? (૧) હે દેવ ! હવે મારી બાબતમાં તમે ટાળંટોળા ન કરો અને મારો તુચ્છકાર ન કરો; કારણકે જો તમે તેવું કરશો તો મને ઘણો ક્લેશ થશે. (૨) બ્રહ્મજ્ઞાનની ચર્ચા તો ઘેરેઘેર થાય છે, પણ તેમ કરવાથી ખરી વસ્તુની પ્રાપ્તિ થતી નથી. (૩) તુકારામ કહે છે કે, હું તમારી કરુણાને માટે યાચના કરૂં છું ત્યારે કોઈ દોઢડહાપણવાળો માણસ કોઈ ભળતીજ વસ્તુની શોધ કરીને તેનાં બણગાં ફૂંકવા મંડી જાય છે. (૪)

**૨૭૩૫**–જ્યારે તમે મારા મનની આશા પૂર્ણ નથીજ કરતા ત્યારે તેથી મારૂં મન ડગમગવા લાગે છે. એટલા માટે હે નારાયણ ! તમે મારા મનને સાંત્વન દેજો. (૧) તું આખા જગતનું જીવન હોવાથી તારામાં ગાંભીર્ય અને ધૈર્ય છે. આવું હોવા છતાં મારે ભાગે જે નઠારા ગુણ આવી પડ્યા છે, તેમના ઉપર આગ પડજો. (૨) આવી તમારી નિર્દયતા જોઇ મારો એકલવાયો જીવ ભય પામશે અને હું જે જે શ્રમ કરૂં છું તે તે વ્યર્થ જશે. (૩) તુકારામ કહે છે કે, માટે તમે અગાઉ જે જે વચન આપી ચૂકયા છો, તે તે તમારે પાળવાં જોઇશે; કારણકે દાન દેવાનો આજે યોગ્ય સમય છે.(૪)

**૨૭૩૬**–હે દેવ ! જુઓ, હું કેવો દૃઢનિશ્ચયવાળો થયો છું અને મારી વાસનાઓને કેવી રીતે દબાવી રહ્યો છું ? (૧) ઓ મારા દેવ ! તારા સિવાય આ જીવને બીજું કશુંજ પ્રિય નથી અને આવો મારો ઘણો દૃઢ નિશ્ચય થઇ ચૂકયો છે. (૨) હું તારા મર્મને જા-

ણુતો નથી, પણ હું મારી વૃત્તિનો ભંગ થવા દેવાનો નથી અને જેને મેં પ્રેમસહિત માન્ય કર્યું છે તેનેજ હું શિરોવંદ્ય ગણીશ (૩) તુકારામ કહે છે કે, તારૂં નામ એજ મારા જીવનનો આધાર છે. આવું થવાથી હું બીજુંત્રીજું કાંઇ જાણતોજ નથી. (૪)

૨૭૩૭–હે હૃષીકેશ! તમે તો શ્રેષ્ઠ છોજ. (૧) ત્યારે હવે મારા મનનું સમાધાન કરો–મારા મનનું સમાધાન કરો. આ બાબતમાં તમારે જે કાંઈ કહેવું હોય તે કહી નાખો. મોડું શા માટે કરો છો? (૨) 'આ હું તને આપું છું, તે તું લે' આટલુંજ તમે બોલશો એટલે હું એકદમ આનંદપૂર્વક ઊઠીને ઊભો થઇશ અને તમારે પગે પડીશ. (૩) તુકારામ કહે છે કે, મને મારૂં મનમાગ્યું દાન મળશે એટલે તેને હું ઉમંગભેર ગ્રહણ કરીશ અને તેના આનંદની મસ્તીમાં હું તારા આગળ નૃત્ય કરીશ. (૪)

૨૭૩૮–મારી મનમાગી વસ્તુ તમે મને આપો એમાંજ તમારૂં ખરાપણું રહેલું છે. (૧) હું આ વાત જાણું છું, તેથી તો મારો નિશ્ચય ઢીલો થતો નથી. હું તમારી પાસે એકાગ્રચિત્તે મીટ માંડીને તમારી સામે જોતો ઊભો રહ્યો છું. (૨) તમારા શ્રીમુખના ઉપર મારૂં બધું લક્ષ્ય સ્થિર કરીને હું તમારી સામે જોયા કરૂં છું અને હવે તમે કેટલી વાર લગાડો છો, તેનો હું મારા મનથી વિચાર કરૂં છું. (૩) તુકારામ કહે છે કે, તમારી પાસેથી કયે વખતે કયો લાભ મળશે તેની શી રીતે સમજ પડે? (૪)

૨૭૩૯–હે મહારાજ! તમે તો જાણે સમર્થ છો, પણ મારામાં ધીરજનો અભાવ હોવાથી મારી ઉત્કંઠા અને અધીરાઈ વધતાં જાય છે. (૧) આશાથી બંધાઇ ગયેલા માણસના જીવતર ઉપર આગ પડો; કારણકે તેને દીનતાનાં ટાકણાં વાગ્યાજ કરે છે. (૨) હે દેવ! આ વાત મારા અનુભવમાં આણી દો અને મને આશાના

બંધનમાંથી મુક્ત કરો. (૩) તુકારામ કહે છે કે, તમારૂં અને મારૂં બેઉનું મન એક થઇ જાય એટલે આ બધું જે દેખાય છે તેનું નિરસન થઇ જશે. (૪)

**૨૭૪૦**–હે દેવ ! જે બાબત મારા અનુભવમાં આવતીજ ન હોય, તે બાબતને વિષે મારે તમને કહેવું કેવી રીતે ? તમે આટલી બધી વાર કેમ લગાડો છો ? (૧) જે તમારી પાસે છે તે મને પ્રત્યક્ષ દેખાય છે અને તેજ હું તમારી પાસે માગું છું. જો આમજ છે, તો નકામો કજિયો કરવાથી તમને શો ફાયદો થાય છે ? (૨) હું તમારી સેવાની મર્યાદાનું ઉલ્લંઘન કરતો નથી. મને જે ઉદ્યોગમાં તમે લગાડ્યો છે, તેજ ઉદ્યોગ હું બધો વખત કરતો રહું છું. (૩). તુકારામ કહે છે કે, તમે દાન દેવાની ફરજમાંથી પોતાનો હાથ ખેંચી રાખો છો, પણ મારા મનમાં એના સિવાય બીજો વિચાર આવવાનો નથી. (૪)

**૨૭૪૧**–જે માણસ હાથમાં માળા લઇને, ગૌમુખીમાં હાથ ઘાલીને જપ કરવાને બહાને ફક્ત દાઢીજ હલાવ્યા કરે છે અને મનમાં તો બીજા લોકોની નિંદાના વિચાર કરતો રહે છે, તે ફક્ત માળાના મણકાજ ટપકાવે છે અને ગૌમુખીને હલાવ્યા કરે છે; આથી વિશેષ તે કાંઇજ કરતો નથી. (૧) તેનાં આવાં કૃત્યના ફળરૂપે તેને યમની સજા ભોગવવીજ પડશે. તમે એમજ સમજી લેજો કે તેણે પોતાને રહેવાને સારૂ કુંભીપાક નામના નરકના કુંડમાં એક જગ્યા પોતાના નામ ઉપર અનામત રખાવી દીધી છે. (૨) તે મૂર્ખ માણસ ક્રોધરૂપી ભંગિયાને પોતાના અંતઃકરણમાં સ્થાન આપે છે, પોતે કૂતરાની પેઠે ભસે છે અને છતાં જપ કરવાનો દેખાવ કરે છે ! (૩) તુકારામ કહે છે કે, આવા માણસના પૂર્વજો મળમૂત્ર વડે સ્નાન કરે છે અને નરકનો આહાર કરે છે એવુંજ માની લેજો.(૪)

૨૭૪૨–અભિમાનને લીધે કેટલાક લોકો એવા અક્કડના અક્કડ થઇને ફરે છે કે જાણે લાકડાનો ખૂંટો! પોતે કદી વાંકા તો વળેજ નહિ! (૧) આવા ગધેડાઓનું મરણ તો તેમના મોઢા આગળજ ભમતું હોય છે અને છતાં તેમને પોતાનું હિત સાધી લેવાનું ભાન કેમ નહિ આવતું હોય? (૨) એવા લોકોનો જ્યારે જીવ જવાનો વખત આવે છે, ત્યારે તેમની નજર કોઇ ધૂળ જેવા પદાર્થના ઉપર સ્થિર થઇ જાય છે અને એવી અવસ્થામાં તેમનો જીવ શરીરમાંથી નીકળી જાય છે. (૩) તુકારામ કહે છે કે, સાંબેલાનું ધનુષ્ય બનાવવા જઇએ પણ તે વાંકું વળે ત્યારે ને? (૪)

૨૭૪૩–સોનાના નાના નાના કકડા, કચ્ચરો, ભૂકો, એ બધાને ભેગા ગાળીને તેની ઢાળકી તૈયાર કરી. (૧) તેથી કરીને એ બધા જુદાજુદા કકડા જે જે દાગીનાના અંશ હતા તે તે બધા દાગીનાનાં નામનો લોપ થઈ ગયો અને આ સોનું છે એવું એક સામાન્ય નામજ કાયમ રહી ગયું. (૨) એ ઢાળકીને પણ ફરીથી ભઠ્ઠીમાં તપાવીને તેને સુહાગો વગેરે જે જે લગાડવાં ઘટે તે લગાડીને ખૂબ શુદ્ધ કર્યા પછી કસોટીએ ચઢાવી જોઇશું, તો તે સો ટચનું ઊતરશે. (૩) પછી એ સોનાની લગડીને લઇને ગમે તો દેશવિદેશ ફરી આવો, તોપણ તેનો નાશ નહિ થાય અને તેની કિંમતમાં કશો ઘટાડો પણ નહિ થાય. (૪)

૨૭૪૪–હે મનુષ્યો! મને ગરીબને તમે શા માટે સતાવો છો? તમારે જે કાંઈ જોઇતું હોય તે તમે પાંડુરંગની પાસે જઇને માગી લો. (૧) જો હું તમારા જેવા લોકોની ગરજ રાખું તો તેથી માયાતૃષ્ણા પાર વિનાની વધી જાય. એમ જાણીને તો મેં બધા સંસારનોજ ત્યાગ કર્યો છે. (૨) કોઈ પણ ઠેકાણે કાંઈક કરી લીધાથી મનનું સમાધાન થતું નથી; કારણકે અમુક કામ કરવાથી

પુણ્ય પ્રાપ્ત થાય છે, એવો વિચાર કરીને તે કામ કરીએ પણ પાછળથી તો તે પુણ્ય નહિ પણ પાપ હતું એવું માલૂમ પડી આવે છે. (૩) તુકારામ કહે છે કે, મનને નિવૃત્ત કરી દઈને એકલા પાંડુરંગને પકડી લેશો તો તેથી તમારૂં કલ્યાણ થશે. (૪)

**૨૭૪૫**–હે નારાયણ! હું ડાહ્યો તો છુંજ નહિ. ત્યારે હવે તમારે જે કહેવું હોય તે કહો. (૧) તમારી સાથે કાંઈ પણ બોલવુંજ છે એવો નિશ્ચય કરીને હું બેઠો છું. (૨) ગમે તેમ કરીને પણ મારે તમારી સાથે બોલવુંજ છે અને તમને નિરાકાર અવસ્થામાંથી સાકાર અવસ્થામાં લાવવા છે. ત્યાર પછી તમારે અમારા ઉપર ગુસ્સો કરવો હોય તો ભલે કરજો. (૩) તુકારામ કહે છે કે, અમારા મનમાં જેના પ્રતિ ઘણો પ્રેમ છે તેને સમજતાં પણ તમને આટલો વખત લાગે અને એક પછી એક એમ કેટલીય ઘડીઓ વીતી જાય તેનો કશો અર્થ નથી. (૪)

**૨૭૪૬**–તમારામાં મૂળ ખોડ કઈ વાતની છે, તે અમે ભાવિક ભક્તો શી રીતે જાણીએ? તમારી મોટી કીર્તિ સાંભળીને અમે તમને એક વિનંતિ સંભળાવીએ છીએ. (૧) તમે આ ઠેકાણે હાજર હોવા છતાં અદૃશ્ય થઈ ગયા છો, તેથી અમારા મનમાં તમને જોવાની તૃષ્ણા ઘણી બળવત્તર થઈ છે અને તેટલા પ્રમાણમાં અમારા મનની ચિંતા પણ વધતી જાય છે. (૨) અગાઉથી વિચાર કરી જોતાં તમારાથી આટલું પણ સમજાતું નથી? અમારાથી ધીરજ ધારણ કરી શકાતી નથી, તેથી કરીને જેટલું નઠારૂં છે તે બધું અમારી પાસે ચાલ્યું આવે છે. (૩) તુકારામ કહે છે કે, હવે વધારે બોલવાથી વાદવિવાદ વધી જાય છે અને વાદવિવાદ કરવાના અભ્યાસને લીધે અમારી બુદ્ધિ પણ તીક્ષ્ણ થઇ ગઈ છે. (૪)

**૨૭૪૭**–હે દેવ! તમારી સાથે બોલીને તમને વળી હું તસ્દી

આપવા આવ્યોજ શા વાસ્તે ? એવું મને થયા કરે છે. (૧) હવે તમારી પાસે મૂળ-ધન ખૂટી પડ્યું છે, ત્યારે હવે તમારા સત્ત્વની હાનિ કરવાનું મારે શું પ્રયોજન છે ? (૨) એકાદ ગરીબ માણસ તમારી પાસે કાંઇ માગવા આવે તો તેનો ઘાત કરવા તમે તૈયાર થાઓ છો, તે તમારે માટે સારૂં ન કહેવાય. (૩) તુકારામ કહે છે કે, હવે તમારી પાસે કશુંજ રહ્યું નથી એની હવે મને બરાબર સમજ પડી ગઈ છે. (૪)

૨૭૪૮–હે દેવ ! હવે તો મારે પ્રત્યક્ષ પ્રમાણ જોઇએ છે; અનુભવથીજ ખરૂં શું અને ખોટું શું તે સમજાઈ જાય છે. (૧) જે યત્ન મેં પહેલાં કર્યો હતો તેને પરિણામે યોગ્ય ફળની પ્રાપ્તિનો દિવસ આવ્યો કે નહિ ? (૨) મેં જે નિશ્ચય ઘડી રાખ્યો છે, તેના ઉપર મારૂં ચિત્ત ચોટી ગયું છે. (૩) ઓ વિઠાબાઈ જનેતા ! તારાં બાળકોને લાડ લડાવવાનો તો તારો સ્વભાવજ છે. તેમાં તારે નિર્દયપણાનો ભાવ આવવા દેવોજ નહિ. (૪) તુકારામ કહે છે કે, અમે જેમ કહીએ તે પ્રમાણે તારે અમારૂં રક્ષણ કરવું પડશે. (૫)

૨૭૪૯–જે પ્રસંગ વીતી ગયા તે શું મને યાદ નથી ? એટલા માટે તો મારા મને તમામ સંકલ્પોનો ક્ષય કરી દીધો છે. (૧) હવે તો તમે મને જેની પ્રેરણા કરી છે, તે ભક્તિનેજ હું મારા જીવનનું સર્વસ્વ માનું છું. (૨) શ્રીહરિની સામે મારી દૃષ્ટિ સ્થિર થઇ ગઇ છે, તેથી કરીને તેમનું સ્વરૂપ મારા જીવની સાથે વળગી ગયું છે. (૩) તુકારામ કહે છે કે, હે ગોપાળ ! મારા જીવને તમારા સ્વરૂપની લગની લાગી જાય એવું વરદાન તમે સત્વર આપીજ દેજો. (૪)

૨૭૫૦–પહેલાં દુઃખને લીધે મારા જીવને જે તાલાવેલી થતી હતી તે બધી હું હવે ભૂલી ગયો છું. (૧) હે દેવ ! મારી બુદ્ધિ તારા ચરણમાં સ્થિર થઈ ગઇ છે, ત્યારે હવે તું જીવ અને

શિવ એ બેઉનું જોડાણ કરીને તેમનું ઐક્ય કરી દે. (૨) મારા દેહની સેવા કરીને હું નકામો થઇ ગયો. હે દેવ! તમારૂં સત્ય મને સમજાયું ન હતું. (૩) તુકારામ કહે છે કે, હે દેવ! હવે તમે સત્વર ઉદાર થઇ જાઓ, કેમકે હું તમારી પાસે દાન લેવાને માટે તૈયાર થઇને ઊભો છું. (૪)

**૨૭૫૧**–હે દેવ! તમારે બીજું જે કાંઈ કરવાનો વિચાર હોય તે બધું ભલે પહેલેથીજ કરી લેજો. એકજ વસ્તુનું અતિશય સેવન કર્યાથી રુચિનો ભંગ થઇ જાય છે. (૧) મારા શરીરને રોજરોજ નવા નવા વસ્ત્રાલંકારથી શણગારવાનો અને રોજ કાંઇ ને કાંઇ નવીન રીતે મારી રસિકતાને તૃપ્ત કરવાનો મને શોખ થઇ આવે છે.(૨) હે દેવ! તમારા સેવકોને માટે તમારી સેવા એજ શોભા છે. તેઓ તમારી સેવા વડેજ શોભે છે અને તેમ કરીને તેઓ પોતાના સ્વામિનો મહિમા ત્રૈલોક્યમાં ફેલાવે છે. (૩) તુકારામ કહે છે કે, તમે મને આજે સંતોષ પમાડો એટલે પછી હું તમારી કીર્તિનો જયઘોષ ગજાવીને નૃત્ય કરૂં. (૪)

**૨૭૫૨**–પોતાનાં છોકરાંની બાબતમાં દયા અને ચીડ એ બંને માના મનથી એકસરખાંજ છે. છોકરાંના ભાગની જે જે વસ્તુઓ હોય તે બધીને તે સાચવી રાખે છે. (૧) પોતાનો પુત્ર એક ક્ષણવારને માટે પણ તેનું કહેણુ સાંભળ્યું ન સાંભળ્યું કરે તો તેના ઉપર ચિડાય છે અને જરાક ચિંતાતુર પણ થાય છે. માતાને મન એક તેનું સંતાનજ અતિશય પ્રિય હોય છે. (૨) તે છોકરાંને સારી સારી શિખામણો દઇને તે ઉત્તમ નીવડે એવો પ્રયત્ન કરે છે. કોઇ પણ સંજોગોમાં સંતાનના ઉપરના તેના પ્રેમમાં કશો ફેરફાર થતો નથી. (૩) કયા કયા સમય અયોગ્ય છે તે બધું તે જાણતી હોય છે અને કયે વખતે છોકરાને શું આપવું જોઇએ તે બધું તે

જાણે છે અને તે પ્રમાણે તેમને આપતી રહે છે. (૪) તે માતા એ સિવાય બીજું કાંઈજ કરતી નથી અને પોતાનાં છોકરાંને કોઈ પજવવા આવે તો તેને પજવવા દેતી નથી. છોકરૂં હઠ પર ચઢે અને રડવા માંડે તો "પેલો બાવો આવ્યો!" એવું કહીને તે નાના બાળકને બિવડાવીને છાનો રાખે છે. (૫) તુકારામ કહે છે કે, તે માતા પોતાના બાળકનું જીવને સાટે જતન કરે છે અને છોકરૂં જરાક આઘુંપાછું થઈ જાય તો તેનો જીવ આકળવિકળ થઇ જાય છે અને તેને ખોળી કાઢીને પોતાની પાસે તેડી લાવે છે.(૬)

**૨૭૫૩**–દુનિયાદારીને લગતું કોઈ કામ કરવા જતી વખતે તો (સંસારાસક્ત જીવ) ઝપાટાબંધ દોડવા માંડે છે, કારણકે એવાં કામોને માટે તેના અંતઃકરણમાં ભારે ચાહ હોય છે. (૧) અરે! હગવા બેસે ત્યારે પણ હગતાં હગતાં ઢેફાં, રોડાં વીણી વીણીને એકઠાં કરી રાખે છે; કેમકે એ વસ્તુઓ ઘરસંસારમાં ખપ લાગે. બધો વખત તેના મનમાં પણ એવી ને એવીજ બાબતોના વિચાર આવ્યા કરે છે; (૨) પણ નારાયણનું નામ લેતી વખતે તે લજવાઈ જાય છે અને છોકરાને હાંક મારતી વખતે પણ "મારો ફલાણો છે કે?" એમ વાંકું મોઢું કરીને બોલે છે. (કારણકે છોકરાનું નામ કોઇ દેવના નામ ઉપરથી પાડયું હશે.) (૩) તુકારામ કહે છે કે, આવા બેશરમા માણસને ગધ્ધાવૈતરું કરવાનોજ શોખ હોય છે. (૪)

**૨૭૫૪**–હું પોતે જો તેના પ્રતિ (દેવના પ્રતિ) અનન્ય થયો હોઉં, તો તે ક્યાં હશે તેનો આપણે આપણા મનની અંદરજ વિચાર કરી લેવો જોઇએ. (૧) આપણું બધુંજ કર્તવ્ય આપણી પાસેનું પાસે છે. જેવું તેજ બિંબમાં હોય છે, તેવુંજ પ્રતિબિંબમાં પણ હોય છે. (૨) શુભ શકુન શુભ લાભરૂપેજ ફળે છે, એ તો છેવટના અનુભવ ઉપરથી સમજી શકાય છે. (૩) તુકારામ કહે છે કે, હે

દેવ ! મારો ભાવ જેવો તારા પ્રતિ છે, તેવો તું મારા પ્રતિ તારો ભાવ રાખજે. (૪)

**૨૭૫૫**–મારાં માબાપ ઘણાં દયાળુ છે, પણ આ દેહ હું છું અને આ દેહનાં સંબંધીઓ તે મારાં સંબંધીઓ છે,એવી ભાવના વડે મારી અને તેમની વચ્ચે આંતરો પડી ગયો છે. (૧) પણ મારાં પ્રારબ્ધકર્મે મને ભૂલો પડવા દીધો નહિ. તેમણે મને ખૂબ દૃઢતા આપીને ટકાવી રાખ્યો. (૨) પરંતુ આ રહસ્ય મને સમજાયું ન હતું તેથી કરીને હું દેવના ઉપર ચિડાયો હતો, તોપણ દેવ તો બધું જાણતાજ હોય છે. (૩) તુકારામ કહે છે કે, એટલા માટે તો દેવ મારા જેવા મૂર્ખનો ઉદ્ધાર કરવાનો વાસ્તે ઊભા થઇ રહ્યા છે અને મારા સરખા પતિતને પાવન કરવાનો ઉદ્યોગ લઈ બેઠા છે. (૪)

**૨૭૫૬**–હે હરિ ! હું તને વીનવું છું તેથી કરીને તું કેવો શોભાયમાન દેખાય છે ? (૧) તને જાતજાતનાં ઘરેણાં પહેરાવવાનો ઢોંગ મને આવડતો નથી; તોપણ આખો સંસાર મારો દાસ હોય તેવો થઈ ગયો છે. (૨) હું હરિનો દાસ છું, એવી મારી માન્યતા હોવાથી મને કોઇ પણ જાતનું દુઃખ અથવા ચિંતા પીડા કરી શકતાંજ નથી. (૩) તુકારામ કહે છે કે, હે દેવ ! તમારી સેવા કરવાથી હું આવી સ્થિતિને પામી ગયો છું. (૪)

**૨૭૫૭**–હવે જો હું હરિને છોડી દઉં તો મારા હાથમાં અને મારા કબજામાં કાંઇજ રહેનાર નથી અને સંસારમાં મારા જે જે બંધુઓ અને ઇષ્ટમિત્રો છે તે તે બધાએ મળીને મને તજીજ દીધો જાણવો. (૧) લોકવ્યવહારની અંદર તો મારો ભાર-વક્કર રહ્યોજ નથી, કારણકે હું નિર્લજ્જ ઠરી ચૂકયો છું. (૨) કોઇને બારણે જઇને ઊભા રહેવા જેવી સ્થિતિ રહી નથી. મારી દુર્દશા મેં મારે હાથે કરીનેજ ઊભી કરી છે. (૩) અરે ! મારી બુદ્ધિ આવી અ-

વળી દિશાએ શાથી વળી ? તેમ થવાથી મને કોઈનો આશ્રયજ રહ્યો નહિ એવી મારી માઠી હાલત થઇ ગઈ ! (૪) તુકારામ કહે છે કે, હે દેવ ! તારે તો પુષ્કળ ભક્તો છે, તેથી મને તારે ત્યાં આશ્રય મળતો નથી. (૫)

**૨૭૫૮**–હું જ્યાં જાઉં છું ત્યાં મને નુકસાનનું નુકસાનજ થયા કરે છે. કોઇ પણ ઠેકાણે લાભ જેવું તો મારી નજરે પડતુંજ નથી. (૧) મારૂં પ્રારબ્ધ જો સારૂં હોય તો પછી આવું દુઃખ મારા ઉપર શાથી આવી પડયું હશે? (૨) હે દેવ! તમારાથી મારો અંગીકાર થતો નથી અને આ સંસારને લીધે મારી અને તમારી વચ્ચે આંતરો પડી ગયો. (૩) ભોગમાત્ર ભોગવવાનું સારૂં લાગ્યું પણ તેથી મારા આયુષ્યની પૂંજી કાળ ઝડપી લઈ ગયો. (૪) તુકારામ કહે છે કે, હે દેવ! તું પતિતપાવન છે, એવી તારી કીર્તિ મેં કોને મોઢેથી સાંભળી તે મને યાદ નથી. મારે કાને જો તે પડીજ ન હોત, તો હું મારા મનથી કેવો છૂટો હોત? (૫)

**૨૭૫૯**–હે દેવ! તને મારો દેહભાવ મેં સમર્પણ કરી દીધો ત્યારપછી તરતજ મને મારા દોષનું દર્શન શાથી થવા માંડયું ? (૧) હે દયાવંત! હે પાંડુરંગ! બધીજ સત્તા તમારા હાથમાં છે. (૨) આવા સમર્થ તમે મારી પાસેના પાસે હોવા છતાં, મારા ઉપર બીજાની સત્તા ચાલેછેજ શાથી? (૩) તુકારામ કહે છે કે, મારી જે ખરેખરી અવસ્થા છે તે મેં તમારા ચરણ આગળ વિદિત કરી દીધી. હવે તમારે તમારી પદવી અને તમારા સામર્થ્યના પ્રમાણમાં મને જે દાન દેવું ઘટે તે દેવું રહ્યું. (૪)

**૨૭૬૦**–આખું જગત મને નિંદાપાત્ર ગણે એવુંજ, ભાગની વહેંચણી વખતે મારે ભાગે આવ્યું છે. (૧) તેનું જે કાંઇ ફળ મળવાનું હતું તે બધું મને પ્રાપ્ત થઇ ચૂકયું અને તેથી કરીને બધી

વાતનો નિવેડો થઈ ગયો. (૨) બીજાના મતની સાથે મારો મત કદી મળતો આવેજ નહિ એવું થયું છે. (૩) તુકારામ કહે છે કે, હું બધી બાબતમાં નાપાસ થયો તેથી મારી રાંડ અને મારાં છોકરાં મારી મશ્કરી કરે છે. (૪)

૨૭૬૧–હે દેવ! તમે મારે માથે હાથ મૂક્યો છે અને મેં પણ તમારા ચરણમાં મારા ચિત્તને સ્થિર કરી દીધું છે. (૧) આ રીતે બેઉનો સરસ મેળ થઈ જવાથી આ શરીરનો સંબંધ થયો છે.(૨) આ રીતે આપણે એકબીજાની બાથમાં બંધાઈ ગયા છીએ. (૩) તુકારામ કહે છે કે, હે દેવ! મારે તમારી સેવા કરવી અને તમારે મારા ઉપર કૃપા કરવી એજ આપણું બેઉનું પરસ્પર કર્તવ્ય છે.(૪)

૨૭૬૨–ખરેખરૂં વર્તન કરવુંજ હોય તો જાણે આપણે સર્વસ્વનો ત્યાગ કર્યોજ છે એમ સમજીને વર્તન કરવું. એ સિવાય નકામા શબ્દો બોલીને વાણીનો વ્યય કરવો નહિ. (૧) જો નારાયણનું દાસત્વ કર્યું હશે તો તે બેઉનાં હૃદયમાં એક બીજાને માટે આશાની ઉત્પત્તિ થઇ હશે. (૨) જે ચિત્ત નિર્મળ થઇ ગયું હશે તેમાં દેવ વાસ કરશે. (૩) તુકારામ કહે છે કે, આ વચન પૂર્વના શ્રેષ્ઠ પુરુષો કહી ગયા છે એમ જાણીને તમે તેને લક્ષમાં લેજો. (૪)

૨૭૬૩–હે દેવ! મારી બુદ્ધિની ગતિ તો એકદમ કુંઠિતજ થઇ ગઇ છે. તેથી કરીને હવે તું શું કરે છે તેનીજ હું તો વાટ જોયા કરૂં છું. (૧) હે અનંત! તું સર્વનો સંચાલક અને સૂત્રધાર છે, ત્યારે મારે માથે ભાર ખેંચી લેવાનું મારે કારણજ શું છે?(૨) હું જે જે સંકલ્પ મારા મનમાં ઘડું છું, તેની સિદ્ધિ તો થતી નથી. એટલા માટે દેહબુદ્ધિનો વિચાર ન જ કરવો એ ઉત્તમ છે. (૩) તુકારામ કહે છે કે, ચિત્તમાં અનેક જાતના વિકારના તરંગ ઉત્પન્ન થાય તે દુઃખદાયક નીવડે છે. તે બધાને રોકી રાખીને હું પાંડુરંગનું ચિંતન કરૂં છું. (૪)

૨૭૬૪–દેવના જે સ્વરૂપનું મને દર્શન થયું છે તેને મારા મનની અંદર ધારણ કરીને હું સમાધાન વૃત્તિમાં રહીશ. (૧) દેવ, જે આખા જગતનું જીવન છે, તેમને સમજવાને વાસ્તે મેં તેમને ઉપયુક્ત પાત્ર ગણીને મારા ભાવ તેમનામાં સમર્પિત કરી દીધા છે. (૨) હું દયા ઉપજાવે એવાં કોમળ વચન બોલીને તેમને એકસરખી રીતે બાંધી લઇશ. (૩) તુકારામ કહે છે કે, હે દેવ! તું આ તારૂં કર્તવ્ય બજાવવાને માટે સાકાર નહિ થાય તો મારા બાપલા! તું બીજું કરવાનો છે શું ? (૪)

૨૭૬૫–હે દેવ! આ એક એવો ફાંસો છે કે, હું પૂરેપૂરો માર્યો જઇશ. એ ફાંસામાંથી તમે મને છૂટો કરો. (૧) હું એના વિષે મારાં સુખદુઃખનાં રોદણાં રડું તે તમે સાંભળજો. (૨) અમારા મનનો ભાવ તારા ચરણ આગળ નિવેદિત કરવો, એજ અમારૂં કામ છે. (૩) તુકારામ કહે છે કે, હે દેવ! આ શરીરને પેદા તો તેં કર્યું, ત્યારે હવે તને તે શાથી ભારે પડી જાય છે? (૪)

૨૭૬૬–મનને ભાવતા પદાર્થ એક વાર ખાધા પછી તેમને ફરી ફરીને ખાવાનું મન થયા કરે છે; પ્રિયજનનો એક વાર સમાગમ કર્યા પછી તેના ઉપરના પ્રેમને લીધે તેને ફરી ફરીને મળવાનું મન થયા કરે છે. (૧) એનું કારણ એવું છે કે, પાંડુરંગ કોઇનાથી કંટાળતા નથી, તેમ વળી તેમને કોઇની સૂગ આવતી નથી. આથી કરીને તેમનુંજ પુનઃ પુનઃ સેવન કરવાની હૃદયમાં ઇચ્છા થયા કરે છે અને ઉત્તરોત્તર તીવ્ર થતી જાય છે. (૨) તેમના સમાગમથી હૃદયની ભૂખ તૃપ્ત થાય છે, પણ તેમના ઉપરનો પ્રેમ અમને વારંવાર તેમનું મનમાં સ્મરણ કરાવ્યા કરે છે. (૩) તુકારામ કહે છે કે, તેથી કરીને મનને તૃપ્તિ તો થાય છે, તોપણ પાછી ભૂખની ભૂખ લાગ્યાજ કરે છે. (૪)

૨૭૬૭—ખરેખર, દેવનું સ્મરણ કર્યાથી મનના તમામ ભય ટળી જાય છે (૧) અને ચિંતા કરવાનું કશુંજ કારણ રહેતું નથી; કારણકે તમામ પ્રકારની સત્તા તો તેમના એકલાના હાથમાં છે. (૨) જો દેવના ચરણના પ્રતિ મનનો ભાવ એકનિષ્ઠ અને દૃઢ થઇ જાય તો દેવ આપણી પાસેના પાસેજ રહે. (૩) તુકારામ કહે છે કે, 'કૃષ્ણ' એવો નામોચ્ચાર પ્રેમ સહિત કર્યાથી સૌ કોઈનાં તનમન શાંત થઈ જાય છે. (૪)

૨૭૬૮—સર્વને દાન દેવું એજ જેમનું બિરદ છે એવા દેવનું મનમાં સ્મરણ કરતા રહેવું. (૧) તે દેવ ઇંટના ઉપર પોતાના બેઉ ચરણ સમરેખામાં ગોઠવીને ચંદ્રભાગાને કિનારે કેડે હાથ દઈને ઊભા રહ્યા છે. (૨) જ્યાં તેમનું એકવાર દર્શન કર્યું એટલે દર્શન કરનારના અંતઃકરણની અંદર તેમનો વેધ લાગી જાય છે અને તેના જીવની સાથે સજ્જડ વળગીને પોતે બેસી જાય છે. (૩) તુકારામ કહે છે કે, ભક્તોની ભીડ ભાંગવા માટે દેવ પોતાના બિરદની પ્રતિષ્ઠાને ખાતર સત્વર દોડી જાય છે. (૪)

૨૭૬૯—મારા મનનો પ્રેમ દેવના સ્વરૂપના ઉપર સ્થિર થઈ ગયો છે અને મારૂં મન તેમનાથી એક ઘડીવારને માટે પણ વેગળું ખસતું નથી અને વિસામો લેતું નથી. (૧) તેમના ચરણ મારા મનમાં અને તેમનું રૂપ મારી આંખોમાં એવાં ચોટી ગયાં છે કે, મારૂં મોઢું બધો વખત તેમનું નામસ્મરણ કરવામાંથી ક્ષણવારને માટે પણ નવરું પડતું નથી. (૨) મને શ્રીરંગે જ્યારથી આવો વેધ લગાડી દીધો, ત્યારથી મને તમામ પ્રપંચનું વિસ્મરણ થઇ ગયું છે. (૩) તુકારામ કહે છે કે, જે ઘડીએ તેમની કીર્તિકથા મેં મારા કાને સાંભળી તે ઘડીથીજ મારા જીવનું જીવપણું જતું રહ્યું. (૪)

૨૭૭૦—મને આ દેવનો રસ કોણ જાણે કોણે એવો લગાડી

દીધો કે, તેને લીધે આખી દુનિયામાં મારી ફજેતીના ફાળકા થઈ ગયા! (૧) હવે લોકો મારે વિષે વાતો કરે છે કે, એને તો દેવનું ઘેલું લાગ્યું છે. (૨) મેં એ દેવનો સમાગમ કર્યો હતો તો એકાંત સ્થળમાં, પણ એ વાત જાહેર થઈ ગઈ અને લોકોની બત્રીસીએ ચડી ગઈ. આમ છતાં તે દેવ હવે એવા સંતાઈ બેઠા છે કે, શોધ્યા જડતા નથી. (૩) તુકારામ કહે છે કે, જે ઘડીએ મને તેમનો સમાગમ થયો તેજ ઘડીએ મારૂં હુંપણું ચાલ્યું ગયું. (૪)

૨૭૭૧–જે કોઇ મનુષ્ય પોતાની ઇન્દ્રિયોનો દાસ થઇ ગયો હોય અને તેથી કરીને તે દીન–દુર્બળ બની ગયો હોય; એવાને જો સુખશાંતિની ઇચ્છા હોય તો તેણે હરિકથા કરવી. એવું કર્યાથી તેને અનુપમ સુખની પ્રાપ્તિ થઇ જશે. (૧) હરિકથા તો ભરસમુદ્રને તરી પાર ઊતરી જવાનું વહાણ છે અને એની અંદર બેસવાનો અધિકાર ઉત્તમ અને અધમ સૌને છે. (૨) દેવે ગોકુળમાં જન્મ ધારણ કરીને જે જે લીલાઓ કરેલી તેનું વર્ણન કરવું એનું નામ હરિકથા. (૩) તુકારામ કહે છે કે, આ કથા ઉપર જે પ્રેમ રાખશે તેના ઉપર દેવ કૃપા કરશે. (૪)

૨૭૭૨–લાડકવાયા છોકરાના બોબડાતોતડા બોલ સાંભળીને તેની મા મનમાં રાજી થાય છે અને તેના ઉપર ઉમળકા લાવીને તેને ખોળામાં લઇને ધવરાવે છે. (૧) એજ રીતે પોતાના પ્રેમી ભક્તોના બોલ પાંડુરંગને ઘણા પ્રિય લાગે છે અને તે તેમની બધીજ ઇચ્છાઓ પૂરી કરી દે છે. (૨) બાળક કદાચ કઠોર વેણ કહે તોપણ તેની મા બધું સાંખી લે છે અને ઊલટી તેનું લાલનપાલન કરે છે. ટૂંકામાં જે જે કાર્ય કરવાથી તે બાળકનું હિત સધાય એવાં તમામ કામ પોતાની ફરજ સમજીને તેની મા કરતીજ રહે છે. (૩) તુકારામ કહે છે કે, તે બાળક પોતાની ઇચ્છા પ્રમાણે રમતું ફરે

છે. કોઈ વાતની ચિંતા કરવામાં તે સમજતુંજ નથી. (૪)

૨૭૭૩–હે દેવ! મારાથી થાય એટલી તો મેં તારી વિનંતીઓ કરી.હવે કશુંજ કરવાનું બાકી રહેતું નથી.(૧)હે પંઢરીનાથ! હવે તો હું એટલુંજ કહું છું કે, મારૂં મસ્તક તમારા ચરણ ઉપરજ રહો. (૨) મારી પાસે જે જે યુક્તિઓ હતી તે બધી હું આજ સુધીમાં અજમાવી ચૂક્યો છું. (૩) તુકારામ કહે છે કે, એક વાર જ્યાં મને નિરાશ થવું પડ્યું હોય, તે તરફ ફરીથી આશાભરી નજરે જોઉંજ નહિ એવો હું તમારો સેવક છું. (૪)

૨૭૭૪–હે દેવ! હવે તો અહીં મેં મારો જીવ (જીવભાવ) અર્પણ કરી દીધો તેથી મને મારા ઇચ્છિત ફળની પ્રાપ્તિ પણ થઈ ગઈ છે. (૧) હવે હું તમારા બેઉ ચરણને પકડી રાખીશ. તમારા ચરણ એજ મારી ખરેખરી સંપત્તિ છે. એટલા માટે હું તેમને કદી પણ છોડવાનો નથી. (૨) મારામાં જે કાંઈ આળસ ભરાઈ રહ્યું છે, તેમાંનું કાંઈ પણ બાકી સિલકમાં રહેવા ન દેતાં બધુંજ દૂર કરી દઇશ. (૩) મને મધુર બ્રહ્મરસની પ્રાપ્તિ થઈ ચૂકી છે. એટલે હવે તો લોકલજ્જાના શા ભાર છે કે મારી આડે આવીને ઊભી રહે? (૪) તમારા રૂપથી મારૂં અંતઃકરણ ભર્યું ને ભર્યુંજ રહે અને મને તેનું એક ક્ષણવારને સારૂ પણ વિસ્મરણ ન થાય. (૫) તુકારામ કહે છે કે, મારા અંતઃકરણની અંદર ગોપાળ સ્થિર થઇને બેઠા છે. તેમ થવાથી મારો જન્મ સફળ થઈ ગયો છે. (૬)

૨૭૭૫–હે દેવ! તમે પાર વિનાના જીવોને સંસારબંધનમાંથી મુક્તિ આપી ચૂક્યા છો. ત્યારે હવે મારા ઉપર પણ એવી કૃપા કરોને! (૧) હે વિશ્વંભર! ભક્તોની ઉપર દયા વરસાવનારા કરુણાસિંધુ નારાયણ! મેં ઉપર કહી તેવી તારી કીર્તિનો પારજ નથી. (૨) ત્યારે હવે તારા અંતઃકરણની ગુહ્ય વાત તું મને સમ-

જાવી દે. તેને હું બીજની માફક મારા હૈયામાં જતન કરીને સાચવી રાખીશ. (૩) તારા સમચરણને હું મારી આંખો ભરી-ભરીને નિહાળું અને તેમનેજ હું મારા હૃદયની અંદર પધરાવી દઉં. (૪) હું આટલું કરીશ એટલે મારા ચિત્તનો બધોજ તરફડાટ શમી જશે અને મારાં તનમન શીતળ થઈ જશે. (૫) તુકારામ કહે છે કે, પછી તો મારા હૃદયમાં ફક્ત શાંતિનુંજ રાજ્ય સ્થપાઈ જશે અને તેને લીધે ત્રણે કાળમાં મારો નાશ થનાર નથી. (૬)

૨૭૭૬–હે દેવ! તમે મારા જીવતરને મારાં સંચિતકર્મોના સકંચામાં સપડાવી દઈને મને પરાધીન બનાવી દીધો છે. આવી મારી દુર્દશા તમે કરીજ શા માટે ?(૧) તમારી ઉદારતાની કીર્તિ તો આખા જગતમાં ફેલાઇ ગઇ છે, ત્યારે આજે તમે તેના ઉપર પાણી કેમ ફેરવ્યું ? (૨) હું તમારી કરુણાની ભિક્ષા માગતો ઊભો છું, પણ તમે ગણકારતા તો છોજ નહિ. આવી રીતે તમે મારો ત્યાગ કરો તે તમને શોભતું નથી. (૩) તુકારામ કહે છે કે, હે પાંડુરંગ ! તમે મને જન્મ આપ્યોજ શા માટે? (૪) એ બાબતનો વિચાર શું તમને પહેલાં કદી આવ્યોજ નહિ ? (૫)

૨૭૭૭–આજ સુધી હું અજ્ઞાન હતો તેથી મેં તમારી બધી કારકિર્દી જાહેરમાં નથી મૂકી, પણ હવે તમારી કામ કરવાની રીત હું બરાબર સમજી ગયો છું. (૧) માટે હે હરિ ! હવે તમે સત્વર મારી પાસે દોડી આવો અને મને દર્શન દો. હું તમારી વાટ જોતો ઊભો છું. (૨) સમર્થ પિતાનો નાનો બાળક રડેકકળે અને દયા ઉપજાવે એવી વિનંતી કરે, એ શું સારૂં કહેવાય ? તેણે એવું શા માટે કરવું જોઇએ ? (૩) તુકારામ કહે છે કે, અગાઉ ઘણા લોકો તમારી કીર્તિનું વર્ણન કરી ગયા છે, પણ તમારો અત્યારનો વ્યવહાર તો તેનાથી સાવ જુદોજ છે. (૪)

૨૭૭૮-મેં જે જે કામ કર્યાં તે બધાંજ દેવે સહન કરી લીધાં. હવે કહો, એ દેવ કેવા ભાવિક છે? (૧) હું તો એ દેવના ઉપર મારૂં શરીર ઓવારી નાખું છું. (૨) તે પોતે કરવા ધારે તો એવું કયું કામ છે કે, જે તેમનાથી નજ થઇ શકે? પણ તે પોતાની સત્તાનો ઉપયોગ કરતા નથી. (૩) તુકારામ કહે છે કે, તે તો પોતાની કેડે હાથ દઈને ધીરજ રાખીને ઊભા રહ્યા છે. (૪)

૨૭૭૯-પાંડુરંગે તો મારા ઉપર કૃપા કરી નહિ, પણ સંતોની સંગતિમાં બેસીને હું તૃપ્ત થઈ ગયો છું. (૧) ચતુર લોકોની સભામાં ઘણાય કુશળ પંડિતો બેઠા છે, ત્યાં મારા જેવા રાંક વિષ્ણુ-ભક્તનો કોણ ભાવ પૂછવાનું હતું? (૨) તુકારામ કહે છે કે, મને સમાધાન કરતાં આવડતું નથી. હું તો એક વિઠોબાના ચરણને પકડીને બેસી રહ્યો છું. (૩)

૨૭૮૦-હે દેવ! તમે મારો અંગીકાર કરશો એવું હવે મને લાગતું નથી. (૧) તમારા આવા કૃત્યથી દેવ અને ભક્ત બેઉ પક્ષને લાંછન લાગશે અને તેથી બેઉને નીચું જોવાનું થશે. (૨) મારૂં ચંચળ મન એકાંત સ્થળમાં પણ એકાગ્ર બનીને સ્થિર રહેતું નથી. (૩) મોટાપણાની બેડી મારા પગમાં ઠોકાઇ ગઇ છે અને મમત્વને લીધે મારે ગળે ફાંસો લાગી ગયો છે. (૪) જે જે વિષયોના સ્વાદનો એક વાર અનુભવ લઇ લીધો, તેનો શોખ મારા શરીરને લાગી ગયો છે. સ્વાદરહિત અન્ન તો મારે ગળેજ ઉતરતું નથી. (૫) તુકારામ કહે છે કે, મારામાં અવગુણોને વિશેષ આશ્રય મળવાથી ઊંઘ અને આળસનોજ મારા સ્વભાવમાં ખાસ કરીને વધારો થયો છે. (૬)

૨૭૮૧-હે દેવ! પ્રતિપાદન કરેલા ગુણોદ્વારા પરમાર્થની પ્રાપ્તિ થતી નથી; એટલે એમજ કહેવું જોઇએ કે, તેમનાથી કશુંજ

હિત થતું નથી. (૧) ત્યારે હવે જો તું અમારૂં હિત ભવિષ્યમાં કરે તો એ પણ તારો એક વિનોદજ છે. તું તારા પોતાના માથા ઉપર જવાબદારી લઈને કશુંજ કરવાનો નથી. (૨) પ્રારબ્ધ અને મતવાદ એ બેની વચ્ચે મેળ થઇ શકતો નથી; પુરાણોમાં જોવા જાઉં છું ત્યારે ત્યાં તો બધું અઘટિતજ નજરે પડે છે. (૩) તુકારામ કહે છે કે, આ બધી હકીકત જેવી છે તેવી મેં તારા ચરણ આગળ નિવેદિત કરી દીધી છે. હે દેવ! હવે તું જે રીતે મને સફળતા ભણી લઈ જઈશ તે પ્રમાણે તેનું પરિણામ આવશે. (૪)

**૨૭૮૨**–હે દેવ! દીનજનોના કામમાં ટાળંટોળા કરવાનો આ અવસર નથી. (૧) હે દેવ! તમને સમયોચિત વ્યવહારમાં સમજણ પડતી નથી. રાંક જીવો રડેકકળે તે તમારાથી જોઈ રહેવાય છેજ કેમ? (૨) તમે પ્રથમ આશા બતાવી અને હવે કેમ દૂર ભાગી જાઓ છો? (૩) તુકારામ કહે છે કે, તમારી પાસે દોડી આવવાની ઇચ્છા તો પૂર્ણ થતીજ નથી. (૪)

**૨૭૮૩**–જેને જે વસ્તુની અત્યંત ગરજ હોય તેને તે વસ્તુનું દાન કરવામાં પુણ્ય છે. (૧) જે થવાનું હોય તે ભલે થાઓ. પણ મહાબુદ્ધિનો (આત્મવિષયક બુદ્ધિનો) લાભ મળો. (૨) સત્ય સંકલ્પને માટે હૃદયની અંદર વિવેકરૂપી સૂર્યબિંબનો ઉદય કરવો જોઇએ. (૩) તુકારામ કહે છે કે, મનના અવકાશની અંદર શુદ્ધ ભાવને સાચવી રાખવા. (૪)

**૨૭૮૪**–નાનું છોકરૂં પોતાની માની આગળ લાડમાં અર્થ વગરના શબ્દો વાંકુંચૂકું મોઢું કરીને બોલે છે. (૧) મા અને તેનું બાળક બેઉનાં શરીર તો જુદાં છે, છતાં તેમની વચ્ચે મનનું ઐક્ય હોવાથી તેમની વચ્ચે કોઈ પણ જાતની શંકા અને ભેદભાવને માટે અવકાશજ રહેતો નથી. (૨) છોકરૂં વેગળું ઊભું ઊભું માને પોતા-

ની પાસે બોલાવવાને માટે હાંકો મારે છે. અથવા તો પોતેજ માની પાસે દોડી જઈને તેને વળગી પડે છે. (૩) માના લૂગડાનો છેડો પકડીને પોતાને જે કાંઇ જોઈતું હોય, જે કાંઇ ખાવુંપીવું હોય તે હઠ કરીને માની પાસે માગી લે છે. (૪) તુકારામ કહે છે કે, હે દેવ ! તને અમેજ વહાલાં છીએ એવું તારા ઉપરના અમારા પ્રેમને લીધે માલૂમ પડી જાય છે. (૫)

૨૭૮૫–હે પાંડુરંગ ! હું તારો સેવક થયો છું. એટલા માટે તારેજ મારી એક વાત સાંભળવી પડશે. (૧) હવે મારો ઉદ્ધાર કરવાની બાબતમાં જેમ તમને યોગ્ય લાગે તેમ કરજો. આ વાતમાં મારો કશો પ્રયત્ન સફળ થનાર નથી. (૨) મારાં જે જે કાર્યોમાં મને સફળતા મળી છે, તેનો મારાં દંભ અને અભિમાનને લીધે મને નાશ થતો દેખાય છે. (૩) હું અધમ જાતિમાં જન્મ્યો છું અને મારી બુદ્ધિ પણ અશુદ્ધ છે. વળી અહંકાર તો મારા ચિત્તની અંદર ઘર કરીને બેઠો છે. (૪) તુકારામ કહે છે કે, હે દેવ ! મને બગડી જતાં તો એક ક્ષણ જેટલી પણ વાર લાગતી નથી. તે માટે હવે તો તુંજ મારૂં રક્ષણ કર. (૫)

૨૭૮૬–હે દેવ ! જેનાથી મારૂં ચિત્ત તારા ચરણ આગળજ સ્થિર થઈને ટકી રહે એવો તારા પ્રેમનો આનંદ તું મને સદાકાળ આપ્યા કરજે. (૧) મારા દેહની અવસ્થા એવી દુર્બળ કરી દેજે કે, હું લૌકિક વ્યવહારને લગતાં કામકાજ કરવાને માટે તદ્દન નકામોજ બની જાઉં. (૨) દ્રવ્ય, બાયડીછોકરાં, માનપ્રતિષ્ઠા વગેરે પ્રાપંચિક વિષયો મને તદ્દન અકારા થઇ જાય એવું તું કરજે. (૩) મારૂં ચિત્ત એકાંતમાં અને લોકાંતમાં અર્થાત્ જનસમૂહની વચ્ચે સદાકાળ તારૂં નામસ્મરણજ કરતું રહે. (૪) તુકારામ કહે છે કે, હે પાંડુરંગ ! હું તો તારા ચરણ આગળ મારો દેહ સમ-

ર્પિત કરી દઇને તરીજ ગયો છું. (૫)

૨૭૮૭-સંતજનો મને અવિદ્યામય નિદ્રાના ઘેનમાંથી ઢંઢોળીને જગાડે છે અને મારા સ્વરૂપના બોધમાં નિરંતર જાગૃત રાખે છે. તેમના આ મહદ્ ઉપકારનું હું શી રીતે વર્ણન કરૂં? (૧) જેના વડે હું તેમના ઉપકારના ઋણમાંથી મુક્ત થાઉં એવું મારી પાસે કશુંજ સાધન નથી. મારો પોતાનો જીવ પણ જો હું તેમને ચરણે અર્પણ કરી દઉં, તો તે પણ ઘણોજ જૂજ બદલો આપ્યો કહેવાય. (૨) જેઓ અમસ્તા સહજ બોલે છે ત્યારે પણ હિતનો ઉપદેશજ દે છે, એવા પુરુષો જાતે શ્રમ લઇને મને ઉપદેશ દે એ કાંઈ થોડું કહેવાય? (૩) તુકારામ કહે છે કે, ગાયના મનમાં તેના વાછરડાને સારૂ જેવી મમતા હોય છે, તેવીજ મમતા મારા પ્રતિ રાખીને સંતો મારૂં હમેશાં રક્ષણ કરે છે. (૪)

૨૭૮૮-દેવ આ બધુંજ જાણે છે-હા બધુંજ જાણે છે. જે કાંઇ સત્તા જોવામાં આવે છે તે બધી તેમનીજ છે. (૧) દેવ ઘણા ચતુર છે-ઘણા ચતુર છે. તે સૌનાં અંતઃકરણના ભેદ જાણી જાય છે અને તે પ્રમાણે તેની સાથે વર્તન કરે છે.(૨)તુકારામ કહે છે કે, દેવ સૌનાથી વેગળા છે-સૌનાથી વેગળા છે. તે કશાય મળથી લેપાતા નથી. (૩)

૨૭૮૯-હે દેવ! તમે સૌની બુદ્ધિને પ્રેરો છો અને સૌને ચેષ્ટાઓ કરાવનાર પણ તમેજ છો; છતાં તમે અમને વ્યવહાર કરનાર નિમિત્ત રૂપ પાત્રો બનાવી રાખ્યાં છે (૧) તમે અમારો ભાર તમારા માથા ઉપર લેતા નથી પણ તમારા ઉપર કોઇ પોતાનો ભાર નાખી દેશે ત્યારે તમે શું કરશો? તમારા સિવાય હું બીજા કોને શ્રેષ્ઠ માનું તે તમેજ મને બતાવો. (૨) આ શરીરરૂપી ચામડાનો કંડિયો પંચભૂતોનો બનેલો છે. એમાં આ ખરૂં અને આ ખોટું એવો ભાવ હોયજ શી રીતે? (૩) તુકારામ કહે છે કે, હે દેવ!

તમારા સિવાય અમસ્તું નિમિત્ત માની લેવા જેવું સ્થાન પણ હું જોતો નથી, ત્યારે હું શાને માટે નકામો શ્રમ કરી મરૂં ? (૪)

**૨૭૯૦**–હું એક પરમાત્માની અંદર બધુંજ સમાવી દઈને એ એકજ મર્મ બધો વખત સાચવી રાખીને બેઠો છું. (૧) હે દેવ ! મારાથી હવે ઝાઝું દોડાતું નથી, તેથી કરીને હું તો મારા અંતઃકરણનો નિગ્રહ કરીને એકજ જગ્યાએ બેસી રહ્યો છું. (૨) જેના હિસાબમાં બધું જેમનું તેમ બરાબર થઈ જાય છે, ત્યાં કશુંજ જોર ચાલતું નથી. (૩) તુકારામ કહે છે કે, હવે આ બધી વાતનો નિકાલ કરી નાખવાને માટે હું સંસારનો ત્યાગ કરી બેઠો છું. (૪)

**૨૭૯૧**–હવે અહીંથી તો મારે સારૂ પાછા ફરવાનો ખરેખર કોઈ રસ્તોજ રહ્યો નથી. (૧) એટલા માટે મેં દેહનું બલિદાન ચડાવી દીધું છે; હવે મારી જેવી દુર્દશા થવાની હોય તેવી ભલે થાઓ. (૨) હે દેવ ! મેં મારા જીવનું સમર્પણ કરીને તમારી સાથે યોગ સાધ્યો છે. (૩) તુકારામ કહે છે કે, હવે આપણા બેમાંથી દાંડિયો કોણ છે તેનો નિકાલ આપણે ગામને ચોરે જઈને કરી લેવો પડશે. (૪)

**૨૭૯૨**–હે દેવ ! હવે નકામો ટંટો શું કરવા વધારો છો ? આપણે ઘરમેળે સમજી જઈએ તો શું ખોટું ? જુઓ, તમે રજનું ગજ કરીને કેટલો બધો જૂઠો ગૂંચવાડો વધારી દીધો છે ? (૧) હું તમારા પગ ઉપર મારૂં માથું મૂકી દઉં, ત્યારે શું તમને કાંઇ ખરચ કરવો પડે એમ છે ? ઊલટું એવું કરવાથી આપણે એકબીજાના ઉપકારમાંથી છૂટી જઇએ છીએ. (૨) આવો સુંદર નિકાલ મારા અને તમારા બેઉના હાથમાંજ છે, છતાં શા માટે અપયશ વહોરી લો છો ? આ જાણે મારા મનની અંદર જે ગાંઠ પડી ગઈ હતી, તેને ઊકેલીને મેં તમારા આગળ મૂકી દીધી છે. (૩) તુકારામ કહે છે કે,

આપણી વચ્ચેના આ કજિયાકંકાસનો અંત આવી ગયો હોત તો ઘણું સારૂં થાત; કારણકે મારે ફક્ત તમારાં દર્શનનીજ ગરજ છે અને તમારૂં દર્શન થવાથી મારી પ્રીતિમાં વધારો થશે. (૪)

૨૭૯૩-તમારી સામે મોઢે ઊભો રહીને બોલી શકું એવો હું ઘડાયલા કાળજાનો વક્તા નથી. અહીં બીજો કોઇ છે નહિ અને તમે એકલાજ છો એમ જાણીને હું બોલવાની હિંમત ચલાવું છું. (૧) હે નારાયણ! હવે તમારૂં અને મારૂં કર્તવ્ય શું છે તે તમારેજ સમજી લેવું જોઇશે. આટલું બધું તમને મેં કહ્યું તે ઉપરથી તમને મારા ઉપર દયા આવે તો તે પ્રમાણે અમલ કરી જુઓ (૨) મારી બુદ્ધિમાં કંઈ મલિનતા આવી ગઈ, તેની શુદ્ધિ કરવાને હું મથ્યો તો ખરો પણ શુદ્ધિ થઈ નહિ. હવે મારી શક્તિ કોઇ દહાડો કાર્ય કરી શકશે કે નહિ અને તમારી સાથેના મારા કજિયાનો નિકાલ આ જન્મમાં નહિ તો બીજા કયા જન્મમાં થશે તેની મને સમજણ પડતી નથી. (૩) તુકારામ કહે છે કે, હું તમારે શરણે આવ્યો છું. હવે આ બાબતને વિષે તમારીજ પાસે રક્ષણ માગવા આવ્યો છું. આ મેં તમને જે છેલ્લી વાત કહી તે ખરીજ વાત કહી છે. (૪)

૨૭૯૪-હે ગોપાળ! ત્યારે શું મારે તમારી મદદની રાહ નજ જોવી એવું ઠર્યું? (૧) કોઇ યાચક કશું માગવા આવે ત્યારે મારૂં આજે માથું દુખે છે, એવું બહાનું કાઢીને માથાના નીમાળા વડે કપાળ ઢાંકી દઇને, માથું શેકવા બેસવું અને એવું કરીને તેને બિચારાને પાણીચું આપવું, એવું તમે પણ કરો છો. (૨) હે દેવ! આ કાંઈ તમારે માટે નવીન નીતિ નથી. (૩) તુકારામ કહે છે કે, હે વિઠ્ઠલ! દાન દેવાની બાબતમાં તમે એટલું બધું મોડું કરો છો કે તેટલું મોડું તો તમે અગાઉ કદી કર્યુંજ નથી. (૪)

૨૭૯૫-હવે મારે સમજવું શું ? આ મારા નઠારા પ્રારબ્ધનું પરિણામ છે કે, તમારા ઘરમાં બધું ખૂટી પરવાર્યું અને હવે કાંઇ સિલકમાં બચ્યુંજ નથી. એમાં ખરૂં શું છે તેની મને કાંઇ સમજણ પડતી નથી. (૧) હું તમારે બારણે ઊભો થઇ રહ્યો છું અને તમારા તરફથી મને કશો જવાબ મળતો નથી. (૨) પહેલેથીજ વગર પૈસાનો જવાબ આપી દેતાં તમને થાય છે શું ? કાંઈ પૈસાઐસા ખરચવા પડે છે ? (૩) તુકારામ કહે છે કે, ત્યારે હવે મારે તમારી આગળ વારેઘડીએ કેટલી વાર ઉઘરાણી કરવી પડશે ? (૪)

૨૭૯૬-હે દેવ ! તમારી પાસે મને થોડોક પણ આશ્રય તો આપોજ, નહિ તો મને ધીરજ રહે કેવી રીતે ? (૧) ગમે તેટલું કહીએ તોપણ જો માલિક સન્મુખ આવે નહિ, ત્યારે તેને સરળ અને સ્પષ્ટવક્તા કહી શકાયજ શી રીતે ? (૨) ગયાગુજર્યા જમાનામાં મને જે જે નુકસાન થયું તેની જવાબદારી મારે કોને માથે મઢવી ? (૩) તુકારામ કહે છે કે, હે દેવ ! જ્યાંસુધી મારી સેવાની તમને કદર નથી ત્યાંસુધી તમે તેનો સ્વીકાર કરવાના નથી.૪

૨૭૯૭-મારી પોતાની મનોવૃત્તિઓને સાક્ષી તરીકે તટસ્થ-પણે જોવાની અવસ્થા મને પ્રાપ્ત થઈ છે. અત્યારે મારી જેવી સ્થિ-તિ થઇ છે, તેના સમાચાર હું તમને કહી સંભળાવું છું. (૧) તમે તમારી સત્તાના બળથી મારી ખબર લઇ શકો છો, પણ જ્યારે તમેજ વેગળા થઇ જાઓ, ત્યારે મારે જીવવું કેવી રીતે ? (૨) ઓ મારા દાતાર દેવ ! આ દેહ તે હું પોતે અને આ દેહનાં સંબંધીઓ તે મારાં સંબંધીઓ; એ બધા પ્રપંચના વિસ્તારને એક બાજુએ ફેંકી દઇને મેં તમારા ભણી દોડવા માંડયું, તેનું કારણ વળી બીજું શું હોય ? (૩) તુકારામ કહે છે કે, હે દેવ ! તારા વિના આ લોકા-ચારની અંદર હું રહું છું તે મારા પ્રારબ્ધને તાબે થઇને રહું છું.(૪)

૨૭૯૮–હું તો તમારી આગળ લાંઘણ કરીને તમારા આંગણામાં પડ્યો છું. માટે મારે શરીરે તમારા ચરણોદકનું સિંચન કરો. (૧) એટલું કરશો તો મારા શરીરની અંદર ધગી રહેલા ત્રિવિધતાપને લીધે મને પાર વિનાનું કષ્ટ થાય છે તે, શમી જશે અને મારા શરીરને ટાઢક વળશે. (૨) આ જગ્યાએ આવીને બેસી જવાનો સુયોગ મને અગાઉ કદી મળ્યો ન હતો. હું તો અકસ્માત તમારૂં ઉચ્છિષ્ટ ખાવાને સારૂ અહીં આવી ચઢ્યો હતો. (૩) તુકારામ કહે છે કે, આવી મારી હકીકત કોઈ શ્રીહરિના મંદિરની અંદર જઇને પાંડુરંગને કાને પહોંચાડે કે જેથી કરીને તે મારી પાસે ચાલ્યા આવશે. (૪)

૨૭૯૯–મારા અગાઉના બધા જન્મ વ્યર્થ ગયા તે ઘણું સારૂં થયું. તેથી કરીને મારે એક વાર ફરીથી જન્મ ધારણ કરવો પડ્યો અને આ વખતે હું શાંત અને નિર્ભય થઇને હરિનો દાસ બની ગયો છું. (૧) મારી અપૂર્ણતાઓને પૂર્ણ કરવામાં તમને શું ભાર પડી જાય એમ છે? (૨) ઓ મારી વિઠ્ઠલા માવડિ! હું કોને કોને અને શું શું સાચવું? જ્યાં જ્યાં મારે મારા કર્મના ભોગ ભોગવવાના હશે ત્યાં ત્યાં હું જઇશ; પણ હે ગોપાળ! એ બધું જેમ થાઓ તેમ, પણ તને તો હું કદી પણ વીસરવાનો નથી. (૩) તુકારામ કહે છે કે, મેં તો એકદમ મારૂં શુભ કરી લીધું છે, હવે હે નારાયણ! તમારા કર્તવ્યનો વિચાર તમે કરી લો. (૪)

૨૮૦૦–મને તો ભક્તિજન્ય સુખને લગતી એકજ ઇચ્છા છે અને તે એ કે, મારે મારી આંખો વડે શ્રીહરિનું મુખ જોયા કરવું. હે નારાયણ! મારા અંતઃકરણની આવી સ્થિતિ શું તમારાથી અજાણી છે? (૧) હે મહાબળવાન જગદાત્મન્! મારા મનમાં મેં જે ઇચ્છા રાખી છે તેને તમે પૂર્ણ કરી દો. (૨) તમે એવા છો કે,

પોતાના એક હાથમાં ખાવાની વસ્તુ સંતાડી રાખો છો અને અમને નાનાં છોકરાંઓને બીજો ખાલી હાથ બતાવીને ટવળાવો છો! (૨) પણ દીનજનો પ્રતિ વાત્સલ્યભાવ વિના તમારી મોટાઈ શોભતી નથી. (૩) તુકારામ કહે છે કે, હે પાંડુરંગ! ડાહ્યાં છોકરાંને તેમની મા ખૂબ વહાલ કરીને મોઢામાં કોળિયા દઇને ખવરાવે છે. ઓ દેવ! પ્રેમની રીત તો આવીજ હોય. (૪)

**૨૮૦૧**–મને વિઠોબાનાં દર્શન થવાંજ જોઇએ, એવી ઇચ્છાને મારા હૃદયમાં ધારણ કરીને હું આવ્યો છું. (૧) મારા શ્રીહરિમહારાજને બાદ કરીને બીજો કોઈ પણ સંકલ્પ મારા મનમાં છેજ નહિ. (૨) હે દેવ! હું મારૂં કપાળ તમારા પગ ઉપર મૂકીશ. એટલું કર્યાથી મારે જે કાંઈ પ્રાપ્ત કરવું છે તે બધુંજ મને પ્રાપ્ત થઈ જશે. (૩) તુકારામ કહે છે કે, હે હરિ! મારા મનનું સમાધાન થતા સુધી હું તારા શ્રીમુખને જોયાજ કરીશ. (૪)

**૨૮૦૨**–હે દેવ! અનેક લોકોનો ઉદ્ધાર કરવો એ તમારૂં કર્તવ્ય છે અને મારે તો તમારા સિવાય બીજા કોઇનો આશ્રયજ નથી. (૧) હે હૃષીકેશ! માટે હું જેવો છું તેવો પણ તમે મને નિભાવી લો. તેમ નહિ કરો તો જશો પણ ક્યાં? (૨) એકજ પંગતમાં બધા બેઠેલા છે. હવે તેમાંથી એકને જમણ પીરસવું અને બીજાને ન પીરસવું એ ઘણું ખરાબ દેખાય. (૩) તુકારામ કહે છે કે, મને તો તમે છેકજ વિસારી બેઠા છો અને તમે જાણે મોટો ઉપકાર કરતા હો એવો દેખાવ કરો છો. (૪)

**૨૮૦૩**–હે દેવ! મારે તમારી ભક્તિ કેવી રીતે કરવી તેની મને સમજણ પડતી નથી. તેથી કરીને હું તમારી કયી રીતે સેવા કરૂં, એ પ્રશ્નનો નિર્ણય ન થવાથી મનમાં સંકોચાઇને હું ગુપચુપ બેસી રહ્યો છું. (૧) બેઉ હાથ જોડીને હું સ્થિર ઊભો થઈ રહ્યો

છું અને મારા ચિત્તને મેં તમારા ચરણોમાં સ્થિર કરી રાખ્યું છે. (૨) મને દિશાનો ભ્રમ થઈ જવાથી હું તમારી આસપાસ પ્રદક્ષિણા કર્યા કરૂં છું. ઓ નારાયણ! આવો ભ્રમ થવાથી મને કષ્ટ થાય છે. (૩) તુકારામ કહે છે કે, હું તમારી આજ્ઞાનું પાલન કરનાર હોવાથી મારે જીવવાનું એકજ આશ્રયસ્થાન મેં મુકરર કરી રાખ્યું છે. (૪)

**૨૮૦૪**–જ્યાંસુધી મન એકાગ્ર ન થાય ત્યાંસુધી તારૂં સ્મરણ કરવું તે સ્મરણ નહિ પણ વિસ્મરણજ છે. (૧) ઉપર કહ્યો તે અનુભવ મને કેવો નવીન લાગે છે, એ બાબત મારો પોતાનો જીવજ સાક્ષી પૂરે છે. (૨) મારા મનના વિચારોને જાગૃત કરવાનો હું કેટલીય વાર પ્રયત્ન કરી ચૂક્યો, પણ તે છતાં તે નિશ્ચળ થતુંજ નથી. આવા ચંચળ મનને મારે વારેઘડીએ કેટલી વાર રોકયા કરવું?(૩) તુકારામ કહે છે કે,આજ સુધી મેં લૌકિક વ્યવહાર જોઇએ તેટલો કર્યો, તેથી મારો જીવ તેનાજ રંગથી રંગાઈ ગયો છે. (૪)

**૨૮૦૫**–હે નારાયણ! મને આ પ્રપંચની જાળમાંથી છૂટો કરવાને સારૂ તમે નહિ આવો તો નક્કી જાણજો કે, હું કાળના સકંજામાં સપડાઇ ગયોજ. (૧) મારી આવી સ્થિતિ છે તે મારે તમને કહેવી જોઇએ. મેં મારૂં આટલું કર્તવ્ય બજાવ્યું એટલે મારૂં કામ પૂરૂં થઈ ગયું. બીજું મારા હાથમાં છે શું? (૨) મેં જે કાંઈ થોડોઘણો પરમાર્થ સાધ્યો છે, તે મને કામ આવશે એવું મારૂં મન સાક્ષી પૂરતું નથી. કારણકે તેનો નાશ કરે એવા પુષ્કળ ઘાતક વિચારો મારા અંતઃકરણમાં ભર્યા પડ્યા છે. (૩) તુકારામ કહે છે કે, આથી કરીને મારા જીવને ઘણો ભય લાગે છે. તે માટે હે પાંડુરંગા! મારી ભીડ ભાંગવાને માટે તમે વહેલા વહેલા દોડયા આવજો. (૪)

૨૮૦૬-સત્યની સંખ્યામાં વધારો થાય છે અને સારહીન અસત્યની ગતિ કુંઠિત થઇ જાય છે. (૧) જે માલ કસોટીએ ચઢીને ઉત્તમ ઠરે છે તેનોજ તમામ દેશવિદેશમાં પ્રચાર થાય છે. (૨) કોઇ ઘરમાં બેઠોબેઠો કહે કે, 'હું રાજા છું,' પણ એવું કહેવાથી રાજા થવાતું નથી. રાજા થવાને માટે તો ખરેખરો રાજ્યાભિષેક થવો જોઇએ. (૩) તુકારામ કહે છે કે, આરસીની અંદર જે પ્રતિબિંબ દેખાય છે તે સાચું નથી, તેમ આરસી ખોટી નથી; તે તો ખરી છે. (૪)

૨૮૦૭-હે વિઠ્ઠલ ! આપણે એકબીજાથી કદી પૃથક્ થયાજ નથી. (૧) જો આમજ છે તો પછી મારી બાબતમાં તમે શા કારણથી ઉદાસીન વૃત્તિ ધરાવો છો? પણ આ પ્રશ્નને વિષે પંચની સમક્ષ જાહેરમાં એક વાર નિર્ણય થઇ ગયો છે. (૨) વળી તમારા અને મારા મૂળસંબંધને લગતો એક લેખ હમણાંનો મારા હાથમાં આવી ગયો છે. (૩) તુકારામ કહે છે કે, માટે હવે તમે મને સહજ રીતે બોલાવશોજ મા. (૪)

૨૮૦૮-વાદવિવાદ કરવામાં ખરેખરી નિપુણતા તો તેનીજ કહેવાય કે, જે પોતાના પ્રતિપક્ષીનું તેજ હરણ કરી લે અને તેને ઝાંખો પાડી દે. (૧) હે દેવ! જે ધૈર્યનો ઉપયોગ બધાંજ કામોમાં કરવો જોઇએ તે મારી પાસે છે. (૨) આપણે જેની સાથે વાદવિવાદમાં ઊતર્યા હોઇએ, તેના પેટમાં અને માથામાં શા શા વિચાર ભર્યા છે, તે જાણી લેવું જોઇએ અને તેના હૃદયના ઊંડાણમાં ખરેખરો કયો ભાવ છે તે, બરાબર માપી લેવું જોઇએ. (૩) તુકારામ કહે છે કે, આપણા મધુર ભાષણ વડે તે વાદ કરનારના મન ઉપર એવી અસર કરી દેવી કે, તેના મનનો બધોજ સંકોચ દૂર થઈ જાય અને તે દિલ ખોલીને પોતાના મનના વિચાર પ્રકટ કરે.(૪)

૨૮૦૯-એક રીતે તો બહિરંગ થવું એ પણ સારૂં છે, પણ

ઉટપટાંગ વાતો કરનારા કહેવાતા જ્ઞાનીઓ તો ઢોર જેવા છે. (૧) જેના સદ્ભાગ્યના ઉપર આગ લાગી હોય એવા અભાગિયા જીવો આ દુનિયામાં જીવતા શા માટે હશે? (૨) એક રીતે તો ગાંડા થવામાં પણ મજા છે, પણ નાના પ્રકારના તર્કવિતર્ક કરનારા નઠારા લોકોનાં મોઢાં ઉપર આગ પડો! (૩) તુકારામ કહે છે કે, એકાદ ઉકરડાની અંદર પડ્યા રહેનાર માણસથી અમૃતનો સ્વાદ પરખાતો નથી. (૪)

૨૮૧૦–એકાંતમાં મારા પોતાના વિનોદને માટે મારી પોતાની મનોવૃત્તિઓની સાથે વાદવિવાદ કરવાની હું ગમત કરતો રહું છું. (૧) જે રસ મને પચી ગયો છે, તેજ રસ ચાખવાનું વારેઘડીએ મન થયા કરે છે અને તેનુંજ સેવન કરવામાં આનંદ આવે છે. (૨) એકાંતસેવનનું સુખ મારા જીવની સાથે જડાઇ ગયું છે અને લૌકિક વ્યવહારનો મને કંટાળો આવ્યો છે, તે ઘણું સારૂં થયું છે. (૩) મારી બુદ્ધિ કદી સંસારને અનુકૂળ થવાની નથી, કારણકે હું ગોવિંદના ચરણમાં લુબ્ધ બની ગયો છું. (૪) હવે મારે કોઇને વિષે ચિંતા કરવાનું કારણ છેજ નહિ. શ્રીહરિના પ્રતિ મને રોજરોજ નવીન પ્રેમ પેદા થતો જાય છે. (૫) તુકારામ કહે છે કે, મારા ઉપર એવી આનંદની હેલી વરસી ચૂકી છે કે જેથી કરીને મારૂં મન પાંડુરંગમાં વિશ્રાંતિ પામીને ઠરી ગયું છે. (૬)

૨૮૧૧–યોગ્ય સમય બરાબર સાધી લેવો હોય તો આપણામાં યુક્તિ, બળ બધુંજ હોવું જોઇએ. (૧) કારણકે કયે સમયે લાભ થાય અને કયે સમયે હાનિ થાય એનો કશો નિયમજ નથી. જે થાય છે તે અકસ્માત્ રીતે થયા કરે છે. એટલા માટે જે કામ કરવું હોય, તે બાબત પૂરતો વિચાર કરી લીધા પછી જે ઘડીએ તે કામ કરવું ઘટે તેની યોજના ઘડી કાઢવી. (૨) ચોખા રાંધવા હોય તેટલો વખત

તેની નીચે સારી પેઠે તાપ કરવો જોઇએ, પણ તે જ્યાં ચઢી ગયા અને ફક્ત સીઝાવાનીજ કસર હોય તે વખતે લાકડાં ખેંચી ન લઇએ તો રંધાઇ ગયેલો ભાત બળી જાય. (૩) વળી જુદીજુદી ન્યાતના લોકો પોતપોતાની ન્યાતજાતના ધર્મ પ્રમાણે થોડું થોડું છેટું રાખીને જમવા બેસે તેમાંજ શોભા છે. (૪) તુકારામ કહે છે કે, ક્યારીને ખેડીને તેની ચારે તરફ પાળ બાંધવી; પછી તે ક્યારીને પાણીથી તર કરી દેવી; ત્યાર પછી તેમાં ડાંગેરનું વાવેતર કરવું; વાવેલા અનાજના ફણગા ફૂટવા માંડે એટલે તેમાં નીંદામણ કરીને વાવેતરનું રક્ષણ કરવું અને એમ કરતાં કરતાં છેવટે જ્યારે પાક તૈયાર થાય ત્યારે તેને ગાડામાં ભરીને ઘેર લાવવો અને સાટામાં ભરી રાખવો. (૫)

૨૮૧૨–સ્વરૂપના જ્ઞાનનો તાળો જ્યાં બેસી ગયો એટલે બધું જ શુદ્ધ થઇ જાય છે. પછી ત્યાં કોઈ કોઈની સાથે દુરાગ્રહ કરવા જેવું રહેતું નથી. (૧) જે પ્રાપ્ત કરી લીધું છે તે તો હાથમાંજ હોય છે, એટલે પછી તેને વિષે ચિંતા કરવાનું હોતું નથી અને ત્યાં હર્ષ તથા શોક બેઉનોજ નાશ થઈ જાય છે. (૨) સહજ કારણ આવી મળ્યા પછી તે વ્યક્તિ પોતાની સ્વરૂપસ્થિતિમાં એકલીજ પડી રહે છે અને તેને બોલવાનો પ્રસંગ આવે છે ત્યારે તે એવી રીતે બોલે છે કે, બીજા લોકોનાથી તે જુદી પડી જાય છે. (૩) તુકારામ કહે છે કે, હું મારાં બધાં કર્મો વેગળાં ફેંકી દઇને જૂઠાં લફરાંથી આઘો ને આઘોજ રહું છું. એટલા માટે મને સમાધાનની વાતો ઘણી મીઠી લાગે છે. (૪)

૨૮૧૩–આ વિશ્વને જેણે ઉત્પન્ન કર્યું છે, તેજ મારો પિતા છે અને સૌનો પિતા પણ તેજ છે. (૧) તે જનાર્દનને નાના પ્રકારનાં કર્મ અર્પણ કરી દીધાથી મનને નિરાંત થઈ જાય છે. એવું નહિ

કરવાથી નકામો ભ્રમ ઉત્પન્ન થાય છે અને કર્મબંધનમાં બંધાઇ જવાય છે. (૨) સવ્ય અને અપસવ્ય એવી તેવી કશી કડાકૂટ ન કરતાં, ફક્ત તમામ કર્મ દેવનેજ અર્પણ કરી દેવાં એટલે પત્યું. (૩) તુકારામ કહે છે કે, ઝાડના મૂળમાં પાણી સિંચીએ નહિ અને ડાળીઓ અથવા પાંદડાં ઉપર પાણી છાંટીએ તો તે ઝાડ જેમ સુકાઈ જાય છે, તેમ એક મુખ્ય દેવની સેવા કરવા સિવાયનું બીજું બધું નિરર્થક છે. (૪)

૨૮૧૪-માતાનું પ્રત્યેક કામ પોતાના નાના છોકરાના સુખને માટેજ હોય છે. તે જરૂર પડયે પોતાના છોકરાને માટે પોતાના પ્રાણનું પણ ખુશીથી બલિદાન આપી દે. (૧) હે સંત મહાનુભાવ દેવ! તમારી પ્રીતિ પણ તેવીજ બળવાન છે, એમ જાણીને હું તમારી વિનંતી કરૂં છું. (૨) પોતાના બાળક ઉપરના મોહને લીધે તે માતાનું ચિત્ત સદાકાળ એવું મોહવશ રહે છે કે, તે પોતાના છોકરાને એક ઘડીવારને માટે પણ ભૂલી શકતી નથી. (૩) તુકારામ કહે છે કે, તમે પણ તમારા સેવકોને તે માતાની જેમ પ્રેમનો પાનો પાઇને તેમનું જતન કરો છો. (૪)

૨૮૧૫-અહો દેવ! મારામાં કેટલો બધો અહંકાર ભરાઈ ગયો છે! અને તેને તમે દૂર તો કરી શકતા નથી! (૧) હે પંઢરી-નાથ! આવું કરશો તો તમને પગે લાગવા કોણ આવશે ? (૨) હે દેવ! કૃપા કરવાની બાબતમાં તમે આવા કૃપણ કેમ થાઓ છો? ભક્તોના ઉપર કૃપા કરવા માટે શું તમારે ગાંઠનો ખરચ-મરચ કરવો પડે છે? (૩) તુકારામ કહે છે કે, અમારામાં જે ભેદ-ભાવ છે તે દેવે દૂર કરી દેવો જોઇએ. (૪)

૨૮૧૬-અમારે નામે અપરાધ તો જોઇએ તેટલા જમા થયા છે. એટલા માટે તો હું તમારા આટલા બધા કાલાવાલા

કરી મરૂં છું. નહિતો મારે એવડી શી ગરજ હતી? (૧) હે દેવ, જો તમને ઉદ્ધાર કરતાં આવડતુંજ હોય તો મારો ઉદ્ધાર કરી દો. નહિ તો મારી સેવાનો ભાર તમારા માથા ઉપર છે તેમનો તેમ રહેવા દેજો. (૨) હું મારા શરીરનો ત્યાગ શા માટે કરૂં? કારણ-કે એ શરીર ચાર દિવસને માટે બીજાની પાસેથી માગી આણેલું છે! તેથી કરીને એક દહાડો જેનું તેને પાછું આપવું પડશે, એમ સમજીને હું તેને તોબરો ભરીને ચંદી ખવડાવું છું. (૩) તુકારામ કહે છે કે, હું મારા મનને ઉદાર બનાવીને કશી હઠ ન કરતાં, તમા-રામાં મળી જઈને ઉદારભાવે જીવું છું. (૪)

૨૮૧૭–હે દેવ! ત્યારે મારે આ બધું કષ્ટ નકામુંજ વેઠવું પડે છે. તે વેઠવાનું હવે મારામાં જોર રહ્યું નથી. તોપણ હું તમારા જેવો છેક ક્રિયાનષ્ટ થનાર નથી. (૧) આજના સમયમાં હું કોઈ પણ જાતની છેતરપિંડી કરવાનો નથી. તમારૂં સર્વાંગે પૂજન કરીશ. (૨) તમે મને કાંઈ આપશો એવી હું આશા રાખતોજ નથી. કારણકે હવે હું મારા દેહના પ્રતિ ઉદાસીન ભાવ રાખવા લાગ્યો છું. (૩) તુકારામ કહે છે કે, મારી તમામ ચિંતાઓ દૂર થઈ ગઈ છે તેથી કરીને મારૂં ચિત્ત સદાકાળ સમાધાન-અવ-સ્થામાંજ રહે છે. (૪)

૨૮૧૮–સ્વામીની સત્તા વડે અગાઉથીજ તમામ મર્મ જ્યાં હસ્તગત થઈ ગયા, એટલે પછી ઉપરાઉપરી વિશેષ વિશેષ લાભની પ્રાપ્તિ થયા કરે છે. (૧) હું જે કાંઈ બોલું છું (મારા દેવના પ્રતિ) તે લાડમાં બોલું છું, પણ મારા બોલમાં ખરેખરા મોઢે ચઢાવેલા છોકરાનો ભાવ હોવાથી તેમાં રસની ઉત્પત્તિ થાય છે અને તેથી મારા લાડના બોલ મારાં માબાપને ઘણા ગમે છે. (૨) હું ભાવ-હીન ડાહ્યલો નથી, પણ મેં મારા સ્વામીના મનની સાથે મારા

મનને મેળવી દીધું છે, તેથી કરીને હું તેમના અંતઃકરણની માર્મિક વાતો જાણી જાઉં છું અને મેં તેમને પ્રકટ પણ કરી દીધી છે. (૩) તુકારામ કહે છે કે, હું ખૂબ શ્રમ કરીને કાળની હરેક ક્ષણે મારા મનને જાગૃતાવસ્થામાં રાખું છું અને હવે હું દેવને છોડીને એક ક્ષણવારને માટે પણ તેમનાથી વેગળો રહેનાર નથી. (૪)

૨૮૧૯–મારા ચિત્તની વૃત્તિને એક જગ્યાએ સ્થિર કરી દઈને હું કોળિયે કોળિયે દેવનું સ્મરણ કરતો કરતો ખાઉંપીઉં છું. (૧) હું મારા ચિત્તને વારેઘડીએ જાગૃત ને જાગૃત રાખું છું. કારણકે તેમાં રખેને કોઈ દ્વૈતભાવ ઘૂસી જાય, તેની મને ઘણી દહેશત રહે છે. (૨) માન અને દંભની સાથે સંબંધ રાખનારા અનેક ઉપચારોના વ્યવહારમાં હું ભેરવાઈ પડતો નથી. (૩) તુકારામ કહે છે કે, હું ડાહ્યોડમરો થઈને નારાયણના સ્વરૂપની અંદર લપાઈને બેસી જાઉં છું. (૪)

૨૮૨૦–વૈરાગીઓની પાસે જે જપ કરવાની માળા હોય છે તેના એક એક મણકાના ગર્ભમાં અનેક રત્નોની ખાણ છે એમ જાણવું. એ ખાણ હાથમાં આવી જાય એટલે તેના વડે પોતાના મનમાં જે જે ઇચ્છા હોય તે તે બધી પૂર્ણ કરી લેવી. (૧) જ્યાં આવા પ્રત્યક્ષ લાભની વાત હોય, ત્યાં નકામા તર્કવિતર્કની કડાકૂટમાં પડવાની ગરજ રહેતી નથી. કારણકે પ્રત્યક્ષ અનુભવ વડે ખરું શું અને ખોટું શું તેનો ઝટ લઈને નિકાલ થઈ જાય છે. (૨) જે ઠેકાણે પતરાળીઓ નખાઈ હોય, ત્યાં ગમે તે એક પતરાળીના ઉપર જઈને બેસી જવું અને જે પિરસાય તે નિરાંતે આરોગવું. જમનારાઓમાંથી કોને કઈ વસ્તુની ઇચ્છા છે તે પીરસનારાઓ જાણતા હોય છે. (૩) તુકારામ કહે છે કે, અહીં પાણીની ખોટ હોયજ નહિ, કેમકે જે પાતાળી–ઝરણું ચાલ્યું આવે છે, તે જેમનું તેમ વહ્યાજ કરે છે. (૪)

૨૮૨૧-હે દેવ! જે દીનજનો પ્રતિ કૃપા કરે તેનેજ હું તો સમર્થ કહું છું. આવાં બધાં લક્ષણ મારા સ્વામીનામાં છે. (૧) હું દીન છું, તે તો તમે જાણો છોજ. ત્યારે પછી મારે તમને વિનંતીઓ કરવાનું કારણજ શું? (૨) હે દયાસિંધુ! દીનજનોના ઉપર દયા કરવી એ તમારી મુખ્ય પૂંજી છે. ત્યારે હવે મુજ દીનના ઉપર તમારા કૃપામૃતનું સિંચન કરોને! (૩) તુકારામ કહે છે કે, હે પંઢરપુરનિવાસી દેવ! તમે મારી આશા પૂર્ણ તો કરશોજ, પણ મારો જીવ તો તેમાં ને તેમાંજ સજ્જડ ચોટી રહ્યો છે. (૪)

૨૮૨૨-હે દેવ! હું જે સ્વાભાવિક રીતે બોલ્યે જાઉં છું તેજ મારૂં કવિત્વ છે, એવું જો માની લઈએ તો પછી પ્રેમને લીધે મારામાં જે જીભાળવાપણું છે, તેનો વેગ ઠંડો પડી જાય છે. (૧) કારણકે હું તમને એક બાજુએ કહેતો રહું છું અને તેનો તમારા તરફથી જવાબ તો મને મળતો નથી. આથી મને તો હવે એવું લાગે છે કે તમારો મારા ઉપર ભાવજ નથી. (૨) હું બોલું છું તો ખરો પણ મારી વાણી શરમને લીધે સંકોચાય છે, કારણકે હું કાંઈ મૂળથી મનનશીલ ભક્ત નથી. (૩) તુકારામ કહે છે કે, હે પંઢરપુરના વાસિ! મેં જે જે શ્રમ કર્યો છે, તે તે હજી પણ ફળતો નથી તેનું કારણ શું તે કહો. (૪)

૨૮૨૩-હે પાંડુરંગ! તને કોઇએ લૂંટી લીધો છે કે શું? તારી પોતડીને છેડે બાંધી રાખેલી તારી દોલત તો બધી પરવારી ગઈ હોય એવું દેખાય છે! (૧) તારી પૂંજીને મેં મારા હૃદયરૂપી ઓરડીમાં ભરીને સાચવી રાખી છે અને હું મારા ઘરમાંજ બેઠો છું. આથી કરીને હું મારી પોતાની બાબતમાં ચિંતારહિત થઈ ગયો છું. (૨) આ આખા જગતને તું સાક્ષીરૂપે જોઇ રહ્યો છે ત્યારે તને હવે કહેવા જેવું બાકી શું રહી ગયું છે તે કહે? (૩)

તુકારામ કહે છે કે, હવે તું ક્યાં જવા માગે છે તે મારે જાણી લેવું જોઇએ, કારણકે હવે તારા ઉપર મારી સત્તા જામી ગઈ છે. (૪)

૨૮૨૪–હે દેવ! તમારૂં રક્ષણ કરવામાં મારૂં ચિત્ત એવું પરોવાઈ ગયું છે કે તેથી હું મારૂં હુંપણુંજ તદ્દન ભૂલી બેઠો છું. (૧) હે પાંડુરંગ! એવીજ રીતે જો તારે મને મારી સેવાનો યોગ્ય બદલો આપવો હોય તો તારે પણ તારાપણું કાઢી નાખવું જોઇશે, કારણકે જે જૂઠો વળગાડ છે તેને તો કાઢીજ નાખવો. (૨) તમારી પ્રીતિ મારા ઉપર છે. એમ જાણીને મેં દેહસંબંધનો ત્યાગ કરી નાખ્યો. આવું કરવાને માટે મને લોકોએ નિંદ્યો. (૩) તુકારામ કહે છે કે, જેમ તમારામાં મારો જીવ પરોવાઈ ગયો છે તેમ તમારો જીવ મારામાં પણ પરોવાઈ જવો જોઇએ. (૪)

૨૮૨૫–હે પાંડુરંગ! હે મારાં મા ને બાપ! આખા બ્રહ્માંડમાં એકલો તું ને તુંજ માત્ર ભર્યો છે એવું જ્યારથી મને દેખાયું, ત્યારથી કોઈ દુષ્ટ માણુસ તો મારી નજરેજ પડતો નથી. (૧) આ બાબતને વિષે તમારે કોઈને કશું કહેવું નહિ; કારણકે મારા મનમાંથી બધી ફિકરચિંતા દૂર થઈ જવાથી મારે હવે કોઈનો ભયજ રહ્યો નથી.(૨) આખા વિશ્વનું પાલન કરનાર જે દેવ છે તે મારૂં પણ પાલન કરશે; આવો વિચાર મારા મનમાં વસી ગયો છે. તેમ થવાથી હું મારી સત્તા વડે વર્તન કરૂં છું. (૩) તુકારામ કહે છે કે, હે પાંડુરંગ! મારૂં પાલનપોષણ તમેજ કરો છો. (૪)

૨૮૨૬–હે દેવ! મને કોઈ પણ જાતનો શ્રમ પડેજ નહિ, એટલા માટે તમારા હૃદયમાં મારા પ્રતિ જે કૃપા ઉત્પન્ન થવીજ જોઈએ તે થઈ ગઈ છે. (૧) તમે મારા હિતને વિષેની ઘણી સારી સારી શિખામણો દીધી છે. તમારૂં આજ સુધીનું કર્તવ્ય તમે યોગ્ય રીતે પૂર્ણ કર્યું તે તમે ઘણું સારૂં કર્યું. (૨) હવે હું

મનમાં કોઈનો ભય રાખતો નથી, પણ સૌ લોકોનો ભય તમારા મનમાં છે. (૩) તુકારામ કહે છે કે, ત્યારે હવે જેને જેવો પ્રારબ્ધનો વારસો મળ્યો હોય તેણે તેવો ઉપભોગ કરી લેવો રહ્યો.(૪)

૨૮૨૭–આવા સમયમાં તમારા સિવાય બીજા કોનું સ્મરણ મારે કરવું જોઇએ તેનીજ મને સમજણ પડતી નથી. તેથી કરીને હું તો તમારા ચરણનો આશ્રય લઈને મારો સમય વ્યતીત કરૂં છું. (૧) અરે ઓ વિઠ્ઠલ! તારી વાટ તો હું જોયાજ કરૂં છું, તેથી તારે મારી પાસે જલદી જલદી ચાલ્યા આવવું જોઇએ. તેમ કરવાને બદલે જ્યાં મારો અને તારો મેળાપ થવાનો સંભવજ ન હોય એવી જગ્યાએ તું મને શા માટે મૂકી રાખે છે? (૨) મારા ઉપર કામક્રોધાદિ વિકારોનું ઘણું જોર ચાલે છે અને તેને લીધે મારા જીવને ઘણોજ ત્રાસ થાય છે. મારાં રાત અને દહાડો જાય છે તે, જાણે દુશ્મન હોય એવાં મને લાગે છે. (૩) તુકારામ કહે છે કે, તું જ્યારે મારા મનની ગુફા (અંતઃકરણ)માં તારો વાસો કરીશ ત્યારેજ તારી પણ આ પ્રપંચની જાળમાંથી મુક્તિ થવાની છે. (૪)

૨૮૨૮–હે દેવ! એકની એકજ જગ્યાએ મારૂં ચિત્ત સ્થિર થઇ જાય એવી કૃપા તમે મારા ઉપર કેમ નથી કરતા? (૧) મારા અંતઃકરણની અંદર કોઈ પણ જાતનો સમવિષમ ભાવ પેદાજ ન થાય અને તેથી કરીને ત્યાં શાંતિનું રાજ્ય જામી જાય, એવું જો તમે કરો તો કેવું સારૂં? (૨) હું આ પંચભૂતાદિ વિકારોને લીધે ઘણો દુઃખી થાઉં છું, કારણકે તેઓ તો મને જડભાવનાની અંદર ફેંકી દે એવા છે. (૩) તુકારામ કહે છે કે, મારામાં જે દેહાભિમાન છે તેને તમે નીચોવી કાઢો, એવી આશાએ હું તમારા ચરણને વળગીને બેઠો છું. (૪)

૨૮૨૯–દેવની આગળ કોઈ યાચના કરવા જાય તેને કદી

નિરાશ થઈને પાછું આવવું પડે એવું બનેજ કેમ? પોતાના બાળકના પ્રતિ મા કદી ઉદાસીનવૃત્તિ રાખી શકેજ નહિ. (૧) મારા અંતઃકરણમાં શું શું થઈ રહ્યું છે, તે બધું મારા સ્વામી જાણે છે. ત્યારે હવે મારા જીવને અધીરા બની જવાનું કારણજ શું છે? (૨) કોઈવાર બાળકને રાજી કરતાં માને જરાક વાર પણ લાગે; પણ તે તો જરાક બાળકને પ્રેમથી પજવીને ગમત કરવાને માટેજ વાર લગાડતી હોય છે; પણ તેના અંતઃકરણમાં બાળકના પ્રતિ કદી નિષ્ઠુરતાનો ભાવ તો હોતોજ નથી. (૩) તુકારામ કહે છે કે, તેવીજ રીતે કયે વખતે શું શું કરવું જોઈએ, તે બધું મારા સ્વામી જાણે છેજ, એટલે તેમણે જે યોજના ઘડી રાખી હશે તે પ્રમાણે બધું થયા કરશે. (૪)

**૨૮૩૦**–લાડકવાયું મોઢે ચઢાવેલું છોકરૂં કોઈવાર માને નહિ કહેવા જેવા કઠોર બોલ સંભળાવે, તો તેથી માના જીવને તો ઊલટું સુખ થાય છે; પણ તેથી કરીને તે છોકરાને ઝટ લઈને કેડે બેસાડી દે એવું ન પણ બને. (૧) તે કોઈ વાર છોકરાને રડવા પણ દે છે; એ પણ પ્રેમની મજા ચાખવાની એક રીત છે. મારા દેવ મારી સાથે પણ એવી રીતે પ્રેમવિનોદ કરે છે કે શું? (૨) કોઇ વાર છોકરાને ભૂલથાપ ખવડાવીને મા સંતાઈ જાય છે; પણ તેથી કરીને એવું તો નજ સમજી લેવું કે, બાળકના ઉપર તેનો પ્રેમ ઘટી ગયો છે. (૩) તુકારામ કહે છે કે, કોઈ કોઈ વાર તો મા મોઢામાંથી જુદા-જુદા પ્રકારના અવાજ કરીને છોકરાને બિવડાવે પણ છે. પણ તે છોકરૂં જ્યારે બીને રડું રડું થઈ જાય છે, ત્યારે મા તેને એકદમ ઊંચકી લઈને પ્રેમભર્યા શબ્દો કહીને તેને સાંત્વન આપે છે. (૪)

**૨૮૩૧**–પ્રેમની લડાઇમાં કશી સચ્ચાઈ હોતી નથી, પણ તેમાં ફક્ત કઠોર શબ્દોનીજ આપલે થાય છે. (૧) પિતા અને પુત્ર

બેઉ કદાચ જરાક પ્રેમકલહ કરે, તોપણ તેમના જીવ જુદા થતા નથી. બેઉના જીવ એક હોવાથી જો કદાચ પુત્રના જીવને દુઃખ થાય તો તેથી તેના પિતાને પણ દુઃખ થાય છે. (૨) માયાનાં આવાં પ્રેમબંધન કાંઇ તોડયાં તૂટે ખરાં કે ? નજ તૂટે. તેમની વચ્ચે કદી વિષમભાવ ઉત્પન્ન થતોજ નથી. (૩) તુકારામ કહે છે કે, હું કરુણ શબ્દો વડે પોકાર કરતો રહું છું. વિશ્વનું પાલન કરનાર જે દેવ છે, તે મારી પાસે આવી પહોંચશે અને મને દર્શન દેશે. (૪)

૨૮૩૨–ઓ મારા મન ! હવે તું અનેક જાતની પ્રાપંચિક ઉપાધિઓનાં દુઃખ વહોરી લઇને મને સંતાપીશ નહિ. (૧) તું જે જે પુણ્યોના સંકલ્પ કરીશ તે તે પણ એક જાતનાં પાતક સમાનજ નીવડશે. (૨) તેનાથી પરિણામે ભય પેદા થશે અને તેથી મારા જીવને ઘણો ત્રાસ વેઠવો પડશે. (૩) તુકારામ કહે છે કે, એટલા માટે હવે દેવની ઇચ્છા પ્રમાણે જે કાંઇ થાય તે સહન કરવું અને શાંતિથી જોયા કરવું. (૪)

૨૮૩૩–પ્રથમ જમીનમાં બીજનું વાવેતર કરવું, પછી તેના ઉપર પાણી સિંચીને તેનું જતન કરવું, પછી ઈશ્વરના ઉપર ભરોસો રાખીને જે ફળ હાથ લાગે તે લઈ લેવું. આવું ન કરતાં જે કોઈ ફળની આશા રાખીનેજ ફક્ત ઈશ્વરના કાલાવાલાજ કર્યા કરે તે આખરે ઠગાશે અને કશુંજ નહિ પામે. (૧) આ દેહ-રૂપી સ્થાન ઘણી ઘણી અડચણોથી ભરેલું છે, પણ તે છતાં એ સ્થાનની ખૂબી એવી છે કે, અહીં જે કાંઈ ફસલ પકવવા ધારીએ તે પકવી શકાય છે. આમ છતાં જે કોઈ સંકોચવૃત્તિ રાખીને પડી રહેશે, તે પોતાની જીવદશાને જાળવી રાખે છે એમ સમ-જવું. (૨) પોતાની પાસેનું ધન ભોંયમાં ખાડો ખોદી દાટી મૂકીને રાંડીરાંડ કે બાયલાની માફક તુચ્છ બુદ્ધિવાળા લોકો પેટ ભરી

છૂટે છે અને છતે પૈસે ભિખારીવેડા કરે છે, તેમ ક્ષુદ્ર લોકો પોતાની પાસેજ સ્વસ્વરૂપનું સુખ હોવા છતાં અજ્ઞાનને લીધે ભ્રાન્તિમાં પડીને દુઃખ વેઠે છે. (૩) તુકારામ કહે છે કે, જે માણુસને દિશાનો ભ્રમ થયો હોય છે તે અવળે રસ્તે ચઢી જાય છે. હું જે કહું છું તે મારા બોલ ચોખ્ખા, નિર્ણયાત્મક અને સ્વાનુભવમાંથી તારવી કાઢેલા છે. (૪)

**૨૮૩૪**–હે પાંડુરંગ! આજ સુધીમાં મેં જે કાંઈ કહ્યું તે બધો મારો વખત મેં નકામોજ ગુમાવ્યો. હવે મારે તમારી કયી વિનંતિ કરવાની બાકી રહી ગઇ છે, તે કહો તો હું તે પણ કરી છૂટું. (૧) તમે મને વિસારી મૂક્યો, ત્યારે હવે મારે નામરૂપાત્મક લૌકિક વ્યવહારની સાથે લેવાદેવા પણ શી છે? કારણકે તમે મારો આદર કરતા નથી અને મને સંદેશો પણ કહાવતા નથી. (૨) તું મારો માબાપ છે, એમ સમજીને હું લાડ કરતો કરતો તારી પાસે આવવા ગયો, પણ તું તો આખા જગતમાં સર્વવ્યાપક બની ગયો અને તારૂં આપ્તપણું દર્શાવીને બેસી રહ્યો. (૩) તુકારામ કહે છે કે, હવે તો હું મારા બેઉ હાથ જોડીને સ્થળે સ્થળે તને દંડવત્ પ્રણામ કરતો રહું છું. (૪)

**૨૮૩૫** – હે દેવ! હું મારા મનમાં ખૂબ ઉમળકો આણીને તારી સાથે લાડ કરવા ગયો, પણ મને જે પ્રેમભક્તિની ભૂખ લાગી છે તે તારાથી પૂર્ણ કરાતી નથી. (૧) ઓ દેવ! મારો જીવ મોટી મોટી આશાઓ બાંધી બેઠો છે અને તે પૂર્ણ ન થવાથી મારા મનને અતિ સંતાપ થયા કરે છે. (૨) વેઠે પકડાયેલા મજૂરની જેમ મારાં પણ બધાંજ કામ નિષ્ફળ ગયાં દેખાય છે. આથી કરીને હું મારા મનથી કુંઠિત બની જઇને જ્યાં છું ત્યાંનો ત્યાંજ ટાઢોટપ થઇને બેસી રહ્યો છું. (૩) તુકારામ કહે છે કે, તમે તો મારો અંગી-

કાર કરતા નથી. તેનું કારણ બીજું કાંઈજ નહિ પણ એજ કે, મારાં પાપ ઘણાં પ્રબળ થઈ ગયાં છે અને તેથી કરીને મને તમારો મેળાપ થતો નથી. (૪)

૨૮૩૬–ખરેખરી પ્રીતિના તનમનાટનું મૂળ ઝરણ અનોખું-જ હોય છે. (૧) મા પોતાના છોકરાને જરા પણ રડવા દેતી નથી. છોકરાના શરીરને જરા જેટલું દુઃખ થાય તોપણ તેની માના જીવને ધીરજ રહેતી નથી. (૨) ઉપર ઉપરથી મોઢે બોલવા પૂરતો જે મોહ હોય છે તે તો જૂઠો અને પોકળજ હોય છે. (૩) તુકારામ કહે છે કે, હું તો આ બધું જાણું છું અને જાણીજોઈને છોકરવાદી કરૂં છું; લોકોના જેવો હું કાંઇ મૂર્ખ નથી. (૪)

૨૮૩૭–હે વિઠ્ઠલ ! હવે મારે બીજું કશુંજ કરવું નથી. (૧) મોઢેથી 'દંડવત્,' એવો એક શબ્દજ બોલવો અને તે ઉપરાંત બીજું કાંઈ બોલવુંજ નહિ. (૨) જુદાંજુદાં સાધનોની પાછળ હું ક્યાં સુધી દોડતો ફરૂં ? (૩) તુકારામ કહે છે કે, મેં તો તમોગુણને બાળી મૂકીને સાત્ત્વિક વૃત્તિઓનો અંગીકાર કર્યો છે. (૪)

૨૮૩૮–હે દેવ ! તમને કઈ કઈ વાતમાં સમજણ નથી પડતી તે કહી નાખો, એટલે પછી હું ગમે તેમ કરીને તમારી પાસે આવીને તમારા કાલાવાલા કરીને તમને રીઝવવાનો ઠરાવ કરૂં. (૧) તમે તમારી સત્તા વડે અમારી વાણીને જેવી સ્થિતિમાં ગોઠવી રાખી છે, તેવી સ્થિતિમાં તે તમારી આજ્ઞા મુજબ બોલે છે. (૨) તમારી કૃપા એક વારની મારા ઉપર થઇ જાય, તો પછી તમારા અંગની સંગતિ મારે ન જોઇએ. કારણકે પોતાને થયેલા અધ્યાસ વડે બધું આનંદરૂપ ભાસે છે. (૩) તુકારામ કહે છે કે, અગાઉ મેં તમને જે જે કહેલું તે તે બધું નકામું જાણજો. હવેથી તો આવોજ દૃઢ નિશ્ચય મેં કરી રાખ્યો છે. (૪)

**૨૮૩૯**–માબાપથી છોકરાના મનના કોડ પૂરા કરાય નહિ એ વાત ખરી કે ખોટી? (૧) જે વખતે જે થવાનું નિર્માણ થયું હશે તે બિના તે વખતે બની રહેશેજ. આવું હોવા છતાં જે કોઇ નકામું જોર મારવા જશે, તેનો આગ્રહ તેના મનમાં ને મનમાંજ રહી જશે. (૨) સર્વોત્તમ શ્રીહરિ બધુંજ જાણતા હોય છે. તેથી કરીને બહુ તો એક વાર તેમની આગળ આપણી થોડીક હકીકત કહી નાખવી.(૩)તુકારામ કહે છે કે, હે દેવ! અમારીજે ગુહ્ય વાતો હતી તે બધી અમે તને કહી દીધી. હવે એ બાબતની ચિંતા કરવાનું કામ તારૂં છે. (૪)

**૨૮૪૦**–આ શરીર એ ઘણીજ ગંદી વસ્તુ છે, તેથી કરીને મને તો હવે તેના ઉપર ઘણીજ સૂગ આવે છે અને મનમાં એવું થાય છે કે, આજ પછી આવા દેહને ધારણ કરવાની બલામાંથી હું છૂટો થઈ જાઉં તો કેવું સારૂં? (૧) આ દેહની સંગતિ કરીને મારે કેટલી વાર ફરી ફરીને જન્મ ધારણ કરવાનો કલેશ વેઠવો? તેટલા માટેજ મેં તે દેહની સાથેનો સંબંધ તોડી નાખીને વિઠોબાની સંગત કરવા માંડી છે. (૨) ત્યારે હવે એ દેહનો ભાવજ કોણ પૂછે છે? એનું જેમ થવાનું હો તેમ થાઓ. (૩) તુકારામ કહે છે કે, મેં આ દેહનો ત્યાગ કર્યો તે ઘણુંજ સારૂં કર્યું છે. હવે કોણ હરામખોર હોય તે પાછાં પગલાં કરે? (૪)

**૨૮૪૧**–ફલાણો આવો છે, ત્યારે બીજો કહે છે કે તે પણ તેવોજ છે. આવું કહેનારા બેઉ જણા ગાંડા અને અવિચારી છે. (૧) દેહાભિમાનના ધક્કામુક્કા ખાઈને સૌ પ્રાણી કષ્ટ પામે છે. (૨) એ દેહાભિમાનયુક્ત રહીને જીવનારા લોકોમાં ધૈર્ય, શાંતિ અને નિર્મળતા એ ત્રણમાંથી એક પણ ગુણ હોતો નથી. એવા જીવો કેવળ નિર્બળજ હોય છે. (૩) તુકારામ કહે છે કે, આ બધા લો-

કો ત્રિવિધ તાપના આધણમાં ઊકળ્યાજ કરે છે અને તે તમાશો હું આઘો ઊભો ઊભો જોયા કરૂં છું. (૪)

૨૮૪૨–પોતાનું હિત શામાં છે, તે ચિત્ત જાણે છે; કારણકે કયી વાત યોગ્ય છે તે ચિત્ત સમજી શકે છે. (૧) બાહ્ય ઢોંગ વગેરેને તે ઉઘાડા પાડી દે છે. ખરેખરૂં અમલી કામ કરવાથીજ કોઇ પણ કાર્યમાં તેના ખરા અર્થમાં સિદ્ધ થાય છે. (૨) હલકી ધાતુના દાગીનાને ભઠ્ઠીમાં નાખીને તેની ઢાળકી પાડીએ અને તે ઢાળકીને કસોટી ઉપર ચઢાવી જોઇએ, તો તેનો કસ જેવો જોઇએ તેવો નહિ ઊતરે. (૩) તુકારામ કહે છે કે, સાચવીને રાખી મૂકેલી વસ્તુ આગળ જતાં ખરેખરી કામ આવી જાય છે. (૪)

૨૮૪૩–હવે તમને આવો ઉત્તમ મનુષ્યદેહ ભજન કરવાને સારૂ આપ્યો છે. એ નરદેહના સંબંધમાં એવું પણ થાય છે કે, જેનાથી તેનો સર્વનાશ થઈ જાય એવા રસ્તા પણ તેને સારૂં ખુલ્લા પડ્યા છે. (૧) માનપ્રતિષ્ઠા હમેશાં ઉપરનાં ઉપરજ મૂકી રાખેલાં છે. પણ અહંકારના યોગને લીધે તેમના ઉપર નજર પડતી નથી અને તે આંખે દેખાતાં નથી. (૨) હું હરિનો દાસ છું, એવું કહેવાને સારૂ જીભ ઊપડતી નથી અને નકામા બકવાટની દુર્ગંધ ફેલાયા કરે છે. (૩) તુકારામ કહે છે કે, સ્નાન કરીને નિર્મળ થવા માટે તમે તમારી આભડછેટને ક્યાં મૂકી આવશો ? (૪)

૨૮૪૪–હવે અમારે કરવું શું ? છોકરાઓને દેવમંદિરમાં જવાનો રસ લાગ્યો છે. એક વિઠ્ઠલના નામ સિવાય તેમને બીજું ગમે તે કહીએ, તો તેઓ ધ્યાનમાં લેતા નથી અને કાને સાંભળતા પણ નથી. (૧) ઘરનો કામધંધો કરતા નથી અને બધો વખત ઉદાસીનવૃત્તિ ધારણ કરીને બેસી રહે છે. (૨) અમારા કુળમાં આવા તો કોઇજ પાક્યા નથી. આજ એક ખરેખરા ગાંડા પેદા

થયા છે. લોકવ્યવહારની મર્યાદાઓને તો તેઓ માનતા નથી. આથી કરીને તેઓ અમારા પોતાના હોવા છતાં જાણે પરાયા હોય એવા થઈ ગયા છે. અથવા જેને અમે અમારૂં કહીએ તેને એ લોકો પારકું માનતા થઈ ગયા છે. (૩-૪-૫) તુકારામ કહે છે કે, ઉપર કહ્યા તેવા શબ્દો બોલનારાઓનું કહેણુ કાને સાંભળવાથી પણ નરકે જવું પડે છે. (૬)

**૨૮૪૫**-આપણા કારણના ઉપર નજર જાય એટલે હૃદયમાં શંકા ઉત્પન્ન થાયજ નહિ. (૧) ખરેખરો શૂરવીર માણસ તો રણ-મેદાનમાંજ શોભે છે અને જો ત્યાંજ તેનું મરણ નીપજે તો તેથી તેને સંતોષ થાય છે. (૨) ફક્ત મનમાં ખરેખરી ધગશ હોવી જોઈએ. જો મનમાં સાચી ધગશ હોય તો સામર્થ્ય તો આવી મળે. સામર્થ્યની ઊણપ રહેજ નહિ. (૩) તુકારામ કહે છે કે, જો મનજ ખરેખરૂં ઉદાર બની જાય તો કયી વાતનો અભાવ રહે? (૪)

**૨૮૪૬**-જનરંજન કરનારાઓ બીજાઓના બોલ ઉછીના લઈને બોલે છે તેવા મારા શબ્દો પોકળ નથી. (૧) સૌથી અલિપ્ત રહેવાનો અભ્યાસ કરીને મેળવેલા જાતિઅનુભવના એ ઉદ્ગાર છે. એ કાંઈ ઉપર ઉપરના પોકળ શબ્દોજ નથી. (૨) તેમના તરફ શ્રોતાઓ-ના મનમાં સાચી રુચિ હોવી જોઈએ. જો આટલું એકજ વાનું હોય તો પછી સંકોચ શાનો હોય? (૩) તુકારામ કહે છે કે, લજ્જાયુક્ત માણસને કોણ ઇચ્છે? (૪)

**૨૮૪૭**-હે દેવ! હું તમારે વિષે જેમજેમ ચિંતન કરતો રહીશ તેમતેમ મારી ગર્ભવાસની પીડા દૂર થશે; પણ જો હું ખોટાની સંગતિ કરીશ તો ઊલટા મને વધારે દોષ લાગુ પડી જશે. (૧) એટલા વાસ્તે મારી હાલ જેવી સ્થિતિ છે, તેવીને તેવીજ ભલે રહે. મારા હૃદયમાં નિરંતર અનુતાપ થતોજ રહે અને આ મારૂં

અને આ પરાયું એવો ભાવ નષ્ટ થઇ જાય. (૨) જાગી ઊઠ્યા પછી સ્વપ્ન શી રીતે રહે? અને જ્યાં સ્વપ્ન ઊડી ગયું એટલે સ્વપ્નમાં સાંભળેલા દુઃખદાયક શબ્દોને સંભારીને જાગી ઊઠ્યા પછી શા માટે દુઃખી થવું જોઇએ ? (૩) તુકારામ કહે છે કે, પાણીમાં પડેલા પ્રતિબિંબના ઉપર ખીજવાઇને વાંદરો કૂવામાં ભૂસકો મારે તો તેને શું મળવાનું હતું? ઊલટું તેનું માથું, ગરદન અને હાડકાંપાંસળાં ભાગી જાય એટલુંજ થાય. (૪)

૨૮૪૮–હું તો ગુણનોજ સંગ્રહ કરૂં છું. એ સિવાય બીજા ઉપર હું નજર પણ નથી કરતો. (૧) કેટલાક જીવ અનેક પ્રકારના કુછંદમાં પડી જઇને આડે રસ્તે ચઢી જાય છે અને તેથી કરીને તેઓ બધા દુઃખી થાય છે. (૨) સંતપુરુષોની સંગતિમાંજ રહેવું એવો મેં તો મારે સારૂ નિયમ કરી લીધો છે. (૩) તુકારામ કહે છે કે, બાકીના બીજા બધાનો તમાશો મારી લીલા વડે જોઉં છું અને ખુશ થાઉં છું. (૪)

૨૮૪૯–હું જે શબ્દો શીખ્યો છું તેનુંજ જ્ઞાન પ્રગટ કરૂં છું. આરસીની અંદર જે રૂપિયાનું પ્રતિબિંબ દેખાય છે, તે દેખાવ માત્રજ છે. તેને ખરો રૂપિયો કહેવાય નહિ. (૧) ખરેખરો અનુભવ મને કોઇ દહાડો ભવિષ્યમાં આવી મળશે, પણ અત્યારે તો તેને લીધેજ મારા ઉપર ઘણું વીતે છે. (૨) ગાવું, નાચવું વગેરે શરીરના ધર્મ હું બજાવું છું, પણ નામનું બીજ જે ખરેખરૂં સાધન છે તેનું દાન તો હે દેવ! તુંજ કરી શકે છે.(૩) તુકારામ કહે છે કે, મારાથી હવે વિલંબ સહન થતો નથી. મને આપવુંજ છે; એટલે જો તમે મન પર લો તો તમારી પાસે શું નથી ? તમારે તો બધુંજ સિદ્ધ છે અને બધુંજ તમારે સ્વાધીન છે. (૪)

૨૮૫૦–પોપટને જેવું ભણાવીએ તેવું તે બોલે છે, પણ પોતે

શું બોલે છે તેનો અર્થ તે સમજતો હોતો નથી. (૧) સ્વપ્નમાં કોઈ રાજૈશ્વર્યનું સુખ ભોગવે, પણ તેથી તે ખરેખરો રાજા થઈ શકતો નથી. પારમાર્થિક વિષયનો મારો અનુભવ પણ તેવોજ છે. (૨) ગમે તેમ કરીને મેં મારી જીભને કવિત્વના અલંકાર તો પહેરાવી દીધા, પણ તેથી કરીને મારી અને શ્રીહરિના ચરણની વચ્ચે છેટું પડી ગયું. (૩) આરસીમાં જે રૂપિયાનું પ્રતિબિંબ પડે છે તે ખરા રૂપિયાના જેવુંજ દેખાય છે, પણ હાથમાં લેવા જઈએ અથવા ધોતિયાને છેડે બાંધી લેવા જઈએ તો કાંઈજ ન વળે. (૪) એવા રૂપિયાની આશા રાખવી એટલે મનમાં ખોટી લાલચને વશ થઈને બેસી રહેવું એવો તેનો અર્થ થાય. તેવીજ રીતે હે દેવ! મને પણ તમે ફસાવી મારતા લાગો છો. મારે મોઢેથી તમે રસપૂર્ણ કાવ્યો બોલાવો છો તેની પુરાણો પણ સાક્ષી પૂરે છે. (૫–૬) તુકારામ કહે છે કે, ગોવાળિયો લોકોની ગાયો સાચવે છે અને 'આ મારી ગાયો છે' એવું કહે પણ છે. પણ તે છતાં તેને એ ગાયોથી કશો લાભ થાય છે ખરો? નહિજ. (૭)

**૨૮૫૧**–હે દેવ! તમારૂં દર્શન કર્યાથી જે અનુભવ મળે છે તે તો મને હજી મળ્યો નથી. મેં તો જે મારે કાને સાંભળ્યું છે તેજ હું મારે મોઢેથી બોલું છું. (૧) પણ મોઢેથી પૂરી, માલપૂડા વગેરે ખાદ્યપદાર્થોનાં નામ ગણાવી જઈએ તેથી શું તે વસ્તુઓ ખાવાનો અનુભવ મળે ખરો કે? (૨) ઓ મારા દાતાર! હે દેવ! મારા હૃદયની તાલાવેલી હજી ખરી રીતે શમીજ નથી–શમીજ નથી. અરે હરિહર! તમે મને શા સારૂ ફસાવી માર્યો? (૩) ધારો કે, કોઈ મને કાગળપત્રમાં કુશળસમાચાર પુછાવે, પણ જ્યારે તેને પ્રત્યક્ષ મળવાનો વખત આવે, ત્યારે 'અહીંથી ચાલતા થાઓ' એવું કહીને મારો અનાદર કરે, તો તેને માટે મારા મનમાં માન કેવી રીતે રહે? (૪) જેવું અંદર તેવુંજ બહાર શા માટે ન હોય?

ઓ દેવ! હું જાણે કોઇ પરાયો હોઉં એવું તમે મારી સાથે વર્તન કરો છો. (૫) કોઈ માણસ પાણીમાં ડૂબી મરતો હોય ત્યારે હમણાં હું તને પાણીની બહાર કાઢું છું, એવું કહીને તેના મનમાં જીવવાની આશા ઉત્પન્ન કર્યા પછી તેને બચાવવો નહિ અને ડૂબી મરવા દેવો, એ શું સારૂં કહેવાય? (૬) તુકારામ કહે છે કે, હે ચતુરશિરોમણિ દેવ! ક્યાં તમારૂં સામર્થ્ય અને ક્યાં મારા જેવા ગરીબના બોલ? તમારા સામર્થ્ય આગળ મારી દીન વાણીની કિંમત કેટલી? (૭)

**૨૮૫૨**–હે દેવ! તમે જો અમારૂં કલ્યાણ કરવા તૈયાર થયા-જ હો ત્યારે તો તે કરીજ નાખો. મારા મનમાં જેવી ઈચ્છા છે તેવું મને તમારા કૃપાપ્રસાદનું દાન દેવું પડશે. (૧) એક વાર જે બાબતનો મનમાં સંકલ્પ કર્યો તેનો વિકલ્પ કરવાનું કોણે કહ્યું છે? હે દેવ! તમે બધાંનાં પાપપુણ્યની હકીકત જાણો છો. (૨) તમે ઉદાર છો એવી તમારી મોટાઇની કીર્તિ આખા ભૂમંડળમાં ગાજી રહી છે. (૩) તુકારામ કહે છે કે, હે રૂકમાઈના સ્વામિ! ત્યારે હવે મારા એકલાને માટે શા સારૂં મન સાંકડું કરો છો? (૪)

**૨૮૫૩**–હે પુરુષોત્તમ! તમને મારે કોની ઉપમા આપવી? (૧) કારણકે મારે તમને નિરંતર હાંકો મારવી પડે છે અને મને તેટલી બુદ્ધિની અનુકૂળતા છે નહિ, તેથી મને ઘણી વાર ભાન રહેતું નથી. (૨) હે હરિ! તમને જાગૃત રાખીએ છીએ ત્યારેજ તમે વ્યક્તદશામાં આવો છો. (૩) તુકારામ કહે છે કે, હે દેવ! તમારે મન તો રોજ રોજ નવીન દિવસ ઊગે છે. (૪)

**૨૮૫૪**–દહીં વલોવનાર માણસ તેના સારભૂત માખણનો ઉપભોગ કરવાને હકદાર થાય છે અને બાકીની છાસ બીજા લોકોને આપી દેવાના કામમાં આવે છે. (૧) કોઈ પણ વસ્તુને મહે-

નત કરીને પ્રાપ્ત કરવી એજ સરસ છે. આવો જેને અનુભવ થયો હોય તેજ એની મજાને જાણે છે. (૨) જાતે રસોઈ કરવી નહિ અને જે તે વસ્તુને માટે મનમાં ઇચ્છા રાખવી, એ શા કામનું? (૩) તુકારામ કહે છે કે, પંગતમાં બેઠેલા લોકોને જે જે વસ્તુ ભાવતી હોય છે તે તે હું તેમને પીરસતો રહું છું. (૪)

**૨૮૫૫**–હરિનામસ્મરણની કમાણીનો લાભ હરઘડીએ થયાજ કરે છે. (૧) હે દેવ! તમે મારા અંતઃકરણમાં વાસ કરો અને મને નિશ્ચયપૂર્વક તમારા સ્વરૂપના ચિંતનની બાબતમાં સદા જાગૃત રાખજો. (૨) મારૂં મન જ્યાંજ્યાં ભટકવા જાય ત્યાંત્યાં તમે તમારૂં સુદર્શનચક્ર આડું ધરીને તેને સ્થિર કરજો. (૩) તુકારામ કહે છે કે, આટલું જો તમે કરશો તો હું લાજશરમ છોડી દઈને આનંદ-પૂર્વક નાચવા મંડી જઈશ. (૪)

**૨૮૫૬**–મારા હૈયાની હોંસ પૂરી થતી નથી; કારણકે મારા મનમાં જે પ્રીતિ ઘર કરી રહી છે તે બહાર પ્રકટ થતી નથી. (૧) જેમ માતા અને તેના નાના બાળકની વચ્ચે રોજ નવીનવી પ્રીતિનો ઉદય થતો જાય છે તેવું મારૂં પણ છે. (૨) માદીકરો એકબીજાને મળે છે તે તો જાણે આનંદજ આનંદને મળે છે, એમ સમજવું. પોતાના પેટનું બાળક માને કેટલું વહાલું હોય છે તે માજ જાણે છે. (૩) તુકારામ કહે છે કે, એવાજ બ્રહ્માનંદનો ઉપભોગ કરવાને વાસ્તે સંતોનો સમુદાય દેવના ચરણ આગળ ભેગો થાય છે. (૪)

**૨૮૫૭**–હું તમારા પગની સાથે સજ્જડ વળગી ગયો છું, તે શું હું છૂટો થવાનો હતો? ના, ના, કદી નહિ. (૧) હે સંતો! ગંગાનો પ્રવાહ જેમ સ્વાભાવિક રીતે વહ્યો જાય છે તેવી રીતે તમારી કૃપા પણ મારા પ્રતિ વહેતી આવે છે. (૨) ઓ મારાં મા ને બાપ! તમે મને ત્રિવિધ તાપમાંથી છોડાવીને મારૂં રક્ષણ કર્યું

છે. (૩) તુકારામ કહે છે કે, તમે મને તમારા પ્રેમથી ભરેલો પાનો પિવડાવ્યો ત્યારથી મારા જીવને તૃપ્તિ થઈ ગઈ છે. આ વિષયનું વર્ણન કરવાને માટે મારી વાણી પૂરતી નથી. એટલા માટે હું મૌન ધારણ કરીને બેસી રહ્યો છું. (૪)

**૨૮૫૮**–કળિકાળના ઉપર મારૂં જોર ચાલે છે એવા બોલ તો હું બોલું છું. (૧) પણ હું નઠારામાં નઠારો માણસ છું; કારણકે દેવ અને મારી વચ્ચે આંતરો પડી જવાથી હું કાળા મોઢાનો થઇ ગયો છું. (૨) હું દેવનો દાસ છું એવું હું મોઢેથી કહું છું અને તે મારો અંગીકાર કરશે એવા વિશ્વાસથી હું જીવું છું. (૩) તુકારામ કહે છે કે, લોકોના ઉપર મારી મોટાઈની છાપ બેસાડીને ખૂબ માનપ્રતિષ્ઠાનો લાભ મેળવવો, એવી મારી ઇચ્છા હતી; તેથી કરીને દેવ મારાથી છેટા થઇ ગયા છે. (૪)

**૨૮૫૯**–હે પાંડુરંગ! સમર્થની સેવા કરનારને કોઈ પણ કારણસર હાનિ થાયજ નહિ, એટલા માટે તમારે મને આખર લગી પજવવો નહિ. (૧) જેવી તમારી સદાની નીતિ છે તે પ્રમાણે આ બાબતનો સારી રીતે વિચાર કર્યા પછી તમે મારા અંતઃકરણ-માં આવીને વસી જજો, (૨) જ્યારે તમે મને આવો ફૂટેલા કપા-ળનોજ ઘડ્યો અને આવો કમનસીબ રાખ્યો તેથી મને અતિશય ભય પેદા થાય છે અને ચિત્તમાં સુખદુઃખની લાગણી ઉત્પન્ન થાય છે. (૩) તુકારામ કહે છે કે, મને તો તમારા દર્શનની ગરજ છે; મારી આટલી ઇચ્છા જો તમે પૂર્ણ કરશો તો તમારી સુંદર કીર્તિ મારા સમજવામાં આવી જશે. (૪)

**૨૮૬૦**–આજ સુધી મેં ઘણીય ધીરજ રાખી જોઇ, પણ ઓ વિઠ્ઠલ ! તું મારી વાતના ઉપર જરા પણ લક્ષ આપતો નથી. (૧) હવે તો તું મને તારી પાસે ખેંચી લે અને મારૂં અને તારૂં

પૂરેપૂરૂં ઐક્ય કરી દે. (૨) હું હવે મારા જીવ ઉપર આવી જઇને તારી આગળ ઊભો રહ્યો છું. (૩) તુકારામ કહે છે કે, હે સંતજનો ! તમે પણ પંઢરીનાથને આવી વિનંતી કરતા જાઓ. (૪)

૨૮૬૧–દુર્જનોની સાથે કદી મૈત્રી કરવી નહિ, તેમનો સંસર્ગ પણ કરવો નહિ; કારણકે તેમ કરવાથી વારેઘડીએ ચિત્તનો ભંગ થયા કરે છે. (૧) સાપ ડાહ્યોડમરો થઇને બેઠો હોય પણ તેનું આવું શાંતરૂપ સારૂં છે એવું માની લેવું નહિ. તેને જરાક છંછેડી જુઓ; એટલે તરતજ તે સળવળશે અને તમને કરડવા ધાશે. (૨) તુકારામ કહે છે કે, દુર્જનોને તો હમેશાં પોતાની પાસેથી આઘા ને આઘાજ રાખવા અને તેમની સાથે બોલવાનો પ્રસંગ પણ ન આવે એવું કરવું. (૩)

૨૮૬૨–ઓ મારા દાતાર ! ઓ કૃપાના સાગર ! તું મને અભયદાન દે. (૧) મેં મારો દેહભાવ તારા ચરણ આગળ સમર્પિત કરી દીધો છે. એ સિવાય હું બીજું કશું જાણતો પણ નથી. (૨) હું સેવાહીન, ભક્તિહીન, મૂર્ખ અને પતિત છું. એટલે હવે મારૂં કલ્યાણ તો તારા ચરણોમાંજ રહેલું છે. (૩) તુકારામ કહે છે કે, હે દેવ ! તારૂં નામ દીનાનાથ છે. એ નામ પ્રમાણે તું મને મારા પાપોમાંથી છોડાવીને તારા નામને યોગ્ય કામ કર. (૪)

૨૮૬૩–તારી કૃપાનું પાન કરવા માટે મારો જીવ તૃષાતુર થઈ ગયો છે, ત્યારે હવે તું મારા ઉપર તારી કૃપાની વૃષ્ટિ કરી દેને. (૧) તું કે જે ચિદાકાશરૂપ છે તેને હું જોઉં છું. હે જગદીશ ! તું પણ એ વાત જાણે છે. (૨) જળના સંયોગને લીધે વૃક્ષના નાનાનાના અંકુર વધીને મોટા થતા જાય છે. (૩) તુકારામ કહે છે કે, તારા ચરણકમળની પ્રાપ્તિ એજ સર્વ સાધન-ભજનનું ફળ છે. (૪)

૨૮૬૪–અલ્યા ભાઈ ! તું એવી રીતની ત્વરા કર કે જેથી

કરીને તારૂં ચિત્ત શ્રીહરિના ચરણમાં ચોટી જાય. (૧) જો તું આટલુંજ કરીશ તો મારા માબાપ શ્રીહરિ તારા સર્વ સંતાપને હરી લેશે. (૨) નાના પ્રકારના મતમતાંતરમાં તું તારા જીવને ગૂંચવી મારતો નહિ. (૩) તુકારામ કહે છે કે, શ્રીહરિ એવા છે કે તેમના તમે જ્યાં કાલાવાલા કર્યા અને તમારા દયા ઉપજાવે એવા શબ્દ તેમને કાને ગયા, એટલે તેમનું મન તેમના કાબૂમાં રહેતું નથી અર્થાત્ તે પોતાના ભક્તોની પાસે સત્વર દોડી આવે છે. (૪)

૨૮૬૫–નારાયણની એકવિધ અને એકનિષ્ઠ રીતે ઉપાસના કરવી કારણકે તેમને વિષમભાવનો બહુ કંટાળો છે. કહેવાનું તાત્પર્ય એ છે કે, તેમના વિષેની તમારી ભાવનામાં જરા પણ ફેરફાર થવા દેવો નહિ. (૧) એ સિવાય બાકીની બધી સારહીન બાબતોનો ત્યાગ કરવો, વિક્ષેપનો નાશ કરવો અને તદ્દન એકાકી વાસ કરીને આનંદકંદ શ્રીહરિની અંદર અનન્ય ભાવ ધારણ કરીને એકાંતમાં રહેવું. (૨) જેમ નિશાન મારનાર પુરુષ લક્ષ્યવેધ કરવાને માટે દૃષ્ટિ, બાણની અણી અને વીંધવાની વસ્તુ એ ત્રણને સમાન રેખા ઉપર લાવીને પૂર્ણ એકાગ્રતા સાધે છે, તેમ તમારે પણ મન, વાણી અને શરીરદ્વારા શ્રીહરિના સ્વરૂપનું એકાગ્રચિત્તે અનુસંધાન કરવું. (૩) તુકારામ કહે છે કે, આળસ અને નિદ્રાનો ત્યાગ કરવો, ધૈર્ય ધારણ કરવું અને જાગૃતાવસ્થામાં રહીને હરિના સ્વરૂપને દૃઢ આલિંગન દેવું. (૪)

૨૮૬૬–મારી અવિદ્યાની રાત્રિનો છેડો આવી ગયો છે. હવે દેહબુદ્ધિરૂપી મોહનિદ્રા કેવી થાય તે પણ હું ભૂલી ગયો છું. (૧) મારો નિવાસ નારાયણના સ્વરૂપની અંદર થઈ ગયો ત્યારથી મારે મન નિરંતર આનંદ આનંદ થઈ ગયો છે. (૨) આખા જગતમાં સર્વત્ર મારાજ સ્વરૂપ વડે બધું પરિપૂર્ણ થઈ ગયું છે. આવું થવાથી

આ દેહ તે હું અને આ દેહના સંબંધીઓ તે મારા સંબંધીઓ, આવું જ્ઞાન કેટલું મિથ્યા હતું તે હવે મને સમજાઈ ગયું છે. (૩) તુકારામ કહે છે કે, હવે તો દેવ અને હું બેઉ એકરૂપ થઈ ગયા છીએ અને એકબીજાની સાથે એવા મળી ગયા છીએ કે એક ક્ષણવારને માટે પણ અમે છૂટા થઈ શકીએ એમ નથી. (૪)

૨૮૬૭–જુઓ, દેવે કેવા કેવા પાતકી જીવોનો રમતાં રમતાં ઉદ્ધાર કરી દીધો! (૧) ભક્તિભાવ કોને કહેવાય તેનું પણ જેમને ભાન ન હતું એવા જીવોનો પણ ઉદ્ધાર થઈ ગયો! આ નવીન પરાક્રમની વિગત આ પ્રમાણે છે, તે સાંભળજો. (૨) એક ભીલ બીલીના ઝાડ ઉપર ચડીને બેઠેલો, તેનાથી બીલીનાં પાંદડાં તૂટી ગયાં અને ઝાડના મૂળમાં શિવલિંગ હતું તેના ઉપર તે પાંદડાં જઈ પડ્યાં. આટલું થતાંને વારજ તે ભીલને કૈલાસમાંથી તેડું આવ્યું અને શિવના ગણ તેને કૈલાસમાં તેડી ગયા. (૩) એક પક્ષીએ ફક્ત પોતાની પાંખોજ ફફડાવી; બસ તેટલા ઉપરથીજ તેનો ઉદ્ધાર થઇ ગયો. (૪) એક ચોર ચોરી કરવા ગયો તે વખતે તેણે ભૂલથી પિંડીના ઉપર પગ મૂકી દીધો. તેના આ કૃત્યને દેવે પૂજા માની લીધી અને પોતે ઘણા સંતુષ્ટ થઈ ગયા. (૫) તુકારામ કહે છે કે, મારા સ્વામી તો આવા અતિશય ભોળા અને કુમળા હૃદયના છે. (૬)

૨૮૬૮–(પ્રસ્તુત પદમાં દર્શાવેલા) અનુભવો મને હમેશાં એકસરખા થયાજ કરે છે. (૧) આ બધા વિકાર એવા કેડ બાંધીને મારી પાછળ પડ્યા છે કે મારાથી આઘા ખસતાજ નથી અને હું જ્યાં જાઉં ત્યાં મારી પાસેના પાસે કેમે કરતાં તેઓ શાંત થતાજ નથી. (૨) તેમના સંબંધી મને જ્ઞાન થયું છે તોપણ તેઓ મારો પીછો છોડતા નથી. (૩) તુકારામ કહે છે કે, તેમાં અનેક દુઃખનો વાસ છે. (૪)

૨૮૬૯—હું મારી પીઠના ઉપર બોજો ઊંચકીને (પ્રસ્તુત પદમાં બતાવ્યા પ્રમાણે) ગધેડાની માફક ચાલ્યો જાઉં છું. (૧) મને મારા સંતો જ્યાં હાંકી જશે ત્યાં હું ચાલ્યો જઈશ, કારણકે મારો દેહ તેમને સ્વાધીન છે. (૨) તેમનું એઠું ખાઇને મારા શરીરમાં અતિશય જોર આવ્યું છે. (૩) હું કામમાં ખોટાઇ કરનાર નથી અને મારો રસ્તો છોડીને બીજે કશે જનાર નથી. (૪) સંતો મને પોતાની સત્તા વડે ચલાવે છે, એટલે પછી હું ક્યાં જાઉં છું અને ક્યાં નહિ તેની મને કશી ફિકર નથી. (૫) તુકારામ કહે છે કે, હું સૌને મનની અતિશય લાગણીપૂર્વક કહું છું કે, મારી આગળ કોઇએ લોકાચારની વાતો કરવીજ નહિ અને એ વિષે મને કશું કહેવુંજ નહિ. (૬)

૨૮૭૦—હું આગળ અને પાછળ ચારે દિશાએ સર્વવ્યાપી થઈ ગયો છું અને અત્યંત સરળ અને બળવાન બની ગયો છું. (૧) મારૂં સ્વરૂપ ( અંગ ) જરા પણ ખાલી રહ્યું નથી, તેથી કરીને મારામાં રોજરોજ નવનવા આનંદના ઉછાળા આવતા જાય છે.(૨) મારૂં પાલનપોષણ કરનારા સંતોને શરણે હું ગયો અને તેમને સ્વાધીન થઈ ગયો, ત્યારથી મારા પાર્થિવદેહરૂપી અહંકારનાં લફરામાંથી તો મારો છુટકારો થઈ ગયો છે. (૩) હું ગધેડો સંતોના વાસમાં જવાથી ઘણું ઉત્તમ પ્રકારનું રક્ષણ પામ્યો છું. હવે મારી પીઠ ઉપર સંસારનું લગડું રહ્યું નથી. (૪) મારે સારૂ બધી દિશાઓ ખુલ્લી થઈ ગઈ છે; વૈતરાં વહેવામાંથી હું છૂટો થઇ ગયો છું; સંતોને બારણે હું આળોટું છું; એવું કરવાથી મારામાં જે અનેક પ્રકારના વિકાર હતા તે બધા શમી ગયા છે.(૫-૬) તુકારામ કહે છે કે, સમર્થ સંતોએ મને પોતાનો બનાવી દીધો, એટલે ફલાણી વસ્તુનો ભાર તો મારાથી ન ઊંચકાય એવું મારે રહ્યુંજ નથી. (૭) પ્રેમની ગોદડીનું ઓઢણું મારા અંગ પર ઓઢાડી સંતોએ મને મહાદ્વાર આગળ ઊભો રાખ્યો છે, તે તમે જુઓ.(૮)

૨૮૭૧–જ્યાં આગળ કાર્ય અને કારણ બેમાંથી એક પણ રહેતું નથી, ત્યાં પહોંચી જવાનો રસ્તો હું લોકોને બતાવી રહ્યો છું; (૧) ભવસમુદ્રને પેલે પાર જઇને સંતોએ ત્યાં આગળ પોતાની કીર્તિની ધ્વજા રોપી છે, તેનું રહસ્ય હું સમજી ગયો છું અને તેથી હું હરિનામની ગર્જના કરી રહ્યો છું. (૨) તુકારામ કહે છે કે, હે મનુષ્યો! તમે આજ રસ્તે થઇને ચાલ્યા જાઓ અને મનમાં વિશ્વાસ રાખજો એટલે તમને જરૂર પાંડુરંગનું દર્શન થશે. (૩)

૨૮૭૨–હરિના ભક્તો જે ગામમાં રહેતા હોય તે ગામને ધન્ય છે અને જેનામાં ભક્તિરૂપી સદ્ભાગ્યનો ઉદય થયો છે તેના આખા વંશને ધન્ય છે. (૧) એવા ગામમાં ઘેરેઘેર સ્ત્રીપુરુષો બધાંજ ચતુર્ભુજ થઈ ગયાં હોય છે અને સૌને મોઢે બ્રહ્મજ્ઞાનની ચર્ચા થઇ રહી હોય છે, આથી કરીને તેને સર્વને ધન્ય છે. (૨) ઘેરેઘેર હરિનામનાં કીર્તન થતાં હોવાથી ત્યાં આગળ કાળનું કાંઈ ચાલતું નથી અને પાપને તેમાં પેસવાનો રસ્તો મળતો નથી. (૩) તુકારામ કહે છે કે, આવા વૈષ્ણવો પોતાના અગણિત પિતૃઓ સહિત સર્વ જનોનો ઉદ્ધાર કરી દે છે. (૪)

૨૮૭૩–સંતોની દૃષ્ટિએ જોવા જઇએ તો સાપને પણ મરાય નહિ; કારણકે હરિ સર્વ સ્થળમાં વ્યાપક છે, એવો અનુભવ સંતોને થયો હોય છે. સાપમાં પણ હરિનો વાસ છે તેથી સાપને મારવાથી હરિને દુઃખ થાય છે. (૧) આપણા શરીર ઉપરથી કોઇ એક જરા જેટલો વાળ તોડે તો તેથી આપણા જીવને કેવું દુઃખ થાય છે! સંતોએ જીવ અને શિવનું ઐક્ય સાધી લીધેલું હોવાથી કોઈપણ જીવને દુઃખ થતાં તેનો ધક્કો તેમના હૃદયને લાગે છે. (૨) સર્વ ભૂતમાત્રમાં જેમણે સમતાનો અનુભવ કર્યો હોય છે, તેઓ પરપીડાનું દુઃખ સહન કરી શકતા નથી. (૩) તુકારામ કહે છે કે,

ચિત્તની અંદરથી મત્સરને દૂર કરવો અને સુખરૂપ થઇને રહેવું એજ વિશ્વંભરનું સાચું પૂજન છે. વેદની નીતિનો આ મુખ્ય નિશ્ચય હું તમને જણાવી દઉં છું. (૪)

૨૮૭૪–દેહબુદ્ધિ હોવાથી અર્થાત્ હું આ દેહ છું એવી ભાવનાને લીધે આપણા મનમાં ભયની ઉત્પત્તિ થાય છે. એ દેહબુદ્ધિનો જ્યાં ક્ષય થઈ ગયો એટલે શ્રીહરિ આપણને પોતાની પીઠ ઉપરજ ઊંચકી લેશે. (૧) પછી આખો દેશજ આપણો પોતાનો થઈ જશે અને કાળની આપણા ઉપર લેશમાત્ર પણ સત્તા ચાલશે નહિ. (૨) સૌથી શ્રેષ્ઠ સમર્થ એવા દેવનું આપણે નામસ્મરણ કર્યું એટલે આપણને ચિંતા કેવી? (૩) તુકારામ કહે છે કે, નારાયણે આપણા શરીરને આવા સુખના ભોગને સારૂ પેદા કર્યું છે. (૪)

૨૮૭૫–હે મનુષ્યો! તમે વિષમપણાની વાટે વળ્યા છો એટલાજ કારણથી દેવ તમારાથી છેટે પડી ગયા છે; માટે હવે તમે અત્યારે જ્યાં છો ત્યાંથી પાછા ફરો. તમે આટલુંજ કરશો તો હવે પછી તમારા ઉપર કોઇ પણ જાતનો ભયનો પ્રસંગ આવી પડશે નહિ. (૧) મુખ્ય વિષમભાવનું વિઘ્ન દૂર થવાથી આખરનું કાર્ય તમારે હસ્તગત થઇ જશે. જ્યાં વિષમની ગરજ તમે મનમાંથી કાઢી નાખી એટલે પછી તમારે ચિંતાજ શાની રહી? (૨) જે તમારો મૂળનો અભ્યાસ હતો તે બાબત ખૂબ મજબૂત કાછડો વાળીને કામ કરવા મંડી જાઓ. કહેવાનું તાત્પર્ય એ છે કે, તમને તે બાબતનો પશ્ચાત્તાપ થયાથી તમારામાં આવી ગયેલા મિથ્યા દોષોનું નિવારણ થઇ જશે. (૩) તુકારામ કહે છે કે, તમે જો તમારી બુદ્ધિને તમારી મદદગાર બનાવી દેશો, તો દેવ તમારી પાસેના પાસેજ છે એમ જાણજો. તમે તેમના નામનું ક્યારે સ્મરણ કરો તેનીજ તે વાટ જોતા ઊભા છે. (૪)

૨૮૭૬–ઓ દેવ ! મને તારા ચરણનું દર્શન થયું છે, તો હવે મારૂં મન બીજા કયા વિષય પ્રતિ દોડી જવાનું હતું ? (૧) મને જે જે કલેશ થતા હતા તે તે બધા ટળી ગયા અને હું આનંદરૂપ થઇ ગયો છું. (૨) તારા પ્રેમરસની અંદર મારા મને ડૂબકી મારી છે. તેથી કરીને તારા નામના ઉચ્ચારણનો મારા મોઢાને ખૂબ સ્વાદ લાગી ગયો છે. (૩) તુકારામ કહે છે કે, વિઠ્ઠલના નામનું માપ છે તો મોટું; પણ તે ખરૂં માપ છે તેથી તે આપણા લાયકનું છે. (૪)

૨૮૭૭–વિશ્વંભર દેવ આખા વિશ્વમાં વ્યાપક છે, એજ વેદાંતનો મુખ્ય ઉપદેશ છે. (૧) આખા જગતમાં સર્વત્ર જગતના સ્વામી ફેલાઈ ગયા છે, એવું તમામ શાસ્ત્રોનું કથન છે. (૨) નારાયણ બધે વ્યાપી ગયા છે, એવું પુરાણો ગર્જના કરીને કહે છે. (૩) સર્વ જનોમાં જનાર્દન વસે છે, એમ સંતો કહે છે. (૪) તુકારામ કહે છે કે, સૂર્ય જેમ આખા જગતને પ્રકાશિત કરે છે અને છતાં કશાથી લેપાતો નથી, તેમ મારા સ્વામી સંગરહિતપણે આખા જગતમાં ખેલ ખેલે છે. (૫)

૨૮૭૮–હે દેવ ! હું મારી તમામ ઇન્દ્રિયોને નિયમમાં રાખું છું; પણ અનેક જાતના વિકારોની વસ્તી હજી મારામાંથી ઓછી થતી નથી; કારણકે વિષયોનાં દ્વારને બંધ કરવાનું ઘણું મુશ્કેલ છે. (૧) એટલા માટે જો તમે મારા હૃદયમાંજ તમારો વાસ પૂરો, તો હું તમારી સાથે તદ્રૂપ બની જઈને નિર્વિષયી થઈ જાઉં. (૨) તમે મારી પાસે હશો તો મને તમારી કૃપાનો અનુભવ થશે. તે સિવાય મોઢેથી બોલવાનો કશો અર્થ નથી. (૩) તુકારામ કહે છે કે, મૂળના સ્વરૂપની શોધ કરીને મારા હૃદયની સાથે તેનો મેળ કરી દો, એટલી તમારા ચરણોમાં મારી વિનંતી છે. (૪)

૨૮૭૯–જે દેવ દ્વૈતરહિત [નિર્ગુણ] હતા, તેજ દ્વૈત [સગુણ]

રૂપમાં આવી ગયા છે. એમ થવાનું કારણ એ છે કે, નારાયણે પોતાની ભક્તિનું સુખ ચાખવાનું સ્વીકાર્યું છે. (૧) તેમણે ચતુર્ભુજ આકૃતિ ધારણ કરી છે, એ વાતનો સૌને અનુભવ છે, પણ એકત્વના બીજની અંદર કશી ભિન્નતા હોતી નથી. (૨) તમામ શૂન્યત્વનું નિરસન કરતાં કરતાં જે મલરહિત સ્વરૂપ અવશિષ્ટ રહે તેજ આપણી આંખોની સામે ઇંટના ઉપર ઊભું રહ્યું છે. (૩) તેના નામનું સુખ-પૂર્વક સ્મરણ કરવું. જેમ નદી, તળાવ, અને વાવકૂવા વગેરેનું પાણી એકનુંએકજ છે; (૪) તેમ તુકારામ કહે છે કે, દેવનું નામ-સ્મરણ કરવાથી દ્વૈત અને અદ્વૈતની વચ્ચે ભેદ રહેતો નથી. તેથી કરીને મને તે નામનો સ્વાદ લાગી ગયો છે અને તેણે મને સુખથી ભરપૂર બનાવી દીધો છે. (૫)

૨૮૮૦–વૈકુંઠનો રાજા ચક્રવર્તી અને ઉદાર છે. પુંડલીકરાયના મનના કોડ પૂરા કરવાને સારૂ તે ઇંટના ઉપર ઊભા રહ્યા છે. (૧) તમામ સિદ્ધિઓની પ્રાપ્તિ કરાવી દેનારા દેવે આપણી આગળ પોતાનો સર્વ સમુદાય ઊભો કરી દીધો છે, અને ભક્તજનોને પોતાનો અભયહસ્ત ઊંચો કરીને કહે છે કે, "તમે વરદાન લો, તમે વરદાન લો." (૨) જેણે આખા જગતની રચના કરી, જેણે સપ્ત મહર્ષિઓ અને દેવોની સ્થાપના કરી અને જેણે એકવીસ સ્વર્ગોને ધારણ કરી રાખ્યાં છે; (૩) તુકારામ કહે છે કે, તે દેવ એવા છે કે કોઈ પણ માણસ તેમની પાસે રિદ્ધિ, સિદ્ધિ અથવા મોક્ષ માગવા આવે તો તેની ઇચ્છા તે પૂર્ણ કરે છે. કોઇ વળી એ બધી રિદ્ધિસિદ્ધિઓ અને મોક્ષનો પણ ત્યાગ કરીને એકલી તેમનીજ [દેવની] પ્રાપ્તિની કામના કરતા આવે તો તેમને તે છેવટે પોતાની સંગતિનું સુખ આપે છે. એવી રીતે જેવી જેના મનની ઇચ્છા તે સર્વને પૂર્ણ કરનારા તે પરમકૃપાળુ દેવ છે. (૪)

૨૮૮૧–સર્વ ગુણોમાં સંપન્ન હોય એવા તો એક દેવજ

છે. (૧) તેમના સિવાય બીજા બધામાં જોવા જઇએ તો કોઇનામાં એક ગુણ, તો કોઇનામાં બીજો, એમ વત્તાઓછા ગુણવાળા નાના પ્રકારના મનુષ્યો હોય છે. (૨) યશ, શ્રી, ઔદાર્ય, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય, એ છ ગુણયુક્ત એકલા ભગવાનજ છે એમ સમજી લેજો. (૩) તુકારામ કહે છે કે, આ વિઠોબા એવા છે કે તેમને વિષે તમે જે જે કહો તે તે બધું તેમને શોભે. (૪)

૨૮૮૨–સંસારમાં જે કાંઇ સુખ હતું તે બધું પંઢરપુરમાં ચાલ્યું આવ્યું અને ત્યાર પછી પુંડલીકરાયે તેને ત્યાં સાચવીને ભરી રાખ્યું. (૧) અરે મારાં માબાપો! તમે તમારી જીભરૂપી ખરૂં માપ વાપરીને—તેના વડે માપી માપીને તે સુખને તમારાં હૃદયમાં ભરી દેજો. આ મનુષ્યજન્મની એકજ ખેપમાં જો તમે તેને જેટલું ભરવું જોઇએ તેટલું ભરી લેશો તો, તમે અનેક જન્મ-મૃત્યુની પીડામાંથી બચી જશો. (૨) માટે તમે તમારા તમામ વિષયોના ફેલાવાને સમેટી લો અને વહેલાવહેલા પંઢરપુર દોડી જાઓ. (૩) જ્યાંસુધી આયુષ્યરૂપી પૂંજી તમારી પાસે સિલકમાં હોય, ત્યાંસુધીમાં તમારાથી થાય તેટલી ઉતાવળ કરીને પંઢરપુર જઇ પહોંચો. (૪) તુકારામ કહે છે કે, આ લાભ લઈ લેવામાં તમે રખેને આળસ કરતા, એવી હું કણબી તમને વિનંતી કરૂં છું. (૫)

૨૮૮૩–દેવના ચરિત્રનું મનન કરવાનો નિશ્ચય થતો નથી અને નકામા ગાસગપાટા તથા મજાકમશ્કરીઓ કરવામાં તમને ઘણો રસ પડે છે. (૧) આવી વાતો સાંભળીને તમે એકબીજાના હાથમાં તાળીઓ આપો છો અને ખીખી ખીખી હસો છો, પણ તમને હરિનામકીર્તન વખતે તાળી પાડતાં શરમ આવે છે. (૨) તુકારામ કહે છે કે, જે લોકોનો આવો સ્વભાવ હોય તેમનાં મોઢાં ઉપર તમે બેલાશક થૂંકજો; કારણકે તેઓ આખરે યમપુરી ભોગવવા જવાના છે. (૩)

૨૮૮૪–હે દેવ! અદ્વૈતમાં મારા ચિત્તનું સમાધાન થતું નથી; કારણકે મને તો તારા ચરણુની સેવા કરવામાંજ રસ પડે છે. (૧) તારૂં નામસંકીર્તન કરવાનું મને ઘણું ગમે છે, માટે તેજ યોગ્ય-દાન તું મને આપજે. (૨) તારા સ્વરૂપથી વેગળા રહીને તું મારો દેવ અને હું તારો ભક્ત એવા સંબંધથી થતા સુખનો સ્વાદ તું મને ચખાડજે. (૩) તુકારામ કહે છે કે, હે દેવ! આ આખું જગત તારૂંજ છે, છતાં કોઈ પણ એક વખતે મારી ઇચ્છા મુજબનું દાન તો તું મને દેજેજ. (૪)

૨૮૮૫–તારૂં નામસ્મરણ કરવું એજ મારૂં તપ, એજ મારૂં દાન અને એજ મારૂં અનુષ્ઠાન છે. (૧) તારૂં નામસ્મરણ કરવું એજ મારૂં વાસ્તવિક પુણ્ય છે, અને મને તો એના વડેજ તીર્થ-સેવનનું અને વ્રતપાલનનું ફળ આવી મળે છે. (૨) તારા નામનો ઉચ્ચાર કરવો એ મારો નિત્યનો નિયમ છે અને એજ મારૂં ધર્મ-કર્મ છે. (૩) યોગ, યજ્ઞ, જપ, ધ્યાન એ બધું ફક્ત તારા નામ-સ્મરણથી સધાઈ જાય છે. (૪) તારા નામનો ઉચ્ચાર કરવો એજ મારો કુળાચાર છે, એજ મારો કુળધર્મ છે અને એજ મારો નિત્યનો નિયમ છે. (૫) તારૂં નામસ્મરણ કરવું એજ મારો આચાર અને એજ મારો વિચાર છે, એવું હું નિશ્ચયપૂર્વક કહું છું. (૬) તુકારામ કહે છે કે,તારા એક નામ સિવાય ધન તથા એવું બીજું કાંઈ પણ મારી પાસે સમ ખાવા પૂરતું પણ નથી. (૭)

૨૮૮૬–હે દેવ! પ્રત્યક્ષ અનુભવ વગરનું તમારૂં ઉધારિયું ભજન કોઇએ કર્યું છે? (૧) હે દેવ! જો કોઇએ કર્યું હોય તો તેનો એક દાખલો તો આપશો ને? હું જે ભક્તિ કરૂં છું તે પરં-પરાથી ચાલતી આવેલી રીત પ્રમાણે કરૂં છું. (૨) અસલ બ્રહ્મ-જ્ઞાન સિવાય કોઇએ તમારી આગળ બીજી કોઈ વસ્તુને સારૂ હઠ

લીધેલી ખરી કે? (૩) અને જેમણે તમારી પાસે બ્રહ્મજ્ઞાન માગ્યું તેમના મનના કોડ તમે આનંદપૂર્વક પૂરા કર્યા હતા કે નહિ? તમે કોને નિરાશ કર્યો તે કહો. (૪) અગાઉ થઈ ગયેલા ભક્તો પૈકી તમે કોઇનો ઉદ્ધાર કરવામાં મોડું કર્યું હતું કે? (૫) તુકારામ કહે છે કે, આવા પ્રકારનું હું જે કાંઈ બોલું છું તે અનુભવ વિનાનું બોલતોજ નથી. (૬)

૨૮૮૭–અમે ધીરે ધીરે અમારે રસ્તે ચાલીએ છીએ અને અમારી મજલ કાપતા જઇએ છીએ. (૧) સેવ્યસેવકના સંબંધના પાયા ઉપર રચાયેલો સાધનમાર્ગ ઘણો સાફ અને સરળ છે, કે જેથી કરીને નાનાં નાનાં છોકરાં પણ સુખેથી તેના ઉપર થઇને ચાલ્યાં જાય છે. (૨) આ રસ્તે જતાં શરૂઆતમાં થોડો શ્રમ જણાય, પણ આગળ જતાં ભૂલા પડવાની વાતજ નહિ. (૩) તુકારામ કહે છે કે, આવું થવાનું કારણ એ છે કે, દેવ હમેશાં પોતાના સેવકોની સાથે ને સાથેજ રહે છે. (૪)

૨૮૮૮–જેઓ ભૂલા પડ્યા હતા તેમને આગળ જતાં સીધો રસ્તો જડ્યો છે. (૧) આ ઉપરથી એમ લાગે છે કે, જેઓ હરિના દાસ થાય છે તેઓને ગર્ભવાસની પીડા વેઠવી પડતીજ નથી. (૨) આ રસ્તે જનારનાં ફક્ત સંચિતકર્મોનોજ નાશ થાય છે એમ ન સમજવું. (૩) તુકારામ કહે છે કે, જેમની જ્ઞાનદૃષ્ટિ ઊઘડી ગઈ છે, તેઓ જન્મમૃત્યુના ચક્કરમાં પડીને દુઃખી થતાજ નથી.(૪)

૨૮૮૯–કલ્યાણકારી અને સર્વોત્તમ મંગળ દિવસ હું કદી મારી આંખે જોવા પામીશ ખરો? (૧) મારા જીવનને છેક છેલ્લે દહાડે પણ જો મને દેવના ચરણનો લાભ થાય અને તેમના દર્શનના સુખનો ઉપભોગ કરતાં કરતાં મારૂં અવસાન થઈ જાય, તો તો હું તરી ગયો, એવું માની લઉં. (૨) મારે છેડે સંચિતકર્મોની

પોટલી મેં બાંધી રાખી છે, તેનો ક્યારે નાશ થઈ જાય એ બાબત હે દેવ! મારૂં મન અત્યંત અધીરૂં થઈ ગયું છે. (૩) જો હું એ વિષે ડગલે ને પગલે વિચાર કરવા જાઉં છું, તો મારા ચિત્તની અંદર અનેક જાતના વિકાર હું જોઈ શકું છું. (૪) મારી આવી સ્થિતિનું ભાન થવાથી હું ઘણો ભયભીત થઇ જાઉં છું અને એટલા માટે તો હું અટ્ટહાસ કરીને તારી ભક્તિ અને તારા કાલા-વાલા કરવા મંડી જાઉં છું. (૫) અતિશય દુઃખી થવાથી હું તને હાંકો મારૂં છું, છતાં તું હજી મારો અંત જોતો ઊભો રહ્યો છે, એ શું સારૂં કહેવાય? (૬) તુકારામ કહે છે કે, મારા કાલાવાલાના, મારા હૃદયની આરતીના ઉદ્ગાર જો તારે કાને પડે તો હે ચક્ર-પાણિ! તું મને દર્શન દેવાને સારૂ દોડ્યો આવજે. (૭)

૨૮૯૦–જો હું પરમાર્થનું રહસ્ય યથાવત્ સમજી ગયો હોત તો મારે આવડો શ્રમ સહન કરવો પડતજ નહિ. (૧) મારો બધો-જ ભાર જો તારા માથા ઉપર હોય તો પછી મારે માટે સંસાર રહ્યોજ ક્યાં? (૨) હે દેવ! જો તેં મને અભયદાન દીધું હોત તો મારૂ મન સ્થિર થઇ જાત. (૩) તુકારામ કહે છે કે, હે પાંડુરંગ! આટલા માટે હું તારી વાટ જોતો ઊભો રહ્યો છું. (૪)

૨૮૯૧–મને તમારા ગુણનું સ્મરણ ક્ષણેક્ષણે થયાજ કરો, જરા વારને માટે પણ વિસ્મરણ થાય નહિ. તમારા ગુણ મારા અંતઃકરણમાં નિરંતર વાસ કરો. (૧) હે કૃપાવંત! હે મારાં માબાપ! તું તો સૌને મનમાગ્યું દાન દઈ શકે એવો સમર્થ છે. (૨) મારા મનને તારા દર્શનની પ્રાપ્તિનો લોભ લાગ્યો છે, તેથી હું તારા ચરણનું ચિંતન કરૂં છું. (૩) તુકારામ કહે છે કે, હે પાંડુરંગ! મારા જીવનનો જે ખરેખરો લહાવો છે, તે તું મને હવે વહેલો વહેલો આપી દે. (૪)

૨૮૯૨–હે દેવ ! હું મારા મનમાં આવે તેમ મારા હૃદયના સ્વાભાવિક ઉલ્લાસથી તને જે કાંઇ કહું તે તું બરાબર સાવધાન થઈને સાંભળી લેજે. (૧) મને તારા પ્રેમનો પાનો પીવાનો રસ લાગ્યો છે, તેથી હું તારા ચરણ આગળ આવીને ઊભો રહ્યો છું. હવે જેથી મારા મનને સુખ થાય એવું તું કરજે. (૨) અમ બાળકોના મનનું સમાધાન કર્યાથી તમારા સર્વોત્તમપણાને કશી હાનિ પહોંચવાની નથી. (૩) તુકારામ કહે છે કે, જો હું બોબડું-તોતડું બોલતો હોઉં, તોપણ એક તમારો લાડકવાયો બાળક બોલે છે એમ જાણીને તમે મારા બોલનો પ્રેમથી સત્કાર કરજો. (૪)

૨૮૯૩–આપણા મનને ગુણ અને દોષ એ બેમાંથી કોઈનો પણ સ્પર્શ થવા દેવો નહિ. તેમને વારંવાર દૂર કરતા રહેવું જોઈએ. (૧) હે મારા સાંનિધ્યમાં વાસ કરનારા દેવ! હું તમને પોકાર કરી રહ્યો છું, માટે હવે તમે દોટ મૂકીને મારી પાસે આવી પહોંચો અને મને તેમનાથી (ગુણદોષથી) છૂટો કરી દો. (૨) મારા મનમાં જે છે તેજ હું મારે મોઢેથી બોલી નાખું છું. મારી મતલબ દેવ સમજી જશે અને મારી પાસે દોડી આવશે. (૩) તુકારામ કહે છે કે, અમે તો સમર્થ બાપનાં બાળક છીએ, એમ સમજીને કાળના પંજામાંથી છૂટી સુખી થઈએ છીએ. (૪)

૨૮૯૪–કીડીઓને જ્યાં પહોંચતાં અઘરૂં પડે એવી જગ્યાએ મૂકેલી ખાંડને પણ કીડીઓ ગમે તેમ કરીને ખાઇ જાય છે, તેવીજ રીતે હવે તમારે પણ સૂક્ષ્મ રીતે પરમાર્થના આનંદનું સેવન કરતા રહેવું. (૧) એટલા માટે મારા જીવની અવસ્થા બાવરી બાવરી કીડીના જેવી થઇ ગઈ છે. હે કેશવ! તમારા ચરણને હું કદી પણ છોડનાર નથી. વિષયબુદ્ધિની સાથે સંબંધ રાખનારી મારી બધીજ તૃષ્ણાઓ શમી જાઓ. (૨) ભૂખ્યા ડાંસ જેવા કૂત-

રાને ખાવાનું મળી આવે અને તેના મોઢામાંથી કોઇ તે અન્ન લઈ લેવાનો પ્રયત્ન કરે તો તે કૂતરો જીવ જતા સુધી તે અન્નને છોડી દેતો નથી. (૩) તુકારામ કહે છે કે, મનને જીતવું એમાં તે શી મોટી વાત છે? જેમ કામાતુર મનુષ્ય પોતાની જિંદગીને તૃણવત્ માને છે તેવી રીતે જેમ વ્યભિચારી પુરુષ સ્ત્રી ઇચ્છે છે તેમ હું શ્રી-હરિની ભક્તિની ઇચ્છા રાખું છું. (૪)

૨૮૯૫–દેવને કષ્ટ દઈને જો અહીં આવશો તો પ્રવેશ કરવા પામશો નહિ. (૧) હે નારાયણ! માટે હવે તમે તમારા મનમાં મારે વિષે કાંઇક સરળ વિચાર કરો. (૨) મારા માથા ઉપર ઘણું દેવું થઈ ગયું છે અને તેથી મારા દુઃખનો આડો આંક નથી. તમે તેમાંથી મારો છુટકારો કરજો. (૩) તુકારામ કહે છે કે, હું શક્તિ-હીન થઇ જવાથી તમારા કાલાવાલા કરૂં છું. (૪)

૨૮૯૬–હું ઘણુંય ભટક્યો, પણ મારી ઇચ્છા કહીં પણ પૂર્ણ થતી ન હતી; (૧) પણ હવે મારા મનનું સમાધાન થઈ ગયું અને તેને વિષે ફક્ત બોલવા પૂરતુંજ મારૂં થોડુંક હુંપણું–અહંભાવ–બાકી રહી ગયો છે. (૨) હે દેવ! હવે તું મને તારો આશીર્વાદ દે અને મારા સદ્ભાગ્યે તું (મારી પાસે) સુખપૂર્વક રહે. (૩) તુકા-રામ કહે છે કે, અડધું ખાઈ રહ્યો એટલામાં વચ્ચે અડચણ આવી પડી છે. તે અડચણને તું દૂર કરી દે. (૪)

૨૮૯૭–અહીં જે કોઇ આવ્યો હશે તે કદી ખાલી હાથે નિરાશ થઈને પાછો ફર્યો છે? (૧) ત્યારે હવે ઉતાવળ કરીને કામ શું છે? જો કોઈને પણ ચિંતા હોય તો એક તેનેજ (દેવને) છે. (૨) એક હરિસ્મરણ સિવાય બીજાં સાધનનો બોજો જેઓ પોતાને માથે લેતા નથી અને જેમને આગું ડહાપણ ડોળવાની જરૂર પણ નથી; (૩) તુકારામ કહે છે કે, એવા લોકોને દેવની

કૃપાના યોગથી બીજે કહીં જવાનું ગમતું નથી અને બીજુંત્રીજું સાંભળવાનું પણ તેમને ગમતું નથી. (૪)

૨૮૯૮–ઇન્દ્રિયોનો એવો સ્વભાવ છે કે, એક વાર જે પદાર્થના સેવનથી તેમની ભૂખ ભાગી હોય તે પદાર્થનું ફરીફરીને સેવન કરવામાં તેમને મજા પડે છે. (૧) જો પંઢરપુર જવાથી સુખ થતું હોય તો તેઓ કહેશે કે, ભલે પંઢરપુર જાઓ. જો સંસારમાં જરાક સુખ મળ્યું તો તેઓ કહેશે કે સંસાર ઘણો મજેનો છે. (૨) પોતાની મનોવૃત્તિઓની અંદર ડૂબકી મારવામાં જે કુશળ હશે તે શ્રીહરિનું સુખ પોતાની આંખે જોઈ શકશે. (૩) તુકારામ કહે છે કે, એવા લોકો સારાનરસાની પરીક્ષા કરીને જે સારૂં હોય તે તરફજ લક્ષ આપે છે. (૪)

૨૮૯૯–હે દેવ! ત્યારે હવે તમે મારો ત્યાગ કરો તે સારૂં દેખાય નહિ. (૧) હવે મારા જીવને આશ્રય મળે એવું એક પણ બીજું ઠામઠેકાણું રહ્યું નથી. (૨) હે દેવ! માટે તમે આજથી મને તમારી પાસેનો પાસે રાખીને મારી સંભાળ લેજો. (૩) તુકારામ કહે છે કે, જેની બાયડી નાગી થઇને ફરતી હોય તેની લાજ તેના ધણીનેજ આવવી જોઇએ. (૪)

૨૯૦૦–હું આશાતૃષ્ણાથી બંધાઈ ગયેલો જીવ મારા પોતાના કાર્યની સિદ્ધિ કરવા તત્પર થઇને તમારા કાલાવાલા કરવા આવ્યો છું. (૧) તમારા મહાદ્વાર આગળ હું ઊભો થઈ રહ્યો છું અને તમે શો ઉત્તર આપો છો તેની વાટ જોયા કરૂં છું. (૨) હે દેવ! હવે તમે તમામ ઉપાધિઓની સાથેનો મારો સંબંધ તોડી નાખો. આ કામ તમારે લાયકનું છે અને તે તમે કરોજ. (૩) તુકારામ કહે છે કે, એક વાર આ સવાલનો નિકાલ થઈ જાય તો પછી કોણ બડબડ કરવા બેસવાનું હતું? (૪)

**૨૯૦૧**–આગિયો કીડો પોતાની ગાં— આગળનું જરા જેટલું અજવાળાનું ટપકું સૂર્યને બતાવવા જાય તો તેનું શું પરિણામ આવે, તે આખી દુનિયા જાણે છે. (૧) આપણુંજ વખાણુ આપણે મોઢેથી કરીએ તો તેમાં શોભા મળતી નથી. આવું છે છતાં કેટલાક પોતાની મોટાઈનો ડોળ કરીને લોકોને બતાવતા ફરે છે. (૨) સારહીન છાશનું સેવન કરનારા તો બિલાડાની જાતના કહેવાય. એવી તુચ્છ વસ્તુઓનું સેવન કરનારાઓ પોતાના ઉતાવળિયા સ્વભાવ ઉપરથી ઓળખાઈ આવે છે. (૩) તુકારામ કહે છે કે, બકરાંને ઘાસ અથવા એવું કાંઈક ખાવાની લાલચમાં નાખીને ખાટકી તેનું ગળું સુખેથી કાપી નાખે છે. તે માટે લોભ-લાલચના ઉપર આગ પડો. (૪)

**૨૯૦૨**–ઉપર ઉપરની લૂખી લૂખી બડબડ કરવાથી કાંઈ વળતું નથી. જેવું બોલીએ તે પ્રમાણે અમલી કામ કરવું જોઇએ. (૧) જો આપણે આપણા હિતનો વિચાર કરીશું તો નારાયણ આપણને સહાય થશે, કારણકે જે સાચો હશે તેનેજ ભગવાન મદદ કરે છે. ગરમ ધગધગતો લોખંડનો ટુકડો હાથમાં પકડવા-ની અગ્નિપરીક્ષા કર્યાથી ખરોખોટો તરત પરખાઈ જાય છે. (૨-૩) તુકારામ કહે છે કે, પોતાના નિયમમાંથી ડગવું નહિ એજ ઉત્તમ છે; કારણકે જે સાચો છે તેનેજ લોકો સાચો કહે છે. (૪)

**૨૯૦૩**–હે દેવ! મારૂં કલ્યાણ તમારા ચરણ આગળ છે, તે માટે હું અનેક દુઃખોના પહાડના પહાડ ઓળંગીને અહીં આવ્યો છું. (૧) આવી સ્થિતિમાં મારૂં ખરૂં હિત મને દેખાતું નથી અને તેને લીધે મારૂં મન ઘણું ખિન્ન રહે છે તેમજ મારા માથા ઉપર કાંઈ સંકટ આવી પડ્યું હોય એવું મારા મનને થયા કરે છે. (૨) દેવે મને પોતાની આગળથી કાઢી મુકચો તો

નથી, તોપણ મારૂં મન નિરાશ રહે છે; કારણકે મારે જે જોઈએ છે તેની પ્રાપ્તિના સંકલ્પનો સમય હજી આવી લાગ્યો નથી. (૩) તુકારામ કહે છે કે, હે દેવ! તમે ભાગ્યવંત છો તેથી મારા જીવને આશ્રય લેવા જેવું એ એકજ ઠેકાણું છે. (૪)

૨૯૦૪–આ અક્કલ વગરના લોકો સંસારની ખટપટોમાં કેટલો બધો શ્રમ લે છે, તેનો તો તેઓ કદી વિચારજ કરતા નથી. બધો વખત તેમના હૃદયમાં ચિંતાનો અગ્નિ તો ભડભડ્યાજ કરે છે. (૧) સંસારમાંથી વિદાય લેતી વખતે ખાલી મોઢે જવું પડશે, તે કરતાં તેઓ રામનામનો ઉચ્ચાર કરે તો તે શું તેમને ઘણો ભારે પડે એમ છે? પણ વિષયનો ભ્રમ તેમને નિરર્થક ગૂંચ-વણોમાં ગૂંચવી મારીને ઉન્મત્ત બનાવી દે છે. (૨) તેઓ ઉઘાડી આંખે આંધળાની પેઠે ચાલે છે અને છતી અક્કલે અજ્ઞાની બની જાય છે. એમ થવાનું કારણ બીજું કાંઈ નહિ, પણ માયાનો-ગાંડપણનો ચાળો તેમને લાગુ પડી ગયો છે અને તેઓ જે કાંઈ કરે છે તે, આ ગાંડપણના આવેશને લીધેજ કરે છે. (૩) તુકારામ કહે છે કે, આવા લોકોને બુદ્ધિહીનજ કહેવા જોઈએ. તેમનામાં પણ પાછા અનેક પેટાભેદ હોય છે, તેથી કરીને તેમનો સ્વભાવ એકબીજાને મળતો આવતો નથી. (૪)

૨૯૦૫–મંગળ સ્થાનમાં મંગળનોજ સંગ્રહ થાય છે, તેથી કરીને તેને કદી કંટાળો આવતો નથી અને કશી હાનિ થતી નથી. (૧) હે મનુષ્યો! તમે સૌ આ સંસારરૂપી બજારમાં આવ્યા છો, તેથી કરીને આ મંગળનો સંગ્રહ કરવાનો પ્રયત્ન કરો અને જગતની અંદર ભલા લોકોમાં ગણાઈ જાઓ. (૨) મનુષ્ય માત્રમાં જનાર્દનનો વાસ છે, તે અહીં પ્રત્યક્ષ અનુભવમાં આવે એવી રીતે માલૂમ પડી જાય છે. તેથી જે મંગળ છે તે આજ છે. (૩) તુકા-

રામ કહે છે કે, આ સવાલનો નિર્ણય ઘણા લોકોને મોઢેથી થઈ ગયો છે અને તે ખરો છે, માટે તમે તેનો સુખે સંગ્રહ કરજો. (૪)

૨૯૦૬–મેં નામના માહાત્મ્યનું વિશેષે કરીને વર્ણન કર્યું છે, પણ તેનો અનુભવ મને હજી થયો નથી. (૧) હે પાંડુરંગ! જો તેનો મને જરા પણ અનુભવ થાય નહિ તો પછી મારા મનનું સમાધાન પણ શી રીતે થવાનું હતું? (૨) વેપારમાં થોડોક નફો થાય એટલે તેને લીધે વેપારીનો ઉત્સાહ વધે છે, નહિ તો વેપારમાં એક વાર ખોટ આવી ગઈ તો પછી ખોટની ખોટજ આવ્યા કરે છે. (૩) તુકારામ કહે છે કે, હે દેવ! તમે મારા ધર્મ ભણી જોશો મા. પણ જેવું તમારૂં માહાત્મ્ય છે તેને યોગ્ય કામ કરજો. (૪)

૨૯૦૭–એકના એકજ શબ્દો ઉલટાવી ઉલટાવીને હું બોલ્યાજ કરૂં છું. (૧) હે કમળાપતિ! મારી આ વિનંતીનો જવાબ આપવામાં તમે મોડું ન કરશો. આવી હું તમારા ચરણ આગળ વિનંતી કરૂં છું. (૨) હે પાંડુરંગ! જેમ ગંગાજીને અર્ઘ્ય આપવા હોય, તો ગંગાનું પાણી ગંગામાંજ નાખવું પડે છે; તેમ તમે મારે મોઢે બોલાવેલાં વચન હું તમનેજ અર્પણ કરૂં છું. (૩) તુકારામ કહે છે કે, હું મારા બેઉ હાથ જોડી તમને નમસ્કાર કરૂં છું. (૪)

૨૯૦૮–હે દેવરાય! હું તમારા ચરણ આગળ આવીને ઊભો રહ્યો છું. (૧) હું અનેક દેશવિદેશમાં ભટકી આવ્યો અને આખરે મને તમારા ચરણની પ્રાપ્તિ થઈ તે ઘણું સારૂં થયું. (૨) હવે હું અહીં મારૂં ચિત્ત સમર્પિત કરીને મારા અસલ વતનમાં ચાલ્યો જઈશ. મારો અહીં આવ્યાનો આજ ઊંડો મર્મ છે. (૩) તુકારામ કહે છે કે, તમારા ચરણની સેવા કરવાની ઇચ્છા મારા મનમાં ઉત્પન્ન થઈ છે. (૪)

૨૯૦૯–હવે મારા આ દાતાર દેવની સંગતિમાં રહીને હું

મારા સ્વસ્વરૂપને મૂળ ઘેર જઈ પહોંચીશ. (૧) આ દેવના પગ ઉપર મેં મારૂં માથું મૂકી દીધું છે, તેથી કરીને હું મારો નિશ્ચય જરા પણ ઢીલો કરનાર નથી. (૨) અહીંથી તે ત્યાંસુધી જવાના કામમાં હવે બીજા કોઇની સત્તા ચાલવાની નથી. (૩) તુકારામ કહે છે કે, ચક્રને ધારણ કરનારા દેવ સૌ બળવાનોમાં શ્રેષ્ઠ છે. (૪)

**૨૯૧૦**–આ દેવને રસ્તે મારૂં મન વળી ગયું, એ તેણે ઘણુંજ સારૂં કર્યું. (૧) દેવરાયને પ્રતાપે કોઈ નિર્ભય સ્થાનમાં હું પહોંચી જઇશ. (૨) નામસંકીર્તન વડે તમામ કાર્યો સિદ્ધ થાય છે, એટલે પછી બીજા કોઈ પણ સાધનની ગરજ રહેતી નથી. (૩) તુકારામ કહે છે કે, આ દેવની સત્તા સૌથી વધારે પ્રબળ છે, પછી આપણને હરકત કરે એવો હોઈ શકેજ કોણ? (૪)

**૨૯૧૧**–આગળ અને પાછળ દસે દિશામાં એકજ દેવ ફેલાઈ ગયા છે. એમના સિવાય બીજું કોઈ છેજ નહિ. (૧) મારા હૃદયમાંથી બધા વિકારને વાળીઝૂડીને સાફ કરી નાખ્યા ત્યારથી ત્યાં કશુંજ રહ્યું નથી. (૨) મેં એક દેવના ઉપરજ વિશ્વાસ સ્થિર કરી નાખ્યો છે. એમના સિવાય બીજાનાં નામ મારા મનથી શૂન્ય સમાન છે. (૩) તુકારામ કહે છે કે, હવે આ એક વાત સિવાય બીજું કશું કહેવા જેવું છે પણ નહિ. (૪)

**૨૯૧૨**–હે દેવ! મારા હૃદયની અંદર વૈરાગ્યનો સંચાર થઇ ગયો છે, તેથી કરીને અરણ્યમાં જઇને એકાંતવાસ કરવાની મને ઇચ્છા થઇ આવી છે. (૧) અહો દેવ! આવી વિરક્ત અવસ્થામાં રહેનારા મનુષ્યના મનનું તમે સમાધાન નહિ કરો? મને તમારો વિયોગ થવાથી મારા મનને ઘણું દુઃખ થયા કરે છે. (૨) મને પંઢરપુર બોલાવી લેવાનું તમે તેડું મોકલતા નથી અને તમારી કૃપાના ચિહ્નન તરીકે તમારા ગળાની માળા પણ મારે સારૂ મોક-

લાવતા નથી. (૩) તુકારામ કહે છે કે, તમારી મારા ઉપર પ્રીતિ તો છે નહિ અને છતાં હું જીવતો રહું છું તેથી કરીને હું તમારી જે જે સેવાઓ કરૂં છું, તે બધી વિફળ ગઇ એવોજ અર્થ થયો.(૪)

**૨૯૧૩**–હઠીલા બાળકને વેગળું કાઢી મૂકીએ પણ તેના મનને જે અતિશય દુઃખ થાય છે, તે તેનાથી ક્યાં લગી સહન થઇ શકશે? તે તો પોતાનો જીવ કાઢી નાખવા તૈયાર થાય છે; (૧) માટે મા-બાપની કૃપાભરી દૃષ્ટિ વડે અમારા ભણી જોઇને અમ બાળકોનું તમારે રક્ષણ કરવું જોઇએ. અમને દુઃખ થાય છે તે તમારી આંખે જોયું જશે નહિ. (૨) તમારે માટે હું સંસારમાંથી તો ક્યારનોય છૂટો થઈ બેઠો છું, તોપણ મને તમારા ચરણની પ્રાપ્તિ તો થઈ નહિ. (૩) તુકારામ કહે છે કે, હે દેવ! માટે હવે આ બાબત તમારે વિચાર કરવો જોઇએ અને મને જે અવસ્થામાં રાખવો હોય, તેનો નિર્ણય કરી તમને યોગ્ય લાગે તે અવસ્થામાં રાખવો જોઇએ.(૪)

**૨૯૧૪**–હે હરિ! સ્વપ્નમાં દીઠેલું ધન નથી હાથમાં લેવાતું અને નથી પોટલીમાં બાંધી શકાતું. એવી રીતે તમે ઊભા કરેલા તમારા મિથ્યાપણાના આભાસને વેગળો ફેંકી દઇને તમે પ્રત્યક્ષ કેમ પ્રકટ થતા નથી? (૧) નકામી વાર શા માટે લગાડો છો? કોઈ કાળાંતરે તો મને જરૂર તમારૂં ખરેખરૂં દર્શન દેજોજ. (૨) મારી સાથે પ્રત્યક્ષ વાર્તાલાપ કરીને મારા જીવને થતી ચિંતાને દૂર કરજો. તમારાં કોમળ ચરણકમળને હું આંખ ભરીને જોઉં એટલું હું માગું છું. (૩) તુકારામ કહે છે કે, હે મારા જીવના જીવ દેવ! તમારી અને મારી વચ્ચે જે માયાનો પડદો આડો આવી ગયો છે, તેને તમે કાઢીજ નાખોને! (૪)

**૨૯૧૫**–અગાઉ થઈ ગયેલા શ્રેષ્ઠ પુરુષો જે જે પ્રકારના આનંદનો અનુભવ કરી ગયા તે આનંદની લહર મારા અંતઃકરણમાં

આવશે ખરી કે? આને માટે મારા જીવને તાલાવેલી થયા કરે છે. (૧) હે દેવ! હવે આ મારા જીવનું હું તમને બલિદાન ચડાવું છું, તે તમે સ્વીકારો અને મને પેલા સંતોની પંક્તિમાં બેસાડી દો. (૨) જેમ દાણા વિનાનું ખાલી ભૂસું નકામું છે અથવા જેના ઉપર ફળ ન લાગતાં હોય એવી વેલી વાંઝણી કહેવાય છે, તેમ તમારા આનંદના અભાવે મારી વાણીનો વિસ્તાર પણ તેવોજ વ્યર્થ છે. (૩) તુકારામ કહે છે કે, હે નારાયણ! હવે હું નિર્વાણની છેક નજીક આવી ઊભો છું; એટલે કશુંજ બાકી રાખનાર નથી. (૪)

૨૯૧૬–પારકાં માગી આણેલાં ઘરેણાં જે તેમના માલિકને પાછાં આપી દેવાં પડવાનાં છે, તે અંગે પહેરીને પોતાને ભક્ત કહેવડાવવામાં શો અર્થ છે? (૧) પોતાની ખરી મહેનતની કમાણી વડે મેળવેલાં ઘરેણાં પહેરીને કોઇ ઉઘાડે શરીરે ફરે તોપણ ચાલે. (૨) જે ખરૂં સોનું છે તે તો ખરૂંજ રહેવાનું અને તેની ઉત્તમ કિંમત પણ ઊપજવાનીજ; પણ ઢોળ ચડાવેલા રૂપિયાની ઠગાઈ ક્યાંસુધી ચાલવાની હતી? (૩) તુકારામ કહે છે કે, હે દેવ! જે કામ કરવાથી હું આગળનાં અને પાછળનાં સંચિતકર્મોનાં બંધનમાં બંધાઈ જાઉં તેવાં–મારો નાશ કરે એવાં કૃત્ય હું કદી પણ કરવાનો નથી. (૪)

૨૯૧૭–મેં મારા નિર્વાણને લગતું કામ કરવાનું શરૂ કરી દીધું છે, હવે તેમાં તમે મદદ કરશો. (૧) આજ સુધી મેં તમારા ઘણાઘણા કાલાવાલા કર્યા (જેનું કશુંજ ફળ આવ્યું નહિ) કારણકે મારા જીવનો જીવભાવ હજી કાયમ રહ્યો છે. (૨) તમે જો મારા પ્રતિ પ્રેમ દાખવો નહિ, તો મેં જે બીજ વાવ્યું છે તેનો ફણગો શી રીતે બહાર નીકળવાનો હતો? (૩) તુકારામ કહે છે કે, હવે હું મારા શરીરને દંડ દઇને તમારા ઉપર આક્રમણ કરીશ; એટલે તમારે દોડતાં આવવુંજ પડશે. (૪)

૨૯૧૮–હે દેવ! હું નિશ્ચિંતપણે તમારી સેવા કરતો રહું છું, તે છતાં મારા મનમાં ચિંતાનો શા કારણથી ઉદય થતો હશે? (૧) મારા ચિત્તની અંદર અનેક જાતના વિકારોના તરંગ પેદા થયા કરે છે; તેથી કરીને તો જાણે તમારી સેવા કરવાનુંજ છોડી દઉં, એવું મનને થયા કરે છે. (૨) હે નારાયણ! મારા મનને ગતિ આપનાર તમે નહિ તો બીજો હોયજ કોણ? જો તમારા સિવાય બીજો કોઈ હોય તો મને કહો. (૩) તુકારામ કહે છે કે, તમે મને બનાવવા માંડ્યો છે. હવે તમારી સાથે મારે કયી રીતે હઠ કરવી તેની મને સૂઝ પડતી નથી. ત્યારે હવે તમારે કરવું છે શું? તે કહો.(૪)

૨૯૧૯–તમે જો તમારા સેવકોને એવું ખાતરીપૂર્વક કહી દો કે, તમારે કદી બીવુંજ નહિ, તો તેઓ તમારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખીને ધૈર્ય ધારણ કરે. (૧) તમારા ભક્તો ઉપરનો તમારો પ્રેમ ઉત્તરોત્તર વધતો જાય અને મોટાઈમાં પણ વધારો થાય; પણ તે છતાં તેઓ તમારી સેવા કરવામાં ત્રુટિ નહિ આવવા દે. (૨) સ્વામી જો ભક્તોના માથા ઉપર પોતાનો અભયહસ્ત મૂકીને તેમને કહે કે, તમે બીશો નહિ ત્યારે તેમને ઘણું સુખ થાય છે.(૩) તુકારામ કહે છે કે, અમે તમારા સેવકો તમારી પાસે કશો પગાર તો માગતા નથી, પણ તે છતાં અમે એવા ભાગ્યહીન છીએ કે, અમને બધુંજ વ્યર્થ લાગે છે. (એટલા માટે મેં હમણાં કહ્યું તેમ કરો.) (૪)

૨૯૨૦–હે દેવ! જે કામ કરવાથી મારૂં કલ્યાણ થાય તે કામ કયું તે તમે જાણો છો? (૧) એટલા માટે હું જેથી માર્યો જાઉં એવું ગાંડપણ મને લાગુ પડવા દેશો નહિ. (૨) તું સર્વસત્તાવાન અને સર્વજ્ઞ છે. (૩) તુકારામ કહે છે કે, હે ચતુરશિરોમણિ દેવ! મારો તમે અંગીકાર કરો. (૪)

૨૯૨૧–જ્યારે કોઇ પણ એક વિષયનો વાદ કરનાર વ્યક્તિ

વાદ કરવાને માટે તૈયાર થઈ જાય, ત્યારે જે સ્વેચ્છાચારી હોય તેનો પરાજય થઈ જાય છે. (૧) શેવાળ નમ્ર થઈને પાણીની અંદર પડી રહે છે તેથી તેના ઉપર પાણીનું કશું જોર ચાલતું નથી. (૨) પણ જેનો સ્વભાવ કઠોર હોય છે તેની સાથે બાખડી બાંધનાર પણ તેવોજ મળી આવે છે, પણ નમ્ર માણસને કોઈ કશો ઉપદ્રવ કરી શકતું નથી. (૩) તુકારામ કહે છે કે, જે સૌ રસની અંદર મળી જાય છે તેને માટે આખું જગત આપ્તજન જેવું થઈ જાય છે. (૪)

**૨૯૨૨**-મારે હવે અહંકારની સાથે સંબંધ રહ્યો નથી. તેથી કરીને તમામ પ્રપંચનું નિરસન થઈ ગયું છે. (૧) જ્યારથી આવો મર્મ દેવે મને સમજાવી દીધો ત્યારથી સઘળો પ્રાપંચિક ભ્રમ મારી આંખ આગળથી દૂર થઈ ગયો. (૨) આપણા હાથ વડે આપણાજ કાન આમળીએ અને તેથી જે પીડા થાય તે બીજાના જાણ્યામાં શી રીતે આવવાની હતી? (૩) તુકારામ કહે છે કે, જ્યાં આગળ દેહની અહંતા રહેતી નથી ત્યાં સ્વરૂપએકાંતનો આનંદ મળે છે અને આખું જગત આપણું આપ્ત બની જઈને આપણી અંદર એકાકાર થઈ જાય છે. (૪)

**૨૯૨૩**-હવે હું ઇચ્છું છું કે, અભિમાનનો પ્રહાર આ દેહના હાડકાના ઉપર લાગુ પડે નહિ; કારણકે એવો પ્રહાર થવાથી નમ્રપણાનો નાશ થાય છે. (૧) વળી એવું થવાથી તે જીવની સાથે દ્વંદ્વ યુદ્ધ માંડીને તેને આત્મહત્યા કરવાની ફરજ પાડે છે, માટે એ અભિમાનનું મારે કશું કામજ નથી. (૨) મારે ગળે આશાનો ફાંસો આવી જવાથી હું કળાહીન થઈ ગયો છું. (૩) તુકારામ કહે છે કે, માટે હવે હું મારા જીવને તેના અસલ સ્થાનમાં (સ્વરૂપમાં) પાછો લાવીને મૂકી દઉં. (૪)

**૨૯૨૪**-આપણે આપણા ભાગનું કામ કરી નાખીએ એટલે

દેવની આગળ આપણને સ્થાન મળી રહેશે. આપણે કામ તો કરીએ નહિ અને છતાં દેવની આગળ અડંગા નાખીને બેસીએ તો તેના તરફ દેવ લક્ષ આપતા નથી. (૧) શોક કરવો વૃથા છે અને તેમાંથી નઠારી કમાણીનીજ દુર્ગંધ આવે છે. (૨) સુગંધી ફૂલને લોકો પોતાના નાકે લગાડે છે અને કોઇ દુર્ગંધવાળી વસ્તુનું નામ સાંભળીને પણ લોકો થૂંકે છે. (૩) તુકારામ કહે છે કે, આવા અધમ લોકોને મારે કેટલી વાર ઉપદેશ દેવો પડશે ? (૪)

૨૯૨૫–હે મનુષ્યો ! હવે તમે જેવાં છો તેવાંને તેવાજ રહેજો. તમારે વિષે હું ઉતાવળ કરીને મારો અભિપ્રાય આપી દેવાનો નથી. (૧) હું તો મારા બેઉ હાથ જોડી દઇને એકાગ્રચિત્તે દેવનુંજ અનુસરણ કરતો રહું છું. (૨) તેથી કરીને તમારા ગુણદોષના સંબંધમાં વિચાર કરવાનું મારે કશું કારણ છે નહિ. (૩) તુકારામ કહે છે કે, હવે તો હું એક દેવના સિવાય બીજા કોઈ પણ વિષયના વિચારને મારા ચિત્તમાં પ્રવેશ કરવા દેનાર નથી (૪).

૨૯૨૬–હે દેવ ! જો કે હું શુદ્ધજ છું, તોપણ વિષમતાની આભડછેટ મને લાગુ પડી ગઈ છે તેથી કરીને અશુદ્ધનો ત્યાગ કરવો અને જે શુદ્ધ હોય તેનું ગ્રહણ કરવું એવો વિધિનિષેધ મારે માટે યોગ્યજ છે. (૧) એટલા વાસ્તે મેં મારો દેહ તમને સમર્પિત કરી દીધો છે અને હું તમારા ચરણથી મારો જરા પણ વિયોગ થવા દેવાનો નથી. (૨) જેમ દોરીને ઠેકાણે સર્પનું ભાન થવાથી ભય પેદા થાય છે અને ભય એ મૃત્યુનું કારણ નીવડે છે, તેમ સંકલ્પને ઠેકાણે વિકલ્પની ઉત્પત્તિ થવાથી પાપની ઉત્પત્તિ થાય છે. (૩) તુકારામ કહે છે કે, હે પાંડુરંગ ! આ સમસ્ત બ્રહ્માંડને ગતિ આપનાર તુંજ છે, ત્યારે હવે મારે ચિંતા કરવાનું કામજ શું છે ? (૪)

૨૯૨૭–હે મારા દાતાર દેવ ! અત્યારે હું જે ઠેકાણે છું અને

જેવી સ્થિતિમાં છું, તે સ્થાનમાં અને તેવી સ્થિતિમાં મને રાખનાર તમે છો અને તે તમે યોગ્ય અને ઉત્તમજ કર્યું છે. (૧) મારા શબ્દોનો ભાર તમારા માથા ઉપર લાગુ પડ્યા પછી તે ભાર જો અતિશય વધી જશે તો તેમાં પછી ઘટાડો થનારો નથી. (૨) કશું બોલવુંજ નહિ, એવો મનમાં નિશ્ચય કરીને હરિના ગુણને મારા હૃદયમાં એવા ધારણ કરી રાખીશ કે તેમને ત્યાંથી ખસવા દઈશ-જ નહિ. (૩) તુકારામ કહે છે કે, મને ગોપાળની સંગતિ થઇ ગઇ ત્યારથી તો તેજ મારૂં રક્ષણ કરનાર છે એવું મને જ્ઞાન થઇ ગયું છે. (૪)

**૨૯૨૮**–હે દેવ ! તું મારા ઘરમાં આવી વસ્યો છે પણ એ વાત આ મૂર્ખ અને વિચારહીન લોકો સમજી શકતા નથી. (૧) અને વળી મારી આગળપાછળ નિંદા કરતા ફરે છે, જેથી તેઓ નરકે જવાના છે. (૨) જેમ કોઈ પાપનો નિષેધ કરે તેમ તેઓ મને કવિ કહીને મારો નિષેધ કરે છે. (૩) તુકારામ કહે છે કે, જે દુનિયા આવી છે; તેની દરકારજ કોણ કરે છે ? (૪)

**૨૯૨૯**–નકટાને આરસીની બીક લાગે છે અને આરસીમાં પોતાનું મોઢું ન જોતાં શરમાઇને પોતાનું મોઢું સંતાડી દે છે.(૧) જેના અંતઃકરણમાં જે દોષ હોય તેજ તેને પીડે છે. (૨) ચોર લોકોને અંધારી રાત ગમે છે. ચંદ્રોદય થાય તો તે જોઇને તેમના મનને ત્રાસ થાય છે. (૩) તુકારામ કહે છે કે, હે દેવ! લોકો આવા અભાગિયા હોય છે. (૪)

**૨૯૩૦**–(પ્રસ્તુત પદમાં દર્શાવેલાં કામ થાય છે) તે માટે તમે સર્વતોભાવે દેવના શરણાગત થાઓ. (૧) જેને તરી જવી ઘણી કઠિન છે, એવી ભવનદીને સામે કિનારે દેવ તમને ઉતારી દેશે; (૨) કારણકે તે દીનજનો પ્રતિ અતિ કૃપાવંત છે અને તેનું નામ અનંત

છે. (૩) તુકારામ કહે છે કે, આવું મારા અનુભવમાં આવી ગયું છે, તેથી હું તેને પ્રકટ કરૂં છું. (૪)

**૨૯૩૧**–પ્રસ્તુત પદમાં વર્ણવેલું રહસ્ય મારા હાથમાં આવી ગયું છે, છતાં જાણે હું દિશા ભૂલી ગયો હોઉં એવો મૂર્ખ હું શા માટે થાઉં? (૧) હું દેવના પગને દૃઢ આલિંગન દઇને તે પદ્મનાભને ઉઠાડીને ઊભા કરીશ અને પછી તેમને જરાપણ હાલવાચાલવા દઇશ નહિ. (૨) ત્યાર પછી હું તેમને મારી ઇચ્છા મુજબ મારા હૃદયરૂપી સંપુટની અંદર પધરાવી દઇશ અને તેમના શ્રીમુખને હું મારી આંખો વડે જોયા કરીશ. (૩) તુકારામ કહે છે કે, મેં ઘણાય મતમતાંતરનો ત્યાગ કર્યો છે અને જેના વડે સ્વતઃ કાર્ય થઇ જાય તેનેજ પકડીને બેસી રહ્યો છું. (૪)

**૨૯૩૨**–નીવડેલા રત્નને કાચના સમાન માની લઇને પોતાની આપઅક્કલ પ્રમાણે જે સર્વસ્વને છોડી દે છે, (૧) આવો જેનો જાતિસ્વભાવ છે અને જેની આંખ આગળ પડદો આવી ગયો છે તે માણસ ખરી વસ્તુની પરીક્ષા કરી શકતો નથી તેથી તે ભ્રાંતિમાં પડીને ભૂલ કરી બેસે છે. (૨) જે કામધેનુને સામાન્ય ગાય અથવા ભેંસના સમાન ગણે છે; (૩) તેની સાથે તુકારામ કહે છે કે, બોલવાથી શો લાભ છે? માટે જેનો જેવો વ્યવહાર હોય તેને તે શોભે, એમ સમજીને ઉપેક્ષા કરતા રહેવું. (૪)

**૨૯૩૩**–આપણી આગળ સારો અને નઠારો બેઉ રસ્તા છે. (૧) દેવનાં કામ એકએકથી ચડી જાય એવાં અને તેમને માટે એ બધાં આનંદદાયક છે. (૨) દેવની સત્તા કેટલી મોટી છે તેનો વિચાર કરવા જઇએ તો સમજાઈ જાય કે તે તો આખા જગતનો સૂત્રધાર છે.(૩) તુકારામ કહે છે કે, એ વાત ખરી; પણ આંખોજ ધૂળથી ભરાઈ ગઈ છે એટલે સૂઝે શી રીતે? (૪)

૨૯૩૪–બીજાનું અપમાન કરનાર અને બ્રાહ્મણના ઉપર જુલમ કરનાર વ્યક્તિને દાન આપવાથી દાન દેનાર અને લેનાર બેઉ નરકે જશે. (૧) એજ પ્રમાણે ભીખ માગનારો યાચક અને તેને દાન દેનાર યજમાન એ બેઉની પણ ઉપર કહી તેવીજ સ્થિતિ સમજી લેવી. જંગલમાં પવન જોરથી વાય ત્યારે ઝાડની ડાળીઓ એકબીજાની સાથે જોરથી ઘસાય છે, તેથી અગ્નિ ઉત્પન્ન થાય છે અને તે અગ્નિને ઉત્પન્ન કરનાર ઝાડની સાથે આખા જંગલને બાળીને ભસ્મ કરી દે છે. (૨) પથ્થરની હોડી બનાવતાં થયેલો ખર્ચ અને તે બનાવવાની મહેનત એ બધુંજ નિરર્થક સાબિત થાય છે; કારણકે તેના વડે તરાવાનું તો છેજ નહિ, પણ તેને લઇને પાણીમાં પેસનાર માણસ અને તે હોડી બેઉ પાણીમાં ડૂબી જવાનાં એ ચોક્કસ છે. (૩) તુકારામ કહે છે કે, પોતાની સાચવી મૂકેલી પોટલી જો આપણે ચોરને સાચવવા આપીએ તો તે તેમાંથી જેટલું કાઢી લેવાય તેટલું કાઢી લીધા વગર રહેજ નહિ. તે પ્રમાણે જો બેઉમાંથી એકના મનમાં પાપ હોય તો તે અને પેલો ચોર બેઉ ફસાઈ જાય છે. (૪)

૨૯૩૫–અરે બળ્યું એ જ્ઞાન અને બળી એ ચતુરાઈ! વિઠ્ઠલના ચરણમાં મારો ભાવ કાયમ રહે એટલુંજ મારે ઘણું છે. (૧) બળ્યા તે આચાર અને બળ્યા તે વિચાર ! મારૂં મન પાંડુરંગમાં સ્થિર થાય એટલે ઘણું થયું. (૨) દંભ, માન અને લૌકિક વ્યવહાર એ બધાના ઉપર આગ પડો. મારૂં મન શ્રીવિઠ્ઠલના ધ્યાનમાં મગ્ન રહે એટલુંજ મારે જોઇએ છે. (૩) આ શરીર પણ બળી જાઓ અને તેનાં સંબંધીઓ પણ બળી જાઓ. મારા કંઠમાં નિરંતર પરમાનંદ શ્રીહરિનો વાસ થાય એટલુંજ ઘણું છે. (૪) તુકારામ કહે છે કે, હે મારા મન! જેના વડે બધુંજ સિદ્ધ થઈ જાય છે, એવા વિઠ્ઠલના ચરણનો તું આશ્રય લે. (૫)

૨૯૩૬–હે દેવ! હું પરમ શ્રદ્ધા સહિત તારા ચરણમાં મારા ચિત્તને સ્થિર કરી દઈને નિરાંતે બેઠો છું. (૧) હે દેવ! તારી આજ્ઞાનું પાલન કરતાં હું તરૂં કે ડૂબું, પણ હું જ્યાં છું ત્યાંજ દૃઢ રહીશ અને પાછો તો નહિજ ફરૂં, એવો મેં મારા મનમાં નિશ્ચય કરી રાખ્યો છે. (૨) સાચું શું, તેની મને પોતાને સમજણ પડતી નથી; માટે તું જે કાંઈ આપીશ તે હું ખુશીથી લઈશ. (૩) હે દેવ! તું મને હવે એવી કોઈ વસ્તુનું દાન દે કે જેથી કરીને મારે તારી આગળ ફરીથી યાચના કરવા આવવુંજ ન પડે અને જો તારે એવું ન કરવું હોય તો ભવિષ્યમાં મારે તારી સેવા કેવી રીતે કરવી, તે મને કહે. (૪) તુકારામ કહે છે કે, હે પાંડુરંગ! હું કાંઈક કામ કરૂં કે અમસ્તો જોયા કરૂં? તેની તું મને ખુલાસો કરીને સમજણ પાડ. (૫)

૨૯૩૭–કોઈ એક છોકરાએ રોટલીને માટે હઠ લીધી, પણ રોટલી કેવી હોય તેની તેને ખબર ન હતી; કારણકે તેણે અત્યાર પહેલાં રોટલી દીઠી ન હતી. (૧) તે હઠે ચડીને રડતો હતો અને કેમે કર્યો છાનો રહેતો ન હતો. તેને ટાઢો પાડવાને સારૂ કોઇએ તેને કહ્યું કે, "લે આ રોટલી." એમ કહીને તેના હાથમાં ભાંગેલા ઘડાનું કાચલું આપીને તેને રડતો છાનો રાખ્યો. (૨) હે કૃપાવંત દેવ! મુજ ગરીબની બાબતમાં તમે તેના જેવું ન કરતા. તમારી પાસે કયી વાતની સત્તા નથી? (૩) તુકારામ કહે છે કે, માબાપ જેમ યોગ્ય હોય તેમ તેઓ પોતાના બાળકનું ભલું કરે. (૪)

૨૯૩૮–ઓ મારા મન! તું દેવના ચરણમાં ડૂબકી મારીને–તેમાંજ તન્મય બની જઇને–ત્યાં ને ત્યાંજ પડી રહેજે. ઇંદ્રિયોની સોબત કરીને તેમની સાથે વિષયોના ભણી દોડાદોડ કરીશ નહિ. (૧) શ્રીહરિના સ્વરૂપનું એકજ વાર દર્શન કરવાથી તમામ

પ્રકારનાં સુખની પ્રાપ્તિ થઈ જાય છે અને તે સુખનો કલ્પાંતે પણ છેડો આવતો નથી. (૨) જન્મમૃત્યુના ચક્કરમાં પડીને ભટકવાનું બંધ થઈ જાય છે અને દુઃખદાયક સાધનભજનોના મોટા મોટા પહાડ ઓળંગવાનો શ્રમ કરવો પડતો નથી. (૩) ઓ મારા મન! હવે તને મારે જે કહેવાનું છે તેનો સાર એટલોજ છે કે, તું સ્ત્રી અને ધન—કનક અને કામિની—એ બેઉને વિષ સમાનજ ગણજે. (૪) તુકારામ કહે છે કે, તું જો આટલું કરીશ તો તારો મારા ઉપર મોટો ઉપકાર થયો એવું હું માનીશ અને આ ભવનદીને તરીને પેલે કિનારે ચાલ્યો જઈશ. (૫)

**૨૯૩૯**—હું વિઠોબાનો દાસ થઈ ગયો છું, માટે હવે મારા ઉપર બીજા કોઈની સત્તા ચાલવાની નથી. (૧) એવી કોઈ બીજી જગ્યા નથી કે જ્યાં પરમેશ્વરની સત્તા લાગુ પડતી ન હોય. એવું કયું કામ છે કે જેને પૂર્ણ કરવાનો સંકલ્પ પંઢરપુરના રાજાએ કર્યો અને તે સિદ્ધ થયું નહિ? (૨) હે મારા મન! હવે તારે દોડાદોડ કરવા જેવી બીજી જગ્યાજ ખાલી રહી નથી, માટે તું હરિમાંજ વિશ્રાંતિ લે. (૩) જે ઇન્દ્રિયોને રસ્તે થઈને તું વિષયસેવન કરવાનો વ્યવહાર ચલાવતું હતું, તે ઇન્દ્રિયોની વિષયોના ભણી જવાની શક્તિને મેં નષ્ટ કરી દીધી છે. (૪) તુકારામ કહે છે કે, હું કાળને જીતીને શ્રીહરિના સ્વરૂપમાં નિશ્ચળ બનીને બેસી ગયો છું. (૫)

**૨૯૪૦**—અલ્યા ભાઈ! તું વિઠ્ઠલ દેવનું ભજન કર. જો તું એવું નહિ કરે તો તારો જન્મ વ્યર્થ ગયો એવું જાણજે. (૧) તું એ સિવાય બીજીત્રીજી ખટપટમાં પડીશ તો નક્કી જાણજે કે, તું સંસારરૂપી નદીમાં તણાઈ જવાનો અને શ્રીહરિના ચરણથી વેગળો જતો રહેવાનો. (૨) તુકારામ કહે છે કે, દેવને તો એક

ભાવના સિવાય બીજા કશાની ગરજજ નથી, એ હું તમને શ્રી-વિઠ્ઠલનાજ સોગંદ ખાઈને કહું છું. (૩)

**૨૯૪૧**–મને સતાવનારા ભક્તિહીન શબ્દજ્ઞાનીઓ મારા સદુપદેશના શબ્દોને તોડી પાડવાનું કરે છે. (૧) તેમના જ્ઞાની-પણાની બડાઈઓ ઉપર અને તેમનાં મોઢાં ઉપર આગ પડો. (૨) તુકારામ કહે છે કે, જે મને સતાવવા આવશે તેમની પોલ ઉઘાડતાં મને બીક લાગવાની નથી. (૩)

**૨૯૪૨**–રાજા અન્યાયથી વર્તનારા લોકોને સજા ન કરે તો તેવા અધર્મી હરામખોરો લોકોને ઘણો ત્રાસ આપે. (૧) ખેતરમાં વાવેતર કર્યા પછી નીંદામણ ન કરીએ, પાણી ન સિંચીએ તો તેની ફસલ હાથમાં આવે ખરી કે? (૨) તુકારામ કહે છે કે, સંતોએ બીજાને દુઃખ દેવાનું ખોટું કામ ન કરવું, પણ નીતિનો વિચાર કરતા રહીને જેઓ અનીતિએ ચાલતા હોય, તેમને સજા કરવી પડે તો તેમ કરવાથી પાપ લાગતું નથી. (૩)

**૨૯૪૩**–સારા માણસો પોતાના ઓળખીતાઓને ભૂલી જતા નથી, પણ બીજાઓને તેમ કરતા જોઈને તેઓ પણ તેમની પેઠે વર્તવા લાગે છે. (૧) ભલે જેમ થયું તેમ, પણ હવે તેમની આગળ મારૂં શું જોર ચાલવાનું હતું? મારૂં કપાળજ ટૂંકું, એવું કહેવું જોઈએ. (૨) સમર્થ પુરુષને કહો વળવાનું શું હતું? તે કરતાં આપણા પ્રારબ્ધનોજ દોષ કાઢવો એ વધારે સારૂં છે. (૩) તુકારામ કહે છે કે, હે દેવ! આ બોલ હું તમને સંભળાવવા કહેતોજ નથી. એ તો મેંજ તમારી સેવા ખરા ભાવપૂર્વક નહિ કરેલી તેનુંજ આ પરિણામ આવ્યું છે. (૪)

**૨૯૪૪**–અરે ઓ મૂર્ખ! તું રોજ રોજ ‘હું’ ‘હું’ એવું બોલતો ફરે છે તે કરતાં મૂંગો બેસી રહે તો તેમાં તારૂં કાંઈ

જાય છે? (૧) આપણા પોતાના ઘરમાં ડાહ્યા થઈને બેસી રહેવું શું ખોટું? 'હું'પણાનું ભાષણ કોઈની સાથે કરવુંજ નહિ. (૨) તુકારામ કહે છે કે, આવી રીતે વર્તવા માટે હું તને એક રસ્તો બતાવી દઉં છું. તારે ફક્ત એક દેવનુંજ ધ્યાન ધરીને બેસી રહેવું. (૩)

**૨૯૪૫**–આષાઢી એકાદશીનો મેળો પૂરો થઈ ગયા પછી થોડાજ મહિનામાં કાર્તિકી એકાદશીનો મેળો ભરાય છે. (૧) પંઢરપુર જનારા વારકરી ભક્તોએ આ બે મેળા કદી ચૂકવા નહિ. જો તેઓ આટલું કરશે તો તેમને પછી બીજું કશું કરવાની જરૂર રહેતી નથી. (૨) આટલું કર્યાથીજ કૈવલ્યસુખનો ભંડાર તેમના હાથમાં આવી પડે છે. પછી તો તેમણે તે સુખની લેવડદેવડ કરવી. (૩) તુકારામ કહે છે કે, અહીં તો વિઠોબાના સિવાય બીજાને કોઈ ઓળખતુંજ નથી. (૪)

**૨૯૪૬**–હે દેવ! તમે અમને પ્રેમ આપો છો અને તેના બદલામાં તમે અમારી પાસેથી અમારૂં ચિત્ત માગી લો છો, એવી આપણી વચ્ચે રસાકસી ચાલ્યા કરે છે. (૧) એક વસ્તુ લઈને તેને સાટે બીજી વસ્તુ આપવી એ તો સાટું કહેવાય. એમાં તમારી ઉદારતા ન કહેવાય. અમને પ્રેમ આપવો અને તેના બદલામાં અમારૂં આવડું મોટું ચિત્ત તમે લઈ જાઓ છો અને તેમ કરીને અમારી તમામ ઇંદ્રિયોની ગતિને તમે કુંઠિત કરી દો છો. (૨) તુકારામ કહે છે કે, અમારી પાસે તો અમારૂં ચિત્ત એજ એક પૂંજી છે, તેની ઇચ્છા કરીને તમે અમને ચિત્ત વિનાના બનાવી દેશો. (૩)

**૨૯૪૭**–તું ખૂબ ઉત્સાહપૂર્વક દોડધામ કરે છે, પોતાનું ડહાપણ બતાવે છે, પણ તેથી તું નિશ્ચિંત થઈને નિરાંતે બેસી શકવાનો નથી. (૧) એટલા માટે જે કરવું તે વિચાર કરીને કરવું એ સારૂં છે. ફક્ત પારમાર્થિક વિષયની ખાલી વાતો કરવાનો કશો

અર્થ નથી. (૨) ચિત્તમાં વિવેકનો ઉદય થાય ત્યાર પછી વૈરાગ્ય-દશાને ધારણ કરવી જોઇએ. તે પહેલાં વૈરાગ્ય ધારણ કર્યાથી લોકોમાં મોટાઈ વધે છે, પરંતુ તેની સાથે ઉદ્ધતાઈ પણ આવી જાય છે; એટલા માટે જેનામાં ખરેખરો સો ટચના સોના જેવો વૈરાગ્ય હોય તેજ શૂરવીર કહેવાવા યોગ્ય છે. (૩) તુકારામ કહે છે કે, જ્યાં ઝરાનું પાણી વહેતું હોય ત્યાં ખાડો ખોદીને પાણી કાઢવા-ની શી જરૂર છે? તે પ્રમાણે અંતરનો આદેશ હોય, તે મુજબ વર્તન કરવું, એજ ઉત્તમ છે. (૪)

૨૯૪૮—સાધુસંતોના સમુદાયમાં બેસવાથી મારૂં મન આનંદ-થી ભરાઈ ગયું છે અને હું ઘણો સુખી થઈ ગયો છું. (૧) હે કેશવ! તારા સિવાય મારા જીવને બીજું કાંઈ પણ ગમતું હોય એવું મને લાગતું નથી. (૨) વૈકુંઠ, મોક્ષ અને તારી સાથે સાયુજ્યતા એમાંની કોઈ પણ સ્થિતિની મને ઇચ્છા નથી. મારે તો એવોજ જન્મ લેવો છે કે, જેમાં મને સુખજ મળે. (૩) આ મૃત્યુલોકમાં જન્મીને લોકોની સંગતિમાં પડીને ક્લેશ ભોગવવાની વાસના તો હોયજ કોને? (૪) તુકારામ કહે છે કે, હે દેવ! હું તારો સેવક થયો છું તેથી મને આવા સુખની ઇચ્છા છે. બધા લોકો પણ આ વાત સમજી લે. (૫)

૨૯૪૯—હે મનુષ્યો! આજે તમે પ્રેમાનંદ લૂંટાય તેટલો લૂંટો અને તમારા મનની ઇચ્છા પૂર્ણ કરી દો, નહિ તો જો આ લાગ ચૂક્યા તો તે સુખ તમારા હાથમાંથી ગયુંજ જાણજો અને જન્મ-મૃત્યુના ચક્કરમાં ફસાઈ પડશો તે તો જાણે જુદું. (૧) વૈષ્ણવ-ભક્તોએ પોતાનો જીવ દેવને અર્પણ કરી દીધો છે અને તેના બદ-લામાં વૈકુંઠના ઉપર તેમણે દરોડો પાડ્યો છે અને વળી તેમણે કળિકાળને નસાડીને તેની પૂંઠ પકડી છે. (૨) સર્વપ્રકારનાં આકા-

શમાં રહેનારા અને સર્વશ્રેષ્ઠ એવા વિઠોબાને અને તેમની સાથે બધી જાતનાં આકાશને પણ વૈષ્ણવોએ પૃથ્વી ઉપર ખેંચી આણ્યાં છે અને હરિનામરૂપી બાણવડે તેમનાં અંતરને વીંધીને તેમને અહીં કેદ કરી રાખ્યાં છે. (૩) આવી વૈષ્ણવમંડળી જગતમાં સૌથી શ્રેષ્ઠ સાબિત થઇ ગઇ છે અને તેમણે સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ નામનાં ત્રણ પ્રકારનાં કર્મોને તથા પાપ અને પુણ્ય બેઉને દેશાવર કાઢી મૂક્યાં છે. (૪) તેઓ આનંદથી પરિપૂર્ણ થઇને બધો વખત હરિનામના જયઘોષ ગજવે છે. આવા વીરપુરુષો કોઈને તાબે થાયજ નહિ. તેમની આગળ મોટા મોટા અસુરો થરથર ધ્રૂજે છે. (૫) તુકારામ કહે છે કે, જે સુખ બ્રહ્માદિક દેવતાઓને માટે પણ દુર્લભ છે, તે આજે તમને ફોકટમાં મળે છે, તે માટે તમે હોશિયાર થઇ જાઓ અને તે સુખને જેટલું લૂંટી શકાય તેટલું લૂંટો. (૬)

**૨૯૫૦**–ઓ મારાં માબાપ ! તમારા સેવકના સેવક જેવો હું હવે એવો દીનહીન થઈ ગયો છું, માટે હવે તમે મને નિરાશ કરશો મા; (૧) કારણકે, તમારો મને વિયોગ થાય તે મારાથી એક ક્ષણવાર પણ સહન થનાર નથી. ત્યારે હવે તમારા વગર હું જીવી શકુંજ કેવી રીતે, તે હવે તમે પોતે જોઇ લો. (૨) હે પાંડુરંગ ! મારા જીવે તો બધાની આશા છોડી દીધી છે. ફક્ત એક તમારીજ વાટ તે જોયા કરે છે. (૩) કાયા, વાચા અને મન એ ત્રણે મેં તમને સર્વતોભાવે અર્પણ કરવાને માટે આ યોગ્ય દેહ ધારણ કર્યો છે, તે દેહને પણ હું તમારા ચરણ આગળ અર્પણ કરીને નિશ્ચિંત બની બેઠો છું. (૪) તુકારામ કહે છે કે, હવેથી મારો બધો ભાર તમારા ઉપરજ છે એમ જાણજો, આટલુંજ હું તમને કહું છું. આથી વિશેષ હું જાણતો પણ નથી. (૫)

**૨૯૫૧**–અરે ભાઈ! જે બોલ બોલવાથી તારૂં હિત થતું હોય

તેટલાજ બોલ તું બોલજે. નકામું ખડબડફડફડ કરીને સુખી જીવોને તું શા માટે ત્રાસ આપે છે? (૧) કોઇ મહાવ્યાધિથી પીડાતો હોય, એવા માણસને જોઇને જેને શરીરે ફક્ત દાદરજ થઈ છે એવો માણસ હસે છે. (૨) ખૂબ તનતોડ મહેનત કરનારને જોઇને આળસુ માણસ તેની મશ્કરી કરે છે. (૩) જેને શરીરે પત નીકળ્યું હોય એવા રોગીને ક્ષય રોગવાળો કહેશે કે તું મારાથી આઘો જા, મારી પાસે આવતો નહિ. (૪) બેઉ આંખે આંધળો હોય તે વળી કોઇને કહે છે કે, તું કાણો છે, અથવા તું તો બાડો છે. (૫) તુકારામ કહે છે કે, તમે પોતે જાતેજ શુદ્ધ થાઓ એટલું ઘણું છે. હું તમને પગે લાગીને કહું છું કે, બીજા લોકોને તમે ધિક્કારતા નહિ. (૬)

**૨૯૫૨**–હે દેવ! હવે મને સમજાય છે કે, મેં મારા જીવને તદ્દન નકામોજ શ્રમ આપ્યો. (૧) અક્ષરોની ગૂંથણી કરીને મેં કવિતાઓ જોડી અને પોતાને હાથે પોતાનું મોઢું વગાડ્યું, પણ છેવટે તેથી કશુંજ મારા હાથમાં આવ્યું નહિ, એવું હવે મને લાગે છે. (૨) આ વાટે જવાથી દેવની પ્રાપ્તિ થાય છે એવું હું લોકોને કહું છું, પણ મારૂં પોતાનું દુઃખ તો હું ભોગવ્યાજ કરૂં છું. (૩) તુકારામ કહે છે કે, હે દેવ! ન તો મેં ધરાઇને સંસાર ભોગવ્યો અને ન તો મને તારા ચરણની પ્રાપ્તિ થઈ; એટલે હું તો બંને ઠેકાણેથી રહ્યો. (૪)

**૨૯૫૩**–હે દેવ! હવે મારે કરવું શું તે તમેજ મને કહો. (૧) તમારી પ્રાપ્તિ કરવાનો મર્મ હું ભૂલ્યો એટલે જે ખરેખરૂં કાર્ય છે તે તો થનારજ નથી. તે સિવાય જે કાંઈ કરીએ તે બધુંજ વ્યર્થ ગયું જાણવું. (૨) તમારા હૃદયમાં પણ ભેદાભેદ આવી ગયો હોય એવું મને લાગે છે. આ વાતની મને પૂરેપૂરી ખબર પડી ગઈ છે તેથી તો હું તમારી સાથે લડવા આવ્યો છું. (૩) તુકારામ કહે છે કે,

હું ભિખારી તમારી પાસે દાન માગવાને આવ્યો છું. ત્યારે તું હવે નિર્વાણના ભણી જોતો નહિ, પણ મને કૃપાદાન દે. (૪)

**૨૯૫૪**–હે દેવ! તારા દાતાપણાને વિષે હું કાંઇ કહેવા માગતો નથી, પણ બધી રીતે હું અવિશ્વાસુ થઇ ગયો છું. (૧) હું દાંભિકપણે તારી ભક્તિ કરીને લોકોની આગળ ભક્તિનું નાટક ભજવી બતાવું છું, પણ મારા અંતઃકરણમાં કશા ભાવનો હજી ઉદય થયો નથી; તે મારાથી ઘણો વેગળો છે. (૨) હે દેવ! તું સૌના ચિત્તનો સાક્ષી છે, તેથી તું બધું જાણે છે. ત્યારે હવે તારી આગળ તે મારે કેટલો ગર્વ કરવાનો હોય? (૩) તુકારામ કહે છે કે, હે દેવ! મારાં પહેલાંનાં દુસ્તર કર્મોને તું શું કરવાનો હતો? (૪)

**૨૯૫૫**–હે પાંડુરંગ! જ્યારે તમે મારી મદદે દોડી આવતા નથી, ત્યારે તમારા વિના મારો છુટકારો કરે એવું બીજું છે પણ કોણ? (૧) જુઓ, હું તમારો છું તેથી કરીને બીજાની પાસે મદદ માગવા જાઉં તે પણ સારૂ નહિ દેખાય. (૨) કાળ તો ઘણે આઘે સુધી મારી પૂંઠે દોડયો આવે છે અને તે મને એક ક્ષણવારને માટે ઠરીને બેસવા દેતો નથી. (૩) હે દેવ! તું પતિત લોકોનો ઉદ્ધારક છે, ત્યારે મારાં સંચિતકર્મોનો તું મુદ્દલે વિચારજ કરતો નથી. (૪) તુકારામ કહે છે કે, હું તારૂં સ્મરણ કરતો રહું છું અને તે છતાં મારા ઉપર પારકાની (કાળની) સત્તા ચાલે, એ કાંઈ થોડા આશ્ચર્યની વાત કહેવાય? (૫)

**૨૯૫૬**–કાગડાની ડોકે મોતીની માળા પહેરાવીએ તો તે તેને શોભે ખરી? (૧) અથવા હાથીને શરીરે કસ્તુરીનો લેપ કરીએ તો તેની સુગંધનું સુખ તે શી રીતે માણવાનો હતો? (૨) બગલાની આગળ અહિંસાનો મહિમા ખૂબ શ્રદ્ધાપૂર્વક વખાણીએ, તો તેની કશી સાર્થકતા તો થાયજ નહિ અને કથા કરનારની મહેનત

પાણીમાં જાય. (૩) તુકારામ કહે છે કે, એવીજ રીતે ભાવરહિત ભક્તોને ઉપદેશ કરવો નહિ, કરશો તો તે વ્યર્થ જશે. (૪)

**૨૯૫૭**–હે દેવ ! જ્ઞાનસાધનથી તેમજ ધ્યાનયોગથી તારી પ્રાપ્તિ થઈ શકતી નથી. સૌર, વૈષ્ણવ, શૈવ, શાક્ત, ગાણપત્ય અને સ્કાન્દ વગેરે છ સંપ્રદાયોએ અને છ દર્શનોએ તારી ઘણીય શોધ કરી જોઈ, પણ તેમાંના કોઈને પણ તું હાથ આવ્યો નહિ. (૧) છ શાસ્ત્ર અને ચાર વેદ તને શોધવાને મથ્યા, પણ તેઓ તારો અંત પામ્યા નહિ અને બ્રહ્માદિક દેવતાઓ પણ તારી ધારણા કરી શક્યા નહિ. (૨) તુકારામ કહે છે કે, તારા સ્વરૂપનો કોઈ પારજ પામતું નથી, તેથી કરીને તારી શોધ મારે કરવી કેવી રીતે, તે વિષે હું ઊંડા વિચારમાં પડી ગયો છું. (૩)

**૨૯૫૮**–નાનાં બાળકોનું તેમનાં માબાપ જતન કરે તો છે, પણ તે છોકરાં મોટાં થશે ત્યારે તેઓ અમારી સેવા કરશે એવી ઇચ્છા અથવા આશા માબાપના મનમાં રહે છે. (૧) પણ આ દેવાધિદેવ એવા નથી. તેમનો સ્વભાવ તો અત્યંત કૃપાળુ છે. (૨) નાનાં છોકરાં માની મરજી વિરુદ્ધ વર્તે તો તેમને મા સજા પણ કરે છે. (૩) તુકારામ કહે છે કે, છોકરાંનો બાપ તો તેમને સજા કરેજ છે, એ વાત ફરી ફરીને કહેવાની જરૂર રહી નથી. (૪)

**૨૯૫૯**–અરે મનુષ્યો! તમે કદાચ તમારી જિંદગીમાં કોટ્યવધિ રૂપિયાની સંપત્તિ મેળવશો; તોપણ મૂવા પછી તે સંપત્તિમાંથી એક લંગોટી પણ તમારી સાથે આવવાની નથી. (૧) તમે પાનનાં બીડાં ચાવો છો અને લાલ મોઢાં કરીને હમણાં ફરો તો છો, પણ આખરની ઘડીએ તો તમારે ફીકે મોઢેજ જવું પડશે. (૨) પલંગના ઉપર ગોદડાં અને તળાઈઓ પાથરીને સૂતાં તો તમને આજે સારૂં લાગે છે, પણ એક દહાડો તમારે ગાયના છાણ-

થી લીંપેલી નરી ભોંયના ઉપર સૂવાનો વારો આવશે. (૩) તુકારામ કહે છે કે, તમે જો એક રામનામને વિસારે મૂક્યું તો નક્કી જાણજો કે તમારો જન્મારો એળે ગયો. (૪)

૨૯૬૦–હે ઉદાર વિશ્વંભર ચતુર દેવ પાંડુરંગ ! હું તમારી આગળ એક વિનંતી કરૂં છું, તે તમે સાંભળો. (૧) હું તારો સેવક છું, એ વાત આખી દુનિયામાં જાણીતી થઇ ગઈ છે. છતાં તું જો મારો ત્યાગ કરીશ તો તારૂં મોટાપણું રહેવાનું નથી. (૨) આનું કારણ એવું છે કે, તારૂં નામ પતિતોનો ઉદ્ધાર કરનાર કહેવાય છે અને મારામાં તો ગુણદોષ એટલા બધા ભર્યા છે કે, તેમની વાત મારે કહેવી કોને અને કહું તોપણ સાંભળવાનું કોણ હતું? (૩) હે અનંત! તું મોહ અને લોભની માયા ફેલાવીને અમને બાધા દે છે, ત્યારે હવે મારે આ વાત કહેવી કોના આગળ? (૪) તુકારામ કહે છે કે, હું પાપી છું એ વાત તો સાચીજ છે, પણ તે છતાં હું તારે શરણે આવ્યો છું એમ સમજીને તું મને તારજે.(૫)

૨૯૬૧–હે અનંત! તારા ચરણના ઉપર મારી પ્રીતિને દૃઢ કરી દે. સંસારમાંથી મારો છુટકારો કર અને મારૂં રક્ષણ કર–મારૂં રક્ષણ કર–મારૂં રક્ષણ કર. (૧) મને તારી સેવા કરવામાં રસ પડે એ દાન તું મને દે. એ સિવાય બીજા વિષયોમાં મને મુદ્દલે સુખજ ન મળવા દેતો. (૨) હું તારૂં નામ અને તારા ગુણાનુવાદ ગાઉં અને ગાતાં ગાતાં આનંદમાં આવી જઇને નૃત્ય કરૂં એટલું માગું છું. (૩) ઓ વિઠ્ઠલ! ઓ મારા બાપ! જેના વડે તારા ચરણની પ્રાપ્તિ થાય તેજ વસ્તુનું તું મને દાન દેજે. (૪) તુકારામ કહે છે કે, મને જે ગમ્યું તે મેં તારી પાસે માગી લીધું, હવે તું મને તે આપ અને મારા મનનું સમાધાન કર. (૫)

૨૯૬૨–અરે ઓ બાઈ! રાંધીને તૈયાર કરેલા ભાજીના શાકમાં

ગોળ વગેરે મેળવીને બધું ધૂળધાણી કરી નાખે એવી તું ડાહી અને ચતુર દેખાય છે. (૧) તું ખીરની અંદર હિંગ નાખે છે અને દૂધની અંદર હીરાબોળ (એક જાતનો ગંધાતો પદાર્થ) નાખીને ઉત્તમ પદાર્થને બગાડી મારે છે. (૨) તું હીરામોતીના દાગીના રાખવાની સુંદર પેટીમાં છાણમાટીનો ગારો ભરી દે છે અને પછી તે પેટીને ખાંધે અથવા માથા ઉપર મૂકીને તું અહીંતહીં ફરતી ફરે છે, પણ તારૂં તે જવુંઆવવું વ્યર્થ છે. (૩) તું દળણું દળવા બેસે છે ત્યારે જાડા જાડા લોટનો નર્યો ભરડો દળી મારે છે અને એવું કરીને મોઘું અનાજ નકામું કરી દે છે. (૪) એક તરફ કપૂર અને બીજી તરફ લસણ મૂકીને તું ઊલટો સૌને ત્રાસ ઉપજાવે છે. (૫) રત્નનો પરીક્ષક હોય તેજ તેની પરીક્ષા કરી શકે છે અને બીજા લોકો તો અમસ્તા હાથમાં લઈને જોયા કરે એટલુંજ. (૬) તુકારામ કહે છે કે, જ્યારે ઉત્તમ યોગ મળી આવ્યો હોય ત્યારે તે યોગ સારો નથી, એવું કહેનારા અક્કલના દુશ્મનોના મોઢા ઉપર થૂંકવુંજ જોઈએ. (૭)

**૨૯૬૩**–દીન જનોનું પાલન કરનાર પરમેશ્વર જે મારા પિતા છે, તે પોતાના ભક્તોની વાટ જોતા ઊભા છે. (૧) તે દેવ પોતાની કેડે હાથ દઈને ચંદ્રભાગાને કિનારે ઊભેલા છે. (૨) તેમના ગળામાં વૈજયન્તી માળા ઝૂલી રહી છે, તેમની કાન્તિ શ્યામળી છે અને તે જોવા જેવી છે. (૩) તુકારામ કહે છે કે, જે કોઈ ભક્ત તેમને મળવાને આવે તેને આલિંગન દેવાને સારૂ તેમણે પોતાના હાથ ઊંચા કરી રાખ્યા છે. (૪)

**૨૯૬૪**–ઓ વિઠાબાઈ ! તું કૃપાળુ છે અને મારી માતા છે. તારા ચરણને પ્રતાપેજ હું જીવતો રહ્યો છું. (૧) ઓ પાંડુરંગા મા ! હું તારો અજ્ઞાન બાળક છું એમ જાણીને તું મને રાંક અને

ગરીબ કંગાલના જેવો દેખાવા દઇશ નહિ. (૨) મેં તારે સારૂ જન્મ-મરણના ફેરા ખાધા. તારા સિવાય બીજી કશી વાત હું સમજી શકતો નથી. (૩) તુકારામ કહે છે કે, ત્યારે હવે તારા સિવાય બીજું કોણ મારા શ્રમનું હરણ કરવાનું હતું ? (૪)

**૨૯૬૫**–હે પુંડલીકરાય ! પ્રેમાનંદમાં ઉન્મત્ત બનીને તેં શ્રી-વિઠોબાને કેવી રીતે ઊભા કરી રાખ્યા ? (૧) તે દેવ તને મળવા-ને આવ્યા ત્યારે આસનની જગ્યાએ તેં પાછળથી એક ઈંટ ઉપાડી-ને તેમની આગળ ફેંકી, એ કાંઈ તારૂં થોડું સાહસ કહેવાય ? (૨) તેં તેમને અઠ્ઠાવીસ યુગથી ઊભા ને ઊભાજ રાખ્યા અને હજી પણ તેમને 'બેસો' એવું કહેતો નથી ! (૩) તારો આવો નિકટનો ભાવ જોઈને દેવે વૈકુંઠ છોડી દીધું. (૪) તુકારામ કહે છે કે, હે પુંડલીક-રાય ! ખરેખર તમેજ એક દેવના શ્રેષ્ઠ અને બળવાન ભક્ત છો. (૫)

**૨૯૬૬**–હે દેવ ! એક વાર મારી આંખે તમને પોતાની સામે જોઈ લીધા પછી તે ત્યાંથી પાછી ફરી શકતી નથી. (૧) હે પંઢરી-નાથ ! હે દેવ ! મારા ચિત્તે તારા ચરણની સાથે દૃઢ આલિંગન કરી દીધું છે. (૨) મીઠાનો ગાંગડો પાણીમાં પડી ગયા પછી તેને પાણીમાંથી જુદો કરીને બહાર કાઢી શકાતો નથી. (૩) તુકારામ કહે છે કે, મેં મારા જીવનું તમારા ચરણ પાસે બલિદાન દીધું છે. (૪)

**૨૯૬૭**–દુરાચારી જીવડાઓને મારે કેટલોક ઉપદેશ આપ-વો ? સારૂં તો તેમને ગમતુંજ હોતું નથી. (૧) આવા ચાંડાળોના હૃદયમાં પવિત્ર વાસનાનો ઉદય કેમ નહિ થતો હોય ? તેમને પોતા-ના પ્રારબ્ધ કર્મનો લાભ લેતાં ન આવડયું અને તેમને વ્યર્થ બાળી મૂક્યાં. (૨) તેમના મનમાં ભાવ તો હોતોજ નથી અને કોઈ તેમને સારી વાત કહે તો તેને તેઓ સાંભળતા પણ નથી. આ રીતે તેઓ પોતેજ પોતાની જાતને ફસાવી મારે છે. (૩) તુકારામ કહે છે કે,

આવા અભાગિયાઓને પેલી રાંડે (તેમની માએ) જણ્યાજ શા માટે હશે? કારણકે તેઓ રાતદહાડો નકામા લવારા સિવાય બીજું કશુંજ કરતા નથી. (૪)

૨૯૬૮–સમર્થ લોકોને પોતાના નામની પ્રતિષ્ઠા વહાલી હોય છે, તેથી કરીને જેઓ તેમના શરણાગત થાય છે તેમને તેઓ સાચવે છે. (૧) તેમના ગુણદોષ તેમજ તેમના અન્યાય ભણી તેઓ જોતા નથી. તેમને સુખમાં રાખે છે અને તેમના ભાગનું દુઃખ પોતેજ સહન કરી લે છે. (૨) લોકોમાં મોટાઇ, માન, આબરૂ અને ભલાપણાનો યશ કાંઈ એમ ને એમ ફોકટમાં નથી મળતાં. તેમને સારૂ તો જાતે દુઃખ વેઠવું પડે છે. (૩) તુકારામ કહે છે કે, હે દેવ! તું બધું સમજે તો છે; પણ હું રહ્યો અધીરો તેથી કરીને મારા જીવને ધીરજ રહેતી નથી. (૪)

૨૯૬૯–હું આનંદપૂર્વક શ્રીહરિની કથા અને કીર્તન પ્રસંગે ખૂબ મોટેથી તેમના જયઘોષ ગજાવું છું, તેથી કરીને મને મનગમતું પ્રેમાનંદનું સુખ મળ્યા કરે છે. (૧) મને આ વૈષ્ણવ–ભક્તોનો સહવાસ ઘણો ગમે છે, કારણકે ત્યાં કળિકાળથી પ્રવેશ કરી શકાતો નથી. (૨) 'રામકૃષ્ણ નારાયણ,' એ મંત્ર ઘણો સહેલો છે અને મને તે બહુ ગમે છે, તેથી કરીને તે મારે મોઢે ઘણી સરસ રીતે ચડી ગયો છે. (૩) મારે એ સિવાય બીજું કાંઈ બોલવાનો પ્રસંગ આવે છે ત્યારે મને શરમ આવે છે. આથી કરીને આ એક મંત્ર ઉપરાંત મારે બીજા કશા ઉપદેશની જરૂર રહી નથી. (૪) તુકારામ કહે છે કે, હે પાંડુરંગ! મારૂં મન તારા ચરણની સાથેજ તન્મય બની ગયું છે. (૫)

૨૯૭૦–હે દેવ! હવે શું તારે મારો અંત જોવાનો વિચાર છે? હું તારો શરણાગત થયો છું. (૧) મારો તું અંગીકાર કર અને

મને તારી પાસે ને પાસેજ બેસાડી રાખ. (૨) તારે શરણે આવેલા-ઓની તેં અગાઉ ઉપેક્ષા કરી હોય એવું મારા સાંભળવામાં આવ્યું નથી. (૩) તુકારામ કહે છે કે, હે દેવ! હવે તું તારા પોતાના ભક્તોને વિષે જરા મનમાં અભિમાન રાખતો થા, કારણકે તું શૂરવીર અને મોટો દાનવીર છે. (૪)

**૨૯૭૧**–ઓ વિઠ્ઠલ! મારા નસીબમાં જે સુખદુઃખના ભોગ ભોગવવાના લખ્યા હશે તે તો હું ભોગવી છૂટીશ; તે બાબત હું તને કશું કહેનાર નથી અને પરિશ્રમ આપનાર નથી. (૧) હું તારી પાસે બીજું કશું માગતો નથી, પણ મારા અંતઃકરણમાં હું ધ્યાન ધર્યા કરૂં અને મારે મોઢેથી તારૂં નામસ્મરણ કરતો રહું એટલુંજ વરદાન હું તારી પાસે માગું છું. (૨) મારે વારંવાર જન્મ ધારણ કરવો પડે છે, તેમાંથી હું છૂટી જાઉં એવા હેતુથી હું તારા કાલાવાલા કરવા આવ્યો નથી; કારણકે ફરી ફરીને જન્મ ધારણ કરવાનો ભય તો મારામાં મુદ્દલે છેજ નહિ. (૩) તુકારામ કહે છે કે, ઓ મારાં માબાપ! તું જો મને આટલુંજ આપે તો તેં મને ઘણું ઘણું આપ્યું એવું હું માની લઇશ અને તારી આગળ હું આનંદમસ્ત થઈને નૃત્ય કરીશ. (૪)

**૨૯૭૨**–જો કશાનો સંકોચ કરવો હોય તો આપણા ચિત્તનોજ સંકોચ કરવો અને આપણને પુષ્કળ સુખ થાય એવાંજ કામ કરવાં. (૧) સૌ ભૂતમાત્રના પ્રતિ સમદૃષ્ટિ રાખવી, એજ દેવની સાચી પૂજા છે. ઘણા લોકોની સાથે મત્સર કરવાથી દુઃખની ઉત્પત્તિ થાય છે. (૨) જો કોઇની સાથે રિસાવું હોય અથવા કોઈના ઉપર મોઢું ચઢાવવું હોય તો તે આપણી જાત ઉપરજ કરી લેવું; કારણકે બાકીના બીજા બધા તો હરિરૂપ છે એમ જાણવું. (૩) તુકારામ કહે છે કે, સૌના જીવરૂપ થઇ જવું, એજ સાચું સંતપણું છે. (૪)

**૨૯૭૩**-જપ,તપ ઇત્યાદિ સાધનો કરીને જીવને ક્લેશ આપીને મનને વશ કરવાનો રસ્તો મેં ગ્રહણ કર્યો નથી. (૧) મેં તો મારા અંતરમાંજ તારા ઉપર આક્રમણ કર્યું છે, એટલે હવે મારા ઉપર આવી પડનારાં સંકટ મારાં નહિ પણ તારાં છે. (૨) હે દેવ! મેં તો તને જળ પણ અર્પણ કર્યું નથી. ફક્ત તારૂં ચિંતન કરીનેજ હું તો તારી સેવા કરૂં છું. (૩) તુકારામ કહે છે કે, હું જે બોલ બોલી ગયો તેનો મારાં માતાપિતાએ ઉદારપણે સ્વીકાર કરી લીધો છે. (૪)

**૨૯૭૪**-દેહ તો પ્રારબ્ધકર્મોને આધીન છે. ત્યારે તેના યોગ-ક્ષેમનો ભાર મારા માથા ઉપર લઇને હું શા માટે જૂઠો દુ:ખી થાઉં? (૧) હે દેવ! હું ઇચ્છું છું કે, મારો બધો વખત તારૂં ચિંતન કરવામાંજ વ્યતીત થાય. હું મારાં મન,વાણી અને કાયાવડે સર્વતો-ભાવે આવુંજ ઇચ્છું છું. (૨) હે મારા દાતાર દેવ! આ જન્મની અંદર ઉપર જેનો ઉલ્લેખ કર્યો તેવી સ્થિતિ સિવાય બીજું કશું મેળવવા જેવું હું તો દેખતો નથી. (૩) તુકારામ કહે છે કે, હે દેવ! આજ સુધીમાં તો હું ઘણાં ઘણાં સંકટ વેઠતો આવ્યો છું. એમ થવાનું કારણ એ હતું કે, આ શરીર તે હું અને શરીરનાં સંબંધીઓ તે મારાં સંબંધીઓ, આવી ભાવનાને હું વળગી રહ્યો હતો, જે ઘણી ખરાબ હતી. (૪)

**૨૯૭૫**-મારો બધોજ વિશ્વાસ મેં તારા ચરણમાં સ્થિર કરી રાખ્યો છે. ત્યારે હવે તું મને નિરાશ કરીશ નહિ. (૧) જ્યારે હું મારી વાણી વડે તારૂં નામ ગાઉં છું ત્યારે તે મને ઘણું મીઠું લાગે છે; કાને સાંભળવાથી પણ ઘણું પ્રિય લાગે છે અને તારી મૂર્તિ આંખને જોવી ઘણી ગમે છે. (૨) મારૂં મન નિશ્ચળ અને સ્થિર થઈ ગયું છે. તેમ થવાથી મને બાંધી રાખનારાં આશાનાં બંધન તૂટી

ગયાં છે. જન્મ, જરા, વ્યાધિ આદિ દુઃખોનું નિવારણ થઇ ગયું છે અને શ્રીહરિના પ્રેમનો પ્રવાહ ચાલુ થઈ જવાથી મારા મનમાં આનંદનું પૂર આવ્યું છે. (૩-૪) તુકારામ કહે છે કે, આવો મારો નિશ્ચય થઇ ગયો છે, ત્યારે હું નકામો વધારે શા સારૂ બોલું? (૫)

૨૯૭૬–તમારા ઉપર મારા શબ્દોની કશી અસર તો થતી નથી; કારણકે તમે વિદ્વાન બ્રાહ્મણો છો. (૧) આટલા માટે તો હું તમને વિનંતી કરૂં છું કે, તમારૂં જે કાંઈ ઉચ્છિષ્ટ વધ્યું હોય તે તમે મારા હાથમાં આપો. (૨) વેદોમાં જે જે વિહિત કર્મો કરવાનું કહ્યું છે, તેનો વિચાર કરીને તે તે કર્મો કરવાં. (૩) તુકારામ કહે છે કે, મારો અધિકાર તો તમારા ઉચ્છિષ્ટનું સેવન કરવાનો અને તમારો સ્વધર્મ વેદમાં કહ્યા પ્રમાણે વર્તવાનો. (૪)

૨૯૭૭–હે દેવ! તેં અગાઉ ઘણા જીવોનો ઉદ્ધાર કર્યો હતો. તું અનાથ જીવોની માતા છે. (૧) એટલા વાસ્તે સંકટમાંથી મારૂં રક્ષણ કરવાની બાબતમાં તું આળસ કરીશ નહિ. મને તારે છેડે વળગાડીને તું ભવસમુદ્રને પેલે પાર લઈ જા. (૨) હે કૃપાવંત! તમે જેનો અંગીકાર કરો તેના ઉપર સંસારનું દુઃખ તો બીજી વાર પડેજ નહિ. (૩) વિચાર કરવા જઇએ તો તારા સમાન બળવાન કોઇ નથી અને આખા જગતમાં વ્યાપક હોય એવો પણ કોઈ નથી. (૪) એટલા માટે શરૂઆતથીજ મારો જીવભાવ તમને અર્પણ કરી દઇને હું આ દેહને વ્યર્થ માનું છું અને તમારૂં ધ્યાન ધરીને સમાધિ-અવસ્થામાં પડી રહું છું. (૫) તુકારામ કહે છે કે, હે પાંડુરંગ! તારા સિવાય હું બીજા કોઇને ઓળખતો નથી. (૬)

૨૯૭૮–હે મનુષ્યો! જો તમે હું માગું તે વસ્તુનું મને દાન આપવા આવ્યા હો, તો હું જે કહું તે સાંભળીને તેને મનમાં ધારણ કરો. તે વાત એ છે કે, તમારે બધો વખત શ્રીવિઠોબાના

ચરણનું મનમાં ચિંતન કરતા રહેવું. (૧) જો તમે મને આટલી એક વસ્તુનું દાન દો, તો મારા મનનું સમાધાન થઈ જાય. આ વાત સિવાય મને સારાં સારાં મિષ્ટાન્ન અથવા સોનારૂપાની કશી ગરજ નથી. (૨) તમારે ગળામાં તુલસીની કંઠી પહેરવી, એકાદશીનું વ્રત કરવું અને આંગણામાં તુલસીને વાવીને તેનું પૂજન કરવું. (૩) તુકારામ કહે છે કે, જેઓ આ પ્રમાણે વર્તશે તેના ઘરનું એઠું મળશે તોપણ તેથી મને દશેરાદિવાળીના તહેવારના જેટલો આનંદ થઈ જશે. (૪)

૨૯૭૯-હે દેવ! જેના પ્રેમને લીધે તમે નિરાકાર અવસ્થામાંથી સાકાર અવસ્થામાં આવ્યા અને જેને સારૂ તમે આ બધો વિસ્તાર ફેલાવી દીધો, (૧) તે તમારૂં હરિનામ હું પ્રેમથી ગાઈશ. એક ઘડી વારને માટે પણ હું તેને વિસારનાર નથી. (૨) ખરેખરો મુખ્ય સાર આ છે; અને મુખ્ય ધર્મ પણ આજ છે. બીજું બધું એની અંદર સમાઈ જાય છે. (૩) જુદા જુદા ભાવથી પ્રેરાઈને નાના પ્રકારના તર્કવિતર્ક કરવા નહિ; કારણકે મુખ્ય સ્થળ પ્રાપ્ત કરી લેવાને માટે એક નામ સિવાય બીજા ઉપાય ઝાઝા છેજ નહિ. (૪) તુકારામ કહે છે કે, હું મારા જીવને દેવની નાનકડી મૂર્તિની સાથે વળગાડી દઈને મારી ઇચ્છાના સંપુટની અંદર દાબી રાખીશ. (૫)

૨૯૮૦-હે દેવ! હું મારાં સ્વાભાવિક કર્મોથી થાકી ગયો છું. માટે હવે તો તમે કૃપા કરીને મને આશ્વાસન આપો. (૧) હે દાતાર દેવ! તમે અત્યંત પ્રીતિ લાવીને મને આલિંગન દો અને મારા શરીરનાં આઠે અંગને ટાઢાં પાડી દો. (૨) મારા ઉપર તમારી દૃષ્ટિમાંથી કૃપામૃતનો વરસાદ વરસાવીને મારા જીવને શીતળતા આપો. (૩) મને ઊંચકીને તમારી કેડે બેસાડી દો. હું ભૂખ્યો-તરસ્યો છું કે નહિ તે તમે મને પૂછો અને તમારા પીતાંબર વડે

મારૂં મોઢું લૂછો. (૪) મને તમારા ખોળામાં બેસાડીને પ્રેમથી મારી હડપચી પકડીને, સમજાવીને શાંત કરો અને મને કોઈની નજર લાગી હોય તો તેનો ઉતાર કરવાને માટે મારા માથા ઉપર રાઈમિરચું ઉતારીને ફેંકી દો. (૫) તુકારામ કહે છે કે, ઓ વિશ્વંભર! ઓ મારા બાપ! ઉપર કહ્યા મુજબ તમે મારા ઉપર કૃપા કરો. (૬)

**૨૯૮૧**–આ પંઢરપુરમાં અસલની જૂની ખાણ પ્રત્યક્ષ મળી આવી છે. અગાઉના લોકોએ તેમાંથી લૂંટાય તેટલું લૂંટયું પણ તેમાંનું ધન ખૂટતુંજ નથી. (૧) અસલના સિદ્ધ મહામુનિઓ અને સાધનસંપન્ન સાધકોએ મળીને એ ખાણની સાચવણી કરી હતી. (૨) એનો શોધક પગી પુંડલીકરાય હતો. તેણે પ્રથમ તેની શોધ કરી હતી અને તેણેજ આખી દુનિયાની આગળ તેને છતી કરી દીધી. (૩) તુકારામ કહે છે કે, ત્યાં હું ગરીબ અવસ્થામાં રહેતો હતો તેથી મારે ભાગ પણ તેમાંનું થોડુંઘણું આવી મળ્યું છે. (૪)

**૨૯૮૨**–કેટલાક લોકો ભગવાં વસ્ત્ર પહેરે છે. ભગવાં કપડાં એ અનુભવ મેળવવાનો એક રસ્તો હશે! (૧) કેટલાક માથે જટાનો ભાર વધારે છે અને જ્યાંત્યાં નાગા થઈને ફરે છે. જંગલનાં શિયાળ તો એજ રીતે રહે છે. (૨) કેટલાક વળી ભોંયની અંદર ગુફાઓ બનાવીને તેમાં પડી રહે છે, પણ એમ તો દરની અંદર ભરાઈ રહેનારા ઉંદર પણ છેજ ને ? (૩) તુકારામ કહે છે કે, આવું કરવાનું કામજ શું છે? ખાલી શા માટે દેહને દંડ દેવો? (૪)

**૨૯૮૩**–આજનો દિવસ ધન્ય થયો, કારણકે ઈંટના ઉપર ઊભેલા મૂર્તિમંત આનંદને મેં મારી આંખો ભરીને નિહાળ્યા. (૧)

મારી જીભ નારાયણના નામનો ઘોષ કરીને શીતળ થઈ ગઈ અને તેથી મારૂં મોઢું પણ ધન્ય થઈ ગયું. (૨) મેં મસ્તક સહિત મારૂં આખું શરીર સંતોના પગ આગળ મૂકી દીધું તેથી તે પણ ધન્ય થઈ ગયું અને શોભાયમાન દેખાવા લાગ્યું. (૩) આ પંઢરપુરના રસ્તા ઉપર થઈને મારા પગ ચાલ્યા તેથી તે પણ ધન્ય થઈ ગયા; મેં બેઉ હાથે તાળિયો વગાડી તેથી મારા હાથની પણ શોભા વધી ગઈ. (૪) તુકારામ કહે છે કે, વિઠોબારાયના ચરણ આગળ હું જઈ પહોંચ્યો અને આ લહાવો મને મળી ગયો તેથી કરીને હું પોતે પણ ધન્ય થઈ ગયો છું. (૫)

**૨૯૮૪**–મારી બુદ્ધિ મારા પ્રારબ્ધની મદદે ચાલી આવી. તે સુયોગ મને સાંપડ્યો તે ઘણુંજ સારૂં થયું. (૧) આ રસ્તે મારા પગ હીંડતા થયા તેથી સંતોના ચરણનાં દર્શન કરવાનો લાભ મને મળી ગયો. (૨) અગાઉનાં દારિદ્રય અને દોષોનું એકદમ નિરાકરણ થઈ ગયું અને મારો દેહ તત્ક્ષણ પવિત્ર બની ગયો. (૩) તુકારામ કહે છે કે, અત્યાર સુધી મેં જન્મમૃત્યુનો વેઠેલો પરિશ્રમ સાર્થક થઈ ગયો અને મારો કરેલો બધો વ્યાપાર સફળ થઈ ગયો. (૪)

**૨૯૮૫**–વાણિયાની દુકાને ગોળ હોય છે. તે ગોળનો આપણે ઘેર ખપ હોય અને તેથી ઘેર આણવો હોય તો તે વાણિયાનાં જાતિકુળ વગેરેને લગતા સવાલ પૂછવાની જરૂર નથી. (૧) તુલસીનો છોડ ઉકરડામાં ઊગી નીકળ્યો હોય તો તે મેલી જગ્યાએ ઊગ્યો છે એમ કહીને તેનો ત્યાગ કરવો શું ઉચિત છે? (૨) ગાય કોઈ વાર વિષ્ટા આદિ મેલી વસ્તુઓ ખાઈ બેસે છે, પણ તેથી શું આપણે તેનું દૂધ ખાવાની ના પાડીએ છીએ? (૩) તુકારામ કહે છે કે, ફણુસના ફળની ઉપરના છોડાનો અને બીજી નકામી વસ્તુ-

ઓનો વિચાર ન કરવો. તેની અંદરની ગળીગળી ગોટીઓજ ખાઇ લેવી. તેવી રીતે હરકોઇ વસ્તુના દોષનો ત્યાગ કરવો અને તેના ગુણ ગ્રહણ કરવા. (૪)

૨૯૮૬–જેને વૈષ્ણવભક્તોની સોબત ગમે નહિ, તે ભલે આ અવતારમાં બ્રાહ્મણ હોય તોપણ તે પૂર્વજન્મમાં ભંગિયોજ હોવો જોઇએ. (૧) જેનાં આચરણ ધર્મશાસ્ત્રને અનુસરતાં નથી અને જે પોતાને મોઢેથી અપવિત્ર શબ્દોનો ઉચ્ચાર કરે છે તેને જાતનો ચાંડાળજ જાણવો. (૨) વછનાગને મોઢામાં નાખી જોતાં તે ગળ્યો લાગે છે, પણ પાછળથી જીવની હાનિ કરે છે. તેમ દુર્જનની સોબત આખરે નુકસાનકારક નીવડે છે. (૩) તુકારામ કહે છે કે, જેને ગોવિંદનું કદી સ્મરણ થતુંજ નથી, તે સારા બાપના પેટનો નથી એમજ માની લેવું. (૪)

૨૯૮૭–પોતાને પેટે લૂગડાંનો ડૂચો બાંધીને વાંઝણી સ્ત્રી પોતાને ગર્ભ રહ્યો છે એવો ઢોંગ કરતી ફરે છે, (૧) તેમ કેવળ શબ્દજ્ઞાનીઓ શબ્દોની રચના કરીને જ્ઞાનની દુકાન માંડીને પોતાના જ્ઞાનને વેચે છે અને તેમ કરીને પેટ ભરે છે. (૨) કઢી-ભાતનું વર્ણન કોઈ મોઢેથી ગમે તેટલું કરે પણ તેથી કાંઇ કોઇનું પેટ ભરાવાનું હતું? (૩) કાગળના કટકા ઉપર 'સાકર' એવું લખીને તેને ચાટવાથી ગળ્યું લાગવાનું હતું ? નહિજ. (૪) તુકારામ કહે છે કે, સૂકા અને અનુભવ વગરના બ્રહ્મજ્ઞાનની વાતો કરીને પોતાની મહંતાઇનાં પાખંડ કરનારાઓનાં મોઢાં ઉપર આગ પડજો–તેમનાં મોઢાં ઉપર આગ પડજો. આટલું આટલું કહીએ છીએ પણ તે નફ્ફટ લોકોને લાજ આવતીજ નથી. (૫)

૨૯૮૮–લડાઇની વાતો સાંભળતાં તો ગમત પડે છે, પણ જેમને જાતે લડાઇમાં ઊતરવું પડે છે, તેમને અતિશય દુઃખ સહન

કરવું પડે છે. (૧) તેમ હરિની ભક્તિ તો શૂળ ફૂટતી હોય તેના ઉપર પોળી ખાવા જેવી વસમી છે. ( મતલબ એ છે કે, કોઇને પેટમાં શૂળ નાખતી હોય અને તેના ઉપર પાછી વેઢમી ખાય તો તેને જેવી પીડા થાય તેવી વસમી હરિભક્તિ છે. ) ઉપર કહી તેવી ભક્તિને સાધ્ય કરનારા શૂરવીર તો કોઇ વિરલાજ નીકળી આવે છે. જે પોતાના દેહનું પોષણ કરવામાં સમજે છે અને જે વિષયોને તાબે થઇને રહે છે, તેની પાસે વૈકુંઠનાયક આવેજ કેવી રીતે? (૨-૩) તુકારામ કહે છે કે, રૂકમાઇના સ્વામી જે દેવ છે, તેમની જો તમારે પ્રાપ્તિ કરવી હોય તો તમારે તમારા દેહની બાબતમાં ઉદાર બનવું પડશે અર્થાત્ તમારે દેહના પ્રતિ બેદરકાર બનતાં શીખવું પડશે. (૪)

૨૯૮૯-પથ્થરની દેવપ્રતિમા ઘડાવીને તે પ્રતિમાના પગ આગળની પાવડીઓ સોનેથી મઢાવીએ એટલે મૂર્તિ ઘણી સુંદર થઈ કહેવાય. તેની કિંમતનો અહીં સવાલજ ઊભો થતો નથી; કારણકે બધી સત્તા એક સમર્થ દેવનાજ હાથમાં છે.(૧) રાજાએ પોતાનો સિક્કો કોઈ નીચ અંત્યજના હાથમાં આપ્યો અને તે સિક્કો અંત્યજનો છે, એમ કહીને જે કોઈ લેવાની ના પાડે છે તેને રાજા સજા કરે છે. (૨) તુકારામ કહે છે કે, આવી વાતમાં દુરાગ્રહ કરવો એ ભૂલ છે. આપણે આપણા પ્રારબ્ધને શરણે જવું અર્થાત્ પ્રારબ્ધને અનુકૂળ થઇને વર્તન કરવું. (૩)

૨૯૯૦-હે દેવ! આ પ્રપંચમાં ફસાઈ જવાથી મેં અનેક યોનિઓમાં ભટકવાનું દુઃખ વેઠ્યું અને તેથી હું ઘણોજ હેરાન હેરાન થઈ ગયો; એટલા માટે હવે હું તમારી પાસે આવ્યો છું.(૧) માટે હે દેવ! મારી સેવા કે ભક્તિના ભણી ન જોતાં મને તમારા ચરણ આગળ આશ્રય આપજો. (૨) કેટલા બધા જીવો અનેક યો-

નિઓમાં ભ્રમણ કરીને બહુ દુઃખી થાય છે, તેમની દુર્દશા જોઇને હું ભય પામું છું. (૩) તુકારામ કહે છે કે, મારા આયુષ્યનું માપ ભરાઈ ગયું છે અને હવે તે આખરની દશાએ પહોંચ્યું છે. તેના ઉપર પાછો મને તમારો વિયોગ થાય છે, તેથી મારા મનને ઘણો સંતાપ થાય છે. (૪)

**૨૯૯૧**–હે દેવ ! હું તમારી પ્રાપ્તિ કરવાનો સંકલ્પ મારા મનની અંદર કર્યા પછીજ બોલું છું. હવે જો તું મારો પિતા છે, ત્યારે એ સંકલ્પને તું સિદ્ધ કરાવી દે. (૧) આજે મારા હૃદયમાં તને મળવાની ઉત્કંઠા પેદા થઈ છે, તેથી કરીને મારાં પાછલાં પાપનો તારે નાશ કરવો જોઇશે. (૨) કોઈ પણ જાતનું ઉપાધિયુક્ત ભાષણ તમારાથી સહન થતું નથી; આવો નિશ્ચય કરીને હું મારી જાતને ઓળખવાનો પ્રયત્ન કરૂં છું. (૩) તુકારામ કહે છે કે, હવે જ્યારે હું તમને આવી રીતની ખાતરી કરાવી આપું છું ત્યારે તમારે મારે સારૂ મનમાં અભિમાન રાખતા થવું જોઈએ. (૪)

**૨૯૯૨**–હે દેવ! આજ સુધી તો હું સંસારની અંદર ગૂંચવાઈ ગયેલો હતો. પણ હવે મારા ચિત્તમાં એવો વિચાર ઉત્પન્ન થયો છે કે, (૧) હે નારાયણ ! હું તારો શરણાગત થઈને રહું અને મુજ ગરીબનો તમે અંગીકાર કરો. (૨) હે ગોવિંદ ! એટલા માટે આ મારૂં અને આ તારૂં એવી ભાવનાને અને બીજા બધા કામકાજને હું વિસારી બેઠો છું. (૩) તુકારામ કહે છે કે, મારા જીવને જે ગમ્યું તે મેં તમારી આગળ નિવેદિત કરી દીધું છે, હવે તમારે એ વાત કાને ધરવી એ કામ તમારૂં છે. (૪)

**૨૯૯૩**–જે મનુષ્ય પંઢરપુરમાં આવીને વસે છે, તેણે પોતાનો જન્મ સાર્થક કર્યો–સાર્થક કર્યો–સાર્થક કર્યો અને તે ધન્ય ધન્ય

થઈ ગયો. (૧) પંઢરપુરમાં મનુષ્ય તો શું પણ જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ એ ચાર પ્રકારના જીવો પૈકી ત્રિગુણાત્મક શરીરધારી કોઈ પણ પશુપક્ષી અથવા કીટપતંગ, જે કોઈ અહીં આવીને રહે છે તે ધન્ય થઈ જાય છે. (૨) ત્યાંનાં સ્ત્રીપુરુષ, ઊંચી જાતિના અને અધમ ચાંડાળ જાતિના લોકો અને નાનાંનાનાં અણસમજણાં છોકરાં પણ બધાં ચતુર્ભુજજ છે. (૩) ત્યાં તો બધુંજ વિઠ્ઠલરૂપ છે-આંતરબાહ્ય બધુંજ વિઠ્ઠલથી ભરપૂર થઈ ગયું છે. વિઠ્ઠલના સિવાય ત્યાં બીજું કાંઈ છેજ નહિ. (૪) તુકારામ કહે છે કે, એ પંઢરપુરમાં તો હું લોઢિયો પથ્થર બનીને રહી જઈશ. (૫)

**૨૯૯૪**-પ્રાણીઓના પ્રતિ દ્વેષબુદ્ધિ રાખવી, મનમાં નિષ્ઠુર ભાવ રાખનો અને ઝાઝો વાદવિવાદ કરવો આ ત્રણ અપલક્ષણ જેનામાં હોય તેને અભક્ત જાણવો. (૧) અંતઃકરણની અંદર જેવો સ્વભાવ હોય તેવો બહાર પ્રકટ થઈ જાય છે અને એ રીતે માણસ કેવો છે તે આપોઆપ ઓળખાઈ જાય છે. (૨) જેનું ચિત્ત બધો વખત સંતુષ્ટ અને નિર્મળ હોય અને જે યોગ્ય પ્રસંગને તથા યોગ્ય કાળને ઓળખી જાણતો હોય તેને સંત જાણવો. (૩) તુકારામ કહે છે કે, મારે યોગ્ય અને અયોગ્યનો વિચાર બધો વખત કરતાજ રહેવું પડે છે. (૪)

**૨૯૯૫**-ત્યારે હવે મારે ખાવું શું? જવું કોની પાસે? ગામમાં રહેવું તે પણ કોની હૂંફે રહેવું? (૧) ગામનો પટેલ મારા ઉપર ખીજવાયો છે અને લોકો તો મારા ઉપર બળ્યા ને જળ્યા-જ રહે છે, ત્યારે હવે મને ભિક્ષા પણ કોણ આપવાનું હતું? (૨) હવે બધા લોકો મારે વિષે વાતો કરે છે કે, એ તો ગાંડો થઈ ગયો છે અને માથે લૂગડાં મૂકીને ફરે છે. આ રીતે લોકોએ મને ગાંડામાં ગણી કાઢ્યો છે. (૩) હું ગરીબ-રાંક તેનો લોકોએ ઘાત કર્યો છે,

આવું મેં સારા સારા માણસોને મોઢેથી સાંભળ્યું છે. (૪) તુકારામ કહે છે કે, આવા લોકોની સોબત કરવામાં સાર નથી, માટે હું તો હવે વિઠોબાની શોધ કરવાને નીકળી પડું છું. (૫)

૨૯૯૬–વિઠ્ઠલદેવના સિવાય બીજો કોઈ બ્રહ્મ છે, એવું કોઈ કહેશે તો તેનું કથન સંતો માન્ય નહિ કરે. (૧) વિઠ્ઠલને બાદ કરીને બીજા જે જે દેવદેવીની કોઈ ઉપાસના કરશે તેનો બધોજ શ્રમ ફોકટ જશે એમ જાણવું. (૨) વિઠ્ઠલદેવના સિવાય જે કોઈ બીજી ત્રીજી ચર્ચા કરશે તેની બધી મહેનત વ્યર્થ કષ્ટરૂપ નીવડશે એમ માની લેજો. (૩) વિઠ્ઠલદેવના સિવાય બીજા જે જે વિષયોનું કોઇ જ્ઞાન ધરાવતો હોય, તેણે જાણવું જોઇએ કે તેની બધી વિદ્વત્તા વ્યર્થ છે. (૪) તુકારામ કહે છે કે, એક વિઠ્ઠલજ સાચા છે, બાકીનું બીજું બધું એ તો જૂઠો ફેલાવો માત્ર છે. (૫)

૨૯૯૭–બધો વખત આંખોની અંદર એક નારાયણને માટેજ આસન માંડી રાખવું અને તેમાં અભિમાનની છાયા આવવા દેવી નહિ. (૧) હું મારી વાણી વડે હરિનામનો ઉચ્ચાર કરૂં છું. મારામાં મોટાઈ, અભિમાન વગેરે જે કાંઈ વિકાર હોય તે બધાનો નાશ થાઓ. (૨) હું મોટો જાણકાર છું, એવા જે જે ભાવ અંતઃકરણમાં ભરાઈ રહ્યા હોય, તેમના ઉપર આગ પડો અને અહંકારથી ભરેલા વાદવિવાદના શબ્દો બળીને રાખ થઈ જાઓ. (૩) તુકારામ કહે છે કે, મારો જીવ સૌના ચરણ આગળ ઓગળીને ઢળી પડે છે અને પછી મારામાં એકવિધ ભાવ એકલોજ બાકી રહી જાય છે. (૪)

૨૯૯૮–મને મીઠા મીઠા શબ્દોની ઇચ્છા નથી, પણ મારા અંતઃકરણમાં હરિવિષયક ભાવ ઘણો રહે એવું હું ઇચ્છું છું. (૧) હું નારાયણને મારા પ્રાણથી વેગળા કરનાર નથી. આટલું થાય તો પછી મને કશું જ્ઞાન ન હોય અને હું કેવળ મૂર્ખજ રહું

તો તે પણ ચાલશે. (૨) જેવી રીતે વર્તવાથી લોકો આપણી નિંદા કરે એવું વર્તન કરવું એ સારૂં છે. મોટાપણાનો ભાર કશા કામનો નથી. (૩) તુકારામ કહે છે કે, મારા ચિત્તની અંદર એકનિષ્ઠ ભાવ ધારણ કરીને હું ભૂતમાત્ર પ્રતિ દયા, ક્ષમા અને શાંતિ ધારણ કરીને રહું છું. (૪)

૨૯૯૯–હું વનમાં જઈને રહીશ અને જે જે ઝાડનાં પાંદડાં ખાઈ શકાય એવાં હશે તે તે તોડીને ખાઈ લઈશ. પછી બાકીનો બધો વખત હું વિઠ્ઠલનું ચિંતન કર્યા કરીશ. (૧) ઝાડની છાલને ઉખેડીને તેનાં વલ્કલ બનાવીશ અને તે વડે હું મારી ગાં- ઢાંકીને એ રીતે મારા દેહાભિમાનને બાળી નાખીશ. (૨) લોકોના તરફથી મળનારા માનને હું ઓકી કાઢેલા ધાન સમાન ગણીને વિઠોબાની પ્રાપ્તિને સારૂ એકાંતનું સેવન કરીશ. (૩) ગમે તે થાય પણ હું પ્રપંચના ઉપર પ્રેમ રાખીશ નહિ અને અરણ્યાદિ સ્થળો-માં રહીને એકાંતવાસનો અભ્યાસ કરીશ. (૪) તુકારામ કહે છે કે, આવો નિશ્ચય જેણે પોતાના મનમાં ઘડી રાખ્યો છે, તેની પૂંઠે લાગેલાં પ્રાપંચિક દુઃખદારિદ્રયનો નાશ થઇ જશે. (૫)

૩૦૦૦–ઓ ભાઈ! તું તારા મનની તમામ ફિકરચિંતાઓને ફેંકી દઈને ખૂબ શ્રદ્ધાપૂર્વક સ્થિર હૃદયથી શ્રીહરિની ભક્તિ કરવા માંડ અને તારા ચિત્તને પ્રપંચની અંદર ગૂંચવાવા દઈશ મા. (૧) એકલા પંઢરપુરના સ્વામી શ્રીવિઠ્ઠલને વિષે મનમાં દૃઢ ભાવ ધારણ કર. તેમ કરવાથી આગળ ઉપર શું કરવું તે બધું તને આપોઆપ સમજાઇ જશે. (૨) તારે દેવતાઓના પૂજનની ભાંજ-ગડમાં પડવું નહિ; તેમજ જપ, તપ અને ધ્યાન કરવાની માથાકૂટ કરવી નહિ. (૩) જો તેં ભૂલથી પણ એક વાર એવું માની લીધું કે, અમુકઅમુક મારાં દેહનાં સંબંધીઓ છે તો તું જન્મમૃત્યુના

ચક્કરમાં ફસાયોજ જાણજે અને તેમાંથી તું કદી પણ છૂટો થવાનો નથી, એટલું ગોખી રાખજે. (૪) આ રીતે તારા જીવાત્માએ કોણ જાણે કેટલીય વાર જન્મ ધારણ કર્યો હશે, તોપણ હજી તારી આંખે પરમાર્થનો રસ્તો કેમ સૂઝતો નથી? (૫) માટે તું હવે સાવધાન થઈ જા અને પાંડુરંગની વાટે વળી જા. તેમની ભક્તિનું સુખ કેવું છે તેનો અનુભવ કરતો થઈ જા. (૬) ત્યાં જે સહજ ગુહ્યતત્ત્વ છે તે તારૂં પોતાનું નિજરૂપજ છે, તે તું સ્વાનુભવથી જોઈ લેજે. (૭) તુકારામ કહે છે કે, માટે હવે તું સાવધાન થઇ જા અને આ એકજ જન્મની અંદર સંસારનાં બંધનોને તોડીને છૂટો થઈ જા.(૮)

૩૦૦૧–દોરાનો આધાર લઇને પર્વતની ટોચ ઉપર ચડવા જાય તે પોતાને હાથે પોતાનાજ ટાંટિયા ભાંગે. (૧) જે વૈદ્યે એકસો ને આઠ જાતના રોગ મટાડચા તેજ વૈદ્યને મારી નાખીને તેના ઉપકારના ઋણમાંથી કોઈ છૂટવા જાય, (૨) અથવા જે માતાએ નવ મહિના સુધી તેને પોતાના ગર્ભમાં ધારણ કર્યો તેનેજ રસ્તા વચ્ચે નાગી કરે, (૩) અથવા ગાયને દોહી લીધા પછી તેને ખાવાનું ન આપતાં ભૂખીતરસી બાંધી રાખે; (૪) તુકારામ કહે છે કે, અને જે કોઇ પોતાના ગુરુની નિંદા કરે એવા લોકોનાં મોઢાં જોનાર પોતે તથા તેના બધા પૂર્વજો નરકે જશે. (૫)

૩૦૦૨–જે માણસ બ્રહ્મજ્ઞાન અને શુદ્ધ આચારવિચાર એ બેનો વિચાર ન કરતાં અયોગ્ય આચરણ કરે છે; (૧) તેનો જન્મ ગધેડીને પેટે થયો છે એમ જાણવું અને તે ચાંડાળ પોતે પણ મોટો ગધેડો છે એમાં કાંઇ શક નથી. (૨) પોતાને પાંચ પૈસાનો લાભ થાય, આવો વિચાર કરીને જે હરિકથા કરવા બેસે છે, તેને વિષે હું પૂછું છું કે, તે પાપીને પોતાનું પેટ ભરવા સારૂ હરિકથા કરવા સિવાય બીજો કોઈ ધંધોજ જડચો નહિ? (૩) જે માણુસ પોતાનું

પેટ ભરવાને સારૂ મોઢેથી બડબડ કર્યે જાય છે, તેની કથામાં નિશ્ચયાત્મક જેવી તો એક પણ વાત હોઇ શકેજ શાની? (૪) તુકારામ કહે છે કે, જે હરામખોરો સંસારમાં જન્મ ધારણ કરીને આવાં ખોટાં આચરણ કરે છે, તેવા અભાગિયાઓને તેમને જણનારી રાંડે જણ્યાજ શા માટે હશે? (૫)

૩૦૦૩–તું બધો વખત શું ખાઇશ અને શું પીશ તેનીજ ચિંતા કરતો રહે છે, પણ જેમાં તારૂં પોતાનું કલ્યાણ રહેલું છે તેને વિષે તો તું જરાય વિચાર કરતો નથી. (૧) જે ઘડીએ તેં તારી માને પેટે જન્મ લીધો તે ઘડીથીજ શ્રીહરિએ તારે સારૂ કેટલી બધી કાળજી રાખીને ઘટતી વ્યવસ્થા કરી હતી? (૨) ચાતકપક્ષીને સારૂ જે રોજ વાદળાંમાંથી વરસાદ વરસાવે છે, તે દેવ તને એકલાનેજ શું નિરાશ કરશે? (૩) પૃથ્વી ઉપર પક્ષીઓ અને વનમાં વસનારાં પ્રાણીઓ છે તેમની હરિ કદી ઉપેક્ષા કરતા નથી. (૪) તુકારામ કહે છે કે, તું હરિને વિષે મનમાં શ્રદ્ધા રાખ. તું યાદ રાખજે કે, શ્રીહરિ તારી કદી પણ ઉપેક્ષા કરવાના નથી. (૫)

૩૦૦૪–હે દેવ! તમે પૂર્વે અનેકાનેક ભક્તોનું રક્ષણ કરી ચૂકયા છો; તમે તમારા કોઇ પણ ભક્તની ભીડ ભાંગવામાં ઢીલ કરી નથી. (૧) હે વિઠ્ઠલ! આજ સુધીમાં જે જે તારે શરણે આવ્યા તેમનો તેં અંગીકાર કર્યો છે, આવી તારી કીર્તિ પ્રસિદ્ધ છે. (૨) હું મારા ભક્તોનું પ્રેમપૂર્વક રક્ષણ કરીશ એવા તારા બિરદને તું તારે પગે બાંધીને વિચરે છે. (૩) તુકારામ કહે છે કે, હે પાંડુરંગ! ઓ મારાં માબાપ! તેં અમારે સારૂ તો સગુણરૂપ ધારણ કર્યું છે.(૪)

૩૦૦૫–હે દેવ! હે વિશ્વપોષક! તારા અંતઃકરણમાં તારા ભક્તોના પ્રતિ ઘણીજ દયા છે એવું હું સમજી ગયો છું. (૧) જે વેશ્યાએ પોપટને ભણાવવાને બહાને તારૂં નામ લીધું તેનો પણ

તેં ઉદ્ધાર કરી દીધો! (૨) તે વ્યભિચારિણી, વ્યભિચારની દલાલી કરનારી મહાપાપિણી નારી-તેણે ફક્ત તારૂં નામજ લીધું અને તેના ઉપર તને દયા આવી ગઈ. (૩) હે નારાયણ! તારૂં હૃદય અતિ કોમળ છે અને તેથી તેં અનેક જીવોને તાર્યા છે. (૪) તુકારામ કહે છે કે, હે પાંડુરંગ! તારી દયાની કાંઇ સીમાજ નથી એવો તું અતિ સુકોમળ અને પ્રેમાળ હૃદયવાળો છે. (૫)

**૩૦૦૬**-અજામિલે છેક મરણની ઘડી સુધી તને યાદ કર્યો ન હતો. (૧) પ્રાણ નીકળતી વખતે તેણે પોતાના છોકરા ઉપરના મોહને વશ થઇને તેને બોલાવ્યો. તેનું નામ હતું નારાયણ. એટલા ઉપરથીજ તમે તેને સારૂ વૈકુંઠમાંથી વિમાન મોકલાવ્યું. (૨) હે જગન્નાથ! ત્રૈલોક્યમાં સૌથી વિશેષ સમર્થ અને સૌનો સંબંધી એવો તું અતિ કૃપાળુ છે. (૩) તુકારામ કહે છે કે, તારા ભક્તોનાં કામ કરવાને સારૂ તું સદાય તત્પર રહે છે, એટલા માટે તો તને લોકો "ભક્તકૈવારી" (ભક્તોને તારનાર) કહે છે અને ચારે વેદ અને છ શાસ્ત્ર એ બધાં તારૂંજ વર્ણન કરે છે. (૪)

**૩૦૦૭**-પોતાના ભક્તોનું રક્ષણ કરવાને તથા તેમનું પ્રતિપાલન કરવાને સારૂ તો તમે અવતાર લો છો. (૧) અંબઋષિને સારૂ તમે દસ જન્મ લીધા અને કેટલા બધા દુષ્ટોને હણ્યા! (૨) તને ધન્ય છે. તને લોકો કૃપાનો સમુદ્ર કહે છે, ત્યારે હવે "હું પતિતોનું પાલન કરૂં છું" એવા તારા વચનને સાચું પાડી બતાવ. (૩) તુકારામ કહે છે કે, નારાયણ દયાના સમુદ્ર છે, આવું તારૂં વર્ણન પુરાણોએ કર્યું છે. (૪)

**૩૦૦૮**-હે નારાયણ! હું આવું છું, જાઉં છું, પણ સંકટને સમે તારા ભણીજ જોઉં છું. (૧) તારા સિવાય મારે બીજા કોઈનો આશ્રય નથી. મેં મારા યોગક્ષેમનો ભાર તારા ઉપર નાખી

દીધો છે. (૨) હવે તું નિષ્ઠુર થાય કે કૃપાળુ થાય; જેવો થાય તેવો, પણ હું તને કદાપિ વિસરનાર નથી. બધો વખત હું તારૂંજ ચિંતન કર્યા કરીશ. (૩) હવે તેં આપેલા વચનનું પાલન કરવું એ તારા અધિકારની વાત છે અને તારી સેવા કરવી એ અમારૂં કર્તવ્ય છે, એમ તું સમજી રાખજે. (૪) જે બોલ્યા પ્રમાણે ચાલતો નથી તેના ઉપર દોષ લાગુ પડે છે. (૫) તુકારામ કહે છે કે, મારો અને તારો સંબંધ તો તેવો નથી,કારણકે તું મારો જીવજાન મિત્ર છે.(૬)

**૩૦૦૯**–હે નારાયણ ! હું તારી આગળ નિશ્ચયપૂર્વક ખરેખરી વાત કહું તે તું સાંભળી લે. (૧) લોકલજ્જાનો તો મારામાં એક છાંટો પણ નથી અને હું ભાવહીન મનુષ્ય છું, પણ મારૂં બધું કાર્ય તારા ચરણ આગળ મેં મૂકી દીધું છે. (૨) હું રોજરોજ તારી બાહ્યભક્તિ કરતો રહું છું; પણ તે છતાં મારૂં ચિત્ત હજી તારા ચરણમાં સ્થિર થયું નથી. (૩) તુકારામ કહે છે કે, હે દેવ ! જો તારે કાંઈક કરવુંજ હોય તો હું જે પતિત છું તેનો તું હવે ઉદ્ધાર કર. (૪)

**૩૦૧૦**–હું નિરાશ્રિત પરદેશી દીન-હીન અને ભોળો છું. તેટલા વાસ્તે હું તારા ચિંતનના રંગમાં સારી પેઠે રંગાઈને ઝકઝોળ બની ગયો છું. (૧) ઓ મારાં માબાપ ! હું તારો છું એમ તું જાણજે અને મારી ઉપેક્ષા નહિ કરતાં મને તારા પ્રેમસુખનું દાન દેજે. (૨) આ પ્રાપંચિક વસ્તુઓને વિષે મને સાવધ કરી દેજે અને કાચબી જેમ વેગળી રહી પોતાની દૃષ્ટિ વડે ઈંડાને સેવે છે, તેમ તું તારી કૃપાદૃષ્ટિ વડે મારૂં રક્ષણ કરજે. (૩) તુકારામ કહે છે કે, હું તારો શરણાગત છું. મન, વાણી અને શરીરથી તારા સિવાય બીજા કોઈને જાણતોજ નથી. (૪)

**૩૦૧૧**–પૃથ્વી ઉપરના વૈકુંઠ પંઢરપુરમાં હું આવી પહોંચ્યો

છું, એમ જાણીને હું આજના દિવસને ધન્ય માનું છું. આજે મારે માટે સોનાનો સૂરજ ઊગ્યો છે. (૧) શંખ, ભેરી અને તુરી આદિ નાના પ્રકારનાં વાદ્યોના નિનાદથી ગાજી ઊઠેલા આનંદસ્વરૂપ પંઢરપુરમાં હું આવી પહોંચ્યો છું. (૨) અહીં આવતાની વારનેજ અહીંના સંતજનોએ મને પ્રેમાલિંગન દઇને મારૂં અંગ શીતળ કરી દીધું. (૩) પંઢરપુરમાં દાખલ થયો એટલે મારા સખા, મારાં માતાપિતા વિઠોબારાયનો મને મેળાપ થઈ ગયો અને તેથી મને જે સુખ થયું તેની તો સીમાજ નથી. (૪) પંઢરપુરમાં આવ્યો એટલે મારા ઉપરનો જન્મમૃત્યુનો બોજો હઠી ગયો અને વિઠાબાઈ જનેતાએ મને પોતાના પ્રેમનો પાનો પિવડાવ્યો.(૫) તુકારામ કહે છે કે, પંઢરપુર તો મારૂં પિયેર છે, હું ત્યાં જઇ પહોંચ્યો એટલે જન્મમૃત્યુરૂપી સંસાર તો મારે માટે રહ્યોજ નથી.

**૩૦૧૨**–ઓ મારી વિઠાબાઇ માવડિ! જે કરવાથી મને તારા દર્શનની સુવિધા મળી જાય એવું કાંઇક તું કર. (૧) જો તું તને પોતાને પતિતપાવન કહેવડાવતી હોય તો મારે માટે કશી ઢીલ કરીશ મા. (૨) અને જો તારા મનમાં મુજ પતિતના પ્રતિ પ્રેમ ન હોય તો તું તારો પતિતપાવનપણાનો ટેક છોડી દે. (૩) “હું પતિતપાવન છું,” એવા તારા પતિતપાવનપણાને લગતા બોલ આખી દુનિયામાં સર્વત્ર જાણીતા થઈ ગયા છે, તેને જો તું સાચા પાડે તો તો લોકો તને સારી કહે. (૪) લોકલજ્જાના ભયને લીધે સંસારવ્યવહાર કરવો પડે છે; માટે તેં જે વચન આપ્યું છે તેમાં જરા પણ ઊણપ આવવા દઇશ નહિ. (૫) તુકારામ કહે છે કે, મારી બાબતમાં તો આવું કાંઈ છેજ નહિ; તું તો મારો અંતરંગ જીવજાન મિત્ર છે. (૬)

**૩૦૧૩**–હે દેવ! અમારો સગો, સ્વજન, ઇષ્ટમિત્ર અને મદદ-

ગાર તુંજ છે. તારી અને મારી મૈત્રી સદાકાળ ટકાવી રાખજે.(૧) મારો અંતરંગ અને જીવજાન સખા તુંજ છે. મારા અંતઃકરણથી ખૂબજ નજીકનો-મારો અંતરતમ મિત્ર છે. (૨) મારૂં કુળ, ગોત્ર, મિત્ર, સ્નેહી સૌ તુંજ છે અને તું મારા જીવનું જીવન છે એમ સમજીને હું તારા ચરણમાં અનન્ય ભાવે શરણપ્રાર્થી થઇને આવ્યો છું. (૩) તુકારામ કહે છે કે, હરેક રીતે હું તારો સેવક થયો છું, એટલા માટે બધો વખત તનેજ યાદ કરવાનું અને તારોજ અભ્યાસ કરવાનું મને ગમે છે. (૪)

**૩૦૧૪**-હે દેવ! મને જે રીતે ગમશે અને જે રીતે મારા મનનું સમાધાન થશે તે રીતે હું તને બોલાવીશ. (૧) હે દેવરાય ! તારા સિવાય મને અહીં લૌકિક બાબતોની તો ગરજ છેજ નહિ. મને તો એક તુંજ ગમી ગયો છે, તારોજ રંગ લાગી ગયો છે. (૨) મારી ઇચ્છા તૃપ્ત થાય ત્યાંસુધી હું તારા ગુણાનુવાદ ગાઇશ, તું મારા હ્રદયના ઊંડા મનોરથોને પૂર્ણ કરી દે. (૩) તુકારામ કહે છે કે, જેમ સાસરે ગયેલી છોકરી મનથી પોતાનાં માબાપને યાદ કર્યા કરે છે, તેમ આ સંસારમાં હું તારૂં સ્મરણ કરતો રહું છું.(૪)

**૩૦૧૫**-ગોવિંદ, ગોપાળ અને રામકૃષ્ણ એ નામ વડે મારૂં મોઢું સદાકાળ રંગાયલુંજ રહો. (૧) જેમ નાનું છોકરૂં તેનાં માબાપની આગળ લાડમાં વાંકાચૂકા, બોબડાતોતડા, ગમે તેવા સારામાઠા શબ્દો બોલી નાખે છે, તેમ હું પણ મને આવડશે તેવા વાંકાચૂકા શબ્દો વડે તારા ગુણ ગાઇશ. (૨) તુકારામ કહે છે કે, હે દેવ! હું તારો નાનકડો બાળક છું એમ જાણીને તું મારા બોલ સાંભળીને માઠું લગાડીશ મા. (૩)

**૩૦૧૬**-હે મનુષ્યો! જો તમારે નારાયણની પ્રાપ્તિ કરવીજ હોય તો તમે બધો વખત પ્રેમ અને શ્રદ્ધા સહિત 'રામકૃષ્ણ'

એવા નામનો ઉચ્ચાર કરજો.(૧) મોઢેથી 'રામ', 'હરિ' એવાં નામનો ઉચ્ચાર કરવો એ સાધન ઘણું સરળ છે. તેમ કરવાથી અલભ્ય લાભ તમારૂં ઘર પૂછતો ચાલ્યો આવશે. (૨) 'વિઠ્ઠલ' એ નામનો તમારે અભ્યાસ કરતા રહેવું. એ સિવાય બીજી કશી ભજનસાધન કરવાની ચેષ્ટા કરવીજ નહિ. (૩) તપ, તીર્થાટન અને મહાદાન એમાંનું તમારે કાંઇજ કરવાની જરૂર નથી. ફક્ત મનને એકાગ્ર કરીને નામચિંતન કરશો એટલે તમને હરિની પ્રાપ્તિ થઈ જશે.(૪) તુકારામ કહે છે કે, તમારે દ્રવ્યનો કશો ખરચ પણ કરવો નહિ પડે અને એકલા નામની સહાયતા વડેજ તમને નારાયણની પ્રાપ્તિ થઇ જશે. (૫)

૩૦૧૭–જે કોઈ પાતકી અને ચાંડાળ હોય તેને હરિકથામાં રસ નથી પડતો અને વિષયી ગ્રામ્ય-ગાયન સાંભળવામાં રસ પડે છે. (૧) કોઈ બ્રાહ્મણને પાઇપૈસાની દક્ષિણા આપતી વખતે તો તેમની આંખોમાંથી પાણી નીકળી પડે છે અને વિષય સંબંધી નાટક-તમાશાઓની પાછળ તેઓ કેટલા બધા પૈસાનો ફોકટ ધુમાડો કરી નાખે છે. (૨) કોઇ ભિખારીને લંગોટી વાળવા જેટલું વેંતનું લૂગડું આપતાં તેમનો જીવ ચાલતો નથી અને ભવૈયાઓને શાલ-દુશાલા ઇનામમાં આપી દેતાં વાર લગાડતા નથી. (૩) તુકારામ કહે છે કે, આવા લોકોનાં મોઢાં ઉપર તમારે બેલાશક થૂંકવું. તેઓ આખરે યમપુરીમાંજ જવાના છે. (૪)

૩૦૧૮–હે દેવ! જેમ કોઈ ભૂખે મરતા દુકાળિયાની નજર ઉત્તમ સ્વાદિષ્ટ પકવાન્નના ઉપર પડે અને તે વખતે તેના મનને જેટલો હર્ષ થાય, (૧) તેટલોજ મને તારા ચરણનાં દર્શન કરીને થાય છે અને તેટલુંજ તેમના પ્રતિ મારૂં મન લોભાય છે. તને મળવાને માટે મારૂં હૃદય આટલું બધું ઝૂર્યા કરે છે તેનું આજ કારણ

છે. (૨) જેમ માખણનો ગોળો બિલાડીની નજરે પડે અને તે જેમ તેના ઉપર એકસરખી નજર માંડીને તેની સામે ને સામે બેસી રહે;(૩) તુકારામ કહે છે કે, તેમ હે મારી પાંડુરંગા માતા! તે બિલાડીની પેઠે હું પણ તારા ચરણના ઉપર ઝડપ મારવાને ટાંપી રહ્યો છું. (૪)

**૩૦૧૯**–હે મારા શ્રેષ્ઠ સ્વામિન્! જેથી કરીને તમને પરિશ્રમ પડે એવા પ્રેમનું મારે શું કામ છે અને તેથી મને સુખ પણ શું થાય? (૧) હે નારાયણ! આથી કરીને જેનાથી તમારા ચિત્તને લે-શમાત્ર પણ દુઃખ થાય એવું હું તમારી પાસે કશુંજ માગનાર નથી. (૨) રિદ્ધિ, સિદ્ધિ, મોક્ષ, સંપત્તિ, ભોગવિલાસ એ બધાની તૃષ્ણા તો મારો જીવ ક્યારનોય છોડી બેઠો છે. (૩) તુકારામ કહે છે કે, બસ, તું મને એક વાર દર્શન દે અને મારા ઉપર ખૂબ પ્રેમ લાવીને મીઠું આલિંગન દે. (૪)

**૩૦૨૦**–જેમણે યત્નપૂર્વક ઉપાધિઓનો નાશ કરી દીધો હશે, તેમણે આપબળે દેવને હસ્તગત કરી લીધા એમ જાણવું. (૧) જેમણે શરૂઆતમાંથીજ ધન અને જન એ બેઉનો ત્યાગ કર્યો હશે તેઓ પોતેજ જનાર્દનરૂપ થઇ ગયા છે. (૨) તુકારામ કહે છે કે, આ કામ એવું છે કે એમાં ઉતાવળ કર્યે વળે એમ નથી. આ વિષયનો રસ અંતરના અનુભવદ્વારા સમજાઇ જશે. (૩)

**૩૦૨૧**–હે દેવ! મને તારૂં દર્શન થાય એજ મારા મનની એકમાત્ર ઇચ્છા છે. એ સિવાય બીજી કોઇ પણ ઇચ્છાને માટે મારા મનની અંદર સ્થાનજ નથી. આટલા માટે હે દેવ! હું તારી દયાની ભીખ માગી રહ્યો છું. (૧) આપણે બે જણા ખૂબ પ્રેમપૂર્વક ભેટીએ, એકબીજાની સાથે પ્રેમપૂર્વક વાર્તાલાપ કરીએ અને બેઉ આ-નંદના ઉચ્છ્વાસ સહિત સાથે બેસીને ભોજન કરીએ. (૨) માના મનમાં

પોતાનાં બધાં નાનાંનાનાં છોકરાંને લઈને એકજ ભાણામાં ખાવાની ઇચ્છા હોય છે; અને છોકરાંને પણ માના ભેગાં બેસીને ખાવાની ઇચ્છા હોય છે. (૩) તુકારામ કહે છે કે, તેમ હે નારાયણ! મને પણ તેવીજ ઇચ્છા છે. તે પૂર્ણ કરવાને સારૂં તું ઝટપટ ચાલ્યો આવજે. (૪)

**૩૦૨૨**–હે સંતજનો! આ શરીર નાશવંત છે. તેનો નાશ થતાં એક ક્ષણ જેટલી પણ વાર લાગવાની નથી; આવું હોવાથી ગોપિકાનો વલ્લભ જે દેવ છે તેમનો મને હજી મેળાપ કેમ નહિ થતો હોય? (૧) તમે સૌ સંતમહાત્માઓ કૃપાના સમુદ્ર સમાન છો, એટલા માટે મારો આટલો સંદેશો તમે જરા વિગતવાર દેવને સંભળાવી દો. (૨) મારો દેવને કહેવડાવવાનો સંદેશો એટલોજ છે કે, હું ગરીબ અને અજ્ઞાન છું અને મારો કોઇ ત્રાતા છે નહિ; તેથી હે દેવ! મને તમારા ચરણ આગળ પડી રહેવા દો. આટલું તમે દેવને મારા વતી કહેજો. (૩) તુકારામ કહે છે કે, હે સંતો! આ રીતે જો તમે મને દેવને સ્વાધીન કરાવી દેશો તો તમે મારૂં રક્ષણ કર્યું એવું હું માનીશ. (૪)

**૩૦૨૩**–હે દેવ! આ માયિક સંસારના સુખથી મારો જીવ ગભરાઇ ઊઠ્યો છે અને એમાંથી મને ઉગારી લે એવો તારા સિવાય મારો બીજો કોઇ મદદગાર નથી. (૧) હે નારાયણ! તારા પગને હું બાથ ભરીને વળગી પડું એવુંજ મારા મનને થયા કરે છે. (૨) તમારૂં રૂપલાવણ્ય જોઇને મારા મનને એવો ઉમળકો આવે છે કે તને હું ક્યારે પ્રેમપૂર્વક આલિંગન દઉં? (૩) મુજ પાતકીની પાસે પહેલાંની તો કશી સામગ્રી છે નહિ અને તેથી તો મને તારા ચરણનો વિયોગ થયો છે. (૪) તુકારામ કહે છે કે, હે ગોપાળ! સંચિત કર્મોની મદદ વિના અલભ્ય લાભની પ્રાપ્તિ થાય કેવી રીતે?

પણ તે છતાં હું તારો દાસ છું એમ સમજીને હું તારી વિનંતી કરૂં છું. (૫)

**૩૦૨૪**–હે મનુષ્યો! તમારૂં કિંમતી આયુષ્ય એળે વહી જાય છે. આ આયુષ્ય તમને મળ્યું છે તે તમે પૂર્વજન્મોમાં કરેલાં પુણ્યકર્મોનાં ફળરૂપે મળ્યું છે એમ જાણજો. (૧) તમે જરા વિચાર કરી જુઓ કે, આ નરદેહ તમારા અનંતાવધિ જન્મો પછી છેક છેવટે તમારા હાથમાં આવી પડ્યો છે. (૨) અહીં તમે જે કમાણી કરી લેશો તેજ તમને આગળ કામ આવશે. એટલા માટે સહેલાઈથી પ્રસન્ન કરી શકાય એવા વિઠોબારાયનું તમે ધ્યાન કરજો. (૩) જેમ તમે કમાઈ કમાઈને ધનનો સંગ્રહ કરતા જાઓ છો, તેમ નારાયણની પ્રાપ્તિ કરવા ઉપર પણ લક્ષ આપીને તેમની પ્રાપ્તિ કરી લો.(૪)તમે હરિની ભક્તિ કરશો,તો તે તમને પરલોકમાં કામ આવશે અને તમને યમના હાથમાંથી છોડાવશે. (૫) તુકારામ કહે છે કે, તમે તમારા આયુષ્યની કિંમત આંકતા થઈ જાઓ; તેનું જતન કરવાને સારૂ તમારે હરિનામના સિવાય બીજો એક પણ શબ્દ બોલવો નહિ. (૬)

**૩૦૨૫**–નકામો લવારો કરવાથી તમને કાંઈ ફાયદો થાય છે ખરો? પંઢરીનાથનું ધ્યાન કરતાં તો કશોજ શ્રમ પડતો નથી. (૧) જો મોઢેથી હરિનામનો સદાકાળ ઉચ્ચાર કરવાનો અભ્યાસ એક વાર પડી ગયો તો તેથી તમને એવું પારવિનાનું સુખ પ્રાપ્ત થશે કે કાંઈ કહેવાની વાતજ નહિ. (૨) હે દેવ! રામકૃષ્ણ–નામના રટણનો મારી જીભને રંગ લાગી ગયો છે. તારૂં નામ તો અમૃતની કુપ્પી છે. (૩) તુકારામ કહે છે કે, જેમનાં મનમાં તેમની ધ્યાનાવસ્થામાં નારાયણનો વાસ થાય છે તેવા પુરુષોનાં મોઢાંને ધન્ય છે. (૪)

૩૦૨૬–પંઢરપુરના રાજા જે દેવ છે તે કીર્તનાનંદ વડે પ્રસન્ન થઇને પોતાના સેવકોની સાથે ને સાથે રહે છે. (૧) હરિની કીર્તિનું વર્ણન કરવાને ભક્તમંડળી જ્યાંજ્યાં જાય છે ત્યાંત્યાં તેમની સાથે ને સાથે અનંત ભગવાન પણ ચાલ્યા આવે છે. (૨) નારદમુનિ આખા ત્રૈલોક્યમાં વિચરે છે અને ગોવિંદ પણ નિત્ય તેમની સાથે સાથેજ ચાલ્યા કરે છે; (૩) કારણકે નારદ પોતાના મધુર સ્વરથી હરિની કીર્તિ ગાતા ગાતા જાય છે. હરિ પણ તેમની જોડે જોડે આખે રસ્તે ચાલ્યા જાય છે. (૪) તુકારામ કહે છે કે, એ દેવને પોતાનાં કીર્તન સાંભળવાં બહુ ગમે છે. જેટલો તેને કીર્તન સાંભળવાનો શોખ છે, તેટલો બીજા કોઈ પણ વિષયનો નથી.(૫)

૩૦૨૭–નાનું છોકરૂં પોતાની મા વિના એક ઘડી વાર રહી શકતું નથી. મા તેની નજરે ન પડે તો તે રડીરડીને ટિટિયારો મચાવી દે છે. (૧) લોકો તેને ગમે તેટલું સમજાવે, તેને ભુલાવામાં નાખવાને તેને ગમે તેટલું પટાવે–ફોસલાવે, પણ છોકરાને તો મા અને માજ જોઇએ; (૨) બીજું કાંઈજ નહિ. તેને તો મા સિવાય બીજા કોઈનું બોલવું પણ સાંભળવું ગમતું નથી. મા નજરે પડી એટલે તે ખુશ થઇને નાચવાકૂદવા મંડી જાય છે. (૩) તુકારામ કહે છે કે, વિઠાબાઇ એ મારી મા છે. તેના સિવાય બીજાના બોલની મને જરાય ગરજ નથી. (૪)

૩૦૨૮–હરિના ભક્તોને કોઇ પણ જાતનો ભય તો હોયજ નહિ; તેમ તેઓને કોઈ પણ બાબતની ફિકરચિંતા પણ હોય નહિ. કારણકે નારાયણ તેમનાં બધાંજ દુઃખોનું નિવારણ કરતા રહે છે. (૧) દેવરાય તેમના શરીરને દુઃખદારિદ્રયનો સ્પર્શ થવા દેતા નથી, તો પછી તેમને સંસારને લગતી બાબતોને સારૂ ચિંતા કરવાનું કારણજ શું? (૨) તેઓ બધો વખત ધૈર્ય રાખીને ચિત્તને

સમાહિત અવસ્થામાં રાખીને રહે છે અને મનમાં વિશ્વાસ રાખે છે કે, નારાયણ અમારી પાસેના પાસેજ છે. (૩) તુકારામ કહે છે કે, જે આખા જગતમાં વ્યાપક છે તેજ એક પાંડુરંગ મારા સખા થયા છે. (૪)

**૩૦૨૯**–જે દહાડે મને હરિના ભક્તોનું દર્શન થશે તે દહાડે જાણે દશેરા અને દિવાળી બેઉ તહેવારો ભેગા આવ્યા, એવું હું માની લઇશ. (૧) આવો સુયોગ મને આજે સાંપડયો, તેથી મને એવું અગણિત પુણ્યરાશિની પ્રાપ્તિ થવા જેટલું સુખ મળ્યું કે જેનો કાંઈ સુમારજ નહિ ! (૨) આજે મારે સોનાનો સૂરજ ઊગ્યો, કારણકે સંતોની સંગતિને લીધે મારે મોઢેથી નીકળતા રામનામના ઉચ્ચારનું પૂરેપૂરૂં શુભ ફળ મને લાધી ગયું. (૩) તુકારામ કહે છે કે, હવે આ સંતોના ઉપકારના ઋણમાંથી મારે કેવી રીતે મુક્ત થવું તેનો બીજો ઉપાય ન સૂઝવાથી હું મારો જીવજ તેમના ચરણ ઉપર મૂકી દઉં છું.(૪)

**૩૦૩૦**–‘ ખિસ્તી ’નો ધંધો ( એકથી સાતઆઠ દિવસના વાયદા ઉપર નાની નાની રકમ વ્યાજે ધીરવાનો ધંધો જે હાલ મારવાડીઓ અથવા કાબૂલીઓ કરે છે તે ) બીજા બધા ધંધામાં સૌથી નીચ ધંધો છે; અને એ ધંધો આ કળિયુગમાં બ્રાહ્મણો પણ કરતા થઈ ગયા છે. (૧) તેઓ ઢેડભંગિયાઓની સાથે ધીરધારનો વેપાર કરે છે તે વખતે તેઓ આભડછેટનો વિચાર કરતા નથી. (૨) ભંગિયાઓની સાથે લેવડદેવડનાં ખાતાંનો હિસાબ કરતી વખતે તેમનો સ્પર્શ પણ થતો હશે; તેમની સાથે રકઝક કરતી વખતે નીચ જાતિનાં મોઢાંનું થૂંક પણ તેમને ઊડતું હશે પણ તેનું કાંઈ નહિ. (૩) આશા, તૃષ્ણા, માયા એ રાંડો ભંગડીઓનાં નામ તેઓ કાગળ ઉપર લખ્યા કરે છે, પણ નારાયણનું

સ્મરણ કરવાની તેમને ફુરસદ મળતી નથી. (૪) તુકારામ કહે છે કે, આવા બ્રાહ્મણોનો દેહ પરતંત્ર થઇ ગયો છે. જ્યાંસુધી તેઓ પાંડુરંગનું સ્મરણ નહિ કરે, ત્યાંસુધી તેમને ઉત્તમ ગતિ મળવાની નથી. (૫)

**૩૦૩૧**–તેમનો જન્મ થયો છે તો બ્રાહ્મણના ઘરમાં, પણ બ્રાહ્મણનાં કર્મ કરતાં આવડ્યાં નહિ અને મારવાડી બનીને ખ્રિસ્તીનો રોજગાર લઈ બેઠા છે અને ભંગિયાઓના મોહોલ્લામાં ઘેરઘેર ફેરા ખાતા ફરે છે. (૧) અરે! પેટ ભરવાને સારૂ તેઓ અંત્યજોને ઘેરથી ખીચડી માગી ખાય છે અને તેમની સાથે લેવડદેવડ કરતી વખતે તે લોકોને માબહેન સમાણી ભૂંડી ગાળો દે છે. આવા લોકોનો જન્મ તો થયો હતો ઉત્તમ કુળમાં, પણ તેમનાં કર્મ આવાં ગંદાં હોવાથી તેમણે પોતાના બાપનું અને મોસાળ પક્ષનું એમ બેઉ તરફનાં કુળ ડુબાવ્યાં. (૨–૩) તુકારામ કહે છે કે, આ કળિયુગમાં આવો વ્યવહાર ચાલવા લાગ્યો છે. સ્વાર્થની ભૂખ અતિશય વધી જવાથી તેઓ પોતાનાં શુદ્ધ આચરણને છોડીને ભ્રષ્ટ આચરણ કરતા થઈ ગયા છે. (૪)

**૩૦૩૨**–હે ગોવિંદ! હવે તું મને દર્શન દે. મારા મનને હવે આ એકજ પ્રવૃત્તિ કરવી ગમે છે અને મારો આજ નિયમ થઇ ગયો છે. (૧) તું મને ક્યારે તેડવા આવીશ એજ ધખારો બધો વખત મારા મનને થયા કરે છે. (૨) હું તારૂં શ્રીમુખ જોઉં, એટલે મારી આંખોની ભૂખ ભાગી જશે અને મને તારા આલિંગનનું સુખ મળશે ત્યારે મારા હાથને ટાઢક વળી જશે. (૩) હવે આની પાછળ મારૂં મન ઘેલું થઇ ગયું છે. તેની અધીરાઇનો પાર નથી. મારી આ ઇચ્છા કદી પૂર્ણ થશે કે નહિ તે હું કહી શકતો નથી. (૪) આમ કરતાં કરતાં ઘણા વખતથી હું ટળવળતો

બેઠો છું અને આને સારૂજ આ શરીર આટલા દિવસ જીવતું રહ્યું છે. (૫) તુકારામ કહે છે કે, હે પાંડુરંગ! આજ પછી મારો ભાર તારે માથે છે એમ જાણજે. (૬)

૩૦૩૩–હે દેવ! શું કરવાથી મારૂં કલ્યાણ થશે, તે તું મારા મનની અંદરના ભાવ ઉપરથી જાણી જાય છે અને તે પ્રમાણે તું કાર્ય કરે છે. (૧) મારા મનની અંદર જે નાના પ્રકારની ઇચ્છાઓ છે તેથી થતાં સુખદુઃખની હું ચિંતા કરતો નથી. (૨) એ ઇચ્છાઓનો સંબંધ અને મને વળગેલો તૃષ્ણાઓનો ફાંસો, એમને તું એવી રીતે તોડી નાખ કે તેથી મને જરાય દુઃખ ન થાય. (૩) તુકારામ કહે છે કે, તારા એકાંતસુખનો સ્વાદ ચાખીને હું બેફિકર બની ગયો છું. (૪)

૩૦૩૪–ચોટલી, જનોઈ વગેરેમાં જો તું ગૂંથાઇ ગયેલો છે તો તે ઉપરથી તું વેદોનો દાસ છે એમ સમજી લેજે.(૧) એટલા માટે તું યાદ રાખજે કે, જો તું વેદોક્ત કર્મકાંડ નહિ કરે અથવા કરવામાં ભૂલચૂક કરીશ તો તું પાતકી થઈશ અને નરકે જઇશ.(૨) જો તારામાં ડહાપણ અને ચતુરાઈ સારા પ્રમાણમાં હોય તો તું શુદ્ધ આચરણ રાખવા ચૂકીશ નહિ. (૩) જ્યારે તું સંન્યાસી થાય ત્યારે તું ચોટલી અને જનોઇનો ત્યાગ કરી દેજે, ત્યાર પછી તું વેદોક્ત કર્મ નહિ કરે તો તને કશી હાનિ થવાની નથી. (૪) તુકારામ કહે છે કે, દેહાદિ પ્રપંચની અંદર અલિપ્ત રહીને જીવવાથી તારામાં બ્રહ્મજ્ઞાન પ્રકટ થશે. (૫)

૩૦૩૫–કોઈ કોઈ સ્ત્રીઓ એવી હોય છે કે, દુનિયામાં સતી તરીકે પંકાય છે, પણ રાત્રે અંધારામાં સાતસાત જણની સાથે વ્યભિચાર કરતી હોય છે. (૧) પોતાના ધણીને ઘરના કૂતરા સમાન ગણે અને તેનું મન તો બધો વખત પરપુરુષની વાટ જોયા કરે.(૨)

તુકારામ કહે છે કે, આવી વ્યભિચારિણીઓનાં પાપનો આડો-આંક નથી અને તેઓ અઘોર નરકમાં જઈ પડશે. (૩)

૩૦૩૬–છિનાળ બાયડીઓ છોકરાંની ઇચ્છાથી પરપુરુષનો સંગ કરતી નથી, પણ પેટમાં ગર્ભ રહી જાય ત્યારે કરે શું? (૧) જે માણસ બીજને શેકીને ખેતરમાં વાવે તેનો સરકારધારો તેનો કાકો ભરવા આવવાનો હતો? (૨) જ્યારે કરેલા કામનું જતન કરવાની પોતાની મરજી ન હોય, ત્યારે લોકો નકામાં લફરાં શા સારૂ વધારી મૂકતા હશે? (૩)

૩૦૩૭–જ્યારે આપણે નરદેહ ધારણ કરીને આ સંસારમાં આવ્યા છીએ ત્યારે વિઠોબાના ચરણનું ચિંતન કરવામાંજ સુખ છે, એમ જાણવું.(૧) આવું કરવાથી બધો સંસારજ સુખમય બની જશે અને ક્લેશ, દુઃખ ઇત્યાદિ પીડાઓનું તો નામ પણ નહિ રહે. (૨) જે કોઇ આનંદ સહિત વિઠોબાનું નામ લેશે તેને સારૂ તે અતિ સુલભ થઇ પડશે એવું નારાયણે પોતાને મોઢેથીજ કહ્યું છે. (૩) કૃપાના સાગર શ્રીહરિએ તમારા ઉદ્ધારનો રસ્તો બતાવી દીધો છે. તે શું તમને ગમતો નથી? (૪) તુકારામ કહે છે કે, ભોળા ભાવિક ભક્તોને તારવાને સારૂ દેવે આ રસ્તો બતાવીને તેમના ઉપર ઉપકાર કર્યો છે. (૫)

૩૦૩૮–આ શરીર કોની સત્તા વડે પોતાની બધી ક્રિયાઓ કરે છે? હરિના સિવાય તેને બોલવાની શક્તિ આપે એવો બીજો છેજ કોણ? (૧) સૌની આંખોને જોવાની અને સૌના કાનને સાંભળવાની શક્તિ આપનારા એક હરિજ છે. તેનું ભજન કરવાનું તમે ભૂલતા નહિ. (૨) મનના અહંકારને પણ ગતિમાન કરનારા એક દેવજ છે. એમ સમજીને ફલાણું કામ તો મેં કર્યું એવું કદી બોલવુંજ નહિ.(૩) ઝાડનાં પાન હાલે છે, તે તેની સત્તા વડેજ

હાલે છે. જ્યાં વસ્તુસ્થિતિ આવી છે ત્યાં પછી અમુક કામ તો મેં કર્યું એવા અહંભાવને માટે અવકાશજ કયાં છે? (૪) તુકારામ કહે કે, વિઠોબા સૌના અંતર્યામી છે અને આખું ચરાચર વિશ્વ સર્વત્ર તેમનાથીજ ભરાઈ ગયું છે. તેમના સિવાય જગતમાં બીજું છેજ કોણ? (૫)

૩૦૩૯–શ્રીહરિની માયા વડે આખું જગત મોહિત થઈ ગયું છે. તેને લીધે લોકો અનેક પ્રકારનાં પાપકર્મ કરીને અધોગતિએ જાય છે. (૧) આવા લોકોના પ્રતિ આદર અને પ્રેમ રાખ્યાથી શું વળે? તેમની સાથેનો સંબંધ તોડી નાખીને તેમનાથી દૂર રહેવું, એજ ઉત્તમ છે. (૨) જેમના સ્વભાવમાં નાના પ્રકારના વિકાર અને અપલક્ષણો રહેલાં છે તેમના સંસર્ગથી મોટા મોટા તપસ્વી–મુનિઓ પણ ચલિત થઇ ગયા છે.(૩) તુકારામ કહે છે કે, ઓ મારા મન! હું તને આવી આવી શિખામણ દઉં છું એટલા માટે ભવિષ્યમાં આવું કરતી વખતે લજવાજે. (૪)

૩૦૪૦–હે નારાયણ! મારા મનમાં જે જે બાબતની તૃષ્ણા હતી તે બધી તેં પૂર્ણ કરી દીધી છે. (૧) મારા અંતઃકરણના કયા ભાવને હું અલગ કરીને તને બતાવું તે કહે. તું મારા અંતઃ-કરણની બધી વૃત્તિઓથી જાણીતો છે. (૨) પોતાના મનના બધાજ વિચારો, બધીજ ઇચ્છાઓ કહી નાખવા જેવો વિશ્વાસપાત્ર મિત્ર તારા સિવાય બીજો મારે છે પણ કોણ? (૩) બધાજ લોકો મારા આપ્ત અને સ્વજન–સંબંધીઓ જેવા થઈ ગયા છે. અહીં મારૂં પોતાનું કોણ અને પરાયું કોણ તેજ પારખવું મુશ્કેલ છે. (૪) તુકારામ કહે છે કે, સર્વ જીવોનું જીવન અને જીવવાનું સાધન તું એકલોજ છે અને મારા મનનું સમાધાન કરવાનું તારાજ હાથમાં છે. (૫)

૩૦૪૧-હે દેવ! હવે મારે તારી સેવા કેવી રીતે કરવી તે તું મને કહે. પોકળ શબ્દજ્ઞાની વેદાંતીઓએ બધુંજ બગાડી માર્યું છે.(૧)હે અનંત! ત્યારે હવે તું તારી સેવાનું ખરૂં રહસ્ય જ્યાં સુધી પોતેજ નહિ બતાવે ત્યાં સુધી કોઇના સમજવામાં આવનાર નથી અને જો સમજવામાં નહિ આવે તો આખા સંસારને ડૂબી મરવાનો વખત આવી લાગશે. (૨) સ્નાનસંધ્યા આદિ શુદ્ધ આચરણનો આ શબ્દજ્ઞાનીઓએ નાશ કરી માર્યો છે; કારણકે તેઓ એમજ કહે છે કે, એ સ્નાનસંધ્યા વગેરેમાં બળ્યું છે શું?(૩) શ્રીહરિ એ એક પથરો છે, એવું કહીને તેઓએ હરિભક્તિનું સત્યાનાશ વાળી દીધું છે અને ગમે તેમ કરીને દેહનુંજ રક્ષણ કરવું અને એમાંજ જીવનની સાર્થકતા છે એવો વાદ ચલાવે છે.(૪) તેઓ લોકો કહે છે કે, તમારે એકાદશી કરવી નહિ અને હરિની કથાકીર્તન વગેરેમાં સામેલ થવું નહિ. આવી રીતે તેમણે ભજનનો નાશ કરવા માંડ્યો છે. (૫) તુકારામ કહે છે કે, તે પાખંડી શબ્દજ્ઞાનીઓ કહે છે કે, દેવ તો આપણા હૃદયમંદિરમાં છે, માટે દેવનું દર્શન કરવાને સારૂ તમારે મંદિરમાં જવાની જરૂર નથી, આવી રીતે તેમણે કર્મ અને ઉપાસનાને ડુબાવી માર્યાં છે. (૬)

૩૦૪૨-હે દેવ! તને નમન કરવું એજ મારૂં કર્તવ્ય છે. સ્નાન કરવાથી શી ઊણપ આવી જાય છે? (૧) પૂર્વે થઇ ગયેલા સંતો જે માર્ગ પ્રસ્તુત કરી ગયા છે, તેને હું વાળીઝાડીને સાફ કરવા આવ્યો છું. તેમ કરવાથી લાભ થાઓ કે હાનિ થાઓ, તેમાં મારે શું? (૨) તું મારો અંગીકાર કરતો નથી, તોપણ મને ભક્તિનું માધુર્ય ચાખવાનું મન થાય છે. આ સિવાય મારે માટે બીજું કશું કર્તવ્ય રહ્યું નથી. (૩) હે દેવ! હું તારી આગળ નૃત્ય કરીશ, તારી કથાનું શ્રવણ કરીશ અને તેમ કરવાથી મને તૃપ્તિ થાય, તેટલો પ્રેમાનંદ મળી રહેશે. (૪) તારા મંદિરના મહાદ્વાર આ-

ગળ વૈષ્ણવોનો સમુદાય કહ્યા પ્રમાણે પ્રેમાનંદયુક્ત સર્વ વ્યવહાર કરશે. તેમ કરવાથી તેઓ વૈકુંઠની નજીક જઇ પહોંચશે. (૫) તુકારામ કહે છે કે, અમને મુક્તિની તો ગરજ છેજ નહિ. તારી સેવા કરતાં કરતાં જન્મ લેવો અને મરવું એજ અમને તો સારૂં લાગે છે. (૬)

**૩૦૪૩**–કેટલાક લોકો સંન્યાસદીક્ષા લઇને ભગવાં વસ્ત્ર તો ધારણ કરે છે, પણ મનમાં વિષયને લગતી વાસનાઓને તો કાઢી નાખતા નથી. (૧) તેઓ નઠારા અન્ન તરફ નાપસંદગી કરે છે, સ્વાદિષ્ટ અને મધુર અન્નના પ્રતિ રુચિ ધરાવે છે અને પોતાને માન, પૂજા ઇત્યાદિ ક્યારે મળે તેની વાટ જોતા ફરે છે. (૨) તુકારામ કહે છે કે, એવા લોકો મોઢેથી નારાયણના નામનું ભજન કદાચ કરે તોપણ તે તેમનો ઢોંગજ છે. હવે આવું જેમનું આચરણ હોય તેમને જનાર્દનનું દર્શન થાયજ શી રીતે ? (૩)

**૩૦૪૪**–કેટલાક ગોસાંઇઓ માથે લાંબી લાંબી જટા વધારે છે અને સાધુપણાના અભિમાનપૂર્વક કછોટા વાળીને સગર્વ ભાષણો ઝાડે છે. (૧) તેઓ આખે શરીરે રાખોડી ચોળે છે, પણ ક્યારે મિષ્ટાન્નનું નોતરું આવે તેની વાટ જોયા કરે છે. (૨) તુકારામ કહે છે કે, આ તેમનો સ્વધર્મ તો છેજ નહિ પણ તેમને હૈયે આ વાત વસેલી ન હોવાથી, તેઓ જૂઠા વાદમાં પડીને ભ્રમિત થાય છે. (૩)

**૩૦૪૫**–કેટલાક વળી કાનમાં વેહ પાડીને તેમાં કડાં ઘાલે છે અને અમે " નાથ " છીએ એવું દુનિયાને કહેતા ફરે છે. (૧) તેઓ ગામેગામ ફરે છે, અડંગા નાખે છે અને લોકોની પાસે પુષ્કળ પૈસા માગી માગીને લે છે. પણ તેઓ શંકરને તો સમ ખાવા જેટલા પણ ઓળખાતા નથી. (૨) તુકારામ કહે છે કે, આવી રીતે તેઓ

પોતાનાં પેટ ભરવાના ઉપાય શીખે છે અને તેમ કરીને છેવટે નરકે જાય છે. (૩)

**૩૦૪૬**–વળી કેટલાક મલંગ-ફકીર લોકો ઘેરેઘેર પૈસા ઉઘરાવતા ફરે છે અને કોઇ ન આપે તો પોતાનું માથું ફોડીને લોહી કાઢે છે, (૧) શરીરમાં સળિયા ભોંકે છે, ગળામાં લોઢાની સાંકળ પહેરે છે અને ખૂબ જોરથી બરાડા પાડે છે. (૨) તુકારામ કહે છે કે, આ કાંઈ સાધુનો સ્વધર્મ ન કહેવાય. તેઓ ઇશ્વર-પ્રાપ્તિનું ખરૂં સાધન સમજ્યાજ નથી. (૩)

**૩૦૪૭**–'માનભાઉ' નામના સાધુઓ દાઢી અને માથાં મૂંડાવી નાખે છે અને શરીરે કાળાં વસ્ત્ર પહેરે છે. (૧) હાથમાં મોટો દંડૂકો લઇને લોકોને ઉપદેશ દેતા ફરે છે. (૨) તુકારામ કહે છે કે, પછી રાંડો અને છોકરાંઓને પોતાનો વેશ પહેરાવી દે છે. આવા લોકોને યમ સજા કરશે. (૩)

**૩૦૪૮**–કેટલાક જંગમ બની જાય છે અને શરીરે ભભૂતી ચોળીને ઘેરેઘેર શંખ વગાડતા ફરે છે. (૧) તેઓ શિવનિર્માલ્ય અને શિવનું ચરણોદક એ બે વસ્તુઓનું સેવન કરતા નથી. ઘેરેઘેર ઘંટા વગાડીને પેટ ભરે છે. (૨) તુકારામ કહે છે કે, તેઓ શિવના ભક્તો છેજ નહિ. તેમનો બધોજ વ્યવહાર લૌકિક છે. (૩)

**૩૦૪૯**–કેટલાક ગળામાં કંઠીઓ પહેરે છે અને શરીરે છાપો મરાવે છે. પછી પેટને માટે દેશવિદેશ રવડતા ફરે છે. (૧) શરીર પર ધોળી લંગોટી ધારણ કરીને અન્નક્ષેત્રના રોટલાની વાટ જોતા બેસી રહે છે. (૨) તુકારામ કહે છે કે, આ બધા માયિક ઢોંગ છે. એવાની પાસે ગોવિંદ હોયજ નહિ. (૩)

**૩૦૫૦**–ઉપર કહ્યા તેવા જાતજાતના વેશ ધારણ કરીને એ લોકો દેશેદેશ ભટકે છે અને પેટને માટે દાન ઉઘરાવતા ફરે છે.(૧)

પરમાર્થને ખાતર સંસારનો ત્યાગ કરનારા વિરલાજ હોય છે. એવો કોઈ હોય તો મને તેનું નામ કહો તો ખરા! (૨) તુકારામ કહે છે કે, એવા તો એક શુકદેવજ પાક્યા કે જેમણે જન્મતાની સાથેજ સંસારનો ત્યાગ કરી દીધો; માટે ખરેખરા કલંકરહિત અને શુદ્ધ તો તેજ કહેવાય. (૩)

**૩૦૫૧**–સ્ત્રીપુત્રવગેરે સૌ માયિક છે. છેવટે તો તેમાંનું કોઇ-જ કામ આવવાનું નથી. (૧) ઊલટાં તેઓ તમને યમના હાથમાં બંધાવી દેશે અને તમારે શરીરે લૂગડાં હશે તે કાઢી લેશે. (૨) તુકારામ કહે છે કે, આવાં જેઓ ચોર છે તેમનો વિશ્વાસ રખાયજ શી રીતે ? એટલા માટે હે દેવ ! મેં તમારો છેડો પકડ્યો છે. (૩)

**૩૦૫૨**–હે દેવ ! તારા દર્શન વિનાનું શાબ્દિક બ્રહ્મજ્ઞાન મારે જોઇતું નથી. (૧) એમ સમજીને હું તો તારૂં ચિંતન કરતો રહું છું. એ સિવાય મને બીજું બોલવાનું પણ ગમતું નથી. (૨) હે પાંડુરંગ ! મને તારૂં દર્શન તો થાય નહિ અને લોકોમાં મારૂં સન્માન વધે તે મારે શા કામનું ? (૩) તુકારામ કહે છે કે, હું તને મળ્યા વગર તો રહેવાનોજ નથી. જો તેમ નહિ થાય તો હું ગાંડો થઈ જઈશ. (૪)

**૩૦૫૩**–હે દેવ ! હું તારો છું એમ છતાં તારામાં તે બાબ-તનું અભિમાન જોવામાં આવતું નથી. (૧) અણસમજુ છોકરાના ઉપર તેની મા ગુસ્સે થાય ત્યારે જો તે છોકરાના ઉપર કદી દુઃખ આવી પડે તો તેની મદદે કોણ દોડી જવાનું હતું ? (૨) તેમ હે વિઠોબા ! તારા વિના હું આ સંસારમાં પરદેશી જેવો છું. માટે તું મને આ દુઃખમાં ગૂંચવી મારતો નહિ. (૩) તુકારામ કહે છે કે, ઓ જગદીશ પાંડુરંગ ! મારે તો એક તારીજ આશા છે. (૪)

**૩૦૫૪**–હે પાંડુરંગ ! મારો જીવ જન્મમૃત્યુનાં કષ્ટ વેઠી વેઠી-

ને ઘણો ત્રાસી ગયો છે; એટલા માટે હું તને પોકાર કરૂં છું તે તું સાંભળ. (૧) હે રખુમાઈના પતિ ! અનેક યોનિઓમાં ભ્રમણ કરીને અને જન્મમૃત્યુનાં કષ્ટ વેઠી વેઠીને હું હવે અત્યંત શ્રમિત થઈ ગયો છું માટે હવે તું વહેલો વહેલો મને દર્શન દે. (૨) તુકારામ કહે છે કે, હે પતિપાવન દેવ! મારાં અનેક જન્મજન્માંતરોનાં દુઃખોને તું હવે હરી લે. (૩)

**૩૦૫૫**–રખુમાઈના પતિ વિઠ્ઠલ હવે મને મળતા નથી, ત્યારે હવે મારા ઉપર વીતનારાં દુઃખોમાં મારો ભાગીદાર કોણ થશે? બ્રહ્માએ મારા કપાળ ઉપર એવું શું લખી માર્યું છે કે જેને લીધે આ દુઃખોમાંથી મારો છુટકારો થતોજ નથી? (૧-૨) તુકારામ કહે છે કે, હે પંઢરીનાથ! તું મારા વિષેની ચિંતાને એક બાજુએ ન મૂકી દેતાં મને વહેલો વહેલો આવીને મળી જા. (૩)

**૩૦૫૬**–હું પંઢરપુર જાઉં એવું મારા મનમાં થયા કરે છે. મને તો મારી વિઠાબાઈ મા ક્યારે મળે એવુંજ થયા કરે છે. (૧) તે સિવાય મને સુખની પ્રાપ્તિ થવાનો સંભવજ નથી. મારે આખે શરીરે જાણે ભડકા બળતા હોય એમ હું બળ્યોબળ્યો થાઉં છું. (૨) તુકારામ કહે છે કે, તે દેવના ચરણનું મને દર્શન થાય તો મારાં બધાંજ દુઃખનો અંત આવી જાય. (૩)

**૩૦૫૭**–મેં મારો દેહ, મારૂં મન અને મારૂં ધન, એ બધું-જ પંઢરપુરના રાજાને અર્પણ કરી દીધું છે; એટલે હવે મારે કશુંજ કહેવા જેવું રહ્યું નથી. (૧) વિષયને લગતી ચિંતા અને કોઇ પણ જાતની તૃષ્ણા મારા મનમાં રહી ગયાં નથી. મેં મારી ઉપાધિઓનો ફાંસો તોડીને ફગાવી દીધો છે. (૨) તુકારામ કહે છે કે, મારી પાસે તો એક વિઠોબાનું નામ છે, તે સિવાય રોકડી પાઈ પણ મારી કને છે નહિ. (૩)

**૩૦૫૮**–અરે મનુષ્યરૂપે આ સંસારમાં આવેલાંઓ! તમે ઊઠો અને ઉતાવળ કરો. તમે ઝટઝટ તે ઉદાર પાંડુરંગને શરણે જાઓ. (૧) આ દેહ તો દેવનો છે અને જે ધન છે તે કુબેરનું છે. આવી જ્યાં વસ્તુસ્થિતિ છે ત્યાં મનુષ્યનું છે શું? (૨) આપનારા અને અપાવનારા સૌ એક દેવજ છે. જો આવુંજ છે તો મનુષ્યની સત્તા રહીજ ક્યાં? (૩) તુકારામ કહે છે કે, પ્રાણીને તો એક નિમિત્ત માત્રજ બનાવી રાખ્યું છે; પણ આટલો મુદ્દો સમજાય નહિ ત્યાંસુધી મનુષ્યજન્મ વ્યર્થ છે. (૪)

**૩૦૫૯**–ગર્ભિણી સ્ત્રીને જમવાનું નોતરું દઈએ એટલે ગર્ભના બાળકને નોતરું દેવાની જરૂર રહેતી નથી. ગર્ભિણી જમીને તૃપ્ત થઈ એટલે ગર્ભનું બાળક તૃપ્ત થયુંજ જાણવું. (૧) તેવીજ રીતે વૈષ્ણવોનું પૂજન કરવાથી દેવ સહેલાઈથી પ્રસન્ન થઇ જાય છે. (૨) છોકરાનો વિજય થાય તો તેથી તેના બાપને સુખ થાયજ. (૩) તુકારામ કહે છે કે, અમૃતનું સેવન કર્યાથી તરશ અને રોગ એ બેઉનું સામટું નિરાકરણ થઈ જાય છે. (૪)

**૩૦૬૦**–હે દેવ! સૌ કોઈ તારાંજ અંગ છે, તે હું જાણું છુ. (૧) હે નારાયણ! બીજા બધા લોકોને આ વાત જાણે અતિ ગૂઢ હોય એવું લાગે છે. (૨) જે જે ઘરની રચના એકસરખી હોય તેમાંના કોઇ પણ એક ઘરમાં રહેનારો ચોર બીજાં બધાં ઘરથી જાણીતો હોય છે. (૩) તુકારામ કહે છે કે, સઘળા ભેદોની જગ્યાએ અભેદની સ્થાપના કરીને હું પરમાર્થ–સ્વરૂપનું યથાર્થ રીતે પ્રતિપાદન કરૂં છું. (૪)

**૩૦૬૧**–હે દેવ! મેં મારો દેહ તને અર્પણ કરી દીધો છે તે છતાં હજી મારા મનમાંથી ભય દૂર થઈ ગયો નથી. (૧) આ રીતે મારે હાથે ભારે વિશ્વાસઘાત થાય છે, એ મારી ત્રુટિ મને સમજા-

ઈ ગઈ છે. (૨) જે હું મારે મોઢેથી બોલું છું તેનો મને દાંડિયાને કદી પણ અનુભવ થતો નથી. (૩) તુકારામ કહે છે કે, હે વિઠ્ઠલ! આજે તારે મને સજા કરવી જોઇશે. (૪)

**૩૦૬૨**–હરિને સર્વસ્વ અર્પણ કરી દેશો ત્યારેજ તમને તેમનું દર્શન થશે. (૧) નહિ તો જેના મનમાં જે જે વસ્તુની ઇચ્છા હશે, તેને તે વસ્તુનો ભોગ ભોગવવો પડશે. (૨) જેવું કાંઇ આપણા હાથમાં આવે તેવું આપણે તે પાછું આપી દેવું. મતલબ કે, જીવે તો હરિની આગળ એવા થઇ જવું કે જાણે પોતે છેજ નહિ. (૩) તુકારામ કહે છે કે, પાછળથી કશું બાકી રાખવુંજ નહિ એ ઉત્તમ નીતિ છે. (૪)

**૩૦૬૩**–ગધેડાને ગમે તેટલો સરસ રીતે શણગારીએ તો પણ તે ઘોડો થઇ જવાનો હતો? (૧) તે તેની ભૂંકવાની આદત છોડવાનોજ નથી; કારણકે એ તેનો સ્વભાવજ છે અને સ્વભાવની આગળ તેનો કશો ઉપાય ચાલવાનો નથી. (૨) કૂતરાને પાલખીમાં બેસાડીએ પણ તે કાંઇ છાનો રહેવાનો હતો? તે તો ભસવાનોજ. (૩) તુકારામ કહે છે કે, જેનો જે સ્વભાવજ છે તે તો કોટિ ઉપાયે બદલાયજ નહિ. (૪)

**૩૦૬૪**–ગળી વસ્તુ સૌને ભાવે છે, પણ જે રોગી હોય તેને તે કડવી ઝેર જેવી લાગે છે. (૧) એટલે તેના એકના અભિપ્રાય ઉપરથી એમ ન માની લેવાય કે બધી રસોઈ કડવી થઈ ગઈ છે. (૨) નકટા માણુસને આરસીમાં જોવું ગમતું નથી. (૩) તુકારામ કહે છે કે, આવા ખલ પુરુષોને ગમે તેટલો ઉપદેશ દઇએ તો તેનો તેને કંટાળોજ આવવાનો. (૪)

**૩૦૬૫**–હમેશાં જ્યારે ત્યારે સંતોની નિંદા કરવી એ તો દુર્જનોનો સ્વભાવજ છે. (૧) હવે તેમને કહેવું પણ શું? તેઓ તો

પાપનાજ ભંડાર સમાન છે. (૨) જેઓ નિત્ય રામનામનું સ્મરણ કરે છે તેમને પેલા દુર્જન લોકો નકામા આળસુ કહે છે. (૩) જેઓ તીર્થ, વ્રત વગેરે કરે છે તેને તેઓ ભિખારી-ભામટા કહે છે. (૪) તુકારામ કહે છે કે, વીંછી તેના ડંખ આગળ ઝેરી હોય છે, પણ દુર્જન તો આખે શરીરેજ ઝેરથી ભરેલો છે. (૫)

૩૦૬૬-ચાલો, આપણે પ્રેમ અને આનંદ સહિત નૃત્ય કરીએ. (૧) આપણે પંઢરપુરના રાજાના ગુણ ગાઇએ અને સંત-મંડળીને આલિંગન દઇએ. (૨) હરિનામની ગર્જના કરવાથી મફતમાંજ સુખ પ્રાપ્ત થાય છે. (૩) પ્રેમની વહેંચણી કરવામાં હરિનામ ઘણું ઉદાર છે. તે નાનાંમોટાં કશાનો વિચાર ન કરતાં સૌને છૂટથી પ્રેમ આપ્યાજ કરે છે. (૪) તેને પ્રતાપે દૈત્ય અને પાપ સૌ નાસી ગયાં અને કાળે તો દેશવટોજ લઇ લીધો એમ જાણો. (૫) તુકારામ કહે છે કે, શ્રીહરિના પ્રેમનો સુકાળ થઈ જવાથી આજના સમયને ધન્ય છે. (૬)

૩૦૬૭-આપણા મનમાં શુભેચ્છા ઉત્પન્ન થાય એ બધું કામ આપણા સ્વામીનુંજ જાણવું. (૧) જ્યારે સ્વામી મારા ઉપર કૃપા કરે છે ત્યારે તે હું આનંદ સહિત જોયા કરૂં છું. (૨) સ્વામી મને જ્યારે અભયદાન દે છે ત્યારે તેમની તે આજ્ઞાને પણ હું નમીને માથે ચડાવું છું. (૩) અમે જે દેવના બંદીજન છીએ, તેમને સારૂ ભક્તિરૂપી ફૂળની યોજના કરવી એ કામ સ્વામીનું છે. (૪) અમારે સેવકોએ તો સેવા કરવી. તેનો બધો યશ અને જવાબદારી સ્વામીના માથા ઉપર છે. (૫) તુકારામ કહે છે કે, હું તો હઠીલો છોકરો છું. મારે માટે તમે યોગ્ય શબ્દોની યોજના કરજો. (૬)

૩૦૬૮-હે દેવ! મારા મનને તમે કસોટીએ ચઢાવી જોજો. મારૂં ચિત્ત તમારા ચરણ આગળથી કદી પણ ચલિત થનાર

નથી. (૧) તમે કહો તો હું મારૂં માથું મારે હાથે કાપી આપું, પછી હું કૃપણ છું કે ઉદાર છું તેની પરીક્ષા તમેજ કરી લો. (૨) મારા માથા ઉપર મોટા મોટા હથોડાના ઘા વાગે તોપણ હું તારા ચરણને છોડનાર નથી. (૩) તુકારામ કહે છે કે, આખરે તારા સિવાય તો મારે કોઇ ગતિ છેજ નહિ. (૪)

૩૦૬૯–હરિના દાસને સતાવી શકે એવો આ પૃથ્વી ઉપર છેજ કોણ? (૧) એટલા માટે હે મનુષ્યો! તમે બેલાશક સુખેથી હરિકીર્તન કરતાં કરતાં નૃત્ય કરજો અને મોઢેથી હરિનામના જય-ઘોષ ગજાવજો. (૨) તેનાથી કાળ ભયભીત થઈ જઇને દૂર નાસી જશે અને તમારાં તમામ પાતક પણ ટળી જશે. (૩) તુકા-રામ કહે છે કે, આ વાત તદ્દન સાચી છે એવું તમે તમારા મનમાં નિશ્ચયપૂર્વક માની લેજો. (૪)

૩૦૭૦–હે દેવ! જે પોતાના શરીર ઉપર ઉદાર થઇ જાય છે અર્થાત્ જેને પોતાના શરીરની જરા પણ દરકાર નથી તેને પછી શરમ કેવી અને સંકોચ પણ કેવો? (૧) ઓ દેવ! તું યાદ રાખજે કે, હું હવે તને ભરબજારમાં નાગો કરી દઇશ અને તારા શરીર ઉપરના કિંમતી શાલદુશાલાને એક કોડીની કિંમતના કરી મૂકીશ. (૨) મેં જેમ જેમ તારી બે આંખની શરમ રાખી તેમ તેમ તું મને વધારે વધારે ચીઢવતો જાય છે, ખરી વાતને? (૩) તુકારામ કહે છે કે, ઓ દેવ! હવે હું તારૂં કુળ અને તારો બધો ઇતિહાસ ઉઘાડો પાડી દઇશ. (૪)

૩૦૭૧–હે દેવ! તારા આગળ તો હરિભક્તોની ભારે ભીડ જામી છે અને મારા જેવાને ત્યાં છેક છેલ્લે નંબરે બેસવા જેટલી પણ જગ્યા મળતી નથી. (૧) ત્યારે હવે મારે કરવું શું અને મારો પોકાર સાંભળવાનું પણ કોણ? (૨) હું તારો મોટો ભક્ત છું

અથવા હું ઘણો ભાવિક છું એવું કહીને હું તને શા માટે શરમાવું ? કારણકે મારી તેવી સ્થિતિ છે નહિ. (૩) ભજનના તાલસૂર મુજબ મને નૃત્ય કરતાં આવડતું નથી; અને હાથે તાલી કેવી રીતે વગાડવી તે પણ મને આવડતું નથી. (૪) તારા બીજા ભક્તોનાં શરીર તો તુલસીની માળાઓ, મુદ્રા વગેરે ભૂષણોથી ઘણાં શોભીતાં દેખાય છે અને હું તો દૂબળોપાતળો અને કળાહીન છું. (૫) તુકારામ કહે છે કે, હે શ્રીપતિ ! તમે મને એ ભક્તોનાજ હાથમાં સોંપી દેજો. (૬)

૩૦૭૨–હે દેવ ! હું શું જાણું છું અને શું નથી જાણતો તેની મને કાંઇજ સમજ પડતી નથી. એટલા માટે હું તો તારા ચરણનેજ મારા ચિત્તની અંદર ધારણ કરીને બેસી રહ્યો છું. (૧) તારા ચરણને મારા ચિત્તની અંદર ધારણ કરી રાખવા અને મોઢેથી પ્રેમ સહિત તારૂં નામ ગાવું એ બેજ સાધન હવે મારી પાસે રહી ગયાં છે. (૨) એ બેના ઉપરાંત મને કાંઈ કરતાં કાંઇ આવડતું નથી. ફક્ત મારા હૈયાના પ્રેમઘી હું તને મારા હૃદયની અંદરથી દાબી રાખીશ (૩) તુકારામ કહે છે કે, હે દેવ ! તારી આટલીજ સેવા હું જનમોજનમ કરી શકું એટલું હું તારી પાસે માગી લઉં છું. (૪)

૩૦૭૩–પથરાને સમુદ્રમાં ડુબાડીએ તોપણ તેની અંદરના ભાગમાં પાણીનું એક ટીપું પણ જોવામાં આવશે નહિ . (૧) તેવી રીતે પાપી લોકોના મનને હરિકીર્તન ઉપર જરાય રુચિ થતી નથી. (૨) ગધેડો ગંગાસ્નાન કરે તોપણ તે પાછો ઉકરડે જઈને આળોટયા વગર રહેવાનો નહિ. (૩) કાગડાને ખૂબ ઉત્તમ રીતે પાળીએ અને ઉત્તમ ખોરાક ખાવા આપીએ પણ તેને ગૂખાડીમાં જઇને નરકમાં ચાંચ બોળ્યા વિના ચેનજ નહિ પડે. (૪) તુકારામ કહે છે કે, હે હરિ ! તેવીજ રીતે કસ્તૂરીની સુવાસ ડુક્કરને ગમતી

નથી. પાપી લોકોને એજ પ્રમાણે હરિકીર્તન પણ ગમતું નથી.(૫)

૩૦૭૪–મારો ઉદ્ધાર તો થઇજ ગયો છે એવું મનમાં અભિમાન કરીને લોકોની આગળ જે બકતો ફરે તેની વાણી ચળી ગઈ છે અને તેને ત્રીસ ત્રીસ ફાંટા ફૂટયા છે એમ જાણવું. (૧) આવા પાખંડી લોકોને પોતાની મોટાઈ અને સન્માન વધારવાનીજ ભૂખ હોય છે. કાચાં અને તેથી કરી સ્વાદમાં કડવાં કોઠીમડાં તોડીએ તો તેઓ જેમ નકામાં નીવડે તેમ પેલાઓનું જીવન પણ તેવુંજ નકામું છે. (૨) તેઓ વેદશાસ્ત્રના આધાર વિનાજ પોતાનો અંગત અભિપ્રાય લોકોના મન ઉપર ઠસાવે છે. (૩) તુકારામ કહે છે કે, આવા કેટલાય લોકો અધોગતિએ (નરકે) ગયા. (૪)

૩૦૭૫–નારિયેળનું ઉપરનું કાચલું કઠણ હોય છે, પણ તેની અંદરનું કોપરૂં મીઠું હોય છે. (૧) હે મનુષ્યો ! તે પ્રમાણે તમે પણ સમજી જાઓ. અંતઃકરણને શુદ્ધ કરવું એજ મુખ્ય કર્તવ્ય છે. (૨) ફણુસની ઉપરનાં છોડાં ઉપર કાંટા કાંટા ઊગ્યા હોય છે પણ તેની અંદરનાં ચાંપાં ગળ્યાં હોય છે. (૩) મીઠું રસોઇને સ્વાદિષ્ટ બનાવે છે પણ તેથી કાંઇ એકલા મીઠાના ફાકા મરાય નહિ. (૪) શેરડીનો રંગ બહારથી કાળો હોય છે, પણ તેની અંદરનો રસ ગળ્યો હોય છે. (૫) તુકારામ કહે છે કે, અમુક વસ્તુની અંદર ગળપણ છે કે નહિ તે જોવાનું છે. ઉપર ઉપરની ખોડખાંપણોનો વિચારજ શા માટે કરવો જોઇએ ? (૬)

૩૦૭૬–જેને જે માણસની સ્પૃહા હોય તે તેની પાસેજ રહે છે અથવા રહેવા ઇચ્છે છે. (૧) જેની ગરજજ ન હોય તે પાસે હોય તોપણ વેગળા જેવોજ જાણવો. જેમ મોટા થયેલા વાછરડા ઉપરથી ગાય પોતાનું હેત ઉતારી નાખે છે, તેથી તે વાછરડો ગાયની પાસે હોય તોપણ શું થયું ? તે વેગળા જેવોજ. (૨) માણસની

અંદર બીજાને પ્રિય લાગે એવો ગુણ તેના સ્વભાવની મીઠાશ છે અને તેને લીધેજ તેના સંસર્ગમાં આવનારાઓને સુખ થાય છે. (૩) તુકારામ કહે છે કે, જેનામાં પ્રેમનો ઉછાળો હોય તેનીજ કિંમત છે. (૪)

૩૦૭૭–બાળક માના ઉપર ખીજ્યાય છે, પણ છતાં મા તેના ઉપર વહાલ રાખે છે. (૧) હે પુરુષોત્તમ ! તે પ્રમાણે તું પણ મને એક ઘડી વારને માટે વિસારી મૂકતો નથી. (૨) મારૂં નાનકડું બાળક ચાલતાં ચાલતાં થાકી ગયું હશે એમ સમજીને તેની મા તેને ઊંચકીને પોતાની કેડે બેસાડી દે છે. (૩) છોકરાને જરા જેટલું પણ દુઃખ થાય તો જાણે પોતાનો પ્રાણ નીકળી જાય એવું દુઃખ તેની માના જીવને થાય છે. પોતાને ભૂખતરશ લાગી હોય તો મા તેને સહન કરી લે છે, પણ પહેલી છોકરાને જે જોઇએ તે આપીને તેને ટાઢું પાડે છે. (૪,૫) તુકારામ કહે છે કે, છોકરૂં 'ઓ બા !' એમ કરીને જ્યાં એક બૂમ પાડે છે કે તરત મા દોડતી તેની પાસે જાય છે અને પોતાના પ્રાણના કરતાં પણ તેનું વિશેષ જતન કરે છે. (૬)

૩૦૭૮–લક્ષ્મીપતિના જેવો દાતાર મને મળ્યો છે પછી મારે માગવા જેવું રહ્યું શું ? (૧) કોઈને તરશ લાગી હોય અને તે ગંગામાં ઊતરીને પાણી પી આવે તો જેમ ગંગાનું પાણી ઘટી જતું નથી તેવુંજ હરિનું પણ સમજી લેજો. (૨) મનોવાંછિત ફળ આપનાર કલ્પવૃક્ષ જો કોઈ યાચકને મળી જાય તો તે મને પેટ ભરીને આહાર આપશે આવી આશાએ તે યાચક કલ્પવૃક્ષની પાસે જઈ ચડે તો તેથી તેને તે કામ શું ભારે પડી જવાનું હતું ? (૩) તુકારામ કહે છે કે, સંતોનું ધ્યાન કર્યું એટલે પરબ્રહ્મ તો હાથમાં આવી ગયાજ જાણવા. (૪)

૩૦૭૯–હે દેવ ! તમારા સુકોમળ ચરણના ઉપર હું મારા શ-

રીરને ઓવારી નાખીશ; (૧) કારણકે તમારૂં રૂપ મારી આંખો-માં વસી ગયું છે અને મારા મનને તેનોજ રસ લાગી ગયો છે. (૨) તમારા રૂપના ઉપર મારો પ્રેમ સજ્જડ ચોટી ગયો છે, તેથી કરીને તે તેના ઉપરથી જરાક પણ ખસે એવું મને લાગતું નથી. (૩) તુકારામ કહે છે કે, અહીં મારી ઇચ્છાઓ પૂર્ણ થાય એટલી હદ સુધી મને તૃપ્તિ થઈ ગઇ છે અને તેથી કરીને મારૂં મન ત્યાં સ્થિર થઈ ગયું છે. (૪)

૩૦૮૦–સાધનો તો અનેક છે, પણ તેઓ ઘણો શ્રમ માગે એવાં છે; તેથી કરીને હું તેમનાથી ભય પામું છું. (૧) ખરા ભાવ સહિત હરિનામ ગાઇએ તો તેથી તમામ જાતનાં કલ્યાણ આપણે બેઠા હોઇએ ત્યાં ચાલ્યાં ચાલ્યાં આપણી પાસે આવીને ઊભાં રહે છે. (૨) ભક્તે તો પોતાના મનને નિશ્ચળ બનાવી દેવું અને જો એટલું થાય તો બધુંજ કર્યું જાણવું. એ સિવાય બીજાં કર્મ અથવા દાન તેને હાથે થઈ શકશે નહિ. (૩) તુકારામ કહે છે કે, જે કોઈ આત્મનિષ્ઠ થયો હશે તેની સર્વ પ્રવૃતિઓ તેને તેના મનની અંદર આત્મસુખનો ભોગ કરાવી દેશે. (૪)

૩૦૮૧–હે દેવ ! જે ઘડીએ તમે બીજાનો જીવ લો છો તે ઘડી-એ તમને જરા પણ દયા આવતી નથી. (૧) હે ગોવિંદ ! તમે એવા કૃપણ છો કે તે વખતે તમે તમારા બાહ્ય શરીરને જરા પણ ધક્કો લાગવા દેતા નથી. (૨) અને અમારી પાસે ઉત્તમ સેવા કરાવવાનું તમને મન થાય છે અને તેમ કરવામાં જો અમે જરા ખોટાં હાડકાં કરીએ તો તે તમારાથી સહન થતું નથી. (૩) તુકારામ કહે છે કે, ઓ પાંડુરંગ ! તું તો આવો નિઃસંતાન છે. (અર્થાત્ મને બનાવી કાઢે એવો છે.) (૪)

૩૦૮૨–હે દેવ ! જેવો તમે મને ગુણવાન બનાવી દીધો છે

તેવો તમે મને હમેશાં ગુણવાનજ રહેવા દેજો. (૧) તમને તો બીજાં કોઈ સુખદુઃખનો વિચાર પણ નથી આવતો (૨) પણ જો તમારા ભક્તો પૈકી કોઇને જરાક સુખદુઃખ થાય તો તે બાબતની ત્રુટિનો તમને અનુભવ થતો નથી. (૩) તુકારામ કહે છે કે, હે વિશ્વનું પાલન કરનારા દેવ ! તું તારી દૃષ્ટિ અમારા તરફ ફેરવ અને અમને કૃપાભરી નજરે જો. (૪)

**૩૦૮૩**–જેમને નરકે જવાની ઇચ્છા હોય તેમણે હરિકીર્તનના ઉપર કંટાળો આણવો. (૧) દેવ આપણો પિતા છે અને તેના ઉપરજ જો આપણી અપ્રીતિ થઈ તો બધાંજ પાપનો વાસ આપણામાં થયો જાણજો. (૨) જેને મોઢેથી નારાયણનું નામ કદી નીકળતુંજ નથી તે યમનો ગિરમીટિયો--ગુલામ બની જાય છે. (૩) તુકારામ કહે છે કે, આવા જે અભક્ત હોય તેમની માને આખા જગતની રખાત જાણવી. (૪)

**૩૦૮૪**–પાંડવો બધો વખત વનવાસ કરતા હતા, પણ તેઓદેવનું સ્મરણ કદી ભૂલ્યા ન હતા. (૧) પ્રહ્લાદને તેના બાપે ઘણોય સમજાવ્યો પણ તે રોજ પોતાના મનમાં નારાયણનું સ્મરણ કર્યા કરતો. (૨) સુદામો નામનો બ્રાહ્મણ ગરીબાઈને લીધે ઘણી દુઃખી જિંદગી ગુજારતો હતો, પણ તે છતાં તે કદી પાંડુરંગને ભૂલ્યો ન હતો. (૩) તુકારામ કહે છે કે, હે દેવ ! મારા ઉપર પહાડ જેવાં દુઃખ તૂટી પડે તોપણ હું તમને વિસારનાર નથી. (૪)

**૩૦૮૫**–હે પંઢરીરાય ! જેઓ તારે શરણે આવીને પડ્યા તેમને પછી જન્મમરણની ચિંતાજ કેવી કરવાની હોય ? (૧) હે ચક્રપાણિ ! તારા નામરૂપી અમૃતસંજીવની જેના મોઢામાં હોય તેને ભયજ કેવો ? (૨) તારૂં સગુણ સ્વરૂપ જેના હૃદયમાં પ્રકાશિત થઇ ગયું હોય તેને પછી સંસારની કિંમતજ શી રહી ? (૩) તુકા-

રામ કહે છે કે, અમારા ઉપર જો તારા નામની કૃપા હોય તો પછી કળિકાળ તો અમારા પગ આગળજ પડી રહે છે. (અર્થાત્ અમારો તાબેદાર બની જાય છે.) (૪)

૩૦૮૬-ક્ષમારૂપી શસ્ત્ર જે પુરુષના હાથમાં છે તેને દુર્જન શું કરવાના હતા? (૧) જે જંગલમાં ઘાસજ ન હોય ત્યાં ગમે તો મોટો પ્રલયાગ્નિ વરસે તોપણ તેથી શું થવાનું હતું? તે પોતાની મેળેજ હોલવાઇ જવાનો. (તેજ પ્રમાણે દુર્જનોની દુષ્પ્રવૃત્તિ પોતાની મેળેજ અટકી પડશે.) (૨) તુકારામ કહે છે કે, ક્ષમા વડે સૌનું કલ્યાણ થાય છે. એટલા વાસ્તે તમે બધો વખત સુખરૂપ ક્ષમાનેજ તમારા હૃદયમાં સ્થાન આપતા રહેજો. (૩)

૩૦૮૭-જે કોઈ હરિકથા સાંભળતાં સાંભળતાં પાન ચાવશે તેને ગૌહત્યાનું પાપ લાગશે. (૧) ત્યાં બેસીને જે કોઇ તંબાકુ સૂંઘશે અથવા પીશે તેનાં પાપે તેનાં ઘરનાં બધાંજ દુઃખી થશે. (૨) હરિકીર્તન સાંભળવા બેઠા પછી જે કોઈ વાતો કરશે અથવા લવારો કરશે તેને આગળ જતાં દેડકાનો જન્મ લેવો પડશે. (૩) જેને હરિકથા ઉપર કંટાળો આવતો હશે એવા ચાંડાળના ઉપર યમ નજર રાખ્યાજ કરે છે. (૪) તુકારામ કહે છે કે, કથા સાંભળતાં સાંભળતાં જેઓ અધવચ ઊઠી જશે તેમનાં મોઢાં કાળાંમેશ થઈ જશે અને તેમના બરડા ઉપર યમદંડના ઝપાટા પડશે. (૫)

૩૦૮૮-હે મનુષ્યો! તમારે માથે સંસાર સંબંધી અનેક કામકાજ છે એ વાત ખરી, તોપણ તમારે ગમે તેમ કરીને રામ નામ લેવુંજ જોઇએ. તેમ કર્યાથી તમારો સંસારનો શ્રમ ટળી જશે અને તમારો દુઃખરૂપ સંસાર સુખરૂપ બની જશે. (૧) નહિ તો તમારા પ્રાણ જતી વખતે તમને ખબર પડી જશે કે તમારાં બાયડીછોકરાં તમારાથી કેવાં આઘાં ઊભાં રહે છે? (૨) અરે!

તમે જીવતાં તો જેવા ને તેવાજ રહ્યા, પણ આગળ જતાં તમારી સામે જન્મમૃત્યુનું મોટું વમળ આવીને ઊભું રહેનાર છે. તેના સપાટામાંથી જો તમને છૂટવાનો વિચાર આવતો હોય તો જે કરી લેવા જેવું છે તે કરી લો. (૩) તુકારામ કહે છે કે, આ મનુષ્ય-જન્મની અંદરજ વિઠોબાનું જેટલું નામ લેવાયું તેટલું ખરૂં. આ મર્મ સમજી લઇને તદનુસાર જેઓ વર્તન કરવા માંડે છે તેઓજ સંસારને તરી જાય છે. (૪)

૩૦૮૯–પોતાના બાળકને સાચવવાનું તેની માને કોણ કહેવા જાય છે? પણ તે નાનું છોકરૂંજ માના હૃદયમાં પ્રેમનો ઉદ્દગમ કરાવે છે. (૧) મા તેના અંતરના પ્રેમ અને મમતાને લીધે બાળક-નું જતન કરતી રહે છે. (૨) હે પુરુષોત્તમ! જો હું તને અમારાં માબાપની ઉપમા આપું તો ઓ મારા જીવલગ પંઢરીનાથ! તે ઉપમા તને શોભા નથી આપતી. (૩,૪) એનું કારણ એ છે કે આ મૃત્યુલોકના સંસારમાં તો મા બાળકનું પાલન કરે છે, પણ તેની મદદ પરલોકમાં મળી શકતી નથી. (૫) હે અનંત! પરંતુ તું તેવો નથી. તારી સત્તા તો કળિકાળના ઉપર ચાલે છે. (૬) તુકારામ કહે છે કે, હે નારાયણ! તારા દિલમાં અમ બાળકોના પ્રતિ ઘણીજ દયા છે. (૭)

૩૦૯૦–બાળકના મનની ઇચ્છા જો તેની મા પૂર્ણ ન કરે તો તે માને કેવી કહેવી? અને જો તેણે આવું કરવું હતું તો તેણે છોકરાને જન્મ આપ્યોજ શા માટે, તેનો હે દેવ! તમે પોતેજ વિચાર કરી લેજો. (૧,૨) વાછરડાના મનની ઇચ્છા પૂરી પાડવાને જો ગાય સ્નેહપૂર્ણ બનીને તેની પાસે દોડી જાય નહિ તો તે ગાયે વાછરડું જણ્યું શું કરવા? (૩) તુકારામ કહે છે કે, વાંદરી પોતાના બચ્ચાને હમેશાં પેટે વળગાડીને ફરે છે. તે તેમ ન કરતાં જો તે બચ્ચાને ફેંકી દે તો તેણે તે બચ્ચાને જણ્યુંજ શા માટે? (૪)

૩૦૯૧–હે દેવ! તું બધીજ રીતે શ્રેષ્ઠ છે અને હું તો તદ્દન પાપના રાશિ સમાન છું. (૧) હવે હું જેવો છું તેવો પણ તમારે મારો અંગિકાર કરવો જોઇશે અને મારો બધો ભાર તમારેજ નિભાવવો પડશે. (૨) કાળ તો મને આખો ને આખોજ ગળી ગયો છે. તેના પંજામાંથી મને છોડાવવાનું સામર્થ્ય તારામાંજ છે. (૩) તુકારામ કહે છે કે, હવે તો મારા બધાજ ઉપાય નિષ્ફળ નીવડ્યા છે તેથી મારે તો હવે એકલા તારા ચરણનોજ આધાર રહ્યો છે. (૪)

૩૦૯૨–દેવના પ્રતિ જે અનન્ય ભક્તિ રાખે છે, તેને દેવ પોતાનાથી વેગળો કરતા નથી અને પોતે તેની પાસેના પાસેજ રહે છે. (૧) દેવ સર્વના અંતર્યામી હોઈ સૌના કર્મના સાક્ષી થાય છે, પણ જેની જેવી ભાવના તેવાં તેને ફળ મળે છે. (૨) તુકારામ કહે છે કે, સૌ પ્રાણી પોતપોતાનાં કર્મોનાં ફળ ભોગવે છે. કર્મના સિવાય બીજું કશુંજ સાથે આવતું નથી. (૩)

૩૦૯૩–હે દેવ! તારૂં શ્યામળ, સુંદર અને મનોહર રૂપ મારા હૃદયમાં રહો. (૧) હે પાંડુરંગ! તારૂં નામ અતિ મધુર છે. મને તેના સિવાય બીજા કશાની ઇચ્છા થતી નથી. (૨) તારી પાસે જન્મોજન્મ આની આજ માગણી કરતો આવ્યો છું; માટે હવે તું મને તે સ્વાભાવિક રીતે આપીજ દે. (૩) તુકારામ કહે છે કે, હે દેવ! તારા સમાન દયાવંત બીજો કોઈ છે કે નહિ તે હું બધે જોઇ વળ્યો, પણ તારા જેવો મેં એક પણ દીઠો નહિ. (૪)

૩૦૯૪–દેવને ત્રૈલોક્યમાં પોતાના ભક્તોના સિવાય બીજું કોઈ વહાલું છેજ નહિ. (૧) તેમને તો વૈકુંઠ અને ક્ષીરસાગર પણ એટલો પ્રિય નથી. તે તો પોતાના દાસના અંતઃકરણમાંજ વાસ કરીને રહે છે. (૨) દેવના સિવાય બીજો કોણ એવો છે કે જે

પોતાના ભક્તે સર્વ ભાવયુક્ત આપેલું તુલસીનું પાંદડું જાણે મોટો ઉપહાર હોય તેમ તેનો ખૂબ પ્રેમથી સ્વીકાર કરી લે? (૩) દેવ તો એવું કહે છે કે, હું બીજા બધા કરતાં મારા ભક્તોનેજ વશ છું. ભક્ત જે કાંઈ બોલે તે તરફ દેવ લક્ષ આપે છે. (૪) તુકારામ કહે છે કે, વિઠ્ઠલ પોતાના ભક્તોની ભક્તિ વડે બંધાઇ ગયેલા છે. દેવ એ સિવાય બીજું કાંઇ જાણતાજ નથી. (૫)

**૩૦૯૫**–હે હરિ! હું તારૂં નામ નિરંતર જપીશ. એ સિવાય બીજા કોઇ ઢોંગધતૂરા મારે જાણવા નથી. (૧) મારા અંતઃકરણમાં સદાકાળ તારો વિશ્વાસ કાયમ રહે એવું વરદાન તું મને મન, વાણી અને શરીરદ્વારા દે. (૨) તુકારામ કહે છે કે, હે દેવ! હવે તું મને સત્સંગતિ આપ અને એ સત્સંગદ્વારા તારા નામના આનંદથી મારૂં અંતઃકરણ ભરાઈ જાય તેવું તું કરજે. (૩)

**૩૦૯૬**–(આ પદમાં દર્શાવેલાં સાધનો સિવાય) તમારે બીજું કાંઇજ કરવું નહિ; કારણકે બીજુંત્રીજું કરવા જશો તો તેથી તમારે કષ્ટ વેઠવું પડશે. (૧) તમારે સુખેથી શ્રીહરિની સેવા કરવી અને તે તમને જરૂર તારશેજ. (૨) અનાથ દીન જીવોના તે સ્વામી છે, એ મારો સાચો અનુભવ છે. (૩) તુકારામ કહે છે કે, મેં (અનેક પદોમાં) દીધેલી શિખામણ તમે સૌ તમારા ચિત્તમાં ધારણ કરજો અને તે પ્રમાણે આચરણ કરવાનો નિશ્ચય કરજો. (૪)

**૩૦૯૭**–ધ્રુવપદમાં બતાવેલા સાધન સિવાય કોઇ પણ બીજો વ્યવહાર કરશો નહિ; કારણકે તેને લીધે તમને દુઃખ થશે. (૧) સુખથી શ્રીહરિની વાત કરો, તે સર્વથાજ તમને તારશે.(૨) અનાથ અને દીન જીવોનો સ્વામી દેવ છે; એજ ખરો અનુભવ છે. (૩) તુકારામ કહે છે કે, અમે બહુ પ્રકારે ધ્રુવપદમાં કહેલી વાત તમે બધા પોતાના ચિત્તમાં કરવા માટે નિશ્ચય કરો. (૪)

૩૦૯૮-શેઠ નથી અને ગામનો મુખી પટેલ પણ નથી એમ સમજીને જે ગામની પટલાઈ પોતાને માથે ખેંચી લે છે (૧) અને જે નિરંતર લોકોની પાસે જકાતવેરા ઉઘરાવવાનો ધંધો કરે છે, તેના અંતઃકરણમાં બધો વખત પાપનોજ વાસો છે એવું જાણવું.(૨) ગાયનું અને ભેંસનું ઘી વેચનાર વેપારી બહુ હલકો ધંધો કરે છે. (૩) તુકારામ કહે છે કે, તમે જોઇ લેજો કે એવા લોકોના મનમાં કદી પુણ્યનો પ્રવેશ થતોજ નથી. (૪)

૩૦૯૯-અગાઉ હું પુષ્કળ ખેલ ખેલી ચૂક્યો છું તેથી હવે મારામાં દેહાહંકારની તમામ શક્તિઓ ક્ષીણ થઈ ગઈ છે. (૧) હવે મને પૂર્ણ આત્મસ્વરૂપ સ્થિતિ પ્રાપ્ત થઇ જવાથી કશી હિલચાલ કરવા જેવું રહ્યું નથી. દેહાદિ પ્રપંચરૂપી ઘડો તમામ વિકારોથી ખાલી થઈ ગયેલો હોવાથી તેનો કેવળ પોકળ ભાસજ હવે બાકી રહી ગયો છે. (૨) જેમ ગડીબંધ વસ્ત્ર બળી જાય તો પણ તેની ગડી તેવી ને તેવી આકૃતિવાળી દેખાયા કરે છે, પણ તેને જરાક હાથ લગાડીને ગડી ઉકેલવા જઇશું તો તેનાથી તેટલું સહન થતું નથી. (૩) તુકારામ કહે છે કે, બળી ગયેલા વસ્ત્રની ગડી કેવી હોય છે તે જોવા જનારા જગતના હાથમાં રાખોડીજ આવે છે. (૪)

૩૧૦૦-હે પાંડુરંગ! અમારા શરીરમાં આળસ ભરાઇ ગયું છે, માટે તું હવે દોડી આવ. (૧) મારે આ શરીરના ધર્મ ક્યાં સુધી સહન કરવા પડશે? કારણકે મને તેમ કરવાથી અનેક અવ-ગુણોના પ્રહાર થાય છે. (૨) હે નારાયણ! મારી પૂંઠે પડેલાં આ વ્યસનોનો તમે નાશ કરો. (૩) હે દેવ! હું જે તારી પાસેનો પાસે રહેનારો તે હવે તારાથી દૂર થઇ ગયો છું, માટે તું હવે મને તારા હાથમાં લે. (૪) હે દેવ! આટલા માટે તો હું તારી મદદ સારૂ

તને વારેઘડીએ સાદ પાડ્યા કરૂં છું. (૫) તુકારામ કહે છે કે, હે પાંડુરંગ! તમે મને તમારા અંગનાથી વેગળો કરતાજ નહિ. (૬)

**૩૧૦૧**–તેણે (ઇશ્વરે) મહારાણીની સાથે ભોગ કર્યો. (માયાના તરફ ઈક્ષણ કર્યું.) તેને પેટે છોકરાં જન્મ્યાં (ત્રણ ગુણ વગેરેની ઉત્પત્તિ થઈ.) (૧) તેઓ પોતાના હાથ ઊંચા કરીને સંતોની સાથે મત્સર કરે છે. (૨) બીજ નઠારૂં હોય તો તેનાં ફળ પણ નઠારાંજ આવે. (૩) તુકારામ કહે છે કે, આ બધું સ્વાનુભવથી સમજાઈ ગયું છે. (૪)

**૩૧૦૨**–મન જે જે સંકલ્પ કરે તેથી પુણ્ય અથવા પાપ એમાંથી એક થયા વિના રહેજ નહિ. (૧) જે કાંઈ થાય છે અને થશે તે બધાંનું મૂળકારણ આપણું મન છે. તેનો સ્વભાવ એવો છે કે, તેને જે રસમાં (વિષયમાં) મેળવી દઇએ તેની સાથે તે મળી જાય છે. (૨) નાના પ્રકારની ખટપટો કરવાની પ્રવૃત્તિ બંધ થઇ જાય ત્યારેજ ઉત્તમ ગતિ સાંપડે. (૩) તુકારામ કહે છે કે, પાણીનું નામ સમુદ્ર છે એજ બધી વાતનો સાર જાણી લેજો. (૪)

**૩૧૦૩**–(આ પદમાં જણાવ્યા છે, તેવા) હરિભક્તોની મુલાકાત થાય તો તેથી તે હરિના ભક્તો અને તેમનો સમાગમ કરનારાઓ બેઉ નરકમાં જવાની તૈયારી કરવાના; (૧) કારણકે પોતાની માતાના કરતાં પણ વધારે પૂજ્ય એવી જે હરિકથા તેને પૈસા કમાવાનું એક સાધન બનાવવું એનો અર્થ સગી માને ભાડે આપીને તેનું ભાડું ખાવા જેવોજ થયો. (૨) પણ પેલા હરિભક્તોને આવું ભાડું ખાતાં લાજ આવતી નથી, તેથી કરીને તેમને પૈસા આપનારા અને આવા હરિકથા કરનારા બેઉને નરકવાસ કરવો પડવાનો. (૩) તુકારામ કહે છે કે, કથા કરીને પૈસા કમાવાની દાનત રાખનારાઓને નરકે જવું પડશે. (૪)

**૩૧૦૪**–પાંડુરંગનું નામ સુસ્વરે ગાવાથી ભોગની જગ્યા ત્યાગે લીધી અને અમારા ઉપર ઇંદ્રિયોની સત્તા ચાલતી હતી તે ઊઠી ગઇ અને તેમની ગુલામીમાંથી મારો છુટકારો થઈ ગયો. (૧) હું મારા અંતઃકરણની વૃત્તિઓને સ્થિર કરીને બેઠો છું. ભય અને વ્યાકુળતા સાથેનો સંબંધ હવે તૂટી ગયો છે; કારણકે મારા યોગક્ષેમનો બધો ભાર વિઠોબારાયે પોતાના ઉપર લઈ લીધો છે.(૨) જેમ પક્ષિણી સીમમાંથી અથવા ખેતરોમાંથી ચારો શોધી કાઢે છે અને તેને ચાંચમાં અથવા નખમાં ઘાલીને માળામાં લઇ આવે છે અને તેનું ચણ પોતાનાં નાનાં નાનાં બચ્ચાંનાં મોઢામાં દે છે;(૩) તેમ તુકારામ કહે છે કે, તેવીજ રીતે મેં પણ પ્રેમપૂર્વક શ્રીહરિના ચરણમાં ડૂબકી મારી દીધી છે અને મેં મારા જન્મ-જન્માંતરનાં સંચિત પુણ્યોની થાપણ પણ ત્યાંજ મૂકી રાખી છે.(૪)

**૩૧૦૫**–રાંડીરાંડ બોડકીને શણગાર સજવાની ખટપટમાં શા માટે પડવું જોઇએ? (૧) તેણે તો પેટ ભરીને બાકીના આયુષ્યના દિવસ પૂરા કરવા એજ તેનું કામ છે. છતાં જાણે નાચવા જવું હોય તેમ વરણાગી કરવાનું કામ શું ? (૨) વરણાગી કરીને બણી-ઠણીને પોતાનું રૂપ કોને બતાવવાની હતી ? એટલા માટે એવી વસ્તુઓના તરફ તેણે પોતાના મનને દોડાવવુંજ ન જોઈએ. (૩) તુકારામ કહે છે કે, ઓ મારી મૂર્ખી બહેનો ! તમે આ બધાં નકામાં નખરાં કોને સારૂ કરો છો ? (૪)

**૩૧૦૬**–કામધંધાના ડુંગર અમે અમારે માથે ઊંચકવાના નથી, પણ અમે તો તૈયાર ભાણે બેસીને ભોજન કરીએ એવા છીએ. આવું કર્યાથી અમારો વ્યવહાર ઘણો સુખેથી નભ્યો જાય છે. (૧) અમને દેવના ચરણ આગળ આશ્રયસ્થાન મળી ગયું છે અને એ તો અમારી વડીલોપાર્જિત જાગીર છે. અહીં આપણા સિવાય

બીજા કોઈનો પગપેસારો થાય એમ નથી. (૨) અમે અમારા જીવભાવનું અહીંજ બલિદાન ચડાવી દીધું છે. આથી કરીને અમે બીજા કોઈનાં નામઠામ જાણતા નથી અને અમે તો અહીંજ ભાવ સહિત વિશ્વાસ રાખ્યો હતો તે સફળ થઈ ગયો છે. (૩) તુકારામ કહે છે કે, અમે તો દેવની પાસે જઈનેજ ત્યાં આગળ અમારો વાસ કરી દીધો છે, આથી અમે બળવાન બની ગયા છીએ. એટલા માટે તો અમે જે કાંઈ બોલીએ છીએ તે અમારા બોલ સ્વામી સાચા પાડી દે છે. (૪)

૩૧૦૭–યોગ, તપ આદિ સાધનોનાં અનુષ્ઠાન કેવી રીતે કરવાં તે આપણને કોણ આપણો બાપ શીખવવા આવવાનો હતો ? (૧) માટે સંતોની મંડળીમાં દાખલ થઈને હરિનામ ગાતાં શીખવું અને એકાદશીની રાતે હરિકીર્તન સહિત જાગરણ થતું હોય ત્યાં જઈને ઊભા રહેવું. (૨) વિષયમાત્રનો ત્યાગ કરીશું ત્યારે આપણા ઉપરથી ઈન્દ્રિયોનો દબાવ ઓછો થઈ જશે. (૩) તુકારામ કહે છે કે, હરિનામરૂપી રસની અંદર આપણી ઈન્દ્રિયોને ડુબાવીને રંગી દેવી. (૪)

૩૧૦૮–હરિનામની અંદર એકનિષ્ઠભાવ સહિત વિશ્વાસ રાખવો એજ આપણો વૈષ્ણવોનો વંશપરંપરાગત કુળધર્મ છે.(૧) પહેલાં તો ચિત્તને નિર્વાસન કરી દેવું અને ત્યાર પછીજ અમે હરિના દાસ છીએ એવી બડાઈ કરવી. (૨) હે દેવ ! હરિકીર્તન થતું હોય ત્યાં પ્રેમ સહિત હું તારૂં નામ ગાતો જાઉં અને નૃત્ય કરતો જાઉં, આ ઉપરાંત આ લોકના ભોગ અથવા પારલૌકિક મુક્તિ એમાંનું કાંઈજ હું તારી પાસે માગનાર નથી. (૩) મેં તો સગુણ અને નિર્ગુણ બેઉમાં એકસરખોજ પ્રેમ રાખીને જ્ઞાનાનંદની અંદર મારા ચિત્તને ડુબાવી દીધું છે. (૪) મારૂં મન પોતાની તમામ

વૃત્તિઓ સહિત પ્રેમરૂપી ધરાની અંદર ડૂબકી મારીને ત્યાંજ પડી રહે છે. આવું થવાથી મારૂં દેહનું ભાન ઘણું ક્ષીણ થઈ ગયું છે. (૫) તુકારામ કહે છે કે, હે કેશવ! હે દેવ! જે વૈષ્ણવભક્ત આવાં લક્ષણ-યુક્ત હોય તેમની જન્મોજન્મ સેવા કરવાની તક તું મને આપજે. (૬)

**૩૧૦૯**—આ મનુષ્યદેહ આપણને કાકતાલીય ન્યાય પ્રમાણે અકસ્માત્ રીતે મળી આવ્યો છે. (૧) નરદેહનું આપણને દાન દઇને તે ઉદાર દેવે આપણને અભયદાન દીધું છે અને અનેક યોનિઓમાં વારંવાર જન્મ લેવાના કષ્ટમાંથી આપણને ઉગારી લીધા છે. (અર્થાત્ આપણે હવે એવી રીતે જીવવું જોઇએ કે જેથી આપણને નરદેહ સિવાય બીજો દેહ ધારણ કરવો ન પડે.) (૨) જેમ કોઈ આંધળો રસ્તે ચાલતો હોય અને એકાએક ધનથી ભરેલો ચરુ તેની ઠોકરે ચડી જાય તેવોજ અકસ્માત્ આપણી બાબતમાં બન્યો છે. (૩) તુકારામ કહે છે કે, હે દેવ! મને નરદેહ મળ્યો અને વળી તમારો પણ મેળાપ થઇ ગયો; એ બે વાનાં ઘણાં ઉત્તમ બન્યાં છે. એટલા માટે મેં તમારો છેડો પકડી રાખ્યો છે, તેને હું છોડવાનો નથી. (૪)

**૩૧૧૦**—હે મનુષ્યો! કોઇની પણ બે આંખની શરમ ન રાખવી એ દુર્જનનું લક્ષણ છે અને દારૂડિયા લોકોજ મનસ્વીપણે ફાવે તેમ બકતા ફરે છે. (૧) હવે તમે તો પેલા દારૂડિયા જેવા દેખાતા તો છો નહિ, ત્યારે પછી તમે અયોગ્ય ભાષણ શા માટે કરો છો? (૨) જેના મોઢાને ફાંટા ફૂટયા હોય તેજ શું બોલાય અને શું ન બોલાય તેનો વિચાર કર્યા વિના ગમે તેમ બકી મારે છે. એ લક્ષણ ગધેડાને પેટે પાકેલો હોય તેનાં છે. (૩) તુકારામ કહે છે કે, જે અનેક બાપના પેટનો હશે તેજ સંતોમાં દોષ જોયા કરશે. (૪)

**૩૧૧૧**—હે દેવ! તારૂં સુકોમળ અને મનોહર સગુણ રૂપ જોઇને

મારી આંખોને સુખ થાય છે, તેથી કરીને મને તો તેજ રૂપ ગમે છે. (૧) હે પાંડુરંગ! જે ઘડીએ હું તને જોઉં છું તે ઘડીએ તું જેવી સ્થિતિમાં મારી સામે ઊભો હોય તે ને તે સ્થિતિમાંજ તું સદા રહેજે. (૨) મને તો તારા આજ રૂપનો રસ લાગી ગયેલો હોવાથી મારૂં મન તેમાં લોભાઈ ગયું છે. એટલા માટે હવે તો જીવ જાય તોપણ હું તને છોડું નહિ એવી મારી સ્થિતિ થઇ ગઇ છે. (૩) તુકારામ કહે છે કે, અમે લાડકવાયાં છોકરાં જે કાંઇ હઠ કરીને માગીએ તે અમારાં માબાપે આપવુંજ જોઇશે. (૪)

**૩૧૧૨**–(પંઢરપુરનો આનંદ એવો છે કે) જો એક તલપૂર અથવા એક બિંદુમાત્ર જેટલો પણ પ્રાપ્ત થઇ જાય તોપણ સુખનો પારજ ન રહે. (૧) એટલા માટે તમારે તે આનંદને પ્રાપ્ત કરી લેવાની ઇચ્છા રાખવી. જ્યાંસુધી બધા લોકો પોતાની તમામ ઇન્દ્રિયોને વિષે સાવધ હોય ત્યાંસુધી તેમણે આગળપાછળ જોવાની જરૂર નથી. (૨) આ તીર્થના સમાન બીજાં કાશી, ગયા આદિ મોટાં મોટાં તીર્થો છે તો ખરાં; તોપણ ખરૂં જોતાં તેઓ પંઢરપુરની બરોબરી નજ કરી શકે. (૩) તુકારામ કહે છે કે, અહીં જો વર્ણાભિમાન અથવા લોકલજ્જાને વશ થયા તો ફસાયાજ જાણજો. (૪)

**૩૧૧૩**–જેમના મોઢામાં વિઠોબાનું નામ વસી ગયું છે, તેનાં દર્શન થતાંને વારજ પાતકી લોકોનો ઉદ્ધાર થઇ જાય છે. (૧) જે માણસ ભાવ અને અર્થયુક્ત વિઠ્ઠલના નામનો મોઢેથી ઉચ્ચાર કરે છે તે કાળના દાંત તોડી પાડવાને સમર્થ થાય છે. (૨) આ નામસ્મરણથી અગાઉ અનેક લોકો તરી ગયા છે. તેને વિષે વારેઘડીએ કેટલું કહેવું ? વિઠ્ઠલના નામના જેવો દાતાર બીજો કોઈ છેજ નહિ. (૩) તુકારામ કહે છે કે, આ દેવની આવી કીર્તિ સાંભળવાથી હું તેને પકડીને એકાંતમાં બેસી રહ્યો છું. (૪)

**૩૧૧૪**–પાણીથી ભરેલા મોટા પાત્રમાં જરા જેટલી મેલી વસ્તુ પડી જાય તો તેથી આખા વાસણનું પાણી અપવિત્ર થયું કહેવાય છે. (૧) આજ રીતે દુર્જનોની સંગતિમાં રહેવાથી ઘણા લોકોને ભારે હાનિ થઇ છે. (૨) રસોઇમાં એકજ માખી પડી જાય તો તેથી ગમે તેટલા મણની રસોઇ નકામી થઇ જાય છે. (દુર્જનોની સોબતનું પણ તેવુંજ સમજવું.) (૩) તુકારામ કહે છે કે, આવા દુષ્ટ હરામખોરોને પેલી રાંડે જણ્યાજ શા માટે? (૪)

**૩૧૧૫**–સર્વ ભૂતોમાં જે શ્રેષ્ઠ ભૂત કહેવાય છે તે પંઢરીનાથ છે. જે કોઇ તેને રસ્તે વળ્યું તેને તે ઝડપીજ લે છે. (૧) આ જંગલ મોટાં મોટાં ભયાનક ભૂતોથી ભરેલું છે. એમાં થઇને જો ગયા તો ગાંડપણ લાગ્યુંજ જાણજો. (૨) અગાઉ ત્યાં આગળ થઇને જે જે ગયા તે પાછા આવ્યાજ નથી. માટે તમારે કોઇએ તે તરફ જવુંજ નહિ. (૩) તુકારામ કહે છે કે, હું એક વાર પંઢરપુર ગયો તેજ ગયો, પાછો મારા જન્મસ્થાનમાં આવવા પામ્યોજ નહિ. (૪)

**૩૧૧૬**–હે દેવ! મારૂં મન હજી વિષયોને છોડી દેતું નથી. ત્યારે હવે તેને મારે કરવું શું, તે કહો. મેં મારા મનને કેટલું બધું સમજાવ્યું છતાં તે મને અધોગતિના તરફ ઘસડી લઈ જાય છે. (૧) અરે શ્રીહરિ! ત્યારે હવે તું ઝટપટ મારી મદદે દોડી આવ–તું ઝટપટ દોડી આવ. નહિ તો હું માર્યો ગયો એમજ જાણજે. એ મનને ઘેરી લઇને રોકી રાખે એવો સમર્થ તારા સિવાય બીજો છે પણ કોણ? (૨) આ મારૂં ચિત્ત એવું છે કે એક ઘડી વાર પણ એક જગ્યાએ સ્થિર થઇને બેસતું નથી. તે મને સપાટાબંધ વિષયના વમળથી ભરેલા ભવસમુદ્રના ઊંડા પાણીમાં ડુબાડી મારતું જણાય છે. (૩) તુકારામ કહે છે કે, આશા, મનશા, તૃષ્ણા, કલ્પના આ પાપિણીઓ મારો કરવા મંડી છે. ત્યારે હવે ઓ ચક્રપાણિ! તું હજી બેઠો બેઠો જોયા શું કરે છે? (૪)

**૩૧૧૭**–જે લંકાની શેરીઓમાં પારસમણિ તો ઢેફાંની પેઠે રવડતા હતા, જેની ધરતી નર્યા સોનાની હતી, તે લંકાનો રાજા રાવણ મૂળ બ્રહ્માનો વંશજ હતો. (૧) આખું લંકા નગર સોનાનું બનેલું હતું અને ચારે બાજુએ ફરતો સમુદ્ર હતો અને ત્યાં મોટા મોટા બળવાન રાક્ષસો રહેતા હતા. (૨) એ રાવણને એંસી હજાર સુંદર સ્ત્રીઓ હતી, તેમાં મુખ્ય પટરાણી મંદોદરી હતી. (૩) રાવણનાં છોકરાં, છોકરાંનાં છોકરાં અગણિત હતાં. તેનો વડો દીકરો ઇન્દ્રને જીતી આવ્યો હતો તેથી ઇન્દ્રજિત કહેવાતો હતો. (૪) ચાર યુગ મળીને એક ચોકડી થાય છે, એવી ચૌદ ચોકડીઓ જેટલું લાંબું રાવણનું આયુષ્ય હતું. વળી મહાવિકરાળ કુંભકર્ણ જેવો બળવાન ભાઈ તેનો પૃષ્ટપોષક હતો. (૫) તુકારામ કહે છે કે, જે રાવણે તેત્રીસકરોડ દેવને બંદીવાન બનાવીને પોતાને ત્યાં રાખ્યા હતા તે જ્યારે મરી ગયો ત્યારે આટલી મોટી સંપત્તિમાંથી એક કોડી પણ તે પોતાની સાથે લઈ ગયો નહિ. (૬)

**૩૧૧૮**–નારાયણ પોતાના ભક્તોની આગળ લાભ લાવીને મૂકી રાખે છે અને તેમના ઉપર આવી પડનારા આઘાતનું નિવારણ કરી દે છે. (૧) વળી તેમના ઉપર પોતાની કૃપાની છાયાનો વિસ્તાર કરીને તેમનું રક્ષણ કરે છે. તે પોતાના ભક્તજનોને આ રીતે એક માતા સમાન છે. (૨) જેમ પોતાના પ્રાણ પાથરીને માતા બાળકનું જતન કરે છે તેમ ભગવાન ભક્તોનું જતન કરે છે. (૩) તુકારામ કહે છે કે, આવા દેવને શરણે જે કોઈ જશે તેમને કદી કશું નુકસાન થવાનું નથી અને તેમના મનમાં કોઇ પણ વસ્તુને માટે ઇચ્છાજ રહેવાની નથી. (૪)

**૩૧૧૯**–હે દેવ! તારા સિવાય બીજું કાંઇજ અચળ રહે એવું છે નહિ. (૧) હે પાંડુરંગ! આવી રીતે ઘણી બાબતોનો મર્મ

મારૂં મન બરાબર સમજી ગયું છે, (૨) આથી કરીને હું સર્વની આશા છોડી દઇને સર્વતોભાવે તમારો સેવક થઇ ગયો છું. (૩) તુકારામ કહે છે કે, હે દેવ! તું એકલોજ ખરો છે, બાકીનો બીજો માયાનો વિસ્તાર મિથ્યા છે. (૪)

**૩૧૨૦**–કાણા ઘડામાં અથવા હાંલ્લીમાં આધણ મૂકીએ તો તેમાં રસોઇ રંધાઇને તૈયાર થાય, એવી આશા રખાયજ નહિ. (૧) નારિયેળના કાચલાને પારસમણિની સાથે ઘસીએ તો પણ તેનામાં કદી ફેરફાર થાયજ નહિ. (૨) તુકારામ કહે છે કે, રીઢી માટલી ઉપર પાણી રેડ્યાજ કરીએ પણ તેમાંથી એક ટીપું પણ અંદર જવાનું નહિ. આ ત્રણ દ્રાંષ્ટતો હરિકાથા સાંભળવા બેઠેલા દુર્જનોને લાગુ પાડી સમજી લેવું જોઇએ કે, તેમના મન ઉપર હરિકથાની કશી અસર થવાની નથી. (૩)

**૩૧૨૧**–કોઈ સારો અર્થાત્ ધનવાન માણસ પોતાની પાસે આવે તો તેની સાથે વિવેકભરી વાતચીત કરવી અને પોતાની ગાંઠના દોઢિયાં ખરચીને તેનો સત્કાર કરવો. (૧) આવાં અપલક્ષણ અધમ લોકોમાં હોય છે. તેમને પોતાના યોગ્ય કર્તવ્યનું ભાન હોતું નથી. તેમના હાથે કયું કર્મકાર્ય સિદ્ધ થવાનું હતું? (૨) કોઇ ભૂખ્યોતરસ્યો દુઃખી વટેમાર્ગુ ફક્ત પાણી માગતો આવે તો તેને એક ચાંગળું પાણી પણ તેમનાથી અપાય નહિ, પણ તેજ લોકો નહિ માગનારને ખાંડ કે ગોળવાળી મીઠી રસોઇ જમાડે છે. (૩) એકની સાથે તેઓ પાંશરી વાત પણ નથી કરતા અને બીજાને કહે છે કે, હું તો તમારી રાખેલી રાંડનો પણ સેવક છું. (૪) એકને જોઇને તેઓ રોટલા સંતાડી દે છે અને બીજાને આગ્રહ કરીને જમાડે છે. (૫) તુકારામ કહે છે કે, આવા નરપશુઓ કશો લાભ ન મેળવતાં પોતાનું આયુષ્ય એળે ગુમાવી દે છે. (૬)

૩૧૨૨–પોતાના દેહનું પાલનપોષણ કરતા જાય અને પાછી મોઢેથી જ્ઞાનની વાતો કરે, તેમના જ્ઞાન ઉપર આગ પડો. મને તો ભૂલથી તેમની સામે જોવું ન પડે તો સારૂં. (૧) પોતાના સ્વભાવમાં સંતનાં લક્ષણ જેનામાં પ્રકટ્યાં ન હોય તેવા લોકો શું બીજાઓને જ્ઞાનનો ઉપદેશ દેવાને યોગ્ય કહેવાય ખરા? (૨) પોતાની જાતે સૂઈ રહેવા જેટલી જગ્યા જેની પાસે હોય નહિ તે બીજાને આગ્રહ કરીને પોતાની પાસે આવવાને કહે તે મૂર્ખને શું કહેવું? (૩) એક જણ ખૂબ થાકી ગયેલો હોય તેની પાસે બીજો તેના જેવોજ થાકેલો માણસ જઈ ચડે તો બેઉને એકસરખું દુઃખ થાય. (૪) તુકારામ કહે છે કે, હે દીનાનાથ! હે દેવ! આવા લોકોનાં મોઢાં જોવાનો મારે વખતજ ન આવે એવું કરજો. (૫)

૩૧૨૩–વળી કેટલાક એવા હોય છે કે સંતોનાં બાહ્ય લક્ષણોને ધારણ કરીને દુનિયામાં પૂજાતા ફરે છે. (૧) એવા લોકો ભવસમુદ્રમાં પડીને તેના પૂરની અંદર તણાયા જાય છે. (૨) તેમના ચિત્તમાં કામ, ક્રોધ, લોભ તો જોઈએ તેટલાં હોય છે, પણ બહારથી તેઓ વૈરાગ્યનો ડોળ કરે છે. (૩) તેમનાં મન તો અનેક વિષયોની તૃષ્ણાના પાશમાં બંધાઈ ગયેલાં છે અને છતાં તેઓ લોકોને કહે છે કે, અમે મુક્ત થઈ ગયા છીએ. (૪) આવાની જેઓ સોબત કરશે તેઓ પણ તેમના જેવાજ થશે. (૫) તુકારામ કહે છે કે, આવા સંતોના સૂકા શબ્દજ્ઞાને તો સંસારનું સત્યાનાશ કાઢી નાખ્યું. (૬)

૩૧૨૪–હું રામકૃષ્ણ એ નામનો ઉચ્ચાર કરતો જઈશ અને સંતોની સમક્ષ પ્રેમોલ્લાસ સહિત નૃત્ય કરીશ. (૧) આવું કરવાથી છેલ્લે સરવાળે મને લાભ થશે કે હાનિ તે તો દેવ જાણે. (૨) હું મારા મનમાંથી ચિંતાને કાઢી નાખીશ, આશામોહનો ક્ષય

કરી દઇશ અને સંતોના ચરણારવિંદ આગળ મારા જીવનું બલિદાન ચડાવી દઇશિ. (૩) તુકારામ કહે છે કે, મારામાં જે મોટાપણું છે તેમાંથી લેશમાત્ર પણ રહેવા ન દેતાં બધુંજ સંતોના ઉપર ઓવારીને ફેંકી દઇશ. (૪)

**૩૧૨૫**-તમે સાચા ઐશ્વર્યના માલિક થઇ જાઓ અને કદી પણ ખૂટે નહિ એવું ધન તમારા હાથમાં લઇ લો. (૧) તે ધન પંઢરપુરમાં છે, તેનાથી ઉદ્ધાર અને લાભ બેઉ કામ થાય છે. (૨) તમારા દેહરૂપી હોડીને તમે ફળની તૃષ્ણા વડે ભરી રાખી છે, તેને ખાલી કરી નાખો અને ઉપર દર્શાવેલા ધન વડે ભરપૂર કરી દો.(૩) તુકારામ કહે છે કે, અગાઉના સંતો કરી ગયા તેમ તમારા દેહરૂપી ખોળિયાને તેમની આગળ મૂકી દઇને ધન સાંભરવા માંડજો. (૪)

**૩૧૨૬**-હે દેવ! હું તો જન્મોજન્મ તારૂં દાસત્વ કરૂં એજ મને ઇચ્છા છે. (૧) હું પંઢરપુરની વારી નિયમસર કરતોજ રહીશ. તેમાં કદી પણ ચૂક કરીશ નહિ. (૨) મને તું બધો વખત સંતોની સોબતમાં રહેવા દેજે કે જેથી કરીને તારા પ્રત્યેનો પ્રેમ મારા હૃદયમાં જામી જાય. (૩) તુકારામ કહે છે કે, મને ચંદ્રભાગામાં સ્નાન કરવાનું સુખ મળે એટલું દાન તું મને દેજે. (૪)

**૩૧૨૭**-હે પઢંરપુરવાળી વિઠાબાઈ માવડિ! મને એવું કોઈ ક્યારે આવીને કહી જશે કે, 'ચાલ, તને વિઠાબાઇ બોલાવે છે. ચાલ વહેલો વહેલો ચાલ!' (૧) આવું જો કોઈ મને કહેશે તો તેથી મારા મનનું સમાધાન થઈ જશે અને મારા પાછળનાં તમામ જન્મજન્માંતરોનાં દુઃખ દૂર થઈ જશે. (૨) તુકારામ કહે છે કે, વિઠાબાઇ મારી મા છે. તે મારા ઉપર ઉમળકો આણીને મને પોતાના પ્રેમનો પાનો પિવડાવશે. (૩)

**૩૧૨૮**-વેદમાં (ઇશ્વરને વિષે) પાર વિનાનું લખ્યું છે, પણ

તે બધું વાંચીને વિચાર્યા પછી છેવટે બધાનો મુખ્ય સાર એટલોજ નીકળે છે કે, (૧) વિઠોબારાયને શરણે જવું અને નિષ્ઠાપૂર્વક તેમનું નામ લેવું. (૨) બધાં શાસ્ત્રોએ વાદવિવાદ કર્યા પછી છેવટે એકમતે નિશ્ચયપૂર્વક આ એકજ સાર નક્કી કરી રાખ્યો છે. (૩) તુકારામ કહે છે કે, અઢારે પુરાણોનો પણ આજ સિદ્ધાંત છે. (૪)

**૩૧૨૯**–બધાજ લોકોને માયા માર મારી વળી છે, પણ કોઇ-ને શરીરે તેના મારનાં નિશાન નથી. એક પણ સોળ કે ઉઝરડો નથી અને છતાં વિચાર કરવા જઇએ તો તે મારની પીડાથીજ બધા લોકોનાં શરીર બળી રહ્યાં છે–સર્વાંગે બળી રહ્યાં છે. (૧) એ માયાના હાથમાંથી છૂટા થવાનો સમય કદી પ્રાપ્ત થતોજ નથી અને તેનું વર્ણન કરવા જતાં વાણી હારી જાય છે. (૨) કોઇ છોડાવનારો આવે તોપણ આ માયાની આગળ તેનું કશું ચાલતું નથી, અને કોઇ માયાનેજ પકડવા જાય તો તેમાં પણ કાંઇ વળતું નથી; કારણકે એ માયાજ શોધ જડતી નથી. (૩) એ માયાની બીકે લોકો શરીરે રાખોડી ચોળીને ફરતા ફરે છે; તોપણ માયા તેમને છોડતી નથી અને તેમની દુર્દશા કરી નાખે છે. (૪) તુકારામ કહે છે કે, એ માયાજ દેવને હાંક મારવા દેતી નથી, આવી મુશ્કેલીમાં એ માયાએ સૌને મૂકી દીધા છે. (૫)

**૩૧૩૦**–ઉપર ઉપરની વર્તણુંકથી કાર્યસિદ્ધિ થતી નથી. આટલા માટે શાસ્ત્રમાં જે નીતિ બતાવી છે તેનો અમલ કરવો જોઇએ. (૧) તેજ પ્રમાણે અંતઃકરણની અંદર વાસ્તવિક ધગશ તો હોય નહિ અને ઉપર ઉપરના પોકળ બોલ કોઈ બોલ્યા કરે તો તેના બોલમાં મીઠાશ નથી હોતી અને લોકોના ઉપર તેમનો કશો પ્રભાવ નથી પડતો. (૨) ઝાડ વાવ્યા પહેલાં ફળ શી રીતે હાથ આવે ? જો કોઈ કહે કે, ઝાડ વાવ્યા વિના ફળ મળે તો તેને ચાવલો અને બકવાસી

જાણવો. (૩) તુકારામ કહે છે કે, આમ ઉતાવળ કરીને કેટલા બધા લોકો ઠગાયા છે. પૂરી, માલપૂડા એ બધા પદાર્થો ફક્ત ઘઉંના લોટનાજ થાય છે, એ વાત ખરી; પણ એ બધી વસ્તુઓ રીતસર તૈયાર ન કરતાં કોઇ કાચા ઘઉંનાજ ફાકા મારવા જાય તો તેને તેમાં સ્વાદ પડે ખરો ? (૪)

**૩૧૩૧**–હરિકથા પૂરી થઇ, કીર્તનનો આનંદ સમાપ્ત થયો. સૌને યોગ્ય દાન દેવાને સારૂ પાંડુરંગ આવ્યા છે. (૧) તે દાતા સૌની લાયકાત મુજબ પારમાર્થિક વિષયના પ્રેમની લહાણી કરે છે. અલ્યા ભાઇઓ ! હવે તમે તમારૂં પેટ ભરાય તેટલું લઈજ લેજો. (૨) જેઓ વિઠ્ઠલના સ્વરૂપમાં રંગાઇને રસબોળ થઇ ગયા હતા, તેને વિઠ્ઠલે પ્રેમનું દાન દઇને સુખી કરી દીધા. (૩) તુકારામ કહે છે કે, સંતોએ જોયું કે હું તો દુર્બળ છું તેથી તેઓ મને ફરીથી તેડવા આવ્યા. (૪)

**૩૧૩૨**–હવે જીવને કશો અનુતાપ થતો નથી અને ભયમાં-થી તેનો છુટકારો થઇ ગયો છે. (૧) જેના અતઃકરણમાં દેવને માટે તાલાવેલી પ્રગટી હોય તેને અપવિત્રતા સ્પર્શ પણ કેવી રીતે કરવાની હતી ? (૨) તેમનામાં દોષનું તો નામનિશાન પણ રહેવા પામતું નથી. (૩) તુકારામ કહે છે કે, તેમનાં ચિત્ત શ્રીહરિના પ્રેમમાં એકરસ બની ગયાં હોય છે. (૪)

**૩૧૩૩**–પંઢરીનાથનું સ્વરૂપ બરાબર ધ્યાનની અંદર સ્થિર કરી દઇને મન વડે તેમનું ધ્યાન કરવાનો અભ્યાસ કરતાં કરતાં ધ્યાન કરનારનો તેના મન સહિત કાયાપલટો થઇ જાય છે, અર્થાત્ તે હરિરૂપ થઇ જાય છે. (૧) ત્યાં પછી એક શબ્દ પણ બોલવા જેટલો અવકાશ રહેતો નથી. હું અને મારાપણું એ બધું હરિરૂપ બની જાય છે. (૨) ચિત્ત અને ચૈતન્યરૂપ હરિ એ બેનો યોગ થઇ

જવાથી આખું જગત હરિરૂપ બની ગયેલું દેખાય છે. (૩) તુકારામ કહે છે કે, હવે હું કહું પણ શું ? એકદમ બધુંજ હરિસ્વરૂપમય બની ગયું છે. (૪)

**૩૧૩૪**–દેવ અનુકૂળ થઈ જવાથી મને એવો સરસ યોગ આવી મળ્યો કે તેથી આ ભાગ્યશાળી જીવ તૃપ્ત થઇ ગયો. (૧) આવો સુંદર પર્વકાળ પ્રાપ્ત થવાથી અંતઃકરણમાં પાપનો મળ લેશ માત્ર રહેવા પામ્યો નથી. (૨) અત્રે એકજ વાર સ્નાન કરવાથી પાપપુણ્ય બેઉનો ક્ષય થઇ ગયો છે. (૩) તુકારામ કહે છે કે, હવે આ વાણી લોકોમાં એક જનાર્દનના મહિમાનાંજ વખાણ કરે છે. (૪)

**૩૧૩૫**–પાંડુરંગના ચરણ આગળ મને કયી વાતની ઊણપ હોય? તેની આગળ રિદ્ધિઓ અને અષ્ટસિદ્ધિઓ દાસત્વ કરતી ઊભી રહી છે; (૧) પણ આ નાશવંત સુખ તરફ નજરજ કોને કરવી છે? હું કાંઈ આશાતૃષ્ણાને લીધે દીન થઈ ગયો નથી. (૨) ત્રણે લોકના તમામ સુખવૈભવના ઉપર હું પગ દઇને ઊભો છું અને પાપ તથા પુણ્યને બેઉને ઓળંગી ગયો છું. (૩) તુકારામ કહે છે કે, મેં મારા હૃદયરૂપી મંદિરની અંદર શ્રીહરિને પધરાવ્યા છે અને વૈષ્ણવોને માટે એક બજાર વસાવ્યું છે. (૪)

**૩૧૩૬**–નાનાં છોકરાંને સારૂ માસ્તર તેની સ્લેટના ઉપર અક્ષર લખી આપે છે. (૧) તેવી રીતે સંતો પોતાનાં આચરણ વડે સંસારના અજ્ઞાની જીવોને પરમાર્થના પાઠ ભણાવે છે. (૨) નાનું છોકરૂં જેમ હળવેહળવે પગ માંડીને ચાલે તેમ તેની મા પણ તેની સાથે ધીરે ધીરે ચાલે છે. (૩) તુકારામ કહે છે કે, લોકોને તારવાને સારૂ નદીના ઘાટ ઉપર હોડી તૈયાર ઊભેલી છે. (૪)

**૩૧૩૭**–તમે સારાસારનો વિચાર કરીને ઘણામાં ઘણી ત્વરાથી વિઠોબાનું નામ તમારા કંઠમાં ધારણ કરજો. (૧) તેમના ચિંત-

નથી તમારી સંસારની પીડા ટળી જશે અને તમે દુસ્તર ભવ-સિંધુને પણ તરી જશો. (૨) જે જે કુળમાં જન્મ ધારણ કરનાર મોઢેથી રામનામનું રટણ કરે છે અને રાત્રિદિવસ હરિચિંતન કરવાનું વ્રત લે છે; (૩) તુકારામ કહે છે કે, તે તે બધાંજ કોટયવધિ કુળ વિઠોબાનું નામ શ્રદ્ધા સહિત લીધાથી પુનિત થઈ જાય છે. (૪)

**૩૧૩૮**–હે હરિ! હું જો દક્ષિણા લઇને હરિકથા કરવા જાઉં તો તે ઘડીએજ મારા શરીરનો નાશ થઈ જજો. (૧) હે નારાયણ! મારાં તમે વખાણ કરો એવું જો હું કોઇને કહું તો તેજ ઘડીએ મારી જીભ ખરી પડજો. (૨) હે દેવ! તું મને સહાય થયો એટલે પછી તારી પાસે કયી વાતની ખોટ છે? ત્યારે પછી મારે બીજા પાસે માગવા જેવું હોય શું? (૩) તુકારામ કહે છે કે, હે પાંડુરંગ! તારા ચરણમાં સર્વ સિદ્ધિઓ છે અને તું મારો સ્વામી છે. (૪)

**૩૧૩૯**–નારાયણ જ્યારે કૃપા કરશે ત્યારે આ પ્રાપંચિક જ્ઞાનજ બ્રહ્મરૂપ બની જશે. (૧) બીજે કોઈ ઠેકાણેથી કશું લાવવા જેવું છેજ નહિ અને આપણા તરણોપાયને સારૂ બીજે કોઈ ઠેકાણે જવાની જરૂર પણ નથી. (૨) જ્યારે દેવ આપણા ઉપર કૃપા કરવાનો વિચાર કરશે ત્યારે આપણી આંખોજ દિવ્યચક્ષુરૂપ બની જશે. (૩) તુકારામ કહે છે કે, જ્યારે દેવજ આપણને પોતાનું રૂપ બતાવી દેશે ત્યારે જીવદશામાં પડી રહેવાશેજ નહિ. (૪)

**૩૧૪૦**–રાતદહાડો આપણી અંદરનું મન અને બાહ્યજગત એ બેઉની સાથે યુદ્ધ કરવાના પ્રસંગ આપણી પાસે આવ્યાજ કરે છે. (૧) જીવના ઉપર જ્યારે એકાએક આઘાત થઈ આવે છે, ત્યારે તેનું નિવારણ કરવાની નિરંતર ચેષ્ટા કરવી પડે છે. (૨) તુકારામ કહે છે કે, હે દેવ! મેં તો તારા નામની મદદથી સૌનાં મોઢાં કાળાં કરી દીધાં છે. (૩)

**૩૧૪૧**–પંઢરપુર જવાના રસ્તા ઉપર હું ઘાસપાલો થઇ જાઉં અથવા નાનાંમોટાંની ચરણરજ બની જાઉં અને તે રસ્તે થઈને જનારઆવનારને પગે વળગી જાઉં. (૧) ઓ દેવ! આ સિવાય બીજું કશુંજ હું તારી પાસે માગતો નથી; કારણકે તે સંતોનો આશ્રય લીધાથી મને સુખની પ્રાપ્તિ થઈ રહેશે અને ભય તથા નાશ એમાંનું કાંઈજ મારી પાસે રહી શકશે નહિ. (૨) હું સૌ સંતજનોના પગનાં પગરખાં બની જાઉં અથવા બિલાડો, કુક્કર કે કૂતરો થઈ જાઉં અને તેમનું છાંડેલું એઠું ખાવાને સારૂ તેમની પાસે પડયો રહું. (૩) અથવા હું વાવડીઓનું પગથિયું બની જાઉં કે પછી નદી, તળાવ કે ગંગાના કિનારાની જમીન બની જાઉં કે જેથી સંતો મારા ઉપર થઈને ચાલે. (૪) તુકારામ કહે છે કે, હે દેવ! કોઈ પણ રીતે મને તો સંતોના ચરણનો સ્પર્શ થાય એવું જોઇએ છે. મને તું તેવી સ્થિતિમાં મૂકી દે. બસ, તારી પાસે મારે આટલુંજ માગી લેવું છે. મને જન્મમૃત્યુનો ભય તો છેજ નહિ.(૫)

**૩૧૪૨**–આવો મધુર પ્રેમભક્તિનો આનંદ માણવાનો મૂકીને મારે જીવન્મુક્ત બનીને કામ શું છે? (૧) નારાયણ પોતેજ વૈષ્ણવ ભક્તોનો દાસ થયો છે, ત્યારે પછી તેને મળવામાં શી મોટી મામલત છે? (૨) અને તેને ન મળાય તો આપણી ગાંઠનું શું જતું રહેવાનું છે? માટે હું તો ધીરજ રાખીને એમનો એમ બેસી રહીશ. (૩) દેવે આપણે સારૂ ભક્તિનો આનંદ ઉત્પન્ન કર્યો છે, તેને જે કોઈ લાત મારશે તે ખરેખર નિર્દયજ હશે. (૪) તુકારામ કહે છે કે, હે દેવ, મારે સાયુજ્ય મુક્તિ જોઈતી નથી. હું તો સંતોના સમાગમમાં ઘણાજ આનંદપૂર્વક રહીશ. (૫)

**૩૧૪૩**–મને તો પંઢરપુર ક્ષેત્ર, ભીમા નદી, પાંડુરંગ, ચંદ્રભાગા અને પુંડલીક લિંગ એટલાં વાનાં ગમે છે. (૧) કામધેનુ,

કલ્પવૃક્ષ અને ચિંતામણિ જેના મનમાં જે ઇચ્છા હોય તે પૂર્ણ કરી દે છે. (૨) તુકારામ કહે છે કે, મારા જીવને અત્યંત આનંદ થઈ ગયો છે તેથી કરીને મને ભૂખતરશનું ભાન પણ રહેતું નથી. (૩)

**૩૧૪૪**–કોઈ માણુસ એવું કહે કે, હું સંસારનાં કામકાજ પણ કરતો રહીશ અને પરમાર્થ પણ સાધતો જઇશ તો નક્કી જાણવું કે, આખરે તે બેઉમાંથી એક પણ કાર્ય કરી શકવાનો નથી. (૧) બે ઘોડા ઉપર સવારી કરવા જતાં શરીરનીજ હાનિ થાય છે. (૨) તુકારામ કહે છે કે, આવા સાધકો બેઉ તરફના ધક્કા ખાઇને બેઉ બાજુએથી આખરે નરકમાંજ જઇ પડે છે. (૩)

**૩૧૪૫**–હે દેવ! મને ભય અને ડરામણુ હવે હોયજ કોના તરફથી? જુઓ, કાળ અને આ માણસો મારી આગળ મગતરાં જેવાં છે. (૧) મારે પેટની તો કશી ફિકર હોયજ નહિ, કારણકે મારૂં પોષણ કરનારી મારી મા પાંડુરંગા છે. (૨) બીજા કોઈના તરફથી મળનારાં માનપૂજાપ્રતિષ્ઠાનું મારે કામજ શું છે? અને શ્રીહરિએ અમુક કામ કરવા ધાર્યું હશે તો તેમના હાથ ઝાલે એવો પણ કોણ છે? (૩) મારે કોઇ પણ જાતનો શ્રમ કરવો પડતો નથી. લોકોને પવિત્ર કરવા એ તો મારા મનથી એક રમત અને વિનોદ છે. (૪) તુકારામ કહે છે કે, અમે તો આનંદના લાડુ ખાઈએ છીએ. તે બાબત કોઈએ કશું ન કરતાં અમારી સાથે બેસીને ખાવા મંડી જવું, એજ ઉત્તમ છે. (૫)

**૩૧૪૬**–ત્રાંબાના સિક્કા ખરા ચાંદીના સિક્કાની જગ્યાએ નજ ચાલે. તેમને તમે દેશોદેશ લઇ જાઓ, પણ જ્યાં બતાવશો ત્યાં તે ખોટા ને ખોટાજ ઠરશે. (૧) કોઇ પણ કામનું ઝેર સજ્જન પુરુષો મનમાં લાવતા નથી; કારણકે જેઓ જ્ઞાનવૃદ્ધ છે તેમના મનમાં તે વાત આવવીજ જોઈએ. (૨) કોઈ કોઈ નદીની માટી

હીરાની પેઠે ચકચકે છે. પણ હોશિયાર નાણાવટી કે ચોકસી તેના ભણી જોતો પણ નથી. (૩) કાચને ઘસીને તેના મોતીના જેવા દાણા બનાવાય પણ મોતીનો પરીક્ષક તેમને હાથમાં પણ નહિ ઝાલે. (૪) તુકારામ કહે છે કે, નકામા ચાળા શા માટે કરવા? ખરૂં શું અને ખોટું શું તે તો સૌને પોતપોતાનું મનજ કહી દે છે. (૫)

**૩૧૪૭**–જેની સોબત કરવાથી મનને સુખ થતું હોય તેનીજ સોબત કરવી જોઈએ. જેમના સંસર્ગથી ચિત્તને ક્ષોભ થયા કરતો હોય તેમનાથી દૂરજ રહેવું જોઈએ. (૧) પરાપૂર્વથી આવોજ રિવાજ ચાલ્યો આવે છે. નઠારા માણસોથી આઘા રહેવાનીજ સ્વાભાવિક રીતે ઇચ્છા થાય છે. (૨) પછી તે ભલે પિતા હોય, બંધુ હોય કે કોઇ પણ હોય, પણ જેનો સ્વભાવ આપણને પ્રતિકૂળ હોય તેની સાથે સંબંધ રાખવો નહિ. (૩) તુકારામ કહે છે કે, સત્યવચનનું રક્ષણ કરવું અને તેનાથી વિરુદ્ધ વર્તન કરવું નહિ. (૪)

**૩૧૪૮**–આપણે આપણી કસોટી બરાબર કરતા રહેવું; કારણકે સોનાને પટ દઇને અગ્નિમાં તપાવ્યાથી તે વધારે ચળકી ઊઠે છે. (૧) આપણે કોઇની સાથે બોલવાની જરૂરજ નથી. બેફિકર રહેવાથી મન સમાધાન અવસ્થામાં સ્થિતિ કરે છે. (૨) કોઇએ ખાધું હોય અને છતાં મેં ખાધું નથી એવું કહીને ખરી સ્થિતિ છુપાવવા જાય પણ પેટમાંથી ઓડકાર આવે એટલે બધી વાત ઉઘાડી પડી જાય. એક ખોટા કૃત્યને બીજા ખોટા કૃત્ય વડે ઢાંકવાનો એ પ્રયત્ન છે. (૩) તુકારામ કહે છે કે, નિંદા અને સ્તુતિ બેઉજ મિથ્યા છે; જેવો જેના મનનો ભાવ તેવું ફળ તેને મળી રહે છે. (૪)

**૩૧૪૯**–બીજાને નુકસાન થયાથી જે પોતાના મનમાં રાજી થાય છે તેને સુખદુઃખ અને દોષ બેઉ લાગુ પડી જાય છે. (૧) માટે આવો વિચાર મનમાં આવવા દેવોજ નહિ અને આપણી

પાસે નિષિદ્ધ કર્મોની પૂંજી એકઠી કરતા રહેવું નહિ. (૨) મનની અંદર પાપના ઘસારા પડવાથી અનીતિ આપણા-સ્વભાવની અંદર ઊતરી જાય છે અને તેનાથી પુણ્યની જડ બળી જાય છે. (૩) તુકારામ કહે છે કે, ક્રોધ કર્યાથી પુણ્યનો ક્ષય થાય છે. જે થવાનું છે, તે તો પ્રારબ્ધને અનુસરીને થયાજ કરે છે. (૪)

**૩૧૫૦**–અજ્ઞાની જીવ જ્યારે ભક્તિ કરવા માંડે છે, ત્યારે તે મનમાં સંપત્તિની ઇચ્છા કરવા લાગે છે. આવા માણસના ચિત્તમાં શ્રીહરિના સ્વરૂપનો બોધ થાયજ કેવી રીતે? (૧) અજ્ઞાનીઓ દેવ-પૂજા કરવા બેસે તે વખતે પણ તેમના મનની ભાવનાઓ કામના-યુક્ત હોય છે. તેમના ધ્યાનમાં શ્રીહરિ કેવી રીતે આવી શકે? (૨) અજ્ઞાની લોકો કર્મફળની અંદર આસક્તિ રાખીને કર્મ કરે છે. આવા અજ્ઞાની જીવો નિષ્કામકર્મની સાધના કેવી રીતે કરવાના હતા? (૩) વિષયના સંબંધી મનમાં વિચાર કર્યા કરવા એજ અજ્ઞા-નીઓનું જ્ઞાન છે; તેમનાથી સનાતન બ્રહ્મનું ચિંતન થઈ શકેજ કેવી રીતે? (૪) તુકારામ કહે છે કે, આવા લોકોનાં મોઢાં બળી જાઓ. એ લોકો તો અજ્ઞાનનાજ ઝંડા ફરકાવે છે. (૫)

**૩૧૫૧**–પથરાના ઉપર ગોળ ચોપડીને તેને બહાર મૂકી રાખીએ તો લોકો જાણશે કે એ ગોળનું ઢેકું પડ્યું છે. (૧) તેવી રીતે અંતઃકરણની અંદર તો નરી વિષયવાસના ભરી હોય અને બહારથી સાધુપણાનો સ્વાંગ સજીને લોકોને ઠગીએ તો તેઓ ઠગાય પણ ખરા. (૨) પણ આવા દાંભિક ભક્તો હરિની સેવા શી રીતે કરવાના હતા? પારમાર્થિક ભાવનાનો તો તેમને કોઈ વાર સ્પર્શ પણ થયો હોતો નથી. (૩) તુકારામ કહે છે કે, જેમનાં ચિત્ત કામક્રોધાદિકરૂપી આભડછેટથી અપવિત્ર બની ગયાં હોય છે, તેઓ આવી સ્થિતિમાં સંત થઇ શકેજ કેવી રીતે? (૪)

**૩૧૫૨**–સંતોના પ્રતિ પ્રીતિ કેવી રીતે ઉત્પન્ન થાય અને શ્રીહરિના નામનું સ્મરણ ચિત્તમાં કેવી રીતે ઘર કરી રહે? (૧) મારા મનને આ બે બાબતનીજ ફિકર લાગી છે, તેથી કરીને હું પથારીમાં સૂઉં છું, પણ મારી આંખોમાં ઊંઘ નથી આવતી. (૨) હું ભોજન કરવા બેસું છું તે વખતે મને ભોજન ગળ્યું છે કે મોળું, તેની ખબર પડતી નથી. બધુંજ વિષયસુખ મને સારહીન દેખાય છે. (૩) હે કૃપાનિધિ દેવ! આવા ખરેખરા સંકટના સમયમાં તું મારી મદદે આવ અને મારો પ્રેમ સંતોના ચરણ તરફ વહેતો કરી દે. (૪) તુકારામ કહે છે કે, હે પાંડુરંગ! મને પોતાને મારૂં હિત સમજાતું નથી અને તારા વિના તદ્દન દીનહીન થઇ ગયો છું.(૫)

**૩૧૫૩**–જેમને પંઢરપુરમાં વાસ કરવાનો સુયોગ આવી મળે તેમને ધન્ય છે. તેમની વાણી અમૃતના સમાન છે અને તેમનો દેહ દિવ્ય છે. (૧) મૂઢ, નીચ જાતિમાં જન્મેલા, દુષ્ટ સ્વભાવવાળા, વિચારહીન, ગમે તેવા લોકો પણ જો પંઢરપુરમાં આવીને રહે તો તેઓ દયાવાન બની જાય છે. (૨) તેમના સ્વભાવમાં શાંતિ, ક્ષમા, વિરક્તિ આદિ સર્વ શુભ ગુણો આવી જાય છે અને તમામ સ્ત્રીપુરુષો આશાતૃષ્ણા રહિત બનીને તદ્દન નિર્મળ થઇ ગયેલાં દેખાય છે. (૩) તુકારામ કહે છે કે, જેઓ પંઢરપુરમાં વસે છે તેમનું દેહાભિમાન ઓગળી જાય છે અને તેઓ જીવન્મુક્ત થઈ જાય છે. (૪)

**૩૧૫૪**–બીજાને જોઈ જોઈને જેમણે જ્ઞાન મેળવ્યું હોય તેમનું દેખાદેખીથી પેદા કરેલું નકલી જ્ઞાન શા કામનું? કારણકે તેમને જાતિઅનુભવ તો છેજ નહિ. (૧) આવા કેટલાય શબ્દજ્ઞાનીઓ ઇન્દ્રિયોના સુખની લાલચમાં લપટાઇ જાય છે! તેઓ વિષયનો ત્યાગ કરવા જાય તોપણ તેમનાથી વિષયેચ્છાનો વેગ રોકી શકાતોજ નથી. (૨) એટલા માટે યુક્ત આહાર કરવો, નીતિને

રસ્તે ચાલવું અને વૈરાગ્યાદિ ગુણોને ધારણ કરવા, એજ આ સંસારને તરી જવાનાં મુખ્ય સાધન જાણવાં. (૩) પાણીમાં તરતી હોડીને જેઓ કાબૂમાં રાખી શકે નહિ તેઓના (તેમાં બેસીને જનારાઓના) જીવની હાનિ થશે. (૪) તુકારામ કહે છે કે, જે પોતાની બુદ્ધિને સ્વાધીન કરી રાખશે તેને નારાયણ પ્રાપ્ત થશે.(૫)

**૩૧૫૫**–હે દેવ! સ્ત્રી, પુરુષો અને નાનાં છોકરાં બધાંજ નારાયણ છે, એમ મારા મનને લાગ્યાજ કરે એવો ઉપાય તું કર. (૧) મારા હૃદયની અંદર કામ, ક્રોધ, દ્વેષ, નિંદા, સ્પર્ધા એમાંનો કોઇ પણ વિકાર આવેજ નહિ અને સૌ ગોવિંદજ છે એવું મને નિશ્ચયપૂર્વક લાગ્યાજ કરે. (૨) હું બધો વખત વિષયો પ્રતિ વિરક્ત રહું અને મારાં મન, વાણી અને કાયા તારાજ ચરણ આગળ સ્થિતિ કરે. (૩) તુકારામ કહે છે કે, તમે કૃપાવંત મને આ કામમાં મદદ કરો અને મારા મનના મનોરથ પૂર્ણ કરો. (૪)

**૩૧૫૬**–લોકોમાં તારી પ્રતિષ્ઠા જમાવવાની ખાતર તું ગોસાંઇ (હરિભક્ત) બની ગયો છે. (૧) તેં ઘણીય પાઠપૂજાઓ કરી પણ શ્રીહરિની પ્રાપ્તિનાં સાચાં સાધન તો હજી તારાથી દૂરનાં દૂર રહ્યાં છે. (૨) તારી વિષયેચ્છાઓને માટે તું તારા મનમાં હજી પશ્ચાત્તાપ પણ કરતો નથી અને જૂઠાં ભગવાં વસ્ત્ર પહેરીને ફરે છે. (૩) તુકારામ કહે છે કે, ઓ છિનાળના જણેલા! તું તારી વાણીને વ્યર્થ પરિશ્રમ આપ્યા કરે છે. (૪)

**૩૧૫૭**–પ્રારબ્ધયોગે ધારો કે કોઇ મેલી જગ્યાએ ગંગાનો પ્રવાહ વહેતો થઇ ગયો, તો તે જગ્યા મેલી હતી એવો વિચાર કરીને શું તે ગંગામાં સ્નાન ન કરવું? (૧) કોઇ ભંગિયાના આંગણામાં કામધેનુ ઊભી હોય, તો શું બ્રાહ્મણે તે ગાયને નમસ્કાર ન કરવા? (૨) કોઈને હાથે કોઢ નીકળ્યો હોય પણ તેના હાથમાંના પારસ-

મણિના સ્પર્શથી લોઢાનું સોનું બની ગયું હોય, તો તે સોનાને શું અપવિત્ર સમજીનેનાખી દેવું ? (૩) ગામનો રાજા નીચ જાતિનો હોય, તો શું તેની ન્યાતજાતનો વિચાર કરીને તેની આજ્ઞા માન્ય ન કરવી ? (૪) તુકારામ કહે છે કે, મેં શ્રીહરિના પ્રતિ ભાવારૂઢ થઈને તેમના નામની મુદ્રા ધારણ કરી છે, તેને જે નહિ માને તેનું મોઢું કાળું છે. (૫)

**૩૧૫૮**–હું જે કાંઇ બોલ્યો છું તે, ભારે પ્રેમના ઉમળકા સહિત અને હું ઇશ્વરનો દાસ છું એવા મારા ઇશ્વરની સાથેના સંબંધને ધ્યાનમાં લઇને બોલ્યો છું. (૧) જે નારાયણનો હું શરણાગત થયો છું, તેજ ખરેખરા કર્તા છે. (૨) જે કોઇ જેવી ઇચ્છા રાખશે તેની તેવી ઇચ્છા પૂર્ણ કરવાને માટે નારાયણ સમર્થ છે. (૩) તુકારામ કહે છે કે, જેઓ નારાયણનાં લાડકવાયાં હોય તેમનું તે ભલુંજ કરે છે. (૪)

**૩૧૫૯**–'વિ' (विद् ધાતુ) એટલે જ્ઞાન, તેનો 'ઠોબ' (આકાર), એ બેના યોગથી 'વિઠોબા'* શબ્દ બન્યો છે અને તેનો ભાવાર્થ દેવને લાગુ પડતો હોવાથી તેમનું નામ 'વિઠોબા' પડ્યું છે. (૧) અરે ! શું તમે તેમનું નામ જાણતાજ નથી ? એ નામથી શું વેદ અજાણ્યા છે ? (૨) એ શ્રીહરિની સ્તુતિ કરવાને માટે શેષનાગ તૈયાર થયા, પણ સ્તુતિ કરતાં કરતાં તેમની જીભ ફાટી ગઈ તેથી તે પોતે દેવને પોઢવાની શય્યા બની ગયા. (૩) તુકારામ

* આ તો શ્રદ્ધાળુ 'ભગત' લોકોનું વ્યુત્પત્તિ શાસ્ત્ર થયું. ખરી વ્યુત્પત્તિ નીચે પ્રમાણે છે. કાનડી ભાષામાં તથા તેના સંસર્ગથી મરાઠીમાં પણ 'વિષ્ણુ' નો અપભ્રંશ 'વિટ્ટુ' થાય છે, જેમ બંગાળીમાં 'કૃષ્ણ' નો અપભ્રંશ 'કિસ્ટો' થાય છે. દાખલા તરીકે 'બટ્ટો કિસ્ટો પાલ' 'કિસ્ટોદાસ પાલ.' એ 'વિટ્ટુ' ઉપરથી 'વિઠ્ઠલ', 'વિઠોબા' વગેરે શબ્દો વ્યુત્પન્ન થાય છે. —સેવાનંદ

કહે છે કે, એ દેવની સત્તા તો કાળના ઉપર પણ ચાલે છે. (૪)

**૩૧૬૦**–ચોરને ચાંદરણું અને વેશ્યાને શણગાર મળે તોપણ તેમને એ વસ્તુઓનો ઉપયોગજ શો? (૧) દૂધમાં ઊભરો આવે ત્યાંસુધી ઉકાળીને તેમાં પથરો નાખીએ તો તે શું રંધાઇ જવાનો હતો? (૨) તુકારામ કહે છે કે, જો પૂર્વજન્મનાં પુણ્ય પાક્યાં હોય તોજ સંતોની સોબત કરવાનું મન થાય છે અને તેમના ઉપર શ્રદ્ધા ઊપજે છે. (૩)

**૩૧૬૧**–આખી દુનિયાનાં અનેક તીર્થો હું જોઈ વળ્યો અને તેમનાં માહાત્મ્ય પણ મેં ખૂબ સાંભળ્યાં. (૧) પરંતુ ચંદ્રભાગાના જેવું તીર્થ, ભીમા નદીનો આવો કિનારો અને ઈંટના ઉપર ઊભા રહેલા દેવ બીજે ક્યાંથી લાવવા? (૨) હરિની આવી ભક્તિ કરનારા આવા સંતજનો અને હરિનામના આવા જયઘોષ બીજે ક્યાં છે તે બતાવો. (૩) તુકારામ કહે છે કે, અમ અનાથ જીવોને માટે દેવે પંઢરપુર ક્ષેત્ર ઉત્પન્ન કર્યું છે. (૪)

**૩૧૬૨**–દહીંને વલોવવાની મહેનત લોકો કરે છે તે ફક્ત માખણને સારૂજ. (૧) માખણ છાસ ઉપર તરવા માંડે ત્યાર પછી પણ જો વલોવવાનું ચાલુ રાખીએ તો માખણ ભાગી જાય, તે માટે જ્યાં છાસના ઉપર માખણ તરતું દેખાય, એટલે વલોવવાનું બંધ કરી દેવું જોઇએ. (૨) તે રીતે દેવને પ્રાપ્ત કરવાનું રહસ્ય વારેઘડીએ સાંભળવું અને તેનાથી દૂર જવું નહિ. (૩) તુકારામ કહે છે કે, પેટ ભરીને જમ્યા પછી આંગળાં ચાટવા બેસવું એ વ્યર્થ છે. (૪)

**૩૧૬૩**–માબાપને હાથે છોકરાની હત્યા થાય એ બનવાજોગ નથી અને તેમના દેખતાં બીજું કોઈ તેમનાં છોકરાંને સતાવે તો-

પણ તેઓ સાંખી શકતાં નથી. (૧) હે દેવ ! તેવો તું પણ મારો મા-બાપ છે, તેથી કરીને મારે ભય, ચિંતા, શંકા વગેરે રાખવાનું કારણુજ શું છે? તું જો કોઈ પણ કામ કરવા ધારે તો તારે માટે શું અશક્ય છે? (૨) શું કરવાથી બાળકને સુખ થાય તે તેનાં માબાપ સારી રીતે જાણે છે. છોકરાં ભૂખ્યાંતરસ્યાં થયાં છે કે નથી થયાં તે તેઓ જોતાં રહે છે અને કહીં જવું હોય તો કેડે અથવા ખાંધે બેસાડીને તેમને લઈ જાય છે. (૩) તુકારામ કહે છે કે, હે હરિ ! તું ઘણોજ કૃપાવંત છે એ હું નિશ્ચયપૂર્વક જાણી ગયો છું. (૪)

**૩૧૬૪**–મોઢેથી હરિના ગુણનું વર્ણન કરતા જવું અને તેમનુંજ કીર્તન કરવું. (૧) તેમ કરવાથી કામક્રોધ વગેરે વિકારો તથા દુર્જનો તરફથી કશી અડચણ પેદા થશે નહિ. (૨) શાંતિરૂપી શસ્ત્ર જેના હાથમાં છે, તેને કળિકાળ છેડવાની હિંમત ચલાવતો નથી. (૩) તુકારામ કહે છે કે, અનંતના સમાન દાતાર આપણો મિત્ર છે પછી આપણને શી ફિકર છે? (૪)

**૩૧૬૫**–કોટ્યવધિ સાધનો સાધવાનો પરિશ્રમ કરી જોયો પણ તે બધો વ્યર્થ ગયો. (૧) પરંતુ જ્યારે દેવે કૃપા કરી ત્યારે તેના સ્વરૂપનું મને જ્ઞાન થઈ ગયું, (૨) જ્યાંસુધી ચિત્તમાં બરાબર ઉપરતિ થઈ ગઇ ન હોય, ત્યાંસુધી જેટલી મહેનત કરીએ તેટલી બધીય ફોગટ જાણવી. (૩) તુકારામ કહે છે કે, જ્યારે દેવે કૃપા કરી ત્યારે પદાર્થમાત્ર મારા પોતાનાજ સ્વરૂપ છે, એવું જ્ઞાન મને થઇ ગયું. (૪)

**૩૧૬૬**–હે દેવ ! તારા નામામૃતનો સાર મારી પાસે છે, તે ઘણું સારૂં થયું છે. તે સિવાય હું તને એકલાને લઇને શું કરૂં ?(૧) આ નામરૂપી કામધેનુ મેં મારા ગળાની સાથે બાંધી રાખી છે પછી મારે શાની ખોટ પડે એમ છે ? (૨) પોતાનાં નાનાં છોકરાંને

ઓળખે નહિ એવી મા કદી હોય ખરી? છોકરૂં જરાક રડ્યું એટલે માના હૈયામાંથી પ્રેમ ઊછળીને બહાર ઢળી પડે છે. (૩) દાતારનો સ્વભાવ તો એવો હોય છે કે, યાચકના આવતા પહેલાં દાન દેવાને તૈયાર થઈને ઊભો રહે. તે દાતાર શું દાન દેતી વખતે લજવાઈ જવાનો હતો? (૪) ખરો શૂરવીર તો લડાઈમાંથી અધવચ પાછો ફરેજ નહિ; પણ પોતાના નામને ખાતર સમરાંગણમાં પ્રાણ હોમી દેવાને પણ વાર ન લગાડે. (૫) તુકારામ કહે છે કે, હું તો વિઠોબાના ગુણ ગાઉં છું અને એમાંજ મારૂં કલ્યાણ છે; પછી મારે તેમને મળવાની ગરજ શી છે? (૬)

**૩૧૬૭**–સંતજનો કૃપાના સમુદ્રો છે. તેમણે મને કૃપાનું દાન દીધું છે. (૧) તેમણે મારા બોબડાતોતડા શબ્દોનો અંગીકાર કર્યો છે, અને તેમણે મારા જીવને ત્રિવિધ તાપમાંથી ઉગારીને શાંત કરી દીધો છે. (૨) તેના આનંદને લીધે મારૂં મન એક ઠેકાણે સ્થિર થઇ ગયું છે અને સંતોએ મને પોતાના ચરણ આગળ પડી રહેવા જેટલી જગ્યા પણ આપી દીધી છે. (૩) " તું બીશ નહિ " એવું તેમણે મને બબ્બેવાર કહીને અભયદાન દીધું છે. તેથી કરીને મારૂં બધી રીતે કલ્યાણ થઇ ગયું છે. (૪) તુકારામ કહે છે કે, તેથી ઉપજતા આનંદથી હું પરીપૂર્ણ થઈ ગયો છું. માટે હવેથી હું બધો વખત હરિનામના જયઘોષ ગજવીશ. (૫)

**૩૧૬૮**–જેમણે હરિની ભક્તિનો મર્મ જાણી લીધો છે. તેમના ઘરમાં શાંતિ, ક્ષમા, દયા વગેરે તમામ ગુણ આવીને વસી જાય છે. (૧) અષ્ટમહાસિદ્ધિઓ તેમની સેવા કરવાને તત્પર થઈને તેમના બારણા આગળ ઊભી રહે છે. તેમને તેઓ કાઢી મૂકે છે, તોપણ તેઓ આઘી ખસતી નથી. (૨) તેમનામાં નઠારો ગુણ તો શોધ્યોજ જડે નહિ; કારણકે તેમના હૃદયમાં શ્રીહરિના સ્વરૂપનો વાસ

થઈ ગયો છે. (૩) તેમનું ચિત્ત બધો વખત સ્વસ્થજ રહે છે, કારણકે તેમનાં હૃદયમાં સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોનો ક્ષોભ-શમી ગયો છે. (૪) તુકારામ કહે છે કે, દેવ પોતે તેમનો સેવક બનીને તેમનો બધો ભાર ઉપાડી લે છે. (૫)

**૩૧૬૯**–વિઠ્ઠલ સત્ય છે અને તેમની સેવા કરવી એ પણ સત્ય છે, એવું સંતો કહી ગયા છે. (૧) વેદોમાં જે નીતી બતાવી છે તે સાચી છે અને તે પ્રમાણે આચરણ કરવાથી ખરેખરૂં સ્વહિત સધાય છે એવો દૃઢ વિશ્વાસ જામી જાય છે. (૨) તુકારામ કહે છે કે, જેઓ ખરા છે, તેઓ ખરા ભાવને ગ્રહણ કરે છે. તેઓ લબાડીપણું કરવામાં સમજતાજ નથી. (૩)

**૩૧૭૦**–સંગતિથી દુઃખમાં વધારો થાય છે અને સંગતિથી ભજન કરવામાં પણ ઉત્તેજન મળે છે. આવા નાના પ્રકારના લોકો દુનિયામાં વસે છે. (૧) હે દેવ ! આટલા વાસ્તે મને તો હવે લોકોની સંગતિનોજ કંટાળો આવી ગયો છે. કારણકે જુદા જુદા લોકોમાં જુદાં જુદાં અપલક્ષણ હોય છે અને તે આંખ આગળ ચોખ્ખાં દેખાઈ આવે છે. (૨) તેથી કરીને ચિત્તની અંદર સંશય ઉત્પન્ન થાય છે. પછી એકવિધ ભાવને વળગી રહેવાથી સંશયનું નિરસન થઈ જાય છે. (૩) કેટલાક લોકો શબ્દજ્ઞાનની ચર્ચા કરે છે. પોતાનું હિત શામાં છે તે તેઓ જાણતા નથી. આથી કરીને એવા લોકોને જોવાનું મને ગમતું નથી. (૪) તુકારામ કહે છે કે, એક ઠેકાણે એકલા એકલાજ બેસી રહેવાનું મને ગમે છે. (૫)

**૩૧૭૧**–મારામાં પુણ્ય નથી અને પાપ પણ નથી. વળી મારામાં સુખદુઃખને રહેવાને સારૂ અવકાશ નથી. મારાં લાભ અને હાનિ બેઉનો નાશ થઇ જવાથી મારામાં ભય તો હવે રહ્યોજ નથી. (૧) આવું થવાથી હું જીવતો છું, પણ મૂઆ જેવો છું, કા-

રણકે સંસારનું મૂળ જે દેહાત્મભાવ છે તે હવે મારામાં રહ્યોજ નથી. તેમજ દેહનાં સંબંધીઓ તે મારાં સંબંધીઓ અને તે સિવાયનાં બીજાં પરાયાં એવો મારાતારાપણાનો ભાવ પણ મારામાં રહ્યો નથી; (૨) એટલે પછી મારે આ ખરૂં અને આ ખોટું એવું માનવાનું પણ કશું કારણ રહેતું નથી. ખરાખોટા સાથેનો મારો સંબંધ તૂટી ગયો એટલે વર્ણ, ધર્મ અને જાતિના અધિકાર એ બધું પણ ગયુંજ. (૩) હવે તો આ જન અને આ વન, આ ચૈતન્ય અને આ જડ એવા દ્વૈતભાવને પણ અવકાશ રહેતો નથી. (૪) તુકારામ કહે છે કે, મેં જ્યારથી મારો દેહ વિઠ્ઠલને અર્પણ કરી દીધો, ત્યારથી મારી બધી પૂજા સાંગોપાંગ પૂર્ણ થઈ ગઈ. (૫)

**૩૧૭૨**–મારામાં જરાક મોટાપણાનો વિચાર આવે છે, ત્યારે તેથી મારો જીવ સંકુચિત થઇ જાય છે, માટે મને તો તમારૂં દાસત્વ કરવાનુંજ ઘણું સારૂં લાગે છે. (૧) તમ સંતોએ મારી આવી અભિરુચિને પારખી લેવી જોઈએ. જો તમારે મને કાંઈક આપવાનો વિચાર હોય તો આ એકજ દાન દેજો. (૨) મને તમારા ચરણોની પ્રાપ્તિ થઇ છે, એટલે મને તેમાં ને તેમાંજ રસ પડી ગયો છે. (૩) તુકારામ કહે છે કે, આવી વિનંતી કરીને હું તમારે પગે પડું છું. મને તો તમારા ચરણની રજજ સમજી લેજો. (૪)

**૩૧૭૩**–હે મનુષ્યો! તમે દેવની દયા માગશો તો તે શું તમારાથી દૂર થોડા છે? (૧) દેવની દયાની યાચના કરનારને બીજા કશાનો આશ્રય લેવાની જરૂરજ નથી. કારણકે વિઠાબાઇ માવડીને તેનું પાલનપોષણ કરતાં આવડે છે. (૨) ભવસમુદ્રને તરાવી લઇ જાય એવી નૌકા ઉપર જ્યાં આપણે ચડી બેઠા; એટલે પછી સામેનો કિનારો તો આવ્યોજ જાણવો. (૩) તુકારામ કહે છે કે, હું આ લોકોથી દૂર રહેતો થયો છું તેથી કરીને મને પરદેશી તરીકે અહીં

આશ્રય મળી ગયો છે. (૪)

૩૧૭૪–જે હરિની ભક્તિ જરા જરા કરે અને વિષયભોગમાં ખૂબ રસ લે, (૧) તેને માણસ નહિ પણ ગધેડોજ જાણવો. (૨) તેને દેવનું ભજનપૂજન કરતાં પૂરૂં આવડતું નથી, ત્યારે તેને પોતાના સ્વરૂપનું જ્ઞાન તો હોયજ શાનું ? (૩) તુકારામ કહે છે કે, આવા મૂર્ખ લોકોને વૈષ્ણવસમાજમાંથી બહાર કાઢી મૂકવા. (૪)

૩૧૭૫–જેમ ચંદનના વૃક્ષની પડોશમાં બોરડીનું ઝાડ ઊગ્યું હોય, તો તે પણ તેની સોબતથી ચંદનના સમાન બની જાય છે; તે પ્રમાણે મને પણ સંતોએ કૃતાર્થ કરી દીધો. (૧) મારામાં રહેલા ગુણદોષ અને મારી નીચ જાતિ, એમાંના કોઇનો વિચાર નકરતાં તેમણે મને પોતાના ચરણ આગળ આશ્રય આપ્યો. (૨) તુકારામ કહે છે કે, જો સમર્થ પુરુષો કરવા ધારે તો રંકનો રાય બનાવી દે. (૩)

૩૧૭૬–હે દેવ! તમારા ચરણ મારા ચિત્તમાં રહો, તમારૂં સ્વરૂપ મારી આંખોની અંદર રહો અને હું મારે મોઢેથી સદાકાળ તમારૂં નામ અને તમારા ગુણ ગાયા કરૂં. હે મારા દાતાર દેવ! મારે તમારી પાસે ફક્ત આ એકજ વાનું માગી લેવું છે. માટે તમે મારા મનનો ભાવ જાણી લઇને જેમ તમને યોગ્ય લાગે તેમ કરજો. જ્ઞાનીપણાનો ભાર લઇને બોલવાનો મને કંટાળો આવ્યો છે, મને નાનો બાળક જાણીને મારા મનની ચિંતા તમને સમજાઈ જાય એવું કરજો. તુકારામ કહે છે કે, હવે મને તમારાથી દૂર કરતા નહિ. આથી વધારે મારે તમને શું કહેવાનું હોય?

૩૧૭૭–સંતોના પગનાં ખાસડાં હું મારી ખાંધે મૂકીશ અને પછી હાથમાં કરતાલ અને વીણા લઈ તેમની આગળ નૃત્ય કરીશ. આ સિવાય બીજી કશી ભજન કરવાની રીતમાં મને સમજણ પડતી નથી અને બીજાં સાધનો કરવાં કેવી રીતે, તે પણ હું જાણતો

નથી. સંતોના ચરણુને હું મારા ચિત્ત વડે ધારણ કરી રાખું છું અને તેમ કરવાથી મારી તમામ કાર્યસિદ્ધિ પૂર્ણ થઈ જશે. ધ્યાન કરવાની રીત અને આસન તથા સમાધિની ક્રિયાઓમાં મારી અક્કલ ચાલતી નથી. તેથી કરીને હું એક ગોવિંદ અને હરિના નામમાં મારા પ્રેમને સ્થિર કરી દઈને સુખપૂર્વક જીવું છું. તે ગોવિંદનાં કીર્તન હું મારે મોઢેથી ગાઈશ. ગાયનવિદ્યા પણ હું જાણતો નથી. મને તાલ,સૂર,લય, નાદ એમાંનાં કશાનું જ્ઞાન નથી અને હું એવો અજ્ઞાની છું કે, લાજ તો મને છેજ નહિ. તુકારામ કહે છે કે, મારી તમામ કમાઈ, મારૂં ગોત્ર અને મારી કુલ સંપત્તિ એ બધાં સૌ સંતમહંતોના ચરણ આગળજ છે.

૩૧૭૮–વૈષ્ણવોની આગળ હું મારૂં શરીર અને મારા પ્રાણસુદ્ધાં અર્પણ કરીને હું તેમના ઘરમાં તેમનો આજ્ઞાપાલક દાસ બનીને રહ્યો છું. તેઓ મને જે કાંઈ કામ બતાવશે તે હું ઝટ ઝટ કરી નાખીશ અને તેઓ મને જે છાંડેલુંવધેલું ખાવા આપશે તે હું ખાઈ લઈશ. તેમનું એઠું મને પેટ ભરીને ખાવા મળે એવી આશાથી હું તેમનાં આંગણાંમાં પડી રહીશ. તેઓ જ્યારે ચાલશે ત્યારે સ્વાભાવિક રીતે તેમના પગની જે ધૂળ ઊડશે તે હું મારે શરીરે ધારણ કરીશ. તુકારામ કહે છે કે, તેઓ મને ધમકાવીને કાઢી મૂકશે તોપણ હું તેમનાથી આઘો ખસનાર નથી; અને તેઓ મને લાતો મારશે તો તે પણ હું સહન કરીશ.

૩૧૭૯–મારા ઘણા વખતનાં પુણ્ય આજે ફળ્યાં; કારણકે હું સંતોનાં સામે મોઢે દર્શન કરીને તેમના ચરણ આગળ જઈ ઊભો. આજ મારાં સંસાર સંબંધી તમામ દુઃખક્લેશનો છેડો આવી ગયો. શ્યામળા પરબ્રહ્મ મારી આંખોની અંદર આવીને સમાઇ ગયા અને પછી તો ચારે દિશાએ મને તેમનું ને તેમનુંજ દર્શન થવા

લાગ્યું. સંતોએ મને આલિંગન દીધું અને મેં તેમના ચરણ ઉપર મારૂં મસ્તક મૂકી દીધું. તેથી કરીને મારૂં શરીર દિવ્યરૂપ બની ગયું. તુકારામ કહે છે કે, સંતોના આનંદથી મને તૃપ્તિ થઈ ગઇ અને હું ધન્ય થઈ ગયો. તેથી કરીને હું વૈષ્ણવસંતોની મંડળીની આગળ આળોટી પડું છું.

૩૧૮૦–મારા મનમાંથી તમામ ફિકર ચિંતાઓને ફગાવી દઇને મેં હરિની ભક્તિ કરી, તેથી કરીને મને હરિના સમાગમનું સુખ પ્રાપ્ત થયું. મને હરિની સંગતિ મળી એટલે મને અત્યંત આનંદ થઈ ગયો અને મારા મનમાં ભરાઈ રહેલા અનેક વિકાર ત્યાંથી નાસી ગયા. તુકારામ કહે છે કે, મને વિઠોબારાયની સેવા કરવાની તક મળી તેથી મારા જીવને પારવિનાનું સુખ થઈ ગયું છે.

૩૧૮૧–જેઓ પોતાની ઇન્દ્રિયોનું નિયમન કરતા નથી, તેઓ મોઢેથી નામોચ્ચાર કરે તેમાં તેમનું શું વળે? જમતી વખતે એકાદ કોળિયાની સાથે પેટમાં માખી ચાલી જાય તો તે જમણથી જીવને સુખ થતું નથી. માટે કીર્તન કરતી વખતે જેવું મોઢેથી બોલીએ તેવાં આચરણ પણ કરવાં જોઇએ. આવું જે નહિ કરે તેનું ગાવું નાચનારીના ઢવ્વાના× જેવું જાણવું. તુકારામ કહે છે કે, જે સાચા સંત હોય છે, તેઓ કામક્રોધાદિ વૃત્તિઓનો પોતાના હૃદયને સ્પર્શ પણ થવા દેતા નથી.

૩૧૮૨–હે દેવ! તારૂં વૈકુંઠ અને તારી સાયુજ્ય મુક્તિ એમાંનું કાંઇજ મારે તો જોઈતું નથી. હે વનમાળી! મારે તો તારા નામનોજ ઉચ્ચાર સદાકાળ કરવો છે અને તેજ હું તારી પાસે માગું છું. નારદ, તુંબર, ઉદ્ધવ, બલિ, પ્રહ્લાદ, રુક્માંગદ આ બધા ભક્તોએ તારા નામ સિવાય બીજા કોઇ પણ સાધનનો ઉપયોગ

× નાચનારીની સાથેના તબલાસારંગીવાળાઓ તથા સૂર પૂરનારાઓ.

કર્યો ન હતો. સિદ્ધો, ઋષિઓ, ગંધર્વો, કિન્નરો એ બધા રામનામ-નોજ ઉચ્ચાર કરે છે. તુકારામ કહે છે કે, હે હરિ ! હું બધોવખત તારા નામનોજ ઉચ્ચાર કરતો રહું એવા પ્રેમનું દાન તું મને દે.

૩૧૮૩–મારા મનમાં જેવી ઇચ્છા હતી, તેવોજ પ્રસાદ મને મળી ગયો અને તેથી મારા ચિત્તનું સમાધાન થઈ ગયું. ઈંટના ઉપર બેઉ ચરણને સમાન રેખામાં ગોઠવીને મારાં માબાપ કૃપાદાન કરવા માટે ઊભાં રહ્યાં છે. તેઓ પોતાના ભક્તોનું જતન કરવામાં જરા પણ ઊણપ આવવા દેતાં નથી, પણ જેવી જેની યોગ્યતા તે પ્રમાણે તેનું સન્માન કરે છે. તુકારામ કહે છે કે, તે દેવ સૌના આંતર્બાહ્ય-માં વ્યાપક છે, પણ જેવો જેનો ભાવ તેવી રીતે તેને તે સાચવે છે.

૩૧૮૪–જેના મોઢામાં સદાકાળ વિઠોબાનું નામ રમી રહ્યું છે, તેમને સંસારની ભ્રાંતિ થાયજ કેવી રીતે ? તેઓ ચાલતાં, બોલતાં, જમતાં અને રાત્રે ઊંઘતાં પણ બધો વખત નામોચ્ચાર કરતા રહે છે. તેઓ સુખેથી આ સંસારમાં જેટલો વખત રહે છે તેટલો વખત દેવ તેમની પાસેના પાસેજ રહે છે. બધો વખત મો-ઢેથી નામોચ્ચાર કરવાની ભક્તિ ચારે પ્રકારની મુક્તિઓ કરતાં શ્રેષ્ઠ છે એમ જાણજો. તુકારામ કહે છે કે, આજ નામની મદદથી હું બ્રહ્મની સાથે સ્પર્ધામાં ઊતરી પડ્યો અને તેમ કરતાં હું જે ભક્ત હતો તે દેવરૂપ બની ગયો.

૩૧૮૫–કોઇને ટોળટપ્પા સાંભળવાનો કે ભવાઈ જોવાનો શોખ લાગ્યો હોય છે, ત્યારે તે નથી જાણતો ભૂખ અને નથી જાણતો તરશ; પણ જ્યાં ભવાયાઓ રમતા હોય ત્યાંજ પાધરો દોડી જાય છે. હવે તેજ માણસને કોઈ કહેશે કે, અલ્યા ચાલને અમુક ઠેકાણે હરિકથા થાય છે, ત્યારે તે જવાબ દેશે કે, શું કરૂં ? હમણાં મારા ઘરમાં કોઇ છે નહિ. તેમ છતાં વળી કોઇ તેને બળ-

જબરાઇથી હરિકથામાં ખેંચી લાવે તો ઘૂંટણ ઉપર માથું મૂકી ઊંઘવા મંડી જશે. તુકારામ કહે છે કે, આવા લોકોને આખરે યમપુરીનીજ વાટ જોવી પડે છે. માટે એવા લોકોનાં મોઢાં ઉપર તમારે બેલાશક થૂંકવું.

૩૧૮૬–હું વિઠોબારાયના ચરણને છોડનાર નથી, તેમના વિના મારા મનને બીજા કોઇ પણ વિષયમાં વહેંચાઇ જવા દેનાર નથી તેમજ મારા મનના ઉપર બીજાના સંગના સંસ્કાર પડવા દેનાર નથી. હું દેવના સમાગમમાં રહ્યો રહ્યો જઇશ અને આવીશ; એજ મારી તેમની પાસે માગણી છે અને તે માગવાને સારૂ હું આવ્યો છું. મારી આગળ અને પાછળ પાંડુરંગ ઊભા રહ્યા છે. ત્યારે શું હું તે છેકજ મૂર્ખ છું કે, તેમને મૂકીને બીજા કશા ઉદ્યોગમાં હાથ ઘાલું? તુકારામ કહે છે કે, મને વૈકુંઠના દિવ્યભોગ આજ લોકમાં ભોગવવાના મળી આવે એવો ઊંચા પ્રકારનો પ્રેમ હું માગું છું.

૩૧૮૭–હવે હું પંઢરપુર જઇશ અને વિઠોબારાયની આગળ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીશ. તે પંઢરપુરમાં જઇને હું ચંદ્રભાગાને કિનારે હરિનામની ધૂનની મસ્તીમાં નૃત્ય કરીશ. જ્યાં સંતમંડળી બેઠી હશે ત્યાં જઇને હું તેમના પગ ધોઇને તેમનું તીર્થોદક ગ્રહણ કરીશ. તુકારામ કહે છે કે, મેં મારા જીવનું તેમના ચરણ આગળ બલિદાન ચડાવી દીધું છે.

૩૧૮૮–હે અનંત! હું જ્યારે અધોગતિએ જઇશ, ત્યારે તારા હાથમાં શું આવશે તેનો તું વિચાર કર. હે કૃપાનિધિ! હે દયાળુ દેવ! હું તારો શરણાગત થયો તેનું મને આજ ફળ મળ્યું ને? તું તારા મનથી જરા વિચાર કરીને મને જવાબ દે. હે હૃષીકેશ! તારામાં પતિત જીવોને પાવન કરવાની શક્તિ છે, પણ તે મારી બાબતમાં નિષ્ફળ નીવડી છે, એવુંજ મને મારા આજ સુધીના

અનુભવો ઉપરથી સમજાય છે. અમે જન્મમરણાદિ દુઃખોથી પીડાઈએ છીએ તેથી તને કાંઈ લાભ થાય છે? થતો હોય તો કહે. તુકારામ કહે છે કે, તું અત્યાર સુધી તો લબાડવેડાજ કરતો આવ્યો છે, પણ મેં તારા નામરૂપી તારી ચોટલી ખૂબ ચપસીને પકડી રાખી છે, તે યાદ રાખજે.

૩૧૮૯–હે સંતજનો! જુઓ, જુઓ, આ પાંડુરંગ કેવાં કેવાં લબાડપણાં કરે છે, તે જરા જુઓ તો ખરા. પણ કાંઈ ફિકર નહિ. તેનું નામ એજ તેની ચોટલી છે અને તે મેં મારા હાથમાં ઝાલી રાખી છે. હવે અમારા બેમાંથી કોનો વાંક છે તેનો ન્યાય તમે સંતોએ કરવો ઘટે છે. હે સંતસ્વામી! કહો તો ખરા કે આ બાબતમાં અન્યાય કોના તરફથી થયો છે? હું તો જાણે પાતકી છુંજ અને એ વાત હું નગારૂં વગાડીને જાહેર કરી દઉં છું. પણ હે સંતમહારાજ! પેલો દેવ પતિતપાવનપણાનો દાવો કરે છે તેને તમે રદ કરી નાખોને! કારણકે ખરેખરો પતિતપાવન તો હું છું. હું કબૂલ કરૂં છું કે, હું બધીજ રીતે અપરાધી છું, પણ દેવ પતિતપાવનપણાની ડીંગ મારતો ફરે છે તેનું શું? તે કેમ તમે બોલતા નથી? તુકારામ કહે છે કે, જો હું માર્યો જઇશ તોપણ એટલું યાદ રાખજો કે, હું તમારા ચરણને છોડનાર નથી. એ મારો ધર્મ છે, એ વાત તમે નિશ્ચયપૂર્વક માની લેજો.

૩૧૯૦–કોઇ કોઇ ગુરુ લોકોને પોતાના શિષ્ય બનાવવા માટે વચમાં દલાલી કરનારા મારફતિયાઓ રાખે છે અને તેમના દ્વારા ચેલાઓને પોતાની પાસે ખેંચી મંગાવે છે; પછી તેમને તેઓ ગુરુમંત્ર અને ગુરુ–ઉપદેશ દે છે. આવા પેટભરા સંતોને ભગવાનની પ્રાપ્તિ થઈ શકેજ કેવી રીતે? આવા કહેવાતા ગુરુઓ મૂર્ખ બાયડીઓને અને છોકરાંઓને પોતાની શબ્દજાળમાં બાંધી લે છે અને

"તમારે દર વરસે મને આટલી રકમ આપવી," એવો તેમની પાસે કરાર કરાવી લે છે. પણ પોતે જેવું મોઢેથી બોલે છે તે પ્રમાણે જરાય વર્તન કરતા નથી. તુકારામ કહે છે કે, તેમનાં બધાંજ આચરણ તમોગુણથી ભરેલાં જાણવાં.

**૩૧૯૧**–જેવો પોતાનો જીવ છે તેવો બીજાં પ્રાણીઓનો પણ જીવ છે, એ વાત પાપી લોકો જાણતા નથી અને તેઓ બીજાને ગળે છરી દે છે. સૌ પ્રાણીનાં હૃદયમાં જીવ રૂપે નારાયણ રહે છે અને પશુઓનાં હૃદયમાં પણ નારાયણનો વાસ છે, એ વાત શું તેઓ નહિ જાણતા હોય? પશુને ગળે છરી ફેરવતી વખતે તેઓ શું નથી દેખતા કે બિચારૂં જાનવર બરાડેબરાડા પાડે છે અને છતાં તેમના ક્રૂર હાથ આવું નિર્દય કૃત્ય શી રીતે કરી શકતા હશે? તુકારામ કહે છે કે, આવા ચાંડાળો અંતે તો અધોગતિએજ જશે અને દારુણ દુઃખ ભોગવશે.

**૩૧૯૨**–મારી વિઠોબાઇ માતા થાકયાંપાકયાંનું વિશ્રાન્તિ-સ્થાન છે અને જેઓ તેને સારૂ ભૂખ્યાં છે, તેને તે પોતાના પ્રેમનો પાનો પિવડાવે છે. પાંડુરંગા માતા આવી દયાળુ છે અને અનાથ જીવોની આશ્રયદાત્રી હોઈ કેવળ સુખનીજ રાશિ સમાન છે. તે સૌના પ્રતિ કૃપાદૃષ્ટિ કરતી રહે છે અને સૌને મળવાને માટે અધીરી થઇને તેમના આવ્યાની વાટ જોતી ઊભી રહે છે. તુકારામ કહે છે કે, ત્યારે હવે તેના સામીપ્યમાં અનંત જન્મોનાં દુઃખ ટકી રહેજ કેવી રીતે?

**૩૧૯૩**–હે પાંડુરંગ! તમારી પાસે કયી વસ્તુનો અભાવ છે તે કહો. તમારા જેવો પિતા અમારે માથે છે અને છતાં અમારી ઇચ્છાઓ પૂર્ણ થતી નથી. અમે તમારી કરુણાની યાચના કરીએ છીએ અને તમે તો અમારી સામે જોતા પણ નથી! તુકારામ કહે

છે કે, હે વૈકુંઠનાયક! આ કાંઇ થોડી નવાઇની વાત કહેવાય?

**૩૧૯૪**–હે રુક્માબાઇના પતિ પાંડુરંગ! હવે તમે મારી એક વિનંતી સાંભળો. બાળક કદાચ ભૂલ કરે, પણ તેથી તેનાં માબાપે તેને જાનથી મારી નાખવાનું ઘટે નહિ. તેમણે તો તેનું જેથી ભલું થાય તેવું કરવું જોઇએ. તુકારામ કહે છે કે, હે દેવ! હું તારોજ છું, આવું હું કહ્યા કરૂં છું, તેની શરમ તારે રાખવી જોઇએ.

**૩૧૯૫**–પાપમાં અતિશય વધારો થઇ જવાથી સત્યનો લોપ થઇ ગયો છે અને ભારે ભારે દોષ વધી પડવાથી નીતિનો નાશ થયો છે. વરસાદ પૂરો વરસતો નથી અને પૃથ્વીમાં રસકસ રહ્યો નથી. તુકારામ કહે છે કે, વેદોમાં પણ હવે કશી વીર્યશક્તિ—મંત્રોનું સામર્થ્ય—રહ્યાં નથી.

**૩૧૯૬**–[નીચેની પંક્તિઓમાં જણાવ્યા પ્રમાણે] સંસાર-સમુદ્ર જે અતિ દુસ્તર છે, તેને શી રીતે તરી જવાય તેની મને સમજણ પડતી નથી. કામક્રોધ વગેરે હિંસક પ્રાણીઓથી તે ભરપૂર છે અને તેમને જોઇને મને ઘણો ભય પેદા થાય છે. વાસનાઓ રૂપી મોટાં મોટાં મોજાં તેમાં ઉત્પન્ન થયાજ કરે છે અને તેમને લીધે નાના પ્રકારનાં કર્મોના ધક્કા વાગે છે. તુકારામ કહે છે કે, આ સમુદ્રને તરી જવાનો એકજ ઉપાય છે અને તે એ છે કે, તમારે શ્રીહરિના નામરૂપી નૌકામાં ચડી બેસવું.

**૩૧૯૭**–હે દેવ! મને તું હવે પછીના જન્મ વખતે કોઈ હરિભક્તના ઘરમાં જન્મ આપજે. હે પાંડુરંગ! તું જો મને કાંઇક માગવાનું કહેતો હોય તો બસ, મને આટલું એકજ વાનું આપી દે કે, સંતોની આગળ આળોટતાં મારા મનમાંથી લાજશરમ

નીકળી જાય. તુકારામ કહે છે કે, હું તારા સ્મરણુના આનંદની મસ્તીથી નાચી ઊઠું એવી શક્તિ તું મને આપ.

૩૧૯૮—કોઈ જૂઠો લબાડી આપણુને ભોજનનું નોતરું દેવા આવે, તો તેને ઘેર જઈને જમતા સુધી તેના બોલ ઉપર પૂરો વિશ્વાસ રાખી શકાતો નથી. જ્યારે જમી રહીએ ત્યારે કહેવાય કે, હવે જમ્યા એ વાત ખરી. એમ તો કાંચીડા અને બીજાં કેટલાંય જીવજંતુઓ ઊંચાં ઊંચાં ઝાડ ઉપર ચડીને આકાશમાં ઊડવાની ચેષ્ટાઓ કરે છે. પણ તેથી શું તેમને અમરત્વ મળી જવાનું હતું? સર્કસના ખેલમાં ઘોડેસવારી કરી બતાવનારાઓ શું ખરેખરી લડાઈમાં ઊભા રહીને યુદ્ધ કરી શકવાના હતા? તુકારામ કહે છે કે, જેઓ ખાલી મતવાદીઓ છે તેમનું જીવતર નકામું છે, એવું તેમના બોલ ઉપરથી સમજાઈ જાય છે.

૩૧૯૯—હે દેવ! અમે તમારૂં શું બગાડ્યું છે, કે જેથી તમે અમારો ઉદ્ધાર કરતા નથી તે કહો. તમે હરિણ, શિયાળ અને બીજાં કેટલાંય પશુઓને પણ વૈકુંઠવાસી બનાવી દીધાં, તેમનામાં કયી યોગ્યતા હતી તે કહેશો? સરોવરની અંદર હાથીને મગરે પકડી લીધો, ત્યારે તમને તેના ઉપર દયા આવીઅને તે અધિકારી છે કે અનધિકારી તેનો વિચાર કર્યા વિના તમે તેનો ઉદ્ધાર કરી દીધો. તુકારામ કહે છે કે, તમે રાંડ વેશ્યાનો પણ ઉદ્ધાર કર્યો ત્યારે તેના કરતાં પણ હું વધારે પાપી છું એમ?

૩૨૦૦—દેવ સગુણ આકૃતિ ધારણ કરીને ઈંટના ઉપર ઊભા રહ્યા છે અને શરીરે પીતાંબર પહેર્યાથી ઘણા સુશોભિત દેખાય છે. આપણે આપણાં નેત્રો અને કાન તેમનામાં જોડી દેવાં અને મનને તેમના ચરણમાં સ્થિર કરી દેવું. તેમની કૃપાની છાયાને લીધે ભક્તોના ઉપર માયાનું જોર ચાલતું નથી. તેનું તે તરતજ

નિવારણ કરી દે છે. તુકારામ કહે છે કે, શ્રીહરિનું વદન વિષમ-ભાવ રહિત છે અને તેમના ચરણ ઘણા સુકુમાર છે.

**૩૨૦૧**–તમે ઊભા ઊભા કીર્તન કરતા જાઓ અને તેમ કરીને નારાયણના રંગમાં રંગાઈ જાઓ. હે નારાયણ ! હું હાથમાં વીણા લઉં તે વખતે અથવા તો હું જ્યારે હાથમાં વીણા લઈને તારૂં સ્મરણ કરવા માંડું તે વખતે તારે મારા કંઠમાં આવીને બેસી જવું. મેં તારી મૂર્તિનું દર્શન કર્યું છે તેથી કરીને મારૂં હૃદય વિશ્રાન્તિ પામી ગયું છે. તુકારામ કહે છે કે, હે દેવ! મને તારા કીર્તનમાં ખૂબ રસ પડે એવું કરી દે.

**૩૨૦૨**–હે પુરુષોત્તમ! મેં તમારા ઉપર ઘણોજ ભરોંસો રાખ્યો હતો. તું જગતનો સ્વામી મને સંસારસાગરમાંથી તારીશ, એ બાબત હું તારા ઉપર વિશ્વાસ રાખીને બેઠો હતો. પણ તારા નામ પ્રમાણે તેં કામ ન કરી બતાવ્યું. સૂર્યકમળ નામનો એક છોડ થાય છે. તે કહેવાય છે તો સૂર્યકમળ, પણ તેનાથી કોઈને પ્રકાશ મળતો નથી. દશેરાને દહાડે સીમોલ્લંઘન વખતે લોકો એકબીજાને ‘ સોનું ’ [શમી વૃક્ષનાં પાંદડાં] આપે છે પણ તે ‘ સોનું ’ કહેવાય એટલુંજ, તેનાં ઘરેણાં ઘડાવાનાં હતાં? આખી દુનિયામાં જ્યાં જુઓ ત્યાં નામ પ્રમાણે ગુણ જોવામાં આવતાજ નથી. તુકારામ કહે છે કે, હે દેવ! પતિત જીવોને પાવન કરવાનું તું જે બિરદ લઈ બેઠો છે, તેને હવે તું છોડી દે.

**૩૨૦૩**–હે કૃપાવંત દેવ! તમે મને સુબુદ્ધિનું દાન દો કે જેથી કરીને મારો ઉદ્ધાર થઈ જાય અને તમારા ચરણ આગળ મને આશ્રય મળે. મારો પાંડુરંગના પ્રતિ સાચો ભાવ છે, એવું મારે મોઢેથી તું બોલાવ. તુકારામ કહે છે કે, હે દેવ ! મારા અંતઃકરણમાં તું આવીને વસી જા.

૩૨૦૪–કોઈ કોઈ લોકોમાં થોડીઘણી વિદ્યા હોય છે, પણ તે બાબતનું તેમના મનમાં એટલું બધું અભિમાન હોય છે કે, મારાથી શ્રેષ્ઠ જ્ઞાની આખી દુનિયામાં બીજો કોઈ છેજ નહિ. તેમના મનમાં આવું જ્ઞાનાભિમાન ભરાઈ જવાથી તેઓ અક્કડના અક્કડ ચાલે છે અને કોઈનું કહેણુ કાને ધરતા નથી, તેમજ સાધુસંતોની પજવણી કરે છે. જે માણસ સાધુના શરીરને અપવિત્ર માને છે, તે એકજ આખા ત્રૈલોક્યમાં ચાંડાળ છે. જે પોતાને મોઢેથી સંતસાધુની નિંદા કરે છે, તેના એકલાનુંજ આખું શરીર પાપથી ભરાઈ ગયું છે. તુકારામ કહે છે કે, આવા માયિક ઠગલોકોથી ગોવિંદ દૂર રહે છે–ગોવિંદ દૂર રહે છે.

૩૨૦૫–ચોરની પાસે બેસીએ તો આપણી બુદ્ધિ પણ ચોરના જેવી થાય. બીજું કાંઈ નહિ તો અમસ્તું એકાદ ચીથરૂં પડ્યું હોય તો તેને ઉઠાવી લેવાનું મન થઇ આવે. વ્યભિચારી લોકોની સાથે થોડી વાર બેસીશું તો પરસ્ત્રીને જોતાં વારનેજ તેના ભણી મન દોડી જશે. એટલા માટે મનમાંથી પ્રપંચનો મોહ કાઢી નાખવો, તેના ગૂંચવાડામાંથી બહાર નીકળી જવું અને હૃદયની અંદર કેશવના સ્વરૂપનું ધ્યાન કરવું. સંસારનાં બંધનોનો ત્યાગ કરવો અને શ્રીહરિના કીર્તન ઉપર પ્રેમ રાખતાં શીખવું. તુકારામ કહે છે કે, તને હું સો વાતની એકજ વાત કહી દઉં છું કે, તારે રુક્મિણીના પતિ શ્રીવિઠ્ઠલનું નામ મોઢેથી ગાવું.

૩૨૦૬–કોઈ એક સાસુ પોતાના છોકરાની વહુને કહેવા લાગીઃ “ઓ સોનબાઈ ! હું કહું તે સાંભળ. મારે પંઢરપુરની જાત્રા કરવા જવું છે, પણ ઘરમાં દૂધદહીં છે તેને સાચવજે, તેમાંથી જરા પણ વાપરતી નહિ.” આવું કહીને સાસુ પંઢરપુર જવા નીકળી; પણ ગામને પાદર સુધી જઇને ઘેર પાછી આવી.

વળી પાછી તે વહુને કહેવા લાગીઃ "અલી ઓ સોનબાઈ! હું કહું તે ખૂબ ચિત્ત રાખીને સાંભળી લે. મારા ઘરમાં વાસણકુસણ, અથાણુંપાપડ જે કાંઈ છે તે બધું સાચવજે. અથાણાની બરણીનું મોઢું હું આવું ત્યાંસુધી છોડીશજ નહિ. ખીરમાં નાખવાને વાસ્તે મેં સેવ વણી છે, તેને એક ઘડામાં ભરીને તેનું મોઢું મેં છાણથી સીડી લીધું છે, તેને મારા આવ્યા પહેલાં ઉઘાડતીજ નહિ. ખાંડણી, પરાઇ, સાંબેલું એ બધી વસ્તુઓમાં મારૂં મન ભરાઇ રહ્યું છે. કોઇ પાડોશણને વાપરવાને આપીશ નહિ. કોઇ અભ્યાગત બારણે આવે તો તેને તારે કહેવું કે 'મારી સાસુ તો પંઢરપુર ગઇ છે.' વારૂ, તું પોતે પણ થોડું થોડું ખાજે. પરચુરણ ખરચ કરવાનું તો તારે કામજ શું?" સોનબાઈ બોલીઃ "બહુ સારૂ, સાસુજી! તમે તમારી મેળે સુખેથી જાત્રા કરી આવો. કશી વાતની ફિકર કરશો નહિ. તમારા કહ્યા પ્રમાણેજ ઘર સાચવીશ. સાસુજી! તમે તમારા કલ્યાણનોજ વિચાર કરજો અને પાછળનાંની ફિકરચિંતા તમારે કરવી નહિ." સોનબાઇના બોલ સાંભળીને સાસુ મનમાં વિચાર કરવા લાગી અને પોતાના મન સાથે કહેતી ગઈ. "આ સોનબાઈ મારી સવિતાના જેવીજ છે. એના બોલ ઉપરથી મને લાગે છે કે, એની દાનત ભૂંડી છે એટલે હું ઘરમાંથી જાઉં એવીજ એની ઇચ્છા છે. હું જઈશ તો એ ઘરમાં બગાડ કર્યા વિના રહેવાની નથી. ત્યારે ઘર સૂનું મૂકીને મારાથી જાત્રા કરવા જવાય પણ કેવી રીતે? વળી ત્યાં એવું જોવા જેવું છે પણ શું? મારે તો છૈયાં, છોકરાં અને ઘરબાર એજ મારૂં પંઢરપુર." તુકારામ કહે છે કે, આનું નામ માયા. એ માયાના મોહથી આખી દુનિયા ગાંડી થઈ ગઈ છે.

**૩૨૦૭**–પતિવ્રતા સ્ત્રીનાં વખાણ સાંભળીને છિનાળ બાયડી છછણી ઊઠે છે. હું જે કહું છું તે સ્વાભાવિકજ કહું છું. મેં તેનો

આગળથી વિચાર કરી રાખ્યો નથી. જેનામાં કશી વાતનો દોષ હશે તેને મારા બોલ માથા ઉપર ઘા વાગે એવા લાગશે અને તેથી તેની આંખોમાંથી પુષ્કળ પાણી પણ નીકળશે. તુકારામ કહે છે કે, મારે તેમાં કરવું શું ? જેને શરીરે ચાંદું થયું હોય તેને જરાક હાથ અડકતામાં દુખે તેમાં હું શું કરૂં ?

૩૨૦૮—દેવ છે એવું મોઢેથી બોલવું; તે સગુણ અને સાકાર નથી પણ નિરાકાર છે, એવો આપણા મનની અંદર તેનો અનુભવ કરતા રહેવું; ત્યાર પછી દેહની દેહના ઉપર જે મમતા છે, તે મમતાનો અને અંતઃકરણમાં અનુભવેલા સ્વરૂપની સાથે તાળો બેસાડી દેવો. જ્યારે માતા અને પુત્ર લાંબા વખતના વિયોગ પછી મળે છે, ત્યારે બાળકને રડવું આવતું નથી પણ તેને આનંદ થાય છે, અથવા બેઉના મેળાપ વખતે હર્ષ અને રુદન એક સાથે પ્રકટ થાય છે. બેઉના પરસ્પર મિલનનું આવું વિલક્ષણ સ્વરૂપ છે. તુકારામ કહે છે કે, સૌ એકબીજાને ઓળખે છે, મતલબ કે સારાને સારૂં અને નઠારાને નઠારા તરીકે જાણે છે.

૩૨૦૯—હવે મારા મનમાં એકજ પ્રબળ લગની લાગી જાય કે મારી જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થામાં મને એક વિઠ્ઠલનું ભાન રહે. મારે એ સિવાય બીજું કાંઇજ જોઈતું નથી. મારે રાજ્ય, સંપત્તિ, દોલત એમાંનું કાંઇજ ન જોઇએ. બસ, મારે મોઢેથી તારૂં નામ લેતો જાઉં અને તજ્જનિત તારો આનંદ ચાખતો જાઉં. હે દેવ ! મારા ચિત્તને તારા પ્રેમ વડે એવું પરિપૂર્ણ કરી દે કે, ચારે દિશાએ, સર્વ પ્રાણીપદાર્થોમાં મને તારૂં રૂપજ દેખાયા કરે. મારા ચિત્તનો અનુભવ તારા ચરણની સીમામાંજ મર્યાદિત થઈ જાય અર્થાત્ મને તારા ચરણના સિવાય બીજા કશાનો બોધજ ન થવા પામે. મારી જન્મમરણની પીડા તો સમૂળી ટળીજ

જાય અને મારી વાણીને હરિગોવિંદ એવાં નામ ગાવાનો નિરંતર શોખ લાગી જાય. તારૂં દર્શન કરનારની કાયા પલટાઈ જાય છે. તેને આખું જગત ચૈતન્યથી ભરેલું દેખાય છે. જીવશિવનો ભેદ ભુંસાઈ જાય છે અને શ્રીહરિના સ્મરણદ્વારા તેની મુક્તિનો માર્ગ સરળ થઈ જાય છે. તુકારામ કહે છે કે, આવી ભાવના સહિત હું તારૂં નામ લઉં છું, તેથી હું કૃતાર્થ થઈ ગયો છું. હવે મારો ગમે તે જાતિમાં જન્મ થાઓ તેની મને કશી બળબળ નથી.

**૩૨૧૦**–હે અખિલ વિશ્વના જીવન! તમે મૂગા થઈને કેમ બેસી રહ્યા છો? હું જે કાંઈ પૂછું તેનો તમારે ઉત્તર દેવો પડશે. મારાં સંચિતકર્મો અને પૂર્વજન્મોનાં પુણ્યો, જે કાંઈ હોય તે બધું તુંજ છે! હે પાંડુરંગ! મારૂં પ્રારબ્ધ પણ તુંજ છે. હે નારાયણ! મારૂં સત્કર્મ અને મારો સ્વધર્મ એ પણ તું અને મારો નિત્યનો નિયમ પણ તુંજ છે. હું તો તારી કૃપાની વાટ જોતો બેઠો છું. માટે તું ગમે તેમ કરીને તારી કૃપાથી ભરેલું કાંઈક પણ મને સંભળાવ. કૃપાયુક્ત એક શબ્દ પણ મને કહે. તુકારામ કહે છે કે, હે પ્રેમી ભક્તોના પ્રિયતમ! તમે મારી સાથે જરા બોલો તો ખરા.

**૩૨૧૧**–હે દેવ! હવે મારે તારી શરમ ક્યાંસુધી રાખવી તે કહે; કેમકે મારે તને જે કાંઈ કહેવું છે તે હું નિઃશંકપણે કહી નાખીશ. મૂંગા માણસના મનની વાત જાણનારો દુનિયામાં કોઈ છેજ નહિ. જે બોલે તેનાં બોર વેચાય. ત્યારે હવે લાજશરમ રાખવાથી કશો લાભ થવાનો નથી. માટે હવે હું મારૂં કાળજું કઠણ કરીને જે વખતે જે બોલવાનો પ્રસંગ ઊભો થશે, તે વખતે તે બોલ મારા સ્વામીને સંભળાવી દઈશ. તુકારામ કહે છે કે, હે મારા મન! તું ગભરાઈશ નહિ. સમર્થની સામે તો છાતી ઠોકીને ઊભા રહેવું.

**૩૨૧૨**–કોઈ એક સ્ત્રી પોતાના ધણીની સાથે એકાંતમાં ગુપ્ત

વાર્તાલાપ કરતી વખતે કહેવા લાગીઃ "મારા જેવી દુઃખી બીજી કોઇજ નથી. તમે તો બધો વખત ધંધામાં ને ધંધામાં રૂંધાયલા રહો છો અને ઘરનાં બધાં મને લબડધક્કે લે છે. તમે એકલા રાત-દહાડો મહેનત કરીને રળો છો, ઘરનાં બીજાં બધાં બેઠાંબેઠાં ચોરની પેઠે તમારૂં રળેલું ખાઈ જાય છે અને મારાં પોયરાં બિચારાં ભૂખે ટળવળે છે. તમને જન્મ આપનારી તમારી મા તો મારી ખરેખરી દુશ્મન છે. મારે તેને મોઢેથી બધો વખત કડવાં વેણુ સાંભળવાં પડે છે. દુષ્ટ વચન બોલતાં તે જરા પણ અચકાતી નથી અને મારી નણંદ તો વળી તેના મોઢામાં થૂંકે એવી છે. તે મારો નિત્ય દ્વેષજ કર્યા કરે છે. હવે તમેજ કહોને કે, મારે આ ઘરમાં જીવવું કેવી રીતે? તમારો ભાઈ જે મારો દિયેર થાય તે પણ મારી સાથે સારી રીતે બોલતો નથી. આ બધાંના હાથ નીચે મારાથી શી રીતે રહેવાય? મારી સાથે સંસારવ્યવહાર કરવાથી તમને સુખ મળે છે તે હું જાણું છું, પણ તમે એવા છો કે ગરજ પૂરી થઈ ગઈ એટલે પછી તું કોણ ને હું કોણ? હું તો મારો જીવ મૂઠીમાં લઇને જીવું છું, પણ તેની તમને નથી લાજ ને નથી શરમ. બસ, હવે હું તમને કહી દઉં છું કે, તમે જુદા થવાનું કબૂલ કરો તોજ હું તમારી સાથે સંસાર વહેવાર કરીશ, નહિતર હું તમને મારો જીવ આપીશ." તુકારામ કહે છે કે, તે પુરુષ કામને અધીન થઈ ગયો હતો તેથી તે બાયડી જેમ કહેતી ગઈ તેમ તે કરતો ગયો.

**૩૨૧૩**–પછી તે કામાતુર થઈ ગયેલો પુરુષ પેલી સ્રીને નીચે પ્રમાણે વિનવણી કરીને તેને મનાવવા લાગ્યોઃ "તું બધો વખત આમ ઉદાસ શા સારૂ રહે છે? જો મારાં માબાપ, બહેન, ભાઇ તને સતાવતાં હોય તો હું તેમનો ત્યાગ કરીશ. પછી છે કાંઇ? હું તેમનું ફરીથી કોઈવાર મોઢું પણ જોઉં તો મને તારાજ

જીવના સમ છે. ચાલ, કાલે સવાર થતાંજ આપણે જુદું ઘર માંડીશું. આ બાબત તું કહેતી હોય તો તું કહે તેવા સમ ખાવા હું તૈયાર છું. આપણે જુદાં થઇશું કે તરત હું તારે સારૂ બંગડીઓ અને બીજા બધા દરદાગીના ઘડાવીશ. તારા કરતાં મને બીજું કોણ વધારે વહાલું છે? તું તો મારી જીવજાન પ્યારી છે. તારે સારૂ ગળાની મોહનમાળા, હાથના બાજુબંધ, પગનાં સાંકળાં વગેરે નાના પ્રકારનાં ઘરેણાં ઘડાવીશ. અંબોડામાં ખોસવાનાં સોનાનાં ફૂલ પણ લઈ આપીશ. આ બાબત તદ્દન નિશ્ચિંત રહેજે. આ તો ઘરેણાંની વાત થઈ, પછી તારે માટે નાના પ્રકારની રંગબેરંગી સાડીઓ, ચોળીઓ બધુંજ તું કહીશ તેવાં આણી આપીશ." તુકારામ કહે છે કે, તે રાંડે પોતાના ધણીને સાવ ગધેડો બનાવી દીધેલો તેથી તે જેમ તેને હાંકતી તેમ તે હંકાતો હતો.

૩૨૧૪–કોડિયામાં દિવેટ મૂકીને તેને સળગાવીએ ત્યારે દીવો પ્રકટે અને અજવાળું થાય, પણ હીરાનો પ્રકાશ સ્વતઃ સિદ્ધ છે. તેને તેલ, દિવેટ વગેરેની ગરજ પડતી નથી. એક જણ ખૂબ મહેનત કરીને પૈસા સંપાદન કરે છે, ત્યારે બીજાને એમ ને એમ મળી જાય છે. બાપે સંઘરેલું ધન તેના છોકરાને વારસામાં મળે છે. ચંદનનાં લક્ષણ તેની સુગંધ વડે જણાય છે. એ ચંદન અને તેની સુગંધને એકબીજાથી પૃથક્ કરનારને ગધેડો જાણવો. તુકારામ કહે છે કે, જેના મનમાં હરિનામ ઉપર પ્રેમનું જોસ છે તેજ એકલો તરી જાય છે અને સૌ તેને વંદન કરે છે.

૩૨૧૫–જેનો દેવે અંગીકાર કર્યો તે સુખી થઇ ગયો જાણવો. બાકીના દુર્જનો ફક્ત પેટ ભરવાને સારૂજ ખાય છે. દેવનો અંગીકૃત ભક્ત જન્મમૃત્યુના ચક્કરમાંથી મુક્ત થઇ જાય છે. તુકારામ કહે છે કે, જે હરિનો દાસ થઈ ચૂક્યો છે તેનો કદી નાશજ થતો નથી.

૩૨૧૬–આજે મને ભંગિયો અડી ગયો તેથી મારૂં શરીર અપવિત્ર થઇ ગયું છે. આ બાબત મારા હૃદયમાં વિઠ્ઠલનું સ્મરણ કરીને હું તે આભડછેટનું પ્રાયશ્ચિત્ત કરી લઇશ. અંતઃકરણમાં ક્રોધનો ઉદય થવાથી મોઢા વાટે જે શબ્દો નીકળે છે તે નરક જેવા હોય છે. તુકારામ કહે છે કે, પશ્ચાત્તાપ રૂપી તીર્થમાં સ્નાન કરીને આત્મબોધરૂપી સૂર્યનાં દર્શન કરીએ ત્યારે તેની શુદ્ધિ થાય.

૩૨૧૭–હે હૃષીકેશી ! હવે તો મેં તારા ચરણ આગળ રહેવા માંડયું છે. તેથી મારે નિરંતર જાગૃત રહેવાની જરૂર નથી. આ જગ્યાની રીતજ એવી છે; કારણકે, અહીં ચોરનો ગજ વાગે એમ છે નહિ. તુકારામ કહે છે કે, હે દાતાર દેવ ! તેથી કરીને મારા મનનું સમાધાન થઇ ગયું છે.

૩૨૧૮–કૃપાળુ વિઠ્ઠલદેવે મારાં બધાં લાડકોડ પૂરાં કર્યાં છે. તે મારૂં અનેક જન્મો થયાં પોષણ કરતા આવેલા હોવાથી આખરે તેમના ચરણ આગળ મારો સત્કાર થયો છે. હવે હું તેમની પાસે મને મનભાવતું ખાવાનું માગી લઉં છું. તુકારામ કહે છે કે, હવે તો દેવ મને એક ક્ષણવારને સારૂ પણ પોતાની નજર આગળથી દૂર જવા દેતા નથી.

૩૨૧૯–જેઓ એક વાર પંઢરપુરની યાત્રા કરી આવ્યા હશે, તેઓ બીજી યાત્રાઓને બહુ મહત્ત્વ આપતા નથી. કારણકે, પંઢરપુરના રાજા જે અમારી માતાને ઠેકાણે છે તે, અતિ સુલભ છે અને ભક્તોની ઇચ્છાને પૂર્ણ કરે છે. જન્મજન્માંતરમાં જેણે પુણ્યના ઢગલા ને ઢગલા સંચિત કરી રાખ્યા હશે, તેજ પંઢરપુરનો વારકરી યાત્રાળુ બને છે. યાત્રા સમાપ્ત થયા પછી દેવને છેલવેલ્લા મળી લઇને તેમનો સંદેશો લઇને પાછા ઘેર જતી વખતે ભક્તોના પ્રાણ વલોવાઈ જાય છે અને તેઓ ડૂસકાં ભરીભરીને રડે છે.

પંઢરપુરથી વિદાય લેતી વખતે બધા યાત્રાળુઓ દહીં અને ભાતનું મંગલ ભોજન કરીને ત્યાંથી ચાલવા માંડે છે. કારણકે, એવું કર્યાથી ફરીથી પંઢરપુરનાં અને પાંડુરંગનાં દર્શન કરવાનું બની આવે છે. તુકારામ કહે છે કે, ભીમા નદીનો કિનારો એ તો પૃથ્વી ઉપરનું વૈકુંઠ છે.

**૩૨૨૦**–જે ગામના લોકોને એક બીજાની સાથે બનતું ન હોય તે ગામમાં સારા માણસે રહેવું નહિ. કારણકે, એવા ગામમાં એક ઘડી પછી શું થશે? તે કશું કહી શકાયજ નહિ. જે ગામમાં જરા અન્યાયી આચરણ કર્યું ન હોય અને છતાં જોરજુલમથી નિર્દોષને સજા કરવામાં આવે છે, જે ગામમાં લોકોને પુરાણો ઉ-પર વિશ્વાસ હોતો નથી અને ઘરઘરની પંચાયતો જમાવીને ભાંજગડો કરવા જેઓ બેસી જાય છે, જ્યાં દુષ્ટ લોકો સારા મા-ણસને રંજાડતા હોય ત્યારે બધા તમાશો જોયા કરે છે અને કોઈ કશું કહેતુંજ નથી; જ્યાં અવિચારી લોકોના હાથમાં સત્તા આપીને તેમને હાથે ગરીબ લોકોના ઉપર જોરજુલમ કરવામાં આવે છે; તુકારામ કહે છે કે, આવા ગામમાં રહેવા કરતાં ખાસી રીતે કોઈ પર્વતની ગુફામાં પડી રહેવું વધારે સારૂં છે.

**૩૨૨૧**–કોઈને કાંઈ સારી શિખામણ દઈએ ત્યારે તે નાકનું ટીચકું ચડાવે છે, પણ આવું કરવાથી આગળ જતાં શી ગતિ થશે, તેનો તેઓ વિચાર કરતા નથી. તેમને નરકની યાતનાઓ ભોગવવી પડશે અને પારકાની સત્તા નીચે રહેવું પડશે. જેમણે કેવળ અવગુણોનોજ સંગ્રહ કર્યો છે અને તેમનેજ હજી વળગી રહે છે; તુકારામ કહે છે કે, એવા જીવોની જડબુદ્ધિમાં સત્કર્મ કરવાનો વિચાર આવી શકતોજ નથી.

**૩૨૨૨**–ગોપીચંદનનાં દ્વાદશ તિલક કરીને શરીરે છાપાં

લગાડવાં એજ અમ વૈષ્ણવોનાં ઘરેણાં છે. આવા અલંકાર હું ધારણ કરીશ. કારણકે, એ બધાં મારા સ્વામી પાંડુરંગનાં આભૂષણો છે. મેં શ્રીહરિના સેવકોની આગળ અનન્ય ભાવે મારો જીવ વેચી દીધો છે. તુકારામ કહે છે કે, હું શૂરવીર બનીને સંસારની બહાર મેદાનમાં ઊતર્યો છું.

**૩૨૨૩**–વિષયાસક્ત જીવો પરમાર્થના કામમાં સફળ નહિ થાય. આ કામ એવું છે કે, ત્યાં ઉત્તમ નીતિ કે ઊંચું કુળ કશા કામમાં આવતાં નથી. ત્યાં તો પરમાર્થનું મૂળ બીજ જેને ભાવ કહે છે, તે શુદ્ધ હોવો જોઈએ. ચોટલી અને જનોઈ એ તો બ્રાહ્મણપણાનાં બહારનાં ચિહ્ન છે. તેમનું અભિમાન રાખીને જે દુરાચરણ કરશે તેને સજા થશે. તુકારામ કહે છે કે, નારાયણ કોઈ પણ જાતનું અભિમાન સાંખતા નથી.

**૩૨૨૪**–પૂર્વજોએ દાનમાં આપી દીધેલી ભોંય જે માણસ લોભને વશ થઈને પાછી લઈ લેવાનો વિચાર કરે છે, તે યમને ઘેર અગ્રપૂજાનો અધિકારી છે એમ જાણજો. મતલબ કે, એવા માણસને યમ ભારેમાં ભારે સજા કરે છે. તેઓ પોતાના બાપના અને મોસાળપક્ષના બેઉ તરફના પિતૃઓને લઈને નરકની અંદર જઈ પડે છે. તુકારામ કહે છે કે, કોટિ કલ્પપર્યંત તેમને ગરમ ગરમ લોખંડથી દઝાડવામાં આવે છે.

**૩૨૨૫**–કચેરીમાં જઈને જે જૂઠી શાહેદી પૂરશે તે મહાપાતકી અને પતિત છે. તે નરકની અંદર વાસ કરનારા લોકોમાં શ્રેષ્ઠ છે. તેને જ્યારે નરકમાં તરસ લાગશે ત્યારે રજસ્વલા સ્ત્રીનો રક્તસ્રાવ પીવો પડશે. તુકારામ કહે છે કે, આવા લોકો જન્મ્યા તે ફક્ત પોતાના કુળના કાળ થઈનેજ જન્મ્યા છે.

**૩૨૨૬**–એકસરખો ભાવ ન રાખતાં જે પાપાચરણ કરશે,

તેને દુઃખદાયક ફળ ભોગવવાં પડશે. જેઓ આવા દુરાચારી ચાંડાળ હશે તેમનો અંગીકાર કરે પણ કોણ ? તેમના વંશનો વેલો કદી વૃદ્ધિ પામતો નથી. તેમનું ઘર સ્મશાન જેવું થઇ જશે અને તેઓ પોતાના આખા કુળને કલંક લગાડશે. તુકારામ કહે છે કે, આવા લોકોની પાસેથી જેઓ દાનદક્ષિણા લેશે તેઓ પણ દુઃખી થશે અને અધોગતિએ જશે.

**૩૨૨૭**–પાપાચરણ કરતી વખતે તો વિચાર કર્યો નહિ અને હવે દીન બનીને કાલાવાલા કરે છે. જેમણે સ્ત્રીઓના અને પારકા ધનના લોભને વશ થઇને લોકોને જૂઠાજૂઠા ફસાવી માર્યા, જેઓ વિશ્વાસઘાત કરતાં જરા પણ અચકાયા નહિ; તુકારામ કહે છે કે, આવા પ્રાણીઓ જન્મ્યા તે નહિ જન્મ્યા જેવા હોઇ તેમનું જીવતર વ્યર્થ ગયું છે એમ સમજવું.

**૩૨૨૮**–પરાયા ધનને તફડાવી લેવાની દાનતવાળા લોકોએ જે ધન સંપાદન કર્યું હોય, તેમાંથી તેઓ દાન આપવા નીકળે ત્યારે તે દાન લેવું નહિ; કારણકે એવું દાન લેનારાઓ અધોગતિએ જાય છે. તેઓને તદ્દન નિરુપયોગી થઇ ગયેલા જાણવા. જેઓ સ્નાનસંધ્યા અને જપ કર્યાનું પુણ્ય વેચે છે અથવા બીજાને માટે તેમના પૈસા લઇને અનુષ્ઠાન કરે છે; તુકારામ કહે છે કે, તેઓ દાંભિક છે અને પોતાની ઇચ્છાથીજ નરકે જાય છે.

**૩૨૨૯**–હું બધો વખત નામકીર્તન અને હરિકથા એ બે કામ કરૂં છું. તેવું કરવાથી મારૂં મન બધો વખત સમાહિત અવસ્થામાં રહે છે. શ્રીહરિના સ્મરણના તમામ અલંકારો મેં મારા શરીર ઉપર ધારણ કરી રાખ્યા છે. તેમનાથી થતા આનંદની લહેરમાં હું આમતેમ ડોલું છું. હું ક્યાં છું ને ક્યાં નહિ તેનું મને ભાન રહેતું નથી. એવી વિદેહપણાની અવસ્થાનો અનુભવ હું

આ દેહમાં રહીને પણ ભોગવતો થયો છું. તુકારામ કહે છે કે, હું અગ્નિરૂપ અર્થાત્ બ્રહ્મરૂપ થઈ ગયો છું, તેથી કરીને પાપપુણ્યનો મળ મને લાગુ પડી શકશે નહિ.

**૩૨૩૦**–કેટલાક લોકો વારેઘડીએ યુદ્ધની વાતો કરે છે, પણ તે કયાંસુધી? જ્યાંસુધી શત્રુનું સૈન્ય સામે આવીને ઊભું રહ્યું ન હોય ત્યાંસુધીજ. દુશ્મનનું સૈન્ય જ્યાં આવેલું દીઠું એટલે તેમનું કાળજું ધડક ધડક થવા લાગે છે. જેઓ મરવાને તૈયાર થઈ બેઠા હોય એવા મરણિયા યોદ્ધાઓ એવે વખતે હાથમાં તલવાર લઈને શત્રુના ઉપર પ્રહાર કરવા મંડી જાય છે. આવી રીતે મનમાં સાચો અનુતાપ કરીને જેઓ બધો વખત હરિનામનો જપ કરતા રહે છે, તેમનાં માતાપિતાને ધન્ય છે. તુકારામ કહે છે કે, વૈષ્ણવોનાં વચન તલવારની ધારના જેવાં તીક્ષ્ણ હોય છે. તેઓ દુર્જનોનાં અંતઃકરણને ભેદી નાખે છે.

**૩૨૩૧**–દરિયાકિનારે રેતીનાં મેદાનોમાં ગંધર્વનગર દેખાય છે. તે એક ઘડીવાર પણ સ્થિર રહેતું નથી. તે જરાક પણ સ્થિર રહે તો ત્યાં જઈને વાસ કરીએ ને? આકાશનાં પુષ્પોની વગરદોરે માળા ગૂંથીને તેના વડે લક્ષ્મીનારાયણનું પૂજન કરીને તેમને પ્રસન્ન કરવાં, વંધ્યાના પુત્રનાં લગ્નનો ઠાઠ આપણી આંખે જોવો, મૃગજળનું પાણી પાઈને તાપથી તપેલા લોકોને શાંત કરવા; તુકારામ કહે છે કે, આ બધાં કામ જેવાં મિથ્યા છે, તેવાંજ દેહ સંબંધી ઇન્દ્રિયોના કર્મો પણ મિથ્યા છે. તે બધાંય તમે બ્રહ્માર્પણ કરી દઈને તમે પોતે બ્રહ્મરૂપ થઈ જાઓ.

**૩૨૩૨**–રખાત સ્ત્રીની સાથે વ્યભિચાર કરનારાઓના પૂર્વજો અધોગતિએ જાય છે, આવું હું બધા લોકોને કહું છું; પણ એ વાત ઉપર કોઈ લક્ષ આપતું નથી. અરે ભાઈ! તું આ વિષે

પાકો વિચાર કરી જો. આખરની ઘડીએ કોણ તારી વહારે આવશે? તુકારામ કહે છે કે, અલ્યા એ રાંડના જણ્યા! તું છેવટે યમલોકમાં જવાનો છે.

**૩૨૩૩**–અમે વિષ્ણુના સેવકો આ સંસારમાં ઘણાજ ભાગ્યવંત છીએ અને જેનો કદી પણ ભંગ ન થાય એવું ધૈર્ય અમે કેળવ્યું છે. અમે અમારી વિઠાબાઇમાનાં પદ ગાઇએ છીએ તેથી અમારી માતા પ્રસન્ન થાય છે અને જે જે પદાર્થો અમારી પાસે ન હોય તે અમને આણી આપીને અમારી ઇચ્છા પૂર્ણ કરે છે. તેનો પ્રેમ અમારા મનમાં બધો વખત તાજો ને તાજોજ રહે છે, તેથી કરીને તમામ પ્રકારનાં સુખ અમને અહીં બેઠાં બેઠાં આવી મળે છે. અમે અમારા સહજ સ્વભાવ પ્રમાણે જ્યાં રહીએ છીએ, ત્યાં ત્યાં બધે અમે શોભી ઊઠીએ છીએ. તમામ વાસનાઓનો મૂળ પાયો અમે ઉખાડી નાખ્યો છે, તેથી કરીને અમારાં તમામ પાપોનો નાશ થઈ ગયો છે. તુકારામ કહે છે કે, વિઠાબાઇ તમામ ભક્તજનોની માતા છે અને તે અમારા ઉપર હમેશાં પોતાની કૃપાની છાયા કરતી રહે છે.

**૩૨૩૪**–કેટલાક લોકો સાધુનો વેશ પહેરીને સૌને ઠગે છે અને બધેથી પૈસા ધૂતીને પોતાના ઘરનાં માણસોનું ભરણપોષણ કરે છે. જેમ પાંજરામાંનો પોપટ માણસના જેવા બોલ બોલે છે તેમ આ ઢોંગી સાધુઓ પણ પોતાનાં મધુર સંભાષણો વડે સ્ત્રીપુરુષોનાં મનને પ્રસન્ન કરે છે. નંદી બળદ જેમ તેના માલિકના કહ્યા પ્રમાણે ડોકું ધુણાવે છે અથવા નાટકના ખેલમાં સૂત્રધાર જેમ બોલાવે તેમ નટ અને નટીઓ બોલે છે; તેવી રીતે આ લોકો પણ તેમના ગુરુનું ભણાવેલું ગોખી મારીને બ્રહ્મજ્ઞાનની કથાઓ કરતા ફરે છે. તુકારામ કહે છે કે, હે દેવ! આવા કોરગાઓને ગમે

તેટલું કહીએ પણ તેમને લાજશરમ મળેજ નહિ. આગ પડો તેમની મહંતાઈના ઉપર !

**૩૨૩૫**–પોતાના શરીરમાં નાનાંનાનાં દેવદેવીઓનો પ્રવેશ કરાવીને જેઓ લોકોના ઉપર ઉપકાર કરવાનો દાવો કરે છે તેવા 'ભગત' લોકોના હાથ કેમ ભાગી પડતા નથી? વળી કોઇ કોઈ લોકો મંદિરને ઓટલે બેસીને પાસા વડે અથવા એવી તેવી રીતે લોકોને શુકનઅપશુકન બતાવે છે, તે પાપીઓ પાપમાં ખરડાઇ જાય છે. નાનાં છોકરાં એકીબેકીની રમત રમે છે ત્યારે સ્વાભાવિક રીતે કોઇ વાર એક દાવ પડે ને કોઈ વાર બીજો દાવ પડી જાય. હવે એમાંથી કોઇનું કાંઇ કામ થઇ જાય તો તેની આ ઢોંગના ઉપર શ્રદ્ધા જામી જાય અને તે બીજા લોકોને ફસાવવાના કામમાં કુહાડીનો હાથો થઈ જાય. આ લોકોએ જો દેવને વશ કર્યા હોય તો તેમનાંજ છોકરાં કેમ મરી જાય છે? તુકારામ કહે છે કે, જેઓ તીર્થના ઉપર અંગારા જેવા છે તેઓ શ્રીકૃષ્ણના ભક્ત હોયજ નહિ.

**૩૨૩૬**–જેમના ચિત્તમાં અભિમાન હોય તે દુષ્ટોને ગમે તેટલો પારમાર્થિક વિષયનો ઉપદેશ દઇએ તો પણ તે વ્યર્થ જવાનો અને ઉપદેશ દેનારને શ્રમ પડશે તે નફામાં. જેમ વિધવાના અંગ ઉપરનાં ઘરેણાં અને શણગાર વૃથા છે તેમ ખલ પુરુષોને ઉપદેશ દેવો વૃથા છે; કારણકે તે પાપીઓનાં મન તેમને કદી પણ શુદ્ધ આચરણ કરવા દેવાનાંજ નથી. તે અધર્મીઓનાં ચિત્ત હમેશાં દુશ્ચિત્ત હોય છે તેથી તેઓ ઉપદેશને કાને ધરતા નથી. ત્યારે તેમને નકામી તસ્દી આપ્યાથી શો ફાયદો છે? કોઈ એક ગધેડાના શરીરે ચંદનનો લેપ લગાડીએ અથવા ડુક્કરને કપાળે કેસરનું તિલક કરીએ તે જેમ વ્યર્થ છે તેવોજ ઉપર કહ્યા તેવા લોકોને

દીધેલો ઉપદેશ પણ વ્યર્થ સમજવો. વ્યભિચારીણી સ્ત્રી પોતાના ધણીને ધિક્કારે છે. હવે જો એવી બાયડીની આગળ પતિવ્રતા સ્ત્રીના ધર્મ કહી બતાવીએ તો તે માનવાનીજ નહિ; કારણકે તેના મનમાં તો નાના પ્રકારના ગંદા અને પાપી વિચારો ઘર કરી રહેલા છે. તુકારામ કહે છે કે, તેવી રીતે ભાવહીન લોકોની આગળ તેમના હિતનો ઉપદેશ દેનારના મગજને ખાલી પરિશ્રમ વેઠવો પડે છે.

**૩૨૩૭**–સામેથી સંતસાધુ આવતા હોય ત્યારે જાણે તેમને જોયાજ નથી એવો ઢોંગ કરીને કેટલાક લોકો બીજી બાજુએ નજર કરીને ચાલ્યા જાય છે, પણ તેજ લોકો પરાઈ સ્ત્રીને જોઈને તેના તરફ ખૂબ ચાહથી જોયા કરે છે. સંતોનાં અમૃતતુલ્ય વચનો સાંભળતાં તેમને કંટાળો આવે છે, પણ વેશ્યાઓનાં ગાયન સાંભળીને તેમના કાનને ટાઢક વળી જાય છે. હરિકથા સાંભળતી વખતે તેમને વારંવાર ઊંઘનાં ઝોકાં આવે છે પણ કોઈ રાંડના રૂપનું વર્ણન ખૂબ રસ લઈ લઈને સાંભળે છે અને જેટલું જાગવું પડે તેટલું જાગે છે. તુકારામ કહે છે કે, તમે મારા બોલ સાંભળીને મારા ઉપર ખીજવાશો નહિ; પણ સ્વભાવનું કશું ઓસડ નથી.

**૩૨૩૮**–આ આપણા દેવ (વિઠ્ઠલ) છે, તે અનાદિ છે, પુરાણા છે; ભોળા અને ભાવિક છે. પોતાના ભક્તો તેમને જેવા બનાવે તેવા પોતે બની જાય છે. એટલે પછી આપણને તેમના સેવકોને કોઇ પણ બાબતની ફિકર હોયજ નહિ અને ફરી ફરીને ગર્ભવાસ કરવાનો ભય પણ હોય નહિ. અમારે તો અમારી ઇચ્છા મુજબ બધો વખત હરિનામના જયઘોષ કરવા અને તમામ સુખોનો ભોગ કરવો. તુકારામ કહે છે કે, હું બધો વખત દેવની સંગતિમાંજ રહું છું, તેથી અમે એકબીજાને કદી ભૂલી શકતા નથી.

૩૨૩૯—હે દેવ! યોગાભ્યાસ કરવા જેટલી શક્તિ મારામાં છે નહિ અને બીજાં સાધનોની ક્રિયામાં પણ મને સમજણ પડતી નથી. ફક્ત તને મળવાનીજ મારા મનને એક લગની લાગી છે, પણ તારૂં ભજન કરવા જેટલી મારામાં શક્તિ નથી. ઓ બાપ પાંડુરંગ! તને આલિંગન દેવાને માટે મારા હૈયામાં તાલાવેલી લાગી છે, તે બધું હું તને શી રીતે કહી બતાવું? તુકારામ કહે છે કે, હે! દયાસિંધુ! તું જરા મને મોટાપણું રાખતાં શીખવી દે. તારા સિવાય હું બીજા કોને પૂછવા જાઉં?

૩૨૪૦—હે દેવ! મને તારી સેવાનું દાન દે. એજ આનંદ-દાયક ફળ છે. એટલા માટે એજ સર્વોત્તમ સુખ હું તારી પાસે વારેઘડીએ માગ્યા કરૂં છું. હે વિઠ્ઠલ! તું મને એવી સ્થિતિમાં રહેવા દે કે, જેથી કરીને હું જન્મોજન્મ તારૂં દાસત્વજ કર્યા કરૂં. એ સિવાય બીજી કોઈ ઇચ્છાને મારા મનમાં ઉત્પન્ન થવાજ ન દેતો; અને કદાચ ઉત્પન્ન થઇ આવે તો હે અનંત! તું તેને દાબી દેજે. મને બધી વાતે નિર્ભય કરી દઈને તારૂં સ્મરણ કરવાને માટે સદા તત્પર રાખજે અને હું તને એકઘડી વાર પણ ભૂલું નહિ એવું કરજે. તુકારામ કહે છે કે, હે દેવ! તું કલ્પવૃક્ષ છે તેથી કરીને હું જે જે ઇચ્છાઓ કરૂં છું તે બધી તું પૂર્ણ કરે છે.

૩૨૪૧—જ્યાં હરિના ભક્તો જન્મ ધારણ કરે છે તે કુળ અને તે આખો પ્રદેશ અતિ પવિત્ર થઈ જાય છે. તે વૈષ્ણવ ભક્તોનાં ધર્મકર્મ નારાયણરૂપ બની જવાથી તેમના વડે ત્રૈલોક્ય પાવન થઈ જાય છે. ઉત્તમ વર્ણાભિમાન રાખ્યાથી કોણ પવિત્ર થઈ ગયું તેનો એકાદ દાખલો મને ખોળી બતાવશો? પણ હરિભજનથી તો નીચ અને અંત્યજ જાતિના લોકો પણ તરી ગયા છે, અને પુરાણો તેમના ભાટચારણ થઈને તેમના યશ ગાય છે. સાચે ત્રા-

જવે તોલીને માલ વેચનારો વાણિયો, ગોરોબા નામનો કુંભાર અને રોહીદાસ નામનો મોચી એવા નીચ લોકો પણ હરિભજન કરીને તરી ગયા. મુસલમાનોમાં કબીર, મોમીન, લતીબશા વગેરે ભક્તો થઈ ગયા છે. સેના નામનો એક હજામ વિષ્ણુનો દાસ હતો, કાનોપાત્રા નામની એક નાચનારી, ખોદુ નામનો એક હીજડો અને દાદુ નામનો પિંજારો એ બધાંએ અભેદભાવે શ્રીહરિના ચરણનું ભજન કર્યું. ચોખામેળા અને બંકા એ જાતના અંત્યજ હતા, તેમની સાથે સર્વથી શ્રેષ્ઠ જે ઈશ્વર તેમણે ઐક્ય કર્યું અર્થાત્ તેમને પોતાની સાથે મેળવી દીધા. નામદેવની એક 'દાસી*' જનાબાઈ હતી, તેની સાથે બેસીને પાંડુરંગ જમતા હતા. ત્યારે એ જનાબાઈના પ્રતિ દેવનો કયી જાતનો ભાવ હશે? મૈરાળ જનક નામનો એક ભક્ત હતો. તેની જાત અને તેનું કુળ એવાં હતાં કે તે વિષે કાંઈજ ન કહેવું એ ઉત્તમ છે. તે આવો નીચ જાતિનો હોવા છતાં હરિના ભજનને પ્રતાપે કેવી શ્રેષ્ઠ પદવીને પામી ગયો? તેમનું માહાત્મ્ય એવું મોટું છે કે, મારાથી તેનું વર્ણન થઈ શકે એમ નથી. વિષ્ણુના સેવકોને માટે જાતિ, કુળ વગેરેનું કશું મહત્ત્વ નથી. વેદશાસ્ત્રનો પણ આવો સિદ્ધાંત છે. તુકારામ કહે છે કે, હરિનામથી કેટલાય પાતકીઓ તરી ગયા તેની મને પૂરી કલ્પના પણ નથી આવતી. આ બાબત વધારે જાણવાની જો તમારે ઇચ્છા હોય તો તમે બધા ગ્રંથો જોઈ વળજો.

**૩૨૪૨**–કોઠીમડાં પાકાં થવા આવે છે ત્યારે તેમની કડવાશ જતી રહે છે, અમારી પણ પાંડુરંગે એવીજ અવસ્થા કરી દીધી

* મરાઠીમાં અને સંસ્કૃતમાં 'દાસીનો' અર્થ રખાત થાય છે. ૩૨૩૨ મા પદમાં તથા બીજે અનેક ઠેકાણે તુકારામે 'દાસી' શબ્દ રખાતના અર્થમાં વાપર્યો છે. ત્યારે પ્રશ્ન એ છે કે, નામદેવ જેવા સંતને રખાત કેવી? —સેવાનંદ

છે. અમારા શરીરમાં અગાઉ કામ, ક્રોધ વગેરે વિકારો હતા તે બધાય મરી પરવાર્યા અને તેથી કરીને હવે અમારે માટે બધી સૃષ્ટિ આનંદરૂપ થઈ ગઈ છે. દેહાદિ પ્રપંચનું ભાન અને તે સંબંધી વિષયોનું અભાન : એ રીતે ભાન, અભાન, ભાવ અને અભાવ એ બધાંજ દ્વંદ્વો ટળી ગયાં અને આ મારો દેહજ પ્રત્યક્ષ પાંડુરંગ સ્વરૂપ બની ગયો છે! તુકારામ કહે છે કે, આવી અવસ્થા જેમને પ્રાપ્ત થઈ હોય તેમને ભાગ્યવંત જાણવા અને સંસારમાં જન્મ લેવાનો આજ હેતુ હોવો જોઈએ.

**૩૨૪૩**--હે મનુષ્યો! નરદેહ ધારણ કર્યાની સાચી સાર્થકતા શામાં છે, તેનો વિચાર કરવો અને હરિના ભજનમાં દૃઢ રહેવું. તમારું ચિત્ત જે ચંચળ છે, તેને એક વિષયમાં સ્થિર કરી દેવું અને તેને સંતોના ચરણમાં લીન કરી રાખવું. હરિના પ્રત્યે મનમાં દૃઢ નિશ્ચય કરીને એક ભાવને ધારણ કરવો. આવું કર્યાથી તમે સંસારના ભયને દેશવટો આપી શકશો. હરિનામ સિવાય આ દુનિયામાં બીજું વધારે સરળ અને સુલભ સાધન છેજ નહિ, એટલા માટે બધો વખત પ્રેમ સહિત તેનો ઉચ્ચાર કરતા રહેવું. તુકારામ કહે છે કે, જેમણે આવો મેરુપર્વતના જેવો દૃઢ નિશ્ચય કરી લીધો છે તેમના આખા કુળને ધન્ય છે.

**૩૨૪૪**--જુવાર, મકાઈ આદિ ધાન્યને શેકી તેની ધાણી બનાવી દીધા પછી તેમાંથી નવા ફણગા ફૂટતા નથી, તેવી રીતે જે મારાં જન્મમરણનાં બીજ છે તેમને શેકીને મેં તેમની ધાણી બનાવી દીધી છે, તેથી કરીને હવે મારે માટે જન્મમરણનો સંભવ રહ્યો નથી. મારું શરીર પ્રત્યક્ષ દેવરૂપજ બની ગયું છે, તેથી કરીને કોઈપણ નાશવંત આકૃતિને માટે મારી પાસે હવે સ્થાનજ રહ્યું નથી. શેરડીના રસમાંથી એક વાર ખાંડ તૈયાર થઈ ગઈ એટલે તે

ખાંડની પાછી શેરડી બની શકતી નથી, તેવી રીતે મારે પણ ફ-રીથી ગર્ભવાસ કરવો પડશે નહિ. તુકારામ કહે છે કે, ભૂતમાત્રમાં પાંડુરંગનો વાસ છે એવો પૂર્ણ અનુભવયુક્ત વૈરાગ્ય મને પ્રાપ્ત થયો છે.

**૩૨૪૫**—પુંડલીકરાયે વૈકુંઠવાસી દેવને આ પૃથ્વીના ઉપર ખેંચી આણ્યા તેટલા માટે તે સૌ ભક્તોમાં શ્રેષ્ઠ છે. તેમનું ધૈર્ય કેટલું ઊંચા પ્રકારનું હોવું જોઇએ કે જેના વડે તે તમામ ભક્તોમાં શ્રેષ્ઠ ગણાય છે અને પુણ્યવાનોમાં તે પોતાના એક નિશ્ચયની પુણ્યશક્તિ વડે શ્રેષ્ઠ, પુણ્યવાન અને અતિ પવિત્ર બની ગયા છે. આ પાંડુરંગરૂપી મહાનિધિ તેને તેના બાપની સેવાના ફળરૂપે પ્રાપ્ત થયો હતો. તેજ સનાતન બ્રહ્મ પાંડુરંગ તેની સાથે ને સાથે રહેતા થઈ ગયા છે. વૈકુંઠાધિપતિ દેવ જેના ઘરમાં પરોણા થઇને રહ્યા છે, તે તેની સાથે નિત્ય પ્રેમોલ્લાસપૂર્વક ક્રીડા કરતા હશે, આલિંગન દેતા હશે અને બધાજ પ્રેમના વ્યવહાર કરતા હશે. તુકારામ કહે છે કે, એવા પુંડલીકરાયના ચરણ આગળ ચારે પ્રકારની મુક્તિઓ આળોટયા કરે છે, તેમની શક્તિ ઘણી મોટી છે, પણ તેને માટે તેમની ભક્તિનેજ ધન્યવાદ દેવો ઘટે છે.

**૩૨૪૬**—કસ્તૂરી-મૃગની ડૂંટીમાં કસ્તૂરી પેદા થાય છે, પણ તેની સુવાસનું તેને પોતાને ભાન હોતું નથી; પણ ભાગ્યવાન લોકો દ્રવ્ય ખરચીને કસ્તૂરી ખરીદે છે અને બીજા બધા તો કસ્તૂરીનો ભાર ઊંચકીને ફરે એટલુંજ. ચંદ્રમાં અમૃતની ઉત્પત્તિ થાય છે, તેનાથી ચકોર પક્ષીને તૃપ્તિ થાય છે અને તેના દ્વારા કમળ પુષ્પમાં સુગંધની ઉત્પત્તિ થાય છે, જેનો ભમરા ભોગ કરી જાણે છે. અમૂલ્ય રત્ન કોઈ પરીક્ષકની આગળ આવી પડે તો તેની કિંમત આંકી શકે છે. તેવી રીતે જે વસ્તુનો જે અધિકારી હોય તે પોત-

પોતાની કુશળતા પ્રમાણે તે વસ્તુનો સ્વીકાર કરી શકે છે. તુકારામ કહે છે કે, આંધળાના હાથમાં મોતી આવી પડે તો તેને મન તે વ્યર્થ છે કેમકે તે તેનો કશો ઉપયોગ કરી શકતો નથી. આ ઉપરથી સમજી લેવું જોઇએ કે જે વસ્તુને માટે જેનો અધિકારજ ન હોય તેને તે વસ્તુ કશા ખપની નથી.

૩૨૪૭–પોતાના મનમાં આવે તેવાં આચરણ કરે અને છતાં પોતાને સાધુ કહેવડાવે એવા કેટલાક લોકો હોય છે. તેઓ સર્વાંગે રાખોડી ચોળે છે અને લોકોની આંખચોરીએ પાપાચરણ કરતા જાય છે. દુનિયાની આગળ વૈરાગ્યનો દેખાવ કરીને જેઓ વિષયસુખ ભોગવે છે, તુકારામ કહે છે કે, આગ પડો તેમની સોબતના ઉપર ! આવા લોકોને કેટલી વાર કહીએ ?

૩૨૪૮–રજોગુણનો રંગ રાતો હોય છે, સત્ત્વગુણનો ધોળો અને તમોગુણનો રંગ કાળો હોય છે. શુદ્ધ સત્ત્વનો રંગ પીળો હોય છે. પ્રત્યેક ગુણના આવા રંગ અથવા એવા રંગનું તેજ હોય છે. પણ એ બધા રંગોથી તદ્દન જુદું એવું ચિન્માત્ર ( જ્ઞાનમાત્ર )નું કાજળ મારા ગુરુએ મારી બુદ્ધિરૂપી આંખોમાં આંજ્યું. તે અંજનની અસરથી મારી બુદ્ધિરૂપી દૃષ્ટિની ઉપર જામેલા મળ, વિક્ષેપ અને આવરણ એ ત્રણે દોષ ટળી ગયા અને મારી દિવ્ય દૃષ્ટિ થઈ ગઈ. તેથી દ્વૈત અને અદ્વૈત એવી કલ્પનાજ મારે માટે રહી નહિ. દેશપરિચ્છેદ, કાળપરિચ્છેદ અને વસ્તુપરિચ્છેદ એ ત્રણે ટળી ગયા અને આખું વિશ્વ મારી આંખ આગળ આત્મારૂપે પ્રકાશિત થઈ ગયું. પ્રપંચનું તો નામનિશાન પણ રહ્યું નહિ. એક પરબ્રહ્મજ અવશિષ્ટ રહી ગયો અને अहं ब्रह्म सोऽहं ब्रह्म એવી ભાવનાનો અભ્યાસ કરતાં કરતાં મને દૃઢ અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત થઈ ગયું. તુકારામ કહે છે કે, तत्त्वमसि એ મહાવાકયનો વિચાર કરતાં કરતાં

સંપૂર્ણ બ્રહ્માનંદ હું પોતેજ બની ગયો.

**૩૨૪૯**—હું મારી મરજીમાં આવશે તેને માન આપીશ અને મારી મરજી નહિ હોય તો નહિ આપું. બાકી રાજા અને રંક બેઉ મારા મનથી બરાબર છે. હું જ્યારે મારા દેહના પ્રતિ ઉદાસીન ભાવ રાખું છું, ત્યારે બીજાની બે આંખની શરમ રાખવાનું ગારે કારણજ શું છે? તુકારામ કહે છે કે, હું તો હવે મારી સહજ લીલા પ્રમાણે રમત રમી રહ્યો છું, તેથી કરીને હું સુખ અને દુઃખ બેઉનાથી આઘો જતો રહ્યો છું.

**૩૨૫૦**—એક વાર નામદેવ યાત્રાએ નીકળ્યા હતા. રસ્તામાં આંવઢે નામનું ગામ આવ્યું. ત્યાં નામદેવે કીર્તન કરવા માંડ્યું. તે સાંભળવાને સારૂ તે ગામના દેવે દેવળ સહિત પોતાનું મોઢું નામદેવના ભાણી ફેરવ્યું અને તેમને હાથે પાંડુરંગની મૂર્તિએ દૂધ પીધું હતું એ વાત જગતમાં સૌને જાણીતી છે. નરસિંહ મહેતાએ દેવના નામ પર દ્વારકામાં હુંડી લખેલી તેના નાણાં દેવે ચૂકવી આપ્યાં. ધનાજી જાટે પોતાના ઘરમાં વાવેતરને માટે સંઘરી રાખેલા દાણા સંતસાધુઓને જમાડવામાં વાપરી નાખ્યા, તેથી દેવે તેમના ખેતરમાં પોતેજ બીજ લાવીને વાવેતર કરી આપ્યું. મીરાંબાઈનો ઝેરનો પ્યાલો ભગવાન પી ગયા. લાખોબા નામનો એક નટ દોરડા ઉપર નાચવાનો ખેલ કરતો હતો, તે વખતે તેનો ભાઈ દોરડા ઉપરથી પડીને મરી ગયો, ત્યારે તેના વતી ઢોલ વગાડવાનું કામ કર્યું. કબીરને ઘેર દેવે કપડાં વણ્યાં અને ગોરોબા કુંભારનો છોકરો હરિકીર્તન વખતે નાચતાં નાચતાં મરણ પામ્યો તેને દેવે જીવતો કર્યો. તુકારામ કહે છે કે, હે પંઢરીરાય! તેવી રીતે તમે મારા ઉપર પણ દયા કરો એવી હું તમને વારંવાર વિનંતી કરૂં છું.

**૩૨૫૧**–જ્યાં દૃશ્યાકાર વિશ્વ છેજ નહિ એવા નિરાકાર નિર્મળ સ્વરૂપમાં હું મારૂં ઘર બાંધીને ત્યાં નિરંતર વાસ કરૂં છું. જ્યાં વિશ્વાભાસ છેજ નહિ એવા મારા સ્વરૂપની સાથે સમરસ બનીને અખંડ ઐક્યમાં હું સ્થિતિ કરીને રહું છું. તુકારામ કહે છે કે, આવી રીતે હું તદ્રૂપ થઈને નિર્મળ અને અવિનાશી બની ગયેલો હોવાથી મારામાં અહંભાવ રહ્યો નથી.

**૩૨૫૨**–મારામાં ભેદાત્મક દેહબુદ્ધિ અને સંશય હતાં તેનો પાંડુરંગે નાશ કરી દીધો એ તેમણે મારા ઉપર કૃપા કરી છે. ત્યાર પછી તેમણે જીવ અને શિવની એકતા કરીને આનંદ સહિત ૐ-કારરૂપ શ્રીહરિપદમાં મને લઈ જઈને બેસાડી દીધો. તુકારામ કહે છે કે, તે માતાએ મુજ બાળકને પોતાના આત્મસ્વરૂપમાં સ્થિર કરી દીધો અને પછી મને અનાહત ધ્વનિનાં હાલરડાં ગાવા લાગી.

**૩૨૫૩**–નાના પ્રકારના મતવાદીઓ શબ્દોની વ્યુત્પત્તિ કરીને તેમના જુદા જુદા અર્થ કરી બતાવે છે અને અનેક ગ્રંથોના વિષે પ્રવચન કરીને પોતાની વક્તૃત્વશક્તિનું પ્રદર્શન કરે છે. પણ મારા વિઠોબાની પ્રાપ્તિ કરવાનું રહસ્ય તેમનાથી ઘણુંજ દૂર છે. તે રહસ્ય જે સમજી જાય તેનામાં દેહભાવ રહે નહિ. યાગ, યજ્ઞ, જપ, તપ, વ્રત અને અનુષ્ઠાન એમનાદ્વારા વિઠ્ઠલની પ્રાપ્તિનો મર્મ હાથ લાગતો નથી અને ધ્યેય, ધ્યાતા અને ધ્યાન એ ત્રિપુટીની પેલી પાર ઘણે આઘે તે મર્મ રહેલો છે. તુકારામ કહે છે કે, તેને માટે ચિત્તમાં ઉપરતિ થવી જોઈએ અને રોમેરોમ હરિપ્રેમ વ્યાપી જવો જોઈએ. દેવની પ્રાપ્તિનો સાચો મર્મ આ એકજ છે.

**૩૨૫૪**–તે મર્મ શબ્દને આધીન નથી પણ શબ્દની સીમાની પેલે પાર ઘણે દૂર છે. સ્વરૂપનો અનુભવ કોઈ મંત્રતંત્ર વડે થઈ શકતો નથી. આપણા મનની અંદર સુખ અને દુઃખના તરંગ

ઉત્પન્ન થાય છે, તેના ધક્કાને લીધે કામક્રોધ આદિ વિકારો ઊછળી પડે છે. જેના ચિત્તમાં ઉપરતિ પેદા થઈ ન હોય તેની ભક્તિનો વિઠોબાના ચરણ આગળ સ્વીકાર થતો નથી. તુકારામ કહે છે કે, દેહભાવનું નિરસન કરીને શ્રીહરિનું ચિંતન કરવું. તેમ કરવાથી તદ્રૂપતા થઇ જાય છે; અને પછી તો સુખનો કાંઈ પારજ રહેતો નથી.

**૩૨૫૫**–દેવ પોતના ભક્તોની બોધપરંપરાની વંશાવળીની પરબારી શોધ કરીને તેમના કુળનું સ્મરણ કરે છે. અમે હરિના દાસ છીએ, એવું જેઓ કહે છે તેઓ પોતાના ગણાવેલા ભક્તોની ચાલી આવેલી બોધપરંપરા આગળ ઉપર કેવી રીતે ચાલુ રહેશે તેને વિષે ચિંતા રાખીને દેવ જે પોતાનું સ્વરૂપ છે તેનો અર્થાત્ જીવ અને પરમાત્માના તાત્ત્વિક અભેદનો મારા જીવાત્માને બોધ દે છે–તેને પોતાના સ્વરૂપની બાબતનો બોધ દે છે. ત્યાં એક ચિન્મય સ્વરૂપતાનું છત્ર પ્રકાશે છે અને સંકલ્પવિકલ્પાત્મક મન રહિત સ્વરૂપસ્થિતિમાં **સોઽહમ્** અનાહત ધ્વનિ ઉત્પન્ન થાય છે અને એજ જાણે કોઈ ડંકાનો અવાજ થતો હોય તેમ છેક ઉપર મસ્તકાકાશમાં ગાજે છે. તુકારામ કહે છે કે,મારા સ્વામી જે દેવ છે તે પોતાના દાસને અતિ પ્રેમ સહિત નિજાત્મપદમાં સ્થિર કરવાનો આનંદોલ્લાસ માણે છે.

**૩૨૫૬**–આત્મસ્વરૂપ પ્રવૃત્તિ અને નિવૃત્તિ બેઉ ધર્મોથી રહિત છે. આવા તેના નિર્ધર્મ સ્વરૂપનો વિચાર કરીને પ્રવૃત્તિ અને તેની સાપેક્ષ નિવૃત્તિ એ બેઉને વિષેની કલ્પનાનું નિરસન થઈ ગયા પછી, શુદ્ધ નિર્ધર્મ આત્મસ્વરૂપનું રસાયન તૈયાર થઇને ફક્ત તેજ એટલું અવશિષ્ટ રહી જાય છે. આવો વ્યવસ્થિત નિર્ણય જ્ઞાનાગ્નિ વડે આત્મસાક્ષાત્કાર કરવાને વાસ્તે કર્યો છે. તે દ્વારા સ્વતઃ-સિદ્ધ બ્રહ્મરસનું ભોજન પ્રકટ થઈ જાય છે અને તે હુંજ છું એવા

અનુભવના મુખથી મેં બ્રહ્મરસનો સ્વાદ ચાખ્યો. આવી રીતે અનુભવરૂપ મોઢા વડે બ્રહ્મરસરૂપી ભોજન ને કોળિયે કોળિયે નિજધ્યાસ સાધનાનો અભ્યાસ કર્યાથી જીવ અને પરમાત્મા બેઉ એક છે એવો સંશયરહિત અનુભવ થાય છે અને તે ક્ષણેજ તે બેઉની પરસ્પર એકતા અને સમરસતા સધાઈ જાય છે. તુકારામ કહે છે કે, મને જે ભવરોગ લાગુ પડ્યો હતો તે ટળી ગયો છે, મને સર્વાંગે આરોગ્યની પ્રાપ્તિ થઈ છે અને હું નિજાત્મસુખની મસ્તીથી સુશોભિત થઈ ગયો છું.

**૩૨૫૭**-હે દેવ! તારૂં શ્યામસુંદર મનમોહક સુકોમળ સ્વરૂપ મને સ્વપ્નમાં પણ જોવા મળતું નથી! તે સ્વરૂપ ચતુર્ભુજ છે, તેના ગળામાં એક સેરની મોતીની માળા છે અને કપાળે કસ્તૂરીનું તિલક છે; હાથમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ એ ચાર આયુધ ધારણ કર્યાં છે અને બેઉ કાનમાં કુંડળ શોભી રહ્યાં છે. તુકારામ કહે છે કે, હે પાંડુરંગા! હે દયાળુ માતા! તું તારા આ રૂપનું મને સ્વપ્નમાં તો દર્શન કરાવ.

**૩૨૫૮**-કીર્તનમાં એક વાર બેઠા પછી ભલે સાત સાત દિવસની લાંઘણ કરવી પડે તો કરવી પણ ત્યાંથી ઊઠીને ઊભા થવું નહિ. ત્યાં માથું ફૂટવાનું હોય તો ભલે તે ફૂટી જાઓ અને શરીરના ટુકડા થવાના હોય તો થઈ જાઓ, પણ નામની ગર્જના છોડવી નહિ તે નહિજ. ભલેને શરીરના બેત્રણ કટકા થઈ જાય પણ હરિકીર્તનના રંગમાં ભંગ થવા દેવો નહિ. તુકારામ કહે છે કે, જ્યાં નામકીર્તન કરવાનો આવો દૃઢ નિશ્ચય કરીને લોકો કીર્તન કરવા બેઠા હોય ત્યાં સદાકાળ દેવનો વાસ હોય છે.

**૩૨૫૯**-કોઇએક હીજડો લશ્કરમાં સિપાઇ થઇને લડાઈમાં જઇ આવ્યો. ત્યાંથી પાછા આવ્યા બાદ લોકોને કહેવા લાગ્યો કે,

"મારા એક હાથમાં ઢાલ અને બીજા હાથમાં તલવાર, એમ મારા બે હાથ તો રોકાઇ ગયેલા હતા. તેથી હું લડું કેવી રીતે? હાથ છૂટા થાય તો લડુંને? વળી મારે શરીરે બખ્તર, માથે ટોપ અને કેડે પટો એ બધાંનો મારે એટલો બધો ભાર ઊંચકવો પડતો કે આના કરતાં તો મોત આવે તો સારૂં. વળી અધૂરામાં પૂરૂં પાછો મને એક મોટો ઘોડો સવારી કરવાને આપ્યો. હવે હું તે ઘોડાને કાબૂમાં રાખું કે શત્રુના ઉપર ધસારો કરૂં? એ કામ શી રીતે થાય?" શત્રુની સાથે લડવું એજ પોતાની જાતના રક્ષણનો સારામાં સારો ઉપાય હતો છતાં તેને અપાય માનીને દુઃખ અને શોકથી હાયહાય કરવા લાગ્યો. તુકારામ કહે છે કે, એ રીતે આ બધા લોકો પણ પોતેજ પરબ્રહ્મરૂપ હોવા છતાં સંતચરણરૂપી આશ્રયસ્થાનની ખૂબી સમજતા નથી, તેથી કરીને તેમની મૂર્ખતાનો પારજ નથી.

**૩૨૬૦**—આખું ત્રૈલોક્ય પવિત્ર પાંડુરંગથી ભરપૂર છે, તેજ પાંડુરંગની સ્તુતિ હું મારી પહેલી ઓવી (પદ)માં ગાઇશ. મને સૌ જનોમાં અને વનમાં પણ પાંડુરંગનું દર્શન થાય છે. એવું થવાથી મારામાં દ્વૈતભાવ રહ્યો નથી અને તેથી બીજી ઓવી ગાવાનું મારાથી બની શકતું નથી. સૌ જનોમાં અને વનમાં મને એકલા દેવનું દર્શન થાય છે, તેથી મારી ત્રીજી ઓવી શોધી જડતી નથી. પ્રપંચ માત્રનો નાશ થવા બેઠો છે, તેથી ચોથી ઓવી પાંડુરંગ દેવ પોતે ગાશે. મારી પાંચમી ઓવી મારાં માબાપ પાંડુરંગજ સદાકાળ ગાયા કરે છે. મારી છઠ્ઠી ઓવી પાંડુરંગસ્વરૂપ મારા ગુરુની મૂર્તિ, જેમને વિષે વિચાર કરતાં છ દર્શનોનું પણ કાંઈ વળતું નથી; પણ જેમનું મને દર્શન થયું છે તેજ ગાયા કરે છે. તે પાંડુરંગના સ્વરૂપ વડે મારી આંખો ભરાઇ ગઇ છે,તેથી કરીને મારી સાતમી ઓવીમાં મેં તેમનુંજ વારંવાર સ્મરણ કર્યું છે. ચંદ્રભાગાને કિનારે જે પાંડુરંગ અઠ્ઠાવીસ યુગ થયાં ઊભા ને ઊભા રહ્યા છે તેમને વિષે મેં

મારી આઠમી ઓવીમાં ગાયું છે. હવે મારા જન્મમૃત્યુરૂપી દુઃખનો છેડો આવી ગયો છે અને જેની સહાયતાથી આ સંસારમાં મારે ફરીથી મૃત્યુને શરણ થવું નહિ પડે તેને વિષે હું મારી નવમી ઓવીમાં ગાઇશ. તુકારામ કહે છે કે, હું મારી દસમી ઓવીમાં દસ અવતારની સ્તુતિ કરૂં છું, તેથી મારે જન્મમૃત્યુરૂપી સંસારમાં આવવું નહિ પડે.

૩૨૬૧–હે મનુષ્ય! અનેક જન્મોમાં ભટકયા પછી છેક છેવટે મનુષ્ય દેહ તારે હાથ આવ્યો છે. માટે હવે તું દેવને તારા પોતાના બનાવી દે. ઓ મારા બાપ! જે દ્રવ્યની અંદર પંદર જાતના અનર્થ ભર્યા છે, તેને તું વેગળું ફેંકી દેજે અને જે પ્રવૃત્તિ કરવાથી તારૂં પોતાનું કલ્યાણ થાય અને જે તારો સાચો સ્વાર્થ છે તેને તું સિદ્ધ કરી લેજે. હવે તું કલ્પનાઓ કરવાનો અશુભ માર્ગ છોડી દેજે અને પંઢરપુરના સરળ રસ્તે વળી જજે, તેમાંજ તારૂં ભલું છે. તું પંઢરપુર જઇને ઇંટના ઉપર ઊભેલા દેવના રૂપનું દર્શન કરજે. એમાંજ તારૂં બધું સુખ રહેલું છે અને તે તું પ્રાપ્ત કરી લેજે. તુકારામ કહે છે કે, જે આનંદનું મૂળ છે તે ઇંટના ઉપર છટાથી ઊભા છે અને તેમનાજ નામકીર્તનનાં પદ હું ગાયા કરૂં છું.

૩૨૬૨–હું કેટલી કેટલી શિખામણો દઉં છું, પણ વેશ્યાના જણેલા લોકો સાંભળતાજ નથી. પણ અલ્યા ઓ છિનાળના પેટનાઓ! આખરે જ્યારે યમ તમારી ઝડતી લેશે ત્યારે તમે પોક મૂકીને રડશો. અરે! તમે રાંડોની સોબત છોડી દો–અલ્યા! તમે રાંડોની સોબત છોડી દો. તમે જો મારૂં કહેણ નહિ માનો તો યમ તમને નરકમાં નાખી દેશે. તુકારામ કહે છે કે, જ્યારે તમને દેવની પણ ગરજ નથી ત્યારે છેવટે એક દહાડો કાળ તમારી ખોપરી ફોડી નાખશે.

**૩૨૬૩**–હે દેવ! સ્વર્ગમાં રહેનારા અમર દેવો પણ મૃત્યુ-લોકમાં જન્મ ધારણ કરવાની ઇચ્છા રાખે છે. દેવ લોકો કહે છે કે, અમે હરિકીર્તન થતાં હશે ત્યાં જઇશું અને નારાયણનાં અનંત નામ મધુર સ્વરથી ગાઇને જીવન્મુક્ત બની જઇશું. વૈકુંઠના રહે-વાસીઓ પોતાને ત્યાં હરિના ભક્તો ક્યારે આવી પહોંચે તેનીજ વાટ જોયા કરે છે. તેવી રીતે પોતાના બેઉ હાથ જોડીને યમધર્મ પણ સદાકાળ રાહ જોયાજ કરે છે કે ક્યારે હરિના ભક્તો પધારે તો અમે તેમનું પૂજન કરીએ. તુકારામ કહે છે કે, ભાવિક ભક્તોને માટે ભવસિંધુને તરી જવાનું ઉત્તમોત્તમ અને સૌ સાધનોના સારરૂપ સાધન એક હરિનામનો મંત્રજ છે.

**૩૨૬૪**–ઈંટના ઉપર ઊભેલા આ દેવ વિશ્વવ્યાપક છે અને તેનું પાલનપોષણ કરનારા છે અને આ સ્થાવરજંગમ પ્રાણીપદાર્થ-યુક્ત વિશ્વ તેમનામાંથી ઉત્પન્ન થયું છે. તેજ પંઢરપુરના અધીશ્વર થઇને ઇંટના ઉપર ઊભા રહ્યા છે, માટે મનમાં તેમના ચરણનું સદાકાળ સ્મરણ કરતા રહેવું. સૌનું મુખ્ય આશ્રયસ્થાન એજ છે. તેમના અંશમાંથી સૌ દેવદેવીઓની ઉત્પત્તિ થઇ છે. તુકારામ કહે છે કે, જો તમે મનમાં ભેદભાવનાને પોષણ આપશો તો ઊલટું પાપ લાગશે. તમારે અનેક દેવદેવીઓનું ભજન કરવાનો વિચા-રજ ન કરવો.

**૩૨૬૫**–પંઢરપુર તો અમારી જાગીર છે. ત્યાં થઇને ભીમા નામની પવિત્ર નદી વહી જાય છે અને તેને કાંઠે મારૂં ઘર છે. પાંડુરંગ મારા પિતા છે અને રખુમાઈ મારી માતા છે. મનનશીલ પુંડલીકરાય મારા બંધુ અને ચંદ્રભાગા મારી બહેન છે. તુકારામ કહે છે કે, આવો હું એક જૂનો જાગીરદાર છું, તેથી તો દેવે મને પોતાના ચરણ આગળ રહેવાની જગ્યા આપી દીધી છે.

૩૨૬૬-નદી જ્યારે સમુદ્રને મળવા જાય અને સમુદ્ર તેને જગ્યા આપે નહિ ત્યારે નદીએ જવું ક્યાં, તે હે પંઢરીરાય! તમેજ કહો. પાણીજ તેની અંદર જીવનારાં જળચર જંતુઓ ઉપર રૂઠે અને મા પોતાનાજ બાળકને પોતાની પાસેથી કાઢી મૂકે ત્યારે તેમણે શું કરવું અને કયાં જવું? તુકારામ કહે છે કે, હે દેવ! તેજ પ્રમાણે હું તારૂં શરણ માગતો આવ્યો છું અને તું તો મારી સાથે બોલતો પણ નથી, ત્યારે હવે તને છોડીને મારે જવું કયાં?

૩૨૬૭-વેઠિયાના જેવો મનમાં ભાવ રાખીને હું વ્યર્થ ઉપાય કરૂં એવો નથી. હું તો દેવના રૂપને મારા અંતઃકરણમાં ધારણ કરી રાખીશ અને મારી તમામ ફિકરચિંતાઓ હું તેને માથે નાખી દઈશ. જેમ કૃપણ બધો વખત પોતાના પૈસાનોજ હિસાબ ગણ્યા કરે છે તેમ હું પણ દેવને એક ક્ષણવારને માટે વિસારી દેવાનો નથી. તુકારામ કહે છે કે, હે જગદીશ! તમે સદાકાળ મારી પાસે ને પાસે રહો એવી મારી ઇચ્છા છે.

૩૨૬૮-જેને મોઢે બધો વખત હરિનું નામ રમી રહ્યું હોય છે, તે તમામ પ્રકારના સુખનો અધિકારી છે. હરિનું નામ જેના મોઢામાં છે તે સર્વથી સર્વાંગે શ્રેષ્ઠ છે. વેદ અને પુરાણ પોતાના હાથ ઊંચા કરીને આવો નિર્ણય જાહેર કરે છે. તે તમારે જોવું હોય તો તે તે ગ્રંથોમાં જોઈ લેજો. તુકારામ કહે છે કે, મને તો એ વિષે પૂરી ખાતરી છે અને લેશ માત્ર સંશય નથી.

૩૨૬૯-જેને શરીરે કોઢ નીકળ્યો હોય છે, તે ગોરો ગોરો દેખાય છે. અહંકારયુક્ત જ્ઞાનને પણ એવુંજ સમજી લેવું. જેમ કોઢિયા માણસની પાસે જઈને બેસવાથી મનને કંટાળો આવે છે, તેમ જ્ઞાનાભિમાનીની પાસે જવાથી મનને શાંતિ થતી નથી. અહંકારી માણસનું જ્ઞાન એ તો મુડદાના શરીરના ઉપર પહેરા-

વેલાં ઘરેણાં જેવું છે. તુકારામ કહે છે કે, દેહાત્મબુદ્ધિયુક્ત ચેષ્ટાઓ કરવી અને વિષ્ટા ખાવી એ બેઉ બરાબર છે.

૩૨૭૦–કામધેનુના વાછરડાને ખાવાનું મળતું નથી, એવું કોઇ કહે તો તે બોલ તેના મોઢામાં શોભે ખરા? મારૂં પણ તેના જેવુંજ થયું છે, ત્યારે હવે મારે કરવું શું? ઓ વિઠ્ઠ! તું મને આમ તરછોડી શું કાઢે છે? કલ્પતરૂની નીચે બેસનારને ભૂખે મરવું પડે તેવું મારી બાબતમાં બન્યું છે. તુકારામ કહે છે કે, હે નારાયણ! તારૂં આ કામ દુનિયામાં સારૂં નહિ દેખાય.

૩૨૭૧–हरिः ॐ तत् सत् આ ત્રૈવાણીરૂપ–વેદત્રયીરૂપ–સૂત્રોનો સાર કૃપાના સાગર પરમાત્મા પાંડુરંગ છે. ॐ ઇત્યાદિ અક્ષરોનો ઉચ્ચાર ઊંચે સ્વરે અને મધ્યમ સ્વરે કર્યાથી જે શુભ પરિણામ નીપજે છે તેજ સાક્ષાત્ પાંડુરંગ છે. તુકારામ કહે છે કે, હરિનું સ્વરૂપ પદાર્થમાત્રમાં વ્યાપી રહેલું છે, છતાં તે પોતે અસંગ અને અલિપ્ત છે અને તેજ વેદોનું મૂળ છે.

૩૨૭૨–વ્યભિચારિણી સ્ત્રીનું મન હમેશાં પરપુરુષમાં રમ્યા કરે છે. તેથી કરીને તેના ધણીને રાતદહાડો ચેન પડતું નથી. આવી ભૂંડાં આચરણવાળી સ્ત્રી ખરેખર અધોગતિએ જવાનીજ અને તેનાં પાપને લીધે તેના ધણીની પણ અધોગતિજ થવાની. તે પોતે ડૂબશે, ધણીને ડુબાડશે અને પોતાના પિયરનું આખું કુળ અને ધણીનું કુળ બેઉને નરકે ઘસડી લઈ જશે. તુકારામ કહે છે કે, આવી સ્ત્રીના સંસર્ગથી આ લોકોમાં અને પરલોકમાં બેઉ લોકમાં દુઃખ વેઠવું પડશે, માટે એવી સ્ત્રીનાથી દૂર રહેવું.

૩૨૭૩–જે આનંદરૂપ, એક, અદ્વિતીય, અવિનાશી અને નિર્મળ સ્વરૂપ છે અને જે નિજતત્ત્વનું યોગીઓ ધ્યાન કરે છે, તે વિઠ્ઠલરૂપે ભીમા નદીને કિનારે પોતાના બેઉ ચરણ સમાન રેખામાં

ગોઠવીને કેડે હાથ દઈને ઊભા રહ્યા છે અને તે ઘણા શોભીતા દેખાય છે. અરે મનુષ્યો! તેમનું તમે દર્શન કરો. જે દેવનો મર્મ પુરાણોથી સમજાયો નથી અને વેદોની શ્રુતિઓ જેનું વર્ણન કરી શકી નથી તે દેવ પુંડલીકરાયને ખાતર સાકાર બનીને ઊભા રહ્યા છે. તુકારામ કહે છે કે, જે પાંડુરંગનું સનકાદિક મુનિઓ ધ્યાન કરે છે તે મારા તો કુળદેવતા છે.

**૩૨૭૪**–કોઇ કોઈ લોકો મને કહે છે કે, અમે દેવસ્વરૂપજ થઇ ગયા છીએ. તેમને હું કહું છું કે, આવું તમે બોલશો નહિ, એવું કરવાથી તમે નરકે જશો. અમે દેવરૂપ બની ગયા છીએ એવું જે લોકો મોઢેથી બોલે છે તેમને હું પૂછું છું કે, તમારો અને તમારા બાપનો પુનર્જન્મનો ફેરો ટળી ગયો છે કે હજી ચાલુ છે? દેવે તો રમતાં રમતાં આખી પૃથ્વીને ઊંચકી હતી, તમે પાણીની ભરેલી ગોળી ઊંચકી બતાવો ત્યારે ખરા. દેવે તો સ્વપરાક્રમથી મોટા મોટા દૈત્યોને અને દાનવોને માર્યા અને તમારાથી તો એકાદ સૂકું છાણું પણ ભાગતું નથી! તુકારામ કહે છે કે, વિઠોબારાયનું નિજપદ લેવાની જેઓ ઇચ્છા કરે છે તેઓ પાતકના રાશિ છે.

**૩૨૭૫**–કેટલાક લોકો કહે છે કે, અમે પુરાણવેત્તાઓ છીએ, પણ પુરાણોનો અર્થ તેઓ જાણતા છતાં ડુંગળી તો ખાય છે. સમુદ્ર એ તો અગસ્ત્ય ઋષિના પેશાબનું પાણી છે અને તેમાંથી પકવેલું મીઠું ડુંગળીને લગાડીને તેઓ ખાય છે અને કહે છે કે, અમે 'કૃષ્ણાવળ' ખાઇએ છીએ. બ્રાહ્મણ સર્વ વર્ણોમાં શ્રેષ્ઠ છે પણ રાખેલી રાંડનો સંગ તેનાથી છૂટતો નથી. તુકારામ કહે છે કે, આવાં પાપાચરણ કરનારાઓને મારા બોલ સાંભળીને કાળજે ધક્કો લાગે છે, તેથી કાં તો તેમના દાંત પડી જશે અથવા તો તેઓ પોતાનાં દુષ્ટ આચરણ છોડી દેશે.

૩૨૭૬–હે ગોવિંદ! મારૂં ચિત્ત તારા ચરણમાં ચોંટી ગયું છે, તે હવે બીજી કશી પ્રવૃત્તિ કરી શકતું નથી. તેનું મારે હવે કરવું શું? આવા સંકલ્પોના સંધિકાળમાં મારા મનને તુંજ ધૈર્ય આપજે. મારા કુટુંબના ભરણપોષણનો ભાર મેં તારા ઉપર નાખી દીધો છે. આથી કરીને હું તો એક નિમિત્તમાત્રજ છું. તુકારામ કહે છે કે, હું વ્યવહારનાં કામકાજ કરૂં છું, પણ બધો વખત મારા હૃદયમાં તારૂં નામજ ધારણ કરી રાખું છું.

૩૨૭૭–ભક્તોના જુદા જુદા ભાવને લીધે પોતે બદલાઈ જાય એવા આજકાલના દેવ છે નહિ, માટે આપણે આપણી શક્તિ પ્રમાણે તેમનો માર્ગ ત્વરાથી ગ્રહણ કરવો. નકામી વાતો બોલવી નહિ. એવું કામ સારૂં નજ કહેવાય. તુકારામ કહે છે કે, જે કામ કરવાથી આપણે માથે આળ આવે એવાં કામ કરવાંજ નહિ.

૩૨૭૮–એક બ્રહ્મચારી હતો. તેને કામ ઉત્પન્ન થઈ જવાથી તે ગધેડીની પાછળ દોડ્યો, પણ ગધેડી તેને પાટુ મારીને નાસી ગઈ. હવે જુઓ, એક તો તેના બ્રહ્મચર્યનો ભંગ થઈ ગયો, ગધેડીની લાત ખાધી, ગધેડી પણ નાસી ગઈ, હાથમાં ન આવી અને લોકોમાં આબરૂના કાંકરા થઈ ગયા તે જુદા. તુકારામ કહે છે કે, તેનો સ્વાર્થ પણ ન સધાયો અને પરમાર્થ તો કથળ્યો હતોજ. એમ થવાથી તેનું બ્રહ્મચર્ય પાણીમાં ગયું.

## પૌરાણિક અને પ્રાસંગિક અભંગ

૩૨૭૯–મારે ઘેર એક દૂઝણી ગાય છે. તેનું દૂધ આખા ત્રિભુવનમાં પણ માતું નથી. તે રંગે શામળી છે અને તેનું નામ 'શ્રીધર' છે. તે પૃથ્વી આદિ ચૌદે ભુવનોમાં મરજીમાં આવે તેમ વિચરે છે, તેને વાછરડું તો છેજ નહિ. આ ગાય ગમે તે ભક્ત દીઠો કે તરત તેની પાસે દોડી જાય છે. જે કોઈ તેને પ્રેમપૂર્વક પંપાળે છે

તેના ઉપર તે ઘણી રાજી થાય છે અને તેને ધરાતા સુધી પોતાના દૂધરૂપી અમૃતનું પાન કરાવે છે. તેના ચાર આંચળમાંથી ચાર પ્રકારનું ભક્તિરૂપી દૂધ પાર વિનાનું નીકળ્યા કરે છે. તેનું સેવન કરીને સનકાદિક સિદ્ધ ઋષિઓ તૃપ્ત થઈ ગયા છે. તુકારામ કહે છે કે, આવી તે ગાય ત્રૈલોક્યનું પોષણ કરે છે. જ્યાં તે મારી પાસે છે ત્યાં પછી હું ભૂખ્યો રહું જ કેવી રીતે ?

**૩૨૮૦**–કૃષ્ણનો જન્મ બંદીખાનામાં થયો ત્યાર પછી ભગવાનની આજ્ઞાથી વસુદેવ ગોકુળ ગયા અને તેમને યશોદાની સોડમાં મૂકી આવ્યા અને યશોદાને પ્રસવેલી છોકરીને પોતાની સાથે લેતા આવ્યા. આવી રીતે છોકરાંની અદલાબદલી થઇ ગઇ. ભગવાને દેવકીને પેટે જે ઘડીએ જન્મ લીધો તે ઘડીએ જગતમાં બધે આનંદમંગળ વર્તાઇ ગયો. શ્રીહરિનાં દર્શન થવાથી વસુદેવ અને દેવકીની બેડીઓ તૂટી ગઈ. જે શુદ્ધ અને અવ્યક્ત પરબ્રહ્મ છે તેઓજ ગોકુળમાં શ્રીકૃષ્ણરૂપે આવ્યા હતા. લક્ષ્મીપતિનાં જેમને દર્શન થયાં તે નંદ અને યશોદાને ધન્ય છે. શ્રાવણ વદિ અષ્ટમીની રાત્રિએ ગોપાળકૃષ્ણનો જન્મ થયો હતો. પૃથ્વીને તેથી ઘણો હર્ષ થયો અને તેના ઉપરનો ભાર હલકો થઈ ગયો. તુકારામ કહે છે કે, એકલો કંસજ ચિંતાના વમળમાં ગૂંચવાઈ પડ્યો.

**૩૨૮૧**–કૃષ્ણનાં દર્શનથી લોકોના સંશયની ગ્રંથિઓ છૂટી ગઈ. ગોકુળની બધી સ્ત્રીઓ શ્રીકૃષ્ણની આરતી ઉતારવા લાગી. ભગવાને જન્મ લેતાંને વારજ પોતાના રૂપ વડે બધા લોકોને મોહિત કરી દીધા. તુકારામ કહે છે કે, ત્યાં ભગવાનની પાસે એક પછી એક સૌ ચાલ્યાં જાય એવી વ્યવસ્થા કરવા સારૂ હું પેદા થયો છું.

**૩૨૮૨**–જે ગોપીએ હરિનું શ્રીમુખ આંખેથી જોઈ લીધું તે તો ત્યાંની ત્યાંજ ઠરીને ઊભી થઇ રહી. કોઇએ તેનો હાથ ઝાલી

તેને ત્યાંથી આઘી કાઢી ત્યારેજ ત્યાંથી ખસી. તે ગોપીના મનમાં તેની પાસે ઊભેલી ઘરડી ડોસીઓને લીધે કશો સંકોચ પણ ન થયો. તુકારામ કહે છે કે, દેવે સૌને પોતાના સ્વરૂપનો એવો મોહ લગાડી દીધો કે, તેથી કરીને તેમનો દેહભાવ નષ્ટ થઇ ગયો.

૩૨૮૩–ગોકુળના આનંદનો કશો પારજ ન રહ્યો. તે તો અનંત અને અપાર હતો. નંદને ઘેર બાળકૃષ્ણનો જન્મ થવાથી સૌ સ્ત્રીપુરુષોનાં હૃદય પ્રફુલ્લિત થઈ ગયાં. સૌએ પોતપોતાનાં ઘર શણગાર્યાં, બારણે તોરણ બાંધ્યાં અને સૌ શ્રીહરિની કથા મધુર સ્વરથી ગાવા લાગ્યા. તુકારામ કહે છે કે, આ રીતે ગોવિંદે સૌને પોતાનો મોહ લગાડી દીધો અને તેમનાં હૃદય વીંધી નાખ્યાં.

૩૨૮૪–માંબળ ભટ નામનો એક માણસ કંસના તરફથી કૃષ્ણની પરીક્ષા કરવાને સારૂ ગોકુળમાં આવ્યો હતો. તેને એવી સજા મળી ગઈ કે જે બાજઠના ઉપર તે બેઠો હતો તે બાજઠજ તેના વાંસાની ઉપર ચડી બેઠો. તેના મનમાં દગો હતો તે વિશ્વં-ભરથી સહન થયો નહિ. જેને મોઢેથી જેવા બોલ તેમણે સાંભળ્યા તેને તેવોજ બદલો મળી ગયો. તુકારામ કહે છે કે, દેવે પૂતનાને તો તેના જીવ સહિત ચૂસી લીધી.

૩૨૮૫–હે દેવ !તમને ધર્મનીતિ શીખવીને તમારા કલ્યાણ-નો માર્ગ તમને બતાવવાની જરૂર હોય ખરી ? તમે તમારી સહજ લીલા કરતાં એક ક્ષણની અંદર સર્વ બ્રહ્માંડોની રચના કરી દીધી. તમારૂં નામ મહાદેવ છે તેથી કરીને તમે સૌ દેવોમાં શ્રેષ્ઠ છો એજ ભાવાર્થ મેં સમજી લીધો છે. તુકારામ કહે છે કે, તમે આવા છો ત્યારે મારી બાબતમાં તમને હજી કેમ કશી સમજણ પડતી નથી ?

૩૨૮૬–જેમ જેમ કોઇ તમને ખૂબ મહેણાંટોણાં મારે અને તમારી સાથે લડે તેમ તેમ તમે તેની સાથે મધુર વ્યવહાર કરો

છો અને તેની ઇચ્છાઓ પૂર્ણ કરતા જાઓ છો. આવી તમારા ઘરની રીત છે, તે હું તમારી પાસે રહેવાથી જાણી ગયો છું. તમારા બારણા આગળ ઊભા રહીને તમને હાંકો મારીએ એટલે તમે અમારી સામે આવીને ઊભા રહો છો. તુકારામ કહે છે કે, હે દેવ! તમે મંગળકારક છો, તેટલા માટે તમારૂં એક નામ શિવ છે- તેટલા માટે અમે જે કાંઇ માગીએ તે તમારે અમને આપવું જોઇશે.

૩૨૮૭-હે મારુતિરાય! તમે રામના સેવક છો એમ સમજીને હું તમારે શરણે આવ્યો છું—તમારે શરણે આવ્યો છું. હે વીર પુરુષોમાં શ્રેષ્ઠ! તમે મને ભક્તોનો રસ્તો બતાવી દો. તમે ધૈર્યવાન છો, પુરુષાર્થી છો અને સ્વામીનું કામ કરવામાં તત્પર છો. તુકારામ કહે છે કે, હે રુદ્રાવતાર! તમે અંજનીને પેટે અવતાર લીધો છે.

૩૨૮૮-મારુતિરાયે સીતાની શોધ કરી એવી તેમની કીર્તિ રામાયણના આરંભથી ગવાય છે અને એજ રામાયણનું બીજ છે. તે આવા શ્રેષ્ઠ પ્રતાપી પુરુષ હોઈ ભક્તોના ભૂષણરૂપ છે. તેમણે પાતાળમાં જઈને દેવીનો પરાજય કર્યો. અહિરાવણ-મહિરાવણ નામના રાક્ષસો રામલક્ષ્મણને ઉપાડી ગયા હતા ત્યાંથી મારુતિરાય તે દુષ્ટોને મારીને તેમને છોડાવી લાવ્યા. તે પોતાના બેઉ હાથ જોડીને બધો વખત રામની પાસે ઊભા રહે છે. તુકારામ કહે છે કે,'વાયુપુત્ર મારુતિ' એ નામનો જપ કર્યાથી પાપમાત્રનો નાશ થઈ જશે.

૩૨૮૯-જે મારુતિએ કામને જીતીને તેને કેદ કરી રાખ્યો અને જેમણે કાળને બેડીઓ પહેરાવી દીધી તે વાનરવંશ-જાત હનુમંતને મારા નમસ્કાર હોજો. જેમનું શરીર વજ્રના જેવું છે અને જે પોતાની પૂંછડીની આંટી મારીને આખા બ્રહ્માંડને હલાવી શકે છે, તુકારામ કહે છે કે, એવા હે રામના સેવક! હું તમારે શરણે આવ્યો છું.

૩૨૯૦-જેમણે મહાપરાક્રમી રાવણની દાઢી બાળી દીધી, તે હનુમંત મહાબળવાન છે, તેમને હું વારંવાર નમસ્કાર કરૂં છું. સો યોજન પહોળા સમુદ્રને તેમણે એક છલંગ મારીને ઓળંગ્યો અને આખી લંકાની શોધ કરી. તુકારામ કહે છે કે, આવડા મોટા પ્રતાપી રાવણની રાજધાની લંકાને તેમણે રમતાં રમતાં આગ લગાડી દીધી તે મારુતિના પરાક્રમને ધન્ય છે.

૩૨૯૧-કારતકી એકાદશીની યાત્રાનો ઉત્સવ તો તમે જાતે ત્યાં જાઓ અને તમારી પોતાની આંખે જુઓ ત્યારે તમને સમજાય. વૈકુંઠાધિપતિ પરમાત્મા તમારી નજીક પંઢરપુરમાં આવી રહ્યા છે. હરિનામરૂપી ફસલ તો ત્યાં ઢગલે ઢગલા પેદા થઈ ગઈ છે. પ્રેમ તો એટલો બધો ઊછળી પડ્યો છે કે આકાશમાં પણ સમાતો નથી. શ્રીહરિના આનંદની મસ્તીમાં તમામ પંઢરપુરવાસીઓ મસ્ત થઈ ગયા છે. ઘેરેઘેર પરમાર્થનો સુકાળ થઈ ગયો છે, વિષ્ણુભક્તોની મંડળીઓનો સમુદાય સ્થિર પગલે ચાલે છે. તેમણે ગરુડચિહ્નવાળી ધ્વજાઓ હાથમાં લીધી છે અને કરતાલ, વીણા અને મૃદંગના નાદની સાથે તેઓ હરિનામની ગંભીર સ્વરે ગર્જનાઓ કરે છે. સૈન્યમાં જેમ મદોન્મત્ત હાથીઓ ડોલે તેમ એક એકથી ચડિયાતા ભાવભક્તિયુક્ત શૂરા વૈષ્ણવ ભક્તો ડોલી રહ્યા છે. શ્રીહરિના નામામૃતના ઘોષ વડે સમસ્ત ભક્તસમુદાય ઉન્મત્ત બની ગયો છે અને આવા વૈષ્ણવ ભકતોના સૈન્યને ચડી આવેલું જોઇને કળિકાળ કંપાયમાન થઈ ગયો છે. પંઢરપુરના ભજનાનંદનું સુખ જોઇને બ્રહ્માદિક દેવતાઓને પણ તેની ઇચ્છા થાય છે અને મૃત્યુ લોકને ધન્ય છે. ત્યાંના લોકો કેવા ભાગ્યવાન છે, એવું મોઢેથી બોલે છે. કાશીમાં મરણ થયું એટલે મુક્તિ તો મળીજ ગઇ જાણવી. ગયા ક્ષેત્રમાં જઇને પિતૃશ્રાદ્ધ કર્યું એટલે પિતૃઓના ઋણમાંથી છુટકારો થઇ જાય છે. પંઢરપુરના વિઠોબાના ચરણ આગળ ઉધારની

તો વાત નહિ, તે તો તમને ત્યાં ને ત્યાજ પ્રાપ્ત થઇ જાય છે. તુકારામ કહે છે કે, ત્યારે અમે શા વાસ્તે ચિંતા કરીએ ? સર્વે સિદ્ધિને આપનારા શ્રીહરિ મારી ઉપેક્ષા કોઈ કાળે કરવાનાજ નથી.

૩૨૯૨–અમારામાં એવા એવા પ્રકારના દોષ જામી ગયા છે કે, તેમનો નાશ કરવાનાં પ્રાયશ્ચિત્તને માટે હું બધાં શાસ્ત્રો ઉથલાવી વળ્યો પણ એકકે ઉપયુક્ત પ્રાયશ્ચિત્તનો વિધિ જડ્યો નહિ આવાં પાર વિનાનાં પાતકો કોઇનામાં એકઠાં થયાં હોય તો તેણે પંઢરપુર જવું. પંઢરપુરનાં દર્શન કરવાથી સમસ્ત પાપનો નાશ થઈ જાય છે. ભીમાનદીને કિનારે વસેલા પંઢરપુરને ધન્ય છે, તેજ પ્રમાણે ચંદ્રભાગા સરોવરને પણ ધન્ય છે. આ પંઢરપુરની સાથે જેની સરખામણી કરી શકાય એવું બીજું એક પણ તીર્થ નથી. પંઢરપુરનાં દર્શન કરનારનાં ભાગ્યને ધન્ય છે. સંસારમાં જન્મ લીધો ત્યારે ઓછામાં ઓછું એક વાર તો પંઢરપુરનાં દર્શન કરવાંજ જોઇએ. ત્યાં આગળ રહેનારા પાંડુરંગ દેવ અને પુંડલીક ભક્તરાજ એ બેઉનાં જ્યાં દર્શન કર્યાં એટલે પાપના શા ભાર છે કે તમારી આગળ ઊભું પણ રહે ? આવી અદ્ભુત તે વિષ્ણુની નગરી છે. ત્યાંનાં બધાં સ્ત્રીપુરુષો ચતુર્ભુજરૂપ છે. તે નગરની રક્ષા કરવા સુદર્શન ચક્ર ચારે બાજુએ ફર્યા કરે છે. તેથી કરીને તેમાં પ્રવેશ કરવાનો કાળને લાગ મળતોજ નથી. ત્યાંના આનંદનું વર્ણન કરવા જેટલી બુદ્ધિ મારે લાવવી ક્યાંથી ? જેઓ પંઢરપુર જાય છે તેમને વૈકુંઠની પ્રાપ્તિ થઈ જાય છે. તુકારામ કહે છે કે, આ જે મેં કહ્યું તેના ઉપર વિશ્વાસ નહિ કરનારને પૂર્વજન્મ નો અધમ જાણવો અને એટલા માટેજ તેને પંઢરપુરના ઉપર પ્રેમ નથી.

૩૨૯૩–એક વ્યભિચારનો ધંધો કરનારી વેશ્યા હતી. તેને એક પાળેલો પોપટ ઘણો વહાલો હતો. મરતી વખતે તે પેલા

પોપટને કહેવા લાગી કે, " ઓ રાઘોબા ! હું તો મરી જાઉં છું પણ પછી તારી શી વલે થશે ? " આમ તેણે પોપટને બહાને દેવનું નામ દીધું, તેથી કરીને તેને વિમાનમાં બેસાડીને અવિચળ ધામ વૈકુંઠમાં ભગવાને તેડાવી લીધી. હે દેવ ! તું પતિતપાવન છે. તારા પતિતપાવનપણાની કીર્તિ ત્રૈલોકયમાં પ્રસિદ્ધ છે. અનાથ જીવોને માટે તું કૃપાનું ધામ છે. તુકારામ કહે છે કે, હે મનુષ્યો ! તમે સૌ વિઠોબાને રસ્તે વળી જાઓ. એ સિવાય બીજા કયા કયા રસ્તા છે, તે હું જાણતો નથી.

**૩૨૯૪**–ગજેન્દ્ર હાથીએ એક હજાર વર્ષ સુધી મગરની સાથે લડાઈ કરીને આખરે તે થાકી ગયો, ત્યારે તેનાં દેહનાં જે જે સંબંધીઓ હતાં તેમણે સૌએ તેનો ત્યાગ કર્યો; તેથી કરીને છેવટે તે હે વિઠોબા ! તારી એકલાનીજ મદદની વાટ જોવા લાગ્યો. ઓ મારા નારાયણ ! હે કૃપાના સાગર ! તું તેની બૂમ સાંભળીને ત્વરાથી દોડી ગયો અને તેં ગજેન્દ્રનો તથા મગરનો બેઉનો ઉદ્ધાર કરી દીધો. તુકારામ કહે છે કે, તું તેમને વિમાનમાં બેસાડીને લઇ ગયો એ વાત સાંભળીને તારા ઉપર મારો વિશ્વાસ જામી ગયો છે.

**૩૨૯૫**–અમે વિષ્ણુના ભક્તો કોઈની આશા રાખતા નથી. અમે એવા હોવા છતાં તે દુષ્ટ લોકો બધો વખત અમારી શા માટે કુથલી કરતા હશે તેની મને સમજણ પડતી નથી. હું મારા મનનું સમાધાન કરીને ગમે તે ઠેકાણે પડી રહું છું. તુકારામ કહે છે કે, હે દેવ ! જેથી કરીને તારી સેવા થઈ શકે એવો ઉદ્યોગ હું બધો વખત કરતો રહું છું.

**૩૨૯૬**–ઓ મારાં મા ને બાપ ! હું તમને બે વાર જુહાર કરું છું, કારણકે હું સરકારધારો ઉઘરાવવાને માટે તમારી આગળ સરકારી તલાટી બનીને આવ્યો છું. તમે તમારાં આગળ-

પાછળનાં સંચિત કર્મોનો હિસાબ ચોખ્ખો કરાવી દેજો. તેમ નહિ કરો તો તમારી ઉપર જન્મમૃત્યુનો બીજો વધારાનો કર લાગુ પડી જશે. માલિકની સાથેનો હિસાબ ચોખ્ખો કર્યા વિના કોઈએ મારી આંખચોરીએ ચાલ્યા જવું નહિ. અરે ભાઇસાહેબ ! કોઇને ઘેર જો તમે કોઈ મિલકત ગીરો મૂકી રાખી હોય તો તેની માલિકને ખબર આપજો. હે મનુષ્યો ! હે મારાં મા ને બાપ! આજે તમે તમારાં સંચિત કર્મોનો હિસાબ કરાવી દો, નહિ તો કાલે મને કોઈ કહેવા આવશે કે અમારૂં ફલાણું બાકી રહી ગયું છે તો હું તમારૂં જરા પણ સાંભળવાનો નથી. તુકારામ કહે છે કે, વરસ આખરે જ્યારે તમારા હિસાબની તપાસણી થશે ત્યારે તમે અમુક મુદતનો વાયદો કરવા જશો તો તમારી વાત કોઈ સાંભળવાનું નથી.

૩૨૯૭-જી મહારાજ ! તમારા ઘરમાંથી કાંઇક વધારે પડતું હોય તો થોડુંક આ તમારા તલાટીને સારૂ બહાર મોકલાવી દેજો. હું જ્યારે જઈશ ત્યારે ખાલી હાથે જવાનો નથી એ હું તમને સૌને કહી રાખું છું, માટે દરેક જણે મને કાંઈ નહિ ને કાંઈ આપવું તો પડશેજ. તુકારામ કહે છે કે, તમારા દેહરૂપી ગામનો મનરૂપી દરવાજો હું કાલે બંધ કરી દઈશ. ત્યારપછી તમારે જન્મ-મૃત્યુ રૂપી બારીબારણાં ખોળતાં ખોળતાં ભટકવું પડશે.

૩૨૯૮-જે દેહબુદ્ધિદ્વારા ત્યાગ, સ્વીકાર ઇત્યાદિ ક્રિયાઓ થાય છે, તે દેહબુદ્ધિનેજ મેં મારા ઘરમાંથી બહાર ફેંકી દીધી છે; કારણકે સ્વરૂપના અજ્ઞાનરૂપી કાળરાત્રિને પણ હું ખાઈ ગયો છું, તેથી કરીને મારી પૂંઠે દોડચો આવનારો કાળ પણ હવે મને પકડી શકનાર નથી. તમામ તત્ત્વોનું તેમનાં તેમનાં કર્મો સહિત મેં નિરસન કરી દીધું છે. કશુંજ બાકી રહેવા દીધું નથી. સ્વરૂપના ઉપર આડા પડદાની માફક ફરી વળેલી જે મૂળ માયા

છે તેણેજ આ બધા પ્રપંચનો તમાશો રચી કાઢચો છે, તે માયાએ પ્રપંચનો વેશ ધારણ કરીને જે ભાવ પ્રગટ કર્યો હતો તેજ હવે રહેવા પામ્યો નથી. આથી કરીને દેહાદિ પ્રપંચના ઘરમાં મારે ફરીથી પેસવું પડે એવી પરિસ્થિતિજ રહી નથી. તેનું કારણ એ છે કે, તમામ ઉપાધિઓની જે અનામત રકમ મારી પાસે હતી તેને મેં દીવાની અદાલતમાં ( શ્રી હરિની પાસે ) રજૂ કરી દીધી છે. તુકારામ કહે છે કે, હવે હું કોઈના હાથમાં આવવાનો નથી. હવે મારી એવી અચિંત્ય સ્થિતિ થઈ ગઈ છે કે, તેનું મોઢેથી વર્ણન થઈ શકતું નથી.

**૩૨૯૯**—હે દેવ ! તું મારો અંગીકાર કરીશ કે નહિ તે વિષે હવે મારા મનમાં ઘણો વસવસો થયા કરે છે. તું મને તારા ચરણનાં દર્શન કરવા દઈશ કે નહિ તે બાબત મારા મનમાં ઘણી ફિકર પડવાથી મારા જીવને તાલાવેલી થાય છે અને તેથી તેને ચેન પડતું નથી. હે દેવ ! તું મારી સાથે વાતચીત કરીશ કે નહિ તે વિષે હવે મને ચિંતા ઉત્પન્ન થવાથી મારા જીવને ઘણો ભય લાગે છે. તુકારામ કહે છે કે, તને મારૂં સ્મરણ કોઈ દહાડો થશે કે નહિ તે વિષે હવે મારો સંદેહ વધતો જાય છે. વળી હે દેવ ! હવે મારાથી કશી મહેનત થતી નથી તેથી મારા મનને ઘણોજ ખેદ થાય છે.

**૩૩૦૦**—હું એવડો કયો મોટો છું કે, હે દેવ ! તને મારી મુસીબતોનો તોડ કાઢતાં ભારે પડી જાય છે ? ઊલટો હું તો છેકજ હારી-થાકી ગયેલો માણસ છું. મારી દેવસેવા સાચી અને નિષ્કપટ થઈ જાય અને તેથી પ્રસન્ન થઈને શ્રીહરિ મારા ઉપર કૃપા કરે એવું કદી બનશે ખરૂં ? મારી જાત અને મારા કુળાચાર શુદ્ધ છે, તેથી કરીને હે દેવ ! તારી પ્રાપ્તિ કરવાનું સાધન મારી સમજમાં આવી જશે કે નહિ ? હું શું કોઇ તપસ્વી અથવા દાનેશ્વરી છું

અથવા ધર્મશીલ પુરુષ છું ? મારામાં કોઈ પણ જાતની એકાદ સત્તાનું બળ છે ખરૂં ? તુકારામ કહે છે કે, હું તો પૃથ્વીના ઉપર ખાલી ભાર વધારનારો વ્યર્થજ જન્મ્યો છું. મારૂં ભવિષ્યમાં શું થશે તેની મને કાંઇજ સમજ પડતી નથી.

**૩૩૦૧**–હે દેવ ! ખરી સ્થિતિ શી છે તેની શું મને કોઈ દહાડો સમજણજ નહિ પડે ? તારી સેવા મારાથી શું થતી નથી ? જે કામ કરવાથી મનનું સમાધાન થઈ જાય તે કામ કરવું સારૂં છે અથવા કાંઈ ન બને તો બધું જવા દઇને મૂંગા થઈને અરણ્યવાસ કરવો એ પણ સારૂં છે. જો તારા ચરણમાં મારો શુદ્ધ ભાવ હોય તો (પ્રસ્તુત પદમાં ગણાવેલી વસ્તુઓનું તું મને દાન દે.) હે પાંડુરંગ ! યોગ્ય કોણ અને અયોગ્ય કોણ તે તો તારી કૃપાદૃષ્ટિએ ક્યારનુંય જોઈ લીધું છે. તુકારામ કહે છે કે, મને તારા ચરણની અભિલાષા છે. પછી તો તું જે કહીશ તે મને સારૂંજ લાગશે.

**૩૩૦૨**–હે દેવ ! હું કંટાળ્યો તો નથી પણ મારે શું કરવું, તેની સૂઝ ન પડવાથી મારા મનમાં ભય પેદા થયો છે. મારે મનથી જન અને વન એ બેઉ સમાન છે. મેં કામક્રોધનાં મૂળિયાં ઉખાડી નાંખ્યાં છે. હે અનંત ! તારા નામસ્મરણના બળ વડે કામાદિ ષડ્ વિકારોને હું જીતી વળ્યો છું. સ્વામી જે કાંઇ કરે તેને માથે ચડાવવું એ અમ સેવકોનો મુખ્ય ધર્મ છે. તુકારામ કહે છે કે, આથી કરીને હું તમારા ચરણ આગળ નજર રાખીને હવે તમારા મોઢામાંથી એકાદ શબ્દ નીકળે તેની વાટ જોતો ઊભો છું.

**૩૩૦૩**–આ મિથ્યા લૌકિક વ્યવહારને મેં વધારી મૂક્યો તેથી મારા તો વ્યવહાર અને પરમાર્થ બેઉ કથળી ગયા લાગે છે. મારા મત પ્રમાણે દેવ છેજ નહિ એવું થઇ ગયું છે. જેણે પેટ ભરીને ખાધું હોય તે ભૂખ્યાની ગત શી રીતે સમજી શકે ? મેં

મારી વાણીને શબ્દજ્ઞાનથી ભરેલી અનેક કવિતાઓ વડે શણગારી, પણ તેમાંનું સત્ય હજી મારા અંતઃકરણમાં જાગી ઊઠયું નથી. હે દેવ! હું પરદેશી જેવો થઈ ગયો છું. મારે તો નથી સંસારનું સુખ અને નથી થતી તારા ચરણની પ્રાપ્તિ. આવી રીતે હું અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થઈ ગયો છું. તુકારામ કહે છે કે, જો પહેલેથી મને આ વાત સમજાઈ ગઈ હોત, તો હે દેવ! મારા મનને હું તારૂં ગાંડપણ લાગવા દેતજ નહિ.

૩૩૦૪–હે દેવ! હું મતિમંદ છું તેથી તત્ત્વજ્ઞાનની ગૂંચવણો ભરેલી યુક્તિઓમાં મને સમજણ પડતી નથી; પણ હું મારા મનમાં બધો વખત તમારા ચરણકમળનું ધ્યાન ધરતો રહું છું. શાસ્ત્રોના મર્મ હું જાણતો નથી; પણ તમારા નામસ્મરણમાં હું મારો બધો વખત વ્યતીત કરૂં છું. હું બધી રીતે અજ્ઞાની છું તેથી કરીને હું મને પોતાને તમારો દાસ કહેવડાવું છું. તે બાબતનું અભિમાન હું રાખતો નથી, જેનું હોય તે લઈ લે. મેં સંસારની સુવિધાઓને છોડી દીધી અને સંસારનો માર્ગ પણ છોડી દીધો. આ રીતે મેં એક્કે સપાટે આખા સંસારનેજ ઉડાવી દીધો છે. પાછલાં સંચિતકર્મોના ઢગલાનો નાશ કરીને હું એકાકી અવસ્થામાં મારા મનનું રક્ષણ કરતો બેઠો છું. તુકારામ કહે છે કે, હે રુક્મિણીના કાન્ત! તમારા હૃદયમાં તમારા ભક્તોને માટે દયાભાવ છે તેથી તમે મારી સંભાળ લેજો.

૩૩૦૫–હે દેવ! મારા બધા અભિમાનને તું બાળી દે. બસ, તું આટલુંજ કરી દે એવું હું તને કહું છું. હે દેવ! હું સર્વત્ર સમદૃષ્ટિ વડે તારૂં દર્શન કરૂં એટલું કરી દેવાનું હું તને કહું છું તે તું સાંભળ. હે દેવ! સંતોના ચરણનો જેને સ્પર્શ થયો છે તેવી રજને હું વંદન કરીને મારા મસ્તક ઉપર ધારણ કરીશ. મને એવી

ચરણરજનો લાભ મળે એવું તું કર, એટલી મારી તને વિનંતી છે. હે દેવ! પંઢરીનાથનું સ્વરૂપ રાતદિવસ મારા હૃદયમાં રહે એવું કરી દેવાની હું તને પ્રાર્થના કરૂં છું તે તું સાંભળ. તુકારામ કહે છે કે, હે પંઢરીનાથ! હું તારો શરણાગત થયો છું. માટે તને યોગ્ય લાગે તે રીતે તું મારો ઉદ્ધાર કર.

૩૩૦૬–હે દેવ! લોકો મને તારો દાસ કહે છે, ત્યારે હવે તારે મારી સંભાળ લેવી જોઇએ. તું અનાથ જીવોનો સ્વામી છે અને પાતકીઓને પાવન કરનાર છે. તારૂં દુનિયામાં આવું નામ છે તેની આબરૂ તારે સાચવવી જોઇએ. મારામાં રહેલા ગુણદોષને તું જોવા જઇશ તો તેમનો પારજ નથી આવવાનો. આ બાબત મારૂં પોતાનું મનજ સાક્ષી પૂરે છે. હે દેવ! તારી સેવા મારે કેવી રીતે કરવી તે પણ હું જાણતો નથી, ને મારા અંતઃકરણની વાત તું જાણે છેજ. તુકારામ કહે છે કે, હે દેવ! તું કૃપાનો સાગર છે, તેથી મારાં સંસારનાં બંધનને તું તોડી નાખ.

૩૩૦૭–હે દેવ! શું જાણવું ને શું ન જાણવું તેની મને કાંઈ સમજ પડતી નથી, પણ તારા ચરણનું સ્મરણ કરવું એજ બધી વાતનો સાર છે એવું મને સમજાઈ ગયું છે. કરવાનું શું છે અને કરાવવાનું શું છે? તારા ચરણનું સ્મરણ કરવું એજ એક સાર છે. બોલવું શું અને બોલાવવું શું? પણ તારા ચરણનું સ્મરણ કરવું એજ એક સાર છે. હવે જવું ક્યાં અને નહિ જવું ક્યાં? તારૂં નામસ્મરણ કરવું એજ ઉત્તમ છે. તુકારામ કહે છે કે, હે દેવ! તું જે કાંઇ કરીશ તે સારૂંજ કરીશ. અમારી બુદ્ધિ વડે અમે જેને પુણ્ય માની લઇશું તે પુણ્ય નહિ પણ પાપજ નીવડશે.

૩૩૦૮–હે દેવ! મારે બ્રહ્મજ્ઞાન નથી જોઈતું અને આત્મસિદ્ધિની ભાવનામાં ડૂબીને રહેવાની પણ મને ઇચ્છા નથી. હું

તારો ભકત અને તું મારો દેવ, એવી સ્થિતિમાં તું મને રહેવા દે. હે ગોપિકાઓને રમાડનારા! મને તારા રૂપનું દર્શન કરાવ એટલે હું તારા ચરણના ઉપર મારૂં મસ્તક મૂકી દઉં. તારૂં સુશોભિત મુખડું હું જોઉં, તને આલિંગન દઉં અને હું મારો જીવ તારા ઉપર ઓવારીને ફેંકી દઉં. હે દેવ! જ્યારે તું મને પૂછીશ ત્યારે તારા ખરેખરા હિતની છૂપી વાત હું તને એકાંતમાં બેસાડીને બધી કહી સંભળાવીશ. તુકારામ કહે છે કે, તું મારા અંતઃકરણની સ્થિતિ સમજી જઇને મારી આટલી વિનંતીને માન્ય કરવામાં વાર લગાડીશ મા.

**૩૩૦૯**—હે દેવ! તેં અગાઉ અનેક પાતકી જીવોનો ઉદ્ધાર કરી દીધો છે, એટલા વાસ્તે તને સૌ દીનહીન જીવોનો સ્વામી કહે છે. કોઇના અપરાધના ભણી અથવા કોઇની ન્યાતજાતના ભણી ન જોતાં તેં અજામિલ, વેશ્યા અને ભીલડીના જેવા પાપી જીવનો પણ ઉદ્ધાર કરી દીધો. ધ્રુવ જેવા નાના સરખા છોકરાને અવિચળ પદના ઉપર કાયમ કર્યો. ઉપમન્યુ નામના એક છોકરાને દૂધ પીવાને સારૂ તેં દૂધના સમુદ્રનું દાન કરી દીધું. ગજેન્દ્ર નામનો એક હાથી મગરના સપાટમાં સપડાઇ ગયો હતો અને બહુજ પીડાતો હતો, તેને તેં મગરની દાઢમાંથી તો છોડાવ્યો અને વધારામાં સંસારસમુદ્રની પાર પણ ઉતારી લીધો. તેં પ્રહ્લાદને જળ અને અગ્નિમાંથી ઉગારી લીધો. તારા નામસ્મરણના બળથી ઝેરનાં અમૃત થઇ ગયાં. હે નારાયણ! જ્યારે જ્યારે પાંડવો કોઇ મોટા સંકટમાં સપડાઇ જતા હતા, ત્યારે ત્યારે હમેશાં તું તેમનો કર્ણધાર બનીને તેમને સંકટમાંથી મુક્ત કરી દેતો હતો. તુકારામ કહે છે કે, હે દેવ! તું અનાથ અને દીનજીવોનો સંરક્ષક છે. તારી આવી કીર્તિ સાંભળીને હું તારો શરણાગત થવાને આવ્યો છું.

**૩૩૧૦**—હે પાંડુરંગ! હું તારૂં શરણ લઇને તારો આજ્ઞા-

પાલક દાસ થવાને માટે તારી પાસે આવ્યો છું, માટે હવે તું મારૂં હિત કર. હે દેવ! હે મારાં મા અને બાપ! પતિત જીવને પાવન કરવાનું તો તારૂં બિરદ છે. ત્યારે હવે એ તારા બિરદને તું સાચવીશ કે નહિ? તું અનાથ જીવોનો રક્ષક છે, એવું મેં સંતોને મોઢેથી સાંભળ્યું ત્યારથી હું તારા ઉપર વિશ્વાસ રાખીને બેઠો છું. મારી આશાનો ભંગ કરીને તું મને નારાજ કરીશ મા. હું તારે બારણે ભીખ માગવા આવ્યો છું એમ જાણીને તું મને તારી કૃપાનું દાન દે. તુકારામ કહે છે કે, હે દેવ! હું તો કેવળ પાપનોજ ઢગલો છું, એમ જાણીને તું મને તારા ચરણ આગળ આશ્રય લેવા દે જે.

**૩૩૧૧**–જેમણે સર્વસ્વનો ત્યાગ કરી દીધો તેઓ તો સદાને માટે સુખી થઇ ગયા. અગ્નિને કોઈ પણ જાતની અપવિત્રતા લાગુ પડતી નથી, તેમ ઉપર કહ્યા તેવા સર્વ ત્યાગીઓને પણ નથી લાગુ પડતી. સત્ય ભાષણ કરનારાઓ સંસારને લગતાં તમામ કામકાજ ભલે કરે, પણ જેમ કમળ જળમાં રહેવા છતાં તેનાથી અલિપ્ત રહે છે. તેમ તેઓ પણ સંસારથી અલિપ્ત રહે છે. જેનામાં ભૂતદયા હોવાથી જે બીજાના ઉપર ઉપકાર કરે છે, તેનામાં આત્મસ્થિતિનો ઉદય થયો છે એમ જાણવું. જે બીજાના ગુણદોષને વિષે ટીકા કરતો નથી અને તેવી ટીકાઓ કાને સાંભળતો નથી, તે જગતમાં રહે છે અને છતાં જગતથી અળગો ને અળગો રહે છે. તુકારામ કહે છે કે, પરમાર્થપ્રાપ્તિનો સાચો મર્મ સમજ્યા વિના જેટલી જેટલી મહેનત લઈએ તે બધીજ વ્યર્થ.

**૩૩૧૨**–જે કુળમાં અને જે જાતિમાં જેનો જન્મ થયો હોય તે જાતિકુળના ધર્મનું પાલન કરતા રહેવાથી તેમનાજ દ્વારા જ્ઞાનની પ્રાપ્તિ થાય છે અને અંતે સ્વરૂપની થાપણ તેના હાથમાં આવી જાય છે. જેના કુળમાં શ્રીહરિની ભક્તિ કરવી એજ કુળધર્મ હોય

તેને તો ઉત્તમ ગતિ અને કાયમની વિશ્રાંતિ મળીજ જાણવી. અંતરમાં દયાભાવ રાખીને લોકોના ઉપર ઉપકાર કરવો એજ જેનો કુળધર્મ હોય તેના હાથમાં સર્વ સાધનોનો સાર આવી ગયો છે એમ જાણવું. આપણા કુળધર્મને અનુસરવાથી કીર્તિમાં વધારો થાય છે; લોકોમાં સન્માન મળે છે અને તે રીતે હ્રદય પવિત્ર થાય છે. હ્રદય શુદ્ધ થયું એટલે પરલોકની તો સહજમાં પ્રાપ્તિ થઇ જાય છે. તુકારામ કહે છે કે, આવા કુળધર્મના ઉપર જેનો થોડોઘણો ભાવ હશે, તેને તે પ્રમાણે દેવ અથવા દેવીની પ્રાપ્તિ થશે.

**૩૩૧૩**–લોકોના ઉપર ઉપકાર કરવો એજ મોટું પુણ્ય છે અને લોકોને સતાવવા એનુંજ નામ પાપ. એ સિવાય બીજું પુણ્ય નથી અને પાપ નથી. સાચું બોલવું અને તે પ્રમાણે વર્તવું એજ મુખ્ય ધર્મ છે અને જૂઠું બોલવું તથા જૂઠભરેલું વર્તન કરવું એજ પાપને વધારનારૂં છે. પાપ-પુણ્યનો આ એકજ મર્મ છે, એ ઉપરાંત બીજો કોઇ મર્મ છે નહિ. શ્રીહરિનું નામસ્મરણ કરવું એજ મુખ્ય ગતિ છે અને તેમનાથી વિમુખ થવું એનુંજ નામ નરકવાસ છે એમ જાણવું. તેવી રીતે સંતોની સંગતિમાં રહેવું એનુંજ નામ સ્વર્ગવાસ છે. સંતોના પ્રતિ ઉદાસીનભાવ રાખવો અથવા તેમને ધિક્કારવા એનુંજ નામ ઘોર નરક. તુકારામ કહે છે કે, આજ પ્રત્યક્ષ હિત છે અને તેથી વિપરીત મૃત્યુ છે; માટે જેને જે ઠીક લાગે તે તેણે ગ્રહણ કરવું.

**૩૩૧૪**–શ્રીહરિની કથા આપણે બીજાને મોઢેથી સાંભળીએ અથવા આપણે પોતે કરીએ એ બધું એકનું એકજ છે. તે કદી વિફળ જતું નથી. મંદિરમાં જઇને દેવદર્શન કરવું અથવા દેવનું પૂજન કરવું તે કદી વિફળ જતું નથી. અમુક તીર્થની યાત્રા કરવી અથવા અમુક વ્રતનું પાલન કરવું એ પણ વિફળ જતું નથી.

સંતોનાં દર્શન કરીએ તો તે પણ કદી વિફળ જતાં નથી. એવી રીતે કોઇ પણ સત્કર્મ કદી પણ નિષ્ફળ જતું નથી. તુકારામ કહે છે કે, આવા કર્તવ્યના પ્રતિ ભાવ હોય કે ન પણ હોય પરંતુ તેમ છતાં તેમનું પાલન કરીએ તો તે નિષ્ફળ તો નહિજ જાય.

**૩૩૧૫**—દેવના ચરણ એ તો મોક્ષાદિ તમામ સંપત્તિઓનાં ધામ છે. તે સુકોમળ ચરણને હું મારા ચિત્તમાં ધારણ કરીશ. શ્રીહરિની નામામૃતવલ્લીને હું મારા કંઠમાં ધારણ કરીશ. તેના વડે ત્રિવિધ તાપથી સંતપ્ત થયેલા મારા દેહને ટાઢક વળી જશે. દેવનું શ્રીમુખ જે સુંદર છે, અતિ શોભાયમાન છે અને સકળ લાવણ્યનું ઉત્પત્તિ સ્થાન છે તેનું હું દર્શન કરીશ. નાના બાળકની માફક હું તેમને વળગી પડીશ, હું તેમની સાથે લાડ કરીશ, તેમની કેડે ચઢી બેસીશ અને હેઠો ઊતરીશ નહિ. તુકારામ કહે છે કે, વિઠોબા પોતાના મનમાં જે ધાર્યું હોય તે ભલે કરે. હું તો તેમનાં સુખ અને સુવિધાનોજ મનમાં વિચાર કરૂં છું.

**૩૩૧૬**—નાનું છોકરૂં જ્યારે ભૂખ્યુંતરસ્યું થાય છે ત્યારે તે પોતાની માને કહે છે, પણ જે કામ કરવાથી ભૂખતરશની શાંતિ થાય તે કામ કરવાની તસ્દી તે લે છે ખરૂં કે? હે દેવ! તે પ્રમાણે તું મારા યોગક્ષેમનો બધો ભાર ઉપાડી લઇને મારૂં રક્ષણ કરજે. હે નારાયણ! હું તો મહા અપરાધી છું, પણ મારામાં જે પાર વિનાના ગુણદોષ છે તેનો તારે વિચારજ શા માટે કરવો જોઇએ? ઓ દેવ! તારી સેવા મારે કેવી રીતે કરવી તેનું મને કશું જ્ઞાન નથી. આ જે હું બોલું છું તે પણ ઢંગધડા વિનાનું બોલું છું, તે પણ તું જાણે તો છે. હું એટલું નિશ્ચયપૂર્વક સમજી બેઠો છું કે, જે ઘડીએ તારા ચરણ આગળ મારૂં ચિત્ત સ્થિર થઈ જશે તે ઘડીએજ મારૂં સર્વ પ્રકારનું હિત થઇ જશે. તુકારામ કહે છે કે, હે દેવ!

તેં અગાઉ અનેક જીવોનો ઉદ્ધાર કરી દીધો છે, ત્યારે મારા સરખા બાળકને માટે તો તારે ગમે તેમ કરીને થોડીક ચિંતા રાખવી જોઇશે.

**૩૩૧૭**–પાણી વિના જેમ માછલી ટળવળે તેવીજ તારા વિના મારા જીવની અવસ્થા થઇ ગઇ છે. ભોંયમાં દાટી રાખેલું ધન જ્યારે તેના માલિકના હાથમાં ન આવે, ત્યારે તેની જેવી દશા થાય તેવી મારી દશા થઈ છે અને તેના મનને જેટલો સંતાપ થાય છે તેટલો મારા મનને પણ થાય છે. નાનું છોકરૂં તેની માતાથી વિખૂટું પડે અને તે જેમ રડે તેવી મારી હાલત થઇ ગઇ છે. ઓ દેવ! હવે મારે તમને કેટલી વાર કહેવું પડશે? હવે સો વાતની એક વાત એ કે, મને તમારા ચરણનું દર્શન કરાવી દો. એ વાતની ચિંતાને લીધે મારૂં અંતઃકરણ અંદરથી નર્યું ખવાઇને ખોખું થઈ ગયું છે. મને રાતદહાડો એ ફિકર થયા કરે છે કે મને તું ભૂલી તો નહિ ગયો હોય? તુકારામ કહે છે કે, હે દેવ! તમે સર્વજ્ઞ છો. ત્યારે હવે મારા ઉપર કૃપા કરોને.

**૩૩૧૮**–ઓ જગતના સ્વામી દેવ ! જેઓ તમારા શરણાગત થાય તેમનાથી તમારે વિમુખ થવું નહિ, એટલી મારી તમને વિનંતી છે. જે કોઇ તમને મારે તેને તમારે ઝટ જવાબ દેવો. હે હરિ ! તમારી આગળ મારી આ એકજ વિનંતિ છે. હે નારાયણ ! જે લોકો સંસારથી સંતપ્ત થઇને પીડાતા હોય, તેમની પાસે તમારે દોડી જવું એટલી હું તમને વિનંતી કરૂં છું, તે તમે સાંભળજો. હે કેશવ ! થાકયાપાકયા જીવોને જો તમે તમારા પોતાના બનાવી દેશો તો તેઓ વિશ્રાંતિ પામશે, એટલી મારી વિનંતી તમે સાંભળોજ. હે અનંત ! જે તમારા ચિહ્નધારી દાસ છે, તેમના યોગક્ષેમનો ભાર તમારે ઉપાડી લેવો જોઇએ, આટલી મારી વિનંતી તમે કાને ધરજો; તુકારામ કહે છે કે, હે કેશવ દેવ!

અને મને પણ તમે ભૂલી જતા નહિ એ મારી વિનંતી તમારે સાંભળવી જોઇશે.

૩૩૧૯–" અલ્યા ! તું થાકી ગયો છે કે ? તને ઘણો શ્રમ કરવો પડ્યો હતો કે ? " આવું મને પૂછનાર હે પાંડુરંગ ! તારા તારા સિવાય મારે બીજો કોણ છે ? મારે મારી ભૂખતરશની અને મારાં સુખદુઃખની ફરિયાદ બીજા કોની આગળ જઇને કરવી ? એ બધાંનું તારા વિના બીજું કોણ નિવારણ કરે તે કહે. અમારા ત્રિવિધ તાપનું પણ કોણ નિવારણ કરશે ? તારા સિવાય આ સંસારસમુદ્રમાંથી મને તારે એવો બીજો કોણ છે ? જે ખાવું-ખાવાનું મને મન થાય છે તે મારે તારા સિવાય બીજા કોની પાસે માગવું ? તારા સિવાય મારા મનના લાડકોડ કોણ પૂરાં કરે ? અમે કોને અમારો પોતાનો ગણીને તેના ઉપર હક કરીએ ? અમારા ઉત્પાતને સાંખી લેનાર પણ તારા વિના બીજો કોણ છે ? તુકારામ કહે છે કે, હે દેવ ! હે મારા સ્વામી ! તું સર્વજ્ઞ છે. તારે ચરણે મારા દંડવત્ પ્રણામ.

૩૩૨૦–જે ઘડીએ હું દેવની પંગતમાં જઇને બેસી ગયો, તેજ ઘડીએ મારૂં પેટ ભરાઇ ગયું અને હું તૃપ્ત થઇ ગયો. હવે મારે મુક્તિના અભાવથી શું દુઃખ છે ? હવે તો હું જ્યારે દેવને સાદ કરીને બોલાવીશ ત્યારે તે તરતજ મારી પાસે દોડ્યા આવશેજ એમાં મને કશી શંકાજ રહી નથી. હવે ગાયન ગાવાનો વખત પણ ક્યાં રહ્યો છે ? બધું તો શ્રીહરિના આનંદથી પૂરેપૂરૂં ભરાઈ ગયું છે. દેવની સાથે મૈત્રી કરી એટલે વિષયભાવનો આશ્રય લેવા જેટલી જગ્યાજ ક્યાં રહી છે ? જે ઘડીએ શ્રીહરિના પ્રેમનો મારા હૃદયમાં સંચાર થઈ ગયો તે ઘડીથીજ કામ, ક્રોધ વગેરે વિકારોને ત્યાંથી દેશવટોજ મળી ગયો. તુકારામ કહે છે કે,

હવે હું દેવને જીતી ગયો છુંજ, કારણકે હું તેમનો દાસ થયો છું અને પોતાના દાસની ઉપેક્ષા તેમનાથી કરાય એમ છેજ નહિ.

**૩૩૨૧**—નારાયણ જો ખરેખર નિર્લજ્જ હોય તો તેમનો મહિમા પુરાણોએ આટલો બધો વખાણ્યોજ શા માટે? જેની કીર્તિ ન હોય તેના નામની આટલી પ્રસિદ્ધિ પણ ન હોય. દેવે જીવને સુખી કર્યો તેથી તો જીવ કહે છે કે, હું ચિરંજીવ છું. શ્રી-રંગજીના સ્વભાવમાં ભલાઇ તો અનુપમજ દીસે છે અને તેથીજ વર્ણન કરનારાઓએ તેનું વર્ણન કર્યું છે. હરિને અભિમાન તો છેજ નહિ તેથી તે સૌથી શ્રેષ્ઠ દેવ છે અને તેમને જેવું કહીએ તેવું તે કરે છે. તુકારામ કહે છે કે, દેવને નઠારી ઇચ્છા તો હોયજ નહિ, તેથી હું તેમની સેવા કરૂં છું.

**૩૩૨૨**—હરિકથારૂપી માવડીના દૂધથી કદી કોઈ ધરાતુંજ નથી. વૈષ્ણવો તેનુંજ સેવન કરે છે. અમૃત તેનાથી શરમાઇને પાછળ ઊભું રહે છે. આવા હરિકથાના રસમાં બ્રહ્માનંદની મજા આવી જાય છે. કોઈ પણ પતિત અથવા પાતકી હોય, તે જો વૈષ્ણ-વોની પંગતમાં જઈને બેસે અને હરિકથારૂપી અમૃતનું સેવન કરે તો તે પણ દેવના જેવોજ ચતુર્ભુજ થઈ જાય છે. જ્યાં આગળ વૈષ્ણવભક્તોનો ભારે મેળો જામ્યો હોય છે, ત્યાં બધા પ્રકારનાં સુખ આવી આવીને એકઠાં થાય છે. શ્રીહરિને ભક્તોનાં ગાયન સાંભળવાનો શોખ લાગી જવાથી તે પોતાનું નિર્ગુણ રૂપ છોડી દઇને સગુણ અને સાકાર થઇ ગયા છે. તુકારામ કહે છે કે, કીર્તન-દ્વારા શ્રીહરિને પ્રાપ્ત કરવાનું કામ સુલભ થઇ જવાથી બીજાં બધાં સાધનોની લોકોને ગરજ રહી નથી.

**૩૩૨૩**—સંસારનાં સર્વ પ્રકારનાં સુખોને ભોગવનારા વૈષ્ણ-વોને એકલા વિઠોબાનીજ મદદ છે. તે ભક્તો પોતાના મનમાં ભય,

ચિંતા વગેરેને સ્થાન આપતાજ નથી, તેમ કરવાનું તેમને કશું છેજ નહિ; કારણકે તેમનું રક્ષણ ચક્રપાણિ કર્યાજ કરે છે. ભક્તજનો એક શ્રીરંગમાંજ એકનિષ્ઠ ભાવસહિત રંગાઇ ગયેલા હોવાથી કોઈપણ જાતનો ક્લેશ તેમના આત્માને સ્પર્શ કરી શકતો નથી. તેઓ મુક્ત થઈ જવાથી, તેમને ફરી ફરી જન્મ ધારણ કરવાનુંજ ઘણું ગમે છે. તેમના યોગક્ષેમનો ભાર તો દેવ પોતેજ ઉપાડી લે છે. તુકારામ કહે છે કે, દેવ એવા ભક્તોનો કર્ણધાર હોવાથી તેઓ સંસારમાં નિશ્ચિંતપણે રહે છે.

**૩૩૨૪**–દેવની સાથે અથવા કોઇ ભક્તની સાથે અવતાર લેવાનું ઠરે, ત્યારે બેઉએ મળીને એક ધર્મનું રક્ષણ કરવાનો વિચાર કરી લેવો જોઇએ. દેવના સંસર્ગથી ભક્તને સુખ થાય છે અને દેવને પણ તેમના સંસર્ગથી સુખ થાય છે. દેવે ભક્તોને સાકાર દેહ આપ્યો તેથી તેઓ તેમનો મહિમા ગાય છે. એક પરમાત્માના સ્વરૂપમાંથી દેવ અને તેમના ભક્તો, સ્વામી અને તેમના સેવકો એવા બે વિભાગ થયા છે. તુકારામ કહે છે કે, અહીં તેમની વચ્ચે કશો ભિન્નભાવ નથી. જે દેવ છે તેજ ભક્ત અને જે ભક્ત છે તેજ દેવ છે.

**૩૩૨૫**–જે લોકો પોતાના અભિમાનને એક બાજુએ મૂકીદઇને પ્રેમભાવયુક્ત દેવનાં સ્તુતિગાન ગાય છે, તેમની સ્તુતિ દેવ સાંભળે છે અને તેમને કૈવલ્યસુખની થાપણ આપી દે છે. જેઓ ગોપાળનું પૂજન કરે છે અને તેમના ઉચ્છિષ્ટનું સેવન કરે છે તેમનાથી વનમાળી પ્રસન્ન થાય છે. આવાં ભાવિક ગોપીઓ અને ગોપ લોકોનાં દૂધ, દહીં, ઘી, માખણ, ચક્રપાણિ ભગવાન ખાઈ જતા હતા અને તેમના પ્રેમભાવનાં બંધનો વડે તેમની સાથે બંધાઇ ગયા હતા. શ્રીહરિ જેમને કોઈ જાતની કામના હોયજ નહિ તે ગોપીઓના મનની કામનાઓદ્વારા એવા મોહિત

થઈ ગયા હતા કે તેમની વાટજ જોયા કરતા. આખા સંસારને મનમાન્યું દાન દેનારા ભગવાન ભક્તના આપેલા એકાદા તુલસીપત્રને માટે મનમાં ઇચ્છા રાખ્યા કરે છે. આવી રીતે ભક્તોનો ભાવ જોઈને ભગવાન તેમને હાથે ખુશીથી વેચાઇ જાય છે. તુકારામ કહે છે કે, આ શામળું (શુદ્ધ) ચૈતન્ય સ્વરૂપ આખા જગતમાં વ્યાપી ગયું છે અને છતાં તે સૌનાથી અળગું છે.

૩૩૨૬–સાચા શ્રીમંતને ઘેર આ ઉત્તમ જ્ઞાતિનો છે અને પેલો અધમ જ્ઞાતિનો છે એવો ભેદભાવ હોતો નથી. એવાના ઘરમાં સર્વ પ્રકારની સામગ્રી સદા તૈયારજ હોય છે. જેના મનમાં દેવના પ્રતિ આદર હોય છે, તેનો દેવ પોતે પણ આદર કરે છે અને ભક્તજનો તેમની પાસે જે કોઈ પદાર્થની માગણી કરે તે તેમને છૂટે હાથે આપ્યેજ જાય છે. મારા ફલાણા આપ્તજન છે અને ફલાણા આપ્તજન નથી એવું દેવ કદી પણ કહેતા નથી. તેમને મન રાજા અને રંક બેઉ બરાબર છે. જે ભક્તના હૃદયમાં તે શુદ્ધ ભાવ જુએ છે તેનીજ આગળ આગળ તે ચાલ્યા કરે છે. તે ભક્ત જો કદાચ જડ હૃદયવાળો હોય તો દેવ તેને દેહાદિ જડ પ્રપંચનાથી વેગળો કરી દે છે. કોઇ પણ યાચકના પ્રતિ દેવ દુર્લક્ષ કરતા નથી પણ તેમની પ્રત્યેકની વિનંતી સાંભળીને સૌને તેમનું તેમનું મનોવાંછિત ભોજન દઇને તેમની ઇચ્છાઓ પૂર્ણ કરે છે. તુકારામ કહે છે કે, સૌનાં પેટ ભરાઈ જતાં પણ પુષ્કળ વધી પડે છે એવો સૌ સંતોનો અનુભવ છે.

૩૩૨૭–અરે ભાઈઓ ! તમે વિઠોબારાયના નામસ્મરણરૂપી ખેતી કરવાનો લાભ ફોકટમાં લઈજ લેજો. અહીં તમારે મજૂરીનો ખર્ચ નથી કરવો પડવાનો, નથી ખાધાખોરાકીના પૈસા ખર્ચ-વાના અને નથી સરકારી મહેસૂલ ભરવાનું. કોઇનો હુકમ નથી,

કોઈનો ત્રાસ નથી અને કોઈનો જુલમ નથી. તમારી સાથે તેમાં ભાગ પડાવે એવો કોઈ ભાગિયો નથી અને તમારી પેદાશના ઉપર પોતાનો હક કરતો આવનાર પણ કોઈ નથી. તમે તમારાજ માલિક છો. આ ખેતીમાં જપતપરૂપી હળ ચલાવવાં નહિ પડે અને કરબડીઓ ફેરવવી નહિ પડે. ષટ્કર્મ અને ધર્મકર્મરૂપી પાળ બાંધવી નહિ પડે. જ્ઞાનરૂપી પંજેટીઓ નથી વાવરવાની અને નથી સંચિત કર્મોનાં બીજ વાવવાનાં. હરિનામરૂપી ખેતરનો પાક તો સદાકાળ પાકેલો ને પાકેલોજ રહે છે. વિઠ્ઠલના નામસ્મરણરૂપી ગોફણમાંથી છૂટતા ગોળાના ભયથી યમરૂપી ચોર તો ત્યાં આગળ ફરકી શકતોજ નથી, તેથી તેના તરફનો કશો ત્રાસ છેજ નહિ. વળી આ ફસલ એવી છે કે તેનો કદી પણ નાશ થતો નથી. તે તો જ્યારે જુઓ ત્યારે લીલી ને લીલી. એક ઘડી વારને માટે પણ સુકાય નહિ કે કરમાય પણ નહિ. આમ હોવા છતાં જે ગાંડો હોય તેજ આ ખેતીની ફસલને વિષે મનમાં ફિકરચિંતા કરતો રહે. શ્રીહરિનો પ્રેમરૂપી પાક તો થોકેથોક પાક્યો છે. તેને ભરવાની આપણા ઘરમાં પૂરતી જગ્યા નથી. તુકારામ કહે છે કે, જેઓ આવો લાભ લઈ લેવાનું ચૂકશે તેને ધિક્કાર હોજો.

**૩૩૨૮**–પોતાના ખેતરના ઉપર નજર ન રાખતાં જે આડું-અવળું જોયા કરે છે, તેના ખેતરના પાકને પક્ષીઓ ખાઈ જાય છે અને તેના હાથમાં એક દાણો પણ નથી આવતો. તે પ્રમાણે, ઓ મૂરખા! તું જાગતો રહેજે અને તારૂં પરમાર્થનું ખેતર લૂંટાઈ ન જાય તેની સાવચેતી રાખજે. રસ્તે જતાં ચોરનો સંગાથ કર્યાથી જેઓ પોતાની ખરી વાટ ચૂકી ગયા છે અને જેઓ ધોળે દહાડે પણ આંખો મીંચીને આંધળાની પેઠે ચાલે છે તેઓ ખાડા-માંજ પડે છે. વાંઝણી ગાયને પાળનાર દૂધ અને વાછરડાની પ્રાપ્તિ શી રીતે કરવાનો હતો? તુકારામ કહે છે કે, કાણા તૂંબડાની

મદદથી નદીની પેલી પાર જવાયજ શી રીતે?

૩૩૨૯—આ શરીરરૂપી ખેતર થોડા વખતને માટે વાપરવા મળ્યું છે એમ જાણીને તું ચારે બાજુએથી તેનું રખોપું કરજે. તું તેને ખૂબ સાચવજે—ખૂબ સાચવજે—ખૂબ સાચવજે કે જેથી ચોર તેમાં ઘૂસી ન જાય. તારા મુખરૂપી ગોફણમાં હરિનામરૂપી પથ્થર ચડાવીને તેને એવા જોરથી વીંઝીને ફટકારજે કે અહંકાર વગેરે દોષરૂપી પંખીઓ એકદમ ઊડી જતાં રહે. તું તારા સ્વરૂપના વિચારરૂપી અંગેઠી સળગતી રાખજે અને દેહબુદ્ધિની જગ્યા બદલી નાખજે. જ્યારે અભિમાન તારા ઉપર ચઢી આવે ત્યારે બળ અને બુદ્ધિ બેઉની મદદ લેજે. જ્યારે ખેતરનો પાક તૈયાર થાય, ત્યારે ખળીમાંજ જે માગવા આવે તેને તેનું દાન દઈને જગતને સુખી કરજે. સ્વરૂપબોધરૂપી પાકનો ઢગલો તૈયાર થાય ત્યારે પંચભૂતોને તેમનું જે હતું તે પાછું આપી દઈને તેમનું દેવું ઉતારી નાખજે. તુકારામ કહે છે કે, પછી તારે માટે કશું કામ કરવાનું બાકી રહેશે નહિ. નિજસ્વરૂપ હાથમાં આવી ગયા પછી દેહાદિ પ્રપંચરૂપી ભૂસાનો તો સહજમાં ત્યાગ થવાનોજ.

૩૩૩૦—માયારૂપી માતાએ જીવાત્મારૂપી બાળકને પંચ-તત્ત્વોના બનેલા શરીરરૂપી પારણામાં સુવાડ્યો છે. એ પાંચ તત્ત્વો-માં રહેનારા ચાર દેહનાં ચાર શ્રીફળ અને ચાર વાણીરૂપી ચાર પૂતળીઓ એ પારણામાં જડેલાં છે અને નિત્ય હાલહાલ્ય કરવા-નો તેમનો સ્વભાવજ છે, તોપણ "તારે વૈખરી વાણીનો અંગીકાર કરીને सोऽहम् ભાવનામાં રહેવું." એવું માયાએ પેલા રમતિયાળ બાળક જીવાત્માને કહ્યું. "તું હવે તારા નિજસ્વરૂપમાં સ્થિર થઈને રહેજે." આવું કહીને તે માતા ઝોકાં ખાવા લાગી. તેને આત્મ-સ્વરૂપનું જ્ઞાન નહિ હોવાથી તેણે દેહબુદ્ધિને સાચી માની લીધી અને તેથી નાના પ્રકારનાં કર્મ અને તેનાં ફળરૂપ સુખદુઃખ ભોગ-

વવાને માટે અનેક યોનિઓમાં તે જન્મમૃત્યુદ્વારા ભટકવા લાગ્યો અને ઘણોજ શ્રમિત થઇ ગયો. ઓ નાના બાળક! તને એટલી ખબર નથી કે બહિર્મુખ સ્થિતિમાં જગતની સાથે ક્રીડા કરવા જતાં કાળ આવીને તારો કોળિયો કરી જશે? નાના પ્રકારનાં કર્મ કરવાથી જેનું હૃદય દુઃખી અને જર્જરિત થઈ ગયું છે એવા મનુષ્યને જોઇને કાળ તેને ઉપાડી જાય છે, એટલા માટે હું કહું તે પ્રમાણે તું હવે વિનાવિલંબે ચાલવા માંડ. તારી પાસે પૂર્વજન્મનાં શુદ્ધ સંચિત કર્મ હતાં તેમણે તને વળી બીજી વાર અનેક યોનિઓમાં ભટકતાં ઉગારી લીધો. આ સંસારમાં અગાઉ કેટલા બધા જીવો અધોગતિએ ચાલ્યા ગયા અને છતાં તું તારાં અનેક પુણ્યોને પ્રતાપે નરદેહ સુધી તો આવી પહોંચ્યો છે. શુકદેવ રમતા હતા તે વખતે કાળરૂપી ઘોઘર તેમની પાછળ દોડ્યો. તેના ભયને લીધે શુકદેવ બાર વર્ષ સુધી માના ગર્ભમાં સંતાઈ રહ્યા. પછી ત્યાંથી જેવા બહાર નીકળ્યા તેવાજ નાઠા. રસ્તામાં એક અપ્સરાની વાત સાંભળીને તેમનામાં દેહબુદ્ધિ ઉત્પન્ન થઈ અને તેથી લંગોટી વાળીને નાઠા. કાર્તિકસ્વામીની બાબતમાં પણ આવુંજ બન્યું હતું. તે પણ નાસીને પર્વતની કંદરામાં ભરાઇ ગયા. સાર્વભૌમ જનક રાજા રાજ્યકારભાર વગેરે પ્રવૃત્તિઓની સાથે ક્રીડા કરતા હતા એવામાં તેમને કાળનો ભય લાગવા માંડ્યો. આવી સ્થિતિમાં તેમનો એક પગ અગ્નિમાં પડીને બળવા લાગ્યો, પણ કાળનો તેમના મનમાં એટલો બધો ભય પેસી ગયો હતો કે તેને લીધે તેમને સુખદુઃખનું જ્ઞાન રહ્યું નહિ. આ મારૂં અને આ પરાયું એવો ભેદ તેમના મનમાંથી નીકળી ગયો અને તેમનો દેહભાવ ઓગળી ગયો. પૃથ્વીપતિ શિબિરાજાના ઉપર પણ કાળની સવારી ચઢી આવી. તે ઘણા બહાદુર હતા તેથી તે તો જરા પણ બીધા નહિ. તેમણે પોતાના શરીરનું માંસ પોતાને હાથે કાપીને દેવને

અર્પણ કર્યું. તારી આંખમાં પાણી આવે છે એમ કહીને હરિએ તેને તે પાછું આપ્યું. પછી શિબિએ પોતાના શરીરના માંસના એક પછી એક ટુકડા કાપી કાપીને આપવા માંડ્યા. છેવટે એક ટુકડો રહ્યો તે પણ તમે લેતા જાઓને, તે નકામો જાય છે, એવું કહીને તેણે હરિને શરમિંદા કરી નાખ્યા. આ ઉપરથી તેનાં માતાપિતા તુલ્ય દેવ તેના ઉપર પ્રસન્ન થયા અને તેને કાળના પંજામાંથી મુક્તિ આપી. અજામિલની સાથે કાળ યુદ્ધ કરવા આવ્યો હતો. એજ પ્રમાણે તેણે એક વેશ્યાને પોતાના પાશમાં બાંધી લીધી હતી. તેણે ભયભીત થઇને દેવને સાદ કર્યો અને દેવે તેનો પોકાર સાંભળ્યો. સાંભળતાની વારનેજ દેવ વેગભેર તેની પાસે દોડી આવ્યા અને તેના ઉપર પ્રસન્ન થઈને તેને કાળના પાશમાંથી છૂટી કરી અને તેને પોતાના આત્મસાંનિધ્યનો લાભ આપ્યો. માટે ઓ નાના બાળક ! તું પણ શ્રીહરિનું સ્મરણ કરીને નિશ્ચળ થઇ જા. તું અસાવધ અવસ્થામાં અનેક કર્મોની રમતના લવારા લવીશ મા. કાળ તારી રાહ જોતોજ ઊભો રહ્યો છે, અને તારા આયુષ્યના દિવસના આંકડા ગણ્યા કરે છે. જ્યાં તારા આયુષ્યની અવધ પૂરી થઈ એટલે પછી કાળ તને હરિસ્મરણ કરવા દેવાનો નથી. તારી આંખના ઉપર અંધારિયો પડદો નાખી દેશે. તુકારામ કહે છે કે, આવી રીતે તે કૃપાવંત શ્રીહરિએ તે બાળકના ચિત્તને મોહિત કરી દીધું અને તેની આગળ મધુર સ્વરે ગીત ગાયું. તે સાંભળીને તેના મનને વિશ્રાન્તિ મળી ગઈ. દેવના વચનના ઉપર જેઓ વિશ્વાસ રાખે છે તેમને ફળપ્રાપ્તિ થાય છે. તેઓ કદી વિશ્વાસઘાતના ભોગ થતા નથી.

**૩૩૩૧**–હે દેવ ! તારી કૃપા થઈ જાય તો વાંઝણી ગાય પણ દૂધ દેતી થઇ જાય. તારી આવી શક્તિ સુપ્રસિદ્ધ છે. આવું તેવું હું તારી પાસે કાંઈજ માગતો નથી. મને તો તું તારા ચરણનું

દર્શન કરવા દે એટલે ઘણું થયું. ચાતક પક્ષીને સારૂ મેઘ વરસાદ વરસાવે છે અને રાજહંસ પક્ષીને ચરવાને સારૂ અમૂલ્ય મોતી બન્યાં છે. તુકારામ કહે છે કે, હે દેવ! તમારા જીવને આ મારા શબ્દોની અસર થાય છે ખરીને?

**૩૩૩૨**–આ નામરૂપાત્મક કંગાલ દેહાદિ પ્રપંચથી હું સહજ રીતે નિરાળો છું. સહજ દેહદૃષ્ટિ વડે આપણે ભાગે આવેલી હીનતાનો વિચાર કરીને મનમાં નારાજ ન થવું; અથવા તેને માટે મનથી સંકોચાવું નહિ. ભોંયે પડેલા ઉચ્છિષ્ટનું સેવન કરવું એવી મારી ઇચ્છા પૂર્ણ થાય તેટલા વાસ્તે દેવે ઘટતી વ્યવસ્થા કરી રાખી છે. તુકારામ કહે છે કે, હે બ્રાહ્મણ દેવ! તમે મને તમારાથી વેગળો કરી દીધો છે.

**૩૩૩૩**–હે ચિંતામણિ દેવ! તમારા ઉપાસ્ય ગણપતિને ભોજન કરવાને માટે તેડાવો અને તમે બીજી પતરાળી ઉપર જમવાને બેસો. દેવ બોલ્યા: "અલ્યા એ તુક્યા! અમારામાં તે એવડી કયી મોટી શક્તિ છે? અમે તો અભિમાનની અંદર ફસાઇ ગયેલા છીએ. હવે ઘણું મોડું થઈ ગયું છે. ભોજન ટાઢું પડી જાય છે અને બ્રાહ્મણો તટસ્થ બેસી રહ્યા છે." તુકારામ કહે છે કે, હે ચિંતામણિ દેવ! તમારે પુણ્યે હું ગણપતિને ભોજન કરવાને સારૂ હમણાંજ તેડી લાવું છું.

**૩૩૩૪**–લક્ષ્મીના પતિ નારાયણ ભોક્તા છે, એવું કહીને બ્રાહ્મણોએ પ્રાણાહુતિ લીધી. પાલન કરનારા, ભોકતા અને કરતાકારવતા એક દેવજ છે અને તે પોતે પોતાનામાં સહજ રીતે પૂર્ણકામ છે. આવા અખિલ વિશ્વનું પાલન કરનારા દેવ તે સર્વ બ્રાહ્મણોના પ્રતિ કૃપાદૃષ્ટિથી જોઇને તેમની પ્રાર્થના કરે છે. તુકારામ કહે છે કે, આ રીતે દેવ અને તેમના ભકતો એક પંગતે સાથે બેસીને

ભોજન કરે છે. એટલા માટે તમે કોળિયે કોળિયે ગોવિંદના નામનું સ્મરણ કરતા રહેજો.

**૩૩૩૫**–હે ચિંતામણિ દેવ! તમે બ્રાહ્મણોએ મારેલી લાત મારા સ્વામી ધારણ કરે છે, એવા તમે શ્રેષ્ઠ છો. તમારી આગળ મારા જેવા ગરીબનો શો હિસાબ? તમારા ચરણના સ્પર્શ વડે તીર્થો પવિત્ર થઈ જાય છે, ત્યારે મારા જેવા રંકની તો કિંમતજ શી? તુકારામ કહે છે કે, આવા તમે બ્રાહ્મણો સૌ દેવોના પૂજ્ય છો અને હું તો નીચ જાતિમાં જન્મેલો હોવાથી નિંદાને પાત્ર છું. તેથી તમારી આગળ મારૂં શું ગજું?

**૩૩૩૬**–હે ભાગીરથી માતુશ્રી! હું તમારે ચરણે મસ્તક મૂકીને તમારી વિનંતી કરૂં છું તે તમે સાંભળો. તમને ભગીરથ રાજા તેડી લાવ્યો તેથી તમારૂં નામ ભાગીરથી પડ્યું. તમે સૌ તીર્થોમાં શ્રેષ્ઠ છો અને મહાપાતકોનો નાશ કરનારાં છો. તમારે કાંઠે જે કોઈ આવી ચઢે છે તે જીવતે જીવત તમામ ઐશ્વર્યોનો ભોક્તા થાય છે અને મૃત્યુ પછી તે મોક્ષ પામી જાય છે. આ રીતે તે આ લોકમાં તથા પરલોકમાં સુખરૂપ થઈ જાય છે. તુકારામ કહે છે કે, હું વિષ્ણુનો દાસ હોવાથી સંતોની આગળ પોષાઉં છું, તેથી કરીને તમારૂં પૂજન કરવા સારૂ આ વાક્ (શબ્દો)રૂપી પુષ્પો મેં મોકલાવ્યાં છે.

**૩૩૩૭**–હે દેવ! તમે અખિલ વિશ્વના સ્વામી છો અને હું તો ગરીબ રાંક માનવી છું. આવો હું ગરીબ કંગાલ તમને નમસ્કાર કરૂં છું, માટે તમે મારા ઉપર જેટલી કૃપા કરો તેટલી થોડી છે. તમારી પાસે તો શી કમી છે? પણ મારા જેવાને થોડાથી પણ સંતોષ થાય છે. તુકારામ કહે છે કે, હે દેવ! ગમે તેમ કરીને તારા પ્રેમરૂપી ખાવું મારે સારૂ મોકલાવી દેજે.

**૩૩૩૮**–મેં મારો દેહરૂપી પિંડ મારે હાથેજ વિષ્ણુના ચરણુમાં અર્પણ કરી દીધો છે, તેથી મારૂં ગયાશ્રાદ્ધ તો થઈ ગયું અને મારા માથા ઉપરનું પિતૃઓનું ઋણ પણ ઊતરી ગયું. મેં હરિહરનું નામ લીધું એટલે મારાં તમામ કર્માન્તર પૂર્ણ થઈ ગયાં અને છેવટનો 'બોંબ' 'બોંબ' ધ્વનિ પણ થઈ ગયો. તુકારામ કહે છે કે, આટલું કામ કરવાથી મારા માથા ઉપરનો કર્મનો બધો બોજો ઊતરી ગયો.

**૩૩૩૯**–સૌ ભૂતોમાં એક હરિનુંજ સ્વરૂપ વસે છે એવો મને અનુભવ ક્યારે થશે ? જે ઘડીએ મને એવો અનુભવ થશે તે ઘડીએ મને વિશ્વાસ પેદા થશે કે, હવે મારા ઉપર પાંડુરંગે ખરેખરી કૃપા કરી. હું એવો નિર્દ્વંદ્વ થઈને રહું કે મને કોઈનો ભયજ ન રહે અને જગત પણ મારા તરફથી નિર્દ્વંદ્વ અને નિર્ભય થઈને રહે. તુકારામ કહે છે કે, મને જે જે ભૂતનો મેળાપ થાય છે તે તે મારાં સ્વરૂપ છે એવું મને લાગે છે.

**૩૩૪૦**–તુકારામ કહે છે કે, હું અણુરેણુ કરતાં પણ સૂક્ષ્મ છું અને આકાશ જેવડો મોટો પણ છું. મેં ભ્રમજન્ય દેહાદિ પ્રપંચના આકારનો ક્ષય કરી દીધો છે. જ્ઞેય, જ્ઞાતા અને જ્ઞાન એ ત્રણની ત્રિપુટીનો નિરાસ કરીને મેં આત્મબોધસ્વરૂપરૂપી દીવો મારા દેહની અંદર પ્રકટાવ્યો છે. તુકારામ કહે છે કે, હવે તો હું મારૂં બાકી રહેલું પ્રારબ્ધ ભોગવવા પૂરતો અને લોકોના ઉપર ઉપકાર કરવાને સારૂજ જીવું છું.

**૩૩૪૧**–તલવાર, અસ્ત્રો અને કોદાળો એ બધા પદાર્થો છે તો લોઢાનાજ, પણ તેમના ગુણના પ્રમાણમાં તેમની વત્તીઓછી કિંમત થાય છે. પગથિયું અને દેવની મૂર્તિ બેઉ બને છે તો પથ્થરનાંજ, પણ તેમના માહાત્મ્યમાં ઘણો ફેર છે. તુકારામ કહે છે કે,

પણ તેવું અહીં નથી. સૌ સંતજનો એકસરખા છે.

**૩૩૪૨**–એક બ્રહ્મચારીની બગલમાં મૃગચર્મ હતું, તે ચાલતાં ચાલતાં ભોંય પર પડી ગયું અને તેના પગની ઠોકરે ચઢીને ખડખડ અવાજ કરવા લાગ્યું. આવો એક બેશરમો અને અપમાનને યોગ્ય સાધુ અહીં આવ્યો છે. તેની દાદ કોઈ સાંભળજો—કોઇ સાંભળજો–એવું હું કહું છું. તે બ્રહ્મચારી કહે છે કે, અહીંના બધા લોકો મોઢેથી રામ રામ બોલે છે અને કર્મકાંડ કોઈ કરતુંજ નથી. હરિના ભક્તોને પગે જે કોઇ પડશે તે લૂંટાઈ જશે, એવું તે કહેતો ફરે છે. જેની આવી અવળી સમજ હોય તે સંસાર અને પરમાર્થ બેઉનાથી ભ્રષ્ટ થવાને યોગ્ય બબૂચક છે. તુકારામ કહે છે કે, જે અંતરની શુદ્ધિ કર્યા વિના ફક્ત વેષ ધારણ કરીને સાધુ થાય છે તેની આમ અપકીર્તિ થાય છે અને તેનાં તમામ પુણ્યોનો નાશ થાય છે.

**૩૩૪૩**–જ્યાંસુધી મનમાંથી કામનો નાશ થયો ન હોય ત્યાં સુધી સ્ત્રીછોકરાંનો ત્યાગ કરવો યોગ્ય નથી. બહારથી વેષ ધારણ કરીને જેઓ ભજન કરવા જાય છે, તેમનો શ્રમ વ્યર્થ છે અને તેઓ જરૂર નરકેજ જવાના. વેદાક્ષર મોઢે કરવાનો શ્રમ લેવો અને મનમાં સાધુઓની નિંદા કરવાની દાનત રાખવી એ પોતાનું બધુંજ કર્યુંકારવ્યું બરબાદ કરવાનો રસ્તો છે અને અંતે નરકે જવાની તૈયારી કર્યા બરાબર છે. તુકારામ કહે છે કે, આવા લોકો મૃત્યુ પછી પિશાચયોનિમાં જન્મ પામશે.

**૩૩૪૪**–અરે ભાઈ! તું જે બોલે છે તેમાં ઉપર ઉપરથી સારૂં સારૂં દેખાય છે, પણ તારા અંતઃકરણમાં કપટ છે, તે મારૂં મન પારખી શકે છે. લોકોમાં તારાં કામ સારાં કહેવાય છે; પણ આ ઠગાઇ તને શોભે છે ખરી? જેમ કોઇને પ્રેમસહિત ભોજનનું નિ-

મંત્રણ દીધા પછી તેના જમણમાં ઝેર દઈને તેને મારી નાખવો, તેવુંજ આ તારૂં બાહ્ય આડંબર ભરેલું કાર્ય છે. તુકારામ કહે છે કે, જેના મનમાં કપટ છે તે પોતાના અંતરના મેલને બહાર દેખાવા દેતો નથી અને આદરસત્કારનું નાટક બરાબર ભજવે છે.

**૩૩૪૫**–જેનામાં ખરેખરી બ્રાહ્મી સ્થિતિનો ઉદય થયો હોય છે તેનાથી તો એક છાણું પણ ભાગતું નથી, તો પછી જીવનો વધ તો તે કરી શકેજ કેવી રીતે? જો તે એક જીવયુક્ત છાણું પણ ભાંગે તો તેને ગુરુહત્યાનું પાતક લાગે અને તેને ગુરુએ દીધેલ ઉપદેશ વ્યર્થ જાય. ગુરુએ તેના કાનમાં જે અભેદ સ્વરૂપનો બોધ કર્યો હતો તેનું તો તે મોઢે મોઢે વર્ણન કર્યો જાય છે, પણ જો તે સર્વ ભૂત પ્રત્યે મત્સરયુક્ત વર્તન કરશે તો તેનું બ્રહ્મજ્ઞાન કામક્રોધાદિ ચોર ચોરી જશે. ગુરુએ તેને જે વાતની શિક્ષા આપેલી તે તો તે લોકોને કહી સંભળાવે છે. પણ સૌની સાથે અભેદભાવ યુક્ત વર્તન ન કરવાથી તેના મનમાં રહેલા ભેદભાવને લીધે તે લોકોના ઉપર મનમાં ક્રોધ રાખીને ફરે છે. તુકારામ કહે છે કે, તે કોઈની સ્તુતિ અને કોઈની નિંદા કરવામાં વાણીનો વ્યર્થ વ્યય કરે છે.

**૩૩૪૬**–પરાઈ સ્ત્રી મારે મન રુક્‌માઈ સમાન છે. આ નિયમ હું પહેલેથીજ પાળતો આવ્યો છું; માટે ઓ મારી મા ! તું અહીંથી ચાલી જા. મને વશ કરવાનાં ફાંફાં મારતીજ નહિ. હું વિષ્ણુનો દાસ છું અને તું ઇચ્છે છે એવો માણસ હું નથી. તારૂં પાપાચરણ મારાથી સહન થતું નથી. તેથી કરીને તું મારા સાંભળતાં એક પણ અપવિત્ર શબ્દ બોલીશ નહિ. તુકારામ કહે છે કે, તારે માટી કરવો હોય તો ગામમાં બીજા ભાયડાઓ થોડાબોડા છે ?

**૩૩૪૭**–હે નારાયણ ! મારે સ્ત્રીઓની સોબત ન જોઈએ. તેં સ્ત્રીઓને લાકડાની, માટીની અથવા પથ્થરની શા માટે ન બનાવી?

કારણકે સ્ત્રીઓની સોબતમાં રહેવાથી દેવનું સ્મરણ થતું નથી, દેવનું ભજન પણ થઇ શકતું નથી અને સ્ત્રીઓમાં મન એક વાર લલચાયું તો પછી ઝાલ્યું રહેતું નથી. ઇન્દ્રિયયુક્ત દૃષ્ટિથી સ્ત્રીના ભણી જોયું એટલે મરણજ નીપજ્યું જાણવું. સ્ત્રીઓ જો કે, દેખીતી રીતે સુંદર છે, તોપણ તેમનું સૌન્દર્ય દુઃખનું કારણ થઈ પડે છે. તુકારામ કહે છે કે, અગ્નિ ગમે તેટલો ભલો થયો હોય તોપણ તેને આલિંગન દેવા જઈએ તો તે દઝાડયા વિના રહેજ નહિ.

૩૩૪૮–જે લોકો ભાવિક હોય તેમણે મારૂં કહ્યું કાને ધરવું–ફક્ત તેમણેજ મારૂં કહ્યું કાને ધરવું. જેઓ કુતર્કવાદીઓ હોય તેમની સંગતિ કોઇએ કરવી નહિ અને સૌએ પાંડુરંગનું સ્મરણ કરવું. અનેક મતમતાંતરનાં તત્ત્વની શોધખોળમાં પડવું નહિ. તમને એમાં પૂરી સમજણ નહિ પડે અને ઊલટું તમારૂં પોતાનું કામ કથળી જશે. તુકારામ કહે છે કે, આ હું જે કળિયુગમાં શ્રીહરિનો દાસ છું તે સૌ લોકોને ઉપર પ્રમાણે કહું છું.

૩૩૪૯–લંકામાં જ્યાં અશોક વૃક્ષનું વન હતું ત્યાં બેઠીબેઠી સીતા વિલાપ કરવા લાગી. તે બોલીઃ "અરેરે ! મારા સ્વામી રઘુનંદનનો મને શાથી વિયોગ થયો ? અમે રહેતાં હતાં તે ગુફામાં પેસીને દુષ્ટ રાવણ મને પકડી ગયો અને આ વિકટ લંકાનગરીમાં મને લઈ આવ્યો. હે સખી ત્રિજટા ! મને ફરીથી રઘુનાથનો મેળાપ થશે કે નહિ, તે તો તું મને કહે. તેમને મળવાને સારૂ મારૂં મન અત્યંત અધીરૂં થઈ ગયું છે, પણ તેઓ તો અહીંથી ઘણા દૂર છે, મારા શરીરમાંથી મારા પ્રાણ નીકળું નીકળું કરી રહ્યા છે. અરેરે ! મેં કયું પાપ કર્યું હશે ? મેં કયા તીર્થના વ્રતનો ભંગ કર્યો હશે ? શું મેં ગાય વાછરડાનો અથવા સ્ત્રીપુરુષનો વિયોગ કરાવ્યો હશે ? હે સખી ! મારૂં પ્રારબ્ધ

કેવું છે, તેની મને સમજ પડતી નથી; પણ તેણે મારો અને રઘુનાથજીના ચરણનો વિયોગ કરાવી દીધો છે. પેલા સુવર્ણના જેવા રંગવાળા મૃગની લાલચમાં હું ફસાઇ ગઈ. તેને મારીને તેના ચામડાની ચોળી સિવડાવવા સારૂ મેં રઘુનાથને મોકલ્યા તે ઉપરાંત લક્ષ્મણનું કહ્યું પણ મેં કર્યું નહિ. મને એ રાક્ષસોની માયામાં શી રીતે સમજ પડે ? ઘર સૂનું જોઈને દુષ્ટ રાવણ મને લઈ જવા ચાલ્યો આવ્યો. હે માયા ! એક રઘુનાથના નામ સિવાય બીજો કોઇ મુખ્ય અને સરળ ઉપાય છેજ નહિ. રાવણ મને લઇને જતો હતો, ત્યાં રસ્તામાં જટાયુ નામનો એક પક્ષી મને છોડાવવાને આવ્યો. રાવણે તેના ઉપર પગ દઈને તેની પાંખો તોડી નાખી અને મારી નાખ્યો. નદી જોરથી વહી જતી હોય છે ત્યારે તેની આગળ કોઈનું કાંઈ ચાલે છે ?” તુકારામ કહે છે કે, જનકની પુત્રી આ પ્રમાણે દુઃખની મારી વલોપાત કરવા લાગી. કોઈ હરિણી વનમાં ભૂલી પડી હોય અને તેની જેવી દશા થાય તેવી દશા સીતાની થઇ હતી. તેવે વખતે ત્રિજટા તેને સમજાવીને સાંત્વન દેતી હતી અને કહેતી હતી કે, “ ભક્તોના સ્વામી શ્રીરામ આવી પહોંચશે અને લંકાને જીતી લેશે.”

**૩૩૫૦**–હે દેવ ! મારે કાંઈ માગવું હોય તો તારા સિવાય બીજા કોની પાસે માગું ? તું આખા પૃથ્વીમંડળમાં વ્યાપક થઇ રહ્યો છે. મારા મનમાં જે જે ભાવનાઓ હોય તેને પૂર્ણ કરે એવો તારા સિવાય બીજો કોણ છે ? કોઇ મોટો સરદાર હોય અથવા રાજા હોય તોપણ મારા મનના કોડ પૂરા કરવાનું તેનું ગજું નથી. ત્રૈલોક્યમાં પણ તારા સિવાય બીજો કોઈ મોક્ષદાતા નથી અને સંસારમાંથી તારી શકે એવો પણ કોઇ નથી. તારા રૂપનું અને તારા નામનું મનમાં ચિંતન કર્યાથી પાપ, તાપ, ભય અને કામના એ બધાંનો ક્ષય થઇ જાય છે. પુરાણોએ તને ‘ હરિ ’ એવું નામ

આપ્યું છે તે યથાર્થજ આપ્યું છે; કારણકે ગર્ભવાસ કરતા અને અનેક યોનિઓમાં ભ્રમણ કરતા જીવોનું તું હરણ કરે છે. એવું સમજીને હું તારોજ મહિમા ગાઉં છું. તારા સિવાય બીજા કોઈનાં વખાણ મારી વાણીથી થાયજ કેવી રીતે? અને કરવા જાઉં તો તે વ્યર્થ છે, કેમકે તેમાં રસજ નથી આવતો. સંસારનો નાશ કરનાર અને ત્રૈલોકયમાં વ્યાપક થઈને રહેનાર તું એકજ છે અને તેથી તારૂં વર્ણન કરવા જતાં શેષ પણ થાકીને હારી બેઠા. હે દેવ! મારો બધોજ જીવભાવ તારા ચરણમાંજ સ્થિર થઈને રહો. એ સિવાય બીજું નકામું મારે માગવુંજ નથી. તુકારામ કહે છે કે, તું દીનજનોનો સ્વામી છે અને એ વાત સંસારમાં પ્રસિદ્ધ છે. મહાન પાતકીઓને અને હીનહીન જનોને તેં તાર્યા, એવું જાણીને હે દેવ! હું તારા ચરણનો આશ્રય લઈને બેસી રહ્યો છું. ત્યારે હવે તું મારૂં રક્ષણ કર અને તારા ચરણની સેવા કરવાનો મને અધિકાર આપ, એટલું હું તારી પાસે માગું છું.

**૩૩૫૧**–દેવ ભીમા નદીને કિનારે ઊભા રહ્યા છે. તેમની સામે મોઢે દક્ષિણ દિશા તરફ વહી જતી ભીમા નદી આવેલી છે. ત્યાં આગળ હરિનામની ગર્જનાઓ કરનારા વૈષ્ણવ વીરપુરુષોને જોઈને મોટાં મોટાં પાતક થરથર કંપી ઊઠે છે અને ત્યાંથી જીવ લઈને નાસવા માંડે છે. શ્રીહરિ ભારે ગંભીર અને ધીર હોવા છતાં મોઢું મલકાવીને અમૃત જેવા મધુર અને સર્વ પ્રકારનું સુખ આપે એવા શબ્દો બોલે છે. એવા શ્રીહરિ તેમનું નિત્ય ધ્યાન કરનારા મુનિઓના ચિત્તને ઘણા પ્રિય લાગે છે. તેમના મનમાંથી દેહભાવના તદ્દન ગળી ગઈ હોય છે. આ પંઢરપુર ક્ષેત્રનો દેવ ઘણા ઉદારભાવે મનોવાંછિત ફળ આપવાને સારૂ તૈયાર થઈને બેઠો છે, આવી લોકોમાં તેમની ખ્યાતિ ફેલાઇ ગઇ છે. તેમની સેવા કરનારની આગળ તમામ પ્રકારની સિદ્ધિઓ હાજર થઇ જાય છે. એ મારી વિઠાબાઈ

માવડી! તારૂં આ નામ ઘણું મધુર છે. દેવ એક ઇંટના ઉપર ઊભા છે અને પોતાના ભક્તોને મળવાની ઉત્કંઠાને લીધે તેમણે પોતાની કેડે હાથ દઇ રાખ્યા છે. આ સંસારસાગરને તરી જવાનો રસ્તો તે સૌને બતાવી રહ્યા છે. આ રીતે સિદ્ધો અને સાધકો બેઉની વિઠાબાઇજ માતા છે. તુકારામ કહે છે કે, તમે હવે ત્વરા કરીને હમણાં ને હમણાંજ શ્રીહરિને રસ્તે ચાલતા થઇ જાઓ. જેમના આનંદનો પાર નથી એવા શ્રીહરિના આનંદને તમે તમારો પોતાનો કરી લો. તે હરિ પંઢરપુરમાં આવીને રહ્યા છે. આખું વિશ્વ તેમના વડેજ જીવિત રહ્યું છે.

૩૩૫૨-હે મુરારિ! મારૂં મન ધનના લોભમાં ગૂંચવાઈ ગયું છે અને તે મારો હાથ પકડીને મને બારણે બારણે ધક્કા ખવરાવે છે. તે મન જ્યાં ચાલવા માંડે છે એટલે તેનું ચાલવાનું નીઠતુંજ નથી. તે આખી પૃથ્વી ઉપર ફરી વળે તોપણ તે ધરાતું નથી. હું જોવા જાઉં છું તો મારી બુદ્ધિ પણ શુદ્ધ થઇ હોય એવું મને લાગતું નથી. વળી મારા ઉપર મારી ઇન્દ્રિયોનો સખત માર પડે છે તે તો જુદો. તેમની સંગતિમાં રહીને મારો જીવ બંદીખાને પડ્યો હોય એવો થઇ ગયો છે અને આમ ને આમ ચાલુ રહેશે તો તેનો નાશ થઇ જશે. એટલા માટે હે હરિ! તું મારા ઉપર લાગુ પડેલા દુષ્ટ સંગની સાથેનો મારો સંબંધ કાપી નાખ. હે અનંત! આ એકની એક વાત મારે તને કેટલી વાર કહેવી પડશે? મોહ, દુષ્ટ પાપિણી માયા, મમતા, કામ, ક્રોધ ઇત્યાદિની સંગતિને લીધે મારૂં પોતાનું નિજસ્વરૂપ મારાથી દૂર જતું રહ્યું છે. નિદ્રા, આળસ અને દંભ એ ત્રણથી હું ઘણો ભય પામું છું. હે દેવ! તેમની મારા દેહમાં તમે વસ્તી થવાજ ન દેશો. મારા મનમાં તને બાદ કરીને બીજા કશાની ઇચ્છા નથી. તુકારામ કહે છે કે, શંકા અને લજ્જા એ બેઉ બહુજ હાનિકારક છે. તેમને લીધે સાચાં ભાવ અને ભક્તિ દૂર ચાલ્યાં

જાય છે. હે દીનબંધુ દેવ! તું અમારો અનાથોનો ત્યાગ કરીશ મા. તારા ચરણે મારૂં મસ્તક મૂકીને હું તને આટલી વિનંતી કરૂં છું.

**૩૩૫૩**–સામેની બાજુએ શ્યામવર્ણ અને તેજઃપુંજ જેવા દેવ, જેમણે પોતાના મસ્તક ઉપર મયૂરપિચ્છ ધારણ કર્યું છે તે કેવા શોભાયમાન દેખાય છે? તેમને જોતાંને વારજ માયા સહિત ત્રિવિધ તાપનો નાશ થઈ જાય છે. આવા યદુકુળોત્પન્ન યોગીરાજ શ્રીકૃષ્ણનું તમે ભજન કરજો. જેના ઉપર સોળ હજાર સ્ત્રીઓ મોહિત થઈ હતી અને કોમલાંગી ગોપિકાઓના ચિત્તને જેણે લોભાવ્યું હતું, જેનો મધ્યભાગ કોટિચંદ્રના તેજથી સુશોભિત છે, જેમના કંઠમાં રત્નમાળા શોભી રહી છે, એવા ચક્રપાણિ શ્રીકૃષ્ણ સૌ યાદવોમાં શ્રેષ્ઠ છે. જેમને બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર સહિત તેત્રીશ કોટિ દેવતાઓ વંદન કરે છે, મહાકાળ અને દૈત્યો જેમને જોઈને થર થર કંપે છે, એવા શ્યામસુંદર કૃષ્ણનું તમે દર્શન કરી લેજો. તેમનાં દર્શનથી તમારાં પાપતાપનો નાશ થઇ જશે. એ હરિના રતૂમડા ચરણ કેવા શોભે છે? પેલી ભાગ્યવંત ઈંટ હરિના ચરણની સાથે કેવી અડકીને બેઠી છે? એ ચરણનું સ્મરણ કરતાં અગ્નિ પણ શાંત થઇને હોલવાઇ જાય છે. આવા શ્રીહરિને તમે દૃઢ ભાવથી ધારણ કરજો. તુકારામ કહે છે કે, જે મુનિએ હરિના જે અંગનું દર્શન કર્યું ત્યાંજ તેનું ચિત્ત ઠરી ગયું અને આનંદથી પરિપૂર્ણ થઈ ગયું. હરિની મૂર્તિ મારા માતાપિતા સમાન છે એવી દૃઢ ભાવના તેના મનમાં પેદા થઈ ગઇ. મને પણ દેવની બાબતનું ગાંડું લાગ્યું છે. આવું મનમોહક શ્યામ-સ્વરૂપ કેવું સુંદર છે?

**૩૩૫૪**–જેમ તમામ જાતનાં લાકડાંમાં અગ્નિ વ્યાપી રહેલો છે, તેમ જીવ માત્રમાં હરિ વ્યાપીને રહેલા છે. પાણીથી ભરેલા અનેક ઘડામાં સૂર્ય પ્રતિબિંબિત થાય છે, પણ તે ઘડાઓનો નાશ

થાય તોપણ અસલ સૂર્યબિંબનો નાશ થતો નથી; તેમ ભૂતોનો નાશ થયા છતાં આત્માનો નાશ થતો નથી. ગાયભેંસના ગોતરમાંથી દૂધ નીકળતું નથી, પણ એજ ગોતર ગાયભેંસના ખાધામાં આવે તો તેમના શરીરની અંદર તેનું દૂધ બની જાય છે. સૌમાં આંતરબાહ્ય વ્યાપીને રહેલા એકલા શ્રીહરિજ આ વાતનું રહસ્ય જાણે છે. કેળના ઝાડને આખરે લાગે છે તો કેળાંજ; પણ તેને કેળાં આવે તે પહેલાં તેના થડમાં કેળાં શોધવા જઇએ તો કશુંજ જોવામાં નહિ આવે. કેળના ઝાડની અંદરથી કેળાં ન જડે એટલે કોઈ અધીરાઈમાં આવી જઇને ઝાડને ઉખાડી નાખે તો તેની બધી મહેનત વ્યર્થ ગઇ જાણવી. કારણકે એ રીતે તો તેના હાથમાં કેળનાં ફૂલ કે ફળ કશુંજ આવવાનું નહિ. તેથી તેની કેળને વાવવાની અને તેને ઉછેરવાની મહેનત નકામીજ ગઈ કહેવાય ને? બિંબ-પ્રતિબિંબનો સિદ્ધાંત આરસીની મદદથી સમજી શકાય છે. જે અસલ બિંબ છે તેનુંજ પ્રતિબિંબ કાચના ઉપર લગાડેલી લેપની ઉપાધિને લીધે આરસીમાં દેખાય છે. તેવીજ રીતે હરિનું શુદ્ધ-સ્વરૂપ દેહની ઉપાધિને લીધે જીવરૂપે દેખાય છે. તમે દેહાભિમાન ધારણ કરીને પુણ્યપાપાત્મક કર્મો કરો છો અને તેને પરિણામે તમારાં દુ:ખમાં વધારો કરો છો. તેવું કરવાનું હવે છોડી દેજો. તુકારામ કહે છે કે, શ્રીહરિની પ્રાપ્તિ કરવાનો ખરેખરો મર્મ સમજી લેજો. જૂઠા પાખંડમાં પડશો નહિ એટલી તમને મારી વિનંતી છે. એટલા વાસ્તે તમે કહેતા હો તો હું તમારે પગે પડું. બાયડીછોકરાંની વાસનાને મનમાંથી કાઢી નાખજો. આખરે તેમાંથી શું અવશિષ્ટ રહે છે તેનો જરા વિચાર કરી જોજો.

**૩૩૫૫**–ઓ મારા મન! તું વિષયવાસનાને તથા તારી બીજી અનેક જાતની કુટેવોને છોડી દે. એવી બાબતોમાં આપણા મન અને બુદ્ધિવડે રસ લેવો એ સારૂં ન કહેવાય, કેમકે તે વ્યર્થ છે.

તારી આગળ મારે એકજ હિતની વાત કહેવાની છે અને તે એ કે, તું વિઠ્ઠલના ચરણમાં તારો પ્રેમ અર્પણ કર અને તેમાંજ તને સુખ થશે. હે મન ! આવી રીતે સર્વતોભાવે હું તારે શરણે આવ્યો છું. આજ સુધીમાં હું અનેક યોનિઓમાં ભ્રમણ કરીને ઘણોજ દુઃખી દુઃખી થઈ ગયો અને તેથી હવે હું ઘણો ભયભીત થયો છું. હે મન ! આ સંસારમાંથી તારનાર તારા સિવાય બીજું કોઈજ નથી. ગુરુદેવ, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રણે દેવોને ઠેકાણે છે એ વાત ખરી, પણ સંસારમાંથી તારવાનું તો તેમનું પણ ગજુ નથી. તુકારામ કહે છે કે, લોકોનામાં ધનની તૃષ્ણા ઘણી વધી ગઈ છે, તેમની સોબતમાં પડીને હે મન ! તું પણ એજ દિશાએ દોડવા લાગ્યું છે, પણ તું હવે તમામ કુસંગનો પરિત્યાગ કર. હે મન ! તારા ચરણના ઉપર હું મારૂં શરીર મૂકી દઇને તારી આટલી વિનંતી કરૂં છું.

**૩૩૫૬**–હે પંઢરીરાજ ! પતિત જીવોને પાવન કરનારા તારા ચરણ આગળ મારે એક વિનંતી કરવાની છે કે, તું અનાથ અને દીન જીવોની ભીડ ભાંગનાર તેમનો કર્ણધાર અને ત્રાતા છે. આખા જગતમાં તારૂં આ બિરદ જાણીતું છે. હે દેવ ! અમારા અંતઃ-કરણની ગુપ્ત વાતોને તું વગર કહ્યે સમજી જાય છે. માટે હવે તારી લાજ તુંજ રાખજે. જે કોઈ તારો મોહ મનમાં ધારણ કરીને બેસી જાય છે, તેને અભયદાન દઇને તું સુખી કરી દે છે. તુકારામ કહે છે કે, બેઉમાં—ભક્તમાં અને ભગવાનમાં—તું એકલોજ ખેલી રહ્યો છે. મારા મનમાં જે ધૈર્યનો અભાવ છે તે તું મને આપ.

**૩૩૫૭**–અરે રુક્માબાઇના પતિ વિશ્વપોષક પાંડુરંગ ! તું ઉદાર છે. અરે કૃષ્ણ ! અરે રામ ! અરે ઓ દેવ ! તું સૌથી શ્રેષ્ઠ છે અને તારૂં શરીર મેઘશ્યામ છે. આખા વિશ્વની રચના કરનાર તું

છે. હે દેવ! તું કૃપાવંત છે, તું જીવનદાન દેનાર દાતા છે અને તું સર્વસત્તાધારી છે. હે સર્વજ્ઞ નારાયણ! હું તારા કાલાવાલા કરૂં છું તેના તરફ તું લક્ષ આપ. તુકારામ કહે છે કે, અગાઉ જેઓ અનધિકારી હતા તેમનો પણ તેં અંગીકાર કરી દીધો.

૩૩૫૮–હું તારો સાચો દાસ તો નથી પણ લોકોમાં તારા દાસ તરીકે મારી જૂઠી પ્રસિદ્ધિ થઈ ગઈ છે. ત્યારે હે દેવ! મારે કરવું શું તે કહે. તું બધું જાણે તો છે.;મારી પાસે તો કશું પુણ્ય પણ સંચિત થયેલું નથી કે તેમાંથી થોડુંક ખરચી શકું. તુકારામ કહે છે કે, હે કૃપાનિધિ દેવ! મારી મોટાપણાની ઉપાધિ શા માટે તમે વધારી મૂકી તે કહો.

૩૩૫૯–હે દેવ! મોઢેથી બોલાવવાની સત્તા તારા સિવાય બીજા કોઇનામાં છે નહિ. એ વાત હું તારો દાસ હોવાથી જાણું છું અને તેથીજ હું ઉદાસીન વૃત્તિ ધારણ કરૂં છું. હે દેવ! તમે મને ધૈર્ય આપ્યું તેથી મારૂં મન સ્થિર થઇ ગયું છે. તુકારામ કહે છે કે, તમે મને તમારી પીઠ પાછળ રાખ્યો છે એ એક તમારી રમત છે.

૩૩૬૦–હે અનંત! તમારાથી શું હું વધારે જાણું છું તે હું જરા મોટાઈનો ડોળ કરૂં? હે દેવ! તમને શું મારી દયા નથીજ આવતી? હે આખા જગતને રચનારા મારાં માબાપ! તારામાં દયાનો ગુણ નથી શું? તુકારામ કહે છે કે, તારી જીભ કરતાં મારી જીભ વધારે ચાલે છે.

૩૩૬૧–જ્ઞાનેશ્વર મહારાજના ઘરમાં શું ખોટ પડી ગઈ હતી કે લાંઘા કરવાને સારૂ તમને (એક બ્રાહ્મણને સંબોધન કરીને કહ્યું છે) મારી પાસે મોકલ્યા? તેમણે લખેલા પત્રની હકીકત સાંભળ્યા પછી મને આ વાત સમજાઈ ગઇ. સેવકની વાણીને તેના

સ્વામીજ સમજી શકે છે. તુકારામ કહે છે કે, હે દેવ! પેલી પરમાર્થની થાપણ છે તેને સાચવજો.

**૩૩૬૨**–તમારા પગ ઉપર માથું મૂકીને હું તરી ગયો છું. હે નારાયણ! તેમ થવાનું કારણ શું તે તો તમે જાણો. મારૂં કામ તો ફક્ત ખબર આપવા પૂરતું છે. જે વખતે તું જેવી આજ્ઞા કરીશ તે વખતે તે પ્રમાણે હું બોલીશ અને તું જે ખાવાનું આપીશ તે મારૂં કર્તવ્ય સમજીને હું ખાઇશ. તુકારામ કહે છે કે, મારા ઉપરનો થોડોઘણો બોજો તું જાણે છે.

**૩૩૬૩**–અરે ભાઈ! તું ગ્રંથનું અધ્યયન કરવાનો અને તેમનું પારાયણ કરવાનોજ આધાર લઈને બેસી ન રહે. બનતી ત્વરાથી એક વ્રતનો આરંભ કર. દેવનીજ ઇચ્છાને શરણ થઇને અને મનમાંથી દેહાભિમાનને કાઢી નાખીને તું દેવનુંજ ભજન કરવા માંડજે. એ સિવાય બીજાં સાધનોનો આશ્રય લઇશ, તો તેઓ તને આખરે કાળના મોઢામાં લઈ જઇને ફેંકી દેશે અને તેમ થયું એટલે તારે ફરીથી જન્મ લીધા વિના ચાલવાનુંજ નથી. મરી ગયા પછી મોક્ષ મળવાની આશા નહિ જેવી છે, ત્યારે જાણીજોઇને અધોગતિએ જવાનો કોણ વિચાર કરે? દેહની સંગતિ કરવા જતાં તને સ્પષ્ટ રીતે વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઈ દેખાય છે, ત્યારે હવે તને મારે ક્યાં સુધી જગાડ્યા કરવો પડશે? તુકારામ કહે છે કે, પાંડુરંગ એવા છે કે, પોતાનું નામસ્મરણ કરનારાઓને અતિ ત્વરાથી સંસારસરિતાની પાર ઉતારી દે છે.

**૩૩૬૪**–દેવની પાસે મોક્ષની પોટલી નથી બાંધી રાખી કે તેમાંથી તે તમારા હાથમાં મોક્ષ આપી દે. વિષયોમાંથી મન અને ઇન્દ્રિયોને પાછાં ખેંચી લેવાં અને એ રીતે નિર્વિષયી બની જવું એજ મોક્ષનું સ્વરૂપ છે. અનેક પ્રકારનાં વ્રત કરવાં, પછી તેમના

પારણાં કરવાં, નાના પ્રકારના અક્ષરો ગોખવાની મહેનત કરવી, એ બધાં સત્કર્મો કહેવાય છે અને જે એવાં સત્કર્મો કરે છે તેને તેમનું ફળ મળે પણ છે. અનેક જાતની વાસનાઓથી પ્રેરાઈને સંકલ્પો કરવા અને તેને પરિણામે દુઃખ વેઠવું, તે કરતાં તું સંકલ્પોને અને તેનાં પરિણામોનેજ છોડી દે, એટલે દુઃખનો સહજ રીતે છેડો આવી જશે. સ્વપ્નમાં વાગેલા ઘાને માટે કોઈ રડે, તેમ તું પણ જૂઠો જૂઠો-જ રડી મરે છે. તુકારામ કહે છે કે, તું બને તેટલી ત્વરા કરીને મૂળ દેવને શરણે જા. ત્યાં તને બધાંજ ફળની પ્રાપ્તિ થઈ જશે

**૩૩૬૫**—બધા કુટુંબનો ત્યાગ કર્યા પછી પણ જો તે સંબંધી વાસના મનમાં રહી ગઈ હોય, તો ફરી પાછી કુટુંબની પ્રાપ્તિ થયા વિના નહિ રહે. ત્યારે પછી અમે ત્યાગી છીએ એવો દુનિયાની આગળ ઢોંગ કરવાનું શું પ્રયોજન છે? આપણે આપણા મનને સાક્ષી રાખીને કરુણાજનક શબ્દો વડે દેવની પ્રાર્થના કરવી એજ ઉત્તમ છે. ગોવિંદના નામનો જો મનને રસ લાગી જાય, તો તેના વડે આ તમારો દેહ પણ ગોવિંદરૂપજ બની જશે. પછી તમારામાં અને દેવમાં કશોજ તફાવત રહેવાનો નથી. તમારૂં મન આનંદરૂપ થઈ જશે અને તમારી આંખોમાંથી પ્રેમાશ્રુ વહેવા લાગશે. તુકારામ કહે છે કે, જેમ ભમરીનું ધ્યાન કરતાં કરતાં કીડો ભમરીરૂપ બની જાય છે, તેમ તમે પણ દેવની સાથે તદ્રૂપ થઈ જશો.

**૩૩૬૬**—ગોવિંદનું નામસ્મરણ કરવાની મનને લહે લાગી જવાથી નામસ્મરણ કરનારનો દેહ પણ ગોવિંદસ્વરૂપ થઇ જાય છે; પછી તેનામાં અને દેવમાં કશોજ તફાવત રહેતો નથી. તેનું મન આનંદથી ભરપૂર થઇ જાય છે અને તેની આંખોમાંથી પ્રેમાશ્રુ વહેવા માંડે છે. તુકારામ કહે છે કે, ભમરીનું ધ્યાન કરનાર કીડો જેમ ભમરીથી ભિન્ન રહેતો નથી, તેમ દેવનું સ્મરણ કરનાર દેવનાથી ભિન્ન રહેતો નથી.

૩૩૬૭–જે પ્રાણીનું ધ્યાન જે વસ્તુમાં બરાબર લાગી જાય તેનું મન તે વસ્તુની સાથે તદ્રૂપ થઈ જાય છે. આટલા વાસ્તે તમે જે પ્રપંચનો ફેલાવ કરીને બેઠા છો, તેનો ક્ષય કરી નાખો અને તમારા મનને ખૂબ દૃઢ કરીને પાંડુરંગનું સ્મરણ કરવા માંડો. જે પાંડુરંગ પોતાના બેઉ પગ સીધી લીટીમાં રાખીને ઈંટના ઉપર ઊભા છે, તે આખા જગતમાં વ્યાપી રહ્યા છે, આવું રહસ્ય મન ઉપર ઠસાવી દેવું. તુકારામ કહે છે કે, તે દેવ તો આકાશ કરતાં પણ મોટો છે અને વળી અણુરેણુની અંદર પણ સમાઈ શકે છે.

૩૩૬૮–નાના પ્રકારના ગ્રંથ વિચારી લીધા પછી કોઇ હરિકીર્તન કરવાનો આરંભ કરે, તો તેનું કીર્તન સાંભળવા લાયક નીવડે છે. એવું ન કરે તો નકામો લવારો કરવાનોજ છેવટે અવશેષમાં રહી જાય છે.ચારે વેદનો અભ્યાસ કર્યા પછી કોઇ હરિગુણ ગાવા બેસે તો જાણવું કે, તે વેદના અર્થ બરાબર સમજ્યો છે. યાગ, યજ્ઞ, દાન ગમે તે કર્મ કરો પણ તે બધાં કર્મ કરતાં કરતાં જ્યારે કંઠમાં હરિનું નામ રમી રહેતું હોય, ત્યારે તે કર્મોનું ફળ મળે છે. તુકારામ કહે છે કે, અલ્યા ભાઇ! તું નાના પ્રકારની ખટપટોમાં વધારો કરવાને બદલે સૌના સારરૂપ એક હરિના નામનેજ તારા કંઠમાં ધારણ કરી રાખજે.

૩૩૬૯–નિરાહાર ન રહેતાં અન્નનું સેવન કરતા રહીને સુખપૂર્વક દેવનું સ્મરણ કરવું, એનો અર્થ એવો કે જેણે તમને અન્ન આપ્યું છે, તેનું આપેલું અન્ન તેનેજ અર્પણ કરી દેવાથી ફળની પ્રાપ્તિ થાય છે. દેવ વિશ્વનું પાલન કરે છે તે માટે તેમનું એક નામ વિશ્વંભર છે. આપણને તેમનોજ આધાર છે. તુકારામ કહે છે કે, એ દેવ વિનાની કોઈપણ જગ્યા ખાલી છેજ નહિ, એમ સમજીને આપણા ભાવને આખા વિશ્વમાં ફેલાવી દેવો.

૩૩૭૦—અરે! તું તારા મનનો સંકોચ કરી દઇને નાનો શા માટે બની જાય છે? તું દેવને તારા પોતાના હૃદયની અંદર સમાવી દે અને તેમ કરીને આખા બ્રહ્માંડને એક્કે કોળિયે ગળી જા. પછી એ રીતે પરિતૃપ્ત થઇને સંસારને ફગાવી દે. આ કામમાં તારે ઝાઝું મોડું કરવું નહિ. હું દેહી છું, એવી ભાવના કરીને તું નાનાસરખા ઘરમાં ઘેરાઇ ગયો છે અને તેથી તારા અજ્ઞાનનો અંધકાર ધાડો થઈ ગયો છે. તેને પરિણામે તારા જીવને ઘણો સંતાપ વેઠવો પડ્યો છે. તુકારામ કહે છે કે, કોઈ કોઇ વાર નાના છોકરાને પટાવવાને માટે તેની મા કોઇ વસ્તુને ફેંકી દેવાનો ઢોંગ કરીને તેને બગલમાં સંતાડી દે છે, તેવીજ રમત દેવ પણ તમારી સાથે લાડ કરવાને માટે રમે છે.

૩૩૭૧—મારા બાપે મને પ્રેમનું ખાવું ખાવા આપ્યું છે, તેથી હું તો ખાતો જઇશ અને આનંદથી ક્રીડા કરતો જઈશ. મેં એકવાર ખૂબ લાડમાં આવી જઇને બાપની આગળ હઠ લીધી અને તેમને કાંઈક બોલ સંભળાવ્યા પણ ખરા. તેથી કરીને મારામાં કેટલાક સારા સારા ગુણ આવી ગયા. અરે! તું જે ઠેકાણેથી અહીં આવ્યો છે, ત્યાં તારે પાછું જવાનું છે. માટે અહીં તારે ભાગે જે કાંઈ આવે તે લઇને તું અહીંથી ઝટ ઝટ ચાલતો થઇ જા. તુકારામ કહે છે કે, જ્ઞાનોબારાય (જ્ઞાનેશ્વર) ને ઘેર અનેક જીવોનો મેળો કરાવવો જોઇશે. ત્યાં હું પણ તેમના ચરણનું વંદન કરવાને ચાલ્યો આવીશ.

૩૩૭૨—જેનામાં જ્ઞાન છે, તેજ આપણા શ્રેષ્ઠ ગુરુદેવ છે. તે માટે સૌ તમને 'જ્ઞાનદેવ' કહે છે. હું તમારા ચરણ આગળ પડ્યો રહું તેજ ઉત્તમ છે. એ સિવાય મારા જેવા પામરને બીજી મોટાઈ જોઇએજ શું કરવા? બ્રહ્માદિક દેવતાઓ જ્યાં તમારૂં શરણ લેવાને ચાલ્યા આવે છે ત્યાં પછી તમને લાગુ પડે એવી ઉપમા મારે

લાવવી ક્યાંથી? તુકારામ કહે છે કે, હું કોઇ પણ કળા કે યુક્તિનો મર્મ જાણતો નથી, તેટલા માટે મેં તમારે ચરણે મારૂં મસ્તક મૂકી દીધું છે.

**૩૩૭૩**–હું નાના છોકરા જેવો છું, તેથી બોબડાતોતડા શબ્દો બોલી નાખું છું. હે જ્ઞાનોબા મહારાજ! તમે સિદ્ધ છો તેથી મારા સર્વ અપરાધ ક્ષમા કરજો. હું તો તમારી યોગ્યતાનો કશો વિચાર ન કરતાં બોલ્યેજ ગયો છું. તુકારામ કહે છે કે, હે જ્ઞાનેશ્વર! મુજ સેવકને તમારા ચરણ આગળ આશ્રય આપીને મારૂં રક્ષણ કરજો.

**૩૩૭૪**–હે નારાયણ! તમને મોડું કરતાં પણ આવડે છે ને? કોઇ પોતાના ગુણઅવગુણ છુપાવવા જાય, પણ કોઇ ઠેકાણે તે ઉઘાડા પડી જાય છે. અંતઃકરણમાં રહેલા ગુણ ખુલ્લા ન થઈ જાય ત્યાં સુધી તે જાણ્યામાં આવતા નથી. જ્ઞાનેશ્વર મહારાજે આ વાતનો લોકોને અનુભવ કરાવી દીધો. તેમના ચિંતનને પ્રતાપે બીજા કશાનો ભય રહે ખરો કે? ન જ રહે. તેનાથી સૌના હૃદયનું સમાધાન થઇ જાય છે. તુકારામ કહે છે કે, જે જે ગુણ બીજમાં હોય તેવાજ ગુણવાળાં ફળ તેમાંથી પેદા થાય છે.

**૩૩૭૫**–પારમાર્થિક વિષયના ઉપર જેને શ્રદ્ધા નથી, તેના દેહને સૂતકી જાણવો અને તેવો પાપી મનુષ્ય પોતાના અંતઃકરણમાં ભેદબુદ્ધિરૂપી આભડછેટને લઇનેજ હરેફરે છે. આવા માણસના વંશની વૃદ્ધિ થાય ખરી કે? જેવાં જેનાં પૂર્વનાં સંચિત કર્મ હશે તેવાં તેને ફળ મળશે. માના મનમાં તો એવી ઇચ્છા હોય છે કે, મારો છોકરો સુલક્ષણો નીવડે, પણ તેના પ્રારબ્ધકર્મરૂપી મોટો પથરો તેની આગળ આવીને ઊભો રહે છે. તુકારામ કહે છે કે, જેમ ગાંગડું અનાજ કદી રંધાતુંજ નથી અને બીજા રંધાઈ ગયેલા

દાણાથી અળગું ને અળગુંજ રહે છે, તેવુંજ આ લોકોનું પણ થાય છે.

૩૩૭૬-તામસિક તપને પાપના સમાનજ માની લેવું. આવાં તપ કરવા તરફ મનુષ્યમાં રહેલો તમોગુણજ તેને પ્રવૃત્ત કરતો જાય છે. આવા લોકો રાજ્યમદાદિ સુખનો ત્યાગ કરે છે અને અંતે નરકની વાટે વળે છે. ઉપર ઉપરથી ઇન્દ્રિયોનું દમન તો કર્યું, પણ જો વિષયેચ્છા અંતઃકરણમાં જીવતી રહી ગઇ હશે તો તેથી કરીને આગળ જતાં તેમના સર્વસ્વનો નાશ થઇ જશે એ વાત તેઓ ભૂલી જાય છે. તુકારામ કહે છે કે, હરિભજન સિવાય બીજો જે કાંઇ પરિશ્રમ કરવામાં આવે તે કેવળ પરિશ્રમજ છે, એ વાત તેમના સમજવામાં આવતી નથી.

૩૩૭૭-જેઓ હરિકથા ન કરતાં પોતાના સ્વાર્થનીજ ઇચ્છા રાખ્યા કરે છે, તેમના તરફ હરિના સાચા સેવકોએ પોતાના લક્ષને જવા દેવું નહિ, કારણકે તેમ કરવાથી હરિકથામાં તેમના પોતાના વિશ્વાસનો ધક્કો લાગે છે અને તેનો નાશ થઇ જવાનો સંભવ છે. વિશ્વાસને નાશ થયો એટલે પોતાના બધા કાર્યનો પણ નાશ થયો જાણવો. જે લોકોની પંગતમાં જમવા બેસીએ તે લોકો જેવું ખાતા હોય, તેવું આપણે પણ ખાવું પડે છે. તુકારામ કહે છે કે, દેવના કરતાં શું તમે વિશેષ જ્ઞાની થઇ ગયા?

૩૩૭૮-માલિક જેમ કહે તેમ કરવું એ નોકરનો ધર્મ છે પોતાના માલિકની આગળ હું-તુંપણું કરવું એ સારૂં નહિ. નોકરે પોતાના માલિકને કહી દેવું કે, કાંતો તમે મારો જીવ લો અથવા મને તમારી નોકરીમાંથી કાઢી મૂકો. પરંતુ નોકરે કોઇ દહાડો પોતાના માલિકની આજ્ઞાનો ભંગ કરવો નહિ. કારણકે એવું કરવાથી જો માલિક અને નોકરના હૃદયમાં જરાક જેટલી તરેડ પડી, તો તે ફરીથી કદી સંધાતી નથી.આગિયો કીડો પોતાના તેજ વડે સૂર્યને

કેવી રીતે રસ્તો બતાવવાનો હતો ? માટે આપણે આપણા સરળ રસ્તે ચાલ્યા જવું. તુકારામ કહે છે કે, જ્ઞાનેશ્વર મહારાજ જ્ઞાનના સમુદ્ર તુલ્ય છે, પણ ભેદકલ્પનાના આવરણને લીધે હૃદયની અંદરનું આવરણ ભેદાતું નથી.

૩૩૭૯–જે જ્ઞાનેશ્વર મહારાજના આંગણામાં સુવર્ણનો પીપળો છે, અને જેમનામાં એટલું સામર્થ્ય છે કે, તેમણે એક પાડાને વેદ બોલવાની આજ્ઞા કરી એટલે તે પાડો વેદના મંત્રો બોલવા લાગ્યો, એવા સમર્થ જ્ઞાનેશ્વર મહારાજ શું ન કરી શકે ? પણ સાધકના અંતઃકરણમાં શુદ્ધ ભાવનું બીજ છે કે નહિ, તેટલુંજ તે જોવા માગે છે. જેમણે મુક્તિનું સાક્ષાત્ સદાવ્રતજ માંડયું હતું અને પોતાની આસપાસ વૈષ્ણવોનો સમુદાય એકત્ર કર્યો હતો; તુકારામ કહે છે કે, તેમને કયા સુખનો અભાવ હોય ? તેમનું શરણ લીધાથી ચિત્તનું સમાધાન થઇ જાય છે.

૩૩૮૦–દુનિયામાં અનેક પ્રકારના મત છે અને એક એક મતને વળગી રહેનારા અનેક લોક છે. હવે એ બધાંની ભાંજગડમાં પડીને આપણા મનના એટલા બધા કકડા કરી નાખીએ તે સારૂં ન કહેવાય. આવું ન કરતાં આપણા મનમાં ભક્તિ પ્રતિ શ્રદ્ધા અને પ્રેમનો મધુર રસ ઉત્પન્ન થયો હોય, તો તેને સાચવી રાખવો એજ ઉત્તમ છે. હરિકથારૂપી જનેતા એ તો સુખની સમાધિ સમાન છે અને સંસારના શ્રમથી શ્રમિત થઇને જે કોઇ તેની પાસે આવે છે, તેને તે વિશ્રાંતિ આપનારી શીળી છાંયડીનું કામ આપે છે. તુકારામ કહે છે કે, જે માણસ પોતે જાતેજ વાંસા ઉપર મોટો પથરો બાંધીને ડૂબી મરતો હોય, તેને બહાર કાઢવાને માટે દોડી જવાનો કશોજ અર્થ નથી.

૩૩૮૧–હરિકથા ઉપર જેને શ્રદ્ધાજ ન હોય, તેની વાચાને

અપવિત્ર જાણવી અને તેના કાનને ઉંદરના દર જેવા જાણવા. આ હરિકથાની મજા ચાખવાનું છોડી દઈને કેટલાક લોકો બીજાં સાધનો ભણી વળે છે. તુકારામ કહે છે કે, એવા કેટલાક ગાંડા લોકો પોતાની જિંદગી ઉપર પાણી ફેરવે છે.

**૩૩૮૨**–દેવની સમક્ષ હરિકથાના પ્રેમામૃતની ધારા વહી જાય છે. હરિકથા એ તો કોઈ તીર્થને અડકીને વહેનારી નદી છે અને સર્વ તીર્થોમાં શ્રેષ્ઠ તીર્થ છે. હરિકીર્તન એ શિવનું જીવન છે અને તે મોટાં મોટાં પાતકને બાળી નાખે છે. તુકારામ કહે છે કે, હરિકથાના મહિમાનાં હરિ પોતેજ વખાણ કરે છે.

**૩૩૮૩**–ત્યારે હવે મારા મનને હરિકથાની ઉપાસના કરવા દો. હે પાંડુરંગ! હરિકથાના સંબંધમાં મારા અંતઃકરણમાંથી પ્રેમનું પૂર વહેતું થઈ જાય એવું તું કર. બધો વખત હરિકથા કરવી પડે તો તેથી મારી વાણી થાકતી નથી અને તેને ભય પણ લાગતો નથી. તુકારામ કહે છે કે, મને વૈષ્ણવોની સોબતમાં બેસીને હરિકથારૂપી ભોજન જમવાની તક મળે છે.

**૩૩૮૪**–જેઓ બિચારા દરિદ્ર હોય, તેઓ ભલે ઉપવાસ કરવાનું કષ્ટ વેઠે. હું તો વિઠોબાનો દાસ થયો ત્યારથી મેં બધીજ ચિંતા અને તૃષ્ણાને વેગળી ફેંકી દીધી છે. મને ભક્તિનો વિશેષ રંગ લાગી જવાથી મુક્તિને માટે મને તેટલું આકર્ષણ રહ્યું નથી. તુકારામ કહે છે કે, બધુંજ બળ મારા પોતાનામાં રહેલું છે.

**૩૩૮૫**–મારે મોઢેથી દેવે જેવો લવારો કરાવ્યો તેવો મેં કર્યો. હવે એ સરળ છે કે વાંકોચૂંકો તે તો દેવ જાણે. એ લવારાનો કર્તા કોણ છે તે પણ દેવજ જાણે; કેમકે એમાં તેમનું કર્તૃત્વ છે. તુકારામ કહે છે કે, હું તો આવાતેવા અભિમાનથી વેગળો રહું છું અને બધો ભાર ગોપાળના ઉપર નાખી દઉં છું.

**૩૩૮૬**–હે જ્ઞાનેશ્વર મહારાજ! તમે એક લાંઘણુ કરનારાને મારી પાસે મોકલ્યો હતો, તેના સંબંધમાં શું શું થયું તે સાંભળો. હું એ વિષે વધારે વિસ્તાર કરવાની જરૂર જોતો નથી. બીના આ પ્રમાણે બની તે સાંભળજો. જેમાં દેવનું યોગ્ય રીતે વર્ણન કરવામાં આવ્યું છે, એવા અગિયાર અભંગ અને એક નારિયેળ પ્રસાદી તરીકે મેં તેને આપ્યું, પણ તે તો બધું પડતું મૂકીને ચાલતો થયો. તુકારામ કહે છે કે, તમે બતાવેલી સેવા મેં બજાવી અને તમારા ચરણમાં તેને અર્પણ કરીને હું તો મુક્ત થઇ ગયો છું.

**૩૩૮૭***–મશાલ, છત્રી, ઘોડા, એ બધી સાહેબી સારી ન કહેવાય; અને કદાચ સારી હોય તોપણ મારે તેમાં હાથ ઘાલવો નથી. હે પંઢરીરાજ! ત્યારે તું મને આવી વસ્તુઓમાં શા માટે ગૂંચવી મારે છે? મને માન, પ્રતિષ્ઠા અને દંભ એ ત્રણે ડુક્કરની વિષ્ટા જેવાં લાગે છે. તુકારામ કહે છે કે, હે દેવ! મને આમાંથી છોડાવવાને માટે તું દોડી આવજે.

**૩૩૮૮**–હે દેવ! જે વસ્તુઓ મારા મનને ગમતી નથી તે તું મને આપ્યા કરે છે. તું મારો જીવ લેવાને મારી પૂઠે કેમ પડયો છે? મને તો એવું થયા કરે છે કે, કોઇની સોબત કરૂં નહિ અને લોકોના સંસર્ગથી આઘો ને આઘોજ રહું. કોઇની સાથે વાત પણ ન કરૂં અને એકાંતમાં પડી રહું એવું મને મન થાય છે. શરીર, પૈસા અને લોક એ મને ઓકી કાઢેલા ધાન જેવાં લાગે છે. તુકારામ કહે છે કે, હે પંઢરીનાથ! બધી સત્તા તારા એકલાના હાથમાં છે.

---

* છત્રપતિ શિવાજીએ તુકારામને તેડાવવાને સારૂ કારકુન, ઘોડા અને નોકરચાકર મોકલાવેલા તેના જવાબમાં.

૩૩૮૯–હે દેવ! કોઇ માણસ તમારી પાસે આવીને કચકચ કરીને તમારૂં માથું ખાયા કરે ત્યારે તેને શું જોઇએ છે, તે જાણી લઇને તમે તેને ગમે તે એકાદ વસ્તુ આપી દઇને તેના કચકચાટનો છેડો લાવી નાખો છો. હે પાંડુરંગ! તમારામાં આ એક મોટું અપલક્ષણ છે. તમારે બારણે કોઇ માણસ લાંઘણ લાંઘવા બેઠો હોય, ત્યારે તમે તેને સમજાવી પટાવીને તમારે બારણેથી ઉઠાડી મૂકો છો. તુકારામ કહે છે કે, પણ હું તમારા પગ ક્યારે છોડીશ તે તમે જાણો તો વધારે ઠીક થઇ પડશે.

૩૩૯૦–વરસાદ ખેતર કે ગૂખાડી કશાનો વિચાર કર્યો વિના બધેજ એકસરખો વરસે છે. હે દેવ! તેના પરિણામ તરફ તમારે, જોવું નહિ, પણ તમારા પોતાના કાર્યના પરજ તમે લક્ષ રાખજો. ગંગા સારાનરસા કોઇને પોતાને કાંઠેથી કાઢી મૂકતી નથી. તુકારામ કહે છે કે, અગ્નિને આભડછેટ વળગતી નથી.

૩૩૯૧–મારે તો રાજાથી તે એક નજીવી કીડી સુધીના તમામ જીવો બરાબર છે. મારાં મોહ, આશા અને કાળનું બંધન બધાંનો નાશ થઈ ગયો છે. મારે મનથી સોનું અને માટીનું ઢેફું એ બેઉ એક સમાન છે. તુકારામ કહે છે કે, શ્રીહરિ મારે ઘેર રહેવા આવ્યા છે.

૩૩૯૨–અમુક સાધુ પોતાની સિદ્ધિઓના બળથી મોટા મોટા પહાડનું સોનું બનાવી શકતો અને તે પ્રમાણે પથરાઓનું પણ સોનું બનાવી દેતો. વળી તે જંગલનાં તમામ વૃક્ષોને કલ્પતરુના જેવાં કરી શકતો. પણ આટલું બધું છતાં તેને પાંડુરંગના ચરણની પ્રાપ્તિ થવી કઠિન હતી. કોઇ પણ ઉપાયે તેનું વળે એવું ન હતું. તે ધારે તો સમુદ્રને અમૃતથી ભરી દઇ શકે, ગંગા આદિ નદીઓને તો અમૃતથી ભરીજ દે. પોતાના પ્રાણનું હરણ

કરવાને આવેલા કાળને પણ તે કહી શકતો કે, તું હમણાં ડાહ્યો થઇને બેસી રહે. તેને ત્રણે કાળનું જ્ઞાન હતું અને આખા જગતમાં શું શું થઇ ગયું છે, શું થઇ રહ્યું છે અને ભવિષ્યમાં શું થશે તે બધું તે જાણી શકતો. અષ્ટ મહાસિદ્ધિઓ અને નાના પ્રકારનાં ઐશ્વર્ય એ બધાં ઉપર તેનું સ્વામીત્વ હતું. યોગમુદ્રાઓને સાધીને તે આખા બ્રહ્માંડના પ્રાણવાયુનું શોષણ કરી શકતો. તે બીજું ઘણુંય કરી શકતો. પણ તુકારામ કહે છે કે, શ્રીહરિના ચરણથી તો મોક્ષ પણ આ બાજુએ છે. મતલબ કે મોક્ષથી પણ જે આઘેની વસ્તુ છે, તેને માટે બીજા દીન જીવોની તો યોગ્યતાજ કેટલી હશે, તેનો સૌએ વિચાર કરી લેવો જોઇએ.

**૩૩૯૩**–ત્રૈલોક્યના ઐશ્વર્યનો હું માલિક છું. મારાં માબાપ દેવ પોતેજ છે. આ જ્ઞાન અને આ દલીલ મને હસ્તગત થઈ ગયાં છે. આખા ત્રૈલોક્યમાં જે કાંઇ બળ છે અને તે સિવાય બીજું જે કાંઇ છે તે બધુંજ મારામાં છે. તુકારામ કહે છે કે, હવે તો બધીજ સત્તા મારા હાથમાં છે.

**૩૩૯૪**–ઓ શિવરાય! (શિવાજી) તું મને શું જોઇને ઐશ્વર્ય આપવા આવ્યો છે? મને તારા ઐશ્વર્યનો ખપ નથી. મારે તો એક વિઠ્ઠલજ જોઇએ. પારસમણિ લઈને માટીનું ઢેફું આપવાની તારી ઉદારતાની હું કદર કરી શકું છું! તું મને કદાચ તારો જીવ આપી દે તો તે પણ મારા એક શબ્દની તોલે આવી શકનાર નથી. તુકારામ કહે છે કે, પૈસા તો મારા મનથી ગાયના માંસ બરાબર છે.

**૩૩૯૫**–તમે વિઠ્ઠલનું નામ લેજો.તમે એટલું કરશો તો તેથી મને ઘણું સુખ થશે. બાકી તમારી ધનસંપત્તિ મારે મનથી માટી બરાબર છે. તમે ગળામાં તુલસીની માળા ધારણ કરજો અને

એકાદશીનું વ્રત કરજો. તુકારામ કહે છે કે, તમે પોતે હરિના દાસ છો એવું કહેવડાવશો એટલી આશા હું રાખું છું.

**૩૩૯૬***–લોકો મારો ત્યાગ કરે કે મને વ્યભિચારી કહે, પણ આ વનમાળીને હું કદી છોડવાનો નથી. લૌકિક આચારને વેગળા ફેંકી દઇને હું તેમના તરફ ઉદાસીન થયો છું. મને હવે કશો ભય નથી અને જીવવા ઉપર લોભ નથી. તુકારામ કહે છે કે, લોકો ભલે ગમે તે બોલે પણ હું તેમનું કહ્યું કાને સાંભળવાનો નથી.

**૩૩૯૭**–મારો દેહ જે મારો ધણી થતો હતો તેના સમાગમથી મારા કામની તૃપ્તિ થઇ નહિ. તેથી મેં તેનો ત્યાગ કરીને હવે શ્રીહરિની સાથે વ્યભિચાર કરવા માંડયો છે. મારે તો તે રાત ને દહાડો મારી પાસેનો પાસેજ જોઈએ. તેના વગર મને એક ક્ષણ પણ ચેન પડતું નથી. તુકારામ કહે છે કે, તમે હવે મારૂં નામ અને મારો ઇતિહાસ આ બધાને ભૂલી જજો. મારી સાથેનો સંબંધ તમે તોડી નાખજો.હું તો અનંતના ઉપર આસક્ત થયો છું.

**૩૩૯૮**–હું ગોવિંદના પલંગ ઉપર બેઠો છું; ત્યાંથી હું કદી પણ ખસવાનો નથી. હું તો તેના ઘરમાં પેસીને તે શ્યામળા પરબ્રહ્મની સાથે પરણીને બળજબરાઈથી તેની પટરાણી બની બેઠો છું. તુકારામ કહે છે કે, હવે મને બળવાન શ્રીહરિના અંગનો સમાગમ થયો છે, તેથી હવે મને ભય અને ચિંતા રહ્યાંજ નથી.

**૩૩૯૯**–હવે મારે તમારૂં કાંઇજ કામ નથી, એ મારા અંતઃકરણની ગુપ્ત વાત હું તમારી આગળ પ્રગટ કરી દઉં છું. હું શ્રીહરિની સાથે વ્યભિચાર કરૂં છું તે તો સૌ જાણે છે. તેથી હવે હું લોકવ્યવહારને માટે કશા કામનો રહ્યો નથી. તુકારામ કહે છે કે,

* નં ૩૩૯૬ થી નં ૩૪૨૦ સુધીના અભંગોમાં વ્યભિચારીપણાના રૂપકનો આધાર લીધો છે.

હવે કોઈએ મારી પાસેથી કશી આશા રાખવીજ નહિ. હું તો દેવને માટે ગાંડોજ થઇ ગયો છું.

**૩૪૦૦**–દેહાભિમાન એ મારો પતિ, દેહના સંબંધી કામ તે મારા દિયેરજેઠ અને અવિદ્યા એ મારૂં ઘર. એ બધાંનું હવે મને વિસ્મરણ થઈ ગયું છે. મારા કુળની સાથે સંબંધ રાખનાર બીજા લૌકિક વ્યવહારોને હું ભૂલી ગયો છું. લૌકિક લજ્જા, ભય અને ચિંતાને મેં ફેંકી દીધાં છે. કારણકે અનંતના ઉપર હું આસક્ત થયો છું. તુકારામ કહે છે કે, હવે કોઇ મને શિખામણ દેવા આવશે તો હું કાને બહેરો થઈ જઇશ.

**૩૪૦૧**–મારા ચિત્તમાં તો એક હરિનુંજ ધ્યાન લાગી ગયું છે, તેને લીધે બીજું કશું મારી નજરેજ પડતું નથી. કોઈના શબ્દ હું કાને સાંભળી શકતો નથી અને કોઈની જોડે હું બોલતો પણ નથી. મારે તો સાસરૂં અને પિયેર એ બેમાંથી એક પણ રહ્યું નથી. મેં બેઉની જગ્યાએ એક શ્રીહરિનેજ બેસાડી દીધા છે. તુકારામ કહે છે કે, હું વંઠી ગયો છું, એવું લોકો મારા ઉપર આળ ચઢાવતા હતા તે વાત મેં સાચી પાડી દીધી છે.

**૩૪૦૨**–હવે આ અનંતની પાસેથી મારૂં હરણ કરીને મને લઇ જાય એવો બળવાન બીજો કોણ છે ? દેવ જે બળવાન છે, તેમના સંગથી હું પણ બળવાન બની ગયો છું; આથી કરીને હું સર્વત્ર સર્વ પ્રકારની સત્તા ભોગવું છું. તુકારામ કહે છે કે, હવે હું જીવ ઉપર આવી ગયો છું, તેથી કરીને ગોવિંદને હું ઘણો વહાલો લાગું છું.

**૩૪૦૩**–એક ક્ષણવારને સારૂ મેં લોકોના દુર્ગુણોને સાંખી લીધા તેથી કરીને મારૂં મન સાફ થઈ ગયું અને મને નિજાનંદની પ્રાપ્તિ થઈ ગઈ. પહેલાં ફલાણું છોડી દેવું અને ફલાણું ગ્રહણ ક-

રવું, એવીતેવી મેં ઘણી માથાકૂટ કરી, પણ તેમ કરવાથી દુઃખ ઘટવાને બદલે ઊલટું વધી પડ્યું. તુકારામ કહે છે કે, હવે તો હું અનંતના પગ આગળ પડી રહું છું, તેથી મારે હવે જન્મમૃત્યુની જંજાળમાં ફસાવાનું કશુંજ કારણ રહ્યું નથી.

૩૪૦૪–અમે અમારી જાતેજ નાના છીએ અને અમારી જાતેજ મોટા પણ છીએ. બીજા કોઈ અમારી પીઠ ઉપર નથી અને અમારા પેટમાં પણ નથી. એકવિધ ભાવે એકાંતમાં રહેવાથી જે સુખ થાય છે તે અમને પ્રાપ્ત થઈ ચૂક્યું છે. અમારા બધાજ ભોગ હરિ ભોગવે છે, અમે ભોગવતા નથી. તુકારામ કહે છે કે, જ્યાં મારા અને હરિના સિવાય બીજો કોઈ છેજ નહિ, ત્યાં હું હરિના અંગની સાથે સમાગમ કરીને મારા એકત્વમાં સ્થિતિ કરૂં છું.

૩૪૦૫–મેં પ્રાપંચિક મોહપાશની જાળ તોડી નાખી છે. હું બધો વખત બધી જાતનાં સુખનો ઉપયોગ કરૂં છું. આ સુખને સારૂ તો હું મારા પહેલા ધણીને પડતો મૂકીને પરપુરુષના ઉપર આસક્ત થયો છું. તુકારામ કહે છે કે, હવે મારા પેટમાં ગર્ભ રહેવાનો ભય નથી.

૩૪૦૬–હવે એવું થયું કે મારૂં અને મારા દેવનું શરીર એકબીજાથી પૃથક્ હોય એવાં દેખાય છે, પણ અમારા બેઉના જીવ તો એકજ થઇ ગયા છે અને તે આજ પછી કદી પણ જુદા થવાના નથી. મારામાં અને નારાયણમાં કશી જુદાઇ નથી, તોપણ અમારો પહેલાંનો સેવ્યસેવકપણાનો કરાર અમે જાળવી રાખીએ છીએ. તુકારામ કહે છે કે, મેં જે કાંઇ પ્રયત્ન કરેલો તેનું ફળ મને મળી ગયું છે. હવે તેનો ભોગવટો કરવામાં ઝાઝી વાર નહિ લાગે.

૩૪૦૭–હવે હું મારા દેવની સાથે હાસ્ય કરીશ, ગમતને ખાતર રિસાઇશ અને નિત્ય નિત્ય નવા નવા રસના ઘૂંટડા પીશ; કારણ-

કે મારા અંતઃકરણમાં જે રસનો ચટકો લાગી ગયો છે તેનો મને કોઈ દહાડો કંટાળો આવનાર નથી. નારાયણ અને હું બેઉ એકાંતમાં બેસીને એકબીજાની સાથે વિનોદયુક્ત સંભાષણ કરીએ એજ મારી સેવા. તુકારામ કહે છે કે, હું મારા દેહની જરાય પરવા કરતો નથી, તેથી મારો પતિ મને વશ થઈ ગયો છે.

૩૪૦૮–ઓ સાસરવાસી બાઈઓ ! તમે કોઈ મારી સાથે આવશો નહિ, કારણકે મારી સોબત કરવાથી લોકો તમને મહેણાં મારશે અને તમારી નિંદા કરશે ત્યારે તમારાથી તે નિંદા સહન થનાર નથી. તુકારામ કહે છે કે, મેં તો બધા લૌકિક આચારને નેવે મૂકયા છે; હું તેમનાથી છૂટો થઈ ગયો છું અને તેમ કરીને હું બધાંથી ઉદાસ બની બેઠો છું. આ બધું કરીનેજ હું પેલા ગોવાળિયાની સાથે ક્રીડા કરી શકું છું.

૩૪૦૯–મારો અને હરિનો જ્યાંસુધી વિયોગ હતો, ત્યાંસુધી તો તમે મને જે શીખવ્યું તે મેં માન્યું અને યાદ રાખ્યું; પણ હવે મને મારા દેહની જરા પણ ગરજ રહી નથી. ત્યારે હવે તમારૂં કહેણુ કોણ માનવાનું હતું ? તુકારામ કહે છે કે, મારા ચિત્તની અંદર અનંતે વાસ કર્યો છે, તે નિત્યાનિત્યના× ઉપર મારી દૃષ્ટિને જવા દેતાજ નથી.

૩૪૧૦–હવે હું તમને કહું તે તમે સાંભળો. હું જેવું વર્તન કરૂં છું તેવું તમારે ન કરવું. જ્યાંસુધી તમારા મનમાં જરા પણ પ્રાપંચિક વાસના હોય ત્યાંસુધી તમારે તમારા દેહના તરફ બેદરકાર બની જવું નહિ. તુકારામ કહે છે કે, જો એવું કરશો તો તમારો પહેલો ધણી દેહ અને પરપુરુષ ગોવિંદ એ બેમાંથી એક્કેની તમને પ્રાપ્તિ થશે નહિ અને દુનિયામાં તમારો ફજેતો

× નિત્ય=અક્ષર, અનિત્ય=ક્ષર.

થશે તથા તમે દુઃખી થશો તે વળી જુદું.

**૩૪૧૧**–આજ સુધી તો મારા અજ્ઞાનને લીધે પ્રાપંચિક સુખની રમતો રમતાં મારો અને તમારો સમાગમ થવા પામ્યો હતો. પણ હવેથી હું સત્ત્વ, રજ અને તમસ એ ત્રણે ગુણોનો ત્યાગ કરીને નિર્ગુણ દેવનો બની ગયો છું. તેથી કરીને હવે તો જે ન કરવું જોઇએ તે કરવાનું મારું કર્તવ્ય થઈ ગયું છે અને તે હું સુખપૂર્વક નિરંતર કર્યેજ જાઉં છું. તુકારામ કહે છે કે, હવે મેં બેઉ કુળનો ત્યાગ કર્યો છે અને એક નારાયણને મનમાં ધારણ કરી રાખ્યા છે.

**૩૪૧૨**–મને દેહરૂપી સાસરાનો અને અહંકારરૂપી ધણીનો હવે ઓચો આવી ગયો છે. ત્યાર પછી મારું સ્વાભાવિક ઉત્પત્તિ સ્થાન જે 'અક્ષર' કહેવાય છે, તે મારા પિયેરના ઉપર પણ મને કંટાળો આવ્યો છે. આથી કરીને હું સૌને માટે ત્યાગ કરવા જેવો નીવડવાથી કોઈ મારો હાથ ઝાલવા આવનાર નથી. હવે તો પ્રારબ્ધ જે કરે તે જોયા કરવું અને ભોગવી છૂટવું. તુકારામ કહે છે કે, હવે જે અપકીર્તિ થવાની હતી તે તો થઈ ચૂકી, હવે લાજ રાખીને મારે કામ પણ શું છે?

**૩૪૧૩**–મારું મૃત્યુ નીપજે તે પહેલાંજ હું તો મરી ચૂક્યો છું. પછી મારા મનમાં જેમ આવે તેમ હું કરતો રહું છું. હવે તમારે મારી નવી નવી રમતો જોયા કરવી અને મારી સાથે વિવાદ કરવાનો નકામો શ્રમ લેવો નહિ. તુકારામ કહે છે કે, તમે બધી બીકણ બાયડીઓ છો તેથી મારો અને તમારો મેળ બેસે કેવી રીતે અને આપણો સંગાત થાય પણ કેવી રીતે?

**૩૪૧૪**–પરપુરુષનું અર્થાત્ ક્ષર અને અક્ષરથી પણ જે ઉત્તમ પુરુષ છે તેના સમાગમનું સુખ જો ભોગવવું હોય, તો પહેલાં

પોતાનું માથું કાપીને હથેળીમાં લેવું જોઇશે. આપણે હાથેજ આપણા સંસાર ઉપર પૂળો મૂકવો પડશે અને તેના ભણી પાછા વળીને જોવાશે પણ નહિ. તુકારામ કહે છે કે, જેમ પતંગિયું દીવાના ઉપર મરણિયું બનીને ઝંપલાવે છે તેમ તમારે પણ નિર્ભય થવું જોઇશે.

૩૪૧૫-ઓ બાઈ! તમે આ બધું કાને સાંભળો છો પણ તમારાથી આ કામ થનાર નથી. માટે તમારે તમારા અહંકારરૂપી ધણીની સોડ છોડવી નહિ.તમે તમારી જાતેજ આ સંસારના ગૂંચવાડામાં ગૂંચવાઇ પડેલાં છો. તે લૌકિક વ્યવહારોની ગૂંચમાંથી તમે જ્યાંસુધી છૂટાં નહિ થાઓ ત્યાંસુધી તમને વિશ્રાંતિ મળવાની નથી.

૩૪૧૬-પોતાનાં છોકરાંને માટે એક નિયમ અને બહારના લોકોને માટે જુદો, એવો ભેદભાવ રાખનારાની સાથે અમારે બહેનપણાં નથી કરવાં. અમારા મનમાં ભય ઉત્પન્ન થતો નથી, ત્યારે અમારે પણ બીજા લોકોને બિવડાવવાનું કામ શું? પણ તમે પોતે તમારા મનને બાંધી રાખીને બંદીવાન બની જાઓ છો. તુકારામ કહે છે કે, આ બાબતમાં કશો અભ્યાસ કર્યા વિના કર્તવ્ય-અકર્તવ્યની પરીક્ષા થવી મુશ્કેલ છે.

૩૪૧૭-અનેક લોકોના મતની સાથે મારો મત મળતો આવવાનો નથી. કારણકે જેટલા માણસ તેટલા અભિપ્રાય. આ બાબત વિચાર કરવા બેસીએ તો જૂઠી વખતની બરબાદી થાય છે અને દુઃખનાં કારણોમાં ઊલટો વધારો થયા કરે છે. તુકારામ કહે છે કે, ઘટાકાશ અને મહાકાશ, પટ અને તંતુ એ બધાનો વિચાર કરવાનું હું તમને સોંપી દઉં છું. તે તમે ભલે કર્યા કરો અને અમને અમારે રસ્તે જવા દો. અમારે રસ્તે તમારે આવવું નહિ.

૩૪૧૮-જ્યાંસુધી જીવને ઉત્તમ પુરુષના સુખનો અનુભવ

થયો નથી ત્યાંસુધી તેને આ કામ અઘરું લાગે છે. એક વાર જો તેને એ સુખનો સ્વાદ ચાખવાનું બની આવે, તો પછી પુરુષ જન્મજન્માંતરમાં પણ તેને દુઃખનો સ્પર્શ નહિ થવા દે અને પોતાનાથી તેનો કદી વિયોગ નહિ થવા દે. તુકારામ કહે છે કે, દેવ સર્વ-ઐશ્વર્યસંપન્ન છે, એવો તેનો મહિમા વેદની શ્રુતિઓએ જોયો છે.

**૩૪૧૯**–તેના ચરણ આગળ મારા મને ડૂબકી મારી દીધી છે, પણ મારી જીભને તેના પ્રેમનો મોહ લાગેલો હોવાથી પોતાના સુખનું વર્ણન કર્યા વિના તેનાથી રહેવાતું નથી. તેથી કરીને તે જે કહે છે તે તમે સાંભળો અને તેમાંથી તમે તમારી રુચિ પ્રમાણે મનગમતો ભાવાર્થ ગ્રહણ કરજો. હું તો મારા મનની ભાવના મુજબ એકત્વની અંદરજ રત થઈ ગયો છું. તુકારામ કહે છે કે, હવે મારી એવી અવસ્થા થઇ ગઇ છે કે, તમે મારી સાથે ન આવતાં પાછા ફરો, એટલુંજ ઘણું છે.

**૩૪૨૦**–મારા અંતરની ગુહ્ય વાત જ્યાંસુધી હું તમને કહું નહિ ત્યાંસુધી તે તમારા સમજવામાં આવે નહિ. એટલા માટે હું લાજશરમ છોડીને તમને તે વાત કહું છું. હવેથી હું તમારી આગળ હાથ જોડીને વિનંતી કરું છું કે, મારો અંત જોવાની કોઇએ ચેષ્ટા કરવી નહિ. તુકારામ કહે છે કે, હું હરિની સાથેના એકત્વરૂપી શય્યાની ઉપર બેઠો છું. તેથી કરીને જે કોઈ મારા જેવું કરશે તેનેજ હું જોઇશ.

**૩૪૨૧**–હે વિઠોબા! હું તારા ચરણને નહિ છોડું, નહિ છોડું, નહિ છોડું. કદી પણ ન વેઠ્યાં હોય અને માણસથી ન સહન કરી શકાય એવાં ભારે ભારે દુઃખ મારા ઉપર તૂટી પડશે, તોપણ હું તારા ચરણને નહિ છોડું. શસ્ત્ર વડે મારા શરીરના કોઇ સો સો ટુકડા કરી નાખે તોપણ હું ભય પામવાનો નથી. તુકારામ કહે છે

કે, મેં શરૂઆતથીજ સાવધાન થઈને મારી બુદ્ધિને દૃઢ કરી દીધી છે.

**૩૪૨૨**–હે વિઠોબા! મારા અંતઃકરણમાં મેં ક્ષમાવૃત્તિ ધારણ કરી છે એમ જાણીને તેં મને પેલા મંબાજી ગોસાંઇને હાથે લાકડીએ લાકડીએ માર મરાવ્યો તે ઘણું સારૂં કર્યું, ઘણું સારૂં કર્યું, ઘણું સારૂં કર્યું. તેણે મને નહિ દેવાય એવી ગંદી ગાળો દીધી અને મારૂં ઘણુંજ અપમાન કર્યું. તુકારામ કહે છે કે, હે દેવ! પણ તે છતાં તેં મને ક્રોધના સપાટામાં ફસાવા નથી દીધો.

**૩૪૨૩**–જેવાં મારાં સંચિતકર્મ હતાં તેવું મને ફળ મળ્યું. મારાં સંચિતકર્મ જેવાં સારાં હતાં તેથી તેમનું ફળ તેવુંજ સારૂં આવી મળ્યું. હવે એ બાબત મારે કશું કહેવું નથી. તુકારામ કહે છે કે, મંબાજી ગોસાંઇના પ્રદક્ષિણા કરવાના રસ્તા ઉપર પડેલા કાંટા હું મારા પોતાના ભાવ વડે પ્રેરાઇને સાફ કરવા ગયો હતો, પણ તેણે મારો હાથ પકડીને મને એક બાજુએ હડસેલી મૂક્યો.

**૩૪૨૪**–હે દેવ! જો મારા મનની વાત તેના સમજવામાં આવી હોત તો આટલો બધો ઢેડફજેતો થાતજ શા માટે? પણ તે સ્વભાવથીજ દુર્જન છે, તેથી કરીને મારા મનમાં શું છે તે તેનાથી સમજાયુંજ નહિ. ચાલો, હવે જે થવાનું હતું તે થઇ ગયું. હવે એને માટે કલેશ કરવો નકામો છે. તુકારામ કહે છે કે, મને દુર્જનની સોબતથી વેગળો ને વેગળોજ રાખજે.

**૩૪૨૫**–હે અનંત! તું મને આ ઉપાધિમાંથી મુક્ત કર. જીવનદાન દેનારો તારા સિવાય બીજો છે કોણ? અને તેમ છતાં જો હું તારા સિવાય બીજા કોઇને શરણે જાઉં તો તેની શરમ કોને લાગુ પડશે, તે તું હજી કેમ સમજી જતો નથી? તુકારામ કહે છે કે, ઓ રુક્માઇના પતિ અને મારા મિત્ર! મને તું આ ઉપાધિમાંથી મુક્ત કરી દે.

૩૪૨૬-જેમ કોઈ પરદેશ ગયેલા પુત્રના શુભ સમાચાર તેની મા સાંભળે અને તે વખતે તેના મનની જેવી અવસ્થા થાય તેવી મારા મનની અવસ્થા હરિના ગુણ ગાતાં અથવા સાંભળતાં થઈ જાઓ. વ્યાધના સંગીતમાં લુબ્ધ થઇ ગયેલા હરણને પોતાના શરીરનું ભાન રહેતું નથી તેવું મને પણ થાઓ. તુકારામ કહે છે કે, કાચબીનાં બચ્ચાં પોતાની માના ભણી જોયા કરે છે તેમ હું પણ તારા ભણી જોયા કરૂં.

૩૪૨૭-હે ગુરુરાજા ! તમે મારા ઉપર ખરેખર કૃપા તો કરી-જ, પણ મારાથી તમારી કશી સેવા થઈ નહિ. હું સ્વપ્નમાં ગંગા-સ્નાન કરવા જતો હતો, ત્યાં રસ્તામાં મને ગુરુ મળી ગયા અને તેમણે મારા માથા ઉપર પોતાનો અભયહસ્ત મૂક્યો. તેમણે પોતા-ના ભોજનને માટે આ લોકનું અમૃત જે ઘી કહેવાય છે તે, મારી પાસે પાશેર માગ્યું પણ તે પણ હું તેમને આપવાનું ભૂલી ગયો. મારાથી તેમની સેવા થઇ નહિ તેથી કે પછી કોણ જાણે બીજું કાંઇ કારણ નીપજ્યું, પણ મારા ગુરુએ સ્વપ્નમાં મારી પાસે આવ-વામાં અને મારા ઉપર કૃપા કરવામાં ઘણી ઉતાવળ કરી. તેમણે મને મારી ગુરુપરંપરા પણ કહી દીધી. તે જાણે એવી છે કે રાઘવ ચૈતન્ય ગુરુ અને કેશવ ચૈતન્ય તેના શિષ્ય. તેમણે મને કહ્યું કે, મારૂં નામ ‘બાબાજી’ છે. એટલું કહીને તેમણે મને ‘રામકૃષ્ણ-હરિ’ એવો મંત્ર સંભળાવ્યો. તુકારામ કહે છે કે, તે દહાડે માઘ શુકલા દશમી અને ગુરુવાર હતો અને તે દહાડે મેં તેમની પાસે-થી મંત્ર ગ્રહણ કર્યો હતો.

૩૪૨૮-ગુરુરાયે મારા મનનો ભાવ જાણી લઇને તેનો યોગ્ય માર્ગ મને બતાવી દીધો; ‘રામકૃષ્ણહરિ’ મંત્રના પ્રતિ મારી સ્વાભાવિક પ્રીતિ હોવાને લીધે જે મને સુલભ હતો તેજ મંત્ર મને

બતાવ્યો. એ મંત્રદ્વારા મારૂં ચિત્ત હવે બીજા કોઇ પણ વિષયમાં ગૂંચવાતું નથી. એજ મંત્રદ્વારા મારી આગળના કેટલા બધા સાધુસંતો આ સંસારસમુદ્રને તરી ગયા. એ મંત્ર એવો છે કે, જ્ઞાની અને અજ્ઞાની સૌને તારી શકે છે. તુકારામ કહે છે કે, કૃપાના સમુદ્ર સમાન પાંડુરંગ ભવનદીને તરાવનાર તારા છે એવું મને સંતોએ કહ્યું હતું.

૩૪૨૯–મેં મારો બધો ભાર સંતોના ઉપર નાખી દીધો, ત્યારથી હું બેફિકર થઈ ગયો છું. તેમણે મને વિઠોબાના હાથમાં સોંપી દીધો છે, પછી મારા માથા ઉપર તેમણે હાથ ફેરવ્યો અને મને પ્રેમથી પંપાળીને કહ્યું: " તું જરા પણ ચિંતા કરતો નહિ. કેડ ઉપર હાથ દઈને અને એક સરખા પગ રાખીને તે દેવ ઊભેલા છે તેમનાં તું દર્શન કર." સંતોએ મને આ પ્રમાણે આશ્વાસન દીધું અને ત્યાર પછી તેમણે મારે માટે દેવને વિનંતી કરી કે, " હે કેશવ ! આ જીવ એવો છે કે તેનાથી કોઇ પણ જાતનું સાધન થવું મુશ્કેલ છે; તેટલા માટે તે તમારે શરણે આવ્યો છે. " તુકારામ કહે છે કે, હે અનંત ! હવે તારી મરજીમાં આવે તેમ તું કરજે, મારી લાજ તો સંતોને છે.

૩૪૩૦–હવે હું છેકજ મરણિયો થઈ ગયો છું. આ જાણે મારો દૃઢ નિશ્ચય છે એવું તમે માની લેજો. હે દેવ ! તમારા સિવાય બીજા કોઈનો આશ્રય હું લેવાનો નથી. મેં ભય, લજ્જા અને શંકા એ ત્રણેનો ત્યાગ કરી દીધો છે. હે અનંત ! હું તારો અંશ છું તેથી કરીને મારો અને તારો સંબંધ મૂળનોજ છે અને તેમાં સંતોએ વધારો કર્યો છે. મેં મારો જીવ તમારા ચરણ આગળ મૂકી દીધો છે, તેની તમે શરમ કેમ નથી રાખતા ? તુકારામ કહે છે કે, હે વિઠ્ઠલ ! સંતોએ મને તારા હાથમાં સોંપી દીધો છે, તેથી હવે હું તને કદી પણ છોડવાનો નથીજ.

૩૪૩૧–શાક્તમાર્ગી ગુરુઓ પોતાના શિષ્યોની આંખોને પ્રથમ આંગળીઓ વડે દાબી રાખીને ચોળે છે. પછી શિષ્યોને એકાદ ટપકાના ઉપર દૃષ્ટિ સ્થિર કરવાને કહે છે. આવું કરવાથી જોનારા પોતાની આંખ આગળ કાંઇક ચકરડા જેવું જુએ છે. ત્યારે પેલો ગુરુ કહે છે કે, "જુઓ, એને સમાધિ લાગી ગઈ છે." આવું કહીને તે લબાડીઓ પોતાના શિષ્યોને ફસાવી મારે છે. રાત્રે દીવો સળગાવીને તેઓ તેમને ઉપદેશ દેવા બેસી જાય છે. ભોંય પર રંગોળીઓ પુરાવીને તેમાં અનાજની ઢગલીઓ કરે છે અને તેમને શણગારે છે. એ અનાજની ઢગલીઓની વચમાં એક ત્રિકોણાકાર યંત્ર મૂકીને તેની પૂજા કરાવે છે. સામેની બાજુએ એક પડદો ટાંગે છે અને ચાર દિશાએ ચાર દીવા મૂકે છે. પછી પોતે એક આસન ઉપર ધ્યાનમુદ્રા કરીને બેસી જાય છે. નાના પ્રકારનાં નૈવેદ્ય થાળમાં પિરસાવીને દેવની આગળ ધરે છે. પછી પેલો ગુરુ શિષ્યને કહે છે: "હવે મેં તને ઉપદેશ દઇ દીધો, એટલે તું જમવા મંડી જા. અપૂશણુ લેવાની કે આચમન કરવાની કશી જરૂર નથી." આવાં આવાં પાખંડ કરીને તેઓ ભાવિક ભક્તોને ફસાવી મારે છે અને એ રીતે પોતાનાં પેટ ભરે છે. ગુરુને કાયા, વાચા અને મનથી આત્મસમર્પણ કરવાનો શિષ્યની પાસે સંકલ્પ કરાવે છે અને તેમને ગુરુના નામનો જપ કરવાની શીખ દે છે. આથી તેમનો સાચો પરમાર્થ માર્યો જાય છે અને ગુરુપણાનો આડંબર કરીને ફક્ત ઐશ્વર્યનો ભોગ માણે છે. આવા ગુરુઓ વેદવેદાંતમાં બતાવેલા વિધિનો લોપ કરે છે અને તમામ શાસ્ત્રોના બોધ ઉપર પાણી ફેરવે છે. તેઓ નિત્યકર્મ અને યમનિયમાદિનો ત્યાગ કરાવે છે, કારણકે તેઓ ધ્યાન, ધારણા, પ્રાણાયામ આદિ યોગનાં અંગોને વિષે કશું જાણતા હોતા નથી. વૈરાગ્યનું સ્વરૂપ કેવું હોય તે તો તેમનો બાપ જાણે. આવા ધૂર્ત લોકોએ હરિભજનનો નાશ કરી

માર્યો છે. આ હરામખોરો જાણીજોઈને પાપનોજ વધારો કરે છે. તુકારામ કહે છે કે, એ લોકોનું ગુરુપણું ગૂખાડીની હવા ખાવા ગયું છે અને તેઓ પોતાનાં કૃત્ય વડે પોતાના તમામ પૂર્વજોને નરકની વાટે મોકલાવી દે છે.

૩૪૩૨–શાક્ત લોકો છેક પ્રાચીનકાળથી ચાલી આવેલી પરંપરા પ્રમાણે સદાકાળ ભ્રષ્ટજ છે. તેઓ કહે છે કે, પરબ્રહ્મના સ્વરૂપમાં જાતિ અને કુળ જેવું કાંઇ છેજ નહિ. તેઓ પવિત્ર આચરણવાળા ગૃહસ્થોને કહે છે કે, કોઈ નીચઊંચ છે નહિ અને અંત્યજ લોકોને તમારા સંબંધી જેવાં માનજો. તેઓ સ્પર્શાસ્પર્શને માનતા નથી. ઢેડ, ભંગી, ચમાર, ખાલપા વગેરે નીચ જાતિના લોકોને તથા તેમનાં બાયડીછોકરાંને તેઓ ઉપદેશ આપવા મંડી જાય છે અને ગમે તેને અડકવાથી આભડછેટ લાગુ પડે એવું તેઓ માનતા નથી. આવી રીતે તેઓ પોતાના ધર્મની પોતાને હાથેજ દુર્દશા કરી દે છે. તેઓ જૂઠા જૂઠા હોમહવન કરવાના ઢોંગ કરે છે અને એક ઠેકાણે બધા ભેગા બેસીને ખાય છે અને કોઇ કહે છે ત્યારે તેઓ જવાબ દે છે કે, ન્યાતજાતના ભેદ વગર ભેગા બેસીને ખાવામાં પાપ નથી લાગતું, પણ ઊલટી મોક્ષની પ્રાપ્તિ થાય છે. ઇંદ્રિયોના વ્યવહારમાં તેઓ હદથી વધારે છૂટ લે છે અને લેવા દે છે. શાસ્ત્રમર્યાદારૂપી જકાત તો તેમણે ઉડાવીજ દીધી છે. તેમનાં કોઇ પણ કાર્યને શાસ્ત્રનો આધાર હોતો નથી. તેઓ પાત્રાપાત્રનો વિચાર કરતા નથી અને ગમે તેને ઉપદેશ દઇને તેની પાસેથી પૈસા ઉઘરાવતા ફરે છે. તુકારામ કહે છે કે, આવા ગુરુ અને ચેલા બેઉ નરકમાં ન જાય તો મને મારા વિઠોબાનાજ સમ.

૩૪૩૩–દેવીની ઉપાસના કરનારા વામમાર્ગી શાક્તો મનુષ્ય નહિ પણ ગધેડા છે અને તેઓ જ્યાં રહે છે ત્યાં તેમની સાથે

પાપના ઢગલા પણ જામી જાય છે. તેમણે પોતાનાં બધાંજ પુણ્યોનો નાશ કરેલો હોવાથી તેમની ઇંદ્રિયોના ઉપર પાપનો દરોડો પડ્યો હોય છે અને તેથી તેમનાં અંતઃકરણમાં વિષયકામનાઓ એક-બીજાના ઉપર પડાપડી કરતી હોય છે. જેની અંદર ક્રોધનું રૂપ ધારણ કરીને કામનો વાસો હોય છે, એવી દેવીના નામના તેઓ જપ કરે છે. (બીજો અર્થ) જેનામાં ક્રોધનું રૂપ ધારણ કરનાર કામનો વાસો છે એવી કોઇ ભંગીની છોકરીને દેવીની જગ્યાએ બેસાડીને તેનો તેઓ જપ કરવા મંડે છે. તે દેવી દારૂ પીનારી હોવાથી તેનો સ્વભાવજ ભંગિયણના જેવો હોય છે. તેનું મનમાં ધ્યાન કરીને તેઓ પોતાના હૃદયને અભડાવી મારે છે. વળી કેટલાએક વામમાર્ગીઓ ભંગીની છોકરીને દેવી બનાવે છે, તેનું પૂજન કરે છે, તેને દારૂ પાય છે અને તેના પ્યાલામાં વધેલો દારૂ પ્રસાદ તરીકે પોતે પી જાય છે. આવી નાના પ્રકારની અપવિત્ર ક્રિયાઓ વડે તેમનાં અંતઃકરણ અભડાઈ ગયાં હોય છે. આવી રાંડની જેઓ પૂજા કરે છે, તેનાં જેઓ સ્તોત્રો ભણે છે, તેવા દુષ્ટ લોકોને કદી મોઢે ચડાવવા નહિ. તુકારામ કહે છે કે, આવાં આવાં કામોને લીધે દેવી આખરે અમને પોતાની પાસે તેડાવી લેશે, એવી તેઓ મનમાં ભાવના કરતા રહે છે.

**૩૪૩૪**–દેવીની ઉપાસના કરનારા શાક્ત લોકો જે દેશમાં રહેતા હોય છે તે દેશ, ત્યાંનો રાજા અને ત્યાંની પ્રજા, એ બધાં-જ અપવિત્ર બની જાય છે. ત્યાં અધર્મનો પ્રત્યક્ષ પાક પેદા થાય છે અને ધર્મની પડતી દશા થાય છે; તેમનાં પાપને લીધે ધરતીનો રસકસ સુકાઇ જાય છે અને વરસાદ વરસતો નથી. તેમના ભારથી પૃથ્વી પણ થરથર કંપવા લાગે છે. તુકારામ કહે છે કે, આખા બ્રહ્માંડમાં જે જે દુઃખો હોય છે તે બધાં ત્યાં આવીને વસી જાય છે.

**૩૪૩૫**–આ રીતે કલિયુગનો પવન વાવાથી તમામ ધર્મોનો

નાશ થઈ ચૂક્યો છે. બ્રાહ્મણો રામનામ જપવાનું છોડી દઇને ભૂવા-જતીનો વેશ ધારણ કરે છે અને 'હોમ હોમ' બોલીને ભીખ માગે છે. જે ગળીના રંગને સ્પર્શ પણ કરવો યોગ્ય નથી, તે રંગમાં રંગાવેલાં ભૂરાં અથવા કાળાં વસ્ત્ર પહેરે છે. તુકારામ કહે છે કે, તેઓ પોતાની ઉચ્ચ વર્ણની વૃત્તિને તજીને દાળચોખા અથવા રાંધેલા અનાજની માધુકરી માગતા ફરે છે.

૩૪૩૬–અરે મનુષ્યો! તમે કળિયુગનો મહિમા સાંભળો. આ કળિયુગમાં આગળ જતાં બધા વર્ણના લોકો એકાકાર થઇ જશે અને ચારે વર્ણ તથા અઢારે જાતિના લોકો એક પંગતમાં બેસીને જમશે. ભંગીની સ્ત્રીઓનું પૂજન કરશે અને તેમનો એઠો દારૂ પીશે. ડાબે હાથે કોળિયો લઇને ખાશે અને તેજ હાથે મુખશુદ્ધિ કરશે. તેના સંસર્ગથી દુનિયા અધોગતિએ જશે. તુકારામ કહે છે કે, અરે ભાઈ! તું હરિભક્તિજ કરજે. એટલું કરીશ તો દેવી તારે ઘેર પાણી ભરવા ચાલી આવશે.

૩૪૩૭–જેઓ દેવીની ઉપાસના કરે છે તેમને તમામ પાતકો વડેજ ઘડાયેલા પૂતળા સમાન જાણવા. હે પાંડુરંગ! એ દુષ્ટોની આભડછેટ મારા શરીરને લાગવા દઇશ મા. તેમના સ્વ-ભાવમાં કામ, ક્રોધ અને મદ્યપાનનાં બધાંજ લક્ષણ જોવામાં આવે છે. આવા અનેક અવગુણોનો રંગ તેમના ઉપર ચડી ગયેલો હોય છે. તુકારામ કહે છે કે, આવા લોકો ઉપર કહ્યાં તેમાંનાં કોઇ પણ પાપ કરતાં જરા પણ અચકાતા નથી.

૩૪૩૮–શક્તિની ઉપાસના કરનારની માને રસ્તા ઉપર પડેલી વિષ્ટા ખાનારી ભૂંડણ જાણવી. જ્યાં તેને નરકની વાસ આવી કે તરત તે તરફ દોડી જાય છે. શક્તિની ઉપાસના કરનારાની માને શેરીઓમાં ભૂંકનારી ગધેડી જાણવી. તુકારામ કહે છે કે,

એવા લોકો છિનાળના પેટના છે અને તેઓ એવાં કૃત્ય કરે છે કે જેમનું નામ લેતાં પણ પાપ લાગે.

**૩૪૩૯**–દેવીના ઉપાસકનો હાથ પકડીને આડે માર્ગે વળવું નહિ. આવું કરનારાઓ ઘણા વેગથી અધોગતિ તરફ ચાલ્યા જશે. ઉપર કહ્યા તેવા, રાંડોના ગુલામોને ગમે તેટલો ઉપદેશ દઇએ પરંતુ તે પ્રમાણે તેઓ વર્તવાનાજ નહિ. એ લોકોએ મનુષ્ય જન્મ તો લીધો પણ તેને વ્યર્થ ગુમાવી દીધો છે અને એવું કરીને તેમણે પોતાની જાતને ભારે હાનિ પહોંચાડી દીધી છે. તુકારામ કહે છે કે, હે પંઢરીનાથ! તારી કથાની પણ એ લોકો નિંદા કરે છે.

**૩૪૪૦**–હરિ અને હર એ મુખ્ય દેવને છોડી દઇને જેઓ ક્ષુદ્ર દેવના પ્રતિ ભાવભક્તિ રાખે છે, તે ભક્તોની અને તેમના દેવતાઓની કેવી દુર્દશા થાય છે તે હું કહું છું તે સાંભળો. કોડીઓની માળા ગળામાં પહેરીને અને આખે શરીરે કોડીઓ બાંધીને તેઓ જ્યારે ભીખ માગવા નીકળે છે ત્યારે ઘણા વરવા દેખાય છે. આવી રીતે જેઓ લોકોને બારણેબારણે ભટકતા ફરે છે, તેમને લોંડીના અથવા કૂતરીના જણેલા જાણવા. પોતાના કપાળમાં સિંદૂર લગાવીને લાંબા લાંબા દાંતવાળી ભયંકર દેવીની તેઓ સેવા કરે છે અને હાથમાં નાના પ્રકારનાં વાદ્યો સહિત એવી દેવીનાં નામ તેઓ ગાતા ફરે છે. મોટું પેટ અને સૂંઢવાળા હાથીના જેવા દેવની તેઓ પૂજા કરે છે. આવી નાના પ્રકારની કુટેવોને લીધે તેઓ ખરા રસ્તેથી ઘણે આઘે નીકળી ગયા હોય છે. તેમનાં ભાવભક્તિ બધાંજ વ્યર્થ છે. તુકારામ કહે છે કે, એક વિષ્ણુ અથવા શિવ એ બે સિવાય બીજા કોઈ પણ દેવદેવીનું ભજન કરવું નકામું છે.

**૩૪૪૧**–શક્તિની ઉપાસના કરનારાઓના ગુરુઓની પાસે જે

જ્ઞાન હોય છે તે, તેના ચેલા ખાંધે મૂકીને બધે ફરે છે અને લોકોની આગળ તેવી કથાઓ કરે છે. આથી ભોળા લોકો તેમની જાળમાં ફસાઇ જાય છે. આવા ગુરુઓમાં કામક્રોધ તો પુષ્કળ પ્રમાણમાં ભર્યાં હોય છે અને તેઓ માત્ર મોટેથી જ્ઞાનચર્ચાઓનો બકવાદ કરે છે. તે વિયાએલી કૂતરીના ભસવા જેવો લાગે છે. તમે મારી પૂજા કરો, એવું કહીને તેઓ શિષ્યોની પાસે દ્રવ્ય માગે છે અને પૈસાના બદલામાં તેમને કાંઇક ઉપદેશ આપે છે. તુકારામ કહે છે કે, તેમને બ્રહ્મનું જ્ઞાન તો હોયજ ક્યાંથી? કેમકે તેમની પાસે બ્રહ્મની જગ્યાએ વિષયોએ ઉપજાવી કાઢેલો ભ્રમ છે.

૩૪૪૨–એક પંઢરપુરના રાજાને બાદ કરીને હું બીજા કોને દેવ કહું? તેના સિવાય બીજા કોઇને દેવ કહેતાં મારા મનને ઘણીજ શરમ આવે છે. જેની પાસે અમૂલ્ય હીરો હોય તે માટીનાં ઢેફાં વેચવા શા માટે બેસે? તુકારામ કહે છે કે, તે પ્રમાણે જેના અંગભૂત હરિહર છે તે આવા શ્રેષ્ઠ દેવને છોડીને બીજા કયા દેવનું ભજન કરવા બેસે?

૩૪૪૩–એક પંઢરપુરના રાજાને છોડી દઇને બીજા દેવોનું ભજન કરવાથી અનેક લોકોનાં જીવન વ્યર્થ એળે વહી ગયાં. કેટલાક દેવો જ્યેઓ લોકોને દુઃખ દઇને તેમની પાસેથી નૈવેદ્ય માગી ખાઇને પોતાનાં પેટ ભરે છે, તેમની લોકો પૂજા કરે છે અને અખિલ બ્રહ્માંડના અધિશ્વર ખરેખરા દેવને વિસારી મૂકે છે. તુકારામ કહે છે કે, આવું કરવાથી એ લોકો અંતે યમના હાથમાં જઈ પડે છે.

૩૪૪૪–હે ગોવિંદ! આવા લોકોને ધિક્કારવાની ચેષ્ટાઓ કરીને પણ હું થાકી ગયો છું. હવે તો હું તારૂં સ્મરણજ કરીશ. જ્યારે તુંજ અમારૂં રક્ષણ કરવા તૈયાર થશે ત્યારે બીજાં દેવદેવલાં અમને શું કરવાનાં છે? જે વડે મારાં મન, વાણી અને કાયા

તારા ચરણ આગળ રહે તેજ કામ હું તો કરીશ. તુકારામ કહે છે કે, મારા મનમાં તારૂં રૂપ ધારણ કરી રાખીને હું બધો વખત તારા ગુણ ગાયા કરીશ.

૩૪૪૫–હે દેવ ! તમને કહી બતાવવા જેવું હોયજ શું ? તમે પોતે થોડા અજાણ્યા છો ? તમે મને જે સ્થિતિમાં રાખશો તેજ સ્થિતિમાં હું રહીશ. મારૂં મન પાંગળું થઈ ગયું છે. મને એકે ઉપાય સૂઝતો નથી, તેથી તો હું મારા જીવની સાથે તમારા ચરણને દબાવીને બેઠો છું. કયાં ભોગદુઃખોનો ત્યાગ કરવો અને કોને ગ્રહણ કરવાં, એ બાબત મારા મનમાં શંકા ઘોળાયા કરે છે. તુકારામ કહે છે કે, હે વિઠ્ઠલ ! વગડામાં કોઈ નાનું બાળક તેની માતાથી વિખૂટું પડી જાય છે ત્યારે તે ઘણું દુઃખી થાય છે. તેવો હું પણ તારા વિના દુઃખી થાઉં છું.

૩૪૪૬–તમારા તરફથી મને તેડું આવે અથવા તમારો મને કશો સંદેશો મળે તેની હું રાહ જોયા કરૂં છું. હે દેવ ! તમારા મનમાં મારે માટે કશી લાગણી કેમ થતી નથી ? હે પાંડુરંગ ! પંઢરપુરમાં આવીને વસી ગયેલો જે હું તમારો સેવક, તેના મનમાં એક વાર આશા ઉત્પન્ન કરીને તમે ઊલટો મને ફસાવી માર્યો છે. મેં જન્મ ધારણ કર્યા પછી શો લાભ મેળવ્યો તેનો વિચાર મારા મનમાં વારેઘડીએ આવ્યા કરે છે. તુકારામ કહે છે કે, ખરેખરા પરમાર્થની પ્રાપ્તિ તો હજી મને થઇ નથી, પણ દુનિયા મને ધિક્કારતી થઇ છે, તોયે એક લાભ મેં મારે છેડે બાંધી લીધો છે.

૩૪૪૭–હે દેવ ! તેં મને દીનથી પણ દીન અને તારા કાલાવાલા કરનારો શા માટે બનાવી રાખ્યો છે ? તું શક્તિહીન થઇ ગયો છે, એવું શું તને પોતાને સમજાય છે ? હું તારો દાસ છું એવું કહેતાં મને લજ્જા આવે છે, કેમકે તેમાં ખરેખરૂં માધુર્ય નથી, તેમ કશો

રસ પણ નથી. સંતજનો પૂર્વે કહી ગયા છે, તેમના શબ્દો વડે જો તને જરા પણ શરમ આવતી હોય તો મારી આવી દશા શાથી થઈ છે તે તું તારી મેળેજ સમજી જા. તુકારામ કહે છે કે, હે વિઠ્ઠલ! તારી કૃપા વિના મારી વાણીદ્વારા આવું કહેવડાવવા બીજો કોણ સમર્થ છે?

૩૪૪૮–અરેરે! આગ પડો મારાં કર્મ ઉપર! તમારે બારણે ઊભાં ઊભાં મેં આટલી વાર કચકચાટ કર્યો તે બધો વ્યર્થ ગયો. તમારી કીર્તિ મેં કાને સાંભળેલી તેમાંનું મારા અનુભવમાં તો કાંઈજ ન આવ્યું. હે નારાયણ! ત્યારે હવે આજ પછી મારે મારા હૃદયને કેવી રીતે ધીરજ આપવી, તે વિષે મને તમેજ કાંઇ પ્રેરણા કરો. મને તમે બીજા લોકોના દોષ જોવા પૂરતોજ ગુણવાન બનાવ્યો અને આ દેહ તે હું પોતે અને આ દેહનાં સંબંધીઓ તે મારા સંબંધીઓ છે એ દોષ મારા હૃદયની અંદર ખૂબ દૃઢ થઈ ગયો છે. તુકારામ કહે છે કે, હે દયાળુ કેશવરાય! તમે મારા લાડકોડ છેવટે બહુજ સારી રીતે પૂર્ણ કર્યાં, ખરી વાત ને?

૩૪૪૯–વિષયવાસનાએ મારા ચિત્તનું હરણ કરી લીધું છે, તેથી કરીને મારાથી તારૂં શ્રીમુખ જોઇ શકાતું નથી. એ વાતના દુઃખને લીધે મારૂં હૃદય ફાટું ફાટું થઈ રહ્યું છે. હે ભગવંત! તેં મને મારાં સાસરિયાંની વચમાં (પરાધીન હાલતમાં) શા માટે રાખી મૂક્યો છે? આ અવસ્થામાં મારી પાસે નથી સ્વતંત્રતા અને નથી કોઇ પ્રકારની સત્તા. મને એવું મન થાય છે કે, જાણે સવારમાં ઊઠીને તમારૂં દર્શન કરવા ચાલ્યો આવું. પણ અહીં ચોરીછૂપીને આવવાનું તો બની શકે નહિ અને મનમાં વાસના તો તેવી ને તેવીજ. તુકારામ કહે છે કે, મેં જે જે યત્નો કર્યા તે બધાજ અહીં વ્યર્થ ગયા લાગે છે; તેથી કરીને મારો આજ સુધીનો બધો સમય નકામોજ ગયો કહેવાય.

**૩૪૫૦**–મેં અતિ કષ્ટે તમારા ચરણની પ્રાપ્તિ કરી છે, તેથી કરીને મારી અને તમારી વચ્ચે અંતર પાડી દેનારૂં જે કાંઈ હોય તેના ઉપર આગ પડો! હે દેવ! હવે તું આવી સ્થિતિમાં મને મદદ કર અને આ પ્રપંચના ગૂંચવાડામાંથી મને છૂટો કરીને મને તારી સેવામાં લગાડી દે. મને મારા પ્રારબ્ધના યોગે અનેક પ્રકારના રોગ લાગુ પડી ગયા છે. હવે એ બધાના પ્રતિ મને અરુચિ પેદા થાઓ. તુકારામ કહે છે કે, હે દેવ! હવે જે કાંઈ તારૂં છે તે તારેજ માથે રહો. હવેથી હું આ જગતની સાથે કશી લેવાદેવા રાખવાનો નથી.

**૩૪૫૧**–હે દેવ! મારા અંતઃકરણની વાત તમે વગર કહ્યે જાણી જાઓ છો. આખા વિશ્વમાં વ્યાપી રહેલા અને તેનું પોષણ કરનારા તમે છો, તેથી તમને કોઇ પણ વાત કહેવાની આવશ્યકતા છેજ નહિ. પણ તમારે માટે મારા અંતઃકરણમાં જે પ્રેમ છે, તેના ઉપર જ્યારે આવરણ આવી જાય છે ત્યારે મારા મનને ચણચણાટ થાય છે. તે આવરણ એક ઘડી વારને માટે પણ દૂર થતું નથી. મારામાં એવો કયો દોષ છે અથવા એવી કઈ ત્રુટિ છે કે જેને લીધે તમે મને અહીં પડ્યો રહેવા દીધો છે? હું તો જે દહાડે તમારે પેટે જન્મ્યો ત્યારથીજ હું સામર્થ્યયુક્ત થઇનેજ પેદા થયો છું. તુકારામ કહે છે કે, હે નારાયણ! બીજાઓને લગતી મારી તમામ વાસનાઓને તો મેં દબાવી રાખી છે.

**૩૪૫૨**–હે દેવ! હું બળહીન અબળા અનન્ય ભાવે તમારૂં શરણ માગું છું. હે હરિ! હવે મારામાંથી બધું હીનપણું કાઢી નાખ. મારાં સાસરિયાંઓની વચમાં (પરતંત્ર હાલતમાં) રહીને હું ઘણોજ ત્રાસી ગયો છું. તેથી તો હું તારી પાસે દોડી આવ્યો છું. માટે તું હવે આ બેઉ બાબતને લગતી મારી લાજ રાખજે. તારી સાથે સહજ ક્રીડા કરતાં કરતાં મને તારો સમાગમ થઇ ગયો

તે મારા જાણ્યામાંજ ન આવ્યો. તુકારામ કહે છે કે, હવે તને જેમ યોગ્ય લાગે તેમ તું કર. હું આવી રીતે ભાવયુક્ત વિનંતી કરીને તારા ચરણની સાથે વળગી પડું છું.

**૩૪૫૩**–તપેલીમાં જેટલા ભાતના દાણા હોય તેટલા બધાનેજ દાબી જોવાની જરૂર હોય નહિ. એકાદબે દાણા દબાવી જોઇએ તો ચાલી શકે. રાજહંસની ચાંચનો ટકોરો વાગતાંજ દૂધ અને પાણી જુદાં થઈ જાય છે. કોઈ પોતાને પહેરવાનું અંગરખું ફાડી નખાવીને તેનો ઘાઘરો સિવડાવે તે જેવો હાસ્યાસ્પદ લાગે છે, તેવોજ બીજાની કવિતાઓમાંથી તેના કર્તાનું નામ કાઢી નાખીને તેની જગ્યાએ પોતાનું નામ ઘુસાડી દેનાર પણ હાસ્યાસ્પદ લાગે છે. તુકારામ કહે છે કે,પવનનો જરા જેટલો ઝપાટો લાગે એટલે અનાજના દાણા અને છોડાં એકદમ જુદાં થઇ જાય છે.×

**૩૪૫૪**–શ્યામજી રામજી ભુટ્ટાચોર જેવા લોકો અમે હરિના દાસ છીએ, એવું કહીને બધીજ વાતની ખરાબી કરી દે છે. પ્રાસાદિક કવિઓની કૃતિની સાથે પોતાની જોડી કાઢેલી થોડી કડીઓ ભેળસેળ કરી દઇને તેઓ ખાસ્સો મજેનો ખીચડો બનાવી દે છે અને પછી તેઓ કહે છે કે, આ બધી અમારીજ રચના છે. સંતોની પ્રાસાદિક કવિતાઓને ભાંગી તોડીને તેમાં કોઇ કોઇ જગ્યાએ પોતાની કવિતાઓ ઘુસાડી દઇને તેઓ દુનિયામાં કવિ તરીકે કીર્તિ સંપાદન કરવા નીકળી પડે છે. તુકારામ કહે છે કે, આવા કુકવિઓ સંસારમાં નઠારો દાખલો બેસાડે છે.

**૩૪૫૫**–કોઇને ઘેરથી માગી આણેલાં ઘરેણાં તેના માલિકને

× તુકારામકૃત અભંગોમાંથી તેમનું નામ કાઢી નાખીને તેની જગ્યાએ પોતાનું નામ ઘુસાડી દેનારને ઉદ્દેશીને નં. ૩૪૫૩ થી નં. ૩૪૬૦ સુધીનાં પદ લખાયાં છે.

પાછાં ન આપતાં જે તફડંચી કરે છે તે ચોર ઠરે છે. એવાને યોગ્ય સજા કરવી, એજ તેનું ઉત્તમ પૂજન કહેવાય. તેમને એવી સજા કરીએ તોજ તેઓના સંબંધમાં ઘટતું કર્યું કહી શકાય. લોભવૃત્તિવાળા લોકોનાં મોઢાં છેવટે કાળાંજ થઇ જાય છે. તુકારામ કહે છે કે, સારી વસ્તુનો નાશ કરવો એમાંજ ચોર લોકો પોતાનું ભૂષણ માની લે છે.

**૩૪૫૬**–જેનું નસીબ અવળું હોય તેને દૂધમાં ઝેર ભેળવીને દૂધને ઝેરી બનાવી દેવાનું સૂઝે છે. પોતાનું નાક કાપ્યા પછી નકટા નાકના ઉપર કોઈ વાળી પહેરે તો તે વાળી તેને શી શોભા આપશે? તુકારામ કહે છે કે, આવા લોકોનું કામ વાવ તોડી નાખીને મસ્જિદ બંધાવવા જેવું છે.

**૩૪૫૭**–દાણા અને છોડાં ભેગાં થઇ ગયાં હોય તો તેમને ઝાટકીને એકબીજાથી છૂટાં કરી દેવાં જોઇએ. છાસની અંદર માખણના લોચાને ચોળીને એકમેક કરી દેનાર સ્ત્રીને લોકો ફુવડ કહે છે. અરે ઓ મૂર્ખાઓ! દાયણની આગળ કોઇ સ્ત્રી પોતાનો ગુહ્ય અવયવ કેવી રીતે છુપાવી શકે? તુકારામ કહે છે કે, એ તો ખાલી ઘડો વાગે ઘણો, તેવી વાત છે.

**૩૪૫૮**–ઓ મારા ભાઇ! માટીના ઢેફાને કોઇ સારી વસ્તુનું નામ આપીને તે વસ્તુને ભાવે જ્યાં તેને વેચી શકાતું હોય, ત્યાં તેને તું ભલે વેચી આવજે; પણ અહીં મારી પાસે તો ખરાખોટાની તરતજ પરીક્ષા થઈ જાય છે. પેટમાં ગર્ભ તો રહ્યો ન હોય અને છતાં પેટે લૂગડાંનો ડૂચો બાંધીને પેટ ફુલાવીને કોઇ બાયડી ફરે તેવું તમે કરો છો; પણ તુકારામ કહે છે કે, ખરાખોટાની પરખ કરતાં મને આવડે છે.

**૩૪૫૯**–વિષયોની સાથે જેઓ અભેદ ભાવના રાખતા ફરે

છે, તેમણે મારી પાસે આવીને મારૂં માથું ખાવું નહિ. દેવ પોતે નિષ્કામ હોવાથી એવા લોકોથી દૂર રહે છે. જેઓ વાસનાઓની ગૂંચવણમાં ગૂંચવાઈ પડયા છે, તેમને વળી બ્રાહ્મી સ્થિતિની પ્રાપ્તિ થાયજ શી રીતે? તુકારામ કહે છે કે, જેમનામાં દેહબુદ્ધિ છે, તેઓ દેવની આગળ સરળ વ્યવહાર કરી શકેજ નહિ.

૩૪૬૦–હું તે દેવને નમન કરૂં છું, એજ તેમની મારાદ્વારા સેવા. ભેંસ તે ભેંસ અને પાડો તે પાડો. એ પ્રમાણે ગુણ અને અવગુણની પરખ કરી શકાય છે. જગતમાં એક માત્ર સાક્ષી જનાર્દન છે અને તેમની આગળ હું આળોટી પડું છું. તુકારામ કહે છે કે, જેને અનાજ દળવું હોય તેણે દળતા પહેલાં કાંકરાકચરૂં વીણી કાઢવું જોઇએ. નહિ તો દળતી વખતે દાણાની સાથે કાંકરા પણ દળાઇ જશે.

૩૪૬૧–હું શું ગાઉં? મારૂં ગાયન સાંભળે એવો તો કોઈ છે નહિ. જ્યાં જોઉં ત્યાં આખી દુનિયાને વિષયતૃષ્ણાને લીધે ભાનભૂલી થઈ ગયેલી જોઉં છું. તેથી હવે હું મારા આત્મારામની સાથે ક્રીડા કરીશ અને મારી પાસે જેવા લોકો આવશે તેમની સાથે તેવી વાત કરી છૂટીશ. રજોગુણી લોકો સાંભળીને મનમાં રાજી થાય એવા મીઠા સ્વરયુક્ત શબ્દો મારે લાવવા કયાંથી? તુકારામ કહે છે કે, ગોવર્ધન પર્વતને ધારણ કરનારા શ્રીહરિ તો ભાવના ભૂખ્યા છે. રાગરાગિણી તથા સંગીતકળાનું મને જરા પણ જ્ઞાન નથી.

૩૪૬૨–જેઓ પોતાનાં ઘરબાર તથા ધનસંપત્તિ વગેરેનો ત્યાગ કરીને જંગલમાં રહેવા ગયા છે અને ઘેરઘેરથી રોટલાના ટુકડા માગી ખાઇને ઉદરનિર્વાહ કરે છે તેમજ જેમના મુખમાં રાજારામની કાયમની પધરામણી થઈ ચૂકી છે, એવા સંતોને હું નમ-

સ્કાર કરૂં છું; જેઓ પોતાને ગળે તુલસીની માળા અને આખે શરીરે ભસ્મ ધારણ કરે છે અને જેઓ પોતાના હૃદયને નિર્મળ કરીને હરિગુણ ગાય છે, તેમને હું નમસ્કાર કરૂં છું. તુકારામ કહે છે કે, જેણે હિરણ્યકશ્યપનો વધ કર્યો હતો, તેજ મારા સ્વામી છે.

૩૪૬૩–જો અંતઃકરણની અંદર શ્રીહરિના પ્રતિ પ્રેમ ન હોય તો મંત્રતંત્રની મારી આગળ કશી કિંમત નથી અને હું એવા મંત્રતંત્રને માનતો પણ નથી. જેઓ નિરંતર રામભજન કરતા હશે તેમને હું પગે લાગીશ અને જેઓ કપટી તથા અભિમાની હશે તેમને જોતાંવારનેજ હું તેમનાથી દૂર નાસી જઈશ. કોની કયી જાત છે અથવા કોનું કેવું કુળ છે તે હું જાણતો નથી. જે એક નારાયણને ઓળખે છે, તેનેજ હું ઓળખું છું. તુકારામ કહે છે કે, જેઓ સમર્થ રામની ઉપાસના કરે છે તેમના ઉપર હું મારો જીવ અને મારો પ્રાણ બેઉ ઓવારી નાખું છું.

૩૪૬૪–નંદકુમાર કૃષ્ણે ચોરીચોરીને ગોપીઓના ઘરનું માખણ ખાધું હતું. આવો ચોર કૃષ્ણ શું જોઈને મારા આગળ તેની મોટાઈ બતાવતો હશે. અરે! તારૂં પ્રભુપણું કેવું છે તે હું સારી રીતે જાણું છું. તેને તું તારી પાસેજ સાચવી રાખજે. ઓ ગોપાળ! હવે હું તને એક વાત કહું તે તું બરાબર સાંભળી લે. તેં તારૂં ગળું ખાંડણિયાની સાથે બંધાવ્યું હતું તેજ તું કેની? તુકારામ કહે છે કે, તું હાથમાં લાકડી લઈને વગડેવગડે ગાયો ચરાવતો ફરતો હતો, તે ભૂલી ગયો?

૩૪૬૫–ઓ મારા ભાઈ! એક વાર તું તારા ચિત્તને હરિના સ્વરૂપની સાથે એકાકાર કરી દે. આટલું જો તું કરીશ તો પછી તારે જન્મમૃત્યુનું મોઢું જોવાનો વારો આવશેજ નહિ. આ બાબત હું કહું છું તે તું બરાબર સાંભળી લે. જે ઘડીએ યમના દૂત તારી

પાસે આવીને ઊભા રહેશે તે ઘડીએ તું કદાચ ભરજુવાન હોઈશ; તોપણ તેઓ તને છોડશે નહિ. હરિનું સુખ એવું છે કે તેનું વર્ણન હું મારે મોઢેથી કરી શકતો નથી. એ તો તું જે ઘડીએ પરમાર્થના રસ્તા ઉપર પગલાં માંડતો થઈ જઈશ ત્યારે તે તારા જાણવામાં આવી જશે. તુકારામ કહે છે કે, ભગવાન પોતાના ભક્તોનો ભાવ જોઇને તેમનો હાથ પકડીને પોતાની સાથે કેવા એક કરી દે છે, તે તમે જુઓ તો ખરા.

૩૪૬૬–હું વધારે શું કહું ? યમ તેમને હડસેલા મારીને ઘસડી જશે એવું હું કહું છું તોપણ તેઓ સમજતાજ નથી. અરે! તમારા હાથમાંનો કોળિયો તમે તમારા મોઢામાં મૂકશોજ એવું ખાતરીપૂર્વક કહી શકાતું નથી. તમારા હાથમાં આટલી ધૂળ જેવી સત્તા પણ છે નહિ, છતાં હું ઘણું જીવીશ એવી આશાઓ તમે શા માટે બાંધ્યા કરો છો ? અરે ઓ ગાંડિયાઓ ! તમે તમારા દેહને અને તમારાં સ્ત્રીપુત્રને તમારા પોતાનાં શા શારૂ માની લો છો ? એ બધામાંથી એક દિવસ કાંઇજ રહેવાનું નથી. તમે એ બધાથી કેવળ જુદા છો. તુકારામ કહે છે કે, તમે તો ગાંડા થઈ ગયા છો. અરે ઓ મનુષ્યો ! તમે તમારે વિષે જરાક વિચાર તો કરો.

૩૪૬૭–ઓ દેવ ! તમે મને એટલા બધા વહાલા લાગો છો કે હું ક્યારે મરી જાઉં અને તમારા ચરણ પાસે આવીને બેસું એવું મને થયા કરે છે. જે મૃત્યુથી જગતના લોકો ભય પામે છે તે મને ઘણું મધુર લાગે છે અને તેનો વિચાર કરતાં પણ મને એવું સુખ થાય છે કે હું તેમાં મસ્ત રહું છું. હું એટલું માગું છું કે હું જ્યાં જન્મું ત્યાં સારે ઠેકાણે જન્મું અને મારો માયાનો ફેરો પૂરો થઈ જાય અર્થાત્ હું નિઃસંગ બનીને રહું. તુકારામ કહે છે કે, મેં ધન, માન અને સ્ત્રી એ બધા માયિક ફેલાવાની એક પોટલી બાંધીને તેને ફેંકી દીધી છે.

૩૪૬૮–રામ પોતાના ભક્તોની પાછળ પાછળ દોડે છે અને તેઓ જ્યારે ઘેર જઇને ઊંઘી જાય છે ત્યારે રામ તેની પાસે ઊભા થઇ રહે છે. રામના સેવકો તેમને ગળે દોરડું બાંધીને તેમને જ્યાં લઇ જવા હોય ત્યાં લઇ જાય છે. તે વખતે પોતાના ભક્તો જે તરફ લઇ જાય તે તરફ મોઢું રાખીને રામ ચાલે છે. રામ પોતાના સેવકોને પરમાર્થને રસ્તે ભૂલા પડવા દેતા નથી. જો કદાચ તે ગફ્લતથી આડે રસ્તે વળી જાય તો રામ તેનો હાથ પકડીને તેને પરમાર્થને ચોખ્ખે રસ્તે વાળી દે છે. તુકારામ કહે છે કે, હે પ્રભુ! હે મારા સ્વામી ! તું દીનદયાળ છે. તેથી તો હે ગોપાળ ! હું તારા ઉપર મારો પ્રાણ ઓવારી નાખું છું.

૩૪૬૯–ઓ ભાઈ! કાંઇ કરતાં તારે ઘેર રામ ચાલ્યા આવે એવું કામ કર. બાકીની બીજી બધી ખટપટોને લગતી તમામ કામનાઓને તારા મનમાંથી કાઢી નાખ. જો તું તારા પોતાના સ્વરૂપને ભૂલી ગયો ન હોત તો તારે આ જન્મમૃત્યુના ફેરા ખાવા શા માટે પડત? મનમાં એક ભાવ અને મોઢે બોલવાનો જુદો ભાવ એવું તું કરે છે તો ખરો, પણ પરમાત્મા અંતર્યામી હોવાથી તારા એ બેઉ ભાવને જાણે છે. તુકારામ કહે છે કે, મારા સ્વામી પ્રભુ દેશવિદેશ બધેજ ફેલાઈ ગયેલા છે. તેમના વિનાનું ખાલી હોય એવું એક પણ સ્થળ નથી.

૩૪૭૦–જે માણસ મારા રામનું નામ વારેઘડીએ લેશે તેને માટે હું મારા પોતાના શરીરના ચામડાના જોડા સિવડાવી આપીશ. હસતાં, રમતાં, ખાતાં, પીતાં અને પલંગના ઉપર સૂઇને ઊંઘતાં ઊંઘતાં પણ જે રામનું નામ લેશે તે ભલે ગમે તે જાતિનો હશે તોપણ શું થયું ? મને ન્યાતજાતના ઉપર મમત્વ નથી. તે ઢેડ હોય, ચમાર હોય, કોઈ પણ જાતનો હોય તોપણ તુકારામ

કહે છે કે, જેનું ચિત્ત રામના નામમાં સ્થિર થઈ ગયું હશે તેના ચરણમાં મારૂં ચિત્ત ચોટી જાય, એવું હું ઇચ્છું છું.

૩૪૭૧–જે માણસ પરમાર્થની સાધના કરીને પોતે જાતેજ તરી જાય તો તેમાં તેની મોટાઈ પણ શાની ? પણ બીજા જડ બુદ્ધિવાળા જીવ હોય તેમને પણ સારી રીતે હરિનામ લેતા કરી દેવા જોઇએ. પૃથ્વી આટલો બધો ભાર ઉપાડે છે તેથી તેને પોતાને શો લાભ છે ? ગાય પોતાનું દૂધ પોતાના ધણીને આપી દે છે અને પોતે તેમાંથી એક ટીપું પણ ચાખતી નથી. વરસાદ વૃષ્ટિ કરે છે તેથી તેના પોતાના હાથમાં કશું આવે છે ? સૂર્યચંદ્ર પૂર્વ દિશાએ ઊગે છે અને પશ્ચિમ દિશાએ આથમે છે અને એક પળવારનો પણ વિસામો લેતા નથી. તેઓ એવું શા માટે કરતા હશે ? એમાં તેમનો પોતાનો કશો સ્વાર્થ છે ખરો ? પારસમણિ લોખંડનું સોનું શા માટે બનાવી દેતો હશે ? લોખંડને સોનું બનાવી દેવાથી પારસમણિની કિંમતમાં કશો ઘટાડો થતો નથી તેમ તે પોતે ધાતુ બની જતો નથી. તુકારામ કહે છે કે, આ બધાં દૃષ્ટાંત ઉપરથી સમજવું જોઇએ કે બીજા ઉપર ઉપકાર કરવાને સારૂજ તેઓ આટલો બધો શ્રમ કરે છે અને એ બધાં કામ રામજ કરે છે.

૩૪૭૨–જે રસ્તે આખી દુનિયા જાય છે તે રસ્તે કોણ જતું નથી ? પણ તેમ કરવાનું પરિણામ શું આવશે તેનું જ્ઞાન ન હોવાથી લોકો ફરીફરીને જન્મમૃત્યુનાં ગોથાં ખાયા કરે છે. આવા લોકો કાંઇ એકાદબે છે એવું ન સમજવું. બધાંજ પ્રાણીમાત્ર આ પ્રમાણે ગોથાં ખાયા કરે છે. જે માણસ આ વાત સમજી ગયો હોય છે તે તો સૌથી આગળ સવાર થઇ જાય છે. જેઓ તૃષ્ણાના આસન ઉપર બેઠેલા હોય છે, તેમનું કશુંજ બચવાનું નથી; બધુંજ લૂંટાઈ જશે. તુકારામ કહે છે કે, આ બધું જોઈને મને ઘણો ભય લાગ્યો

અને તેથી મેં દુનિયા તરફ પીઠને ફેરવી દીધી અને રામનો રસ્તો ઝાલ્યો.

૩૪૭૩–હે મનુષ્યો ! જેમણે પોતાનો જન્મ સાર્થક કરી લીધો તેજ સારા કહેવાવા જોઈએ. સારાં બીજ વારંવાર મળી આવતાં નથી. અનેક યોનિઓમાં ભ્રમણ કરતાં કરતાં સૌના સારરૂપ મનુષ્યદેહ તમારા હાથમાં આવ્યો છે. જેમણે સ્ત્રીની અને ધનની આસક્તિ છોડી દીધી છે, જેમણે સ્વાર્થનો ત્યાગ કરીને તીર્થ પર્યટન અને વ્રત કર્યાં છે, જેમને દેહાદિ સાંસારિક પદાર્થોને માટે મનમાં જરા પણ લોભલાલચ નથી; તુકારામ કહે છે કે, આ દેહ તે હું અને આ દેહનાં સંબંધીઓ તે મારાં સંબંધીઓ આવી ભાવનાના બોજાને જે પોતાના ઉપર લઈને ફરતો નથી તેનો હું દાસ થઈને રહું છું.

૩૪૭૪–હરિએ મને લાલ કામળી ઓઢાડીને કેવો શોભીતો બનાવી દીધો છે ? ઓ મારી સખિ ! તું હરિના સંબંધમાં જૂઠો શોર કરે છે, પણ તારે માટે હરિનું હૃદય કઠોર છે. હરિની આગળ ક્રિયા, શરમ અને લજ્જા હોતાં નથી અને તેને હું એટલું કહી રાખું છું કે,હરિને પુષ્કળ બાયડીઓ છે. તે સખી કહેવા લાગી કે,ઇન્દ્રિયોના પતિ હરિ નામરૂપ વિનાના છે અને એવા મારા પ્રભુ માખણ ખાય છે.

૩૪૭૫–રામનું ભજન કરવું એમાંજ જીવનની સાર્થકતા છે. એટલા માટે હરિનું ભજન કરવામાં આળસ કરવું નહિ. અરે! ઘર કોનું અને ઝૂંપડું પણ કોનું ? એક રામ સિવાય બીજું બધુંજ મિથ્યા છે. આ દેહ કોનો અને મમતા પણ કોના ઉપર રખાય? એક રામ સિવાય બીજું બધુંજ નાશવંત છે. તુકારામ કહે છે કે, જો બધુંજ નાશવંત છે તો પછી રામના નામ સિવાય બીજા કશામાં સાર નથી.

૩૪૭૬–અરે! આ ભયંકર અને પ્રાણઘાતક ધનસંપત્તિમાં લોભાઇને તું શા માટે ભુલાવામાં પડે છે? ઓ મારા બાપલા! તું રામનામ ગા અથવા કોઇ ગાતું હોય તો તે સાંભળ. રાજા આદિ બીજા લોકોને તું તારા પોતાના ગણે છે, પણ તને જ્યાં સુધી કાળે પકડ્યો નથી અને તારા પ્રાણને ખેંચીને બહાર કાઢ્યો નથી, ત્યાં સુધીજ એ બધાં તારાં છે; પણ વખત આવતાં એમાંનું કોઈ તને કામ આવનાર નથી. દેહ આદિ પ્રપંચ એ ખોટી માયા છે અને મનોકલ્પિત છે, એમ સમજીને તું તારા મનમાંથી તેમને વિષેનું અભિમાન કાઢી નાખ અને દેવનું ભજન કરવા મંડી જા. તુકારામ કહે છે કે, રાજાનો રંક થઈ જશે અને પર્વતની રાઇ બની જશે, એટલા માટે જે કાંઈ કરવું ઘટે તે કરી લે.

૩૪૭૭–અરે ઓ મૂર્ખ! તું તારા આગલા જન્મના મૃત્યુને માટે અત્યારે રડવા બેઠો છે અને ભવિષ્યમાં તારી સામે જે મૃત્યુ આવીને ઊભું રહેવાનું છે તેને ભૂલી જાય છે! નાના અને મોટા કેટલાય મૃત્યુના મોઢામાં પેઠા તેનું તને ભાન નથી આવતું? તારા બાપ ને ભાઇઓ મળીને કેટલા કેટલા મરી પરવાર્યા તેનો હિસાબજ થાય એમ નથી. તુકારામ કહે છે કે, તારા વાળ કાળા મટીને ધોળા થયા તેનો તું જરા વિચાર કર.

૩૪૭૮–મારા રામ સિવાય સારરૂપ સુખ બીજા કોનામાં છે તે તું મને બતાવે તો હું તારો દાસ બની જાઉં. શરીર અને જુવાનીમાં અભિમાન કરવા જેવું બળ્યું છે શું? કારણકે જરાક કોઈ રોગ લાગુ પડી ગયો કે, બેઉનો નાશ થતાં વાર લાગતી નથી. કીર્તિ અને નામનાને માટે ગમે તેટલાં ફાંફાં મારો, પણ એક દિવસ તેમનો નાશ થયા વિના રહેનાર નથી, ત્યારે આ ખોટા ફેરામાં ગૂંચવાઇને તમે પશ્ચાત્તાપ કરવા જેવું શા સારૂ કરો છો?

તુકારામ કહે છે કે, પણ આ વસ્તુસ્થિતિ લોકોથી સમજાતી નથી. એટલા માટે હું હાથ જોડીને તમારે શરણે આવ્યો છું.

૩૪૭૯-હું મારી આંખે જોઈ શકું છું કે, તું પૂરેપૂરો ઢોંગી છે. જો આવુંજ કરવું હતું ત્યારે તેં ઘરબાર અને લૌકિક વ્યવહારનો ત્યાગ શા માટે કર્યો? સંસારનો ત્યાગ કરતા પહેલાં મનને શુદ્ધ કરી લેવું જોઇએ. એમ ન કરતાં ઉપર ઉપરથી રાખોડો ચોળીને બાવા બનવું એ તો જૂઠું પાખંડ છે. કામક્રોધાદિક વૃત્તિઓને હૃદયની અંદર આશ્રય આપવો એનુંજ નામ સંસાર અને તેનો બોજો તું તારા માથા ઉપર લઇને ફરે છે. તુકારામ કહે છે કે, જેણે પોતાના દેહના સંબંધી લોભને ત્યજી દીધો છે તેજ સાચો સંન્યાસી છે.

૩૪૮૦-રામનું ભજન એ તમામ મધુર વસ્તુઓનો સાર છે. તે જન્મમૃત્યુના દુઃખનો અને ત્રિવિધ તાપનો નિઃશેષ નાશ કરી નાખે છે. દૂધ ભાત, ઘી, ખાંડ વગેરે ખાધાથી ભૂખનો અંત આવતો નથી અને પૂરેપૂરી તૃપ્તિ થતી નથી. ખાતાં ખાતાં તો જુગના જુગ વહી જાય છે પણ પાછા ભૂખ્યા ને ભૂખ્યા. ખાટું અને ગળ્યું ખાવાનો મોહ રાખ્યાથી આખરે પસ્તાવું પડે છે. તુકારામ કહે છે કે, જેણે રામરસનું સેવન કર્યું હશે તે જન્મ-મૃત્યુના ફેરામાં કદી સપડાતોજ નથી.

૩૪૮૧-અલ્યા ઓ અભાગિયા ! તું ફરીફરીને શા માટે મોતના મોઢામાં જઈ પડે છે? તારે ભાગે મરણની સંખ્યા તો ઘણી આવી હોય એવું લાગે છે. આ મનુષ્યદેહ દ્વારા કયું કાર્ય એવું છે કે જે સિદ્ધ નજ થાય. અરે ! શ્રીહરિનું ભજન કરવાથી તું વૈકુંઠમાં પણ જઈ શકે છે. રામનામનું સ્મરણ કરવા માટે તારે એક કોડીનો ખરચ પણ નહિ કરવો પડે અને વળી તેના

વડે આ માયાના પાશમાંથી તારો છુટકારો થઇ જશે. તુકારામ કહે છે કે, તું તારા મનને રામની અંદર પરોવી દે અને તેનો રસજ તું તારી જીભ વડે ચાખ.

**૩૪૮૨**– જે રામે રાવણને મારીને લંકાનું રાજ્ય વિભીષણને આપ્યું, તેનો હું દાસ છું એવું હું સૌ લોકો સાંભળે એવી રીતે કહું છું. જે ઘડીએ ઇન્દ્રે મુશળધાર વૃષ્ટિ કરવા માંડી, તે ઘડીએ ભગવાને ગોવર્ધન પર્વતને પોતાની આંગળીના નખ ઉપર ઊંચકી રાખ્યો અને તેના વડે ગોકુળનું રક્ષણ કર્યું. વૈકુંઠના સ્વામીએ કંસના કાળ બનીને તેનો અને બીજા બધા દૈત્યોનો નાશ કરી નાખ્યો. તુકારામ મહારાજનો બંધુ કહે છે કે, હવે પ્રહ્‌લાદને સારૂ નરસિંહરૂપ ધારણ કર્યું, થાંભલામાંથી પ્રકટ થયા અને હિરણ્યકશ્યપનું પેટ ફાડી નાખ્યું.

**૩૪૮૩**–તુકારામ કહે છે કે, જ્યારે તારૂં અંતઃકરણ ભગવા રંગથી રંગાઇ ગયું નથી ત્યારે બહારથી ભગવાં વસ્ત્ર પહેરીને તું શું કરવાનો છે? તારી બહારની બાજુને તું મરતાં સુધી ધોયા કરે તો તેથી તારા અંતઃકરણનો મેલ શી રીતે દૂર થવાનો હતો? તુકારામ કહે છે કે, અરે ઓ મન! તું રામ રામ કહે. બીજાનું તારે શું કામ છે? એ રામનામનો આધાર લઇને અનેક લોકો સંસારને તરી ગયા. ત્યારે હવે તું આજ પછી મારી લાજ રાખજે. તુકારામ કહે છે કે, લોભી માણસનું મન તેના ધનમાંજ જેમ ચોટયું ને ચોટયુંજ રહે છે, વિષયી મનુષ્યના મનમાં જેમ કામનો વાસો હોય છે, માના મનમાં જેમ તેનું બાળક રમ્યા કરે છે, તેમ મારૂં મન રામમાંજ પરોવાઇ રહો. તુકારામ કહે છે કે, બાજ પક્ષીને હું બીજા પક્ષીઓના જેવું માનતો નથી, વાઘને હું બીજાં જાન-વર જેવો માનતો નથી; તેમ અસંતને હું સંત સમાન માનતો

નથી. તેમના ભૂંડા અંતઃકરણના ઉપર હું કાળો ચાંલ્લો કરીશ. તુકારામ કહે છે કે, રામ અત્યંત મધુર છે, માટે તમે તમારૂં બધું શરીર તેના વડે ભરી દેજો અને એવા દેહની નૌકા ઉપર આરૂઢ થઇને આ ભવનદીની પેલી પાર ચાલ્યા જજો. હું સંતોની પાદુકાને મારા મસ્તક ઉપર મૂકી રાખીને દેવમંદિરના બારણા આગળ ઊભો થઈ રહીશ. સંતો જ્યારે તેમાંથી બહાર આવશે ત્યારે હું તેમની પાછળ પાછળ જઇશ અને તેમના પગની ધૂળ ઊડશે તેને મારા માથા ઉપર લઇશ. તુકારામ કહે છે કે, હું રાજાને મોટો ગણુતો નથી, તેમ જેની પાસે ઘણું ધન હોય તેને પણ હું મોટો માનતો નથી; પણ જેના મોઢામાંથી રામનામ નીકળ્યા કરે છે તેનાજ મોઢાને ધન્ય છે અને તેજ શ્રેષ્ઠ છે. તુકારામ કહે છે કે, જેનું મોઢું રામનામનું સ્મરણ કરે છે તે ઉત્તમ છે અને તે દૂધસાકરનું સેવન કર્યા બરાબર છે. જેના મોઢામાંથી હરિનામ નીકળતું નથી તેના મોઢા ઉપર ધૂળ પડી. તેની માએ રાંડે તેને જણ્યોજ શા માટે? જેનું મુખ રામનામનું સ્મરણ કરે છે તે ઉત્તમ છે અને જે ન કરે તેને ઝેરી જાણવું. તમારા અભિપ્રાયને તમે જાતેજ ઉત્તમ માની લો તે સારૂં ન કહેવાય; કારણકે જે ઘડીએ કાળ તમને પકડીને સજા કરશે તે ઘડીએ તમને સમજણ પડી જશે. તુકારામ કહે છે કે, હું એવો માલ વેચવા બેઠો છું કે, જે કોઈ તેને લેશે તેની દેહબુદ્ધિ ટળી જશે. સંતસાધુઓ મધુર છે અને મૂર્ખને માથે માર પડશે. તુકારામ કહે છે કે, જે નિષ્કામ ચિત્ત વડે રામનું ભજન કરે છે તેનો હું દાસ છું. કોઈ મોટો પંડિત બની બેઠો હોય પણ તેનાથી ગરીબ લોકોને શો લાભ થવાનો હતો? જે આશાતૃષ્ણાનો માર્યો લોકોની આગળ હાથ લાંબા કરીને યાચના કરે તે પંડિત શું ઉકાળવાનો હતો? તુકારામ કહે છે કે, જેમ પતંગિયું દીવા ઉપર આસક્ત થઇને પોતાનું શરીર બાળી દે છે.

તેવો પ્રેમ તમે રામના ઉપર રાખજો. તુકારામ કહે છે કે, આખું જગત વિષયની સંગતિને લીધે ભૂલું પડ્યું છે. ઘણુંય કહીએ છીએ પણ કોઈ માનતું નથી. પણ જે ઘડીએ તેમના ઉપર કાળનો હાથ પડશે તે ઘડીએ તેમને મારીમારીને કાળ તેમનું માથું ભાંગી નાખશે. તુકારામ કહે છે કે, જે માણસ મોઢામોઢાની બહાદુરીની ડિંગ મારે છે, તે માણસ જ્યાંસુધી ખરેખરી બહાદુરીભરેલું કામ કરી ન બતાવે ત્યાંસુધી હું તેનીવાત માની શકતો નથી. માથા ઉપર લોઢાના હથોડાનો ઝપાટો વાગે અને છતાં જે ભાગે નહિ તે હીરો ખરો. તુકારામ કહે છે કે, પોતાને મોઢેથી પોતાને શૂરવીર કહેનાર લોકો જોઇએ તેટલા છે; પણ ખરેખરો પ્રસંગ આવે ત્યારે હિંમત રાખીને લડનારા તો થોડાજ હોય છે, પણ જે કોઈ ઉપર કહ્યા તેવા શૂરવીર હોય છે તેઓ મોટી પદવીએ જઈ બેસે છે; પણ જેમનામાં આવા ગુણ નથી હોતા તેઓમાંના કોઈ કોઈ તો નીચ દશામાં પડી રહે છે અને ખાસડાં ખાઇને પોતાની જિંદગી પૂરી કરે છે. તુકારામ કહે છે કે,હું પેટની પીડાથી માર્યો ગયો છું. પેટ ભરવા ઉપરાંત બીજું કાંઈ જાણતો નથી. એટલા વાસ્તે તો હું હરિભક્તોની મંડળીમાં બેસીને રામનામ જપું છું. તુકારામ કહે છે કે, જેના સંસર્ગથી પ્રેમમાંવધારો થાય, હોય તે કરતાં બમણો થઈ જાય તેનેજ હું સંત કહું છું અને જેના સંસર્ગમાં આવવાથી ઈશ્વર ઉપરનો પ્રેમ ઘટી જાય તેને હું દુર્જન અને કાળમુખો કહું છું. તુકારામ કહે છે કે, હે મનુષ્યો તમે સાંભળો. જેનું હૃદય કઠોર છે તે હરામખોર મોઢેથી અલ્લાઅલ્લા કરતો જાય છે અને લોકોને સતાવીને પેટ ભરે છે. તુકારામ કહે છે કે, પંડિત લોકો પોતાની વિદ્યાને વેચાઉ માલ જેવી ગણીને તેની મારફતે ફક્ત લોકોના મનનું રંજન કરવાની ચેષ્ટા કરશે તો તેમને પરમાર્થને લગતું કશુંજ ફળ નહિ મળે, પણ જેઓ પોતાના મનમાંથી બધીજ જા-

તનું અભિમાન દૂર કરી દે છે અને પોતાની ત્રુટિઓ તરફ લક્ષ આપીને નમ્ર બનીને રહે છે, તેઓજ પરમાર્થના ફળનો સ્વાદ ચાખે છે. પારમાર્થિક ફળનું સેવન કરનાર સુખી થાય છે. તે કોઈ-ની સાથે વાદવિવાદમાં ઊતરતો નથી. પારધીના ગાયન વડે જેનું ચિત્ત વીંધાઈ ગયું છે એવી હરિણી, પારધીએ તેને મારવાને તૈયાર કરેલા તીરના ભણી જોતીજ નથી, પણ એકચિત્તે સંગીતનો રસ ચાખે છે. તેમ તુકારામ કહે છે કે, હું અનન્ય ભાવે રામનો દાસ થયો છું. મારા મનમાં બીજો કોઈ ભાવ છેજ નહિ અને મારૂં શરીર પડશે તોપણ મારા ભાવમાં કદી ફેરફાર થવાનો નથી. તુકા-રામ કહે છે કે, વાછરડાને ઘરમાં પડતો મૂકીને ગાય સીમમાં ચરવા જાય છે પણ પોતાનો પ્રેમ સાથે લઈ જતી નથી. પ્રેમને તો તે પોતાના વાછરડામાંજ પરોવી રાખે છે. તેમ તમે પણ તમારા ચિત્તને રામની સાથે બાંધી રાખજો. તુકારામ કહે છે કે, જ્યારે ચિત્તની સાથે ચિત્ત મળી જાય છે (બેઉના ચિત્તમાં એકજ વિચાર પેદા થાય છે) ત્યારે શરીર શાંત થઈ જાય છે, પણ જેના ચિત્તની જોડે આપણા ચિત્તનો મેળ થઈ શકે એવા સજ્જન થોડાજ હોય છે. તુકારામ કહે છે કે, જો ચિત્તની સાથે ચિત્ત મળી ગયું તો બધું-જ મળી ગયું જાણવું. એવું ન થતું હોય તો કોઈની પણ સોબત કરવી નકામી છે. પાણી અને પથ્થર એ બેનો યોગ થાય તોપણ પથ્થરની અંદરના ભાગમાં પાણીનો જરા જેટલો સ્પર્શ પણ થતો નથી, તેમ તે પલળીને નરમ પણ થતો નથી. તુકારામ કહે છે કે, જેના સંસર્ગમાં આવવાથી પ્રેમનું સુખ બમણું થઈ જાય તેની સં-ગતિ કરવી અને જેની સોબતને લીધે આપણા મૂળ પ્રેમમાં પણ જો ઘટાડો થતો હોય તો તેને કાળા મોઢાનો દુર્જન જાણવો. તુકા-રામ કહે છે કે, જો મળવુંજ હોય તો મનને મનની સાથે મેળવી દેવું એજ ઉત્તમ છે. ઉપરઉપરથી ગમે તેટલી માટી ઘસીએ પણ તેથી

શું વળે? તુકારામ કહે છે કે, બાઈડીછોકરાંનો ત્યાગ કરીને માથું મૂંડાવીને સંન્યાસી તો થયા, પણ જો અંતઃકરણમાંથી તૃષ્ણાનો ક્ષય ન થયો હોય તો સંન્યાસી થયે શું વળવાનું હતું? તુકારામ કહે છે કે, અંતઃકરણમાંથી તૃષ્ણાનો ક્ષય કર્યા વિના જટા વધાર્યાથી અથવા રાખોડો ચોળ્યાથી શી સિદ્ધિ થવાની હતી? જે તૃષ્ણા રહિત થઈ ગયો છે, તે તો સંસારમાં રહે તોપણ અલિપ્ત થઇને રહી શકે છે. તુકારામ કહે છે કે, જે કોઈ મારા સ્વામીનું બિરદ જાળવીને ચાલે છે (સ્વામીની સેવા કરે છે અને તેમણે બતાવેલે રસ્તે ચાલે છે) તેનીજ પાસે હું રહું છું. જે કોઈ શૂરવીર બનીને પોતાના દેહની મમતા છોડી દે છે તેજ મારી સાથે મેદાનમાં ઊતરે. તુકારામ કહે છે કે,હું સંતોનો દાસ થયો તે ઘણું સારૂં થયું. મારા મનની અંદરની તૃષ્ણાનો ક્ષય થયો ન હતો, ત્યાંસુધીમાં કોણ જાણે કેટલીય વાર મારે મરવું પડ્યું હશે? તુકારામ કહે છે કે,બીજા બધા મિષ્ટ રસ શા કામના? તેમના વડે આ વિકારી દેહનુંજ રક્ષણ થાય છે પણ રામનું ભજન કરતા જઇને સૂકો રોટલો ખાઇએ તો તે દૂધ, સાકર અને માખણના જેટલાંજ સ્વાદ અને પુષ્ટિ આપે છે.

**૩૪૮૪**–આ મૂઓ મારો પેલા અવતારનો લેણિયો હતો, તે આ અવતાર મારો ધણી થઈને પેલા જન્મનું વેર લેવા બેઠો છે! રોજ ઊઠીને મારે ક્યાં સુધી આવું દુઃખ વેઠ્યા કરવું અને લોકોની આગળ જઇને મને આજે આ આપો અને તે આપો, એવું કહીને મારે લોકોનાં ચઢ્યાંઊતર્યાં મોઢાં જોયા કરવાં? પેલા વિઠ્ઠલાએ તો મારા ઘરસંસારની ધૂળધાણી કરી મૂકી. તુકારામ કહે છે કે, મારી સ્ત્રી આ પ્રમાણે દુઃખની મારી ડૂસકાં ભરીને રડે છે અને કોઈ વાર વળી હસી પડે છે.*

---

* નં. ૩૪૮૪ થી નં. ૩૪૯૧ સુધીના અભંગોમાં તુકારામની પત્ની તેમને કેવાં કેવાં મહેણાં મારે છે તેનું વર્ણન જોવામાં આવશે.

૩૪૮૫–ઘેર અનાજની ગૂણુ આવીને પડી છે, પણ છોકરાંને ખાવા દેતો નથી અને લોકોને પેટ ભરીને ખવડાવે છે, એવો એ મૂઓ ચોર ખાઉધરો છે. જાણે ગાંડો થઈ ગયો હોય તેમ માથે હાથ દઈને ઝોકાં ખાયા કરે છે. તુકારામ (પોતાની સ્ત્રીને) કહે છે કે, ઓ રાંડ ! તારી પાસે તારો સંચિતનો જે ભાગ છે તે તો ખોટો છે.

૩૪૮૬–ઓ દીકરા ! હવે તું શું ખાઈશ ? મારા ધણીને તો દેવનું ગાંડપણ લાગ્યું છે. તેણે તો હવે ગળે માળાઓ પહેરવા માંડી છે અને કામધંધામાં તેનું ચિત્ત લાગતું નથી. પોતાનું એકલાનુંજ પેટ ભરતાં તેને આવડે છે. આપણી તો તેને જરાય કાળજી છે નહિ. મંદિરમાં જઈને તે દેવની આગળ ઊભો ઊભો તાળીઓ પાડે છે અને મોઢેથી ગાય છે. ત્યારે હવે મારે કરવું શું ? ઘરમાં તો એનો ટાંટિયો ટકતો નથી. જંગલમાં ચાલ્યો જાય છે. તુકારામ કહે છે કે, અરે ! હજી હું મરી નથી ગયો. તું જરા ધીરજ રાખ.

૩૪૮૭–ચાલો, ટળ્યો તે ઘણું સારૂં થયું. મને નિરાંત વળી. હવે હું પેટ ભરીને સૂકો રોટલો ખાઈશ. હું રાંડ આ મૂઆ ધણીની આગળ કેટલો ટકટકારો કરૂં ? તુકારામ કહે છે કે, મોઢાનો તોબરો ચડાવીને બોલનારી બાયડીને મેં આખરે મનાવીને ટાઢી પાડી.

૩૪૮૮–મારા મોઢા આગળજ એને બધાનો ત્યાગ કરવાનો વિચાર સૂઝ્યો. અમારા ઘરમાં ઉપભોગની કયી વસ્તુની ખોટ છે? જે જોઈએ તે બધુંજ એની મેળે મેળે ઘરમાં ચાલ્યું આવે છે. પણ મારી એકલીનાજ દુઃખનો છેડો આવતો નથી. આ સંસારમાં મારે કાંઈ થોડું સહન કરવું પડે છે ? છોકરાં ભૂખ્યાં થાય છે, ત્યારે "ખાવાનું આપ" કહીને મારો જીવ ખાય છે. હવે તો મારૂં મોત આવે તો સારૂં થાય. આ ધણી તો મને એવો મળ્યો છે કે, ઘરમાં કશું રહેવા દેતોજ નથી–છાણનું પોચકું પણ રહેવા દેતો નથી. તુકારામ

(પોતાની સ્ત્રીને) કહે છે કે, આ રાંડ કશો વિચાર કરી શકતીજ નથી અને બધું હું પોતેજ કરૂં છું, એવો માથા ઉપર ભાર લઇને ફરે છે અને હેરાન થાય છે.

૩૪૮૯–સવાર થવા આવે એટલે એ ઊંઘવા દેતો નથી અને રાત્રે પણ એનો બકબકાટ તો ખરોજ. આવો નઠારો ધણી મારી પૂંઠે પડ્યો છે અને તે મારો જીવ લેશે ત્યારે ટાઢો પડશે. લોકોને પોતાની જોડે બેસાડીને જમાડે છે અને પછી મંદિરમાં જઇને ભજનિયાં ગાવા મંડે છે. ઘરની તો ફિકરચિંતા એને છેજ નહિ. તુકારામ કહે છે કે, મારી સ્ત્રીએ મોઢું ચડાવ્યું છે તે જોઇને હું ઘેર આવ્યો.

૩૪૯૦–અરે! આપણે ઘેર આવવાને કોણ નવરૂં બેઠું છે? સૌને પોતપોતાનો કામધંધો હોય છે. દેવની મારફતે આખા બ્રહ્માંડની સાથે આપણો સંબંધ જોડાઈ ગયો છે. સૌની સાથે મીઠી જીભ રાખતાં તને કાંઈ પૈસા ખરચવા પડે છે? જેમને ઘણા માનપૂર્વક બોલાવીએ તે છતાં પણ જેઓ રાજી ન થાય, એવા લોકો પ્રેમને વશ થઇને આપણે ઘેર ચાલ્યા આવે છે. તુકારામ (પોતાની સ્ત્રીને) કહે છે કે, તું હડકાયા કૂતરાની પેઠે જેનેતેને કરડવા દોડે છે.×

૩૪૯૧–(તુકારામની સ્ત્રી બોલે છે) કશો ધંધો કરવો નહિ અને વગર મહેનતનું ખાવાને માટે તૈયારનો તૈયાર એવો ધણી મારે માથે માર્યો છે. ઊઠતાંની સાથે મંજીરા કૂટવા માંડે છે અને ઘરમાં ગોધિયારૂં મચાવી મૂકે છે. એ છે તો જીવતો પણ મૂઆ બરાબર છે. લાજશરમ તો ઘોળીને પી ગયો છે. ઘરસંસારના તરફ નજર પણ નથી કરતો, તેથી મારૂં સોના જેવું ઘર ધૂળ જેવું થઇ ગયું છે. ઘરમાં બાયડી પોકેપોક મૂકીને રડે છે, ત્યારે એ પથરા જેવું હૈયું કરીને નિરાંતે બેસી રહે છે. તુકારામ કહે છે કે,

× આ અભંગમાં તુકારામના તેમની સ્ત્રી પ્રત્યેના ઉદ્‌ગાર છે.

એ ઘણું સારૂં થયું. જેના કપાળમાં જે લખાયું હોય તે તેણે ભોગવવુંજ જોઇએ.

**૩૪૯૨**–પાંડુરંગ જે સર્વનો કુલ માલિક છે તે પાકીને તૈયાર થયેલા ખેતરની ફસલમાંથી મારો ભાગ કાઢી આપે છે. પહેલેથી આજ દિન સુધીમાં દસ ટકા ખોટખાતાના બાકી હતા તે અને બીજા સત્તર ટકા તેના લેણા હતા તે બધાની તે આજે ઉઘરાણી કરવા આવ્યો છે. આજે તો તે મારા ઘરમાં આવીને બેઠો છે અને કહે છે કે, તારા ઘરમાં વાસણકૂસણ વગેરે છે, તે મારા લેણાના અવેજમાં મને આપી દે. હું તેને ગાળો દેવા લાગ્યો ત્યારે તેનાથી કશો જવાબ અપાયો નહિ. જ્યારે આવું થાય છે ત્યારે કોઇ કોઈવાર તે ગુસ્સામાં આવી જઇને મને કહે છે કે, ત્યારે હવે તું તારા ખેતરનો ભાગ કેવો લે છે તે હું જોઉં છું. તુકારામ પોતાની સ્ત્રીને કહે છે કે, ત્યારે હવે આપણે કરીશું શું? તેનું લેણું આપણે ન ચૂકવી આપીએ તો પછી સંતાઇ જવાનું બીજું જે કોઈ ઠેકાણું હોય તે બતાવ.×

**૩૪૯૩**–વિચાર કરીને જોઇએ તો આ બધું રાજ્ય એકજ ધણીનું છે. તેના સિવાય મારી વાંસે ચાલ્યો આવનાર બીજો છે કોણ? મારી ચારે તરફ ખુલ્લું મેદાન પડયું છે, તેથી આગળ કે પાછળ કોઇ પણ દિશાએ નાસી જવાનો રસ્તો છેજ નહિ. હું કેટલી બધી યોનિઓમાં ભમી આવ્યો પણ તેના દૂત તો મારી પાછળના પાછળજ છે. હું વળી એની સાથે લેવડદેવડ કરવામાં ક્યાં ગૂંચવાઈ ગયો? હવે તો તે મારા જીવને લગારે છોડવાનો નથી. તુકારામ (પોતાની સ્ત્રીને) કહે છે કે, માટે એના લેણદેણનો નિકાલ કરી દઇને

× નં. ૩૪૯૨ થી નં. ૩૫૦૨ સુધીના અગિયાર અભંગોમાં તુકારામ તેમની પત્નીને શિખામણ દે છે.

તેની પાસેજ પડી રહેવું અને તે જે આપે તે ખાવું, એજ હવે આપણે માટે બાકી રહ્યું છે.

**૩૪૯૪**–એણે તો કેટલા બધા લોકોનું સર્વસ્વ હરી લઈને તેમને નાગા કરી મૂક્યા છે. જે એના હાથે ચડ્યા તે ફરી વાર સંસારમાં આવવા પામતાજ નથી. આ બીકને લીધે તો કોઈ તેના સંસર્ગમાં આવવાની ઇચ્છા રાખતુંજ નથી; કારણકે તેનામાં એક ખોડ એવી છે કે, જે તેના સંસર્ગમાં આવ્યા તેને તે ગાંડા બનાવી દે છે અને તેમનાં મન ઉપર પોતાના સ્વરૂપની છાયા નાખી દે છે તેથી તેઓ તેને ને તેનેજ જોયા કરે છે. કેટલાક લોકોની જામીનગીરી લેવડાવીને તેમને બાંધી લે છે અને બધા લોકો તેની મશ્કરી કરે છે. જે લોકો તેનું લેણું ભરપાઈ કરી દઈને તેના દેવામાંથી છૂટા થઈ જાય તેને તે વૈકુંઠમાં ઘસડી લઈ જાય છે. એક વાર જો કોઈએ તેને પોતાનો જીવ અર્પણ કરી દીધો, તો પછી તેને કોઇ કાળે છોડતોજ નથી. તુકારામ કહે છે કે, આ બધું હું જાણું તો છું છતાં જાણી જોઈને હું તેના સકંજામાં સપડાઇ ગયો છું.

**૩૪૯૫**–જેને લીધે મારા જીવનો નાશ થવા બેઠો છે તેની આશા તું છોડી દે અને તું એટલું કરે તેનીજ જરૂર છે. પણ તે છતાં તને તેમ કરવું ગમતું નથી. આ એક દેખીતો ઉપાય છે અને તે અજમાવી જોવા જેવો છે. તેની સરખામણીમાં તારી આ જિંદગીની શી કિંમત છે કે તેને સારૂ તું ફાંફાં મારે છે? તું આ બાબત જરા વિચાર તો કરી જો. તું જો તેના (દેવના) સ્વરૂપનો વિચાર કરીશ તો પછી મારો અને તારો કદી વિયોગ થવાનો સંભવજ નથી. હું, તું અને આપણાં છોકરાં સૌ આનંદપૂર્વક ભેગાં રહીશું. તુકારામ કહે છે કે, પછી તારૂં અને મારૂં એવું જોડકું બંધાઇ જશે કે આપણે કદી છૂટાંજ નહિ થઈએ.

૩૪૯૬–હવે આ મારાં પ્રારબ્ધકર્મ છે તેમનું મારે કરવું શું ? પેલા દેવે તો મારા જીવનું હરણ કરીને તેને પોતાની પાસે તાણી લીધો છે. હવે ફલાણું મારૂં કર્તવ્ય છે એવું કોઇએ બોલવું નહિ. આ બધો દેવનોજ હુકમ છે એમ જાણજો. મને તેમણે ભિખારી બનાવી દઇને છૂટો મૂકી દીધો છે. તોપણ તે મારી પૂંઠ પૂરવાને મારી પાછળ ઊભેલા છે. જળપાત્રને માટે એક તૂંબડું અને ખાવાને સારૂ ઝાડનાં પાંદડાં એ બે વસ્તુઓ તેણે મારે સારૂ તૈયાર કરી રાખી છે. તુકારામ કહે છે કે, એ દેવને દયા તો છેજ નહિ. તે બધુંજ લૂંટી લે એવો છે.

૩૪૯૭–મારાં છોકરાંને સારૂ હું અમુક પૂંજી મૂકી જાઉં એવી આશા તારે રાખવી નહિ. છોકરાં પોતપોતાનાં પ્રારબ્ધ લઇનેજ જન્મ્યાં છે. તું આ બધા મોહમાંથી તારૂં મન કાઢી નાખ અને તારા ગર્ભવાસાદિ દુઃખનો અંત આણી દે. આપણી પાસે થોડુંક દ્રવ્ય એકઠું થયું હતું અને તેને તેં ગળે બાંધ્યું હતું, એવું જાણીને તો હું બધાનો ત્યાગ કરીને નાસી છૂટયો છું. દ્રવ્યની ઉપાધિનો ભાર કેવો ત્રાસદાયક છે, તેનો મને જ્યારે વિચાર આવે છે ત્યારે હું થરથર કંપી ઊઠું છું. તુકારામ કહે છે કે, જો તારે મારો ખપ હોય તો તું ધીરજ રાખ.

૩૪૯૮–સારા સારા લોકોમાં તારી આબરૂ વધી જશે, તેઓ તારૂં અધિક સન્માન કરશે અને દુનિયામાં પણ તારો યશ ફેલાઈ જશે. તું એમજ જાણજે કે, આપણાં ઢોરઢાંકર મરી પરવાર્યાં, વાસણકૂસણ ચોર ચોરી ગયા અને છૈયાંછોકરાં તો જાણે આંપણને થયાંજ નથી. તારા મનમાંથી તમામ આશાતૃષ્ણા કાઢી નાખ અને તારા મનને વજ્રના જેવું દૃઢ બનાવી દે. તું વિષયસુખને થૂંકી નાખજે. આવું કર્યાથી તને પરમાનંદની પ્રાપ્તિ થશે અને તું

તૃપ્ત થઇ જઇશ. તુકારામ કહે છે કે, આ રીતે વર્ત્યાથી પુષ્કળ ક્લેશમાંથી છુટકારો થઈ જશે અને સંસારનાં બંધન તૂટી જશે.

**૩૪૯૯**–હું કહું છું તેમ કર્યાથી આપણે બેઉ સુખી થઇશું. ઋષિઓ અને દેવો આપણો સત્કાર કરવા આવશે. તેઓ આપણને રત્નજડિત વિમાનની અંદર ખૂબ સન્માન સહિત બેસાડશે. ગંધર્વ લોકો આપણાં ગીત ગાશે અને સૌ મારા અને તારા નામનો જય-ઘોષ કરશે. સંતો, મહંતો અને સિદ્ધો આપણને સામા લેવા આવશે. ત્યાં આપણી તમામ સુખેચ્છાઓ પૂર્ણ થઇ જશે. આપણે તેમને આલિંગન દઇને તેમના ચરણ આગળ આળોટી પડીશું અને પછી જ્યાં આપણાં માબાપ રહે છે ત્યાં આપણે ચાલ્યાં જઇશું. તુકારામ કહે છે કે, જે ઘડીએ આપણે આપણાં માબાપનાં દર્શન કરીશું તે વખતે કેટલો આનંદ થશે, તેનું હું તારી આગળ કેવી રીતે વર્ણન કરૂં ?

**૩૫૦૦**–અલી ઓ! તું દેવનાં દર્શન કરવાનો પ્રયત્ન કરજે. નાશવંત પ્રાપંચિક વસ્તુઓની મોહતૃષ્ણા વગેરેને તું મનમાંથી કાઢી નાખ. જો સાંભળ, આજે સોમવારનો રૂડો દહાડો છે અને દ્વાદશીનું શુભ પર્વ છે. જા, બ્રાહ્મણોને નોતરાં દઇને તેમને ઘેર તેડી લાવ અને જે કાંઈ ઘરમાં હોય તે બધું તેમને વિધિપૂર્વક આપી દે. તારે અન્નવસ્ત્રને વિષે ચિંતા રાખવીજ નહિ; કારણકે આપણી માતા પાંડુરંગ છે. તુકારામ કહે છે કે, નકામા જૂઠા ઉપદેશ દેનારા લોકો કહે છે કે, દેવ આઘે છે, પણ હું કહું છું કે, તે તો ઘણાજ નજીક છે.

**૩૫૦૧**–સંસારનું સુખ તો મને કેમે કરતાંય ગમતું નથી. તું તો આંધળી છે તેથી એ વાત તારા સમજવામાં આવતી નથી. ભૂખ અને તરશ કેવાં નિશ્ચળ થઈ ગયાં છે અને ચંચળ મન કેવું

નિશ્ચળ થઇ ગયું છે તે તું જો. સંસારી લોકોને પોતાના જીવના કરતાં પણ પૈસા વહાલા લાગે છે, પણ તે પૈસા મારે મન પથરા કરતાં પણ હલકા છે. સગાંસંબંધી, ઇષ્ટમિત્ર, દુનિયાના લોકો અને સીમનાં ઝાડ એ બધાંજ મારે મનથી એકસરખાં છે. તુકારામ કહે છે કે, પાંડુરંગ આપણી પાસેના પાસે રહે છે અને આપણાં સુખદુઃખ તે સહન કરી લે છે.

**૩૫૦૨**–ગુરુદેવે મારા ઉપર કૃપા કરીને મને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું કે, જેના વડે તારૂં હિત થાય તેને તું ગ્રહણ કરજે. દેવે મારો અંગીકાર કર્યો છે; એ વિષે બીજો કશો વિચાર કરવોજ નહિ. તું ધૈર્યરૂપી કાછડો વાળીને બળવાન બની જા. હવે તારે માટે મારો આ એકજ ઉપદેશ છે. તું તુળસીના ક્યારા આગળ હાથમાં સાવરણી લઇને કચરો વાળ અને જે કોઇ બ્રાહ્મણ–અતિથિ આપણે ઘેર આવી ચડે તેનું પૂજન કર. તું મન, વાણી અને કાયા વડે વૈષ્ણવ સંતોની દાસી બનીને રહે અને વિઠોબાનું નામ મોઢેથી લેતી જા. સ્ત્રીપુરુષ વચ્ચે ચાલી રહેલો આવો પૂર્ણ બોધથી ભરેલો સંવાદ જે કોઇ સાંભળશે તે ધન્ય થઈ જશે. તુકારામ કહે છે કે, આ પાંડુરંગની કથા જે કોઇ પોતાના મનમાં ધારણ કરશે તેનો ઉદ્ધાર થઈ જશે.

**૩૫૦૩**–હે હરિ! મારા ઘરમાં ભૂતોનો ઉપદ્રવ થયા કરે છે એ ઘણીજ નવાઈની વાત. હવે ભક્તિનો અંત આવી ગયો, કેમકે મારામાં દોષનો પ્રવેશ થયો લાગે છે. એકાદશીની રાત્રિએ જાગરણ કરવાની મારી ઇચ્છા પૂર્ણ થઇ અને તેનું ફળ પણ મને મળી ગયું. તુકારામ કહે છે કે, હે દેવ! મારી સેવા પોકળ છે એ મને હવે સમજાઈ ગયું.

**૩૫૦૪**–જ્યાંસુધી સેવાની અંદર પોતાનો જીવ પૂરેપૂરો

સમર્પિત થઈ ચૂક્યો ન હોય ત્યાંસુધી મોઢેથી બકબક કરવું નકામું છે એ હવે મને સમજાઈ ગયું છે. તમારા કાલાવાલા કરવાને માટે જો મારે મારા જીવનો (જીવભાવનો) નાશ કરવો પડશે તો તે હું કરીશ. મારે વનમાં જઈને ત્યાંજ રહી પડવું એવો વિચાર મૂળથીજ મારા મનમાં દૃઢ થઈ ગયો છે. તુકારામ કહે છે કે, મારા મનમાં મેં જે જે સંકલ્પ ઘડી રાખ્યા છે, તે બધા જ્યારે મારી આગળ પરિણામના રૂપમાં પ્રત્યક્ષ થઇ જશે ત્યારે હું દેવની સાથે સંભાષણ કરીશ.

**૩૫૦૫**–હવે કવિતાઓ જોડતાં મને શરમ શાથી નહિ આવતી હોય? કારણકે ભક્તલોકો મારી મશ્કરી કરે છે. હવે છેવટનો નિર્ણય કરવાનો દિવસ આવી લાગ્યો છે. સત્ય વિના કાવ્યમાં રસ નથી આવતો. અનુભવ વિનાની કવિતા લખવાનું પાપ કોણ કરે? પોકળ અનુભવહીન સંકલ્પો લજ્જાસ્પદ છે. તુકારામ કહે છે કે, હવે મારી ધીરજ રહેતી નથી અને મારો જીવ પણ સ્થિર થતો નથી.

**૩૫૦૬**–તમે મારૂં કહેણુ સાંભળતા નથી, ત્યારે હું નકામું ભૂસું ખાંડતો હોઉં તેમ વ્યર્થ બકબક શા માટે કરૂં? હે દેવ! તું જે જે ઉપાયની ભલામણ કરીને મારા મનનું સમાધાન કરવા આવીશ તે તે બધા ઉપાય હું અજમાવીશ. આજ સુધીમાં મારે જે જે ઉપાય કરવા જોઇતા હતા તે તે બધા મેં કર્યા છે. શું હજી સુધી મારે વાટ જોઇને બેસીજ રહેવું પડશે? તુકારામ કહે છે કે, હવે મારી આશાનો છેડો આવી ગયો છે અને તેથી હું સાવ ચોખ્ખો થઇને તારા ચરણ આગળ નમી પડું છું.

**૩૫૦૭**–હે મુરારિ! જ્યારે મારૂં આટલું નજીવું કામ તમારાથી થતું નથી, ત્યારે તો સારો અથવા માઠો જેવો વખત મારા ઉપર ગુજરશે તે પ્રમાણે હું નિભાવી લઇશ. છોકરાં અપયશના

ભાગી થાય તો તેથી તેમના બાપની મોટાઇને બટ્ટો લાગે છે. તુકારામ કહે છે કે, મારા શબ્દોની કિંમત જ્યારે રહીજ નથી ત્યારે મને શા માટે બોલાવો છો?

**૩૫૦૮**–તમે મને કાંઈક આપો એવી હું તમારી આગળ હઠ પકડું છું, તોપણ તમે ટાળાટાળી કરીને વાતને ખોરંભે નાખી દો છો. મારા સત્ય સંકલ્પનું કાંઈ ફળ આવે એવાં લક્ષણ હું જોતો નથી. બાયડીઓ ઘંટી દળતી વખતે જે ગીત ગાય છે, તેમાં છંદ, પ્રાસ વગેરેનું માપ જેવું જોઈએ તેવું હોયજ ક્યાંથી? વારૂ, તેમાંનો ભાવાર્થ પણ ખરો હોય એવું તમે માનો છો? (કારણકે તે પણ કાલ્પનિકજ હોય છે.) તુકારામ કહે છે કે, ખાંડણિયા, સાંબેલાં અને લાકડાની કડછીઓ વડે કાંઈ રાજ્યકારભાર કરાવાનો હતો?

**૩૫૦૯**–હે દેવ! તમને સંતુષ્ટ કરવાને સારૂજ મારો બધો પ્રયત્ન ચાલુ છે. તમને જે વચન પ્રિય લાગે છે તેજ હું વારેઘડીએ બોલતો રહું છું. તમે મને અભયદાન દો. મારા શબ્દો જાણે ધૂળમાં પડ્યા હોય તેમ વ્યર્થ ન જાય. તુકારામ કહે છે કે, આપણ બેઉની વચ્ચે ખૂબ પ્રેમયુક્ત સંભાષણ ચાલુ રહે.

**૩૫૧૦**–હું એકાદ શબ્દ જ્યાં બોલવા જાઉં છું, એટલે તરત તમે બીજી બાજુએ લક્ષ દોડાવી જાઓ છો. તમારી પાસે મેં જે વસ્તુની માગણી કરી છે તે, કાં તો તમને પસંદ ન હોય અથવા તે વસ્તુના ઉપર તમને ખાસ અણગમો હોય, ગમે તે હોય પણ મને મારી માગેલી વસ્તુ મળી નથી. તમે મારા મનનું સમાધાન કરશો એવી આશાથી હું કાન માંડીને બેઠો છું, પણ તમે તો તમારૂં મન ચોરીને વાત કરો છો. તુકારામ કહે છે કે, મને તો તમારા વ્યવહારની રજેરજની સમજ પડી જાય છે.

**૩૫૧૧**–બધા લોકોને એક જગ્યાએ ભેગા કરીને તેમની સૌની આગળ "તમે આવા છો" અને "તમે તેવા છો" એવું કહીને વ્યર્થ બોલાબોલી કરવાનું અથવા નકામો ઢેડફજેતો કરવાનું મારે કામજ શું છે? એક જીવનો ઉદ્ધાર કરવો એ કયી એવડી મહત્ત્વની વાત છે? એ તો ફક્ત તારા નામનો ઉચ્ચાર કરવાથીજ સધાઈ જાય છે. ત્યારે તે ઉપરાંતની નકામો લવારો કરવાની મારે માથાફોડ શું કરવા કરવી જોઇએ? રાજા કદાચ પોતાની અણમાનીતી રાણીના છોકરાને ગાદી ન આપે, પણ પોતાની આબરૂને ખાતર તેને ભૂખે તો નજ મરવા દે. તુકારામ કહે છે કે, હવે જો તમે મારી બાબતમાં ઢીલ કરશો તો આ તમારી દુકાનનો વહીવટ કોણ ચલાવશે?

**૩૫૧૨**–મને મારે પોતાને માટે તો કશો સંતાપ નથી, પણ તમારા નામનું સ્મરણ કરનારને તમારા તરફથી રક્ષણ મળતું નથી, એ મને ઘણુંજ ખરાબ લાગે છે. હે ગોવિંદ! મારા સ્વામીની નિંદાના શબ્દ મારે કાને પડવા દેશો મા. તુકારામ કહે છે કે, સ્વામીના કામની અમને લાજ છે.

**૩૫૧૩**–કોઈની પાસે કાંઈ માગવું એ મારે માટે યોગ્યજ નથી. કારણકે, મારી પૂર્વે થઈ ગયેલા શ્રેષ્ઠ સંતોની રીત હું જાણું છું. દેહ સહિત તમામ ઉપાધિઓ તુચ્છ છે અને મારી બુદ્ધિ દેવની સેવાને અર્થે સમર્પિત થઇ ચૂકી છે. શબ્દ એ તો અચળ, ક્રિયા-રહિત એવા મારા સ્વરૂપની એક ઉપાધિમાત્ર છે. તે શું હું નથી જાણતો? તુકારામ કહે છે કે, આ પંચભૂતાત્મક દેહની પંચભૂતોએ તેમની અંદર અંદર વહેંચણી કરીને તેનો અંત આણી દીધો છે અને તેમ કરીને પરોપકારનો ભાર પોતાના ઉપર લઈ લીધો છે.

**૩૫૧૪**–હે દેવ! તમારો સ્વભાવ એવો છે, કે જો તમારી પાસે

કોઈ માગવા આવે તો તમે ઊલટા તેની આગળજ હાથ ધરીને ઊભા રહો છો અને તમારી આગળથી કોઇ નિરાશ થઇને ચાલ્યો જાય, ત્યારે તેની તમે ઝોળી ભરી દો છો. તમારો આવો સ્વભાવ હું શું નથી જાણતો ? તમારી સાથે મધુર સંભાષણ કરનારાઓ પ્રતિ તમે ક્રોધ કરો છો અને જેમણે તમામ પ્રકારનો મોહ મનમાંથી કાઢી નાખ્યો છે એવા કઠણ હૃદયના ભક્તોની પાછળ પાછળ તમે દોડતા ફરો છો. તુકારામ કહે છે કે, તમારી આવી અવળી વર્તણુંકની મને પૂરેપૂરી ખબર છે.

**૩૫૧૫**–હવે તારૂં કામ તારી પાસે રહેવા દેજે.મારે તેની શી જરૂર છે ? જ્યારે મારૂં મન સમાહિત અવસ્થામાંજ રહે છે, ત્યારે વળી તેનો નિરોધ કરીને હું શા માટે તેને કષ્ટ આપું ? જે જે ખટપટો કરીએ તે બધી ઉપાધિનો વધારો કરે છે. કશો સંગીન લાભ થતો નથી અને ફક્ત શ્રમજ સિલકમાં રહે છે. તુકારામ કહે છે કે, હું રીસ ચડાવીને મારો ભાગ શા માટે છોડી દઉં ?

**૩૫૧૬**–હું હાલ જે અવસ્થામાં છું તે મારે માટે ઉત્તમ છે. હવે આગળ ઉપર શું થાય છે તે અહીં રહ્યો રહ્યો જોયા કરીશ. તૃષ્ણામાં વધારો કર્યાથી ઊલટો દુઃખમાં વધારો થાય છે. એ સિવાય બીજું કાંઈ થતું નથી. પ્રહારની અંદર ગમે તેમ કરીને સ્થિરતા સાચવવી એજ સારૂં છે. જરાક તણાયા તો પછી ઘસડાતાં ઘસડાતાં પાર નહિ આવે. તુકારામ કહે છે કે, દેવના મનને મારા ભણી વાળી લેતાં મને એક ક્ષણ પણ નહિ લાગે.

**૩૫૧૭**–હે પંઢરીરાય ! હું તમારો દાસ શા કારણથી નહિ તેનો વિચાર કરીને જવાબ આપો. ઓ મારાં માબાપ ! તમારા ચરણ આગળ મેં મારા આખા સંસારની હોળી સળગાવી મૂકી તે તમારે સારૂ કે બીજા કોઈને સારૂ ? જો સત્યના સંબંધમાં મારામાં ધૈર્ય-

ની અછત હોય તો તમે મને ધૈર્યનું દાન દો. કોઈ બીજ જલદી ન ઊગે તોપણ તેનો નાશ તો નજ કરવો ઘટે. તુકારામ કહે છે કે, આ લોકમાં અને પરલોકમાં મારા આખા કુળગોત્રમાં તમારા સિવાય બીજો કોઈ ઇષ્ટદેવ છેજ નહિ.

**૩૫૧૮**–જે ભક્ત અનન્ય નિષ્ઠાવાન થઈ ગયો હોય છે તેનાં સર્વ કાર્યોનું એકજ લક્ષ્ય હોય છે. તેનું ચિત્ત એક વિષયને છોડીને બીજા વિષયમાં જઇ શકતુંજ નથી. એવા ભક્તની ઇચ્છા પૂર્ણ ન થાય અને તે પરદેશ ચાલ્યો જાય,તે હે દેવ! સારૂં દેખાશે? બાળકને લગતી બધીજ જવાબદારી તેની માને માથે હોય છે. તેજ માતા જ્યારે બાળકને પોતાની પાસેથી કાઢી મૂકે ત્યારે તે બાળકને સૌ ભાગ્યહીનજ કહે. તુકારામ કહે છે કે, હે દેવ! તમે આવા સમર્થ હોવા છતાં આટલી સરખી વાતને સારૂ આટલું બધું મોડું કેમ કરો છો?

**૩૫૧૯**–હે દેવ! તમારી સ્તુતિ મારે કોની આગળ કેવી રીતે ગાઈ સંભળાવવી? અને તમારા મહિમાનું વર્ણન પણ મારે શી રીતે કરવું? વગર સમજ્યે ગમે તેમ ખોટો અનુવાદ કરવો તે સારૂં ન કહેવાય. તેના કરતાં તો ભ્રમ રહ્યા કરે તે વધારે સારૂં છે. તમને પતિતપાવન કહું, પણ તેનો મને સ્વાનુભવ થયો નથી. મારી દુર્દશા અને મારી ફજેતી બરાબર સમાનપણેજ ચાલુ છે. તુકારામ કહે છે કે, હું નફ્ફટ થઇને મારે મોઢેથી તમારૂં વર્ણન કરવા બેઠો છું.

**૩૫૨૦**–મને તો આરંભથી આખર સુધીમાં કશું આશાનું ચિહ્ન દેખાતું નથી. તમે ઘણાજ કઠિન દેખાઓ છો. મારી બધી-જ શક્તિ તમે હરી લીધી છે.તમારી આગળ મારી કોઈ પણ યુક્તિ સફળ થતી નથી. હું જે શબ્દ બોલું છું તે આકાશમાં લય પામી

જાય છે અને હું તો તમારી આગળ છું તેવો ને તેવોજ ઊભો થઈ રહું છું. હવે મારે શું કરવું, તેની મને સૂઝ પડતી નથી. તમારી લીલા જોતાં જોતાં મારૂં ચિત્ત ચકિત થઇને ત્યાંનું ત્યાં ઠરી ગયું છે.

**૩૫૨૧**–તમારા રૂપની અંદર મારૂં ચિત્ત એવું ગૂંચવાઈ ગયું છે કે, તે તમારા ચરણુ આગળ નિશ્ચિંત બનીને સ્થિર થઇ ગયું છે. હે દેવ! તમે બધી રીતે સારાજ છો. આથી કરીને તમારૂં મુખદર્શન કર્યું એટલે પછી દુઃખનું દર્શન થાયજ કેવી રીતે? અનેક વિષયોની અંદર ભ્રમણ કરીકરીને થાકી ગયેલી મારી ઇન્દ્રિયોને તમારામાં વિશ્રાંતિ મળી ગઈ છે. તુકારામ કહે છે કે, તમારો મને મેળાપ થયો ત્યારથી મારી સંસારબંધનની ગાંઠ છૂટી ગઈ છે.

**૩૫૨૨**--હે દેવ! તું મારી કૃપાળુ માતા હોવાથી મારા સરખા દીન જીવોને માટે તું શીળી છાયા સમાન છે. માટેજ તું તારા બાળવેશમાં મારી આગળ આવીને ઊભી રહી છે. તારૂં સુંદર સગુણ રૂપ મને બતાવીને તેં મારા મનનું સમાધાન કર્યું અને મને પ્રેમાલિંગન દઇને મારા મનને શીતળ કરી દીધું છે. તેં લોકોને મારા ઉપર કૃપા કરવાને પ્રેર્યા અને તારી પ્રેરણાથી સંતોએ મને તેમના ચરણુ આગળ આશ્રયદાન દીધું. હવે તો દુઃખ કોને કહેવાય, તેજ હું જાણુતો નથી. તુકારામ કહે છે કે, હે દેવ! મારી માતા! હું અન્યાયી છું પણુ તું મને ક્ષમા કરજે. આજ પછી હું તને જરા પણુ તસ્દી નહિ આપું.

**૩૫૨૩**–હે દેવ! તને તસ્દી આપીને મેં તારા બળની પરીક્ષા કરી, તે ઘણું અયોગ્ય કૃત્ય કર્યું. લોકોના બોલ સાંભળીને મારી ચિત્તવૃત્તિ ઘણી ઉદ્વિગ્ન થઇ ગઈ હતી. મારાથી દુઃખ સહન થયું નહિ તેથી મેં તને શ્રમ આપ્યો. હું નીચ જાતિમાં

જન્મેલો અધમ પ્રાણી છું. તેથી આંખો મીંચીને ભૂખ્યોતરસ્યો પડી રહ્યો. મારી ભૂખતરશનું બધું સંકટ મેં તારા ઉપર નાખી દીધું, તેથી મારા યોગક્ષેમનો નિભાવ તારે કરવો પડ્યો. તુકારામ કહે છે કે,* મારી ચોપડીઓને પાણીમાંથી જાળવીને તેં મારૂં લોકનિંદાથી રક્ષણ કર્યું અને તારૂં બિરદ તેં સાચવ્યું.

**૩૫૨૪**-લોકો ભલે મારૂં ગમે તેટલું અપમાન કરે અથવા મને ગમે તેટલું દુઃખ દે પણ જેથી કરીને તને કષ્ટ પહોંચે એવું કોઈ પણ કામ હવેથી હું નહિજ કરૂં. તને પાણીમાં ઊભો રખાવીને મેં તારી પાસે મારાં કાગળિયાંનું રક્ષણ કરવાનું કામ કરાવ્યું તે મેં ઘણુંજ ખોટું કર્યું. આ ચંડાળને હાથે એક વાર ભારે ભૂલ થઈ ગઈ. મારી યોગ્યતા કેટલી અને દેવના ઉપર મારાથી આટલો બધો ભાર નાખી શકાયજ કેમ, તેનો મેં વિચાર ન કર્યો તેથી એ ભૂલ મારાથી તે વખતે ન સમજાઈ. તુકારામ કહે છે કે, અગાઉ જે ભૂલચૂક થઇ ગઈ, તેનું પિષ્ટપેષણ કરવાથી કાંઇ લાભ નથી, પણ ભવિષ્યને માટે હું ચેતીને ચાલીશ.

**૩૫૨૫**-હે પાંડુરંગ ! મને પામરને તારો મહિમા શી રીતે સમજાય ? જો અમે ધીરજ રાખીએ તો એવું કયું કામ છે, કે જે તારાથી નજ થાય ? હું બુદ્ધિહીન, મંદમતિ પહેલેથીજ ઉતાવળિયો થઈ ગયો ! પણ હે દેવ ! તું તો કૃપાનિધિ, તેથી મેં તારી ઉપેક્ષા કરી નહિ. તું સૌ દેવોનો દેવ છે અને આખા જગતનો જીવાત્મા છે, એવું જાણ્યા પછી તારા સેવકોને તારા કાલાવાલા કરવાનું કારણજ શું હોય ? તુકારામ કહે છે કે, હે વિશ્વપોષક દેવ ! હું

* લોકવાયકા એવી છે કે, તુકારામની લખેલી ચોપડીઓ દેવે પાણી ઉપર તરતી રાખી અને ખરાબ થવા ન દીધી; નં. ૩૫૨૨થી નં. ૩૫૨૮ સુધીના અભંગોનો એ વિષય છે.

ખરેખર મૂળથીજ પાતકી અને પતિત છું અને તે ઉપરાંત હું તારે બારણે લાંઘણ કરવા બેઠો તે મેં બીજો વધારાનો અપરાધ કર્યો.

૩૫૨૬–હે હરિ! મારા સ્વમાનના ઉપર એવો ખાસ પ્રહાર થયો ન હતો, તેમ મારા વાંસા ઉપર કોઈએ માર માર્યો ન હતો અને છતાં હું તમારી પાસે આવીને ખૂબ રડચોકકળ્યો તે મેં ઘણું ખોટું કર્યું. ઓ મારા દેવ! મારા ચોપડાઓનું રક્ષણ કરવાને સારૂ તારે નદીના ધરામાં ઊતરવું પડ્યું અને મારી જાતનું રક્ષણ કરવા માટે તારે મારી પાસે પણ ઊભા રહેવું પડ્યું. આ રીતે તેં તારી જાતને બે ભાગમાં વહેંચી નાખી અને અહીં તેમજ પણે બેમાંથી એક પણ જગ્યાએ મને નુકસાન થવા દીધું નહિ. નાનાં છોકરાંને હાથે કોઇ વાર નજીવો અપરાધ થઈ જાય છે, તોપણ તેમનાં પ્રાકૃત માબાપ તેમને મરણતોલ માર મારે છે; ત્યારે મેં તો ઘણો ભારે અપરાધ કર્યો અને છતાં મેં જે કર્યું તે બધું તમે સહન કર્યું. તમારા વિના બીજું કોઈ આટલું બધું સહન કરેજ નહિ, તે હું જાણું છું. તુકારામ કહે છે કે, હે કૃપાવંત! તમારા જેવો દાતા તો ત્રિભુવનમાં બીજો કોઇ હોઈ શકેજ નહિ. તમારી ઉદારતાનું હું શું વર્ણન કરવાનો હતો? જરાક વર્ણન કરવા જાઉં છું એટલામાં તો મારી વાણીજ કુંઠિત થઇ જાય છે.

૩૫૨૭–હે દેવ! તારો પ્રેમ તો સગી માના પ્રેમના કરતાં પણ ચડી જાય એવો છે. પાણીથી પણ પાતળો અને ચંદ્રના કરતાં પણ વધારે શીતળ એવો તું પ્રેમના ધરા સમાન છે. હે પુરુષોત્તમ! તને બીજા કોની ઉપમા આપવી? તારા નામ ઉપર હું મારો દેહ ઓવારી નાખવા તૈયાર છું. તેં જે અમૃત પેદા કર્યું છે તેના કરતાં પણ તું વધારે મધુર છે અને પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પાંચે મહાભૂતો તારામાંથી ઉત્પન્ન થયાં એવો તું સર્વશક્તિમાન

છે. તુકારામ કહે છે કે, હે પંઢરીનાથ! હવે તો હું ફક્ત મૂંગો મૂંગો તારા ચરણ ઉપર મારૂં મસ્તકજ મૂકી દઉં છું. મારા બધા અપરાધ તું ક્ષમા કરજે.

૩૫૨૮–ઓ વિઠોબાઈ જનેતા! હું અવગુણી હોવાથી મોટો અપરાધી છું. મારા અપરાધ એટલા બધા છે કે, તેમની ગણના કરતાં પાર આવે એમ નથી, તે માટે તું હવે મને તારા ચરણ આગળજ આશ્રયસ્થાન આપ. તું એટલું કર કે જેથી મારે જન્મ-મૃત્યુરૂપી સંસારને ફરીથી ભોગવવો પડે નહિ. મારાં સંચિતકર્મ ઘણાં ભયંકર છે. તેઓ મને એક ક્ષણવારને માટે પણ વિશ્રાંતિ લેવા દેતાં નથી. મારી બુદ્ધિની અંદર પાર વિનાના પરપોટા ઉત્પન્ન થાય છે અને તેઓ ક્ષણેક્ષણે નવાનવા રંગ બદલતાજ રહે છે. બીજા કોઇનો સંગ કરવા જાઉં છું તો તેની સોબતનો મારી બુદ્ધિને ચેપ લાગે છે, તેથી તેમાં વિકાર પેદા થાય છે અને આખરે મારા બંધનનું કારણ નીવડે છે. તુકારામ કહે છે કે, હે પંઢરીનાથ! હવે તમે મારી તમામ ચિંતાઓને દૂર કરી દો અને મારા હૃદયમાંજ તમારો વાસ કરો.

૩૫૨૯–“અલ્યા! તને પંઢરીનાથ તેડાવે છે, તું ચાલ, વહેલો થા.” આવા શબ્દો કોઇને મોઢેથી સાંભળવાનું સદ્ભાગ્ય મને કોઇ દિવસ સાંપડશે ખરૂં? આવા શબ્દો મારે કાને પડશે કે તરત હું ઊઠીને ઊભો થઇશ અને મારી પાછળનાં પ્રાપંચિક કામકાજને વિષે કશી ગોઠવણ કરવાની કે કોઇને કહી જવાની રાહ ન જોતાં, હું એકદમ પંઢરપુરની અર્થાત્ મારા પિયેરની વાટે વળી જઇશ. મારા મને હવે બધી લાજશરમ છોડી દીધી છે અને તેની તાલાવેલી પણ ઘણી વધી ગઇ છે. મને વારેઘડીએ એવા વિચાર આવે છે કે, કોઈ મને પંઢરપુરથી તેડવા આવ્યું હોય એવો સુ-

ખનો દહાડો હું કદી જોઈ શકીશ કે નહિ? તુકારામ કહે છે કે, મને પંઢરપુરનાં દર્શન થાય એવો મારો ભાગ્યોદય ક્યારે થશે?

**૩૫૩૦**–ઓ મારાં માબાપ! તમે મને કેમ વિસારે નાખી દીધો? એવું કયું કારણ ઊભું થયું કે જેથી મારા ઉપરથી તમે તમારી કૃપા ખેંચી લીધી? હવે આ સંસારનો મારે શી રીતે અવેર કરવો અને મારા મનને મારે ધીરજ પણ કેવી રીતે આપવી? તમને મેં સંદેશા કહેવડાવ્યા પણ તેનો જવાબ મને હજી સુધી મળ્યો નથી. " તું ચિંતા કરીશ નહિ," એવું પણ તમે મારા સંદેશાના જવાબમાં મને કહેવડાવ્યું નથી. તુકારામ કહે છે કે, તમે એક શબ્દ કહીને પણ મારા મનનું સમાધાન કર્યું નહિ.

**૩૫૩૧**–મારા ગુણદોષ તેમના જાણવામાં આવી ગયા હોવા જોઇએ અને તેથીજ શું તેમણે મને નિરાશ કર્યો હશે? નહિ તો તે આવો અયોગ્ય વ્યવહાર કરે એવા તો છેજ નહિ; કારણકે તેમના ઘરનો આવો રિવાજ પણ નથી. આપણી પાસે રહેલું મન ખરી સ્થિતિ સમજી જાય છે, એટલા માટે આપણી સ્થિતિ કેવી છે તે વિચારદ્વારા જાણી લેવી જોઇએ. તુકારામ કહે છે કે, દેવે મારો ત્યાગ કર્યો તેને માટે મારી બુદ્ધિજ જવાબદાર છે.

**૩૫૩૨**–મારી ધીરજ હવે ખૂટી જવા આવી છે. ત્યારે હવે શું હું મારા તરફથી દેવને સંદેશો કહાવી મોકલું? મારો સંદેશો સાંભળીને તેમને રીસ ચડશે, તેથી રીસના માર્યા પણ કશો જવાબ તો આપશે ખરાને? તેમને છોકરાંમાં હું કાંઈ એકલોજ નથી; બીજાં પાર વિનાનાં છોકરાં છે. પણ મારે તેમના સિવાય બીજાં માબાપ તો છેજ નહિ. તુકારામ કહે છે કે, તેમને કશોય પણ સંદેશો કહાવી મોકલવામાં મને લાભજ છે, માટે નિરાંત વાળીને બેસી ન રહેતાં કાંઇક કહેવડાવવું તો ખરૂંજ.

**૩૫૩૩**–હવે મારાં માબાપ જે ગામમાં રહે છે ત્યાંની વાટ જોતો હું ઊભો રહ્યો છું. મારા ઘરસંસારને લગતાં કામકાજ બગડવાનાં હોય તો ભલે બગડી જાય, તેમાં હું શું કરવાનો હતો? મારા મનને હવે કાંઈ કરતાં ચેનજ પડતું નથી. મેં ઘણા દિવસ સુધી પાર વિનાનો સંતાપ વેઠ્યો છે. મારો ઘરસંસાર જાણે શત્રુની માફક મારી કેડે પડ્યો હોય એવો મને લાગે છે. મારાં માબાપ જે મને ઘણાં વહાલાં છે, તેમના સ્વરૂપનું દર્શન કરવાને માટે મારૂં મન રાતદહાડો ઝૂર્યા કરે છે. તુકારામ કહે છે કે, હવે મારો જીવ જવાનો હોય તો ભલે જતો. મેં તો શુદ્ધ ભાવ સહિત દેવનો આશ્રય લીધો છે.

**૩૫૩૪**–હે દેવ! તમને હું વીનવી શકું એવું મારૂં સદ્‌ભાગ્ય ક્યાંથી? એટલા માટે અત્યારે હું તમારી પ્રાર્થના કરૂં છું, તમને વીનવી રહ્યો છું. તે બધી પ્રાર્થનાઓ મેં તમારા ચરણ આગળ અર્પણ કરી દીધી છે એમ તમે માની લેજો. મારા પ્રેમના દબાણને વશ થઈને અથવા મારા ધીટ સ્વભાવને અનુસરીને મેં તમને એક પત્ર લખવાનું સાહસ કર્યું હતું. મારી અલ્પ બુદ્ધિ તમારા સામર્થ્યની કલ્પના કરી શકતી નથી. જ્યારે વેદ તમારા મહિમાની કલ્પના કરતાં કરતાં હારી ગયા, ત્યારે હું પામર તેનું વર્ણન શી રીતે કરવાનો હતો? મેં મારા બોબડાતોતડા શબ્દોદ્વારા તમારો મહિમા ગાયો, તેને તમે ઉદારભાવે અંગીકૃત કરી લેજો. તુકારામ કહે છે કે, ઈંટના ઉપર ઊભેલા જે શ્રીહરિનું મેં દર્શન કર્યું હતું, તેમના ચરણ ઉપર મેં મારૂં મસ્તક મૂકી રાખ્યું છે.

**૩૫૩૫**–હે દેવના અધિદેવ! હે ગોપીઓના સ્વામી! તમારી ઉદારતાની કીર્તિ તો આખા ત્રૈલોક્યમાં ફેલાઈ ગઈ છે. તમારૂં નામસ્મરણ કરનારાઓના પાપના ઢગલાના ઢગલા ભેગા થયા હોય તોપણ

તમે તે સર્વનો નાશ કરી દો છો. તેમનાં મોટામાં મોટાં પાતકોને તમે બાળી મૂકો છો. તમામ પ્રકારનાં સુખ તમારા ચરણનાં આશ્રિત થઇને રહે છે. તમામ પ્રકારનાં ઐશ્વર્ય, અષ્ટ મહાસિદ્ધિઓ અને ચતુર્વિધ મુક્તિ જેના ચરણનો આશ્રય લઇને રહે છે અને જે પદ ઇન્દ્રાદિ દેવતાઓને પણ દુર્લભ છે, તેવા શ્રીહરિ ફક્ત હાથની તાળીઓ સહિત નામસ્મરણ કરનારને પ્રાપ્ત થઈ જાય છે. તુકારામ કહે છે કે, હે પાંડુરંગ! જેઓ નિર્બળ અને મૂર્ખ જીવો છે, તેમનું તો તું જીવનજ છે.

**૩૫૩૬**–મારા પ્રારબ્ધની સ્થિતિ કેવા પ્રકારની થઈ ગઈ છે, તેની મને કશી સમજણ પડતી નથી. તમારા તરફથી મારે માટે તેડું આવે એવો સંભવ તો મારી આંખે દેખાતો નથી. હે પાંડુરંગ! તમારા જવાબની વાટ જોતાં જોતાં પણ પુષ્કળ દિવસ વ્યતીત થઈ ગયા. પણ આખરે તમે મને ઉદાસ બનાવી દીધો. (બીજો અર્થ) તમે મારા પ્રતિ ઉદાસ થઇને બેઠા. મેં તમને જે સંદેશો કહેવડાવ્યો હતો, તેનો પણ મને તમારા તરફથી કશો ઉત્તર મળ્યો નહિ. મારા પ્રતિ તમારે આવી નિષ્ઠુરતા ન કરવી જોઇએ. હે ગોવિંદ! કાં તો તમે મને તદ્દન ભૂલી ગયા છો અથવા મારા કરતાં બીજા કોઇ વધારે જરૂરી કામમાં તમે રોકાઈ ગયા છો. તુકારામ કહે છે કે, જરાક પણ ખર્ચ કરવો પડે તો તે તમને મોટી આફત સમાન લાગે છે અને તેટલા માટે તમે કોઈની સાથે લેવડદેવડ કરતાં ડરતા રહો છો.

**૩૫૩૭**–હે દેવ! તું મારી બાબતમાં જ્યારે આ પ્રમાણે તારૂં મન સાંકડું કરે છે ત્યારે તેં મને પેદા કર્યોજ શા માટે? ત્યારે હવે તારા સિવાય બીજા કોની આગળ જઈને મારે ઢીલું મોઢું કરીને ઊભા રહેવું તે કહે. હે દેવ! જ્યારે તુંજ મને ફેંકી દે

છે ત્યારે તારા સિવાય મારાં દુઃખને ફેડનાર બીજો કોઇ છે ખરો? તારા વિના હું જાઉં પણ કોની પાસે અને રાહ પણ કોની જોઉં? મારે તારા સિવાય બીજો કોઇ મિત્ર હોય તો બતાવ. મારા અંતઃકરણનાં દુઃખ અને સંકટને પારખીને તેમનું નિવારણ તું નહિ કરે તો બીજું કોણ કરવાનું હતું? તુકારામ કહે છે કે, હે પાંડુરંગ! મારા મનની કયી વિશ્રાંતિ તેં દીઠી કે જેથી તું મારા સંબંધમાં નિરાંત વાળીને બેઠો છે?

**૩૫૩૮**–ઓ દેવ! તું મને ફક્ત તારા દર્શનનુંજ સુખ લેવા દે. એ સિવાય હું તને બીજી કશીજ તસ્દી આપવા ઇચ્છતો નથી. તને દુઃખ દેવું અથવા તને કશો શ્રમ આપવો એ ધર્મ શા કામનો? મારે તે નથી જોઈતો. હું રાતદહાડો તારૂં નામ તો લીધા કરૂં છું, પણ તે મને થોડું થોડું લાગ્યા કરે છે. એકવાર તારી મુલાકાત થઇ જાય અને પછી તારૂં નામસ્મરણ થોડુંઘણું કરતો રહું, તો તેમ કરીને હું કાળને કાબૂમાં લાવી શકું ખરો. તારી મુલાકાત થઇ ગયા પછી જે કાંઈ સંચિતકર્મ મારે નામે સિલકમાં રહ્યાં હશે તે બધાં હું મારી મેળે ભોગવી છૂટીશ. તે બાબત તને હું જરા પણ તકલીફ આપવાનો નથી. તુકારામ કહે છે કે, હે દેવ! તને મળવાની બાબત રોજરોજ ઉત્કંઠા રાખ્યા કરવી એ અમ સેવકોનો સ્વભાવજ છે.

**૩૫૩૯**–જો મારા પિયેરનો સંદેશો આવે, તો તેનાથી મારો સંતાપ દૂર તો થઈ જાય અને જ્યારે મને મારાં માબાપનો પ્રત્યક્ષ મેળાપ થઇ જાય ત્યારે તો પછી કશું દુઃખ રહેવા પામેજ નહિ. તે વખતે તો મારી બધીજ ઇન્દ્રિયો દોડાદોડ કરતી થંભી જાય અને મનની એકદમ સમાહિત અવસ્થા થઈને ઊભી રહે. હવે જો તમે વારે ઘડીએ તેડવા આવો તો લોકોને પણ જાણ થઈ જાય

કે એને માબાપ છે તો ખરાં; નહિ તો ખાલી શોભા કરવી એનો કશો અર્થ ન કહેવાય. મારે તમારી પાસે કશુંજ માગવું નથી. મને તો ફક્ત તમને મળવાની તૃષ્ણા છે, તેટલી તમે જો પૂરી કરી દો તો તેથી તમારા આપ્તપણામાં વધારો થશે. તુકારામ કહે છે કે, તારા ઉપર મારો જે પ્રેમ છે તેમાં કદી પણ ઘટાડો થનાર નથી, તેમ તેનામાં ભાગ નથી પડવાનો અને તેનો તૂટી જવાનો પણ સંભવ નથી.

**૩૫૪૦**–તને મળવાની આશા રાખીને તો હું બેઠો છું, પણ તેને સફળ થવાનો વખત હજી નથી આવી લાગ્યો. ભાડિયાની અંદર શેકવા નાખેલી ધાણીના દાણા જેમ તડફડ તડફડ કરે છે તેમ તને મળવાને સારૂ મારૂં ચિત્ત તડફડાટ કર્યા કરે છે. તને મળ્યા સિવાય મારા જીવને કેમે કરતાં ચેન પડવાનું નથી. તને મળવાનું મારા હાથમાં નથી અને તેવો વખત આવશે કે નહિ તે પણ હું કહી શકતો નથી. આવા ચિન્તાના વમળમાં હું સપડાઇ ગયો છું અને ઘડીમાં નીચે તો ઘડીમાં ઉપર એમ ડુબકાં ખાયા કરૂં છું. તુકારામ કહે છે કે, અનેક જાતના વિચારના પહાડ ઊભા કરીને તેમના ઉપર ચઢવાઊતરવાની ચેષ્ટામાં મારૂં મન રોકાઈ ગયું છે.

**૩૫૪૧**–અરે ! મારી આંખોને પંઢરપુરનું દર્શન કેમ થતું નથી ? આ આંખોએ તે એવડાં શાં પાપ કર્યાં હશે ? પંઢરપુરને રસ્તે મારા પગ કેમ વળતા નથી ? અરે ! એવાં કયાં મારાં બળવાન પ્રારબ્ધકર્મ મારી આડે આવીને ઊભાં રહ્યાં છે ? મારૂં માથું તમારા ચરણના ઉપર શાથી ઢળી પડતું નથી ? તમને આલિંગન દેવાને વાસ્તે મારા હાથ તમારા શરીર સુધી શાથી પહોંચતા નથી ? મારી તમામ ઇન્દ્રિયોની ભૂખ કેમ ભાગતી નથી ? અને તમામ ગુણનું વર્ણન કરી કરીને મારી જીભ પણ શાથી શુદ્ધ થઈ જતી નથી ? તુકારામ કહે છે કે, આ મારા શરીરરૂપી બારદાન

તારા મંદિરના મહાદ્વાર આગળ જઈને ક્યારે આળોટી પડે તેનોજ હું વિચાર કર્યા કરૂં છું.

૩૫૪૨–ઓ દેવ! તને શું છોકરાં ઘણાં વધી ગયાં કે તેથી તેમના કચકચાટથી તું કંટાળી જાય છે? અમે તારાં છોકરાં તારી પાસે આવીએ તો તને એક પણ કોળિયો ખાવા દઇએ નહિ, એવું સમજીને તેં અમારો ત્યાગ કર્યો હોય તો તે કહી દે. હવે તો અમે બધાં તારા આગળ ભેગાં થઇને અંદર અંદર લડંલડા કરીને તને કાયર કાયર કરી દઇશું. તુકારામ કહે છે કે, પછી તારા ઘરમાં ખાવાના રોટલા શું ખૂટી પડયા કે તેથી તેં મને કાઢી મૂક્યો છે?

૩૫૪૩–હે દેવ! તમે આટલું તો જાણતાજ હશો કે કોઇને ખાસ ચિંતા કરવાનું કારણ ઊભું ન થાય તો તેને એમ ને એમ વિનાકારણ ત્રાસ ઉત્પન્ન થતો નથી; ત્યારે તમારે માથે એવી કયી ચિંતા લાગુ પડી ગઇ છે કે, તમે મારૂં સંકટ જાણો છો અને તે છતાં તમે મને વિસારે નાખી દો છો? તમારી પાસે જે સંચય છે, તેમાં તમને ખોટ આવી જવાથી તમારી મૂળ થાપણની ગાંઠ છૂટી ગઈ છે. તુકારામ કહે છે કે, અથવા તમારા માથા ઉપર કોઇનું કરજ ચઢી ગયું છે અને તમારા લેણદાર તમારે બારણે ધામા નાખીને બેઠા છે. કદાચ તેથી તમે મને ભૂલી ગયા હશો.

૩૫૪૪–તું કોઈની સાથે મને સંદેશો કહેવડાવે તો તેમાં મોઢામોઢાના વગરપૈસાના બોલ ઉપરાંત તને બીજો કશો ખર્ચ તો કરવો નથી પડતો ને? પણ તારાથી આટલો યશ પણ લેવાતો નથી. ત્યારે ભલે હવે તું તારા મનમાં કશી ચિંતા કરીશ નહિ અને સુખેથી દિન વ્યતીત કરજે. જો તારી પોતાની જાતનાજ સુખથી તારા મનનું સમાધાન થઈ જતું હોય, તો પછી બીજાની સાથે લેવડદેવડ કરવાની તારે શા સારૂ ગરજ રાખવી?

તુકારામ કહે છે કે, મને સંદેશો કહેવડાવવામાં તારે એક પૈસાનો ખર્ચ તો કરવો પડે એમ છે નહિ, ત્યારે એટલા ફોકટિયા શબ્દોનો તો તું ખર્ચ કર.

**૩૫૪૫**-લોભી માણસને પૈસાનો અભખરો લાગે છે,ત્યારે તે એક રીતે પૈસાની પાછળ ગાંડો બની જાય છે. તેને પૈસા સિવાય બીજાં કશુંજ વહાલું લાગતું નથી. બીજું કોઇ તો શું, પણ પોતાના પેટનાં છોકરાં પણ તેને અળખામણાં લાગે છે. તે બધો વખત પોતાના પૈસા ઉપરજ નજર રાખ્યા કરે છે. આવું થવાથી તેને પૈસા સિવાય બીજી બધી ચીજો ઉપર કંટાળો આવી જાય છે. તુકારામ કહે છે કે, હે દેવ! તે પ્રમાણે તને પણ ઘણા લોકોની ઉપાધિ વળગી જણાય છે.

**૩૫૪૬**-જેને એક વાર માપ્યું તેને ઉપરાઉપરી ફરી ફરીને માપ્યા કરીએ એવા તો કોણ જાણે કેટલાય ઢગલાના ઢગલા પડયા છે, તેની મને કલ્પના નથી આવી શકતી. પરંતુ તું પોતે તૃપ્ત હોવા છતાં એ બાબત ભૂખ્યો જણાય છે અને એટલા માટે જેઓ તારી પાસે આવે છે તેઓ તારી સાથે એકદમ મળી જાય છે. બધો વખત લોકોના ભાગની વસ્તુઓ તારી પાસે ચાલી આવે છે. તુકારામ કહે છે કે, તને આ કામમાંથી એકઘડીની પણ ફુરસદ મળતી નથી.

**૩૫૪૭**-તું તારા પગ એક સરખા જોડી રાખીને ઊભો રહ્યો છે તે હેઠે બેસવાનો તને કદી વિચાર પણ નથી આવતો. આમને આમ તો ઘણો કાળ વીતી ગયો-અઠ્ઠાવીસ યુગ વીતી ગયા-પણ તું હજી ઊભો ને ઊભોજ રહ્યો છે. તને થાક તો લાગતોજ નથી અને એક ક્ષણવારને માટે તું વિસામો લેતો નથી. તુકારામ કહે છે કે, તારી પાસે લેવડદેવડ કરવાના કેટલાં અને કેવાં માપ છે તેની મને સમજ પડતી નથી.

**૩૫૪૮**–ત્યારે તું આટલી આટલી મહેનત કરીને આ બધું કોને સારૂ ભેગું કરે છે ? અમે તારાં છોકરાં કહેવાઇએ, તેમને તો લેશ માત્ર સુખ મળતું નથી. ભૂખને લીધે અમારા પેટમાં ખાડા પડચા છે અને તેથી અમે રડી મરીએ છીએ. ત્યારે આ બધાં સુખરૂપી ધન તું સાચવી રાખે છે તે કોને માટે તે તો કહે. અમને નહિ તો બીજા કોને આપવાનો તારો વિચાર છે ? તું મારો બાપ છે અને છતાં તું મારી સાથે આવી રીતે વર્તે છે તેથી તને મારો નિસાસો લાગશે. અમે ટળવળી મરીએ છીએ તેથી કરીને અમારા શાપને લીધે તારો સર્વનાશ થઈ જશે. તુકારામ કહે છે કે, ત્યાર પછી હું કશુંજ બાકી રહેવા દેનાર નથી.

**૩૫૪૯**–બીજા લોકોની આગળ તારી ચાડીચૂગલી કરીને હું તારો બધોજ વેપાર ઊંધો વાળી દઇશ. તું જ્યારે મારા પ્રતિ આમ ઉદાસીન ભાવ રાખે છે ત્યારે હું પણ મેં હમણાં કહ્યું તેવું કરીશ. હવે હું કશો ઉદ્યોગ કરવાનો નથી અને મારે મોઢેથી તારૂં નામ લેવાનો નથી. તુકારામ કહે છે કે, "આ દેવ કશાજ ખપનો નથી" આવું હું લોકોને કહેતો જઇશ અને તારા આખા કુળનોજ હું નાશ કરી નાખીશ.

**૩૫૫૦**–હું શ્રીમંત બાપને પેટે અભાગિયો છોકરો જન્મ્યો છું, એવી વાત આખી દુનિયામાં ફેલાઈ ગઇ છે અને તેથી તારી ઘણી અપકીર્તિ થાય છે. હું અહીં ખાધા વિના ભૂખે મરી જાઉં છું અને તું મને તારી પાસે તેડાવી લેવાને માટે કોઇને મોકલતો નથી. તુકારામ કહે છે કે, તારી આવી વર્તણુંકને લીધે મને મારૂં જીવતર વ્યર્થ લાગે છે.

**૩૫૫૧**–આજ પછી જેમ તારા મનમાં આવે તેમ કરજે. હું રાંક તારી વાટ જોયા કરૂં છું, એમ સમજીને નાનોસૂનો પણ એકાદ

સંદેશો તો કહાવી મોકલ. મારો પ્રાણ કંઠે આવી ગયો છે અને મારૂં મન તારા ચરણ આગળ જઈ બેઠું છે. તુકારામ કહે છે કે, તું શું કરવા બેઠો છે તેનો મને જ્યારે વિચાર આવે છે ત્યારે મારા મનમાં ઘણી ચિંતા થાય છે.

**૩૫૫૨**–હવે મારી ધીરજ પણ કેવી રીતે રહે અને મારી બુદ્ધિ પણ કેવી રીતે સ્થિર રહે? મારા મનને રોકવાનો હું યત્ન કરી જોઉં છું, પણ તેમાં મારૂં કાંઇ વળતું નથી, કારણકે તે મારે સ્વાધીન નથી. મારી વાસના પણ શુદ્ધ નથી. ત્યારે હવે તારી પ્રાપ્તિ કરવાને સારૂ જે મૂળ ધન જોઇએ તે મારી પાસે તો છે નહિં. તુકારામ કહે છે કે, આવું આવું થવાથી મારી કેવી દુર્દશા થઈ ગઈ છે તે હવે તુંજ કહે.

**૩૫૫૩**–તું મારી વાણી તારે કાને સાંભળે એટલી તેનામાં યોગ્યતા નથી, એટલે મારા સાચા ભાવ સહિત મારૂં મસ્તક તારા ચરણ ઉપર મૂકી રાખું છું. શું કરૂં તો મારા ચિત્તનું સમાધાન થાય તેજ મને સમજાતું નથી. તુકારામ કહે છે કે, મેં તને જે વિનંતિ કરી હતી તેના ઉપર તારે ધ્યાન આપવું જોઇએ.

**૩૫૫૪**–પંઢરપુરની યાત્રા કરવા ગયેલા વારકરીઓ પાછા આવે ત્યાંસુધી હું તેમની મીટ માંડીને વાટ જોતો બેસી રહીશ. તેઓ આવશે ત્યારે હું તેમને નમસ્કાર કરીને પૂછીશ કે, હવે તમારી મારફતે મને કાંઈ સંદેશો કહેવડાવ્યો છે? તુકારામ કહે છે કે, તેઓ પંઢરપુરથી પાછા આવ્યા છે એવું જાણીશ ત્યારે હું દોડતો તેમની સામે જઈશ.

**૩૫૫૫**–તમારા મંદિરના મહાદ્વારના સૌથી નીચેના પગથિયા આગળ હું આળોટિયાં ખાઈશ. એનેજ તમે મારા દંડવત્

માની લેજો એવો મારો સંદેશો તમને સંતોએ કહ્યો હશે. હાથમાંની લાકડી છોડી દઈએ અને તે જેવી રીતે જમીન ઉપર પડી જાય, તેમ હું મારા શરીરને ભોંય ઉપર લાંબુ કરીને તમને સાષ્ટાંગ નમસ્કાર કરીશ. તુકારામ કહે છે કે, નાનું છોકરૂં પોતાના શરીરનો વિચાર કર્યા વિના હઠે ભરાઈને માની આગળ આળોટી પડે છે તેમ હું તમારી આગળ આળોટીશ.

**૩૫૫૬**–હે વૈષ્ણવ જનો ! તમે મારા તરફથી દેવને વિનંતિ કરજો. તમારે એવું કહેવું કે, તુકાએ તમારો શો અપરાધ કર્યો છે કે તમે તેને તમારા ચરણ આગળથી વેગળો કરી દીધો છે? તમે આ પ્રમાણે દેવના કાલાવાલા કરજો. મારે માટે તેમની આગળ કકળી પડજો અને તેમની દયાને માટે ભિક્ષા માગજો. તુકારામ કહે છે કે, પંઢરપુર મારી દૃષ્ટિએ પડતું નથી અને ઈંટ પર ઊભેલા ચરણનું મને દર્શન થતું નથી, તેનું કારણ દેવને પૂછી જોજો.

**૩૫૫૭**–જો દેવ મારા ઉપર કૃપા કરશે તો તરતજ હું દોડતો દોડતો તેમની પાસે જઈને ઊભો રહીશ. ત્યાં મને બધા વૈષ્ણવોનો મેળાપ થશે અને બધી મંડળીના ભેગો હું આનંદ સહિત નૃત્ય કરીશ. પછી હું રુક્મિણી માતુશ્રીની પાસે જઈને ખૂબ લાડ કરીશ અને તેમને ધાવવા મંડી જઈશ. તુકારામ કહે છે કે, મારા પિતા પાંડુરંગને જોતાંને વારજ મારા ત્રિવિધ તાપ શમી જશે અને મારૂં શરીર ટાઢું શીતળ થઈ જશે.

**૩૫૫૮**–ઓ દેવ ! તું મારા આ બોલ સાંભળી લે અને તેનો ઘટતો જવાબ મને ઝટઝટ કહેવડાવજે. તું જો કૃપાળુજ હોય તો આ પતિતને તારી પાસે બોલાવી લેવાને માટે તેડું મોકલાવજે. મારામાં જે જે પાપ હોય તે મનમાં ન લાવતાં તે તે સર્વનો તું નાશ કરી દેજે. તુકારામ કહે છે કે, ત્યારે હું તને પૂછું છું કે, આ કામ

કરવા જેટલું તારા ચરણમાં સામર્થ્ય છે કે નહિ?

**૩૫૫૯**–દેવનો મહિમા કાને સાંભળ્યાથી પૂર્વે કહ્યા પ્રમાણે મનને વિશ્રાંતિ મળી રહે છે. ત્યારે તે હરિનો આનંદ જાતે અનુભવવાની તક મળે તો પછી મણાજ શી રહે? તે આનંદનું વર્ણન કરતાં જીભ કદી થાકેજ નહિ અને ઊલટી તે આનંદોલ્લાસથી નાચવા મંડી જાય છે. તુકારામ કહે છે કે, તે આનંદનો રસ ચાખવાને મારી તૃષ્ણા દોડંદોડા કરી રહી છે.

**૩૫૬૦**–હવે મારે તે ક્યાં સુધી શોક કર્યા કરવો? એવું કર્યાથી તો ઊલટો દુઃખમાં વધારો થયા કરે છે અને એક દુઃખમાંથી બીજા દુઃખનો જન્મ થાય છે. ત્યારે હવે તને જેમ ઠીક લાગે તેમ કર. મારી વાત પોતાના મન ઉપર લે એવો કોણ છે? જો મારી પાસે થોડોઘણો પણ પુણ્યનો સંચય હોત તો, મારે આટલી બધી મહેનતજ શા વાસ્તે કરવી પડત? તુકારામ કહે છે કે, મારામાં તો કોઈ પણ પ્રકારનું બળ નામમાત્ર પણ નથી; તે છતાં હે દેવ! તને મળવાની મને તાલાવેલી લાગી છે.

**૩૫૬૧**–તારી સાથે જો હું આ પ્રમાણે મનમાં રોષ લાવીને બોલવા માંડું, તો તેથી દુનિયામાં તારી અપકીર્તિ થશે અને તેથી તારી સુખશાંતિમાં પણ ભંગ થશે. વળી મારા આવા કકળાટને પરિણામે જો કોઈ વાર તારો મરવાનો વખત આવી લાગે, તો તેથી દુનિયાના લોકો મારા પર તહોમત મૂકવા આવશે અને મને દુઃખ દેશે. ઘરમાંજ જ્યારે કલેશ પેસે ત્યારે ઘરનાં માણસોને કેમે કરતાં સુખ થતું નથી. તુકારામ કહે છે કે, મારા કપાળમાં આ રીતે મોઢે ચઢાવેલા છોકરાની જેમ બોલવાનું લખાયું છે.

**૩૫૬૨**–તું હવે સુખેથી મજા કર, એવો મારો તને આશીર્વાદ છે. ઓ દેવ! "મારાં છોકરાં કુશળ તો છેને?" આવો સવાલ તું

કોઇ દહાડો કોઇને પૂછીશ ખરો કે નહિ? ભલે, લાંબી મુદત વીતી ચૂક્યા પછી પણ તું મારી ખબર અંતર લેશે કે નહિ? તુકારામ કહે છે કે, બીજા કોઈ કારણસર નહિ તો લોકલાજથી ડરીને પણ તું એક દહાડો મને તેડવા આવીશ કે નહિ?

**૩૫૬૩**–ત્યારે હવે તું મારી એક છેલ્લી વાત સાંભળી લે, અને પછી તારી નજરમાં આવે તેવો તું તેનો જવાબ દે. હવે હું નકામો કચકચાટ કરવાનો છું નહિ. તુકારામ કહે છે કે, લોકોમાં તારે વિષે જે કાંઈ કહેવાય છે તેને તું સાચું પાડીને તેની આબરૂ જાળવી રાખજે.

**૩૫૬૪**–ઓ પાંડુરંગા માતા! આ મેં જાણુકારપણાનો અને મોટાઇનો ભાર માથા ઉપર લઇને જે કાંઈ કહ્યું, તે તમામ અપરાધોની તું મને માફી આપજે. મારે હાથે તારી સ્તુતિ અથવા નિંદા જે કાંઈ થયું હોય તે તારે સહન કરી લેવું ઘટે છે. તુકારામ કહે છે કે, કારણકે તેં મને લાડકવાયો બનાવી દીધો, ત્યારે હવે મારી માગણીઓ તારે પૂરી કરવીજ જોઇશે.

**૩૫૬૫**–મારાં માબાપના તરફથી કેવો સંદેશો આવે છે, તેનો વિચાર કરતાં કરતાં મારી આંખોમાંથી ઊંઘ ઊડી ગઈ છે. મનમાં મોટી મોટી આશાઓ રાખીને હું મારે કપાળે હાથ દઇને તે સંદેશાની વાટ જોતો બેઠો છું. હું બેઠોબેઠો મારી આંગળીઓના વેઢા વડે દહાડા ગણતો જાઉં છું. મારો જીવ ઘણોજ આકુળવ્યાકુળ થઈ જાય છે અને કેમે કરતાં ધીરજ રહેતી નથી. સંતોની મારફતે મેં સંદેશો તો કહાવ્યો હતો, પણ તેઓ સંદેશો કહેવાનુંજ ભૂલી ગયા હોવા જોઇએ; અથવા જો તેમણે મારો સંદેશો મારાં માબાપને પહોંચાડ્યો હોય, તો તેઓ કશા કામમાં વરૂંધાઈ ગયાં કે શું થયું તેની મને સમજણ પડતી નથી. તુકારામ કહે છે કે,

મારાં માબાપની પાસે તો મારાં જેવાં ઘણાંય છોકરાં હશે, તો પછી મને કોણ મનાવવાને આવવાનું હતું ?

૩૫૬૬-પણ જ્યાંસુધી મારાં માબાપ કૃપાના સમુદ્ર સમાન રહેશે, ત્યાંસુધી તો ઘણું કરીને મારી અને તેમની વચ્ચે તેઓ ઝાઝું છેટું પડવા નહિ દે. જોવાને માટે આંખો અને સાંભળવાને માટે કાન તેમની પાસે પારવિનાના છે અને તેઓ આખા જગતને ચારે-બાજુએથી પરિપૂર્ણ કરીને બેઠાં છે. સૌના અંતઃકરણની વાત તેઓ વગર કહ્યે જાણી જાય છે અને જેનામાં જે ઇચ્છા હોય તેને તેઓ પૂર્ણ કરી દે છે. મેં તેમની આવી કીર્તિ ઘણા લોકોને મોઢેથી સાંભળી છે અને મારા મનમાં તેની સચ્ચાઇને વિષે વિશ્વાસ જામી ગયો છે. તુકારામ કહે છે કે, તે પોતાનું આપેલું વચન પાળે છે. તેના બોલ કદી વ્યર્થ જતા નથી.

૩૫૬૭-હવે આજ પછી મારૂં પ્રારબ્ધ મારી આગળ ઊભું રહીને શું શું કરશે તેની મને સમજણ પડતી નથી. મને દેવનું તેડું મળે તેમાં મારૂં પ્રારબ્ધ વિઘ્ન ઊભું કરશે કે, વધારે ઉતાવળ કરાવશે તે હું અત્યારે કાંઇજ કળી શકતો નથી. જ્યાંસુધી મારા દેવનો સંદેશો લઇને વારકરી યાત્રાળુઓ આવી પહોંચે નહિ અને તેમને હું મારી પોતાની આંખે જોવા પામું નહિ, ત્યાંસુધી મારૂં ચિત્ત અનેક પ્રકારની કલ્પનાઓ કરતુંજ રહેવાનું. મારા બુદ્ધિ-રૂપી સરોવરમાં આશાના અનેક તરંગો ઉત્પન્ન થાય છે અને તેમના ધક્કાને લીધે મારી બુદ્ધિની ચંચળતા વધી જાય છે. તુકારામ કહે છે કે, પણ જે ઘડીએ ત્યાંથી મારા ઉપર સંદેશો આવી પહોંચશે તે ઘડીએ મારી તમામ ઇંદ્રિયો શીતળ થઇ જશે.

૩૫૬૮-હવે જાણે વારકરી યાત્રાળુઓએ દેવમંદિરમાં જઇને દેવને મોઢેથી મને કહેવાનો સંદેશો સાંભળી લીધો હશે.

દહીંભાતનું મંગળ ભોજન કરીને પંઢરપુરથી પ્રયાણ કરવાના શુભ મુહૂર્તને સાધી લેવાની તેઓ તૈયારી કરવા લાગ્યા હશે. પ્રયાણ કરતી વખતે તેમના કંઠ ગદ્ગદ થઇ જતા હશે અને શ્રીહરીથી થવાના વિયોગની ઘડીએ તેમના હૈયામાં પ્રેમની ભરતી ઊછળી રહી હશે. ત્યાંથી નીકળતી વખતે સંતો એકબીજાને આલિંગન દઇને આશ્વાસન આપતા હશે. તુકારામ કહે છે કે, પંઢરપુર છોડતી વખતે વિયોગદુઃખ ખમી નહિ શકવાથી વારે-ઘડીએ તેઓ મંદિરના કળશના ભણી જોતા હશે.

૩૫૬૯–ઉપર કહ્યા પ્રમાણે પંઢરપુરથી નીકળેલા વારકરી યાત્રાળુઓ હવે રસ્તે ચાલતા થયા હશે. પંઢરપુરમાં દીઠેલા ઉત્સવના સુખનાં સંસ્મરણો તેમના મનમાં તાજાં હોવાથી તેઓ રસ્તે ચાલતાં ચાલતાં એકબીજાની સાથે તેમને વિષે વાર્તાલાપ કરતા હશે. ઉત્સવ વખતે જેણે જે કથા સાંભળી હશે અથવા કહી હશે, તે વિષયનો પ્રેમ તેના હ્રદયમાં દ્રઢીભૂત થઈ ગયો હશે. હાથમાં ગરુડ ચિહ્નવાળી ધ્વજાઓ, પતાકાઓ, કરતાલ, મૃદંગ વગેરે લઇને તેઓ ભજન ગાતા ગાતા અથવા એકબીજાની સાથે આનંદની ચર્ચા કરતા કરતા ચાલ્યા આવતા હશે. તુકારામ કહે છે કે, હવે તેઓ થોડી વારમાં આવી પહોંચશે એટલે હું તેમને આલિંગન દઇને કુશળ પ્રશ્ન પૂછીશ.

૩૫૭૦–પ્રથમ તો હું તેમને મારાં માબાપની ક્ષેમકુશળતાના સમાચાર પૂછીશ અને તે પૂછી લેતા સુધીમાં મારા અંગત સુખ-દુઃખને વિષે એક શબ્દ પણ મોઢામાંથી કાઢીશ નહિ. મારા તરફ-થી હું જરા પણ ઉતાવળિયાપણું કરનાર નથી. તેઓ જે કહેશે તે બધું સાંભળી લઈશ. મારા અંતઃકરણની ગુપ્ત વાતો તે સંતો સમજી ગયાજ હશે, તેથી કરીને તેઓ મને ત્યાંથી આણેલો સંદેશો

કહી સંભળાવશે. પછી તેમના ચરણ ઉપર હું પ્રેમસહિત મારૂં મસ્તક મૂકી દઇશ અને તેમને પ્રેમોલ્લાસયુક્ત આલિંગન દઇશ. તુકારામ કહે છે કે, હું મારૂં શરીર તેમના ઉપર ઓવારી નાખીશ.

**૩૫૭૧**–મારા ઉપર નારાયણના મનમાં દયા ઉત્પન્ન થાય તેવી રીતે તે સંતોએ મારા વતી તેમની ખૂબ આજીજીઓ અને કાલાવાલા કર્યા હશે અને મેં મારા બોબડાતોતડા શબ્દોમાં તેમની મારફતે દેવને કહેવડાવેલો સંદેશો તેમણે ખૂબ વિસ્તાર-પૂર્વક અને તેમાં યોગ્ય સુધારોવધારો કરીને તેનું મહત્ત્વ દીપી ઊઠે એવી રીતે મારાં માબાપને સંભળાવી દીધો હશે. મારાં માબાપની મારા વતી તેમણે કુશળતા પૂછી હશે અને હવે તમે તેને (તુકારામને) તમારી પાસે બોલાવી લો એવું કહ્યું પણ હશે. મારા હૃદયની હાલત કેવી છે તે તો તે સંતો સારી રીતે જાણે છે, તેથી તેનું વર્ણન તેમણે દેવની આગળ કર્યું હોવું જોઇએ. તુકારામ કહે છે કે, તેમની સાથે સાથે કોઈ મને આણું કરવા આવ્યું છે કે નહિ અથવા મારાં માબાપે મને તેડાવવાને કશો વાયદો કર્યો છે કે નહિ તે હું પૂછી જોઇશ.

**૩૫૭૨**–જો તારા તરફથી મને તેડું આવે એજ ખાદ્ય વસ્તુ મને તું આપી દે, તો તારી અને મારી વચ્ચે એક જાતનો દૃઢ વિશ્વાસ સ્થપાઈ જાય. તું મને પૂરેપૂરો નિરાશ તો નહિજ કરે; કેમકે હે જનનિ! તારૂં ચિત્ત તારાં બાળકો ભણી ખેંચાયા કરે છે. તારે મારાં આચરણનો શા સારૂ વિચાર કરવો જોઇએ? તારે મનમાં લોકનિંદાની બીક રાખવી જોઇશે. હું પોતે હીનકર્મ કરનારો તો છુંજ. તુકારામ કહે છે કે, બાળકને માટે તેને જન્મ દેનારી માતાના મનમાં બળાપો થયા કરે છે એ વાતની મારૂં મનજ સાક્ષી પૂરે છે.

**૩૫૭૩**-કોઇની પાસે જઇને બેસવાથી પણ મારા મનનું સમાધાન થતું નથી. વારેઘડીએ મારાં માબાપના વિચાર આવ્યા કરે છે. ઘડીએ અને પળે મને તેઓજ સાંભર સાંભર થયા કરે છે. તેઓ મને એક ક્ષણ વાર પણ વિસારે પડતાં નથી. જાણે હવે પછી કશું બોલુંજ નહિ એવો મનમાં નિશ્ચય કરૂં છું. પણ વખત આવે છે ત્યારે બધું ભૂલી જાઉં છું. મારી ઇંદ્રિયો પણ તેમના તરફજ ખેંચાયા કરે છે અને ત્યાંજ તેમને વિશ્રાંતિ મળી રહે છે. તુકારામ કહે છે કે, હું ક્યારે મારાં માબાપની પાસે જઇને બેસી જાઉં એવી લાગલાગટ અને એકસરખી તાલાવેલી મારા મનમાં થયાજ કરે છે.

**૩૫૭૪**-જોકે મને તેથી પ્રત્યક્ષ હાનિ તો થતી નથી, પણ મારાથી નિરાંતે બેસી રહેવાતુંજ નથી. કેમે કરતાં મને તેઓ વિસારે પડતાં નથી. કોઈ પણ વારકરી યાત્રાળુને હું જ્યારે પંઢરપુરથી પાછો આવેલો જોઉં છું, ત્યારે તેની પાસે જઈને હું તેને એકજ સવાલ પૂછું છું કે, મારાં માબાપ મને તેડું મોકલશે કે નહિ? એ સિવાય મારા મનને બીજા કોઇ પણ વિષયમાં રસ પડતોજ નથી. રાતદહાડો મને મારાં માબાપનાજ ભણકારા વાગ્યા કરે છે. મને તેમની એટલી તીવ્ર ભૂખ લાગી છે કે, તેથી મારૂં હૃદય આકુળવ્યાકુળ બની જાય છે અને આવી ને આવી સ્થિતિમાં કેટલાય દિવસ વીતી ગયા અને છતાં હજી મને તેમને મળવાનો સુયોગ પ્રાપ્ત થયોજ નથી. તુકારામ કહે છે કે, મારા અંતઃકરણમાં તેમના દર્શનની તીવ્રમાં તીવ્ર ભૂખ લાગી છે; પણ તેમનો શો વિચાર થાય છે તે વિષે મને કશી સમજણ પડતી નથી.

**૩૫૭૫**-ખરી વસ્તુસ્થિતિ શી છે તેની જ્યાંસુધી સમજણ પડે નહિ ત્યાંસુધી હું તેનો નિષેધ કેવી રીતે કરી શકું? આ મારાં

માબાપ કોઇને પણ ધિક્કારે છે એવું મેં આજ સુધીમાં એક પણ માણસને મોઢેથી સાંભળ્યું નથી. એટલા માટે હું તેમના પ્રતિ અયોગ્ય વચન બોલતો નથી. મને હાનિ થતી હોય એવું લાગે છે, પણ તે છતાં હજી હું નિરાશ થતો નથી. આવો મારો આજ સુધીનો સ્પષ્ટ અનુભવ છે. જે વિલંબ થાય છે તે મારા પ્રારબ્ધને લીધેજ થાય છે, તો પછી મારી ઇચ્છા પૂર્ણ થતા સુધી શા વાસ્તે મારી ધીરજ રહેતી નથી? તુકારામ કહે છે કે, છેવટે તો બધાં રૂડાં વાનાંજ થવાનાં છે. અગાઉ પણ અનેક ભક્તો તેમની વાટ જોતા બેઠા હતા. તેમની સ્થિતિ કેવી હતી તે હું જાણું છું.

૩૫૭૬—જેઓ મારાં માબાપના તરફથી મારી પાસે આવે છે તેમને પણ હું મારાં માબાપના જેવાજ ગણું છું. હું તેમને કુશળ સમાચાર પૂછીશ. તેમને પગે હું મારૂં મસ્તક મૂકી દઇશ અને તેમને મારા બાહુ વડે આલિંગન દઇને તેમનું પવિત્ર ચરણોદક હું વહેલો વહેલો મારા માથા ઉપર ધારણ કરી લઇશ. પછી તેમને સર્વ પ્રકારની કુશળતાની ખબરઅંતર પૂછીશ. એવા ભક્તોને મારી પાસે આવવાને સારૂ કાંઈ સારો દહાડોવાર જોવો પડતો હશે ? પછી મારા હૃદયની સુખદુઃખની સ્થિતિ જેવી છે તેવી હું તેમની આગળ વર્ણવીશ. તુકારામ કહે છે કે, જેને જેનો શોખ હોય છે તેને તેનો કંટાળો આવતો નથી. મારી વાણી જેમ હમેશાં બોલે છે તેમ તેમની આગળ પણ બોલશે.

૩૫૭૭—જેઓ આપણી પાસેના પાસે હોય છે તેમનો વિયોગ થઇ શકતો નથી. તેઓ તો ચિત્તની અંદર સદાને માટે ઘર કરીને વસી જાય છે. તેમનું કદાપિ વિસ્મરણ થતું નથી અને તેમની બાબત કશો સંશય પેદા થતો નથી. મારાં માબાપ જ્યાં રહે છે ત્યાંથી જે કોઈ આવે છે તે મને પ્રિય લાગે છે. મારા હાથમાંનું

કામ હું ભૂલી જાઉં છું અને મારા શરીરનું પણ મને ભાન રહેતું નથી. ખાતી વખતે હું ગળ્યું ખાઉં છું કે મોળું તેની મારી જીભ પરખ કરી શકતી નથી. મારાં માબાપની પાસેથી ગમે તો કોઇ અંત્યજ આવે તોપણ તેની સાથે મારે કશો સંબંધ નથી, એવો નિર્ણય મારાથી કરી શકાતો નથી. તુકારામ કહે છે કે, જ્યાં પોતાનું હિત હોય છે તે તરફ ચિત્તનું આકર્પણ થાય છે. હિતના ભણી ચિત્ત પોતાની મેળેજ ખેંચાઈ જાય છે.

**૩૫૭૮**–હવે મારા વારકરી મિત્રો આવી પહોંચશે એવી મારા જીવને પ્રબળ આશા પેદા થઇ છે. મેં તેમની જોડે મારાં માબાપના ઉપર સંદેશો કહાવી મોકલાવ્યો હતો, તેનો તેમણે શો જવાબ કહેવડાવ્યો છે તે હું તેમને પૂછી જોઈશ. કોને કેટલો નફો થયો, ત્યાં કેવો કેવો માલ આવ્યો હતો, કોણે કયો માલ વહોરી લીધો, તે બધું હું તેમને પૂછી વળીશ. મારાં માબાપે મારે સારૂ તમારી મારફતે શું શું ખાવાનું મોકલાવ્યું છે તે પૂછીશ. તમે બધાએ ખૂબ આનંદ ભોગવ્યો કે નહિ તે હું તેમને પૂછીશ. તુકારામ કહે છે કે, તે વારકરી મિત્રો મને જે કાંઇ કહેશે તે બધું હું સાંભળીને મારા મનની અંદર ધારણ કરી રાખીશ.

**૩૫૭૯**–આ બધા વિચાર હું કરૂં છું તો ખરો, પણ તે શા કામના? મને તેવો અનુવભ થશે કે નહિ? મારા મનને કશી બાબતમાં રસ પડતો નથી. હવે તો મારા પ્રારબ્ધ અનુસાર મને જે લાભ થાય તેજ ખરો. શું હું પાસે જઇને રાંધેલું ચાખી આવ્યો છું? અર્થાત્ પ્રત્યક્ષ અનુભવ લઇ આવ્યો છું? એટલા માટે હાલ તો મારા મનથી વિચાર કરવાનુંજ કામ થઈ શકે એમ છે. વળી મારાં માબાપને કામનો બોજો પણ કાંઇ ઓછો નથી. તેમના મન ઉપર ઘણી બાજુએથી આકર્ષણ થયા કરે છે. તુકારામ કહે છે કે,

મને અહીં મોકલાવ્યા પછી એક વાર પણ મારાં માબાપે મને પોતાની પાસે તેડાવ્યો નથી.

**૩૫૮૦**–આજ સુધી તો હું સંસારના સકંજામાં એવો સપડાઇ ગયો હતો કે તેથી મારા મનને વિશ્રાંતિ તો કદી મળતીજ ન હતી. બધો વખત બાયડીછોકરાંના અને પૈસાને લગતા વિચારોજ મનમાં આવ્યા કરતા હતા અને વળી તેમને લગતાં કામકાજ કરવામાં હું બધો વખત ગૂંચવાયેલો અને ગૂંચવાયેલોજ રહેતો. હવે મારૂં નશીબ ઊઘડવાને સારૂ જોર કરે છે એવું મને લાગે છે; કારણકે હવે મારી બધી ઉપાધિઓ દૂર થઇ ગઈ છે. હું મારી આગળપાછળ જોવા જાઉં છું, તો તમને હું મળી શકું એવો લેશમાત્ર પણ સંભવ જણાતો નથી. મને ચિંતા ઉત્પન્ન થવાનું એજ કારણ છે. તુકારામ કહે છે કે, હું પરમાર્થના વિષયમાં ભાગ્યહીન છું અને તેથીજ મારે આટલા વખત સુધી રાહ જોવી પડે છે.

**૩૫૮૧**–મારાં માબાપને મળ્યે ઘણો કાળ વ્યતીત થઇ ગયો. હું પ્રાપંચિક વ્યવસાયમાં ગૂંચવાઇ પડ્યો તેથી મારો અને તેનો વિયોગ થઇ ગયો. પ્રપંચને લીધે વ્યાસંગ થાય છે અને તેમાં હું ગૂંચવાઇ ગયો. તે ઘડીએ મને તે વાતનું ભાન ન હતું. સંબંધ તો તોડ્યાથી તૂટી જાય છે અને જોડ્યાથી જોડાઈ જાય છે. આપણી વર્તણુંકના ઉપર બધો આધાર રહે છે. ઘણા સંદેશા કહાવ્યા પછી મને માબાપના તરફથી એક વાર જવાબ મળ્યો હતો, તે મેં મારી પાસે સાચવી રાખ્યો છે. તુકારામ કહે છે કે, ઘણા દિવસથી મારો અને મારાં માબાપનો સંબંધ તૂટી ગયો છે, તેથી તેમણે મારા ઉપરથી પ્રેમ ઉતારી દીધો હોય એવું મને લાગ્યા કરે છે.

**૩૫૮૨**–મેં મારૂં હૃદય કઠોર કરી નાખ્યું, તેથી મારાં માબાપે પણ તેમનાં હૃદય કઠોર કરી દીધાં કે શું તેની મને સમજણ

પડતી નથી. મારા મનના કઠોરપણાની મારૂં મનજ સાક્ષી પૂરે છે. મેં મારા માબાપનો રસ્તોજ છોડી દીધો. ત્યાર પછી જેમ મારૂં થયું તેવું તેમનું પણ થઈ ગયું. બેફિકરાપણાને લીધે માબાપથી દૂર થઈ જવાય છે. મને મારાં માબાપનું સ્મરણ થયું નહિ તેથી કરીને તેમના જીવને પણ ઘણો સંતાપ થવા લાગ્યો. તુકારામ કહે છે કે, મારાં માબાપ તો ધર્મનાં સગાં છે અને તેથીજ મારી અને તેમની વચ્ચે અંતર પડી ગયું છે.

**૩૫૮૩**–હવે નકામો બળાપો શા માટે કરવો જોઇએ? એવું કરવાથી મનને જૂઠો ત્રાસ થાય છે. ખરી સ્થિતિ શી છે તે તો હવે વારકરીઓ આવશે એટલે ઝટ લઇને સમજાઈ જશે. ઘણા વખતથી જે ઘટનાની રાહ જોયા કરતો હતો, તે હવે હાથવેંતમાં આવીને ઊભી છે. હવે જરા ધીરજ રાખીશ તો તેનું રૂડું ફળ મળશે. રસ્તે ચાલનારો મુસાફર એક દિવસ તો પોતાને મુકામે જરૂર જઈ પહોંચે છે, પણ ચાલતોજ અટકીને ઊભો થઈ રહે તે મુકામથી વેગળો રહી જશે. તુકારામ કહે છે કે, મારો જીવ આશાની અંદર બંધાઈ ગયો છે, માટે હું તેમના કાલાવાલા અને આજીજીઓ કરીશ.

**૩૫૮૪**–હે દેવો! તમે થાકી ગયા હશો. હું તમને નમસ્કાર કરૂં છું, તેનો તમે સ્વીકાર કરો. તમે બાળગોપાળ સહિત ક્ષેમકુશળ તો છોને? રસ્તે જતાંઆવતાં થાકી તો ગયાજ હશો. તુકારામ કહે છે કે, મારા ઉપર તમારી કૃપા તો છે ને?*

**૩૫૮૫**–હું મારી આંખોરૂપી કોડિયામાં દીવો સળગાવીને તમારી વાટ જોયા કરૂં છું. તમારાં દર્શન કરવાને માટે મારી અધીરાઈની કશી હદજ રહી ન હતી. તમે ગયા તે ઘડીએ હું તમને

* આ અને એના પછીના બીજા દસ અભંગોમાં તુકારામ વારકરી યાત્રાળુઓને વીનવે છે.

વળાવીને પાછો આવ્યો ત્યારથી મારૂં લક્ષ્ય તમારા રસ્તા ઉપર ચોટી ગયું છે. તુકારામ કહે છે કે, તમે જતાંઆવતાં ક્યાં ક્યાં મુકામ કરશો અને તમને પાછા આવતાં એકંદર કેટલા દિવસ લાગશે તે હું બેઠો બેઠો ગણ્યા કરૂં છું.

**૩૫૮૬**–મને તમારાં દર્શન થયાં તેથી મારો આજનો દિવસ ધન્ય થઈ ગયો. હવે મને મારાં માબાપની બધી વાત માંડીને કહો. હું મારા મનને તત્પર કરી દઈને બધું સાંભળી લઈશ. તુકારામ કહે છે કે, દેવના નામમાંજ મારો બધો સમારંભ સમાઈ જાય છે.

**૩૫૮૭**–મારાં માબાપ શું બોલ્યાં તે તમે મને કહો. મેં તમારી સાથે એક કાગળ લખી મોકલાવ્યો તેનો તેમણે શો જવાબ આપ્યો તે મને કહો. તુકારામ કહે છે કે, મારી પાસે કહેવડાવેલી બધી વાત તેમણે ધ્યાનમાં લીધી કે નહિ?

**૩૫૮૮**–વિઠોબાએ મારે માટે શું ખાવાનું મોકલાવ્યું છે તે કહો. એને માટે મારો જીવ ઘણોજ અધીરો થઈ ગયો છે. તેમણે મારા ઉપર કાંઈ દયા બતાવી હતી કે નહિ? મને મૂઢ જાણીને તેમણે ઉપેક્ષા તો નથી કરી? અથવા મારા ઉપર તિરસ્કાર તો નથી આણ્યો? તુકારામ કહે છે કે, પાંડુરંગના મનમાં મારે વિષે શો વિચાર છે તે તમે મને કહો.

**૩૫૮૯**–આજના લાભને હું એટલો બધો મોટો માનું છું કે, તેની સરખામણીમાં આખું બ્રહ્માંડ પણ નાનું બની જાય છે. મારા મનને અત્યારે જે આનંદ થાય છે તેની કલ્પના કરવી પણ સહેલ નથી. જેમને માટે મારૂં હૃદય ઉત્કંઠિત હતું તેમનાજ ચરણનાં મને દર્શન થયાં? તેમની વાટ જોતાં જોતાં તો મારી આંખો દુખવા આવી હતી અને મારા મનની ઉત્સુકતાની સીમા રહી ન હતી. હવે

તો તેઓ મારા મોકલેલા સંદેશાનો જવાબ લાવ્યા હશે અને ત્યાં શું શું થયું તે બધી હકીકત મને કહી સંભળાવશે. તુકારામ કહે છે કે, તેમનો મેળાપ થવાથી મારો બધો તાપ દૂર થઈ ગયો અને આવા સંતોની મારા ઘરમાં પધરામણી થવાથી મારા તમામ સંકલ્પો સફળ થઈ ગયા.

**૩૫૯૦**–આજે મને મારાં માબાપ મળ્યાં તે ઘણુંજ સારૂં થયું. મેં મારી આંખો વડે સજ્જનોને દીઠા તેથી મારો બધો સંતાપ દૂર થઈ ગયો. સંતોને આલિંગન દઇ હું ધન્ય થઈ ગયો. તુકારામ કહે છે કે, મને મનગમતી વસ્તુ મળી જવાથી હું કૃતાર્થ થઇ ગયો છું.

**૩૫૯૧**--ચરવા ગયેલી ગાયનું મન પ્રેમના આકર્ષણને લીધે તેના વાછરડાની અંદર રમ્યા કરે છે, તેવી રીતે તમારી કૃપાનો પ્રેમપાનો પાઇને તમે મારૂં રક્ષણ કરજો. પ્રેમને લીધે ભૂખ, તરસ અને શ્રમ બધુંય વિસારે પડી જાય છે. તુકારામ કહે છે કે, મારાં માબાપે મારે સારૂ પ્રેમનું ખાવું મોકલ્યું છે.

**૩૫૯૨**–મારે સારૂ જે ખાવું આવ્યું છે, તેને હું હમણાં ને હમણાંજ ખાવા મંડી જઇશ અને પછી આનંદમાં આવી જઇને 'ઓવીઓ' (ભજનઇત્યાદિ) ગાવા લાગીશ. મારાં માબાપે મને જે સંદેશો કહાવ્યો છે તે હું સાંભળી લઇશ. તુકારામ કહે છે કે, મારા વારકરી મિત્રો મારાં માબાપની પાસેથી આજે ચાલ્યા આવ્યા છે.

**૩૫૯૩**–મને આજે અખૂટ સુખનો ભંડાર પ્રાપ્ત થઈ ગયો છે. હવે મારા ભાગ્યનો પારજ નથી રહ્યો. સંતોને આલિંગન દેતાં મને જે સુખ થયું તેનું હું શું વર્ણન કરૂં ? અરે ! તેમના દર્શનથીજ મારા તમામ તાપ શાંત થઈ ગયા. તુકારામ કહે છે કે, સંતોએ મારા ઉપર એટલો બધો ઉપકાર કર્યો છે કે, તેનું સાટું વાળવાને સારૂ તેમને આપવા જેવું મારી પાસે કાંઈ છેજ નહિ.

**૩૫૯૪**–હું પવિત્ર થવાને સારૂ તેમની આગળ આળોટી પડીશ અને તેમના ચરણુ ઉપર મારૂં માથું મૂકી દઈશ. પછી બેઉ હાથ જોડીને તેમને વિનંતી કરીશ અને દોડતો જઈને તેમના ચરણોદકનું સેવન કરીશ. તુકારામ કહે છે કે, આ મારી મૂળનીજ પૂંજી છે એ વાત સંતો જાણે છે.

**૩૫૯૫**–હે દેવ ! મને તમારી શોધ કરવાની એક પણ યુક્તિ આવડતી નથી, તેથી હું તો તમારા ચરણુનોજ આશ્રય લઉં છું. હે નારાયણ ! હવે તો તમે એવું કરો કે હું લોકોની નજરે પડુંજ નહિ. મારૂં મન દેહાદિ પ્રાપંચિક પદાર્થોમાંથી પાછું વળી સ્વરૂપની અંદર સ્થિર થઇને લય પામી જાય. તુકારામ કહે છે કે, હું બોલવાચાલવાનો વ્યવહાર કરવાનું ભૂલી જાઉં અને ખાસ્સો મૂંગા જેવો બની જાઉં.

**૩૫૯૬**–દોરીની જગ્યાએ સાપનો ભાસ થાય તેમ સ્વરૂપની જગ્યાએ આ જગતનો ભાસ થાય છે. આવું સમજીને શ્રીહરિના ચરણુ જે એકજ સત્ય છે, તેમનોજ હું આશ્રય લઉં છું અને તેમનેજ પ્રેમસહિત પંપાળું છું. આ જગત જેવું જણાય છે તે જગદાભાસને વૃક્ષની સાથે સરખાવીએ તો તેના મૂળમાં પરબ્રહ્મ છે અને તેમના વડે સૌ તૃપ્તિ અનુભવે છે. તુકારામ કહે છે કે, હું પરમાત્મા તુલ્ય થઈ ગયો છું, તેથી હું પણ પરમાત્માની જેમ આખા વિશ્વમાં અંદર તેમજ બહાર ફેલાઈ ગયો છું અને લોકોના ઉપર ઉપકાર કરવાને માટેજ અવશિષ્ટ રહ્યો છું.

**૩૫૯૭**–હું હરિનો દાસ છું, એવું તો હું આપને સૌને કહી ચૂકયો છું, પણ સાચું પુછાવો તો હું ઉદાસીન છું એવો મારો નિશ્ચય છે. પરંતુ એ નિશ્ચયથી પણ હું નિરાળો છું. મારી પ્રેરણાને લીધે કર્તૃત્વ ઉત્પન્ન થાય છે, પણ હું પોતે તે કર્તૃત્વથી નિરાળો છું.

તુકારામ કહે છે કે, હું પરબ્રહ્મ સમાન થઈ ગયો છું, પરંતુ તે સ્થિતિના કરતાં પણ હું નિરાળો છું.

**૩૫૯૮**–હું બ્રહ્મજ્ઞાનીઓનો ગર્વ ઉતારી નાખીશ અને તેમનું બ્રહ્મજ્ઞાન તેમના મોઢામાં પાછું ઘલાવીશ. આત્મસ્થિતિમાં રહેનારા જેઓ મુક્ત પુરુષો છે, તેમની પાસે તેમની આત્મસ્થિતિ પડતી મુકાવી દઈશ; કારણકે હરિકીર્તનદ્વારા દેહ પણ બ્રહ્મરૂપ થઈ જાય છે અને દેવ પણ ઋણી થઈ જાય એવું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થાય છે. તીર્થયાત્રા કરનારાઓને હું યાત્રા કરવાનું આળસ આવે એવું કરીશ. સ્વર્ગમાં રહેનારા અને ત્યાંના દિવ્ય ભોગ ભોગવનારા જીવોને તે બધા ભોગ કડવા ઝેર જેવા લાગે એવું કરીશ. જેઓ તપોનિધિ થઈ બેઠા હશે, તેમના તપનું અભિમાન છોડાવી દઈશ અને યજ્ઞદાનાદિ સાધનોને લજ્જિત કરી દઈશ. પ્રેમભક્તિ અને ચોથો પુરુષાર્થ એટલે પરબ્રહ્મ સ્વરૂપમાં નિજાત્મભાવરૂપી ધનની થાપણ છે, તેનો હું કબજો લઈશ. તુકારામ કહે છે કે, આ દુનિયાના લોકોને હું એવું માનતા કરી દઈશ કે અમે તુકારામનાં દર્શન કર્યાં તે અમારાં ધનભાગ્ય !

**૩૫૯૯**–સંસારની અંદર બધા પ્રકારની ઉપાધિઓ હોય છે. હું શ્રીહરિનું કીર્તન કરીને શુદ્ધ થઈ ગયો છું. તેથી કરીને મારે માટે તો આખું ત્રૈલોક્ય પણ શુદ્ધ થઈ ગયેલું હોવાથી મારા હૃદયમાંથી તમામ વિષમ કલ્પનાઓને મેં કાઢી નાખી છે. હવેથી હું પરબ્રહ્મરૂપી નગરમાં કાયમની વસ્તી કરીને રહું છું. ત્યાં ભેદાત્મક પ્રપંચરૂપી અપવિત્રતા મારી નજરે પડતી નથી. તુકારામ કહે છે કે, હવેથી મારો વાસ એકાંતમાં હોવાથી પરબ્રહ્મની અંદરના પરબ્રહ્મરૂપી રસનું હું સદાકાળ સેવન કરતો રહું છું.

**૩૬૦૦**–હે સનકાદિક સંતો ! તમે કહો છો કે અમે દયાળુ

છીએ, ત્યારે તમે દેવને મારા વતીના નમસ્કાર કહેજો. એટલો તમે મારા ઉપર ઉપકાર કરજો. વૈકુંઠના સ્વામીની આગળ મારે વિષે કાલાવાલા કરીને તેમને વિનતિ કરજો. તુકારામ કહે છે કે, તમે દેવને કહેજો કે મને યાદ કરીને મને તેડવા મોકલે.

**૩૬૦૧**–હું ગરુડના ચરણ ઉપર વારંવાર મસ્તક નમાવું છું; કારણકે મુજ ગરીબનો ઉદ્ધાર કરવાને વાસ્તે તે દેવને પોતાના ઉપર બેસાડીને ઘણી ત્વરાથી તેડી લાવશે. લક્ષ્મી દેવની ચરણ સેવા કરે છે તેથી કરીને હું તેની પણ આજીજી કરૂં છું કે, તે હરિને ઝટ મારી પાસે મોકલાવી દે. તુકારામ કહે છે કે, હે શેષનાગ! તમારા ઉપર ભગવાન શયન કરે છે ત્યારે તમે મારે ખાતર તે હૃષીકેશને જાગૃત કરો તો કેવું સારૂં?

**૩૬૦૨**–હવે હું મારાં માબાપને ઘેર જઇશ; કારણકે ત્યાંથી સંતો મારે સારૂ સંદેશો લાવ્યા છે. તેમને મોઢેથી દેવે મારાં વીતકની વાત સાંભળી, તેથી તેમને મારા ઉપર દયા આવી અને તેમનું હૃદય પીગળી ગયું. તેઓ મને તેડાવવાની તૈયારી કરીને, મારે સારૂં ખાવાનું લઈને મને તેડી જવાનેજ આવ્યાં હોય એવું સમજાય છે. તેમના આવવાના રસ્તા ઉપરજ મારૂં ચિત્ત ચોટી ગયું છે, કેમકે મારાં માબાપ મને એક દહાડો તેડવા મોકલાવશે તેની હું સતત રાહ જોયાજ કરૂં છું. તુકારામ કહે છે કે, હવે તો મારાં માબાપ જાતેજ મને તેડવાને આવશે.

**૩૬૦૩**–મારા શરીરમાં શુભ શુકનનાં લક્ષણ પ્રગટ થવા લાગ્યાં છે. પહેલું લક્ષણ તો એકે મને મારાં માબાપનું સ્મરણ થઈ આવ્યું. તેઓ મને તેડી જવાને આવશે કે નહિ તે તો કોણ જાણે? તેમને માટે મારૂં મન અતિ ઉત્સુક થઈ ગયું છે, એજ તેમના આગમનનું સૂચક લક્ષણ છે. તુકારામ કહે છે કે, મને કામ-

ધંધો કરવાનું આળસ થાય છે અને ઘરમાં રહેવાનું ગમતું નથી.

૩૬૦૪-મારા મનને સ્થિર કરીને હું તેમની વાટ જોયા કરૂં છું. મારાથી હવે કચકચાટ સહન થતો નથી. મારાં માબાપ આવશે ત્યારે હું તેમને બધું પૂછી જોઇશ. અત્યારે તો મારૂં બધુંજ મન તેમનામાંજ પરોવાઈ ગયું છે. દળવાના, ખાંડવાના વગેરે બધા વ્યવહાર હું લોકોની જેમ કરૂં છું તો ખરો, પણ મારૂં ચિત્ત તેઓમાં પરોવાતું નથી. તુકારામ કહે છે કે, મને મારાં માબાપની ઘેલછા લાગી છે. હું જેવો તેમને માટે ગાંડો થઈ ગયો છું તેવાં તેઓ પણ મારે માટે ગાંડાં થયાંજ હશે ને ?

૩૬૦૫-અહીંની બધી સ્થિતિનો એકંદર અનુભવ લઈ જોતાં મારા મનને એવું સમજાય છે કે હું અને મારાં માબાપ બેઉ મૂળે એકજ જીવ છીએ. આ દૃષ્ટિબિન્દુથી વિચારી જોતાં મને સમજાય છે કે, મારૂં જે કાંઈ છે તે બધાંનું અસલ મૂળ તેમનામાંજ છે. જાણે ભૂખજ ભૂખ્યા માણસને ખાઇને તૃપ્ત થઇ જાય તેના જેવી આ વાત છે. એમ સમજાયાથી અન્નને માટે આકાંક્ષા રહેતી નથી. તુકારામ કહે છે કે, આવું થવાથી અંતઃકરણ તૃપ્ત થઈ જાય છે અને આનંદમગ્ન બની જાય છે.

૩૬૦૬-શંખ, ચક્ર અને ગદા જેમના હાથમાં શોભી રહ્યાં છે એવા હરિ સામી બાજુએથી ચાલ્યા આવે છે. ગરુડની પાંખોનો ફડફડાટ હું સાંભળું છું અને તે જાણે મને કહેતા હોય કે, "તું બીશ નહિ, તું બીશ નહિ." એવા શબ્દો વેગથી મારે કાને અથડાય છે. તેમના માથા ઉપરના મુકુટના અને કાનોમાં લટકતાં કુંડળના તેજથી સૂર્ય ઝાંખો પડી જાય છે. તેમનો વર્ણ મેઘના જેવો શ્યામ છે અને તેથી તે ઘણાજ સુંદર દીસે છે. તેમને ચાર હાથ છે અને ગળામાં વૈજયન્તી માળા પહેરી છે. તેમને અંગે પીતાં-

બર ચમકી રહ્યું છે અને તેના તેજથી દશે દિશાઓમાં અજવાળું અજવાળું થઈ જાય છે. તુકારામ કહે છે કે, વૈકુંઠાધિપતિ મારે ઘેર પધાર્યા તેથી મને સંતોષ થયો છે.

૩૬૦૭-હાથમાં શંખ, ચક્ર ગદા અને પદ્મ ધારણ કરીને સામી બાજુએથી પુરુષોત્તમ ચાલ્યા આવે છે અને મને કહે છે કે, " હે ભક્તરાજ! મારા વહાલા! તું બીશ નહિ. હું વેગભેર તારી પાસે દોડયો આવું છું." તે આઘેથી ચાલ્યા આવતા હોય એવું મારી નજરે દેખાય છે. તેમના ભયથી આખી સૃષ્ટિના બધા દોષ પલાયન કરી જાય છે. તુકારામ કહે છે કે, મને એકલવાયો પડી ગયેલો જોઇને શ્રીહરિ વૈકુંઠથી ચાલ્યા આવે છે.

૩૬૦૮-સામી બાજુએથી અસંખ્ય વીણાઓ અને ધ્વજા-પતાકાઓ સહિત વૈષ્ણવોનો સમુદાય ચાલ્યો આવતો દેખાય છે. પંઢરપુરના રાજા પાંડુરંગ ખરેખર આવેજ છે, એવું તેમનાં લક્ષણ ઉપરથી સમજાય છે. આમ થવાથી મારા મનને અતિ સુખ થાય છે અને મારાં નેત્ર તથા હાથમાં સ્ફુરણ થવા માંડે છે. વૈષ્ણવોના સમુદાયમાંથી હરિનામની ગર્જનાઓ સંભળાય છે. તુકારામ કહે છે કે, હવે હું તેમને બેસાડવાને મોકળી જગ્યા કરી દઉં છું.

૩૬૦૯-ચાલો, ચાલો, આપણે સૌ તેમનું સામૈયું કાઢીએ અને સર્વશ્રેષ્ઠ વિઠ્ઠલને મળવા જઇએ. તુકારામ કહે છે કે, આજે મારા મનને પારવિનાનો આનંદ થાય છે અને પ્રેમાનંદની તૃપ્તિને લીધે મને એવી મસ્તીની લહર આવી જાય છે કે, જાણે હું આળોટી પડું એવું મન થાય છે. કૃપાળુ સાધુસંતો જે મારાં માબાપ તુલ્ય છે તેઓ સામી દિશાએથી ચાલ્યાં આવે છે. તુકારામ કહે છે કે, તેમણે મને આલિંગન દઈને વિઠોબાના ચરણ આગળ મૂકી દીધો છે.

૩૬૧૦-હૃષીકેશ આજે મારે ઘેર પરોણા થઇને પધાર્યા

છે. તેમનો સત્કાર મારે કરવો કેવી રીતે? મારૂં ઘરનું ખોરડું તો જૂનુંપુરાણું છે. તેમને જમાડવાને માટે મેં પાણીવાળી પાતળી ઘેંશ રંધાવી છે. તૂટીફૂટી ખાટલીના ઉપર ફાટેલી ગોદડીઓને સમરાવીને પાથરી દીધી છે. તુકારામ કહે છે કે, હું એવો ભિખારી છું કે, તેમને મુખશુદ્ધિ કરવાને સારૂ હું તુલસીના પાંદડા ઉપરાંત બીજું કાંઇજ આપી શકતો નથી.

**૩૬૧૧**–સંતોએ મારો સ્વીકાર કરી લીધો તેથી તે વાતનું હું મારા મનમાં મોટું અભિમાન રાખીને ફરૂં છું. તેઓ એવા ઉદાર દિલના છે કે, જે કાંઈ તેમના ચરણ આગળ સમર્પિત કરીએ તેને તેઓ સ્વીકારી લે છે. તુકારામ કહે છે કે, હું તેમનું ચરણોદક લઇને આઘો ઊભો રહું છું. મારૂં પ્રારબ્ધ તો સારૂં ન હતું છતાં મને તેમનો અકસ્માત્ રીતે મેળાપ થઈ ગયો. તુકારામ કહે છે કે, દેવ અને તેમના ભક્તો એ મળીને મને બંનેએ સનાથ બનાવી દીધો છે.

**૩૬૧૨**–હું મારા બધા અનુયાયીઓને કહી દઉં છું કે, હું તમને સૌને એક દહાડો વૈકુંઠમાં તેડી જવાને સારૂ અહીં આવ્યો છું. માટે તમે સૌ તૈયાર થઇને ઊભા રહેજો એવી હું હમણાં તમને સૌને બે વાર કહીને ચેતવણી આપું છું. જ્યાંસુધી ઊપડી જવાનો વખત દૂર હોય, ત્યાંસુધીમાં જવાને માટે ઘટતી તૈયારી કરી લેવી જોઇએ. મંગળકાર્ય કરવાની શુભ ઘડી આવી પહોંચે તેને માટે સાવધબુદ્ધિ રાખીને તૈયાર થઇને ઊભા રહેવું. સૌને એવી શુભ ઘડી સાંપડવાથી આનંદ થઈ જાય છે. તુકારામ કહે છે કે, હું તો મારાથી થાય તેટલો પુષ્કળ પ્રયત્ન કરીને તે શુભ ક્ષણની રાહ જોતો ઊભો છું.

**૩૬૧૩**–તમે બધા મને વળાવીને પોતપોતાને ઘેર જજો. કર્મ-

ધર્મની સહાયતાથી તમારૂં કલ્યાણ થશે. તમને મારો આવો આશીર્વાદ છે. તમે મારૂં પાલનપોષણ કર્યું અને છેવટે મને દેવના હાથમાં સોંપી દીધો. તેમ કરવાથી મારી બધી ચિંતાઓ દૂર થઈ ગઈ. હવે મારે મારા પ્રાણનાથની પાસે ચાલ્યા જવું છે. હું મારી ભાવનાદ્વારા તેમને અનુસરતો રહ્યો છું, માટે હવે તમે જો મારા પ્રતિ લોભ કર્યા કરશો તો મોડું થશે. તેટલા સારૂ તમે સૌ પોતપોતાનાં મન અને ઇંદ્રિયોને તેમની તેમની જગ્યાએ સ્થિર કરી દો. જેઓ મારા હાથમાં હાથ આપશે તેમને ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરુષાર્થોની તો પ્રાપ્તિ થઈ જશેજ. તુકારામ કહે છે કે, આ આપણો છેલ્લી વારનો મેળાપ છે અને મારા સંબંધીવાતો આજ પછી માત્ર વાતોના વિષય પૂરતીજ રહેશે.×

૩૬૧૪-હું હવે બોલ્યા પ્રમાણે ચાલી શકું એવું પુણ્ય મારે ક્યાંથી લાવવું? હે મારા સ્વામિ! હવે હું આપની આજ્ઞા લઈને જવા માંડું છું. હવે મારે શા માટે કાળક્ષેપ કરવો જોઈએ? આખા રાષ્ટ્રના બધા લોકોને દુઃખી થતા જોઈને મારાથી અહીં રહેવાતું નથી અને મારી ધીરજ પણ રહેતી નથી. તુકારામ કહે છે કે, મને દેવ પોતાને હાથે પકડીને તેડી જાય છે અને જ્યાં આગળ લોકોનો લેશમાત્ર પણ ઉપદ્રવ ન હોય એવા સ્થાનમાં તેઓ મને લઈ જશે.

૩૬૧૫-હવે કામ કરવું એ તો જૂઠો શ્રમ વધારી મૂકવા સમાન છે. હવે બધું રાજ્યજ એકમય થઈ ગયું છે, તેથી બોલવા ચાલવા જેવું કશું રહેતુંજ નથી. હવે અહીં બીજાની સત્તાજ ન ચાલે એવી સ્થિતિ થઈ ગઈ છે. તુકારામ કહે છે કે, હવે હું ફરીથી આવવાનો નથી. આજથી લોકોએ મને ગુમાવી દીધોજ જાણવો.

× તુકારામ સ્વર્ગે સિધાવ્યા તે પ્રસંગને લગતો આ અભંગ છે.

૩૬૧૬–હવે હું જાઉં છું. સૌને મારા વતી વિનંતી કરી કરીને કહેજો કે, તમે મારા પ્રતિ ઘણીજ કૃપા દર્શાવી હતી. હવે વૈકુંઠાધિપતિ શ્રીહરિ મને તેડવા આવ્યા છે અને તેઓ ઘણી વાર થયાં ઊભા રહ્યા છે. તુકારામ કહે છે કે, વિઠોબા મારી છેલ્લી ઘડીએ મારા ઉપર પ્રસન્ન થયા.× (આટલું કહીને તુકારામ પોતાના દેહસહિત અદૃશ્ય થઈ ગયા.)

૩૬૧૭–વિઠોબાએ મને એવી સ્થિતિમાં લઈ જઈને બેસાડી દીધો કે, જ્યાં મારે ફરીથી દુઃખ જોવુંજ ન પડે. પોતાની કૃપા-રૂપી અધિષ્ઠાનના સિંહાસન ઉપર તેમણે મને બેસાડી દીધો. ક્ષીર-સાગરના શયનમાં કોઈ પણ જાતના ઉપદ્રવનો સંભવજ ન હોય. તુકારામ કહે છે કે, તેમણે મને પોતાના ચરણની પાસે રાખીને મારૂં સર્વત્ર રક્ષણ કર્યું છે.

૩૬૧૮–દુઃખને લીધે મારૂં હૃદય ફાટીને ટુકડા થઈ ગયું છે અને મનોવેદનાને લઈને મારૂં ગળું રૂંધાઈ ગયું છે. હે સખા! હે સન્મિત્ર! તેં મને જંગલમાં એકલો પડતો મૂક્યો! તેં આવું શા માટે કર્યું? તારાં બાળકો હૈયાફાટ રડે છે, તારા કાલાવાલા કરે છે. તેમના શોકથી પૃથ્વી ફાટી નહિ જતી હોય? મને પણ તારી સાથે તેડી જવા જેટલું સામર્થ્ય શું તારામાં ન હતું? હે તુકા! હે મારા મિત્ર! તને એટલી તો ખબર છે ને કે, તારા સિવાય મારે આ દુનિયામાં બીજું કોઈજ 'પ્રિય સખા' કહેવા જેવું નથી? કાન્હોબા કહે છે કે, હે મિત્રશ્રેષ્ઠ! તારા વિયોગથી હું મરવા જેવો થઈ ગયો છું, માટે તું મને દર્શન દે.*

× તુકારામ સૌની વિદાય લે છે.

* કાન્હોબા નામના કોઈ ભક્ત જે પોતાને 'તુકયા બંધુ' અર્થાત્ તુકારામના મિત્ર કહેવડાવે છે, તે દેવને મહેણાં મારે છે એ ૩૬૧૮ થી ૩૬૫૪ સુધીના અભંગોનો વિષય છે.

૩૬૧૯-તારી સાથે મૈત્રી હોવાથી હું તારી સાથેનો સાથે રહ્યો તો ખરો, પણ હું ભાગ્યહીન હોવાથી તારી યોગ્યતાની કદર કરી શક્યો નહિ. મેં તારા પ્રતિ જેવું વર્તન કર્યું તેવું મને ફળ મળ્યું. નસીબનો ફૂટેલો પારસમણિની શી કિંમત કરવાનો હતો? મેં ચાંડાળે તને સંસારમાં ત્રાસ આપ્યો અને છેલ્લી ઘડી સુધી હું તને ઉપદેશ આપવાની હિંમત ચલાવતો હતો. કાન્હોબા કહે છે કે, યોગ્ય શું અને અયોગ્ય શું તેનો વિચાર કરીને હું વર્ત્યો નહિ. હવે હું તને બીજું શું કહું?

૩૬૨૦-ભલે જેમ થયું તેમ. હવે તેનો પશ્ચાત્તાપ કરવાથી શો લાભ થવાનો છે? હવે અહીં મારે સારૂ કોના મનમાં બળાપો થવાનો છે? જે રસ્તે થઇને મારો ભાઇ ગયો, તે રસ્તાનો આશ્રય લઇને થોડા વખત સુધી રહેવાનો હું પ્રયત્ન કરી જોઇશ. જો રડવા બેસું છું તો લોકો મને બિચારો કહે છે, પણ આખરની ઘડીએ કોઇ મદદ કરવા આવતું નથી. તુકારામનો બંધુ કહે છે કે, જંગલમાં એકલવાયા થઈ પડ્યા પછી મારા મનમાં જે વિચાર આવ્યા તે મેં અત્રે દર્શાવ્યા.

૩૬૨૧-ગમે તેટલું તરફડીએ પણ તેથી ઊલટો તરફડાટજ વધે છે. શોક કરવાથી શોકનીજ વૃદ્ધિ થાય છે. ત્યારે શું મારે ધીરજ રાખવી? હા, હા, એજ કર્તવ્ય છે. આવો વિચાર આવવાથી મને સમજાઈ ગયું કે, નકામી ચિંતા કરવી એનો કશો અર્થ નથી. શૌર્ય અને ધૈર્યને છોડી દેવાથી જે ઘટના થવાનીજ છે તે તો થયા વિના રહેવાનીજ નથી. વધારામાં આપણા પોતાના સત્ત્વની હાનિ થાય છે. તુકારામના બંધુ કહે છે કે, મનનો પ્રત્યાહાર કર્યા વિના પરમાર્થરૂપી થાપણની પ્રાપ્તિ થતી નથી.

૩૬૨૨-ગોમતી તીર્થને કિનારે જે ઊભો રહ્યો છે, તે બધાંને

નચવનારો સૂત્રધાર છે એમ સૌએ સમજી લેવું. એના સિવાય બીજો કોઇ ચોર છેજ નહિ. વૈષ્ણવો તો તે જેમ દોરી ખેંચે તેમ નાચ કરનારાં પૂતળાં છે, તે મુદ્દાની વાત હું સમજી ગયો છું. તુકારામનો બંધુ કહે છે કે, તેણેજ અમને બધાંને ફસાવી માર્યાં છે, એ વાત મારા અનુભવમાં આવી ગઈ છે.

૩૬૨૩–હવે મારે ચિંતા કરવી નથી અને કોઇની સંમતિ પણ લેવી નથી. મારો ભાઇ શાથી ચાલ્યો ગયો, તેનું કારણ મને સમજાઈ ગયું છે. સૌને હલાવનાર ચલાવનાર જે દેવ છે તેજ આપણા ઘરનો ખરેખરો ભેદુ છે. હું હવે તેનાજ પગને વળગીને બેસી રહીશ. તે આવું કૃત્ય કરે છે તે મેં તેને મોઢેથીજ જાણ્યું. હવે મારે આગળ-પાછળનું બાકી રાખવાની જરૂર રહી નથી. તુકારામનો બંધુ કહે છે કે, જે ઘડીએ તે વિઠ્ઠલ મને મારા ભાવનું દાન દેશે તે ઘડીએજ હું તેના પગને છોડીશ, તે પહેલાં નહિ.

૩૬૨૪–અરે નારાયણ! તું ગુણાતીત અને નિષ્ઠુર છે, તું અમારૂં ઘર ડુબાવનારો અમને ઠીક મળી ગયો છે! એક ઘરની અંદર રહેનારાંઓ પણ કોઈ કોઈની સાથે સંબંધ ન રાખે, એવાં તેં અમને તારા જેવાં બનાવી દીધાં છે. કાન્હોબા કહે છે કે, હે દેવ! તું નિષ્કામ દેખાય છે તેથીજ તું તારા મનનું ધાર્યું કરે છે.

૩૬૨૫–અરે ધિક્કાર છે તને! તું ખરેખરો પાજી છે. એવી તારી બધેજ પ્રસિદ્ધિ થઇ ગઇ છે. અરે ઓ ગાંડિયા દેવ! તું મને ઓળખે છે? હું કોણ છું તે તું જાણે છે? તું મને મારા સ્વરૂપની અને મારા ભાવની થાપણ પાછી આપી દઇશ તો ઠીક છે અને જો નહિ આપે તો સર્વનાશ થઈ ગયો જાણજે. હે પાંડુરંગ! હવે અત્યારે એવો પ્રસંગ આવીને ઊભો રહ્યો છે કે, કાં તો હું મરૂં છું કે કાં તો તને મારૂં છું. આ વાત તું બરાબર ધ્યાનમાં રાખીને

વાત કરજે. તુકારામનો બંધુ કહે છે કે, હવે મારી અને તારી વચ્ચે કશી મર્યાદા જાળવવાની નથી અને હું તારી બે આંખની શરમ રાખવાનો પણ નથી.

૩૬૨૬–ભોગ, મોક્ષ અને બ્રહ્મજ્ઞાન, એ તારી પૂંજીના ઉપર આગ પડો. તું મને તો મારો ભાવ જલદી જલદી આણી આપ. તું તારા ઐશ્વર્યને, તારી અષ્ટ મહાસિદ્ધિઓને અને તારા મોક્ષને એક પોટલીમાં બાંધીને રાખી મૂક અને મને તો મારો ભાવજ હમણાં ને હમણાં આપી દે. તારી મરજીમાં આવે તો મને તારા વૈકુંઠમાં પણ ન તેડી જતો; પરંતુ મને મારો ભાવ આપી દે. તારે મારા ઉપર પ્રસન્ન થવું હોય તો થજે અને ન થવું હોય તો ન થતો, પણ મને મારો ભાવ આપી દે. તુકારામનો બંધુ કહે છે કે, હે પાંડુરંગ! તું જો આ બાબતનો ઘટતો વિચાર નહિ કરે તો તને મારી હત્યા કર્યાનું પાપ લાગશે.

૩૬૨૭–મને તો ખાસ કરીને મારા સંતોરૂપી માતાનો આધાર છે, પણ ઓ પાંડુરંગ! તારો તો ભાવજ કોણ પૂછે છે? જ્યાંસુધી મને મારી સંતમાતાનો આધાર અને મદદ છે, ત્યાંસુધી તારે મારી સાથે દાંડાઈ કરવી નહિ. સંતમહાત્માઓને મેં મારી મદદે બોલાવ્યા છે તેથી હવે હું તારાથી ડરી જાઉં એ વાત કદી બનવાની નથી. તુકારામનો બંધુ કહે છે કે, હે અનંત! સંપથી સંપ વધે છે અને દુઃખથી દુઃખમાં વધારો થાય છે.

૩૬૨૮–હે હરિ! સૌમ્ય ઉપચારની તોલે બીજો ઉપાય આવી શકેજ નહિ, માટે કચકચાટનું કાળું મોઢું એવું તું કાંઈક કર. તારી આગળ બેઉ હાથ જોડીને અને તારા ચરણ ઉપર માથું મૂકીને હું તારી પાસે આટલું એકજ વાનું માગું છું. મારો અને તારો એકજ જગ્યાએ વાસો છે, તો પછી આપણે ત્યાં દ્વૈતભાવ અથવા દ્વેષ

રાખીએ તે શું સારૂં કહેવાય? તુકારામનો બંધુ કહે છે કે હે અનંત! મેં તમારી ઘણી ઘણી રીતે વિનંતીઓ કરી છે તે હવે તો તમારે સાંભળવી પડશે.

**૩૬૨૯**–તું લોભને વશ થઈને મારો ભાવ દબાવી બેઠો છે ને? પણ ઓ દેવ! હું તને તે પચવા દેનાર નથી એટલું તું તારા મનમાં ગોખી રાખજે. હું આ બાબતનો મારા મનમાં દૃઢ નિશ્ચય કરીને મજબૂત કાછડો વાળીને બેઠો છું. હઠ કરવાનું મારામાં પૂરતું જોર છે અને તેના વડે હું તારા હૃદયાકાશને ફોડી નાખીશ. તુકારામનો બંધુ કહે છે કે, મારા કરુણ રસ વડે તારા હૃદયને હું ભુલાવામાં નાખીશ અને તેમાંથી હું મારી વસ્તુ કાઢી લઈશ.

**૩૬૩૦**–હે નારાયણ! મને તારી બધી છૂપી ભેદભરેલી વાતો સમજાઈ ગઈ છે, તે છતાં તું હજી પણ ડાહ્યો થતો નથી. તને હું હાંકો મારૂં છું તેથી તને ઘણી અકળામણ થતી હશે, પણ તે છતાં તું આંખો ઉઘાડતો નથી. હે દેવ! તું બધું જાણે તો છે, છતાં તું કાંઈજ ન જાણતો હોય એવો દેખાવ કરવાની તારામાં એક મોટી ખોડ છે. તુકારામનો બંધુ કહે છે કે, તારામાં એકંદર રીતે તારાં કૃત્યોની પ્રચિતિ છે. હું કેટલાક વખતથી તારો આ એકજ ગુણ જોતો આવ્યો છું.

**૩૬૩૧**–હે પાંડુરંગ! તારાં બધાં છોકરાં એક સમાન નથી એ મને ઘણું નવાઈ જેવું લાગે છે. હું બધાંની માતા છું એવું કહેતાં તને કશી લાજશરમ આવતી નથી, કારણકે તેમાંનાં કેટલાંકને તું તારી પાસે રાખે છે અને કેટલાંકને વેગળાં કાઢી મૂકે છે. તું કેટલાંકને પોતાના સોડમાં લઈને તેમને સુખ આપે છે ત્યારે બીજાં કેટલાંક એવાં છે કે, જેમને પોતાના ઘરને બારણે કોરા ઉપવાસ કરીને પડી રહેવું પડે છે. કોઈ કોઈને તું પરાણે પરાણે દૂધ પાય છે

ત્યારે બીજાં કેટલાંકને અન્નને સારૂ વટવટવું પડે છે. કેટલાંક તને એટલાં બધાં વહાલાં લાગે છે કે,તું તેમને તારી પાસેથી જરા પણ અળગાં થવા દેતો નથી; ત્યારે એવાં પણ કેટલાંક છે કે જે તારી પાસે આવે તો તેમને જોઇને તું મોઢું ચઢાવે છે. તુકારામનો બંધુ કહે છે કે, હે નારાયણ ! ત્યારે જેઓ તને અળખામણા લાગે છે તેમને તેં જન્મ શા માટે આપ્યો તે કહે.

**૩૬૩૨**–હે વિઠ્ઠલ ! તું નનાગો છે અને તારૂં એજ નામ તને શોભે એવું છે. તેં દરવાજાની અંદર તારા પગ તો ઘણી સરસ રીતે ખોસી રાખ્યા છે. તેં જે પાપ અને પુણ્ય કર્યાં છે તેમને વિષે તેં કોઈ વાર વિચાર કરી જોયો છે કે નહિ ? તારા પોતાના ભાવની અંદર તું પોતેજ ડૂબી ગયો છે ! અરે ઓ સજ્જન ! નાના પ્રકારની મુદ્રાઓ ધારણ કરવી, દ્વાદશ તિલકનાં ચિતરામણ ચીતરવાં, રસયુક્ત મૃદુ સંભાષણ કરવાં અને તેની સાથે સાથે લોકોને ફસાવવાના કાવાદાવારૂપી જાળ હાથમાં લઇને ફરવું, એ કઈ જાતની નીતિ ? તુકારામનો બંધુ કહે છે કે, ઓ દેવ ! તું જાણી જોઈને લુચ્ચાઇ કરે છે. મેં મારા આખા સંસારને ખાખાવીખી કરી નાખ્યો છે, તેનો તું જરાક ઊંડો ઊતરીને વિચાર કરી જો.

**૩૬૩૩**–હે હૃષીકેશ ! તારી ભાળ મને મળી ગઈ છે. હવે હું એક ક્ષણવાર જેટલો પણ વિલંબ સહન કરનાર નથી. તું કદાચ કહે તોપણ હું તારી વાત માનનાર નથી. તારા માથાનાં બધાં કામ કરવાની જવાબદારી તારા ઉપર છે. તેં એમ જાણ્યું કે, હું ગરીબ અશક્ત માણસ શું કરી શકવાનો છું, એમ ધારીને તું મારૂં સર્વસ્વ હરણ કરી લઇ ગયો અને અરે ઓ ચોર ! તેં મારૂં મનુષ્યત્વ પણ છીનવી લીધું. હું ‘ દેવ ! દેવ ! ’ કરીને તારૂં ભજન કરૂં, તાળીઓ બજાવીને તારા નામનું કીર્તન કરૂં અને મારી એવી

સ્થિતિનો લાભ લઈને અહ્યા આ ચોર ! તું મારા દેહની અંદર ક્યાંથી ફૂટી નીકળ્યો ? તુકારામનો બંધુ કહે છે કે, તેં મને નાગો કરી મૂક્યો છે તે તું યાદ રાખજે. હે દેવ! તારી પાસે તારૂં પૂરૂં કરવા જેટલું સાધન હતું નહિ તેથી તેં આવું કર્યું ?

૩૬૩૪-હે દેવ ! તું બધાને કહેતો ફરે છે કે, હું ઘણો ઉદાર, કૃપાળુ, સહાનુભૂતિપૂર્ણ અને માયાળુ સ્વભાવનો છું, પણ મને તો તું ગળાકાપુના જેવોજ દેખાય છે. મેં મારા એકજ જન્મની અંદર એવું શું કર્યું કે, તું મારા ઉપર આટલી બધી હકુમત ચલાવનાર મારો સત્તાધારી માલિક બની બેઠો છે તેનો તું મને જવાબ આપ. તારી ભલાઈની કીર્તિ તો તેં સારી રીતે સ્પષ્ટ કરી દીધી. મારા ભાઈને તેં તારા પ્રેમમાં ગાંડોતૂર બનાવી દીધો અને છેવટે તેં અમે ભાઈ ભાઇની વચ્ચે વિયોગ કરાવ્યો. તુકારામનો બંધુ કહે છે કે, હવે તને મારે ભલો કેવી રીતે કહેવો ? તેં જે ઘડીએ મારો જીવ લૂંટી લીધો, તે ઘડીએ તારા આવા કૃત્યની મારા ઉપર શી અસર થશે તેનો તેં જરા પણ વિચાર કર્યો હતો ખરો કે ?

૩૬૩૫-આ ઉપરથી તારા બધા ગુણ મારા સમજવામાં આવી ગયા છે. તું તારા વર્તનમાં જે ભલાઈનાં લક્ષણ અમને બતાવે છે, તે તારી ભલાઈ નથી પણ લોકોનાં ઘરબાર લૂંટવાનાં લક્ષણ મને તો દેખાય છે. તું 'દીનબંધુ,' 'કૃપાસિંધુ' એવે એવે નામે તારી જાતને ઓળખાવતો ફરે છે, પણ તું મોટો ઠગ છે એ હવે હું સમજી ગયો છું. તારા હૃદયમાં લેશ માત્ર દયા નથી; પણ તું કઠણ હૃદયનો અને કપટી છે. મુજ આંધળાની લાકડી તેં ઝૂંટવી લીધી ને ? તુકારામનો બંધુ કહે છે કે, હે અનંત ! તને તો હું મારા એકજ ઘૂંટડામાં મારી અંદર સમાવી લઉં એવડો પણ તું નથી. તું મેં હમણાં કહ્યો તેવો છે તેથી તો મેં તને એક

ઘૂંટડાની સાથે મારી અંદર લઈ લીધો છે.

૩૬૩૬-હે હૃષીકેશ ! તને હવે મારે શું કહેવું ? મને અત્યારે ભારે પશ્ચાત્તાપ થવા લાગ્યો છે. મારાં પાપનો નાશ કરવાને માટે તું હવે એક ક્ષણવારની ઢીલ કરીશ મા. તેં મારૂં ઘર ડુબાવી માર્યું, મારો સંસાર ધૂળધાણી કરી નાખ્યો, મારાં છૈયાંછોકરાંને બારણે બારણે રવડતાં કરી મૂકયાં અને સૌને દુઃખી દુઃખી કરી દીધાં. હે કેશવ ! મારા ભાવના બદલામાં કાં તો હું તારો જીવ લઇશ અથવા મારો જીવ તને આપી દઇશ. આ બેમાંથી એકજ કામ કરવાનું હવે મારે સારૂ બાકી રહી ગયું છે. તુકારામનો બંધુ કહે છે કે, આવું કામ કરવાને માટે લોકો મને ભલો કહે કે ભૂંડો કહે, પણ હું તારો કેડો છોડવાનો નથી.

૩૬૩૭-મારાં માબાપ મરતી વખતે મને ભાવને આશરે સોંપી દીધો હતો. હે હરિ ! તેટલું પણ તારાથી સહન થયું નહિ. હે દેવ ! મેં તારી ભક્તિ કરી તેના બદલામાં તેં અમારા ઉપર શો ઉપકાર કર્યો ? મારૂં ખાસ્સું મજેનું ઘર તેની તેં ધૂળધાણી કરી મૂકી. તેં અમારા ઉપર પ્રસન્ન થઇને આખરે કામ તો આવુંજ કર્યું ને ? અમારા બેઉનાં કુટુંબોનો એકજ જીવના ઉપર આધાર હતો અને તેનેજ તેં આ પ્રમાણે ફસાવી માર્યો ! તુકારામનો બંધુ કહે છે કે, હે દેવ ! તું ઘણોજ રૂડો છે. હવે તને હું કહું પણ શું ? મારો ભાઈ એવો ગાંડિયો નીકળ્યો કે તેણે તારી સાથે સંબંધ જોડી દીધો !

૩૬૩૮-હે શ્રીપતિ ! તેં મારી અગાઉના મારા પૂર્વજોની પણ એવીજ ગતિ કરી હતી એવું મેં સાંભળ્યું હતું. તેં તેમને પોતાની સેવામાં કામે લગાડી દીધા અને પછી તેમની પૂરેપૂરી શાંતિ કરી દીધી. હે હૃષીકેશ ! તું શા સારૂ મારી કેડે પડયો છે તે કહે. તેં

આટઆટલું કર્યું તોપણ તું હજી ઠરીને બેસતો નથી. હજી તારે મારો ક્યાં સુધી અંત લેવો છે? હે કેશવ! તારે મને જન્મજન્માંતરમાં પણ દર્શન દેવું પડશે એ મારો દાવો છે. તું શા માટે આ બધા ઢોંગ અને પ્રપંચ કરતો ફરે છે? તુકારામનો બંધુ કહે છે કે, હે નારાયણ! તું કેટલો બધો મદાન્ધ થઈ ગયો છે? કશુંજ નહિ ખાનારો એવો તું બીજા ખાનારાઓને જોઈ શકતો નથી.

૩૬૩૯–આ દુનિયાની અંદર પેટભરા લોકોને કશી ફિકરચિંતા હોતાં નથી. તેં તારૂં દેવપણું બતાવીને લોકોની આગળ એક ભૂત ઊભું કરી રાખ્યું છે. તેં શું આવો નિશ્ચય કર્યો છે? તેં મારા આખા વંશનું નિકંદન કાઢી નાખ્યું અને તે ઉપરાંત આજના પ્રસંગે તેં આડો આંક વાળી નાખ્યો અને તે છતાં પણ તું હજી ધરાતો નથી? તારા સપાટામાંથી છેવટે હું એકલોજ બચી જવા પામ્યો છું અને તે પણ તારી આંખે દેખી ખમાતું નથી. તેં ઉઘાડી રીતે અમારા બેઉના ભાવની અંદર જુદાઈ કરી દીધી. તુકારામનો બંધુ કહે છે કે, મીઠા ઝાડનાં કાંઇ મૂળિયાં કાઢીને ખવાતાં હશે શું?

૩૬૪૦–હે શ્રીપતિ! તું યોગ્ય અને અયોગ્ય કામનો વિવેક કરી જાણે છે અને ધર્મનીતિ પણ તું જાણે છે; પણ તે છતાં તું આંખો મીંચીને રાત પાડી દેવા જેવું કામ કરે છે. હે જગદીશ! હવે મારા આ આરોપનો તને જવાબ દેતાં આવડતો હોય તો દે જોઇએ. ભક્તોની સેવા ચાખવાના શોખને લીધે તેં બળાત્કારે અજ્ઞાનપણું ધારણ કર્યું છે, પણ જે ભક્તનો જેવો ભાવ તેવું તેને ફળ મળે છે. તુકારામનો બંધુ કહે છે કે, હવે મારે કશુંજ કહેવું નથી. તું પોતેજ તારી જાતને ગ્રહણ કરે છે.

૩૬૪૧–હે અનંત! અમ બાળકોના ઉપર કોઈ પ્રકારની વિપત્તિ આવી પડે તેમાં તારા હાથમાં શું આવવાનું છે તેનો

તુંજ વિચાર કરી લેજે. મારે કહીને શું કામ છે? અનાયાસે જે કહેવાઈ જાય તેજ ઉત્તમ. બોલવાચાલવાની કડાકૂટ ટળી ગઈ અને તેથી કરીને તેટલા પૂરતી પીડા પણ ઓછી થઈ ગઈ. હે કેશવરાજ! તું ભારે નટખટ જણાય છે. તારે માટે હવે બોલવાનો અવકાશજ રહ્યો નથી. તુકારામનો બંધુ કહે છે કે, તેં મને ખરેખરો દગો દીધો છે, માટે તું હવે ઉતાવળો થા અને મારી સાથે ચાલવા માંડ. સારે નસીબે તું મારા હાથમાં આવી ગયો છે.

**૩૬૪૨**–હે દેવ! અમારા પૂર્વજોનું તારી પાસે ભક્તિનું બાકી લેણું નીકળે છે, તે તું હજી ચૂકવી આપતો નથી. તું ખરેખરો લબાડ છે, પણ હું એ લેણું તને પચવા દેનાર નથી તે તું યાદ રાખજે. હું તને જ્યારે સંતોની આગળ લઈ જઈને ઊભો કરી દઈશ ત્યારે તને ખબર પડશે. હું તારી પાસે મારૂં ચઢચું લેણું માગવા આવું, તેમાં તને આટલી બીક કેમ લાગે છે? હે અનંત! આજ સુધી હું મૂર્ખ હતો તેથી તું ફાવી ગયો, પણ હવે મારે જે કાંઈ તારી પાસેથી લેવું છે તેમાં હું જરા પણ છૂટછાટ મૂકવાનો નથી. તુકારામનો બંધુ કહે છે કે, આ જીવનની અંદર મેં મારો જીવ અર્પિત કરી દીધો છે, તેથી કરીને તારા પગ અને મારૂં માથું એ બેઉને એકબીજાની સાથે જકડી રાખીશ.

**૩૬૪૩**–તું કેવો કપટી છે તેની જો મને પહેલેથી ખબર પડી હોત તો હું તને જંપવા દેતજ નહિ. તે ઘડીએ ને તે ઘડીએજ બધી વાતનો ચોખ્ખો નિકાલ કરી નાખત. આટલું બધું મોડું થવા દેતજ નહિ. તારે ઘેર ખરેખરી કડી ઉઘરાણી કરી હોત તો પછી પંચની આગળ ફરિયાદ કરવાની અને ન્યાય માગવાની ખટપટ કરવાની રહેતજ નહિ. મારૂં લેણું ઉઘાડું દીવા જેવું છે, છતાં કેટલી બધી માથાકૂટ કરવી પડે છે? તેર દહાડા સુધી તારે બારણે

બેસીને લાંઘણ કરી હોત તો હું મારો બધો ભાવ તારી પાસેથી કઢાવી લેત. તુકારામનો બંધુ કહે છે કે, હે હરિ! હજી પણ ઘણું મોડું થઇ ગયું નથી. જો તારે લોકનિંદામાંથી બચીજ જવું હોય તો હજી વખત છે, નહિ તો પછી લોકોમાં તારી જરા પણ આબરૂ રહેવાની નથી.

**૩૬૪૪**–હે દેવ! હવે હું એક ઘડીવાર પણ જંપીને બેસવાનો નથી. તારી બધીજ રીતભાત હું સમજી ગયો છું. હવે તો જ્યાં-સુધી મારી વાતનો નિકાલ ન કરી દે ત્યાંસુધી હું તને જરા પણ હાલવાચાલવા દેનાર નથી. અરે ઓ દેવ! તારે કોની સાથે કામ લેવાનું છે તે તું જાણે છે? ડોળા ફાડીને જોયા શું કરે છે? હું તને પંચની આગળ ઘસડી જઇશ અને જો તેમ થવા દેવું ન હોય તો તું મને મારો ભાવ પાછો આપી દે. જ્યાંસુધી હું તારો દમ નહિ કાઢી નાખું ત્યાંસુધી તું મને કશુંય આપવાનો નથી, તે હું જાણું છું; તેટલા માટે મારે શું કરવું તેનો વિચાર મેં મારા મનમાં કરીજ રાખ્યો છે. તુકારામનો બંધુ કહે છે કે, આજ સુધીમાં તેં મારા જેવા કેટલા બધા લોકોના હકમાં નુકસાન કર્યું, તેનો કશો પારજ નથી, છતાં હજી તું તારી કુટેવ છોડતો નથી.

**૩૬૪૫**–જેનું ખાવું તેનુંજ બગાડવું એ તારી નીતિ હું જાણી ગયો છું, પણ મારી આગળ તારૂં કાંઇજ ચાલવાનું નથી. હું તને જરા પણ છોડવાનો નથી; કારણકે જે કાંઇ હું કમાયો હતો તે મહા કષ્ટ વેઠીને કમાયો હતો, તેનો તારે વિચાર કરવો જોઇએ. હવે તું આડાઇ કરીશ તે કાંઇજ કામમાં નહિ આવે; કારણકે બીજું બધું એક બાજુએ મૂકી દઇને હું છેકજ મરણિયો થઇ ગયો છું. આ મારો દૃઢ નિશ્ચય છે અને જો તારાથી તે સમજી શકાતો હોય તો સમજી લે. તુકારામનો બંધુ કહે છે કે, હે દેવ! હવે તું ઊંઘી

જતો નહિ. તારે તો કણબીની સાથે કામ પડ્યું છે, તેથી જો તારાથી તારી મોટાઈ સાચવી લેવાતી હોય તો સાચવજે.

૩૬૪૬-હે પુરુષોત્તમ! વધારે પડતું અને વ્યર્થ બોલબોલ કરવાથી શો લાભ છે? તારે અમને જે કાંઇ કહેવું હોય તે તું એક-જ શબ્દમાં કહી નાખ. ઓ મારા ભાઇ! તારે આપવું છે કે ઢેડ-ફજેતો કરાવવો છે તે તું કહી નાખ. કોઇ પણ માણસ તારી બધો વખત શરમ નહિ રાખે. આજ સુધીમાં તો જે થઈ ગયું તે થઇ ગયું. પાછલી વાત હું મારા મનમાં લાવવા માગતો નથી, પણ તારે હવે આગળ ઉપર શું કરવાનો વિચાર છે તે કહી નાખ. તુકારામનો બંધુ કહે છે કે, બધા દહાડા સરખા નથી જતા એ તો સૌ જાણે છે, માટે તું જેટલો કચકચાટ કરાવીશ તેટલો તારે માથે ભાર રહેશે.

૩૬૪૭-હવે તો હું કદી ભૂલ કરવાનો છુંજ નહિ. ખાલી બોલ-બોલ કરીને શા માટે વ્યર્થ ડાચાકૂટ કરે છે? મારાં સગાંસંબંધી અને ઇષ્ટમિત્રો એ સૌનો સંબંધ મેં તોડી નાખ્યો છે. હવે પાછાં પગલાં કરવામાં શોભા નથી. તું તો જાણે દેવાળું કાઢીનેજ બેઠો છે. તું દેખાય છેતો ઘણો મજાનો, બોલે છે પણ મીઠું અને તારા કોમળ સ્વભાવમાં પણ નિષ્ઠુરતા અને નિર્મમતા છે. તારાં કામ પણ તેવાંજ છે. અત્યારે તો મારી આંખે આવુંજ દેખાય છે. તુકા-રામનો બંધુ કહે છે કે, હે દેવ! તું છતી આંખે આંધળો છે અને છતે કાને બહેરો છે. હવે મારે તારી સાથે કઈ રીતે કામ લેવું?

૩૬૪૮-આખા ત્રૈલોક્યમાં બધે એક એવી વાત ફેલાઇ ગઈ છે કે, તને બધા લોકો ધોળો સ્ફટિકનો પથ્થર કહે છે. તેં તમામ લૌકિ-ક આચારવ્યવહારના ઉપર પાણી ફેરવી દીધું અને જેઓ સુખી હતા તેમને તેં ભીખ માગતા કરી દીધા. તું ઠોઠ લોકોનો શિરો-મણિ છે. તારા જેવો લબાડ તો આખા ત્રિભુવનમાં બીજો એક

પણ નથી. એટલા માટે ડાહ્યા લોકો તો તારા બારણા આગળ ઊભા રહેતાજ નથી. તું નિર્ગુણ હોવાથી નામ રહિત અને નિર્લજ્જ છે. ઓ દેવ! તું લબાડ, નફ્ફટ અને ભૂંડો છે. તારા જેવો દુઃખ દેનારો બીજો કોઇ છે એવું મેં સાંભળ્યું પણ નથી. તુકારામનો બંધુ કહે છે કે, તું સર્વગુણસંપન્ન હોઇ પરિપૂર્ણ છે, એવું મને સમજાઇ ગયું છે તેથી જીવ જાય તોપણ તારા ચરણ હું છોડવાનો નથી.

**૩૬૪૯**—તારાં કૃત્યોને ગુપ્ત રાખવાથી મારૂં કાર્ય સિદ્ધ થનાર નથી એવું એક સહજ પ્રસંગ ઉપરથી મને સમજાઇ ગયું. એટલા માટે જ્યાંસુધી હું લાજશરમ મૂકીને તારી સાથે વાત નહિ કરૂં ત્યાંસુધી કાંઇ રૂડું પરિણામ આવે એવું મને દેખાતું નથી. હે દેવ! તું હજી પણ ડાહ્યો થતો નથી અને મેં તને જે કહેલું તે લક્ષમાં લેતો નથી. ત્યારે હવે મારેજ મારૂં પોતાનું કામ કરી લેવું જોઈશે. તારી ઘણીય રાહ જોઈ, પણ તેં તો મારી ઇચ્છા પૂર્ણ ન કરી તે નજ કરી. ત્યારે હવે હું તારી સાથે લડવા માટે કસીને કાછડો વાળીશ અને સંગીન પુરાવા સાથે પંચોની આગળ ફરિયાદ કરીને મારી અને તારી વચ્ચેના કજિયાની પંચાયત કરાવીશ. તુકારામનો બંધુ કહે છે કે, હવે તો પ્રયત્ન કરવાનોજ વખત આવી લાગ્યો છે, માટે હવે તેના સંબંધમાં ઉદાસીન રહેવું યોગ્ય નથી. તેમ નહિ કરૂં તો મારો અને તારો મેળાપ થાય નહિ.

**૩૬૫૦**—કરજનો બોજો તો ધીરે ધીરે વધતો જાય છે અને છતાં તું તેનો નિકાલ કરી દેતો નથી. આ વાત મેં તને પહેલાં પણ સારી રીતે સમજાવી દીધી હતી. તેથી કરીને મારે તને જે કાંઈ કહેવા જેવું હતું તે બધું કહીકારવીને હું તો મારી ફરજ બજાવી ચૂક્યો છું. હવે મારા ભાઇ! હવે તને જેમ ઠીક લાગે તેમ તું કરજે. આજકાલ કરતાં કરતાં અઠ્ઠાવીસ યુગ વહી ગયા. આટલી બધી

લાંબી મુદતમાં મુદ્દલ રકમ અને ચઢયું વ્યાજ ચૂકવી આપતાં તો તારો જીવ જાય છે. તુકારામનો બંધુ કહે છે કે, હે પાંડુરંગ ! તું તારા બધા એશઆરામને એક બાજુ મૂકી દઇને તારા બિરદનું રક્ષણ કર. મારી અને તારી વચ્ચે શી શી બીના બની છે તે લોકોમાં જાણીતી થઈ જાય ત્યાંસુધીમાં તારે વિચાર કરવો હોય તો કરી લે.

**૩૬૫૧**–દસ્તાવેજી પુરાવા આપવાને સારૂ તારા હાથનું લખી આપેલું લખાણ મેં શોધી કાઢવાની મહેનત કરી નથી; તોપણ તારા પુણ્યપ્રતાપે મારી પાસે પુરાવાની ખોટ નથી. તારા નામના આધારે હું સુખેથી ખાઈપીને જીવું છું. તું તારૂં વચન નહિ પાળે અને મોઢેથી બોલીને ફરી જઈશ તેથી મેં તને આટલી હકીકત સમજાવી દીધી. હવે તારે આટલા ઉપરથી મને આપવું હોય તો આપ અને ન આપવું હોય તો ન આપતો. તારી મરજીમાં આવે તેમ કર. તને હું મારો દેણદાર કહી શકીશ; એટલુંજ મારે સારૂ બસ છે. તુકારામનો બંધુ કહે છે કે, હે પાંડુરંગ! આ બધું જે મેં કહ્યું તે તો ફક્ત તને જગાડવાને સારૂજ કહ્યું, મારે તો તારી પાસે કાંઈજ માગવાની ઇચ્છા નથી.

**૩૬૫૨**–મારા ભાવે જે લાભ કરી દીધો છે, તે કોટિકોટિ કલ્પો વીતી જાય તોપણ નાશ પામે એવો નથી. હું તો વૈકુંઠના ઉપર ઘેરો ઘાલીને પરમાત્માને મારી પાસે ખેંચી લાવ્યો છું. હવે મારે કાંઈ જવાઆવવાનું અથવા કોઈ પણ કર્મ કરવાનું રહ્યુંજ નથી. મારે તો જન્મોજન્મ બેઠાં બેઠાં ખાવું અને મજા કરવી, એજ મારૂં કામ. જેનું માપ કાઢી શકાય નહિ, એવા અપાર આનંદ વડે આખું આકાશ ભરાઈ ગયું છે. તે આનંદ આખા ત્રિભુવનને ભરી દે તોપણ વધી પડે એટલો બધો છે. તુકારામનો બંધુ કહે છે કે, સંપૂર્ણ સુખનો સદોદિત અને પરિપૂર્ણ પર્વત

મારી સામે આવી પડ્યો છે. આવું અખૂટ પરમાર્થ-ધન મારા હાથમાં આવી ગયું છે.

**૩૬૫૩**–હવે દેશપરદેશ જવું અથવા અમુક કામ કરવું અને અમુક કામ ન કરવું એ બધી ખટપટ મારે માટે રહીજ નહિ. કારણકે સર્વ પ્રકારની રિદ્ધિઓનું જે આશ્રયસ્થાન તેજ મારા ઘરમાં ચાલ્યું આવ્યું છે. તે એવી રીતે બન્યું કે, જે અનંત ગુણરૂપી રત્નોનો ભંડાર છે તેજ મારા હાથમાં આવી ગયો; એટલે તો મારા જન્મજન્માંતરનાં દુઃખદારિદ્રયનો નાશ થઈ ગયો. સમુદ્રમાં તરતાં તરતાં એકાદ મોજાનો ધક્કો લાગી જાય અને કિનારે આવી પડાય, તેવી રીતે મારાં પૂર્વનાં શુભ કર્મોનો ઉદય થયો અને આ અખૂટ રત્નનિધિ મારે હાથ આવી ગયો. તુકારામનો બંધુ કહે છે કે, હવે મારૂં પાર વિનાનું સદ્‌ભાગ્ય ઊઘડી ગયું; કારણકે પુરુષોત્તમના જેવા શાહુકાર મારા હાથમાં આવી ગયા.

**૩૬૫૪**–મારા બાપદાદાઓની જૂની પરમાર્થરૂપી થાપણ હવે મારી પાસે આવી ગઈ છે. મારાં પૂર્વનાં પુણ્યને લીધે નારાયણે મારા ઉપર કૃપા કરી. આથી કરીને હવે હું આનંદરૂપ થઇ ગયો છું. મારી તમામ ચિંતાઓ દૂર થઇ ગઇ છે અને લેવડ-દેવડનો વ્યવહાર કરવાનું હવે મારે માટે રહ્યુંજ નથી. અસંખ્ય વિઠ્ઠલનામરૂપી પૂંજી મારા ઘરમાં એકઠી થઈ છે. આ બધું મારા ભાવના સુકૃતનું પરિણામ આવ્યું છે. તુકારામનો બંધુ કહે છે કે, મારૂં તમામ દુઃખદારિદ્રય હવે દૂર થઈ ગયું છે અને હવે એક વિઠ્ઠલના સિવાય મારે બીજું કશુંય બોલવાની ગરજ રહી નથી.

**૩૬૫૫**–સેવકના ધર્મનો સિદ્ધાંત મેં સમજાવ્યો છે. જેઓ શૂરા હશે તેમના હૃદયમાં તે ઊગી નીકળશે અને તેઓજ તે પ્રમાણે વર્તવા માંડશે. દેવના સેવક બનીને તેમની સેવા કર્યા

સિવાય કદી પણ સુખ સાંપડનાર નથી. એટલા માટે પોતાના જીવના પ્રતિ પૂરેપૂરા બેદરકાર બની જઈને સેવકપણાનો સ્વીકાર કરી લેવો. એવું કરવાથી સેવકના માથા ઉપરનો તમામ ભાર સ્વામી પોતાના ઉપર ખેંચી લે છે. જેમણે સેવકનું સુખ જાણ્યું નથી, તેમનો મનુષ્યજન્મ વ્યર્થ ગયો જાણવો. ધિક્કાર હોજો તેમના જીવતરને. તુકારામ કહે છે કે, જે વખતે ખરેખરો પ્રસંગ આવી લાગે તે વખતે એક ક્ષણ પર્યંત ધીરજ રાખવાથી સેવક પાર વિનાના સુખનો ભોક્તા થાય છે.*

**૩૫૬૬**–સેવકપણાનું સુખ કેવું હોય, તે તો જે સેવક હોય તેજ જાણી શકે. હું તે જાણું છું એટલા માટે હું મારા જીવની જરા પણ પરવા રાખતો નથી. યુદ્ધ વખતે મેં તોપોના ગોળાનો માર અને બાણની અપાર વૃષ્ટિ સહન કરી હતી. લડાઈને પ્રસંગે સેવક પોતાના સ્વામીની આગળ જઈને ઊભો રહે અને શત્રુનાં બાણ વગેરેનો માર સહન કરે, તેના શરીર ઉપર શૂરત્વના અલંકાર શોભી ઊઠે છે. જે સેવક આંતર્બાહ્ય ધીરજ ધરીને શૂરવીરપણું દાખવે છે તે પાર વિનાનું સુખ ભોગવે છે. તુકારામ કહે છે કે, સેવાના સિદ્ધાંતનો આ ખરેખરો મર્મ છે અને તે મેં તમને કહી બતાવ્યો છે. જેઓ ચતુર હશે તેઓ તેને સમજી લેશે, તે પ્રમાણે વર્તન કરશે અને સ્વામીના સુખના ભોક્તા થશે.

**૩૫૬૭**–જેઓ ખરેખરા સેવક હોય છે તેઓજ સેવકપણાના ભાવને સમજી શકે છે. વળી કયે ઠેકાણે કયી જાતની ઉપાધિ છે અને તેનો ત્યાગ કેવી રીતે કરવો તેના બધા છૂપા રસ્તા તેઓ જાણતા હોય છે. તેઓ પોતાની જાતનું રક્ષણ કરીને બીજાને ઠગી જાણે છે અને તેમનું સર્વસ્વ હરણ કરી લે છે, તેમ છતાં

* આની સાથેના ૧૧ અભંગ સેવકધર્મને લગતા છે.

કોઈને પણ તેની જાણ થવા દેતા નથી. વળી પોતાના ઉપર કોઈનો અમલ ચાલવા દેતા નથી. જેમનામાં આવા ગુણ હોય છે તેવા સેવકો જગતમાં સન્માન પામે છે અને સ્વામીને પણ વહાલા લાગે છે. જેમને કોઈની બીક લાગતીજ નથી, એવા લોકો ઉપર કહ્યા તેવા સેવકોને પોતાના સમાન બનાવી દે છે. તુકારામ કહે છે કે, આવું શૂરવીરપણું દાખવનારા સેવકો જેમને સ્વાધીન છે તેઓ ત્રિલોકમાં સૌથી બલિષ્ઠ અને શ્રેષ્ઠ છે.

૩૫૬૮–સાચા સેવકો શત્રુઓના મોરચાઓને ભાંગીતોડીને પોતાનો માર્ગ ખુલ્લો કરી દે છે. શત્રુઓના કિલ્લાની આસપાસ ઘેરો ઘાલીને પોતાના લોકોનું રક્ષણ કરે છે. જેઓ વેદશાસ્ત્રનો આધાર બતાવ્યા વિના વાદ કરે છે, તેમનું બોલવું વ્યર્થ જાય છે અને એવા લોકો પોતાની જાતના નથી એવું સેવકો સમજી જાય છે. ખરો રસ્તો છોડીને આડે રસ્તે જનારાઓને સાચા સેવકો સજા કરે છે; કારણકે, એવા લોકોનું જોઈને બીજા લોકો પણ તેવું કરવા માંડે. તુકારામ કહે છે કે, જેઓ સાચા સેવક હોય છે તેઓ આખા વિશ્વના લોકોનો વિશ્વાસ પ્રાપ્ત કરીને તેમને ખરા સુખની પ્રાપ્તિ કરાવી દે છે.

૩૬૫૯–જેઓ સાચા સેવક છે, તેઓ પ્રજાનું રક્ષણ કરવાના હેતુથી શત્રુસૈન્ય દૃષ્ટિએ પડતાંજ તેનો નાશ કરી દે છે. એવા સેવકજ તમામ સેવકોમાં શ્રેષ્ઠ છે. તેમની દૃષ્ટિ હમેશાં પોતાના સ્વામીના કાર્યના ઉપરજ ચોંટેલી હોય છે. તેમને મન પોતાનો દેહ તો અતિ તુચ્છ જેવો લાગે છે અને તેઓ સોનાને પણ પથ્થરના સમાન માને છે. એવા સેવકો તેમના સ્વામીથી જરા પણ ભિન્ન હોતા નથી. સ્વામીના પ્રતિ દૃઢ વિશ્વાસ રાખ્યા વિના મિથ્યા ભાષણ કરવાથી સેવકની કિંમત વધતી નથી. તુકારામ કહે છે કે, જે જે

કાર્ય કરવાની સ્વામીને કશી વાતની ઊણપ ન આવે એવાં કામોનું સેવકો હમેશાં રક્ષણ કરતા રહે છે.

૩૬૬૦–સ્વામી જેમને પોતાના સેવક તરીકે માની લે, તેમનાથી બધા લોકો બીએ છે. જે સેવક પોતાના જીવની દરકાર કરતો નથી, તેજ સેવક તરીકે શોભે છે અને તેજ સર્વનો નેતા બનીને શ્રેષ્ઠત્વને પામે છે. એવો સેવક પોતાની સત્તા વડે સ્વામીના તમામ વૈભવનું સુખ ભોગવવાનો અધિકાર પ્રાપ્ત કરે છે અને સ્વામી પોતે તેનો ખૂબ આદર કરે છે. પણ જેઓ હીણકમાઉ હોય છે તેઓ પડ્યા રહે છે અને તેમનો જન્મમૃત્યુના ચક્કરમાંથી છુટકારો થતો નથી. તુકારામ કહે છે કે, જે કોઈ પોતાના સ્વામીની થોડીઘણી પણ સેવા કરે છે તે સેવક તરીકેની યોગ્યતા પામે છે.

૩૬૬૧–જે પોતાનું વર્તન સેવકપણાના નિયમ મુજબ રાખે છે, તેનેજ સારો પગાર મળે છે, તેજ ખરેખરો લાભ લઈ શકે છે અને તેજ પોતાની સેવાના જોરે સેવક તરીકેની યોગ્યતા પ્રાપ્ત કરે છે. લડાઈના જુદા જુદા પ્રકારનું જેને જ્ઞાન હોય છે, તેજ સાચો સેવક છે અને તેનો ત્રણે લોકમાં કદી નાશ થતો નથી. એકાદ બે જગ્યા ઉપર જે સેવકે ઘેરો ઘાલીને સફળતા મેળવી છે તે પોતાના શૌર્ય વડે સેવકની કસોટી ઉપરથી પાર ઊતરીને ખરો નીવડેલો સેવક ગણાય છે. પોતે સ્વામીનું કાર્ય કરે અને છતાં તેનો યશ સ્વામીને અર્પણ કરે, તેજ સેવક ખરેખરા શૂરવીર તરીકે પંકાય છે. તુકારામ કહે છે કે, સેવક જ્યાં પોતાના સ્વામીને ઘેર જઇ પહોંચ્યો; એટલે પછી તેને બીજા કોઈ સ્થાનમાં આશ્રય મળી શકતો નથી.

૩૬૬૨–શ્રેષ્ઠ સેવક અને કનિષ્ઠ સેવક એવા બે વિભાગ કેવી રીતે પડે છે, તે હું તમને બતાવું છું. કેટલાક લોકો ઢીલાપોચા

અને નામર્દ જેવા હોય છે, ત્યારે કેટલાક બળવાન અને શૂર-વીર તરીકે જાણીતા થઈ ગયેલા હોય છે. કેટલાક લોકો પોતાના સ્વામીનું કાર્ય કરવામાં હમેશાં કુશળ અને સાવધાન રહે છે, ત્યારે બીજા કેટલાક ખોટાં હાડકાંના કામચોર અને લાલચુ હોય છે. કેટલાક એવા હોય છે કે, શૌર્ય બતાવવાનો પ્રસંગ આવ્યો તો હોય નહિ અને તે પહેલાંજ પોતાના શૌર્યનાં બણગાં ફૂંકવા મંડી જાય છે. આવા લોકો પોતાના સેવકપણાને નિરુપયોગી સિદ્ધ કરે છે. નાનામોટા બધા મળીને સેવકો તો અસંખ્ય હોય છે, પણ તેમનામાં ખરેખરા શૂરવીર સેવકો બહુજ થોડા હોય છે. તુકારામ કહે છે કે, ખરેખરા સેવકની યોગ્યતાની સ્વામી કદર કરે છે અને તેનું યોગ્ય મૂલ્ય આંકે છે.

**૩૬૬૩**—એકજ માલિકના ઘણા સેવકોમાંથી જેનામાં જેટલું બળ તે પ્રમાણે તેની કિંમત થાય છે. ખરેખરા શૂરવીર અને બુદ્ધિમાન સેવકને સ્વામીના ઊંચા આસનની નજીકમાંજ બેસવાની જગ્યા મળે છે. કેટલાક મધ્યમ પ્રકારના સેવકો હોય છે તેમને તેથી જરા આઘેની જગ્યા આપવામાં આવે છે અને જેઓ છેકજ કનિષ્ઠ હોય છે, તેમને તો પોતાનાથી આઘાજ રાખી મૂકે છે. જેમનાં કામ સૌથી ઊતરતા પ્રકારનાં હોય છે, તેમને તેમની યોગ્યતાના પ્રમાણમાં ઊંચીનીચી પદવી મળે છે અને જેઓ બધી રીતે સુયોગ્ય, બળવાન અને શ્રેષ્ઠ હોય છે તેમને ઊંચામાં ઊંચું પદ આપવામાં આવે છે. એવા સેવકો જ્યાં જાય ત્યાં તેમને સન્માન મળે છે. કોઇ બીજી રીતે સારા હોય પણ કામ કરવામાં કોચરા હોય તેમને તો છેકજ નકામા જાણવા. તુકારામ કહે છે કે, મરણ તો સૌને માટે નક્કી થયેલું છેજ, પણ તેનાથી ભય પામીને જેઓ પાછા હઠે છે તેમની ફજેતી થાય છે. જેઓ પોતાનું કાર્ય કરવાને નિર્ભયપણે આગળ આવે છે તેઓ કીર્તિ સંપાદન કરે છે.

૩૬૬૪-સંસારમાં જેઓ ખરેખરા શૂરવીર સેવક હોય, તેમની પદવી તેમના સ્વામીના જેવીજ શ્રેષ્ઠ જાણવી. કેટલાક લોકો પોતાનું પેટ ભરવાના ઇરાદાથી પોતાને સેવક તરીકે ખપાવવા માગે છે, પણ તેમની કિંમત પણ તેવીજ સમજી લેવી. શત્રુ હુમલો કરવા આવે તે ઘડીએ જે બીને પાછાં પગલાં કરે છે, તે શત્રુના શસ્ત્રપ્રહારથી માર્યો જાય છે. વળી પોતાની પીઠના ઉપર ઘા વાગવાથી જે મરણ પામે છે, તે પણ ડરપોક સેવકમાં ગણાય છે; પણ જેઓ હિંમત રાખીને સામે આવેલા શત્રુ ઉપર પોતેજ પ્રહાર કરે છે તે ભારે સન્માન પામે છે. જે સેવક જીવવાની પરવા કર્યા વિના મરણિયો બનીને લડે છે તે અંતે વિજયી નીવડે છે. તુકારામ કહે છે કે, ફક્ત શૂરત્વની વાતો કર્યાથી કાર્યસિદ્ધિ થતી નથી, પણ જે દૃઢ નિશ્ચય કરીને કમાઈ કરી લે છે તેજ પોતાના લક્ષ્યને સિદ્ધ કરે છે.

૩૬૬૫-જે પોતે ખરેખરો શૂરવીર અને કુળવાન સેવક હોય છે, તે પોતાના જેવા બીજા સાચા સેવકોને પારખી કાઢે છે અને તેમના પ્રતિ મનમાં આદરભાવ રાખે છે. જે સેવક પોતાના પેટને ખાતર હાથમાં હથિયાર ઝાલે છે, તે તો વેઠે પકડેલા વેતરા જેવો છે. જે જાતે ખરેખરો શૂરવીર સેવક હોય છે, તેના દાવપેચ તો પરીક્ષકને પણ ન સમજાય એવા હોય છે. તુકારામ કહે છે કે, બધા માણસો દેવ છે એવું શાસ્ત્ર કહે છે, માટે હું સૌને દેવ સમજીને વંદન કરૂં છું; પણ જેણે ખરેખરો પૂર્ણ બોધ પ્રાપ્ત કર્યો છે તેનાં લક્ષણ હું પારખી શકું છું.

૩૬૬૬-રામે જ્યારથી દંડકારણ્યમાં વાસ કર્યો, ત્યારથી આ દેશમાં મનુષ્યોની વસ્તીની શરૂઆત થઈ. રામે પોતાના નામના મહિમાનું રક્ષણ કર્યું અને પોતાના સમર્થપણામાં જરા પણ ન્યૂનતા આવવા દીધી નહિ. રામ જંગલેજંગલે સીતાને સારૂ શોક

કરતા કરતા ભમ્યા, એવું પુરાણોમાં વર્ણન આવે છે. તુકારામ કહે છે કે, વાલ્મીકિ ઋષિએ જે પ્રમાણે લખ્યું હતું તે પ્રમાણે રામે વર્તન કર્યું, તે તમે જાણો તો છો, છતાં ભ્રાંતિમાં શા સારૂ પડો છો?*

૩૬૬૭–જે કોઇ રસ્તે ચાલતાંચાલતાં રામનામ લેતો જશે, તે ડગલે ને પગલે યજ્ઞ કર્યાનું પુણ્ય પ્રાપ્ત કરશે. તેનું શરીર તીર્થ અને વ્રતના ઉત્પત્તિસ્થાનના જેવું પવિત્ર બની જશે. તે ખરેખર ધન્યધન્ય થઈ જશે. લૌકિક વ્યવહારનાં કામ કરતાં કરતાં જે રામનામનું સ્મરણ કરતો રહેશે તે સદાકાળ સુખની સમાધિનો ભોગ કરશે. જમતાં જમતાં કોળિયે કોળિયે જે રામનામ જપતો જશે તે જમ્યા છતાં તેને ઉપવાસીજ જાણવો. ભોગ અને યોગ બેઉ પ્રસંગે રામનામનું સ્મરણ કરનાર કદી પણ કર્મમાં લિપ્ત થતો નથી. તુકારામ કહે છે કે, આવી રીતે જે બધો વખત રામ-નામનો જપ કર્યા કરશે તે જીવતો છતાં મુક્તજ છે, એવું સમજી લેવું.

૩૬૬૮–જે રામે જડ જેવા પથરાઓને પાણીમાં તરતા કરી દીધા તે રામ કરવા ધારે તો શું ન કરી શકે? એમ છે, છતાં તમે તેમના ચરણમાં શા સારૂ લીન થઇ જતા નથી? જે રામની ચરણ-રજના સ્પર્શથી પથ્થર જેવી બની ગયેલી અહલ્યા ફરીથી મનુષ્ય-ના સ્વરૂપને પામી ગઈ અને જેમણે ફક્ત વાંદરાઓને હાથે રાવણ-ની રાજધાની લંકાનો નાશ કરાવ્યો; તુકારામ કહે છે કે, તે રામ કેવા સમર્થ છે તેનો વિચાર કરો.

૩૬૬૯–જે કોઈ સદા કાળ રામનામનું સ્મરણ કરશે તે કેવળ રામરૂપજ બની જશે. હે મનુષ્યો! નામસ્મરણમાં આવો આનંદ રહેલો છે. તમે તેના પ્રતિ શ્રદ્ધા રાખીને તેનો અનુભવ કરી જુઓ.

* આની સાથેના ચૌદ અભંગોમાં રામની લીલા અને મહિમાનું વર્ણન જોવામાં આવશે.

રામનામના માધુર્યનો સ્વાદ જેણે ચાખ્યો છે તેને બીજા રસ ફીકા લાગે છે. તુકારામ કહે છે કે, મેં તેનો સ્વાદ ચાખ્યો છે, તેનું માધુર્ય અનુભવ્યું છે અને તેથીજ તમને કહું છું કે, તમે તેને ચાખી જુઓ.

૩૬૭૦–'રામ' એ ફક્ત બેજ અક્ષરનું નામ છે અને તે ઘણું ઉત્તમ છે. એમ સમજીને તો શંકરે તેને પોતાના કંઠમાં ધારણ કરી રાખ્યું છે. શંકરને વિષપાન કર્યાથી શરીરે દાહ થતો હતો, તે રામનામના સ્મરણથી શમી ગયો અને તેમનો કંઠ શીતળ થઈ ગયો. આવા એ ઉત્તમ અક્ષરોનું બનેલું નામ ત્રૈલોક્યને માટે તારકમંત્ર સમાન છે. એજ નામમંત્રનો ઉપદેશ શંકરે પાર્વતીને કર્યો હતો અને તેના વડે પાર્વતીના અંધતમ યોનિના ગર્ભવાસનું દુઃખ ટળી ગયું હતું. તુકારામ કહે છે કે, રામનામના અક્ષરો પવિત્ર અને પુરાતન છે, પણ તેમનું માધુર્ય નિત્ય નવીન છે. એમ સમજીને મેં તેને ભાવ સહિત મારા જીવની સાથે જડી રાખ્યું છે.

૩૬૭૧–રામનામના માહાત્મ્યના જ્ઞાન સહિત સરળ ભાવે જે નામસ્મરણ કરશે તે તરી જશે. પછી તે ગમે તે જાતિમાં અથવા કુળમાં જન્મ્યો હોય તેનું કાંઈ નહિ. જે સદાકાળ નામનું ઉચ્ચારણ કરતો રહે છે, તેને હાથે અગાઉ જે જે મહા દોષ થયા હોય, તે બધાય બળીને નાશ પામે છે. તેને ફક્ત નામસ્મરણ સિવાય બીજા કોઈ સાધનની ખટપટમાં પડવાની કશી જરૂરજ નથી. રામનામનું સ્મરણ કરનારને ભૂતપિશાચ પીડા કરી શકતાં નથી અને મૃત્યુ પછી યમદૂત તેને આંગળી અડકાડી શકતા નથી. સદાકાળ નામસ્મરણ કરનાર ભવસમુદ્રને તરી જાય છે અને તેનો જન્મમૃત્યુનો ફેરો પૂરો થઈ જાય છે. તુકારામ કહે છે કે, એકનિષ્ઠ ભાવ રાખીને રામનામામૃતનું સેવન કરવું એજ સર્વ પ્રકારનાં સુખનું સાધન છે.

૩૬૭૨–રાવણના સેવકો રાવણને કહેવા લાગ્યા કે, “ હે પૃથ્વીપતિ રાજન્ ! સામી બાજુએથી રામ ચાલ્યા આવે છે તેમના ભણી તમે જુઓ તો ખરા. તમે અત્યાર સુધી આંખો મીંચીને ઊંઘ્યા શું કરો છો? રામના દૂત આખી લંકા નગરીની અંદર ઘૂસી ગયા છે અને બહારથી પણ તેને ઘેરી વળ્યા છે. તમારા સ્નેહી-સંબંધીઓમાંથી જે જે વીરપુરુષો હતા, તે સૌને રામે યુદ્ધમાં હણ્યા છે. માટે હવે તમે કાં તો રામને શરણે જાઓ અથવા તેમની સાથે યુદ્ધ કરવાને તૈયાર થઇ જાઓ. તુકારામ કહે છે કે, આ બેમાંથી ગમે તે એક ભાવનો આશ્રય લઈને તમે રામની પ્રાપ્તિ કરી લો અને બીજા પ્રાપંચિક સંબંધોને તોડી નાખો.

૩૬૭૩–પછી યુદ્ધભૂમિમાં આવીને રાવણે રામના ભણી જોયું. રામ અને રાવણ યુદ્ધના મેદાનમાં પોતપોતાનાં નામને ભૂલી જઈને કેવા એકબીજાની સામે ઊભા રહ્યા છે તે જોવા જેવું છે. એકબીજાના પ્રતિ પ્રકટેલા અંતરંગ પ્રેમ અને આનંદના ભાવને વશ થઇને તેઓ પરસ્પર બાણ ફેંકતા ગયા અને તેમનું છેદન કરતા ગયા. તુકારામ કહે છે કે, મારા સ્વામી શ્રીરામચંદ્રે ઉપર કહેલા મર્મને લક્ષમાં લઇને યુદ્ધમાં પોતાનું પરાક્રમ બતાવ્યું હતું.

૩૬૭૪–રામે રાવણનો વધ કરીને તેનો તમામ પ્રપંચસંબંધ કાપી નાખીને તેને મુક્ત કર્યો. પછી રાવણનો ભાઈ વિભીષણ જે પોતાને શરણે આવ્યો હતો, તેને સદાને માટે લંકાનું રાજ્ય આપી દીધું. રામની આવી અસાધારણ ઉદારતાનું મારે વર્ણન કરવું જ કેવી રીતે ? તુકારામ કહે છે કે, તેજ રામ મારા દાતા છે કે, જેમણે રાવણનો વધ કરીને સીતાને છોડાવ્યાં હતાં.

૩૬૭૫–તે રામે અયોધ્યા પાછા આવીને પોતાની માતા કૌશલ્યાને રામરૂપ બનાવી દીધી. જેના મનમાં સદાકાળ રામનું

ધ્યાન અને રામનું સ્મરણ થતું હોય તે પોતાની શ્રદ્ધા વડે રામરૂપ બની જાય, એમાં સંદેહ શો ? વળી અયોધ્યાના તમામ રહેવાસીઓને હમેશાં રામનું દર્શન કરવાની તીવ્ર ઇચ્છા હોવાથી તેમને સૌને રામનો અધ્યાસ લાગી ગયો હતો. તેથી જ્યારે તેમને રામનો મેળાપ થયો, ત્યારે રામે તેમને સૌને પોતાના સમાન રામરૂપ બનાવી દીધા. સીતાની શોધ કરતાં કરતાં બધા વાનરોને રામનો નિજધ્યાસ લાગી જવાથી તેઓ પણ બધા રામરૂપ થઈ ગયા. લંકાવાસી તમામ રાક્ષસોને અને રાવણને સૌને ભયદ્વારા રામનું ધ્યાન લાગી જવાથી તેઓ બધા રામરૂપ થઇ ગયા. તુકારામ કહે છે કે, જેઓ આવી રીતે સદાકાળ રામનું ધ્યાન કરતા રહે છે, તેમના ચરણમાં હું નમસ્કાર કરૂં છું.

૩૬૭૬–રામ અયોધ્યા પાછા આવ્યા તેથી ત્યાંના બધા લોકો હર્ષ પામ્યા. ભરતે અતિ પ્રેમસહિત રામને આલિંગન દીધું, તે વખતે સૌએ જયજયકારનો ધ્વનિ કર્યો. નગરવાસી તમામ સ્ત્રી-પુરુષ સૌ આનંદરૂપ થઈ ગયાં. પછી ત્યાં શંખ, ભેરી, તૂરી ઇત્યાદિ અનેક પ્રકારનાં વાદ્યોનો ઘોષ મચી ગયો. નગરની સ્ત્રીઓ સીતા સહિત રામ અને લક્ષ્મણનાં અક્ષત વડે ઓવારણાં લેવા લાગી. તુકારામ કહે છે કે, પછી રામરાજ્યની સ્થાપના થઈ અને તેથી સ્ત્રીપુરુષ, નાનાંમોટાં, ગાયવાછરડાં સૌ સુખી થયાં.

૩૬૭૭–આખા ત્રૈલોક્યમાં રામરાજ્યજ છે, તેથી મારે કોઈ વાતની ઊણપ હોયજ શી રીતે ? ધાન્યને ઉત્પન્ન કરનારી ધરતી અને ગાયભેંસ વગેરે દુધાળાં ઢોર, એઉ અન્ન અને દૂધની રેલમછેલ કરી દે છે ત્યારે પછી બીજું જોઇએ શું ? એટલા માટે અમે તો દળતાં, ખાંડતાં, ખાતાં, પીતાં, રામનામ ગાતા રહીશું.રામનામનો ધ્વનિ સાંભળીને કળિકાળ ભય પામે છે અને સ્વપ્નમાં પણ દુઃખનો

સ્પર્શ થવાનો સંભવ રહેતો નથી. તુકારામ કહે છે કે, રામે પોતાનું સુખ સર્વત્ર ફેલાવી દીધું છે અને જેણે તેમનું શરણ લીધું તેમનું ગર્ભવાસનું કષ્ટ ગયુંજ જાણવું.

૩૬૭૮–હે મનુષ્યો ! રામે અહલ્યાનો ઉદ્ધાર કર્યો અને પોતાના નામનું સ્મરણ કરતાંને વારજ ગણિકાને વૈકુંઠમાં લઈ ગયા; માટે તમે પણ ' રામ હરે રઘુરાજ હરે ! ' ' રામહરે મહારાજ હરે ! ' એ મંત્રનો ઉચ્ચાર સદાકાળ કરતાજ રહેજો. મહાદેવ પણ હમેશાં એજ મંત્રનો જપ કરે છે. તેમ કરવાથી તેમને લાગુ પડેલો ઝેરનો દાહ શમી જાય છે અને તેમને ગળે ટાઢક વળે છે. એજ મંત્રના ઉચ્ચારથી પાર્વતીને અવિનાશી પદ મળી ગયું છે. કાશીમાં રહીને જે કોઇ આ તારકમંત્રનું શ્રવણ કરશે તેનો ઉદ્ધાર થઇ જશે. અગાઉ થઇ ગયેલો વાલિયો નામનો એક પાપી ભીલ પણ એ નામનો ઉચ્ચાર કરીને વાલ્મીકિ ઋષિ થઇ બેઠો. નલ નામના વાંદરાએ આજ રામનામના બીજમંત્રનો જપ કર્યો હતો, તેથી તે મંત્રના જોરે તેને હાથે સમુદ્રના પાણી ઉપર પથ્થરો તરી ઊઠ્યા અને સેતુ તૈયાર થઇ ગયો. તુકારામ કહે છે કે, મારા સ્વામી રઘુનંદનનું નામ મુનિઓનું ( મનનશીલ મનુષ્યોનું ) જીવન છે.

૩૬૭૯–હે રામ ! તમે પાણી ઉપર પથ્થર તરાવ્યા, એ તમારા નામનો મહિમા છે. તમારા આવા ગુણનું હું બુદ્ધિહીન શી રીતે વર્ણન કરી શકું ? નામ અતિ ઉત્તમ છે, અતિ ઉત્તમ છે, અતિ ઉત્તમ છે, એવું હું ત્રણત્રણ વાર કહું છું. એ નામ મારા કંઠમાં સદાને માટે રહો; કારણકે, એ નામેજ વાનરકુળનો ઉદ્ધાર કર્યો અને રાક્ષસોને મુક્તિ અપાવી. ગૌતમ ઋષિના શાપને લીધે અહલ્યા પથ્થર થઈ ગઇ હતી, તેને રામે પોતાની ચરણરજનો સ્પર્શ કરાવીને પુનઃ મનુષ્યત્વ આપ્યું. રામની આવી કીર્તિનું વર્ણન પુ-

રાણોમાં વિસ્તારથી કર્યું છે. હનુમાને લંકાનું દહન કર્યું, તે સામર્થ્ય તેમને રામનામના પ્રતાપેજ મળ્યું હતું. એજ હનુમાનદ્વારા રામે દ્રોણગિરિ પર્વત ઊંચકી અણાવ્યો અને તેમનો ભરતની સાથે મેળાપ કરાવ્યો. તે વખતે રામે સૌને પોતાના જેવા રામ બનાવી દીધા. તુકારામ કહે છે કે, જે રામ જાનકીના જીવન છે, જે યોગીજનોનું ગુપ્ત ધન છે અને જેમનાં કમળ જેવાં નેત્ર છે, તેમના ચરણ ઉપર મેં મારૂં મસ્તક મૂકી રાખ્યું છે.

૩૬૮૦–હું કાળને ભૂલથાપ ખવરાવીને તેના હાથમાંથી છટકી નાઠો અને પછી મેં મારા દેહને ફેંકી દીધો. ઘણા વખતથી મને વળગી રહેલો આ દેહરૂપી ડગલો ખૂબ બળપૂર્વક એવી જગ્યાએ કાઢીને ફગાવી દીધો કે, જ્યાં કાળનો કશો લાગજ ન ફાવે. આ રીતે તમામ ઉપાધિઓથી દૂર અને તેની સામે કિનારે આવેલી મારી સ્વરૂપસ્થિતિની અંદર હું લપાઈ બેઠો. તુકારામ કહે છે કે, મારી અને મારા સ્વરૂપની વચમાં બહિરંગ સેવાની જે આડી લાકડી પડેલી હતી તેને લગતી તમામ ઇચ્છાઓને મેં મારા મનમાંથી એકદમ કાઢી નાખી.*

૩૬૮૧–છોકરાંઓએ પોતપોતાનાં શરીરરૂપી ડગલીઓ કાઢી નાખીને જુદા જુદા વેષ ધારણ કર્યા; અને પછી હું પોતેજ કાન્હોબા (શ્રીકૃષ્ણ) છું, એવી ભાવના કરીને તેમણે પોતાના મનને ગાંડપણ વળગાડી દીધું. તેઓ બોલે છે અને હું એક બાજુએ બેસી રહ્યો છું. તોપણ મારામાં અને તેમનામાં કશો તફાવત નથી. તુકારામ કહે છે કે, જેમને હરિએ આવો વેષ ધારણ કરાવ્યો હોય છે, તેઓ તેને નકામો સાબિત થવા દેતા નથી.

૩૬૮૨–કૃષ્ણ અને હું બેઉ સંતાકૂકડી રમવા લાગ્યા. રમતાં

* આની સાથેના ૧૨ અભંગમાં શરીરની ડગલા સાથે તુલના કરી છે.

રમતાં મારી ડગલી ઊતરી પડી અને ખોવાઈ ગઈ. તે ઘડીએ હું કાન્હોબાને ગળે પડ્યો અને તેને કહ્યું કે, "તારે મારી ઝડતી લેવી હોય તો લે, પણ હું તો તારી ઝડતી લઈશજ. ચાલ, જો હું નાગો થઈ જાઉં છું અને બધી ઉપાધિમાંથી છૂટો થઈ જાઉં છું." તુકારામ કહે છે કે, મારામાં પહેલેથીજ ખોટી બુદ્ધિ હતી નહિ.

**૩૬૮૩**–આ દેહરૂપી ડગલા પંચભૂતોના બનેલા હોવાથી દેખાય જુદા પણ મૂળે એકજ છે. મારા દેહરૂપી ડગલો પણ એ પાંચ ભૂતોનોજ બનેલો છે. એ ડગલો કેવી રીતે તૈયાર થયો અને મને વળગી ગયો તે મને કોઇ સમજાવે તો હું તેમાંથી છૂટો થઇ જાઉં. કાંઇ કરતાં આ દેહાદિ પ્રપંચોનું મૂળ ન રહે અને તેઓ બિલકુલ નિઃસંતાન થઈ જાય, એવો રસ્તો મારે તારી આગળથી શીખી લેવો છે. તુકારામ કહે છે કે, હે દેવ ! હવે નાનામોટાપણાનો વેષ તું લઇ બેઠો છે તેને છોડી દે.

**૩૬૮૪**–અલ્યા ઓ ગોપાળ ! મારી ડગલી તેં લઇ લીધી છે, એવું જે હું કહું છું, તે કાંઇ તારે ગળે પડવાને સારૂ કહેતો નથી. તારા બોલવામાં તો કશી સચ્ચાઇ છેજ નહિ, એવું મને કહી જનારો એક ચાડિયો તારે ઘેરજ છે તે હું તને બતાવીશ. હે દેવ ! તારી અને મારી વચ્ચે જે મર્યાદાનો પડદો હતો, તે હવે રહ્યો નથી અને આપણે બેઉ બરોબરિયા થઇ ગયા છીએ. તુકારામ કહે છે કે, હવે એટલી હકીકત બાકી રહી ગઈ છે કે, તારે પગે જે મેં મારા હાથ વડે ચૂડ ભેરવી છે તે કોઇ કાળે છૂટવાની નથી.

**૩૬૮૫**–લૌકિકવ્યવહાર મુજબ મારી અને તારી વચ્ચે જે મર્યાદા રાખવી જોઇએ તે વ્યવહાર પૂરતીજ રહેશે, એથી આગળ નહિ. તે માટે ઓ દેવ ! તું મારી ડગલી કાઢી નાખ અને પછી આપણે બેઉ એક ઠેકાણે રહીએ. એકબીજાની વચ્ચે વિરોધ વધી પડવાથી

મન જુદાં થઈ જાય છે. માટે હું તને કહું છું કે, હૃદયની અંદર કપટ ન રાખવું. તુકારામ કહે છે કે, હે હરિ! તું બધું જાણે તો છે. આ હું જે તને કહું છું તે વ્યવહારના ઉપર દૃષ્ટિ રાખીને કહું છું.

૩૬૮૬–તે દેવ મારા દેહરૂપી ડગલાને વળગી પડ્યો છે અને તે એવો વળગી પડચો છે કે, હું મારો જીવ આપું તોપણ તે છોડવાનો નથી. હે મનુષ્યો! આ ચોર મારા ઘરની અંદર ચારે ખૂણે ફરી વળે છે અને પોતાને જે કરવું હોય તે કરે છે. તેને તમારે પકડવો હોય તો ગમે તેમ કરીને દોડી આવો. મેં તેને મારા હાથ વડે પકડી રાખ્યો છે અને ધોળે દહાડે માયારૂપી દીવાનું અજવાળું કર્યું છે, તોપણ તે મને ઓળખી શકતો નથી. તુકારામ કહે છે કે, હું આ લોકાચારની અંદર ગૂંચવાઈ ગયેલો હોવાથી મદદને માટે લોકોને બૂમો પાડીને બોલાવું છું, પણ કોઈ મારી પાસે દોડીને આવતું નથી.

૩૬૮૭–ઓ ગોપાળ! તારામાં પહેલેથીજ એક કુટેવ છે તે તું હજી પણ છોડતો નથી. તું જેનું કાંઈ લે છે તે પછી પાછું આપતોજ નથી. આજે મેં તને બરાબર પકડ્યો છે. મારી ડગલી ઘણી મોંઘી છે, તે તું દબાવી બેઠો છે અને તારી ગાં—ઉપરની લંગોટી પણ તારાથી કાઢીને અપાતી નથી. તુકારામ કહે છે કે, જ્યારથી મેં તારી આ કુટેવ જોઈ લીધી ત્યારથી મેં તો મારી ડગલીની આશાજ છોડી દીધી છે.

૩૬૮૮–હે દેવ! ત્યારે હવે મારે પહેરવું શું? કારણકે મેં પંચભુતોની પાસેથી જે ડગલી માગી લીધી હતી, તે તો મારી પાસે તેં રહેવા દીધી નહિ. અમુક માણસ ધનવાન છે કે ગરીબ તેનો ચોર વિચાર કરતો નથી. જેનું ઘર ફોડવાનો લાગ મળી આવે તેનું ઘર તે ફોડે છે. શરૂઆતમાં મારી પાસે એક કાણી કોડી પણ હતી

નહિ, પણ પાછળથી પંચભૂતોએ મને આ દેહરૂપી ડગલી તૈયાર કરી આપી. તુકારામ કહે છે કે, મારી પાસે સમ ખાવાને ફક્ત એકજ ડગલી હતી તે પણ તું ચોરી ગયો અને મને લોકવ્યવહારમાંથી બાતલ કરી મૂક્યો.

૩૬૮૯–હું દેહી હોવાથી મારી દેહરૂપી ડગલીને સાચવ્યા કરતો હતો, પણ મારા ઘરની અંદર ભરાઇ રહેલો એક ચોરજ તેને ચોરી ગયો. અહીં આવું થશે એ વાતની મને અહીં આવતા પહેલાં ખબર ન હતી. તે મારી દેહરૂપી ડગલી ઉઠાવી ગયો અને મને સાવ નાગો કરી મૂક્યો—મને ખાસ્સો નાગો કરી મૂક્યો. તુકારામ કહે છે કે, તે દેવ શાહુકાર થઇને જ્યારે ચોરી કરવા મંડ્યો ત્યારે હવે તેના રાજ્યમાં ન્યાયનું ઠેકાણુંજ ક્યાં રહ્યું?

૩૬૯૦–મારી દેહરૂપી ડગલીની ચોરી થઈ તેની ફરિયાદ મારે કરવી કોની આગળ? કારણકે મુજ ગરીબની દાદફરિયાદ કોણ સાંભળવાનું હતું? હવે તે ડગલી પાછી મેળવવાને માટે મારાથી કાંઈ થાય એમ છેજ નહિ. મારી પાસે નથી સત્તા અને નથી કશી પૂંજી; એટલે તે તો મારા હાથમાંથી ગઈ તે ગઈજ. હવે તે મને પાછી મળે એવી આશા રાખવી એ ફોકટ છે. અરે ઓ શેઠિયા! ઓ મહાજન! મારી ડગલી ખોવાઈ ગઈ છે, તેની જરા શોધ તો કરો. આ મારી દાદ તમે સાંભળશો કે નહિ? તુકારામ કહે છે કે, આ સંસારરૂપી બજાર જ્યાંસુધી વેરાઈ ગયું ન હોય ત્યાંસુધીમાં તમે મારી દેહરૂપી ડગલીની ખોળ કરો.

૩૬૯૧–આ પ્રમાણે હું મારી ડગલીની શોધખોળ કરતો હતો, એવામાં તે મારી પાસેથીજ મળી આવી. પેલા દેવના પગની નજીકમાંજ તે પડેલી હતી. જે દેવે પુંડલીક ભક્તને પોતાની પીઠ ઉપર ઊંચકી લીધો હતો, તે કાંઈ જેવોતેવો ચોર નથી, પણ પહેલા

નંબરનો ઉઠાઉગીર છે. એ ચોરને આશ્રય આપનારો પુંડલીક અને તે ચોર બેઉ એકજ ઠેકાણે રહે છે. તેમને શોધવાને માટે તમારે આઘે જવાની જરૂરજ નથી. તેમણે પહેલાં પણ ઘણા જણનાં શરીરરૂપી ડગલીઓની ચોરી કરી હતી. હું જેમ મારી ડગલીની શોધ કરતો હતો, તેમ તેઓ પણ પોતપોતાની ડગલીઓની ખોળ કરતા હતા. એવામાં તેઓ અને હું ભેગા થઈ ગયા. તુકારામ કહે છે કે, મારૂં અસલનું પાંચ થીંગડાંવાળું (પંચભૂત) અંગરખું હવે ઝૂંટવી લીધું અને તેના બદલામાં મને બ્રહ્મરૂપતારૂપી શરીરનું અંગરખું પહેરાવી દીધું. એ અંગરખું અવિનાશી હોવાથી મને આ સાટાબદલીથી લાભજ થયો છે

**૩૬૯૨**–હે મનુષ્યો! તમે કળિયુગનો મહિમા સાંભળજો. બધા લોકો તેમાં ગરકાવ થઇ ગયા છે અને પાપકર્મને અનુમોદન દઇને સંતોની અવહેલના કરે છે. આવી રીતે અધર્મના પૂરમાં સૌ લોકો તણાવા લાગ્યા છે. સત્ય ધર્મનો નાશ થવાથી પ્રલયકાળનો આરંભ થવા લાગ્યો છે. આવા કળિયુગનાં પરાક્રમ જોઇને મને ઘણું આશ્ચર્ય થાય છે, કારણકે સર્વ વર્ણોમાં શ્રેષ્ઠ જે બ્રાહ્મણો તેઓજ પોતાનાં કર્મ છોડી દઇને મુસલમાનોના પીર–ઓલિયાઓનું ભજન કરતા થઈ ગયા છે. આવું કરવાથી ખરો માર્ગ ભુલાઇ ગયો છે અને અનર્થની ઉત્પત્તિ થવા લાગી છે. તેને પરિણામે પરમાર્થ જેવું કાંઇ રહ્યું નથી. ઇશ્વરનો ભય અને નીતિનો લોપ થઈ ગયો છે અને બધા લોકો હાહાકાર કરવા લાગ્યા છે. શાંતિ, દયા, ક્ષમા અને ભાવભક્તિની ઉત્તમ ક્રિયાઓ, એ બધાનું તો હવે કાંઈ ઠેકાણુંજ રહ્યું નથી અને ધૈર્ય આદિ સત્ત્વગુણનાં લક્ષણ શોધ્યાં જડતાં નથી. લોકો પોતપોતાના વર્ણાશ્રમધર્મનું પાલન કરતા નથી. નીચ જાતિના લોકો ઊંચી જાતિના લોકોનાં કર્મ કરવા લાગ્યા છે અને ઊંચી જાતિના લોકો નીચ જાતિના લોકોનાં કર્મ લઇ

બેઠા છે. એવા લોકોને કદી કહીએ કે, તમે રામ નામ લો, તો તેમના જીવને ઘણો ત્રાસ થાય છે. જેમ રસ્તા ઉપર મૂકેલી ભૂતબળિને ખાઈ જવાને ચારે દિશાએથી ભૂતપિશાચ દોડ્યાં આવે છે, તેમ સૌ લોકો ભવાઇઓ જોવા અને ટોળટપ્પા સાંભળવાને દોડ્યા જાય છે. એવા લોકોને કોઈ પુરાણાદિ ગ્રંથોની કથા સંભળાવવા જાય તો તેના ઉપર તેઓ ઊલટા તપી જાય છે. વિષયોના લોભને વશ થઇને તેઓ પોતાના સર્વસ્વને ખરચી નાખે છે અને પ્રાણને પણ હોમી દેવા તૈયાર થાય છે; પણ એજ લોકોની આગળ કોઈ પરોપકાર અથવા ધર્મકાર્યને ખાતર મૂઠી લોટ માગવા જાય, તો જેમ કૂતરો કરડવા દોડે તેમ તેમને કરડવા દોડે છે. કોઇ મહાર (અંત્યજ) ધનવાન હોય તો લોકો તેનું સન્માન કરે છે અને શાસ્ત્રસંપન્ન સત્ત્વગુણી વેદપાઠી બ્રાહ્મણનો તિરસ્કાર કરે છે. છોકરાઓ પોતાના બાપની પાસે એક નોકરની માફક કામ કરાવે છે અને પોતાનાં સાસરિયાંના કહ્યામાં રહીને ગિરમીટિયા નોકરની માફક તેમની ગુલામી કરે છે. કળિયુગમાં સ્ત્રીઓ એવી પેદા થવા લાગી છે કે, હરકોઈ સારા કામમાં વિઘ્નજ નાખીને ઊભી રહે, ન કરવાનાં કામ કરે, અમર્યાદ વર્તન રાખે અને ધણીની પાસે ગરીબ નોકરની માફક કામ કરાવે. ઇશ્વરના ભક્તોનો મેળાપ થાય, ત્યારે તેમને નમસ્કાર કરતી વખતે લોકો માનહાનિ સમજે છે અને પેટને ખાતર મુસલમાન અમલદારના એકાદ ચપરાસીને સલામો ભરે છે. દુનિયામાં એટલાં બધાં પાપ વધી પડ્યાં છે કે, લોકો સારૂંનઠારૂં કાંઇ જોતાજ નથી, ભક્ષ્યાભક્ષ્યનો વિચાર કરતા નથી અને કશાના વટારને માનતાજ નથી. એકાદશીને દહાડે બ્રાહ્મણો પણ પેટ ભરીને ખાય છે, ઉપરથી પાનનાં બીડાં ચાવે છે, મુસલમાની ભાષાઓ બોલે છે અને એવી ખરાબ સ્થિતિ થઇ ગઈ છે કે કાંઇ કહેવાની વાતજ નહિ. ઘરની હીરા જેવી સ્ત્રીને કાઢી મૂકે અને

રખાત રાંડને વારેઘડીએ બચ્ચીઓ કરે છે. વળી પાછા કહે છે કે અમે પવિત્ર છીએ,એવું કહીને લોકોની આગળ દંભ કરે છે. ઘણુ-ખરા લોકોને દારૂ પીવાની બૂરી લત લાગી ગઈ છે તેથી માખણનો કોઈ ભાવ પૂછતું નથી. સતી સ્ત્રીઓ બિચારી ગરીબાઈમાં દુઃખના દહાડા કાઢે છે, ત્યારે વ્યભિચારિણી રાંડો મનમાની મોજ ઉડાવે છે અને વળી આબરૂદાર ગણાય છે. હે ભગવાન ! આટલું બધું પાપનું જોર શાથી વધી ગયું તે જરા તું જો તો ખરો ? કારણકે તમામ પુણ્યોનો ક્ષય થઇ ગયો છે અને સંતો તથા તીર્થોનું તેજ ઘટી ગયું છે. આવાં આવાં પાપને લીધે વરસાદ થોડો થઈ ગયો છે, પાપના ભારને લીધે પૃથ્વી થરથર કંપે છે અને દેવ સંતાઈ બેઠા છે. આવું થવાથી જૂઠી ખટપટો વધી પડી છે. દહાડે દહાડે ધાન્યની પેદાશ ઓછી થતી જાય છે, ગાયભેંસનાં દૂધ ઘટી ગયાં છે અને સર્વત્ર પાખંડનું જોર ઘણું વધી ગયું છે. આથી કરીને બધાં ગામ ઝાંખાં ઝાંખાં દેખાય છે. હોમહવન, જપતપ, શુદ્ધ આચરણ અને યજ્ઞ-યાગ એ બધાંને નામે મીંડું વળી ગયું છે. બ્રાહ્મણો અઢારે વર્ણના ધંધા કરવા લાગ્યા છે એટલુંજ નહિ, પણ ચોરીઓ સુદ્ધાં કરતા થઈ ગયા છે. તેઓ રૂડાં ધોળાં વસ્ત્રની જગ્યાએ કાળાં કપડાં પહે-રવા લાગ્યા છે. બ્રાહ્મણોમાંથી કોઈ નથી ગીતાનો અભ્યાસ કરતા કે નથી ગાયત્રીમંત્રનો જપ કરતા. પણ જેમાં કશું ચમત્કાર જેવું દેખાય એવા તંત્રમંત્ર શીખવા લાગ્યા છે. વેદપાઠી બ્રાહ્મણો પણ હાટમાં ઘોડા વેચાય તેમ પોતાની કિંમત કરતા થયા છે. વેદાધ્ય-યન કરવું, વેદની સંહિતા અથવા ઋચાઓનો પાઠ કરવો, એ બધા તરફ બ્રાહ્મણો અણગમો બતાવે છે અને મુસલમાનોનાં કુરાન તથા કલમાઓ ભણવાનો તેમને શોખ થતો જાય છે. સારાં સારાં સાધનોનું ઉચ્છેદન કરે છે અને વહેમ-પાખંડથી ભરેલાં કપટ-સાધનો, મોહન અને વશીકરણ કરવાના મંત્રો શીખીને તેઓ

શઠ અને દુષ્ટ લોકોને ભેળવે છે. કોઈ કોઈ બ્રાહ્મણો વિદ્યાકળા સંપાદન કરીને તર્કશાસ્ત્રની મદદથી વાદવિવાદ કરવામાંજ વિદ્યાનો ઉપયોગ કરે છે. કોઈ કોઇ બ્રહ્મચારી, સંન્યાસી અને દિગંબર સાધુઓ નિઃસ્પૃહી જેવા દેખાય છે, પણ તેમના મનમાં કામક્રોધ વ્યાપી ગયેલા હોવાથી તેઓ તૃષ્ણાના પાશમાંથી છૂટી શકતા નથી. વિનાશકાળનાં આ બધાં લક્ષણો જોવા જેવાં છે. રાજાઓ પોતાની પ્રજાનો નાશ કરવા ઇચ્છે છે. બાપદીકરા અને ભાઈ-ભાઈ એકબીજાની સાથે દુશ્મનની પેઠે વર્તે છે અને એકબીજાનાં ગળાં કાપવા ઇચ્છે છે. અહોહો ! આ રાંડ માયાનું કેટલું બધું જોર છે? એ માયાએ સૌનાં મન ભમાવી નાખ્યાં છે અને અઢારે જાતિ અને ચારે વર્ણને સેળભેળ કરી દીધી છે તેમજ સૌને વટાળી માર્યાં છે. કળિયુગનું આવું ભવિષ્ય પૂર્વેના સંતો કહી ગયા હતા,તે હવે આજે આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ. મતલબ કે તેમનું કહેવું ખરૂં પડયું એવું મને લાગે છે. ઉપર કહી તેવી કળિયુગી વર્તણુંક રાખનારની કદી પણ ઉત્તમ ગતિ થતી નથી. એટલા માટે હે મનુષ્યો ! તમે તમારાં અંતઃકરણમાં દેવનું ધ્યાન કરીને તેમની દયાને માટે યાચના કરો. તુકારામનો સેવક અથવા બંધુ કાન્હોબા કહે છે કે, હે વૈકુંઠનાયક ! તું આ કળિયુગનો તમાશો જોયા શું કરે છે ? લોકો બિચારા ઘણાજ ત્રાસી ગયા છે. માટે તું જલદી જલદી દોડી આવ અને તેમને મુક્ત કર. હું તને આ પ્રમાણે સાદ કર્યાજ કરૂં છું.*

**૩૬૯૩**–હે સંતજનો ! તમે મારૂં બોબડુંતોતડું ભાષણ સાંભળો. હું તમારી આગળ લાડ કરૂં છું એમ જાણીને મારા ઉપર કોઇ દુભાશો નહિ. કેવાં કેવાં કામ કરવાથી મનુષ્યની ઉત્તમ અને અધોગતિ થાય છે, તેમનું હું તમારી આગળ જે વર્ણન કરી બતાવું છું,

* આ અભંગમાં પુરાણોની ઢબે કળિયુગનું વર્ણન કર્યું છે.

તે તમે એકાગ્રચિત્તે સાંભળી લેજો અને તેને તમારા હૃદયમાં ખૂબ બળપૂર્વક ધારણ કરી રાખજો ગૃહસ્થાશ્રમીઓમાં જેમને આજ્ઞાપાલક સ્ત્રી મળી હોય તેઓ ધર્મકાર્ય કરી શકે છે અને જે સ્ત્રીને નથી કોઈનો ભય અને નથી કોઇની લાજ, તેને હાથે એવાં કર્મ થાય છે કે જે મુક્ત કરવાને બદલે ઊલટાં બંધનમાં નાખી દે. અરે મારા ભાઇઓ! પરોપકાર એજ પુણ્ય છે એમ સમજી લેજો; તેમ બીજાની નિંદા કરવી અથવા ત્રાસ આપવો તેજ પાપ છે, એ પણ ગોખી રાખજો. જે માણુસ નિત્ય હરિનું સ્મરણ કરે છે તેણેજ ખરેખરો લાભ મેળવ્યો છે અને જે પ્રપંચમાં ગૂંચવાઈને પડી રહ્યો છે તેને મોટી હાનિ થઇ છે એમ જાણજો. મારા ભાઇઓ! સંતોની સંગતિ કરવી એજ સુખ છે અને ભૂતમાત્રમાં પરમાત્મા સમભાવે રહ્યો છે, છતાં પોતાની કલ્પના વડે વિષમતાની કલ્પના કરવી અને તેને સાચી માનીજ લેવી એનુંજ નામ દુઃખ. જેને પોતાની બુદ્ધિ સ્વાધીન થઇ ગઈ છે, તે જે કાંઈ કરે છે તે સાધનરૂપજ નીવડે છે અને જે પારકાની બુદ્ધિને અનુસરીને કામ કરે છે, તેને ભારે હાનિ થાય છે. જે પોતાની ઇન્દ્રિયોને કાબૂમાં રાખે છે તે બધી જગ્યાએ ઉત્તમ સન્માન પામે છે અને જેને સ્ત્રીઓના અધરામૃતનું પાન કરવાનો શોખ લાગી ગયો હોય છે, તેને ભારે અપમાન સહન કરવું પડે છે. જે બધી વાતનો સાર સાર જાણી લે છે, તેને જ્ઞાની જાણવો અને જે બીજાની સાથે વાદવિવાદ કરવામાં પોતાનું ભૂષણ માને છે તેને તુચ્છ સમજવો. જે કમાણી કર્યા પછી ગયા જઈને પિતૃશ્રાદ્ધ કરે છે, તે સારો માણુસ છે અને જે પરાઈ સ્ત્રીઓની પાછળ પોતાની કમાણી બરબાદ કરી દે છે, તેને દુષ્ટ અને ભાગ્યહીન કહેવો જોઈએ. જે જમતા પહેલાં ગાયનો અને અતિથિનો ભાગ જુદો કાઢ્યા પછી જમે છે, તેને શુદ્ધ આચારવાળો અને પંગતમાં બેઠેલા બીજા લોકો-

ને ન આપતાં જે એકલો એકલો ખાઈ જાય છે તેને અનાચારી કહેવો જોઈએ. જે ભૂતમાત્રમાં દેવની વ્યાપ્તિનો અનુભવ કરે છે તેજ પોતાનું હિત સાધી શકે છે અને જે અભિમાનયુક્ત આચરણ કરે છે, તેનું અકલ્યાણ થાય છે. મનુષ્યજન્મ પામીને જે શ્રીહરિનું દાસ્ય કરે છે તેનાજ જન્મને ધન્ય છે અને જે બધો વખત વિષયમાં રચ્યોપચ્યો રહે છે, તેના જીવતરને ધિક્કાર છે-તેણે પોતાના આયુષ્યને એળે ગાળ્યું એમ સમજવું. જે સિદ્ધ મહાત્માઓનાં લક્ષણ પારખી શકે છે, તેને ખરેખરો પરીક્ષક કહેવો અને જે બહારનાં ભૂષણ વગેરેને જોઈને જે ભુલાવામાં પડે છે, તેને પામલામાં ગણવો. જે શ્રીહરિની ભક્તિમાં દઢ રહે છે તેજ ખરેખરો બળવાન છે અને જે એકનિષ્ઠભાવ નથી જાળવી શકતો તેને ગધેડો સમજવો. ગુરુનું વચન સાંભળીને તેને પોતાના હૃદયમાં જે માણસ ધારણ કરી શકે છે તેને સરળ અંતઃકરણવાળો કહેવો જોઈએ અને જેનામાં ધૈર્યનો અભાવ હોવાથી, 'હાય! મારૂં શું થશે?' એવાં રોદણાં રડતો ફરે તેને હીન બુદ્ધિવાળો ગણવો. જે પોતાનો જીવભાવ દેવના ચરણ આગળ સમર્પિત કરી દે છે, તે ઉદાર છે અને જે સંસારની ઉપાધિમાં પડે છે તે કૃપણ કહેવાય છે. જેનું અંતઃકરણ શુદ્ધ હોય તેને સારો કહેવો અને જેનું મન મેલું અને વાણી ગંદી હોય તેને નઠારો માણસ જાણવો. વિઠોબાનું નામ એજ સારભૂત અને મધુર છે અને ચોર્યાશીલક્ષ યોનિઓમાં ભ્રમણ કરાવનાર સંસાર કડવો ઝેર જેવો છે. તુકારામ કહે છે કે, અરે ઓ મારા મન! તું સંતસમાગમનું સેવન કર અને વિઠ્ઠલના ચરણમાં સ્થિર થઇ જા; એ સિવાય બીજાં સાધનોની કડાકૂટ કરવાની કશી જરૂર નથી.

**૩૬૯૪**-હે મનુષ્યો! તમે હરિભજન કરવાનો નિશ્ચય કરી દો, નહિ તો તમારી ઉપર ભારે વિપત્તિ આવી પડશે. મનમાં ભાવ સ્થિર કરીને પંઢરપુરના દેવનું તમે સ્મરણ કરજો. કાળે તમારા

શરીરને કેદ કરી રાખ્યું છે એમ સમજીને, તમારે તેની જાળની દોરીઓને ઝટપટ કાપી નાખવી. આને સારૂ ફક્ત તમારે મોઢેથી હરિનામની ગર્જના ખૂબ વેગપૂર્વક કરવી. એવું નહિ કરો તો જન્મમૃત્યુના પૂરમાં ઘસડાઇ જશો અને તેના વમળમાં ગૂંચવાઇ મરશો. તમે તમારા મનમાં નાના પ્રકારની તૃષ્ણાઓને પોષણ આપીને તેમની તૃપ્તિ થાય એવું ઇચ્છતા હતા, પણ હવે તમે તૃષ્ણાઓને દેશવટો આપી દો અને દેવના ચરણમાં તમારા ચિત્તને સ્થિર કરી દઇને, તમે તમારી જાતને દેવની સેવામાં સમર્પિત કરી દઈ અમે દેવના સેવક છીએ એવું કહેવડાવો. આવું કર્યા વિના નાના પ્રકારના છંદદ્વારા અથવા કળાકૌશલ્ય-દ્વારા દેવની પ્રાપ્તિ થવાની નથી. તે દેવ આખા જગતના પિતા છે અને તમામ પ્રકારના ઐશ્વર્યના તથા મુક્તિના દાતા છે. આમ હોવાથી આ દેહના સંબંધીઓ મારા સંબંધીઓ છે, એવું માનીને આવડો મોટો ભાર તમારે માથે એક ઘડી વાર પણ શા માટે ઊંચકીને ફરો છો? અરેરે! હું ઘણીય શિખામણો દઉં છું, પણ આ લોકોને તરી જવાની ઇચ્છાજ થતી નથી; આપણે તરી જવું જોઇએ, એવો તેમને વિચાર પણ આવતો નથી! એ લોકોની બુદ્ધિ આટલી બધી શાથી અવળી થઈ ગઈ હશે? વિઠ્ઠલની આગળ તો નાનામોટા બધાય એકસમાન છે. તે આવા ઉદારશિરોમણિ છે, એવી તેમની કીર્તિ આખા ત્રિભુવનમાં ગાજી રહી છે. જેમનામાં ધૈર્યનો અભાવ હોય છે, તેઓ સહજ વારમાં પોતાના માર્ગ ઉપરથી ડગમગી જઇને નાહક જન્મમૃત્યુના ચક્કરમાં આંટા માર્યા કરે છે. જ્યારે ઘેર બેઠાં આવો લાભ મળે એમ છે, ત્યારે એક વાર લીધેલા નિયમને છોડવો ન જોઇએ. આ દેહ નાશવંત છે. તે કદી કાયમ રહી શકતોજ નથી. જે મનુષ્ય શ્રીહરિના કીર્તનમાં નૃત્ય કરે છે તે ભલે તણુખલા જેવો નીચ હોય; તોપણ તેને ભાગ્યવાન

સમજવો. અરે ઓ ભાઈ! તું શૂરો થા અને બહાદુરીથી તારા ખભા ઠોકીને આ ભવનદીને તરીને પેલે કિનારે ચાલ્યો જા. મનમાંથી અહંકારને કાઢી નાખવો, એનુંજ નામ દયા. હમેશાં પોતાનાં ધનધાન્યનીજ ફિકરચિંતા કર્યાં કરવી અને કુટુંબીઓનું પાલનપોષણ કરવું એજ ઉન્નતિમાં મોટામાં મોટું વિઘ્ન છે. અરે ભાઈ! તમે ગોવિંદનું નામસ્મરણ કરો અને તેમાંજ તમારો વાસ્તવિક ભાગ્યોદય છે. બીજાના ઉપર ઉપકાર કરવામાં પોતાના સામર્થ્યનો ઉપયોગ કરવો અને પરાઈ નિંદાથી દૂર રહેવું, એ ઉત્તમ છે. દેવનું ભજન કરવાનું કામ તમે તમારા પ્રારબ્ધના ઉપર છોડી દેશો મા. દેવની પ્રાપ્તિ કરવાનો રસ્તો તમારે હાથ આવી ગયો છે, તેને હવે છોડી દેશો મા. જો આળસ કરશો તો તમારા મોઢા ઉપર ધૂળ પડશે. નારાયણની પ્રાપ્તિ કરી લેશો તો તમારી કીર્તિ, યશ અને માનમાં વૃદ્ધિ થશે. જ્યારે તમારા મનમાંથી દ્વૈતભાવ સમૂળગો નીકળી જશે, ત્યારે તમારા તેજ આગળ સૂર્ય પણ ઝાંખો પડી જશે. જીવાત્મા મૂળથી શાંત હોવા છતાં તેણે વિષયભોગની કામના કરવા માંડી, તેથી કરીને તેના ઉપર તૃષ્ણાની સત્તા જામી ગઈ અને જન્મમૃત્યુના બંધનમાં બંધાઈને ઘણો દુઃખી થઈ ગયો. તમારી પણ તેવીજ દુર્દશા થઈ ગઈ છે. શ્રીહરિનું નામ એજ મુખ્ય સાર છે. તેનો તો તમે વિચાર કરતા નથી અને નકામા આંખો મીંચીને શું બેસી રહ્યા છો? જો તમે અત્યારે આ બાબતનો વિચાર નહિ કરો, તો આગળ જતાં તમારે કૂતરાનો અથવા ગધેડાનો જન્મ લેવો પડશે. જેમ ઘણામાં ઘણી મહેનત કરનાર ખેડૂત જમીનમાંથી ઘણામાં ઘણો પાક મેળવે છે, તેમ ભજનમાં પણ જે મહેનત લઈને ભજન કરે છે, તેનેજ હરિની પ્રાપ્તિ થાય છે. માટે તમારે પણ તમારી જાતમહેનત વડે શ્રીહરિની પ્રાપ્તિ કરી લેવી. પોતાનું હિત કરવું ન

કરવું એ તમારા હાથમાં છે, પણ તે છતાં તમે કાંઇ કરતા નથી. અલબત, તમે ગળામાં તુલસીની માળાઓ પહેરો છો, તિલક-છાપાં લગાવો છો અને નાના પ્રકારના સાજ સજીને દુનિયાને બતાવો છો. તુકારામ કહે છે કે, પણ વિષ્ણુના ભક્તોએ કેવા કેવા પુરુષાર્થ કર્યા છે તે પણ તમે જોતા હો તો કેવું સારૂં ?

**૩૬૯૫**—આ ત્રિગુણાત્મક શરીરરૂપી દડો તમે વારંવાર ઝીલી લેતા આવ્યા છો. હવે તમારે તેનો ઉપયોગ સ્વરૂપાનુસંધાનને અર્થે કરવો જોઇએ. જો તમે તેમ નહિ કરો, તો એ દેહરૂપી દડો એક દહાડો તમારા હાથમાંથી જતો રહેશે અને જન્મમૃત્યુનો બોજો તમારી પીઠ ઉપર લદાઈ જશે. આત્મબુદ્ધિરૂપી હાથ વડે તમે એ ત્રિગુણાત્મક શરીરરૂપી દડાને તમારાથી વેગળો ફેંકી દઈને, તમે છૂટા થઇ જાઓ અર્થાત્ તમે દેહની સાથે તાદાત્મ્ય માની લીધું છે તેને છોડી દો અને અંતર્મુખ દૃષ્ટિ કરીને સ્વરૂપના અનુસંધા-નમાં પ્રવૃત્ત થઈ જાઓ. સ્વરૂપના અનુભવદ્વારા સાચી મોટાઈ પ્રાપ્ત કરો અને ત્રિગુણાત્મક દેહરૂપી દડાને બહારનો બહારજ ર-હેવા દેજો. તેની સાથે તમારે કશો સંબંધ રાખવો નહિ. આવું કરવામાં જે કોઇ ચપળતાથી કામ લે છે, તેજ પ્રપંચરૂપી રમતમાં દાવ જીતી જાય છે અને જે એવું નથી કરતો, તે જન્મમૃત્યુના ચક્ક-રમાં સપડાઈ જાય છે. આ પંચભૂતાત્મક દેહબુદ્ધિની જાળમાં કેદ પકડાઇ ગયા પછી સંચિત, ક્રિયમાણ અને પ્રારબ્ધ, એ ત્રણ પ્રકા-રનાં કર્મ એક ઘડી વાર ઠરીને બેસી રહેવા દેતાંજ નથી અને એક પછી એક દાવ હારવા પડે છે, અર્થાત્ ઉપરાઉપરી જન્મ ધારણ કરવા પડે છે. દેહબુદ્ધિની જાળમાં સપડાઇ જનારને દુઃખના ડુંગર વેઠવા પડે છે; આ દેહ તે હું પોતે અને આ દેહનાં સંબંધીઓ તે મારાં સંબંધીઓ, એ બોજો ઊંચકવો પડે છે; તેમજ રમતમાંથી છુટકારો ન થતાં ચક્કરકુંડાળામાં આંટા મારવાજ પડે છે. તુકારામ

કહે છે કે, જે કોઈ એક વાર પણ હરિને જીતી લેશે તેનું સુખ સૌથી વધારે છે એમ જાણવું.

૩૬૯૬–અરે ઓ છોકરા! તેં જ્યારથી દેહબુદ્ધિ ધારણ કરી, ત્યારથી આજ સુધીમાં તું અનેક યોનિઓમાં ભટક્યો અને જન્મ-મૃત્યુદ્વારા તેં અનેક દુઃખ વેઠયાં. હજી પણ તને તેનો કંટાળો નથી આવ્યો? તું શરમને લીધે ધીરજ રાખીને બેસી રહે છે, પણ તેથી દુઃખ વેઠી વેઠીને તારો દમ નીકળી જાય છે. તું પોતે મુક્ત હોવા છતાં શા માટે દેહાભિમાનના સકંચામાં સપડાઇ જાય છે? આવું કરવાથી તારા માથા ઉપરનો પ્રપંચનો બોજો જરા પણ હેઠે ઊતરવાનો નથી. પંચભૂતોનો સરવાળો કરીને એક ને એક વડે (આત્મા વડે અનાત્માને) પકડી લીધાથી આત્મબુદ્ધિની ગાંઠ પડી ગઇ છે, જેને જડચેતનની ગાંઠ પડી ગઈ કહે છે. આવી રીતે એકના ઉપર ( આત્માના ઉપર અનાત્માની ) ગાંઠ પડી જવાથી નાના પ્રકારના વિકાર તને લાગુ પડી ગયા છે. જ્યાંસુધી તું આ દેહાદિ પ્રપંચના ખેલમાં ગૂંચવાઈ ગયો છે, ત્યાં સુધી પુણ્યનો ક્ષય થતાં તારે અધોગતિએ જવું પડશે અને પુણ્યનું ઉપાર્જન કરવાથી ઉર્ધ્વ ગતિ કરવી પડશે. એ પ્રમાણે કોઈ વાર નીચેથી ઉપર અને કોઇ વાર ઉપરથી નીચે તારે ફેરા ખાવા પડશે. એક સ્થાન છોડતી વખતે જો તારી કોઇ સદ્‌વૃત્તિ જાગૃત થઈ હશે, તો તે તને સ્વર્ગમાં લઇ જશે અને તારાં પુણ્યોનો ક્ષય થતાં તારે પાછું નીચે ઊતરી જવું પડશે. તુકારામ કહે છે કે, આ દેહાદિ પ્રપંચની રમત રમતી વખતે હાથપગ બાંધી રાખવા અર્થાત્ દેહની સાથે તાદાત્મ્યભાવ જોડીને નાના પ્રકારની રમતોમાં ન પડવું, એજ ઉત્તમ છે કારણકે એવું કર્યાથી તમે બંધાઈ જશો નહિ.

૩૬૯૭–'હું અને મારૂં' એ શું છે, એ સવાલ હું તમને

પૂછું છું, તેનો તમે જવાબ આપો. ચીડવાશો નહિ. જે મારા સવાલનો જવાબ ન આપે તે તેની માનેજ પરણે. અરે ઓ ભાઇ! આ શુભ વાત તમે સાંભળો-તમે સાંભળો-તમે સાંભળો. દેહાદિ પ્રપંચના મોહમાં તમે થોડાઘણા ગૂંચવાઇ ગયા હો, તો તેનાથી છુટા થઈ જજો. આ હું ખરેખરી સો વાતની એક વાત કહું છું. આ બાબત તમારે મનમાં દુભાવું નહિ અને કંટાળો આણવો નહિ. જન્મવું, જીવવું અને મરવું એ ત્રણે કાર્યો દેહને પ્રારબ્ધને લીધે કરવાં પડે છે, માટે તમે તેનો સંબંધ તોડી નાખો. તુકારામ કહે છે કે, સૌ લોકોએ પોતાના દેહાભિમાનનો ત્યાગ કરવો અને કોઇ પણ જાતની ઉપાધિ પોતાને લાગુ પડવા દેવી નહિ.

**૩૬૯૮**-અરે મારા ભાઇઓ! જે સવાલનો જવાબ તમારી બુદ્ધિ નહિ આપી શકે તેનો જવાબ મેં તમને સંભળાવી દીધો; માટે હવે તમે તેની સાથે તમારો પોતાનો મેળ કરી દઇને જેમ બને તેમ સવેળા શુદ્ધ ભાવ ધારણ કરો. મેં મારા સ્વરૂપને જાણી લીધું છે તેથી હવે મારે માટે કશું કર્તવ્ય બાકી રહેતું નથી. જે કિંમત છે તે કમાઇ કરી લેવાનીજ છે. આ હું તમને જે કાંઇ કહું તેને માટે મારા ઉપર કોઇએ માઠું લગાડવું નહિ. અહીં કોને પસંદ કરવા અને કોને છોડી દેવા તેની મને આવડત છે નહિ, તેમ કોઈનું વર્ણન કરતાં પણ મને આવડતું નથી. તુકારામ કહે છે કે, ડગલે ને પગલે કૃષ્ણ વનમાળીનું સ્મરણ કરતા રહેવાથી એક વાર જય મળવોજ જોઇએ.

**૩૬૯૯**-હરિ નામનો ઉચ્ચાર કરવો એ તો આનંદના ઘૂંટડા ભરવા જેવું છે. એ રસ ચાખવાનો સુયોગ જેનું ખરેખરૂં સદ્-ભાગ્ય હોય તેનેજ પ્રાપ્ત થાય છે. જેણે અનેક જન્મજન્માં-તરથી પુણ્યનો સંચય કર્યો હશે, તેજ આ રસનો અધિકારી

ગણાશે. અરે મારા ભાઇઓ! તમે બેઠાંબેઠાં જોયા શું કરો છો? તમે આનંદપૂર્વક નૃત્યમાં સામેલ થઇ જાઓ અને મેં હમણાં કહ્યો તે રસનું પેટ ભરીને સેવન કરો. કશી કસર રાખશો નહિ. તુકારામ કહે છે કે, શ્રીહરિનું જે સ્વરૂપ આપણી આંખોની સામે ઊભેલું છે, તે જો અંતઃકરણમાં આવીને વસી જાય, તો પછી કળિકાળ દીન અને અશક્ત બની જાય.

૩૭૦૦–ગોપાળકૃષ્ણ (પોતાના ગોઠિયાઓને) કહેવા લાગ્યાઃ “ ચાલો અલ્યા! આપણે કલેવો* કરીએ. જેની પાસે જેટલો પાપ-પુણ્યનો ભંડોળ જમા થયેલો હોય તે બધો મને બતલાવી દો. મારી આંખચોરીએ કશું આગળપાછળ સંતાડી રાખશો નહિ. જે કાંઈ કહો તે ખરેખરૂં કહી દેજો. અહીં તો એવો કાયદો છે કે, જે ઠગાઈ કરવા જશે તે પોતેજ ઠગાઈ જશે અને એવાને બહાર કાઢી મૂકીશું.” શ્રીહરિ એવા છે કે, બીજાની ઝડતી લીધા પહેલાં પોતાની ખરી સ્થિતિ બતલાવતા નથી. જેઓ એકબીજાની પુષ્કળ સાક્ષીઓ પૂરે છે તેમનો પણ છુટકારો થતો નથી. પછી કોઇએ છાસ આપી, કોઇએ ભાત, કોઇએ રોટલા અને કોઇએ દહીં એમ જેની પાસે જે હતું તે આપી દીધું અને પછી સૌની વચમાં બેસીને શ્રીહરિ તે બધું લેતા ગયા, કેટલાકની ધીરજ રહી નહિ, તેથી તેમણે પોતાના દેહાભિમાનનું પોટલું છોડી નાખ્યું, કેટલાક વિચારના જોરે જડચેતનની ગાંઠ છોડવા મંડી પડ્યા અને બીજા કેટલાક તે માર્ગનું અનુસરણ કરવા લાગ્યા. કેટલાક વળી દેહાભિમાનનો ભાર હાથમાં લઈને તે કેવો જૂઠો છે તે જોવા લાગ્યા. કેટલાક પરમાર્થને રસ્તે વળ્યા અને તેથી તેઓ શાંત થઈ ગયા. તેઓ બીજાને કહેવા લાગ્યા કે તમે પણ અમારી પેઠે કરો. કેટલાક લોકોએ પોતાની ઈન્દ્રિયો રૂપી ગાયોને શ્રીહરિના સ્વરૂપમાં સ્થિર કરી દીધી. કેટ-

* નાસ્તો અથવા શિરામણ, ઉજાણી

લોકે એજ ઇન્દ્રિયોરૂપી ગાયોને વિષયોના ભણી જતી ખેંચી લીધી અને શ્રીહરિના ભણી વાળવા માંડી. કેટલાક એવા પણ હતા કે જેમની ઇન્દ્રિયોરૂપી ગાયો વિષયોનાં ખેતરોમાં ચરવા લાગી અને તેમની સામે પડેલા વિષયોની લાલચને લીધે ત્યાં ને ત્યાં ભમવા લાગી. કેટલાકની ઇન્દ્રિયોરૂપી ગાયો અલ્પસ્વલ્પ વિષયસુખની અંદરથી બહાર નીકળીજ નહિ. સૌના જીવન-શ્રીહરિનો વાસો તેવા લોકોના ચિત્તમાં થયોજ ન હતો. કેટલાક લોકો એકબીજાને કહેવા લાગ્યા કે, ચાલો, આપણે હરિની પાસે જઇએ, ત્યારે કેટલાક વિષયસુખમાં ફેરા ખાનારા પણ હતા. કેટલાક ગુરુ બની જઇને ભોળા અજ્ઞાની લોકોને પરમાર્થનો રસ્તો બતાવવાને બહાને ઊલટા તેમને દેહબુદ્ધિના ઘરની અંદર કેદ પૂરી રાખવા લાગ્યા. તેમણે શિષ્યોની પાસે માળા અને પુષ્પદ્વારા પોતાનું પૂજન કરાવીને નકામાં ફૂલ વેડફી નાખ્યાં. જેમને પોતાની ગાંઠના પૈસા ખરચીને ખાવાનું ગમતું નથી અને જેઓ શિષ્યોનું આપેલું ખાય છે, તેઓ જન્મમૃત્યુના સપાટામાં વેડે પકડાઈ જાય છે અને વૈતરાં વહી મરે છે. કેટલાક લોકો માયાના સપાટામાં આવી જઇને દેહબુદ્ધિરૂપી ઘરમાં બંદીવાન બની ગયા અને ત્યાં વિષય-કામનાઓમાં ભેરવાઇ પડ્યા. આપણે પોતે કોણ છીએ તેનું તેમને ભાનજ રહ્યું નહિ. જેવાં તેમનાં પૂર્વ જન્મોના સંચિતકર્મ હતાં તેવું તેમને ખાવાનું (સુખદુઃખાદિ ભોગ) મળવા લાગ્યું અને એવી સ્થિતિમાં તેમનું આયુષ્ય વાતોમાં ને વાતોમાં વહી ગયું, ત્યારે તેમને ભાન આવ્યું. કેટલાકે હાથેપગે અને આખે શરીરે રાખોડી ચોળી, કેટલાકે પોતાનાં માથાં મૂંડી નખાવ્યાં અને ચોટલીઓ કાપી નખાવી, કેટલાકને હજામત કરાવવાનું આળસ આવવાથી માથે નીમાળા વધાર્યાં પણ તેમની પાસે શુદ્ધ પુણ્યનું ભંડોળ હતું નહિ તેથી તે બધાનો ઉપયોગ કેવળ ઢોંગ કરવા પૂરતોજ થવા લાગ્યો. તુકારામ કહે

છે કે, હે કાન્હોબા! ત્યારે હવે તમે મારૂં ભંડોળ પાછું આપો, મારી પાસે કાંઇજ નથી, તે તો તમે જાણો છોજ. હું તમારે શરણે આવ્યો છું. તુંજ જ્યારે મારો ત્યાગ કરે ત્યારે મારે જવું પણ ક્યાં? કૃપાવંત દેવ કૃપા કરે એટલે પછી હું પેટ ભરીને ખાઇશ.

૩૭૦૧–શ્રીહરિ બધાની વચ્ચોવચ્ચ બેસીને સૌના મનનું એકસરખી રીતે સમાધાન કરવા લાગ્યા. શ્રીહરિએ જેના ભણી દૃષ્ટિ કરી તે, તેમને પોતાની સામે જોતો થઇ ગયો અને તેને સર્વ પ્રકારના ભોગ પ્રાપ્ત થઇ ગયા. જેણે ગોપાળના મોઢામાં એક કોળિયો ભરાવ્યો તેણે તેમને પોતાના હાથમાંજ લઈ લીધા. જે કોઈ કાંઇ પણ બોલે તે હરિની સાથેજ બોલે અને તે જે કાંઇ આપે તે લે, એમ સૌ તેમની સાથે વર્તવા લાગ્યા. દરેક જણ શું શું કરે છે, તે તો એકલા હરિજ જાણે; કેમકે તેઓ એકબીજાની અંદર ગુપ્ત રીતે વસી ગયા છે. તુકારામ કહે છે કે, દેવને ભક્તિ ઘણી ગમે છે. તે કોઇના પણ હૃદયમાં વિષમભાવ પેદા થવા દેતા નથી.

૩૭૦૨–કાન્હોબા ( શ્રીકૃષ્ણ )ના અંતઃકરણમાં વિષમભાવને માટે સ્થાન હોતુંજ નથી. તેમની સાથે આપણો અતિ નિકટનો સંબંધ જોડાઇ ગયેલો હોવાથી તે સહાય જેવો ને તેવોજ રહે છે. પણ જેના મનમાં જેવી ભાવના હોય છે, તેને લક્ષમાં લઇને જેટલું દુઃખ દેવું ઘટે તેટલું તે દે છે. શ્રીહરિ સૌનાં કર્મોના સાક્ષી છે અને તે સૌની લીલા ખૂબ મજાની સાથે જોયા કરે છે. શ્રીહરિ પોતે એવી રીતે ખેલે છે કે, કોઈના સપાટામાં આવતાજ નથી. તુકારામ કહે છે કે, જેઓ પોતાનો ભાર તેમના માથા ઉપર મૂકી દે છે, તેઓ કદી કોઈની ચુંગાલમાં સપડાઈ જાય અથવા પ્રપંચની ગૂંચવણોમાં ભેરવાઈ પડે તો તે તેમને મુક્ત કરી દે છે અને જેનો જેવો અધિકાર તેને તે પ્રમાણે પોતાની થાળીમાંથી પોતાને હાથે કોળિયા દે છે.

૩૭૦૩-પોતપોતાનું કામ આટોપી લીધા પછી બધા ગોવાળિયા ભેગા થયા અને જેમને આવતાં વાર લાગી તેમને સૌ કહેવા લાગ્યા કે, "ચાલો પોતપોતાની ભાથાની પોટલી લઈ આવો." દરેક જણ બોલ્યો કે, "અમારી પાસે કાંઈ બાકી રહી ગયું હોય અથવા કશું અમે સંતાડી રાખ્યું હોય તો અમારી ઝડતી લઇને ખાતરી કરી જુઓ." ત્યાર પછી દરેક જણે પોતાની ઇન્દ્રિયોરૂપી ગાયોને પોતાના હૃદયરૂપી કોઠારમાં મજબૂત બાંધી દીધી. શ્રીહરિની તે ગોવાળિયાઓની ટોળીમાં 'બોબડો' 'વાંકડિયો' એવા નાના પ્રકારના નામધારી ગોવાળિયા હતા. તેમણે પોતપોતાના મનના ઉલ્લાસના પ્રમાણમાં ભાવભક્તિરૂપી ભાથું બાંધી લીધું હતું. તેમાંથી પોતાની શુદ્ધ ભાવનાનો મધુર રસ તેમણે જુદો કાઢી લીધો અને તેમાં શ્રીહરિએ પોતાના તરફથી પોતાના માધુર્યનો રસ મેળવી દીધો. જ્યાંસુધી તેમને સાંગોપાંગ ભાવભક્તિની પ્રાપ્તિ થઈ ન હતી, ત્યાંસુધી તેઓ પોતાની પાપપુણ્યાત્મક પૂંજીનો ભાર પોતાના માથા ઉપર ઊંચકીને ફરતા હતા. ત્યાર પછી સૌનામાં પારમાર્થિક લક્ષણોનો ઉદય થયેલો જોઇને શ્રીહરિએ તેમને માથેથી પાપપુણ્યાત્મક પૂંજીનો ભાર ઉતારી નાખ્યો. કોઇ જરાક અધીરો થઇને શ્રીહરિની પાસે કાંઇક માગતો, ત્યારે બીજા બધા ગોવાળિયા તેના ઉપર ખીજવાઈ જતા અને તેને કહેતા કે, "તને આવો તુચ્છ વિચાર શાથી સૂઝ્યો ?" તુકારામ કહે છે કે, એકબીજાની સાથે સંવાદ કરવાથી તે ગોવાળિયાઓને બ્રહ્માનંદની પ્રાપ્તિ થઇ ગઈ; ત્યારે ચાલો, આપણે પણ તે હરિના ચરણને વંદીએ.

૩૭૦૪-શ્રીહરિ યમુનાને કિનારે આવીને બધા ગોવાળિયાને કહેવા લાગ્યા કે, "સૌ પોતપોતાના ભાથાની પોટલીઓ લઇ આવો. આજે આપણે ભેગા બેસીને ઉજાણી કરીશું. બધા એક જગ્યાએ ભેગા થઇ જાઓ અને હું મજેથી તે જોતો ઊભો રહું. મારી પાસે

જે કાંઈ છે તે પણ હું તમારા ભાથાની અંદર સામેલ કરી દઈશ." આ વચન સાંભળીને સૌ ગોવાળ બોલી ઊઠચા: "બહુ સારૂ, બહુ સારૂ. હે ગોપાલકૃષ્ણ! તું કહે છે તેમ અમે કરીશું." પછી તેઓ બધા આનંદપૂર્વક વાંસળી, પાવા, જેની પાસે જે વાદ્ય હતું તે બજાવવા લાગ્યા. ત્યાર પછી પોતપોતાના ભાથાની પોટલીઓને તેમણે એક પથ્થરની શિલા ઉપર મૂકીને તેમની ગાંઠો છોડી અને તેમાં જે ખાવાની વસ્તુઓ બાંધી હતી તે બધી ભેગી કરી, એટલે તેમાંથી શ્રીહરિએ સૌને ખાવાનું પીરસવા માંડયું. તે લેવાને માટે કોઈએ પોતાના હાથ લાંબા કર્યા અને કોઈએ તો પોતાનાં મોઢાં પહોળાં કર્યાં. જેમને ભાગ વધારે ખાવાનું આવ્યું તેઓ ઘણા ખુશ થઈ ગયા. પછી સૌ ગોવાળિયા કહેવા લાગ્યા કે, "આજની ઉજાણીમાં તો બહુ મજાનું ખાવાનું અમારે ભાગે આવ્યું છે." કોઈ કોઈ કહે કે, "હજી પણ મને થોડું વધારે આપો, મારૂં પેટ હજી ભરાયું નથી." આવું આવું કહીને તેઓ દેવની પાસે વિશેષ અન્નની માગણી કરવા મંડચા. દેવ જ્યારે તેમનાં મોઢાં ભણી હાથ લાંબો કરતા ત્યારે અમારા મોઢામાં કાંઈક આવશે, એવી આશાએ તેઓ મોઢાં ઉઘાડવા લાગ્યા; પણ આ વખતે હરિ તેમને કાંઇ ન આપતાં પોતેજ ખાવા મંડી ગયા અને પેલા બધા ટગરટગર જોવા લાગ્યા. જેટલું ખાવાનું સિલકમાં હતું, તે બધુંજ પોતાના મોઢામાં દાબી ઘાલીને હરિ ત્યાંથી નાસી જવા લાગ્યા. એટલે સૌ ગોવાળિયા તેમની પૂંઠે દોડચા અને તેમને પકડી લીધા. પછી બધા મળીને તેમને વળગી પડચા અને તેમના મોઢામાંથી કાઢીકાઢીને સૌ ખાવા લાગ્યા. તેઓ બોલ્યા: "આ કાન્હો તો મોટો ઉસ્તાદ ઠગ છે. તેના મોઢામાંથી તો ફક્ત એકજ કોળિયા જેટલું ખાવાનું નીકળ્યું અને તેટલાને માટે તેણે આપણને સૌને આખા જંગલમાં દોડાવી માર્યા." કૃષ્ણને પકડી પાડવામાં જેમણે તેમની બરાબર પૂંઠ લીધી

હતી, તેમને સૌએ શાબાશી આપી. મારી કૃષ્ણ માતા બધાનું ખાવાનું એકલીજ ખાઇ ગઇ, તે જોઇને દેવતાઓ હાયહાય કરવા લાગ્યા અને ફરિયાદ કરવા લાગ્યા કે, અમને એ સુખમાંથી કેમ બાદ કર્યા? ગોવાળિયા કોઈના ગાલ ઉપર તો કોઈની ગાં.... ઉપર અન્નના ગોળા બનાવીબનાવીને મારવા મંડચા. તે માર હરિથી સહેવાયો નહિ. તે ઘડીએ ગોવાળિયા એકબીજાને કહેવા લાગ્યા કે, "આપણે અન્નના ગોળા મારીએ છીએ તે હરિથી ખમાતું નથી. એટલા માટે તો તે આપણા કાલાવાલા કરે છે કે, હવે આ તોફાન કરવાનું બંધ કરો અને આપણે પાછા રમીએ." પછી તેઓ બધા સમજી ગયા અને આનંદપૂર્વક એક કુંડાળામાં ગોઠવાઈ ગયા. એ કુંડાળાની વચમાં તેમણે શ્રીહરિને ઊભા રાખ્યા. સૌ તેમની આગળ-પાછળ ઘૂમવા લાગ્યા અને રણશિંગડાં, પાવા, વાંસળી વગેરે વાદ્યો વગાડવા લાગ્યા. એ ગોવાળિયાઓમાં કોઈ બોબડા, કોઈ લૂલા, કોઈ લંગડા, કોઇ રાંટિયા એવી અનેક ખોડખાંપણોવાળા પણ હતા. પરંતુ તેઓ બધા ભાવિક હોવાથી કૃષ્ણને ઘણા વહાલા હતા. તેમનાં મોઢાં સામે જોઇને કૃષ્ણ ગમત કરવા લાગ્યા. તેમને આથી બહુ મજા પડી અને તેઓ ખડખડ હસવા માંડચા. એકબીજાનું એઠું ખાતાં તેમને સૂગ આવતી ન હતી. તેઓ શરમાળ હતા, પણ હરિએ તેમને પોતાની સંગતમાં રાખીને વધારે ધીર બનાવી દીધા. જેઓ હજી ધરાયા ન હતા તેમની પાસે જઇને હરિ તેમને મોઢે હાથ ફેરવતા હતા ને સૌને સમાન સુખ આપતા હતા. તે જોઇને ગોવાળ પોતાની અંદર એક કરતાં વધારે વાર કહેતા ગયા કે, "હે હરિ! તું ઘણો ભલો છે; એટલા માટે તારી સંગતમાં રહેવું એજ અમારે માટે ઉત્તમ છે. આથી કરીને તું કદાચ અમને ઠગે, તોપણ અમે બીજા કોઈની પાસે જવાના તો નથીજ. એ બધા ગોવાળિયાઓને થયેલો આનંદ જોઇને ગાયો ચારો ખાવાનું ભૂલી ગઈ અને પક્ષી-

ઓ તથા બીજાં વન્યપશુઓ પોતપોતાનો આહાર કરવાનું ભૂલી ગયાં. જમનાનો પ્રવાહ વહેતો અટકી પડ્યો. આ આનંદભર્યું દૃશ્ય સ્વર્ગના દેવતાઓ જોવા લાગ્યા. તેઓ પોતાના મનમાં ખેદ કરવા લાગ્યા અને બોલ્યા કે, "ધન્ય છે આ ગોવાળિયાઓને અને ધિક્કાર છે અમારા જન્મને! ત્યારે હવે આપણે શું કરવું?" એમ દેવતાઓ એકબીજાને પ્રશ્ન પૂછવા મંડ્યા. યમુનાના પાણીની અંદર ગોવાળિયાઓનું વધેલું એઠું પડ્યું હતું, તે પ્રાપ્ત કરવાને સારૂ આપણે બધા માછલીઓ થઇ જઇએ તો કેવું સારૂં? આવો વિચાર કરીને બધા દેવતાઓએ માછલીઓનાં રૂપ લીધાં અને યમુનાના કિનારા આગળ આવીને ગોવાળિયાઓનું એઠું ખાવાને સારૂ ટાંપા મારવા મંડ્યા. કૃષ્ણ જ્યારે આ રીતે આનંદ સહિત ગોવાળિયાઓની સાથે ક્રીડા કરતા હતા, તે ઘડીએ તેઓ બોલ્યા: "કોઇએ યમુનાના પાણીમાં હાથ ધોવા જવું નહિ." ત્યાર પછી વળી તેઓ બોલ્યા: "કૃષ્ણ લોકોના મનની વાત જાણી જાય છે. જે લોકોને પોતાની મોટાઈનું અભિમાન હોય, તેમને કૃષ્ણના ઉચ્છિષ્ટ અન્નનો પ્રસાદ મળેજ કેવી રીતે? આજે તો ધન્ય ઘડી અને ધન્ય દહાડો એવું અમારે થયું છે, કેમકે હે દેવ! તેં અમને તારે હાથે પ્રસાદ ખવડાવ્યો, તે ખાઇને અમે ધન્ય થઈ ગયા છીએ." સૌ ગોવાળિયા પારસ્પરિક પ્રેમમાં મગ્ન થઇ ગયા અને કહેવા લાગ્યા કે, "હે કૃષ્ણ! આજે તારી સાથે એક પંગતમાં બેસીને અમે પેટ ભરીને દહીં ખાધું. હે દેવ! તારી સંગતિ સર્વોત્તમ છે. તે તું હમેશાં અમને આપતો રહેજે. આવી રીતે અમ જીવોને તું આનંદ આપ્યા કરજે." તેના જવાબમાં કૃષ્ણે સૌ ગોવાળિયાઓને સંબોધીને કહ્યું: "ચાલો, હવે સૌ પોતપોતાની લાકડીઓ હાથમાં લો અને ડગલીઓ પહેરી લો. હવે આપણે બધા ભેગા મળીને ગાયો ચરાવવા નીકળી પડીએ. તુકારામ કહે છે કે, આજના આનંદને

બ્રહ્માનંદજ કહેવો જોઈએ. તે અવર્ણનીય આનંદ હતો. કારણકે સાક્ષાત્ પરમાનંદરૂપ કૃષ્ણજ અમારી સાથે હતા. આથી કરીને બધા ગોવાળ તૃપ્ત થયા હતા અને પ્રભુએ સૌ ગાયોને તથા ગોવાળિયાઓને પોતાની સમાન બનાવી દીધા હતા.

૩૭૦૫-કૃષ્ણ બોલ્યા: "ચાલો અલ્યા! બધા ભેગા થઈ જાઓ. આજે આપણે વૃન્દાવનનો આનંદ માણવા જઈશું." ગોવાળિયા પછી વાંસળીઓ વગાડવા લાગ્યા. તેમનો મંજુલ ધ્વનિ જેમને કાને પડ્યો તેમનું મન ઝાલ્યું રહ્યું નહિ અને ચિત્ત અતિ ચંચળ થવા લાગ્યું. તેમના મનને એવું થયું કે, જે કામ કરવાનું બાકી રહ્યું હોય તેને હાથમાંથી હેઠું મૂકી દો. તેમાં બંધાઈ રહેવું નહિ. આજે તો કૃષ્ણને મળવાની શુભ ક્ષણ છે. શ્રીકૃષ્ણના મુખદર્શનથી નેત્રો શીતળ થાય છે. કૃષ્ણને મળવા જવાના અપરાધને માટે ઘરનાં માણસો આપણું ઘસાતું બોલે તો છો બોલતાં. તેને આપણે મનમાં લાવીશું નહિ. કૃષ્ણને મળવાના માર્ગમાં જે જે વિઘ્ન આડાં આવે તે અકારાં લાગે છે. ખાસ કરીને સૌથી વધારે વિઘ્ન ઉત્પન્ન કરનારી લોકલજ્જાની બાબતમાં તો આપણું મન ઉદાસીન થઈ ગયુંજ છે. આપણે તેનાથી બિલકુલ મુક્ત થઈ ગયા છીએ. તુકારામ કહે છે કે, તેઓ આ રીતે એકબીજાને સાવધાન કરતા કરતા કૃષ્ણને મળવા સારૂ ચાલતા થયા અને દેવે તેમને પોતાના સ્વરૂપની અંદર તન્મય કરી દીધા.

૩૭૦૬-પ્રાપંચિક કામો કરતી વખતે તેમાં આસક્ત થવું નહિ. મનની અંદર કોઇના પણ સંગને માટે મમત્વ ન રાખતાં, નિર્લેપ ભાવે રહેવું. તમામ પ્રકારની લજ્જાને છોડી દેવી. નાના પ્રકારની ઉપાધિઓનાં બંધનને તોડી નાખવાં અને એકત્વમાં રહેનારા એક અદ્વિતીય પરમાત્માનો સાક્ષાત્કાર કરવો. અરે ભાઈ!

તમામ જાતના દેહાદિ પ્રપંચની માયાથી અળગા બની જઇએ ત્યારેજ સાંસારિક કામોમાં પણ વાસ્તવિક સુખ થાય છે. એવી સ્થિતિ મેળવવાને માટે પ્રથમ સદ્‌વિચાર કરીને દેહાદિ સાથેનો સંબંધ તોડી નાખવો. અગાઉ ગર્ભવાસ વખતે જે **સોऽहम्** ભાવના તમે શીખ્યા હતા તેના વિષે ફરીથી વિચારદ્વારા અનુભવ લેતા જવું અને એ મંત્રનો મોઢેથી ઉચ્ચાર કરતા રહેવું. ત્રિગુણાત્મક વૃત્તિરૂપી તરંગો તમારા હૃદયમાં વારેઘડીએ ઉત્પન્ન થયા કરે છે. યોગવિદ્યાંતર્ગત મૂળબંધ આદિ ક્રિયાઓની મદદ લઇને તેમનું નિવારણ કરવું. ત્યાર પછી એકએક કરીને યોગનાં જુદાં જુદાં અંગોનું સાધન કરવું. તેમ કરવાથી તમને ભારે સન્માન મળશે અને તમારા કામની આખા ત્રૈલોકયમાં પ્રશંસા થવા લાગશે. તુકારામ કહે છે કે, તમારામાં અને મારામાં બેઉમાં એક સામાન્ય આત્મસ્વરૂપ ભાવ છે. તે સમસ્થિતિમાં અવસ્થાન કરીને તમારે ભેદશૂન્ય અને સર્વોચ્ચ સ્વસ્વરૂપાવસ્થાને પ્રાપ્ત કરી લેવી.

**૩૭૦૭**–દેહાદિ પ્રાપંચિક પદાર્થોને આધીન રહીને જીવનારા ઓ અમારા મિત્ર ! તું તેમની સાથેનો તારો સંબંધ તોડી નાખ. પોતાના સ્વરૂપના અજ્ઞાનને લીધે ઉપાધિઓની સાથે તાદાત્મ્ય કર્યાથી, તેમના ગુણવિકારરૂપી મળની અંદર આપણું સ્વરૂપ ગૂંચવાઈ ગયું છે. (એ વિકાર આપણે મનથી માની લીધેલા છે.) તે વિકારરૂપી મેલને ધોઇને દૂર કરી દેવો. જો તું એવું નહિ કરે તો હું તારા મોઢા ઉપર અને તારી ગાં.... ઉપર થૂંકીશ. આ દેહાદિ પ્રપંચમાં આસક્ત થઇને રમત રમનારાઓમાંથી કેટલા બધા લોકો હારી ગયા ? અરે ! સંસારની સાથે સંબંધ રાખનારા ! તું ઊઠ, ઊભો થા. ચાલ આપણે સ્વસ્વરૂપના ભણી ચાલવા માંડીએ. પ્રાપંચિક ક્રીડાઓ કરતાં કરતાં તો તું ઘરડો થવા આવ્યો. હવે તારા હાથપગમાં પહેલાંના જેવું જોર હશે નહિ. તું આવીને આવી અ-

વસ્થામાં જીવ્યા કરશે તો તારાં પ્રાપંચિક કામોના અનેક વિકારોનો મળ તારી બુદ્ધિને લાગુ પડી જશે. અલી ઓ છોકરિ! પંચભૂતો-ના અને સપ્તધાતુઓના બનેલા આ દેહને જીતીને જો તું તારે સ્વાધીન નહિ કરે તો તું આ રમતની અંદર શી રીતે ટકી રહેશે? તારા શરીરનું બળ તો હવે ક્ષીણ થઈ ગયું છે, તારા ટાંટિયા લથડિયાં ખાવા લાગ્યા છે, એમ છતાં તું આ પ્રપંચના ખેલમાં ક્યાંસુધી રમ્યા કરીશ? તુકારામ કહે છે કે, ઓ ગધેડા! જે મેં તને હમણાં કહ્યું તે તું હજી પણ કરવા માંડ.

૩૭૦૮–હે હરિ! તારી સાથે 'હુંબરી'ની (એક જાતની નાનાં છોકરાંની રમત) રમત રમવા માટે કોણ તૈયાર થાય? કારણકે ચાર વેદ, છ શાસ્ત્ર અને અઢારે પુરાણ, એ બધાં તારૂં વર્ણન કરતાંકરતાં થાકી ગયાં અને હજાર મોઢાંવાળો શેષ પણ થાકી ગયો. જ્યારે તે દિવસે ગેડીદડાની રમત રમતાંરમતાં તારો દડો યમુનામાં પડી ગયો ત્યારે તેં નદીમાં ભૂસકો માર્યો અને ડૂબકી મારીને કાલીય નાગનું જોર હણી નાખ્યું. તું નિર્દય અને નઠોર છે. ગમે તેનું લોહી પી જતાં તને જરા પણ દયા આવતી નથી. તું તારી પૂતનામાસીનું લોહી ચૂસી ગયો અને તેને મારી નાખી. તેં રામાવતાર લઇને રાવણનું સત્યાનાશ કાઢી નાખ્યું. તેનાં બાયડીછોકરાંને પણ તેં છોડયાં નહિ. તારા કૃષ્ણાવતાર વખતે તેં તારા મામા કંસને હણ્યો. તું આવો નિર્દય છે તે હું પૂરેપૂરૂં જાણું છું. તુકારામ કહે છે કે, સારંગ નામના ધનુષ્યને ધારણ કરનાર મારા સ્વામીની સાથે જે કોઈ રમત રમશે તેના દેહાદિ તમામ પ્રપંચનો સામટો નાશ થઈ જશે.

૩૭૦૯–અરે ઓ છોકરા! તું મારી સાથે 'હમામા'ની રમત રમ; એટલે હું તારી અધોગતિનો રસ્તો બંધ કરી દઉં. એટલા

માટે ઓ પોરિયા! તું મારી સાથે 'હુમામા'ની રમત રમવા ઊતરી પડ. ઓ છોકરા રે! તું જ્યારે મારી સાથે રમે ત્યારે તારી નજર નીચી રાખજે. (તું આત્મઅનાત્મનો વિચાર કરતો રહેજે.) જ્યારે તને સ્વસ્વરૂપનો બોધ થઇ જાય, ત્યારે તું મારી સાથે બોલજે. મારી સાથે પ્રતિજ્ઞા કરવાથી તારા જીવપણાનો અને તારા હુંપણાનો એ બેઉનો હું નાશ કરી નાખીશ. પાસે રહીશ તો હું તને જન્મ-મૃત્યુના ઘર ભણી જવા દઇશ નહિ. અમારી નિજરંગની સંગતિમાં દ્વૈતભાવ ટકી શકતોજ નથી. તુકારામ કહે છે કે, તેં જે ઘડીએ મારી સાથે પ્રતિજ્ઞા કરી, તે ઘડીએ મેં તારી જીવદશાને ખેંચી કાઢીને તેનો નાશ કર્યોજ જાણજે.

**૩૭૧૦**–ઓ છોકરા! દેહાદિ પ્રપંચની સાથે જેઓ 'હુમામા'-ની રમત રમ્યા તેઓ ફસાયા અને તેમને માથે ચોર્યાશીલક્ષ યોનિમાં ભ્રમણ કરવાનો અને જન્મમૃત્યુની ચક્કીમાં પીસાવાનો બોજો રહ્યોજ. ગર્ભાવસ્થામાં પડેલો જીવ તેના ગર્ભકાળના પ્રારંભમાં **સોઽહમ્** ભાવનાનું સેવન કરે છે, પણ જ્યાં દેહાદિ પ્રપંચના ઉપર તેની નજર પડે છે એટલે તેને **સોઽહમ્**ભાવનું વિસ્મરણ થઈ જાય છે અને તે પોતે પોતાની જાતેજ આ સંસારના સકંજામાં સપડાઇ જાય છે. ત્યાર પછી બાલ્યાવસ્થાના બીજા સમય–વિભાગમાં બાળસ્વભાવને અનુકૂળ નાના પ્રકારની રમતો રમવામાં તે ઘણા આનંદમાં પોતાનો સમય પસાર કરે છે. તે દહાડેદહાડે મોટો થતો જાય છે અને સૌને સારો લાગે છે. પણ તે છોકરાનું આગળ ઉપર શું થશે અને તે કેવો નીવડશે તે કોઈ કળી શકતું નથી. જીવનના ત્રીજા સમય-વિભાગમાં તેની જુવાની ખીલી નીકળે છે, તે વખતે આ દેહ તે હું પોતે એવી ભાવના તેનામાં જોર પકડે છે અને અહંભાવ પણ ઘણો પ્રબળ થઈ જાય છે. તેને લીધે તે એક ક્ષણવારને માટે એક જગ્યાએ સ્થિર થઇને બેસતો નથી.

તેની વિષયભોગની ભૂખ પણ તે વખતે ખૂબ ઊઘડે છે. આવું થયું એટલે તે પ્રપંચના સકંચામાં સપડાઇ ગયોજ જાણવો. ચોથા સમય-વિભાગમાં તેની વૃદ્ધાવસ્થા થઈ જાય છે. તે વખતે પ્રપંચની રમતો રમતાંરમતાં તેના હાથપગ ધ્રૂજે છે અને સૂર્યદેવના પાટવી કુમાર યમદેવના સપાટામાં આવી જાય છે. તુકારામ કહે છે કે, દેહાદિ પ્રપંચને લગતી રમતો રમતાં હું તો બી ઊઠું છું અને મારાં ત્રણે શરીરોની સાથેનો સંબંધ તોડીને યાદવોના કુળમાં બાળકરૂપે અવતરેલા વિઠોબાની સાથે સાથે મારી ઇન્દ્રિયોરૂપી ગાયોને ચરાવું છું.

૩૭૧૧–આત્મઅનાત્મ–ભાવરૂપી ખાંડણું ( ખાંડવાની વસ્તુ ) મેં તૈયાર કરી રાખ્યું છે. અરે ઓ ભાઈ! મારી પાસે આત્માનાત્મ વિચારસંપન્ન શુદ્ધ બુદ્ધિ છે. તેને હું કહું છું કે, તું સ્વસ્વરૂપનું સ્મરણ કર અને કર્મક્ષયના મોટા મળસ્કામાં મને જાગૃત કરી દે. હે શુદ્ધ બુદ્ધિરૂપી મારી સખિ ! મને તું સર્વત્ર સમભાવ ધારણ કરાવ અને જ્યાંત્યાં એક પરમાત્માજ છે એવી ભાવના મારા મનમાં દૃઢ કરાવ. તું એવું કર કે જેથી કરીને તારૂં અને મારા જીવનું જોડાણ એક સ્વસ્વરૂપની અંદર થઈ જાય. પહેલાં તો મેં આ સ્થૂળ દેહને સુપડાવડે ઝાટકો મારીને એક બાજુએ કાઢી નાખ્યો. ( સ્થૂળ દેહ તે અનાત્મ પદાર્થ છે, એવું મેં ઠસાવ્યું) ત્યારપછી બીજી વાર ઝાટકીને મેં સ્થૂળ દેહની સાથેનો મનથી માની લીધેલો તાદાત્મ્ય ભાવ કાઢી નાખ્યો અને આગળ વધારે વિચાર કરીને સૂક્ષ્મ દેહને પણ ઝાટકીને જુદો કરી નાખ્યો. ત્યાર પછી છેવટે બાકી રહેલી મારી આત્મબુદ્ધિને સોજી કરીને એકબાજુએ અલગ કાઢી લીધી. પછી રહ્યો કારણદેહ. ત્રીજી વારનો ઝાટકો મારીને તેને પણ જુદો પાડી નાખ્યો. આવી રીતે ત્રણ વાર ઝાટકીને અસંગ-જ્ઞાનરૂપ સિદ્ધ આત્મભાવરૂપી ચોખા તૈયાર થયા, તેને જ્ઞાનરૂપી દૂધની અંદર ઉકા-

બીને તેમાં આત્માનંદરૂપી સાકર મેળવીને હું ઉત્તમ દૂધપાક તૈયાર કરીશ. ઉદ્ધવ અને અક્રૂર એ બેઉ ભાઈ અને નારાયણ તેમના પિતા, એ ત્રણ જણ મારે ઘેર જમવા આવવાના છે. તુકારામ કહે છે કે, મારાં માબાપની મારા ઉપર પ્રીતિ છે, તેથી તેઓ મને સત્વર તેડવા માટે આવશે.

**૩૭૧૨**–નારાયણના સ્વરૂપચિંતનની સહાયતા લઈને ખાંડણું ખાંડવા તૈયાર થાઓ. ખાંડતાં ખાંડતાં અનાત્મભાવરૂપી છોડાં-કુશકી જેવી સારહીન વસ્તુઓમાંથી આત્મભાવ–સારરૂપી ચોખાને જુદા પાડી નાખો. આત્માનાત્મવિવેકરૂપી સાંબેલું ઉપરાઉપરી મારતા જાઓ. ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ એ ત્રણેનો નિગ્રહ કરીને સ્થિરબુદ્ધિ વડે આત્મબોધરૂપી ઘા મારતા જજો. તે વખતે **सोऽहम्** અનાહત નાદના ધ્વનિ દ્વારા તમારા હાથની ચૂડીઓ અને બંગડીઓનો મધુર ખણખણાટ થવા લાગશે. એ ખણખણાટના સ્વરની સાથે તમારા કંઠના સ્વરનો મેળ કરીને માબાપ (પાંડુરંગ રુક્માઇ)ના ગુણ ખાંડતાંખાંડતાં ગાતા જજો. જ્યાંસુધી હું અને તું એવો દ્વૈતભાવ હૃદયની અંદર પેદા ન થાય ત્યાંસુધી ઐક્ય-બોધનું ખાંડણું ખાંડવામાં તમને કશું કષ્ટ નહિ જણાય. તુકારામ કહે છે કે, જેવી રીતે આપણે આપણું રૂપ આરસીની અંદર જોઇ શકીએ છીએ, તેવી રીતે સિદ્ધ સ્વાત્માનુભવની પરિપક્વ રસોઇ પણ તૈયાર થઇજ જાણજો.

**૩૭૧૩**–હું તો ફરીફરી જન્મ ધારણ કરીશ અને વારંવાર દહીંભાતનું શિરામણ ખાયા કરીશ. આવું મજેનું શિરામણ તો વૈકુંઠમાં પણ નથી મળતું. અમે એકબીજાના મોઢામાં પ્રેમથી દહીં-ભાતના કોળિયા દેતા જઈશું અને 'હુંબરી'ની રમત રમતા જઇશું. તુકારામ કહે છે કે, શિરામણને માટે ભગવાનના મંદિરનું પ્રાંગણ એ ઉત્તમ સ્થળ છે.

૩૭૧૪–અરે ઓ ગોવાળિયાઓ! તમારે જો આવવુંજ હોય તો અમારે રસ્તે ચાલ્યા આવજો. આજે તમે ધરાઇ જાઓ અને મોઢેથી કહો કે, 'હવે અમારે નહિ જોઇએ,' ત્યાંસુધી હું તમને પીરસ્યાજ કરીશ. તમે ફક્ત ધીરેધીરે આવજો અને એકબીજાની સાથે બોલબોલા કરતા નહિ. તુકારામ કહે છે કે, તમારી પાસે જે સારહીન છોડાં છે તે ફેંકી દેજો. છોડાં ખાઇને પેટ ભરશો નહિ.

૩૭૧૫–અલ્યા ભાઇ! આ ગોવાલણે શીકાં તો ઘણાંજ ઊંચાં લટકાવ્યાં છે. આપણા હાથ પહોંચતા નથી. ત્યારે હવે એક જણ નીચો વળીને ઊભો રહે અને બીજો તેના વાંસા ઉપર ચડી જાય. ચાલો, હું ઉપર ચડી જાઉં છું. અલ્યા! તમે તમારાં મોઢાં પહોળાં કરીને ઊભા રહેજો. બેઉ ગોરસમાંથી દૂધદહીંની ધાર પડે તે તમે તમારાં મોઢાંમાં ઝીલી લેજો. તુકારામ કહે છે કે, તમે તમારા હાથ ભાગી જોતા રહેજો. હું કોઇને જરા પણ ઊણો નહિ રહેવા દઉં.

૩૭૧૬–જેઓ બીકણ હતા તેઓ નાસી છૂટ્યા તો ખરા, પણ તેમણે અહીંની ખરેખરી ગમત ગુમાવી. હરિએ પેલું દહીં-દૂધ વાળું શીકું નીચે ઉતારી દીધું અને જેઓ હિંમતવાન હતા તેઓ ધરાતાં સુધી દૂધદહીં ઉડાવવા લાગ્યા. જે પોતાની બુદ્ધિએ ચાલીને વિચારમાં પડી ગયા તેઓ હાથ જોડીને બેસીજ રહ્યા. તુકારામ કહે છે કે, અરે! તમે દૂધદહીંજ ખવાય તેટલાં ખાઇ લોને. પછી બીજી વાર તમારૂં અહીં આવવાનું થશે કે નહિ તે શી રીતે કહી શકાય?

૩૭૧૭–બધા ગોવાળિયાઓનાં પેટ જ્યારે ભરાઇ ગયાં, ત્યારે તેમણે આસપાસની સ્થિતિનો વિચાર કરવા માંડ્યો. તેઓ બોલ્યા: "અરે ઓ નારાયણ! ચાલ, ત્યારે હવે આપણે વાણીની પેલી બાજુના પ્રદેશના રહસ્યની વાતો કરીએ. જેમને માથે દેહાભિમા-

નનો બોજો હોય છે તેઓ બહુ દુઃખી થયા કરે છે.” તુકારામ કહે છે કે, મારા દાતાર દેવે બધા છોકરાઓને પોતાના જેવાજ બનાવી દઈને સુખી કરી દીધા.

**૩૭૧૮**–ગોવાલણોએ વહાણામાં ઊઠીને જોયું તો દૂધનું ગોરસ ઊંધુ વળેલું દીઠું. તે પોતાના મનમાં બોલવા લાગી: આ કામ તો જરૂર નંદના પોરિયાનુંજ હોવું જોઇએ. આવી દાંડાઇ તેના સિવાય બીજો કોઈ છોકરો કરી જાણતોજ નથી. તુકારામ કહે છે કે, આ મૂઓ તુકો તારી સાથે હતો અને તેજ પેલા ગુણાતીત હરિને પણ તેડી લાવ્યો.

**૩૭૧૯**–ત્યારે હવે એ તુકિયાને અને તેના દેવને બેઉને પકડીને મેથીપાક જમાડું. ચોરીચોરીને ખાવાનો સ્વાદ તેના મોઢાને લાગી ગયો છે તે ખૂબ માર પડશે ત્યારેજ ભૂલશે. તેને મારા હૃદયરૂપી ઘરની અંદર કેદ કરી મૂકું અને બારણા આગળ જાગૃત થયેલી બુદ્ધિનો ચોકીપહેરો બેસાડી દઉં. તુકારામ કહે છે કે, તે ગોવાલણ કહેવા લાગી કે, હવે હું તે તુકાના દેવને અને તેના ગોવાળિયા ભાઇબંધોને બોલાવી મંગાવું છું.

**૩૭૨૦**–યોગવિદ્યામાં બતાવેલો મૂળબંધરૂપી કાછડો વાળીને પરમાત્માને લગતા ભાવની મદદ લઇને હું પરમાત્માના અનુસંધાનરૂપી લખોટીઓની રમત રમવા મંડ્યો છું. હવે મારી સ્થિતિ કેવી થઈ છે તે તું જો. તરતજ મારી મનોવૃત્તિ સ્વસ્વરૂપની અંદર પરોવાઇ ગઇ તેથી મારો જીવદશામાંથી છુટકારો થઇ ગયો. મારૂં ધૈર્ય કેવું ઉત્તમ પ્રકારનું છે તે તું જો અને તારો અર્થહીન પોકળ બડબડાટ છોડી દે. તું શ્રીહરિનો આશ્રય લે અને જન્મમરણના ફેરામાં ભેરવાઇ પડીશ નહિ. એ લઢકણી હૈયાફૂટી રાંડ ગોવાલણ! તું જરા શ્રીહરિની શરમ રાખ. તું મારી વાત સાંભળ અને શ્રીહરિમાં ભાવારૂઢ થઇ જા. આ તારૂં દેહાભિમાન જેને તું તારો પતિ

માની બેઠી છું તેનો તું ત્યાગ કરી દે અને તેને ઠેકાણે તારા સ્વ-સ્વરૂપના ઉપર આસક્ત થા. જૂઠી બડબડ કરવાનું છોડી દે, તારી જાત સાથેનો સંબંધ તોડી નાખ અને તારી હૃદયવૃત્તિને અાંત-મુંખી કરી દે. જો તું આ દેહાદિ પ્રપંચને આધીન રહીશ તો ઓ છોકરિ! તું યાદ રાખજે, આગળ ઉપર તારી ફજેતી થશે. માટે તું સાવધાન અને સ્થિર બુદ્ધિ રાખીને જેમ બને તેમ સવેળા શ્રી-હરિનું દર્શન કરી લે. નહિ તો આગળ જતાં ડુક્કર, ગધેડાં અને કૂતરાં આદિ અધમ પ્રાણીઓની યોનિઓમાં તારે જન્મ ધારણ કરવો પડશે. તુકારામ કહે છે કે, મેં તો મારૂં નામ સાર્થક કરી દીધું છે અને પેલી બહિર્મુખ વૃત્તિવાળી જે છોકરી હતી તેને મેં નરમ ઘેંસ જેવી બનાવી દીધી છે.

૩૭૨૧–બધા ગોવાળિયા રડતા ગયા અને કહેવા લાગ્યા કે, "અરે! ઓ કાન્હોબા! તું અમારી ટોળીને એક પણ દાવ જીતવા દેતો નથી. તેથી હવે અમે તારી સાથે નહિ રમીએ. તારી દાનત કેવી છે તે અમે સમજી ગયા છીએ. અમે ગોવાળિયાના કામનો ભાર ઝાઝી વાર લગી સહન કરવાના નથી." તુકારામ કહે છે કે, હું હવે ખીજવાઇ ગયો છું, તેથી હરિને મારી પાછળ આવવા દેવાનો નથી.

૩૭૨૨–ગોપાળ યમુના નદીને કિનારે રમતનો આરંભ કરતાંકરતાં પોતાના જોડીદાર ગોવાળિયાઓને કહેવા લાગ્યા કે, "તમે અમુક હદ નક્કી કરો અને તે હદની અંદરજ રહો અને જૂઠી પતરાજી કરવાનું જવા દો. બધા ગોવાળિયાઓનાં નામ લખી લો અને તેમની વહેંચણી કરી દો; એટલે કોઇ રાંડનો નાસી જાય નહિ." તુકારામ કહે છે કે, હે કાન્હોબા! કામક્રોધરૂપી× તલચો-

× છોકરાંની રમતમાં વડપીપળો, એકીબેકી એવું તેવું કરીને રમનારાઓ બે પક્ષમાં વહેંચાઇ જાય છે. —સેવાનંદ

ખામાં જે જીતશે તેને આપણી રમતનો આગેવાન બનાવી દઈશું.

**૩૭૨૩**–દુરાગ્રહ સહિત જેઓ હરિને પકડવાની ચેષ્ટા કરશે તેમના દાવમાં તે કદી પણ આવનાર નથી. આનો અર્થ એ કે જેઓ પોતાની બુદ્ધિની કુશળતા વડે તેમને જીતવાનો યત્ન કરશે તેઓજ ચતુરમાં ગણાશે. હરિ તો સર્વત્ર સમાનભાવેજ રહે છે. જે ભાવના વડે દેવને પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તે ભાવનાથી મુક્ત રહીને તેમને સ્વચ્છંદે ક્રીડા કરવા દેવી. તે વારંવાર હૃદયની અંદર આવે છે અને જાય છે. પણ જે કામ કરવાથી તેમની સદાને માટે પ્રાપ્તિ થાય તે ઉપાય લોકોના કબ્જામાં આવતો નથી. તુકારામ કહે છે કે, તે હરિના સ્વરૂપની સાથે આપણા જીવની હમણાં ને હમણાંજ ન છૂટે એવી ચૂડ ભેરવી દઈને તેમને પકડી લેવા જોઈએ.

**૩૭૨૪**–શિરામણના કોળિયા આનંદપૂર્વક મોઢામાં મૂકી દેવાનો સાક્ષાત્ પરબ્રહ્મને શોખ થઈ આવ્યો છે અને કોઈ વાર તો ખાવાના પદાર્થને બે હાથે ઝાલી રાખીને તેને પોતાના મોઢા વડેજ ખાવા મંડી જાય છે. વળી ખાતાં ખાતાં કેરીનાં મેથિયાંની ચીરીને પણ ચાટે છે. એમ કરવાથી શો લાભ છે, તેની કોઈને છે ખબર? આ આનંદ તો બ્રહ્માદિક દેવતાઓને પણ દુર્લભ છે. ખાધા પછી હમામા, હુંબરી આદિ રમતો મંડાઈ અને સૌ ભેગા થઈને રમ્યા. ગોવાળિયાઓની મંડળીમાં વાંસળી અને પાવો વગાડતા જઈને હરિ તેમને ઉલ્લાસ સહિત નૃત્ય કરાવવા લાગ્યા. તુકારામ કહે છે કે, શું તેમને ઘેર માખણની ખોટ પડી ગઈ છે કે જેથી તે બીજાઓના ઘરમાંથી માખણ ચોરી ખાતા હશે? તેમની સોબતમાં ફરવાથી મને પણ માખણ ખાવાનો નાદ લાગી ગયો છે.

**૩૭૨૫**–અરે ઓ કાન્હોબા! હવે તું અને હું સમાન ભાગીદાર છીએ; તેથી કરીને આપણા બે સિવાય કોઈ ત્રીજા માણ-

સને ભાગિયો થવા નહિ દઉં. હું તને તારા ભાથાની પોટલી ઊંચકવા નહિ દઉં અને ગાયો ચારવાનો વારો તારે માથે આવવા પણ નહિ દઉં. ધોળી ગાયોને હું દોહીશ અને દરેક જણને લાકડીએ લાકડીએ મારીશ. તુકારામ કહે છે કે, હે કાન્હોબા! જે તારૂં કહ્યું નહિ કરે તેના મોઢા ઉપર હું પથરો મારીશ.

૩૭૨૬–અમે ઘણા દિવસથી દેવના બરોબરિયા બની રહે-વાને ટેવાઈ ગયા છીએ. દેવ મને અણબોટેલું ચોખ્ખું ખાવાનું આપે છે અને પોતાની પાસે બેસાડીને મને જમાડે છે. મારો કામળો તેમણે ઘણા દિવસથી ઓઢવાને લઈ લીધો છે. તુકારામ કહે છે કે, બધું તેનુંજ છે, મારૂં પોતાનું કાંઈજ નથી.

૩૭૨૭–આ દેવની સાથે ને સાથે ઢોરને પણ પૂરતો ચારો મળે છે, એવા એ ઘણાજ ઉત્તમ દેવ છે. એમ સમજીને તો મેં મારો જીવ તેમને સમર્પિત કરી દીધો છે અને કાન્હોબાની પાછળ પાછળ ફરૂં છું. તેમનો સમાગમ મને એક ક્ષણવારને માટે થાય છે તો તેટલાથી પણ મને ઘણું સારૂં લાગે છે. તુકારામ કહે છે કે, મને ફરી ફરીને તેમનો સમાગમ કરવાનો શોખ લાગ્યો છે અને લોકોને પણ તે શોખ હું લગાડતો રહું છું.

૩૭૨૮–યમુનાનું પાણી વહે છે ત્યારે ભારે ઘૂઘવાટ કરે છે. તે ઘૂઘવાટને બંધ કરવાને વાસ્તે ગોવાળિયાઓએ ‘ હું હું ’ કરીને રમવાની રમત માંડી અને હરિએ તેમના મનનું સમાધાન કરી દીધું. તે ગોવાળિયાઓને હરિની સાથે એટલી બધી માયા લાગી ગઈ છે કે, તે જ્યાં જાય ત્યાં તેમની પાછળ પાછળ તેઓ પણ દોડયા જાય છે. પ્રભુએ જ્યારે પોતાની વાંસળી વગાડવા માંડી ત્યારે તેના મંજુલ ધ્વનિને લીધે યમુનાનું પાણી વહેતું અટકી પડેલું અને ચારે તરફ ફરવા નીકળી ગયેલા ગોવાળિયા ‘ હું હું ’

કરતા ચાલ્યા આવ્યા. તેમને હરિએ કહ્યું કે, યમુના થંભી ગઇ છે. માટે તમે હવે અહીંજ બેસી જાઓ. તુકારામ કહે છે કે, આ મારો દેવ વાંસળી, પાવો અને મુરલી વગેરે જે જે વાદ્યો પોતાની પાસે રાખે છે તે આ બધા ગોવાળિયાઓને સારૂજ રાખતો જણાય છે.

૩૭૨૯–દેવ અમારી ઇંદ્રિયોરૂપી ગાયોનું રક્ષણ કરે છે અને વારેઘડીએ અમારે ઘેર ફેરા માર્યા કરે છે. તે એવા છે કે 'કાન્હોબા' કહીને યાદ કરતાંની સાથેજ તે આપણી પાસે આવીને ઊભા રહે છે; એવા તે અતિ ઉત્તમ અને સમર્થ છે. તે કોઇને કોઇ પણ વાતની ઊણપ રહેવા દેતા નથી અને સૌ તેમને સારા સારાજ કહે છે. તુકારામ કહે છે કે, મારાથી તે જરા પણ વેગળા થાય તે મારા મનથી સાંખી શકાતુંજ નથી.

૩૭૩૦–સૌ ગોવાળિયા બોલી ઊઠ્યા કે, "અમે હવે તૃપ્ત થયા છીએ, હવે અમારે ભાથાની પોટલીની જરૂર નથી; અને હવે અમે હરિને એક ઘડી વાર પણ વિસામો લેવા દેનાર નથી." તેઓ બોલ્યા: "અરે ઓ કાન્હોબા! ચાલ, ઊઠ; આપણે વનમાં રમવાને ચાલ્યા જઇએ અને બધી ગાયોને એક ગોષ્ટની અંદર એકઠી કરી દઇએ. ઓ દેવ! અમારો માબાપ અને સ્નેહી–સ્વજન જે કહીએ તે તું ને તુંજ છે. જો રમતાં રમતાં એકાદ ગાય ખોવાઇ જશે તો પછી ઘર ભણી જવાઆવવાની જરૂરજ નહિ રહે." તુકારામ કહે છે કે, અમારાં પેટ ભરાઈ ગયાં છે. હવે ગડબડ શું કરવા કરીએ? આગળપાછળ આપણી વાટ જોનાર કોઇ રહ્યુંજ નથી.

૩૭૩૧–હે દેવ! તારી સોબતને લીધે અમારાં હૃદય તો તદ્દન ચિંતારહિત થઇ ગયાં છે. અમે કદી દીઠાં પણ ન હતાં એવાં સુખનો સ્વાદ અમે હવે ભોગવતા થયા છીએ. અમારે ઘેર છાશ તો જોઇએ તેટલી હતી, પણ અહીં તો મલાઈ અને માખણની

રેલમછેલ થઈ રહી છે. તુકારામ કહે છે કે, આ દેવ કદાચ અમને હાંકી કાઢે તોપણ અમે અહીંથી ખસવાના નથી.

**૩૭૩૨**–હું મારા ઘરથી તો નાના પ્રકારની આપદાઓને લીધે છેકજ કાયર કાયર થઈ ગયો છું અને મારી મા પણ મને રોજ ઝૂડે છે. તેના મનમાં જરા પણ દયા નથી. આથી કરીને ઓ દેવ! હું તારે આશરે આવીને પડયો છું અને તે ઘણુંજ સારૂં થયું છે.તારી સોબતમાં હું રાતદહાડો રહીશ; તેથી મારા કાલાવાલા પણ તારે સાંભળવા પડશે. તુકારામ કહે છે કે, હે કાન્હોબા! તારી આંખની શરમને લીધે મારી હવે પછીની બધી પીડાજ પતી ગઈ.

**૩૭૩૩**–અરે ભાઇઓ! વૈષ્ણવભક્તો ભગવાનના મંદિરના પ્રાંગણમાં ભજનકીર્તનની રમત ખૂબ રસપૂર્વક રમવા માંડે છે અને રમતાં રમતાં નૃત્ય કરવા લાગી જાય છે. ક્રોધ અને અભિમાનને તેઓ પોતાના પગ તળે દબાવી દે છે અને એકબીજાના પગ આગળ આળોટી પડે છે. તેઓ શ્રીહરિના આનંદની મસ્તીમાં આવી જઇને નૃત્ય કરે છે અને મોઢેથી પવિત્ર હરિનામ ગાય છે. કળિકાળની સાથે યુદ્ધ કરવાને માટે જેમણે કછોટો વાળ્યો છે એવા તે ભક્તો બળમાં એકએકથી ચડી જાય એવા છે. તેમણે આખે શરીરે ગોપીચંદનનો લેપ કર્યો છે, ગળામાં પુષ્પની માળાઓ પહેરી છે અને તુળશીની માળાઓ તો તેમના કંઠમાં સર્વદા હોયજ. આવા વૈષ્ણવભક્તો જ્યારે કરતાલ અને મૃદંગના ધ્વનિ સહિત હરિનામની ગર્જના કરે છે, ત્યારે આકાશમાંથી દેવતાઓ તેમના ઉપર પુષ્પની વૃષ્ટિ કરે છે. તેમનો ભજનોત્સાહ તો ખરેખર અનુપમજ છે. તેમના ભજનના નાદની મોહિની એવી છે કે તેમાં સ્ત્રીઓ, પુરુષો, પંડિતો અને મૂર્ખ લોકો તેમજ જ્ઞાનીઓ, યોગીઓ, મહાનુભાવીઓ, સિદ્ધો અને સાધકો સૌ લુબ્ધ થઈ

જાય છે અને તેમને સૌને સમાધિ લાગી જાય છે. તેઓ પોતાનું વર્ણાભિમાન અને ખુદ પોતાની જાતને પણ ભૂલી જઇને એકબીજાની આગળ આળોટી પડે છે. તેમનાં મન માખણના જેવાં કોમળ અને શુદ્ધ બની ગયાં હોય છે અને તેમની સંગતિથી પાષાણ જેવા કઠિન હૃદયના લોકોના મનમાં પણ સાત્ત્વિક ભાવનો ઉદય થાય છે. તુકારામ કહે છે કે, ત્યાં હરિનામના જયજયકાર થઇ રહ્યા હોય છે અને તેનો ધ્વનિ આકાશને ગજવી મૂકે છે. આવી રીતે વીર વૈષ્ણવભક્તો ભક્તિના આનંદમાં મસ્ત બનીને સંસારસમુદ્રને ઓળંગી જવાની સરળ વાટ તૈયાર કરે છે.

૩૭૩૪–તું જો એકત્વભાવે ક્રીડા કરવા લાગીશ તો તું આ સંસારના સકંચામાં ભેરવાઇ પડીશ નહિ. દ્વૈતભાવના રાખી તો તું ફસાયોજ જાણજે. ત્રણગુણની બનેલી ભૂલભૂલામણીમાં જન્મ-મૃત્યુને રસ્તે જો તું ફેરા ખાવા મંડીશ તો તારા દુઃખનો પાર નહિ રહે. એટલા માટે હું તને જે નિર્ભય રસ્તો બતાવું છું તે રસ્તે તું વળી જા. તું સંસારરૂપી ખેલ ખેલતી વખતે તારી આત્મ-સ્થિતિમાં કાયમ રહીને સંસારના ખેલથી અલિપ્ત રહેજે અને વિષયોની સાથેનો તારો સંબંધ કાપી નાખજે. આવી રીતે સંસારની ક્રીડા કરતાં કરતાં તું એક દિવસ દેવ બની જઇશ. ઓ મારા ભાઇ! આ તને હું જે કાંઈ કહું તે તું બરાબર સમજીને ધ્યાનમાં રાખજે. આવી રમત રમી જાણે એવો એક દરજીનો છોકરો નામ-દેવ થઈ ગયો છે. તેણે પોતાના ઉપાસ્ય દેવતા તરીકે વિઠ્ઠલને માની લીધા અને પોતાના અનુયાયીઓને પરમાર્થનો ઉપદેશ દીધો. તે બધાનેજ તેણે પોતાના જેવા સ્વતંત્ર અને સદા જાગૃત બનાવી દીધા. તેઓ બધા એક સ્વરૂપભાવનાથી યુક્ત રહીને રમતા હોવાથી કોઈ પણ રીતે ફસાયાજ નહિ અને સંતજનો પણ તેમને માન્ય ગણવા લાગ્યા. એજ પ્રમાણે જ્ઞાનદેવ, મુક્તાબાઈ, ચાંગદેવ,

વટેશ્વર અને સોપાનદેવ એ બધાંજ આનંદ સહિત રમતો રમ્યાં હતાં. તેમણે પોતાના ઉપાસ્ય દેવ તરીકે ગૌપાલન કરનારા શ્રીકૃષ્ણને સ્થાપ્યા હતા. તેઓ સૌ ભેગાં થઇને કૃષ્ણની આસપાસ નૃત્ય કરતાં હતાં. એમ કરતાં કરતાં બ્રહ્માદિક દેવતાઓ પણ તેમને પગે પડવા આવવા લાગ્યા. બીજો એક ખેલાડી કબીર થઈ ગયો છે. તેના ઉપાસ્ય દેવ રામ હતા. તે પોતે અને તેના રામ એ બેની જોડી બહુ સુંદર દેખાતી હતી. આ પાંચે ગોવાળિયાઓએ મળીને જ્યારે ભજનનો જયઘોષ ગજવ્યો, ત્યારે એવો ઉત્તમ ધ્વનિ ઉત્પન્ન થયો કે, બ્રહ્માદિક દેવતાઓ તેમની રમત જોવા આવ્યા અને તેમણે તેમની રમતને ઘણીજ ઉત્તમ કહીને તેની પ્રશંસા કરી. વળી એક બીજો ઉત્તમ ખેલાડી (એકનાથ) થઈ ગયો છે. તે બ્રાહ્મણનો દીકરો હતો. તેણે પોતાના જેવા ઘણા લોકોને ખેલાડી બનાવી દીધા. તેણે પોતાના ઉપાસ્ય દેવની જગ્યાએ જનાર્દનની સ્થાપના કરી હતી. તેણે એક વૈષ્ણવમંડળીની જમાવટ કરી અને બધા એવા તો ઐકયભાવે રમત રમ્યા કે રમતાં રમતાં સૌ ખુદ જનાર્દન થઇ ગયા. તુકારામ કહે છે કે, આ લોકોના સિવાય બીજા પણ અનેક ખેલાડીઓ થઈ ગયા છે, જેમનું વર્ણન કરવા મારી વાણી અસમર્થ છે. અરે ઓ ગોવાળિયાઓ! તમે સાવધાન થઇને તમારી પૂર્વે થઈ ગયેલા સંતોની રીતે ખેલ ખેલવા માંડો. સ્વરૂપૈકયભાવના સહિત રમવાનું જેઓ ચૂકયા તેઓ જન્મ-મૃત્યુરૂપી સંસારની ચુંગાલમાં સપડાયાજ માની લેજો.

**૩૭૩૫**-બાર અથવા સોળ ગોવાળિયાની ટોળીમાં સત્તરમા રમનારા દેવ પોતે છે. એ રમતની અંદર નાદ, યતિ અને પદને સાચવીને રમાય તો અનાહત ધ્વનિરૂપી મૃદંગ વાગવા માંડે છે. રમત રમનારાઓ નાચતાનાચતા પંઢરપુર જઇને વિઠ્ઠલ રખુમાઇનાં દર્શન કરે છે. ચાર વેદ અને છ શાસ્ત્રથી તે નિરાળા છે. હું

તેનાં ગીત ગાઉં છું અને તેના તાલસૂર મુજબ કરતાલ વગાડું છું. એ ધ્વનિના આનંદની મસ્તીમાં પક્ષીઓ ચારો ચરવાનું ભૂલી જાય છે અને યુવતીઓને પોતાના શરીરનું વિસ્મરણ થઈ જાય છે. તુકારામ કહે છે કે, તે આનંદ મૂંગાને વાચાળ, બહેરાને સાંભળતો અને આંધળાને દેખતો બનાવી દે છે, લૂલાને પગ આવે છે અને બૂઢા જુવાનીમાં આવી જાય છે.

૩૭૩૬–મંજીરા હોય છે તો બે, પણ તેમનામાંથી ધ્વનિ તો એકજ ઉત્પન્ન થાય છે, તે પ્રમાણે સગુણ અને નિર્ગુણની વચ્ચે પણ કશો તફાવત હોતો નથી. જો આપણે આપણા શરીરને ચાતુર્યપૂર્વક ગતિમાન કરીએ તો આપણી વૃત્તિ એક શ્રીહરિના સૂરની સાથે તન્મય બની જાય છે. ખેલાડીઓના ખેલ વ્યર્થ જતા નથી. દેવ તો સૌનો એકજ છે. તે શ્રેષ્ઠ દેવને ઓળખી લો અને તમારા હૃદયની અંદર કોઈપણ જાતના સમવિષમ ભાવને અવકાશ આપતા નહિ. અરે મારા ભાઈઓ! સંતો, મહંતો અને સિદ્ધપુરુષો જે રીતે ખેલ ખેલી ગયા છે, તે રીતે તમે પણ ખેલો. તેઓએ જેવી રીતે સ્વસ્વરૂપવિષયક વૃત્તિરૂપી હાથની ગતિનું યથાયોગ્ય નિયમન કરીને એક મંજીરાના ઉપર બીજો મંજીરો માર્યો હતો તે પ્રમાણે તમારે પણ કરતા રહેવું. જેટલી વિસંગત ક્રીડા કરશો તેટલી બધી વ્યર્થ જશે. પછી શરીરનો બાહ્ય શણગાર કરવાનો ઉપયોગજ શો છે? જેઓ સંતોની જીવનપદ્ધતિનો ત્યાગ કરીને તેમનાથી જુદે રસ્તે વળી જાય છે, તેમને સંતો પોતાના સમાજમાંથી બહાર કાઢી મૂકે છે. જુદી જુદી પદ્ધતિઓની અજમાયશ કરી જોવાની ખટપટમાં પડવું નહિ. માત્ર તમારે બધી જાતની લજ્જાનો ત્યાગ કરીને પૂરેપૂરા નિર્ભય બની જવું. વિઠ્ઠલના નામનું સ્મરણ કરતાં કરતાં કેટલા બધા અજ્ઞાની જીવડાઓ વિઠ્ઠલ સ્વરૂપ તરીકે પૂજાતા થઈ ગયા? તુકારામ કહે છે કે, તેમના શરીર ઉપરની રોમાવલિ

ઊભી થઇ હતી, તેમની દેહદૃષ્ટિ ડોલવા લાગી હતી અને વિઠોબાની સંગતિને લીધે તેમનો કંઠ ગદ્‌ગદ થઇ ગયો હતો.

**૩૭૩૭**–અરે ઓ ગોવાળિયાઓ! એવો તાલ બજાવો કે, જેમાં આપણને પૂરી સમજ પડે અને ન પણ પડે. તમારા પોતાના હિતનો વિચાર કરીને તમે શ્રીહરિનું નામકીર્તન કરતા જાઓ અને હાથ વડે તાળી પાડતા જાઓ. અરે ભાઇ! જે લાભ તમને પ્રાપ્ત થઇ ગયો છે, તેને તો તમે તમારા હાથમાં દૃઢતા સહિત પકડી રાખજો અને આવા પ્રેમનું દાન દેનાર પાંડુરંગજ છે, તે સ્મરણમાં રાખજો. નક્કી માનજો કે, તમારો આજનો દિવસ અતિ શુભ અને સુખદાયક છે. જુઓ, કેટલા બધા સાધકો સર્પ અને કાંટાથી ભરપૂર જંગલોમાં રહીને ભજન કરતા હતા; તેમના કરતાં તમારો રસ્તો તો વધારે સરળ અને સંકટથી તદ્દન મુક્ત છે. તમારે તો ગાવું અને નાચવું એજ ભજન છે અને તેમાં તમને ઉત્તરોત્તર અધિક આનંદ મળતો જાય છે. તુકારામ કહે છે કે, જે શ્યામસુંદરના મુખનું દર્શન બ્રહ્માદિક દેવતાઓને પણ દુર્લભ છે, તે તમને નામકીર્તન કરવાથી ફોકટમાંજ મળી જાય છે.

**૩૭૩૮**–ભીમા નદીને કિનારે એક નગર વસ્યું છે, તેનું નામ પંઢરપુર પડ્યું છે. તે નગરના સ્વામીને ચાર હાથ છે અને સોળ હજાર બાયડીઓ છે. હે ખેલાડીઓ! ચાલો, આપણે બધા નાચતા નાચતા તે ગામે જઇએ. તે આપણને સુખી કરશે અને વિશ્રાંતિ આપશે. જેઓ આપણી પહેલાં તેની પાસે ગયા હતા, તેમના મનનું તેણે સમાધાન કર્યું હતું, એટલા માટે હું તમને તેનો થોડોક મહિમા સંભળાવું છું. તે અતિશય બળવાન છે તેથી કરીને તે સૌનું રક્ષણ કરવાને સમર્થ છે. તેના ઉપર કાળની કશી અસર થઇ શકતી નથી. પુંડલીક પટેલે જ્યારથી તેની સાથે સંબંધ જોડી દીધો

ત્યારથી આખો સંસાર દુઃખમુક્ત થઈ ગયો છે. તેની આસપાસ સંતો પરમાર્થની દુકાનો માંડીને બેઠા છે. જે ઘરાકનો જેવો અધિકાર તેને તેવી વસ્તુ તે દુકાનોમાંથી મળી શકે છે. ત્યાં ભોગ અને મોક્ષ તો સૌને મફતમાંજ મળી રહે છે. પણ એ બેના ભણી કોઇ જોતું પણ નથી. આષાઢી અને કાર્તિકી એકાદશીઓને ટાણે વરસમાં બે વાર ઘણાં મોટાં બજાર ભરાય છે. તે પ્રસંગે ત્યાં પાર વિનાના વારકરીઓનો જમાવ થાય છે. જેઓ એક વાર પંઢરપુરનું દર્શન કરે છે તેઓ એમજ કહે છે કે, અમારે વૈકુંઠ જવાની શી જરૂર છે? તુકારામ કહે છે કે, મને પણ ત્યાં જવાની ઘણા વખતથી ઇચ્છા હતી; પણ આજેજ મારો પ્રયત્ન સફળ થયો. હે સંતજનો! તમારાં પુણ્યે મને દેવના ચરણનાં દર્શન થયાં.

૩૭૩૯—જે દેવનું સ્વરૂપ બ્રહ્માદિક દેવતાઓ પણ કલ્પી શકતા નથી, તે આજે એક કામળી ઓઢીને ફરે છે. તેના હાથમાં મુરલી, પાવો અને ગાયોને હાંકવાની લાકડી છે, જેને લઇને તે ગાયોની પાછળ દોડતો ફરે છે. જેનું ઉચ્છિષ્ટ દેવતાઓ પણ પામતા નથી, તે ગોવાળિયાઓને તો રોજ રોજ ખાવા મળે છે. તુકારામ કહે છે કે, જે દેવ ગોવાળિયાઓને પ્રાપ્ત થયો હતો તેજ મારી જનેતા છે.

૩૭૪૦—શુદ્ધ આચરણરૂપી દળણું દળવામાં જે સુખ છે તેનું વર્ણન મારે કરવું કેવી રીતે? ઓ મારી સખી! તે આચરણ દુનિયામાં ઘણાં સારાં કહેવાય છે. શુદ્ધ આચરણનું દળણું ઝટ દળાઇ જાય છે અને દળતાં દળતાં શરીર એવું હાલે છે કે, જેથી શરીરનાં આઠેઆઠ અંગ શાંત થઈ જાય છે. શુદ્ધ પરમાર્થનું સેવન કર્યાથી દેહ અને મન બેઉને ટાઢક વળી જાય છે અને થોડાકજ આત્માનાત્મક વિવેકની મદદથી તે તૈયાર થઇ જાય છે. જે સાધક શુદ્ધ ચિત્તવાળો અને સારાં આચરણવાળો હશે તેની પરમાર્થરૂપી

રસોઇ પણ શુદ્ધજ હોય છે. તેમાં કદી કોઈ પણ જાતની અપવિત્રતા પ્રવેશ કરતી નથી અને તેનો કોઇ કાળે નાશ પણ થવા પામતો નથી. તુકારામ કહે છે કે, સૌને શુદ્ધ પદાર્થ પ્રિય લાગે છે. જેઓ સદાચારરૂપી દળાણું દળીને પરમાર્થની રસોઇ રાંધે છે, તેને મારો સ્વામી શ્રીહરિ કદી પોતાના હૈયાથી વેગળો કરતો નથી.

**૩૭૪૧**–હે કાન્હોબા ! તું એક તો હલકા સ્વભાવનો છે અને બીજું તું નિર્લજ્જ અને અતિશય ધીર છે. તને મેં ભૂંડા બોલ બોલતાં ઘણી વાર દીઠો છે. પણ તે છતાં તું તારી કુટેવ સુધારતો નથી. જે કામ તેં પહેલાં એક વાર કરેલું તેને તું વારંવાર કરતોજ રહે છે. આવું કર્યાથી અમારી અને તારી વચ્ચે ઉઘાડું અંતર પડી જાય છે. તું જાતનો ગોવાળિયો હોવાથી અવિચારી, મૂર્ખ, ચોર અને વ્યભિચારી છે. તારૂં પોલ હું લોકોમાં ઉઘાડું પાડી દેવાનો છું. તુકારામ કહે છે કે, જ્યારે હું તારી માને સૌની નીચે રાખી દઇશ ત્યારે તારી શોભા ઘણી વધી જશે.

**૩૭૪૨**–એક દિવસ ખાતાં ખાતાં કૃષ્ણે હઠ લીધી કે, " મા ! તેં મારા ભાણામાં જે જુદાંજુદાં વાનાં પીરસ્યાં છે તેમને હું એક વાર ભેગાં કરી દઉં અને પછી તું છૂટાં પાડી આપ." માને આવું કહીને તરત કૃષ્ણે ખાતાંખાતાં ખાવાનું પડયું મૂકીને ભોંય ઉપર આળોટિયાં ખાવા માંડયાં. યશોદાએ ઘણુંય કહ્યું કે, " અરે કૃષ્ણ ! જે નજ બની શકે તેને સારૂ તું હઠ લઇ બેસે છે તે કેવું કહેવાય ? તું કહેતો હોય તો હું તને બીજી વાર એની એજ ચીજો પીરસું." કૃષ્ણ કહે કે, "નહિ, નહિ, તે નહિ ખાઉં. મેં ભેગું કર્યું તેમાંથી તું છૂટું પાડી આપ." પછી યશોદા પોતાના મનમાં વિચાર કરવા લાગી કે હવે મારે આનું કરવું શું ? લાડકવાયા છોકરાને મારવો તે ઠીક નહિ. માએ કૃષ્ણને ઘણુાય સમજાવ્યા, પટાવ્યા પણ તે રડતા છાના રહેજ નહિ.

પછી યશોદાએ કૃષ્ણને કહ્યું કે, "જે વાનાં તેં ભેગાં કરી દીધાં છે તેમને તું તારે હાથેજ છૂટાં પાડી દે અને પછી ખા; મને શા માટે જૂઠું દુઃખ દે છે? જે વાતનો ગૂંચવાડો તેં પોતેજ ઊભો કર્યો છે તેને માટે તારાથી બીજા કોઇને દોષ દેવાય નહિ. માના આવા બોલ સાંભળીને કૃષ્ણના મનનું એકદમ સમાધાન થઇ ગયું અને ભોંય ઉપર આળોટવાનું રહેવા દઇને પોતે ઊઠીને બેઠા થયા. પછી તેમણે માને કહ્યું કે, "તેં ઘણી ડહાપણની વાત કહી. એકજ શબ્દ વડે તેં તો સુખદુઃખનો નિકાલ કરી નાખ્યો. એ ઘણીજ આશ્ચર્યની વાત કહેવાય." આવું કહીને કૃષ્ણે થાળીને એક કપડા વડે ઢાંકી દીધી અને પછી પોતાના સામર્થ્ય વડે ભેગી થઈ ગયેલી વસ્તુઓને છૂટી કરી દીધી. તે જોઇને યશોદાના મનને પણ ઘણો અચંબો લાગ્યો. તે બોલીઃ "અલ્યા કૃષ્ણ! આખા બ્રહ્માંડમાં તારા જેવો ચાલાક તો બીજો કોઇજ નહિ હોય." તુકારામ કહે છે કે, યશોદાના મનને ઘણો આનંદ થયો. એટલો બધો આનંદ થયો કે તેના હૃદયમાં પણ સમાયો નહિ. તેણે હર્ષના ઉદ્ગાર કાઢતાં કાઢતાં લાંબા હાથ કરીને કૃષ્ણને આલિંગન દીધું. પછી બેઉ માદીકરો સુખપૂર્વક ભોજન કરવા બેઠાં. તે જગ્યાએ તમામ ઇચ્છાઓની તૃપ્તિ થાય એમ છે અને ત્યાંનો જરાક પ્રસાદ મને ખાવા મળે એવી મને ઇચ્છા છે.

**૩૭૪૩**–ચાલો ત્યારે, આપણે બધા ગાયો ચારવા જઇએ અને એક ઠેકાણે બેસીએ. આપણે રવડીરવડીને થાકી ગયા છીએ. ખાંધ ઉપર રોટલાની પોટલી અને પેટમાં ખાડા એવી હાલતમાં રમવામાં શી મજા? તુકારામ કહે છે કે, તમે શ્રીહરિના ભાણી દોડી જાઓ; એટલે બધાં રૂડાં વાનાં થશે.

**૩૭૪૪**–હે દેવ! મને કાળનું કે વેળાનું જ્ઞાન છે નહિ. તારી સંગત મેં કરી ત્યારથી હું બધી રીતે તૃપ્ત થઈ ગયો છું. આ

કાન્હોબા ! હવે મને ભય તો રહ્યોજ નથી. અમારી ગાય અમારૂં રક્ષણ કરે છે અને પેટ ભરીને ખાવાનું પૂરૂં પાડે છે. તારી આગળ 'ભય' એવો એક શબ્દ પણ હું બોલીશ નહિ. તુકારામ કહે છે કે, મારો અનુભવ એવો છે કે, બોલવુંજ નકામું છે.

**૩૭૪૫**-હવે ગિલ્લીદંડાની રમત રહેવા દઇને બીજી કોઈ રમત માંડીએ. આપણા માથા ઉપર દાવ ઘણી વાર આવી ગયા, પણ એકેય વાર પગ સ્થિર થયો નહિ.ગિલ્લી ઉછાળીને જોરથી ટોલ્લો માર્યા પછી જે કોઈ તેને ઝીલી લે છે તેને દાવ મળે છે. રમતાં રમતાં ગોવાળિયા એકબીજાને હાંકો મારે છે અને એક જો ચૂકી જાય તો બીજો ગોવાળિયો તેને પેલાના હાથમાંથી લઈ લે છે. જેઓ રમત રમવાને તૈયાર થયા હોય છે, તેઓ ફરવામાં અને દોડવામાં ભૂલ કરતા નથી. એક જણ આગળ દોડે છે અને બીજો તેની પાછળ દોડે છે. આ રીતે બેઉ જણ દોડંદોડા કરે છે. કેટલાકના મનમાં રમતનો શોખ હોય છે અને કેટલાક દોડતાં દોડતાં થાકી જવાથી હાથનો ટેકો દઈને બેસી જાય છે. તુકારામ કહે છે કે, હવે તો આપણે રમત બંધ કરીએ એજ ઇષ્ટ છે.

**૩૭૪૬**-બારણાં બંધ કરીને હરિને અંદર ગોંધી રાખ્યા. હવે એ નાસી ન જાય એટલું સાચવી લેવું જોઇએ. ત્યારે એ કામ તમે કરી લો. આરંભથીજ મરણિયા બનીને હરિના શરીરની સાથે ખૂબ જોરથી ચૂડ ભેરવી દેવી. કારણકે તેમની માયાને આપણે પૂરતો ત્રાસ આપીએ તેનાજ દાવની છે. જેના મનમાં જે પદાર્થને માટે લોભ હશે તેજ તેને નીચે ગબડાવી પાડશે. તે લોભજ તેની આગળ આડો આવીને ઊભો રહે છે અને એવી રીતે જ્યારે તેના હાથ તે માયાવી વસ્તુને પકડવામાં વરૂંધાઈ જાય છે ત્યારે હરિ તેની બાથમાંથી છૂટા થઇને નાસી જાય છે. અમારી સંશયરૂપી

ગાંઠો તેમના દર્શનને પરિણામે છૂટી ગઇ છે. આથી કરીને તેમને પકડવાની ચાવી અમારા હાથમાં આવી ગઇ છે. આવું થવાથી હરિ અમારી સાથે બરાબર લેણદેણનો સંબંધ રાખશે અર્થાત્ તે અમારા હાથમાં આવી જશે. તુકારામ કહે છે કે, આપણા માથા ઉપર પ્રપંચના પોટલાનો ભાર છે; પણ તેમની સાથે સંબંધ જોડ્યાથી એ બોજો હળવો થઈ જાય છે, સમૂળગો પણ ઊતરી જાય છે અર્થાત્ આખો સંસારજ નાશ પામે છે.

**૩૭૪૭**–જેના ઉદરની અંદર અનંત બ્રહ્માંડ સમાઇ જાય છે તેજ શ્રીહરિ નંદને ઘેર બાળરૂપે ક્રીડા કરે છે, એ કાંઈ થોડું આશ્ચર્યકારક છે? એ કાન્હોબાની લીલાનો મર્મ કોઇના સમજવામાં આવતો નથી. જે દેવ આખી પૃથ્વીને તૃપ્તિ પમાડે છે તેનાજ મોઢામાં યશોદા પોતાને હાથે કોળિયા દે છે. જે લક્ષ્મીપતિ આખા વિશ્વમાં વ્યાપ્ત છે તેનેજ ગોવાલણો કેડે લઇને ફેરવે છે. તુકારામ કહે છે કે, એ દેવે લીલા કરવાના હેતુથી આવો વેષ ધારણ કર્યો છે અને તે નાના પ્રકારના ભોગ ભોગવે છે, તોપણ પોતાને બ્રહ્મચારી કહેવડાવે છે.

**૩૭૪૮**–ગોકુળમાં કૃષ્ણનો જન્મ થયો છે, એ સમાચાર સાંભળીને કંસાદિ દુષ્ટ લોકો ભયથી થરથર ધ્રૂજવા લાગ્યા. કૃષ્ણનો જન્મ થયો તેજ ક્ષણથી સાત્ત્વિક સ્વભાવવાળા લોકોના પ્રત્યેક ઘરમાં આનંદોત્સવ થવા લાગ્યા. તેઓ સદાકાળ નામોચ્ચાર કરતા રહીને પ્રેમાનંદ સહિત નૃત્ય કરવા લાગ્યા. તુકારામ કહે છે કે,જેઓ પ્રેમાનંદ સહિત હરિનામની ગર્જના કરે છે, તેમના તમામ પ્રકારના દોષોનું નિવારણ થઈ જાય છે.

**૩૭૪૯**–એક દહાડો બધા ગોવાળિયા ભેગા થઇને કાંઇક વિચાર કરવા લાગ્યા. એક બોલી ઊઠ્યો: “ચાલો અલ્યા! આજે

અમુક ગોવાલણના ઘરમાં પેસી જઈએ અને પેટ ભરીને માખણ તફડાવી ખાઈએ. અલ્યા ગોવાળિયાઓ ! હજી તમે શું બેસી રહ્યા છો? મોડું શા માટે કરો છો? ચાલો, જલદી કરો.” કૃષ્ણ સૌથી આગળ આગળ ચાલવા લાગ્યા અને બીજા બધા ગોવાળિયા તેમની પાછળ, એમ રાવણું ચાલ્યું. દેવ પોતાના અસલ સ્વરૂપની કોઈને જાણ થવા દેતા ન હતા અને જ્યાંત્યાં પોતાની સ્વેચ્છા મુજબ ક્રીડા કરતા હતા. પછી જેના ઘરમાં નવવિધા ભક્તિરૂપી માખણ ભરી રાખ્યું હતું, એવા કોઈ ગોવાળના એકાંતમાં આવેલા ઘરને જોઈને કૃષ્ણ તેમાં પેઠા અને અંદરથી માખણથી ભરેલું વાસણ લાવીને તેમાંથી બધા ગોવાળિયાઓને પોતાને હાથે વહેંચી આપ્યું અને કહ્યું કે, “તમે ચુપચુપ સ્થિર મન કરીને દૂધમાખણ ખાઈ જાઓ.” તુકારામ કહે છે કે, હું પણ તે પ્રસાદનું સેવન કરીને તૃપ્ત થઈ ગયો તેથી મેં દેવની સેવા કરવા માંડી.

**૩૭૫૦**–કૃષ્ણ ગોવાળિયાઓને કહેવા લાગ્યા કે, “ તમે બધા તમારી ઇન્દ્રિયોરૂપી ગાયોને છૂટી રવડવા મૂકી દો છો,તે શું તેમને ખોવાનો તમારો વિચાર છે?” પછી એક જણને કહ્યું કે, “ ગાયોને વાળી લાવવાનો તારો વારો છે, માટે તું જા અને ગાયો વાળી લાવ. આ પ્રમાણે છોકરવાદી કરવાથી અગાઉ પણ કેટલા બધા લોકો હેરાન થઈ ગયેલા, તે શું તું જાણતો નથી? આવું કરવાથી તારી પોતાની પણ આજ સુધીમાં કાંઈ થોડી દુર્દશા થઈ નથી અને હજી પણ જો આવું ને આવું કરતો રહીશ તો ભવિષ્યમાં પણ તારી દુર્દશા થતી રહેશે. આ પ્રમાણે તને કાળ દરરોજ સજા કર્યાજ કરે છે અને છતાં હજી તું મનમાં લજવાતો પણ નથી. આગળ ઉપર થનારી તારી જન્મમૃત્યુરૂપી હેડબેડીમાં અજ્ઞાનરૂપી મજબૂત ખીલો વાગી ગયો છે, તેને કાઢે એવો કોણ છે તે તું મને કહીશ? જો, તારી પેલી ‘કાપડી’ નામની ગાય (શ્રવણેન્દ્રિય) મેલું

ખાવાને માટે ઉકરડા ભણી દોડી જાય છે." તુકારામ કહે છે કે, જ્યાંસુધી તારી તે શ્રવણેન્દ્રિયરૂપી ગાય વિષયોના ઉકરડા સુધી પહોંચી ગઈ નથી, ત્યાંસુધીમાં તું તેને વાળી લાવવાને માટે તારાથી જેટલું દોડાય તેટલું દોડ. હું તારી મદદે આવું છું.

૩૭૫૧–જેમણે પોતાના કંઠમાં કૃષ્ણના નામરૂપી મણિ ધારણ કરી રાખ્યો છે, તેમનો પ્રકાશ સર્વ લોકમાં ફેલાઈ ગયો હોય છે. હું વૈષ્ણવભક્તોના ઉત્તમ સમારંભ વખતે સૌને પ્રાતઃકાલીન ભોજન (શિરામણ) પીરસીશ અને તે બ્રહ્માદિક દેવો જેઓ ઉત્તમ ઉર્ધ્વલોકમાં રહે છે તેઓ બિચારા ટગરટગર જોયા કરશે. તુકારામ કહે છે કે, આ જગતમાં હું એક બળવાન વીર પુરુષ છું.

૩૭૫૨–ગોવાળિયાઓનું છાંડેલું તેમના દેખતાં દેવ ખાઈ જાય છે. કાન્હોબાના ગોવાળિયા શ્રીહરિના નામનું સ્મરણ અને ધ્યાન કરે છે. માથા ઉપર આવેલો દાવ રમી લેવો અને ગાયોને સાચવવી, એ બે કામ તેઓ કરે છે. તુકારામ ભાવિક લોકોને કહે છે કે, તમે અને શ્રીકૃષ્ણ બેઉ એકજ જગ્યાએ બેસીને નાસ્તો કરો.

૩૭૫૩–ઓ કાન્હોબા ! સામેથી તો અગ્નિ સળગતો સળગતો ચાલ્યો આવે છે. હવે શો ઉપાય કરીશું? આ વડવાનલ અગ્નિ જે ચારે દિશાએ ફેલાઈ ગયો છે. તેની ઝાળમાંથી આજે આપણે શી રીતે જીવતા રહીશું ? ઓ હરિ! અગ્નિના ભડકા ચારે બાજુએથી અમને ઘેરી વળ્યા છે, હવે અમારે શું કરવું, તેનો ઉપાય અમારી બુદ્ધિ તો કાંઈ બતાવી શકતી નથી. ત્યારે હવે ઓ હરિ! તુંજ અમારી મદદે દોડી આવ. પહેલાં તો અમે અગ્નિની આગળ આગળ ચાલતા હતા; પણ જ્યાં અમે એક વાર પાછા વળીને જોયું એટલે તો અમે અગ્નિની ઝાળને અમારા ઉપર આવતી દીઠી. તુકારામ કહે છે કે, હે અનંત! સામી બાજુએ પણ અગ્નિ ફેલાઈ

ગયો છે. એમાંથી નીકળી નાસવાનો કોઈ માર્ગ અમને દેખાતો નથી. ત્યારે હવે અમારે શું કરવું તે તો તુંજ જાણે.

૩૭૫૪–તે ઉપરથી હરિ સૌ ગોવાળિયાને કહેવા લાગ્યા: "તમે બીશો નહિ. તમારા ઉપર આવી પડેલી વિપત્તિનું દેવ નિવારણ કરશે, એવો ભરોસો રાખીને ગભરાયા વિના જે થાય તે જોયા કરો." અરે! આ કૃષ્ણ તો દેવોનો પણ દેવ છે. એ શું કરે છે અને શું કરાવે છે, તેની કાંઈ સમજણુજ પડતી નથી. પછી તે વિશ્વરૂપ હરિ પોતાનું મોઢું પહોળું કરીને આખા વડવાનલને પી જવા લાગ્યા અને તેમનું આ પરાક્રમ ગોવાળિયા ફાટચે ડોળે જોવા લાગ્યા. તુકારામ કહે છે કે, હું અત્યાર સુધી ભય પામ્યા કરતો હતો, તે મારી ભૂલજ હતી. હવે મને સમજણ પડી ગઇ કે,દેવની સંગતિમાં રહેવાથી કશું દુઃખ લાગુ પડતુંજ નથી.

૩૭૫૫–આ અજ્ઞાની ગોવાળિયાઓને હરિ ખરેખરો ભાવ સમજાવી દે છે અને તેઓ લાજશરમ વેગળી મૂકીને પાવો અને મુરલી વગાડતા નાચે છે. અરે ગોવાળિયાઓ! ચાલો, આપણે જઇને તે હરિને પગે પડીએ. તેમણે બળતા અગ્નિમાંથી આપણું રક્ષણ કર્યું. અરે ઓ કાન્હોબા! તું આવડા મોટા વિશાળ અગ્નિને કેવી રીતે ગળી ગયો? તારે મોઢે કે શરીરે તેનો એક ફોલ્લો પણ દેખાતો નથી. તુકારામ કહે છે કે, અરે ઓ ગોવાળિયાઓ! તમને આમાં નવાઈ શાની લાગે છે? તે દેવ રોજ રોજ આપણા ભાથાના રોટલા ખાઈ જાય છે તેનુંજ તેને જોર આવ્યું છે.

૩૭૫૬–તે ગોવાળિયાઓએ પોતાનું મન ધરાય ત્યાંસુધી હરિની સંગત કરી. પછી તેમણે પોતાના ભાથાની પોટલીઓ તેના હાથમાં મૂકી અને તેમાંથી તેમણે જેટલું આપ્યું તેટલું તેઓ ખાવા લાગ્યા. ઘણા દિવસ સુધી ગોવાળિયા કૃષ્ણની સોબતમાં

રહ્યા તેથી તેમને ખાતરી થઇ ગઈ કે, તેમની મારા ઉપર પ્રીતિ છે. તે પ્રેમના ભૂખ્યા હોવાથી તેમનો ઉપકાર તેમણે સ્મરણમાં રાખ્યો. બધા ગોવાળિયા જ્યારે પોતપોતાના ભાથાના રોટલા ખાવા બેસતા, ત્યારે તેઓ કોળિયે કોળિયે કૃષ્ણને યાદ કરીને કહેતા કે, "ઓ કાન્હોબા ! તું અમારી સાથે ખા તો ખરો." તુકારામ કહે છે કે, ત્યારે ચાલો આપણે ઘેર જઇએ અને તે ઉદાર દેવે આપણું રક્ષણ કર્યું તે વાત બધાં ઘરનાં માણસોને કહીએ.

**૩૭૫૭**–અરે ઓ ગોવાળિયાઓ ! રોટલા અને અથાણાની ચીરી લો અને અમારૂં દહીંભાતનું ભાથું પણ લો. જેની પાસે છાશ હોય તેણે વેગળી મૂકી રાખવી. અહીં તો જેવું મળે તેવું લેવું. થોડું ખાવું પણ સરસ ખાવું. અરે તે તમને સૌને બોલાવે છે, તેની ખબર તો બધાને થવા દો. મારૂં ભાથું જેવું પુણ્યના રોટલાનું છે તેવું તારૂં છે કે નહિ ? ન હોય તો ઘેર ચાલ્યો જા. તુકારામ કહે છે કે, મારે ઘેર તો કોઇજ નથી, તેથી મને તો તું તારા ચરણ આગળથી વેગળો કરીશજ નહિ.

**૩૭૫૮**–ભગવાને કરેલા શિરામણમાંથી થોડુંક એઠુંજૂઠું પોતાને પ્રસાદ તરીકે ખાવાને મળે તે સારૂ સ્વર્ગના દેવતાઓ યમુનાના કિનારા આગળની માછલીઓ બનીને ઊભા રહ્યા. તે ઘડીએ દેવે અને ગોવાળિયાઓએ સૌએ શિરામણ કરી લઈને હાથ ધોઇ નાખ્યા. આ પ્રમાણે ભેગા મળીને ખાતાં જેઓ શરમાયા તેમને ભાથાના રોટલામાંથી તેમનો ભાગ મળ્યો નહિ. દેવે તેમનું માનમર્દન કર્યું અને તેમને દીન બનાવ્યા; તોપણ તેમને પોતાનાથી દૂર તો નજ કર્યા. એ દેવની આગળ ઉપાય અને અપાય એ બે પૈકી કાંઈ પણ ચાલતું નથી. ખરાખોટાની બરાબર પરીક્ષા કરતાં તેને આવડે છે. તેની આગળ જેઓ દીનપણે હાથ જોડીને ઊભા રહે છે,

તેમની તે કદી ઉપેક્ષા કરતા નથી. તુકારામ કહે છે કે, જેને જે કાંઈ દેવના તરફથી મળી આવે તે તેણે સંતોષપૂર્વક ગ્રહણ કરી લેવું અને તેના પ્રેમરસના આનંદમાં મસ્ત રહેવું.

૩૭૫૯—ગોવાળિયા એકબીજાને કહેવા લાગ્યા: "ચાલો, આપણે કાન્હોબાની પાસે જઈને કાંઈક માગીએ અને આપણું મન ખોલીને તેને આપણા મનની બધી વાત પ્રેમ સહિત કહી સંભળાવીએ." તે ઉપરથી બીજા કેટલાક ગોવાળિયા બોલ્યા: "આપણે બધાએ તેની પાછળ પાછળ જવું. કોઈએ પોતાના ઘરમાં રાત્રે સૂવું નહિ અને આખી રાત જાગૃત રહેવું." હરિ સૌના મનની વાત જાણતા હતા; તેથી તે પોતે રસ્તા વચ્ચે જઈને બેઠા. પછી પોતે સૌના નાયક હોય તેવી રીતે કોને શું કહેવાનું છે, તે સાંભળી લીધું અને જોયું તો આટલા બધા ગોવાળિયાઓમાંથી કોઇ કોઈનો મત મળતા આવતાજ ન હતા. તેમનાં અંતઃકરણમાં જે હતું તે તેમને મોઢેથી કહેવડાવ્યા પછી, તેમની સૌની ઇચ્છા પૂર્ણ કરી. કેટલાક ગોવાળિયા કહેવા લાગ્યા કે, "અમે માયાથી ઘણોજ ત્રાસ પામીએ છીએ. તે અમને દહીંભાતનું ભાથું ખાવા આપતી નથી અને ફક્ત છાશજ પાઈને કાઢી મેલે છે. ઢોર ચારતાં ચારતાં અમારો તો દમ નીકળી જાય છે, તરશે મરી જઈએ છીએ, પણ નથી પીવાનું પાણી મળતું અને નથી બપોર વેળા બેસવાને સારૂ છાંયડી મળતી. માટે હવે અમે દેવને પગે પડીને પેટ ભરીને રોટલા માગીએ છીએ." બીજા કેટલાક ગોવાળિયા બોલ્યા કે, "અલ્યા! તમારાં પેટ તે વળી કેવડાં મોટાં છે કે તમે પેટ ભરાય એટલા રોટલાજ માગીને સંતોષ માનો છો? આપણા કાન્હોબા દેવ છે, તેમની પાસેથી ગાયો, ભેંસો, હાથી, ઘોડા, ધન, સંપત્તિ એવું તેવું શા માટે માગી લેતા નથી? આપણો આગેવાન આવો સમર્થ છે અને તે છતાં આપણે દરિદ્ર રહીએ તે કેવી વાત?

પુત્રપુત્રી, દાસદાસી એ બધાંજ તેની કૃપા વડે મળી રહે છે.” વળી કોઇ બોલી ઊઠચા કે, “અરે ઓ પોરિયાઓ! એ બધાંને સાચવવાને કોણુ નવરો બેઠો છે? જેવા ગધેડાં તેવાં ઘોડાં. તેમનું વિશેષ મૂલ્ય શું છે? એ બધાનો ભાર ઉપાડવાથી તો આપણુને ભવરોગ લાગુ પડચો છે એમ ચારે વેદ કહે છે. આપણે તો હાથમાં લાકડી લઇને ઉઘાડે માથે મોકળા જંગલમાં રવડવું એજ આપણું કામ.” બીજા કેટલાક બોલ્યા કે, “પણ જંગલમાં તો ફાડી ખાનારાં જાનવરો કાંઇ થોડાં નથી હોતાં.તેઓ મનુષ્યોને ફાડી ખાય છે અને કોઈ કોઇ તો આંખ-કાન ને હાથ-પગનો નાશ પણ કરે છે. તેમના સપાટામાંથી પોતાની જાતનું તથા છોર્યાં-છોકરાંનું રક્ષણ કરી શકે એવો આપણામાં કોણુ શૂરવીર છે? માટે આપણે તો આપણા ઘરમાંજ બેસી રહીએ, એ વધારે સારૂં છે. વળી ઘરમાં બેસી રહીએ છીએ તો ઘરનાં માણસો પુષ્કળ કામ બતાવે છે. આપણુને પણ કામ વગર બેસી રહેવાનું ગમતું તો નથી. જે વાત સૌના મત પ્રમાણે સારી હોય તેનું આપણે પાલન કરવું જોઇએ. ગોવાળિયાઓની સાથે સંતાઈછુપાઇને રમી લેવું જોઇએ.” કેટલાક ગોવાળિયા એવું કહેવા લાગ્યા કે, “આપણા મતની સાથે જેનો મત મળતો આવે તેવો ગોવાળિયો આપણો સરદાર થાય તો ઘણું સારૂં. આપણે તેની સત્તા મુકરર કરી આપીએ તે મુજબ તે વર્તન કરે. પણ અરે! એમાંય કાંઈ રમતની જોઇએ તેવી વ્યવસ્થા નથી થઈ શકતી અને લાતો ખાવી પડે છે. રમનારા ગોવાળિયાઓ એકબીજાના શરીર ઉપર અથડાઇ પડે છે અને ખૂબ ગોધિયારૂં મચાવી મૂકે છે.” કેટલાક એવું પણ કહેવા લાગ્યા કે, “આપણે જ્યારે રમતો રમીએ છીએ ત્યારે આપણાં છોકરાં એક કોરે બેસી રહે છે. આવડાં નાનાં છોકરાં મોટાંને શું કરી નાખવાનાં હતાં? એમાંથી કોઈ પણ એક જણુને સારો કહ્યો, તો તેથી બાકીના બીજા ખીજવાય છે. એટલે કે સંગ-

તિમાં રહેવાથી પરિણામે ક્લેશમાં વધારો થાય છે. એટલા વાસ્તે કોઇની પણ સોબતમાં ન રહેતાં એકલા રહેવું એ સૌથી સારો રસ્તો છે.” કોઈ બોલી ઊઠ્યો કે, “ અલ્યા ! તું એકલો થઇને જવાનો ક્યાં ? જૂઠો શા માટે રવડી મરે છે? જ્યાં છે ત્યાંજ સ્વસ્થ બનીને બેસી રહેને. સૌના ભાથાની પોટલીઓ તો તારી પાસે પડી છે.” તુકારામ કહે છે કે, અલ્યા ભાઇ ! તમે નકામી વાતો કરવામાં વખત શા માટે બરબાદ કરો છો? મને તો પેટમાં ભૂખ લાગી છે. તમે બોલો છો તેમાં તમારૂં ચાવલાપણું બતાવો છો. ચાલો, આપણે કાન્હોબાની કને જઇને તેને બધી વાત કહી દઇએ અને આપણી થાળીમાં માય તેટલું ખાવાનું તેની પાસે માગી લઇએ. પછી બધા ગોવાળિયા તૃપ્ત થઇને ઓડકાર ખાવા લાગ્યા, તેમની સાથે હું પણ વિઠ્ઠલના નામના ઓડકાર ખાવા મંડી ગયો.

૩૭૬૦–આજે ઇન્દ્રની અમરાવતી ખાલીખમ થઈ ગઈ, કેમકે ત્યાંના બધા દેવતાઓ ભગવાનના શિરામણનાં દર્શન કરવાને સારૂ પૃથ્વી ઉપર ચાલ્યા આવ્યા હતા અને દર્શન કરતાં કરતાં તેમને પોતાના દેહનું પણ વિસ્મરણ થઈ ગયું હતું. એ પ્રસંગનો આનંદ આખી પૃથ્વીમાં સમાતો ન હતો. વનમાં ચરતી ગાયો તથા બીજાં પશુઓ પોતપોતાનો ચારો ચરવાનું તથા પાણી પીવાનું પણ ભૂલી જવા લાગ્યાં અને તેમની ચિત્તવૃત્તિ શ્રીહરિના ધ્યાનમાં પરોવાઈ જવાથી તટસ્થ થઈ ગઈ. સૌ દેવતાઓના દૈવત સમાન કાન્હોબા બધા ગોવાળિયાની વચમાં આનંદથી ઊભા રહ્યા છે અને તેમની સાથે શિરામણની ક્રીડા કરે છે. તુકારામ કહે છે કે, સર્વ પ્રકારનાં સુખમાં શ્રેષ્ઠ સુખ જે શ્રીહરિના ચરણ તે આ પૃથ્વી ઉપર ઊતરી આવ્યા છે. એ ચરણ એવા દુર્લભ છે કે, જેની મુનિઓ શોધ કરે છે અને છતાં તેમને પ્રાપ્ત થતા નથી.

૩૭૬૧–અરે મારી બાઇઓ ! ચાલો, આપણે દેવમંદિરને

આંગણે જઇએ અને પાંડુરંગનાં દર્શન કરીએ. તેમણે હમણાંજ પ્રાતઃકાલનું ભોજન (શિરામણ) આરોગવા માંડયું છે. તેમની સામે બધા ગોવાળિયાનો સમુદાય ઊભો રહ્યો છે. ગોવાળિયા આનંદ સહિત એકબીજાનાં મોઢાંમાં શિરામણના કોળિયા દે છે. અહીં કોઈ નાનામોટાનો ભેદ રાખતું નથી અને સૌ એકસરખા ગણાય છે. ગોવાળિયા શ્રીહરિને પોતાની વચમાં ઊભા રાખીને તેમની આસપાસ પાવા અને મુરલીઓ વગાડવા મંડે છે. તે સાંભળીને સૌ સ્ત્રીપુરુષ તથા પશુપક્ષીઓને પોતાના દેહનું વિસ્મરણ થઈ જાય છે અને તેમનાં ચિત્ત ભયરહિત બની જાય છે. તે વખતે દેવના ઉપર પુષ્પની વૃષ્ટિ થાય છે, આરતી ઉતારનારાઓ ટોળે વળીને ઊભા રહે છે અને તુલસીની માળા ગૂંથનારાઓ માળાઓ તૈયાર કરે છે. તુકારામ કહે છે કે, યાદવોના રાજા અને ગોપીઓના મનનું હરણ કરનારા કૃષ્ણને જોઇ મને સુખ થાય છે.

**૩૭૬૨**–અમારા પક્ષમાં કોને કોને આવવું છે તે, સૌ ગોવાળિયાઓમાંથી પસંદગી કરીને નક્કી કરી લઇએ. પછી આપણે આપણાં સ્વરૂપમાં મળી જઇને એકબીજાની સાથે મજેથી રમત રમીએ. આવી રમતો રમવાને જેઓ અધિકારી ન હતા તેઓનાં મોઢાં ઊતરી ગયાં. ચાલો, તેમને આપણે વેગળા કાઢીએ અને તે બીકણ લોકોની ઇંદ્રિયોરૂપી ગાયોને સાચવવાને સારૂ આપણે વાળી લાવીએ. તુકારામ કહે છે કે, દેહાભિમાનને લીધે જેમનાં હૃદય અપવિત્ર થઇ ગયાં છે,તેવા અપવિત્ર લોકોએ દેવની પાસે આવવું નહિ.

**૩૭૬૩**–બધો વખત ભગવાનના ચરિત્રનો મહિમા ગાવો અને ગોવાળિયાઓને યોગ્ય શિરામણ ખાતા રહેવું. પરમાર્થરૂપ કામધેનુનાં સ્તનમાંથી ઝરતાં નાના પ્રકારનાં સંપૂર્ણ ઐશ્વર્યોથી આખું આકાશ ભરાઇ ગયું છે. સનકાદિક સંતોની ઉત્તમ પંગતમાં બેસી-

ને તમે તમારી ઇચ્છામાં આવે તેટલું તમારા ભાગનું ઐશ્વર્ય લઈ લેજો. તુકારામ કહે છે કે, નારાયણને હૃદયમાં ધારણ કરી લીધા પછી કોઇ પણ પ્રકારની રમત રમવામાં ક્લેશ થતો નથી.

૩૭૬૪–ઓ ગોપાળ ! તારી સોબતમાં રહેવાથી મને વધારે પડતાં ઐશ્વર્યોનો કંટાળો આવી ગયો છે. હે દેવ ! તારી પાસે કયા પદાર્થનો અભાવ છે ? તું તો સર્વ પ્રકારનાં ઐશ્વર્યોનો સ્વામી છે. મને કોઇ પણ જાતનો વ્યવહારનો બોજો ઉપાડતાં આવડતો નથી. અત્યાર લગીમાં કરેલા શ્રમનો પરિહાર કરવો એજ અહીંનાં કર્તવ્યોનો મુખ્ય સાર છે. તુકારામ કહે છે કે, હે નારાયણ ! તું મારા જીવનને ધૈર્યહીન બનવા દઇશ મા.

૩૭૬૫–હવે દેવ અને હું બેઉ એક ઠેકાણે બેઠા છીએ. તેથી કરીને હવે અમે એકબીજાથી અળગા થનાર નથી. મેં મારો દેહરૂપી બોજો શ્રીહરિને સમર્પિત કરી દીધેલો હોવાથી, મારી દેહબુદ્ધિ ક્ષીણ થઇ ગઈ છે. ત્યારે હવે મારે સંતાપજ શાનો હોય ? જડચેતનની જે ગાંઠ પડી ગઈ હતી, તેને છોડી નાખીને તે ગાંઠ કેવી રીતે પડી ગઈ હતી અને તેમાં શું શું છે તે હું જોવા મંડયો છું. તુકારામ કહે છે કે, હું તમામ ઉપાધિઓથી અળગો થઇ જઇને ગોપાળનું નામ દઇને તેને સાદ પાડયા કરીશ.

૩૭૬૬–અલ્યા ઓ ગોવાળિયાઓ! તમે અસાવધાનપણે ઊંઘો છો તો ખરા, પણ તમારી ગાયોને એક જગ્યાએ એકઠી કરી લેજો. નહિ તો જ્યારે તમારી મા ગાયોને ગણશેઅને તેમાંથી કોઇ ઓછી થયેલી માલૂમ પડશે ત્યારે તમારે તેના હાથનો માર ખાવો પડશે. સાંભળો, તમે બધા ‘ કૂ, કૂ ’ એવો અવાજ કરીને તમારી ગાયોની પાછળ પાછળ જશો, એટલે જે ગાય જેની હશે તે ગાય તેના ભણી પાછી વળશે. આવી રીતે તમારી ગાયોને એક

વાર સાવધ કરી દેશો તો બસ થશે. તમે યોગ્યાયોગ્ય સમયનો વિચાર કર્યા વિના ખેલ ખેલો છો અને જે કોઈ રમતાં રમતાં થાકી ગયા હોય, તેમની પાસે જઈને બેસો છો તેમજ તેમની સાથે તમે પણ થાકયા હો તેવા થઇ જાઓ છો. તુકારામ કહે છે કે, હું જે કાંઇ શીખવું છું તેના તરફ જો તમે પૂરતું લક્ષ નહિ આપો તો તમારે ચોરાશીલક્ષ યોનિઓને બારણે ઊભા રહીને ભીખ માગવી પડશે. એટલા માટે સૌથી પ્રથમ તમારા મનરૂપી ગાય જે ભટકતી ફરે છે તેને ઘેરીને પાછી વાળો. કારણકે જો તમે તેમ નહિ કરો તો તે રવડતી ફરશે અને મેલું ખાઇ આવશે.

૩૭૬૭–જે ગાય ઝાઝું દૂધ દેતી હોય તેને દોહવી જોઇએ, એવું મને એક વાર કૃષ્ણે કહ્યું હતું. એવું દૂધ સૌને યોગ્ય રીતે વહેંચી આપવા હું તૈયાર છું. તે દૂધ તમે જ્યાં હો ત્યાંથી તમારા હાથમાં લઈ લો. આ ધર્મ મારો પોતાનો ઊભો કરેલો નથી. હું તો ફક્ત દેવનું બતાવ્યું કામ કરનારો તેનો સેવક છું. તુકારામ કહે છે કે, એવું ન કરૂં તો આ નવું અને પેલું જૂનું, તેની ભાંજગડમાં ઊતરવું પડે અને તે મારે નથી કરવું.

૩૭૬૮–સૌને પીરસી રહ્યા પછી જે મારા પોતાના ભાગનું બાકી રહેશે તેને હું લઇશ. એ સિવાય વધારાને માટે હું ઇચ્છા રાખતો નથી. આ બાબત મારા મનમાં જે ઇચ્છા છે તે, જાણે મારો સ્વાભાવિકજ ગુણ હોય એવી લાક્ષણિક થઇ ગઇ છે. જો એક ક્ષણવાર પણ દેવ મારી પાસે ન હોય તો પેલા ગોવાળિયા મને લાકડીએ લાકડીએ મારવા મંડશે. તુકારામ કહે છે કે, હે દેવ! મને તમે તમારી પાસેનો પાસે રાખો અને મારી પાસેથી જેટલું લેવાય તેટલું કામ લો. તમે જે કામ બતાવશો તે હું કરીશ.

૩૭૬૯–કેટલાક ગોવાળિયા ઘરકામમાં ઘણા વરૂંધાઇ

ગયેલા હોવાથી તેમનાથી રમવા આવી શકાયું નહિ. તેઓ મનમાં ભય પામીને કરુણ સ્વરે દેવને પોતાની મદદે બોલાવવાને સારૂ પોકાર કરવા લાગ્યા. તે સાંભળીને દેવ બીજા બધા ગોવાળિયાઓની મંડળીને પડતી મૂકીને પેલા પોકાર કરનારાઓની મદદે દોડી ગયા. એ દેવ સૌ બળવાનોમાં શ્રેષ્ઠ છે અને કોઈની પણ કરુણ પ્રાર્થના સાંભળીને ઉતાવળિયા બની જાય છે. 'ધાઓરે! દોડો રે!' એવા પોકાર કાને પડતાંની સાથેજ તે દોડી જાય છે અને એ બાબત જરા પણ આળસ કરતા નથી. જેઓ તેના શરણાગત થાય છે, તેઓ પોતાના સ્વામીની કુમક મળવાથી બેવડા બળવાન બની જાય છે અને સ્વામી તેમને કોઈ પણ જાતની ચિંતા કરવા દેતાજ નથી. તે દાતા એવો સમર્થ છે કે, તે શરણે આવેલાને ઉઠાડીને પોતાની પંગતમાં બેસાડી દે છે. તુકારામ કહે છે કે, મારો સ્વામી પોતાના ભક્તોનાં બોબડાંતોતડાં વચનોને પ્રેમથી સાંભળે છે. તેમને પોતાની ખાંધે બેસાડીને ફેરવે છે અને પોતાના નિજસ્વરૂપવાળા ઘર તરફ પહોંચતા કરી દે છે. એટલુંજ નહિ પણ વારંવાર તેમનું કામકાજ કરે છે. તેમનો બોજો પોતાને માથે ઉપાડી લે છે અને બધી રીતે તેમનું રખોપું કરે છે.

૩૭૭૦-શુદ્ધ પરમાર્થરૂપી દળણું જેને દળવું જોઇતું હતું તેને એક બાજુ પડતું મૂક્યું અને અશુદ્ધ વિષયરૂપી કુશકીકોદરાનાં ઓરણાં ઘંટીમાં ઓર્યાં. એવી રીતે તે વિષયાસક્ત ફૂવડ બાઇડીએ કસોજો લોટ દળીને તેના રોટલા ખાધા, તેથી તેણે પોતાના નરદેહનો નાશ કર્યો. ઓ મારી સખિ ! આત્મઅનાત્મ વિવેકરૂપી સૂપડા વડે ઝાટકીને શુદ્ધ આત્મભાવને એક બાજુએ કરી દે. ઓ પાપિણી ! તેં સિદ્ધ આત્મસ્થિતિની સાથે અનાત્મ વસ્તુઓનું તાદાત્મ્ય કર્યુંજ શા માટે? ઓ સંસારની જડબુદ્ધિવાળી સ્રીઓ! જ્યાંસુધી તમારા હાથમાં નરદેહરૂપી સૂપડું હશે

ત્યાંસુધીમાં તમારૂં કશું બગડવાનું નથી; પણ રૂડું પરિણામ આવવાનો સંભવ છે એમ સમજી લેજો. ત્યાંસુધીમાં તમારે તમારૂં કલ્યાણ કરી લેવું જોઇશે. જ્યાં એ સૂપડું તમારા હાથમાંથી ગયું, એટલે તમારી ઘંટીમાં મેલું-કસોજું દળણું દળાવા માંડશે કે જે તમારો નાશજ કરશે. પછી તમારાં કર્મ અનુસાર તમને જે યોનિ પ્રાપ્ત થશે તેનો તમારે ભોગ કરવો પડશે. જ્યાં-સુધી તમારા હાથમાં નરદેહરૂપી સૂપડું હોય ત્યાંસુધીમાં તમારે સ્વસ્વરૂપની સંગતિ કરી લેવી. તેમ જો તું નહિ કરે તો ઓ ગધેડિ! તારા નરદેહનો એકસામટો નાશ થયોજ જાણજે. તેં દેહબુદ્ધિ ધારણ કરીને કામ્યકર્મોનાં દળણાં દળ્યાં અને તેને લીધે અનેક યોનિઓમાં ભ્રમણ કર્યું. આટલી સીધી વાતમાં તને કેમ સમજણ પડતી નથી? તારી આંખો અને તારા કાન છે કે ઘરેણે મૂક્યાં છે? તુકારામ કહે છે કે, જ્યાંસુધી નરદેહરૂપી સૂપડાના ઉપર તારો કબજો હોય ત્યાંસુધીમાં જો તું પરમાર્થની દિશામાં યત્ન નહિ કરે તો તારે અનેક યોનિઓના ચક્કરમાં ભટકવું પડશે.

**૩૭૭૧**–ગોકુળ ગામની ગાયો ગોવાળિયાની ડગલીઓ, લાકડીઓ, પાવા, મુરલીઓ એ બધાંજ ધન્ય છે. ગોકુળ ગામને ધન્ય છે અને ત્યાંનાં ગોપગોપીઓ, બધાં સ્ત્રીપુરુષો, સૌનાં ધન્યભાગ્ય છે. દેવકી અને યશોદા જે શ્રીહરિની જનેતાઓ થાય તેમને ધન્ય છે. તેમજ વસુદેવ અને નંદ બેઉ પરમભાગ્યવાન છે. ગોકુળ ગામની ગોપિકાઓ અને કૃષ્ણની સોળ હજાર સ્ત્રીઓ તથા સૌ જાદવો એ બધાંને ધન્ય છે. તુકારામ કહે છે કે, જેમનાં મન, વાણી અને શરીર હરિચિંતનના રંગમાં રંગાઇ ગયાં છે તેમના જન્મને ધન્ય છે.

**૩૭૭૨**–ગોવાળણે પોતાના મા તરીકેના હકથી દેવને ગળે દોરી બાંધી, તેથી સાબિત થાય છે કે, સાક્ષાત્ પરબ્રહ્મ દેવજ ગોવા-

ળિયાઓના સમુદાયની અંદર ક્રીડા કરતા હતા. એ દેવ વળી દોડતા દોડતા જઈને યશોદાની પાસે ખાવાનું માગતા અને ગાયો ચરાવતી વખતે ગાયોની પાછળ જંગલેજંગલે ભટકતા હતા. તુકારામ કહે છે કે, જે સર્વ જ્ઞાનના સ્વામી છે તેજ અજ્ઞાનીની પેઠે ભીખ માગતા હતા !

૩૭૭૩–ઓ દેવ ! તને માટી ખાતો તારી માએ દીઠો તેથી તેણે તને બાંધ્યો હતો. તું ડગલી પહેરીને હાથમાં લાકડી અને વાંસળી લઈને ગાયો ચારવા જતો હતો. જેમની ભાવનાનું બળ ઘણું હતું, તેમના ભાવને વશ થઇને દેવ તેમને ઘેર બાળક થઇને અવતર્યા હતા. તુકારામ કહે છે કે, દેવ તો એવા છે કે તે પોતાના ભક્તોની પાછળપાછળ દોડતા ફરે છે.

૩૭૭૪–" ઓ ગોપાળ ! મારા હાથમાં શિરામણનો કોળિયો છે. અરે ! તું મારા ભણી જો તો ખરો." આવું ગોવાળિયા એકબીજાને કહેતા હતા. દેવે આપેલો ભાગ તેઓ ખાઇ જતા હતા. તમારે જો આવું કરવું હોય તો તમે તેની પૂંઠ પકડો. તુકારામ કહે છે કે, તમારૂં પેટ ભરાય તેટલા માટે જો તમે ધાંધલ કરતા હો તો તમારે ઘેર આવું સુખ કેવી રીતે સાંપડે ?

૩૭૭૫–હે દેવ ! તમે સૌને તો જે આપવાનું હતું તે આપી ચૂકયા છો. હવે મારા ભણી જરા જુઓ. મને અને આપણી ટોળીના બધા ગોવાળિયાના મનમાં એક મોટી આશા છે. ઓ દેવ ! તેં અમારી સાથે શા સારૂ અબોલા લીધા છે ? મને મારો ભાગ આપી દે એટલે ઘણું થયું. મેં મારી પાપપુણ્યાત્મક પોટલીની પૂરેપૂરી ઝડતી તને લેવા દીધી; પણ હજી તું તેનો નિવેડો લાવતો નથી. ઓ અનંત ! મને ભૂખ લાગી છે તેનું તને કેમ ભાન નથી આવતું ? પોતાની મરજી મુજબ દોડંદોડા કરનારી આ ઇન્દ્રિય-

રૂપી ગાયને સાચવતાં સાચવતાં મારો તો દમ નીકળી ગયો છે. તુકારામ કહે છે કે, હું જેમજેમ હરિના કાલાવાલા કરતો જાઉં છું, તેમતેમ તે મારા તરફ અન્નના ગોળા ફેંકતા જાય છે. હું તેમને ઝીલી લઉં છું, તેથી હું પોતે સુખી થાઉં છું અને તે અન્ન બીજા બધા ગોવાળિયાઓને પણ વહેંચી આપું છું.

૩૭૭૬–એક બોબડો ગોવાળ બોલ્યો કે, "કૃષ્ણે સારૂંસારૂં ખાવાનું તો બીજા બધાને વહેંચી આપ્યું અને મારા ભણી તો તે નજર પણ કરતો નથી." આવું કહીને તે ગોવાળ આંખો ચોળતો ગયો અને રડવા લાગ્યો! વળી પોતાના હાથ વડે માથા ઉપર તથા ઢગરાં ઉપર લપડાકો મારતો ગયો. તે બોલ્યો કે, "આ દેવને તો મોટા મોટા લોકો ગમે છે અને હું રહ્યો ગરીબ બાપનો છોકરો તેથી મારો તો ભાવજ પૂછતો નથી. તુકારામ કહે છે કે, તેના અંતઃકરણનો ભાવ જાણીને તેના મનનું સમાધાન કેવી રીતે કરવું, તે દેવને સારી રીતે આવડે છે.

૩૭૭૭–પાછળ નજર કરીને નિવૃત્તિ ભણી જોવું અને આગળ નજર કરીને પ્રવૃત્તિ ભણી જોવું. આ રીતે બેઉ તરફ નજર રાખતા જઇને તારા પ્રવૃત્તિપક્ષના ખેલાડીઓએ નિવૃત્તિની બાજુએ રમનારાઓની વિરુદ્ધ જે કામાદિ વિકારો મૂકી રાખ્યા છે તેમનો દાવ તું ચૂકવતો રહેજે. નિવૃત્તિ અને પ્રવૃતિ, એ બેઉ પક્ષના ખેલાડીઓને સાવધાન કરીને તેમને તેમની હદમાં રાખવા અને તમને જે કોઇ મળે તેને તેની પોતાની વાજબી હદમાં રહેવાને કહેવું, એ તમારૂં કામ. પ્રવૃત્તિ અને નિવૃત્તિ એ બેઉ પક્ષના રમનારા ગોવાળિયાને તેમની પોતપોતાની બાજુએ અલગ અલગ ઊભા રાખીને તેમને બરાબર બે પક્ષમાં વહેંચી નાખવા. પછી જે ગોવાળિયો જે પક્ષમાં રહીને રમવા ઇચ્છતો હોય, તેને તે પક્ષના

મેદાનમાં તમારે લઈ જઈને ઊભા રાખવા. બેઉ પક્ષને સમતોલ કરવાના તમારા પ્રયત્નો છતાં પ્રવૃત્તિવાળી બાજુના ગોવાળિયા વધારે બળવાન જોવામાં આવે તો તમે શું કરી શકવાના છો ? તમારે તેમને દાવ તો આપવોજ પડશે, તે માટે તમારે તો નવ-ઈન્દ્રિયોરૂપી પાટાની* વચ્ચે આવેલાં ઘરઉપર ધસારો કરવો અને સામી બાજુના જે જે ગોવાળિયા તમારા સપાટામાં આવે તેમને પકડી લેવા. આ રીતે પ્રવૃત્તિવાળી બાજુનો દાવ તમે ખતમ કરી શકો છો અને તેમના પક્ષના રમનારાઓને તમે પરાજિત કરીને તેમને એક બાજુએ બેસી જવાની ફરજ પાડી શકો છો. પ્રવૃત્તિની બાજુમાં રહીને રમનારા ગોવાળિયાના સપાટામાં તમે ઘણી વાર આવી ગયા હતા અને તેમણે તમને કેટલીય વાર અડકીને રમતમાં હરાવી દીધા હતા. ફક્ત જે ગોવાળિયા વિવેક અને વૈરાગ્ય એ બે બાબતોનાં બળ કેળવીને બળવાન બન્યા હશે, તેઓજ પ્રવૃત્તિપક્ષના ખેલાડીઓના હુમલાની સામે ટકાવ કરી શકશે. તુકારામ કહે છે કે, જે ખેલાડી પ્રવૃત્તિનો દાવ ચૂકવીને આગળ નીકળી જશે, તેજ સ્વસ્વરૂપમાં જઈ મળશે. જો એમજ છે તો તમે હજી પ્રવૃત્તિમાં શા માટે ગૂંચવાયા કરો છો ?

૩૭૭૮–હું ગાયો ચરાવનારો જંગલી માણસ છું. જનસમાજની વચ્ચે રહેવાની મારી હિંમત ચાલતી નથી. હું સૌના રોટલાની પોટલીઓ એક જગ્યાએ ભેગી કરી રાખું છું અને જ્યારે શિરામણ કરવાનો વખત થાય છે, ત્યારે હું પોતે ખાઉં છું અને સૌને ભાગે પડતું વહેંચી આપું છું. હું મારી પોતાની જાતની સાથે એકલોએકલો રમું છું અને મારા પક્ષના ગોવાળિયા-

* આ ઠેકાણે આટાપાટાની રમતનું રૂપક છે. એ રમતમાં એક મુખ્ય પાટો અને બીજા પેટા પાટા તથા પાટાની વચ્ચે ચોરસ આકૃતિઓ હોય છે, જેમને ઘર કહે છે. —સેવાનંદ

ઓની સાથે મેળ રાખું છું. તુકારામ કહે છે કે, કાન્હોબાની આસપાસ બધા નાનાનાના ગોવાળિયા ભેગા થઇ જાય છે.

૩૭૭૯—અરે ઓ ગોવાળિયાઓ ! તમારો અહીં દહાડો વળનાર નથી, માટે તમે બીજું કાંઇ ન કરતાં ફક્ત આપણા દેવની રમતનેજ જોયા કરો. તે ચોરી કરીને બહાર નીકળી આવશે, ત્યારે તે તમને તમારા ભાગનું ખાવાનું આપશે. ઓ ગોવાળિયાઓ ! તે આવે ત્યાંસુધી તમે તમારી પોતાની જગ્યાએ સાવધાન થઈને ઊભા રહેજો. મારાથી વેગળા રહેશો તો તેથી તમે અસાવધ થઈ જશો અને તેનાથી તમે ઘણા દુઃખી થશો. હું તે જગ્યા સાચવવાના કામ પર રહેલો હોવાથી, મને તેની જરેજરની ખબર છે. મને સાથે લીધા વિના જો તમે એકલા ત્યાં જશો તો તમે મનમાં ભય પામવાથી તમારી ચેષ્ટા વ્યર્થ જશે. તુકારામ કહે છે કે, હું જ્યારે મરણિયો થઇને મારી જગ્યાએ દૃઢ ઊભો રહ્યો ત્યારે મારા હાથમાં માખણ આવ્યું અને પછી તેને ખાવાની મને ખરેખરી મજા પડી.

૩૭૮૦—આ દેવે સૌને અનેક જાતની રમતોમાં રોકી રાખીને તેમની ઇન્દ્રિયોરૂપી ગાયોને ભૂલી પાડી દીધી છે. ભાતભાતની રમતો રમતાં રમતાં અભિમાનને લીધે કોઇકોઇનાં તો માથાં ફૂટી ગયાં છે. દેવ તો એ બધાથી વેગળા ને વેગળાજ રહે છે. આ અપરાધની સજા સૌને માયાના તરફથી મળતી રહે છે. તેના મનમાં લેશમાત્ર દયા હોતી નથી. તુકારામ કહે છે કે, હું અને કાન્હોબા હમેશાં તેની પાછળપાછળ રહીએ છીએ તેથી કરીને મને તેની બધી કારવાઈની ખબર છે.

૩૭૮૧—હું મારા રોટલાની પોટલી મારી સાથે રાખીશ અને અહીં આગળ બેસીનેજ ભોજન કરીશ. શ્રીહરિના નામ-

સ્મરણરૂપી ચોખા અને તેનાં ગુણગાન રૂપી દાળની ખીચડી બનાવીને હું તેનું શિરામણ કરીશ. હું તેને એ બાબતના પ્રેમનો મોહ લગાડીશ. એજ મારૂં સાધન અને ભજન. હું પણ તે બ્રહ્મરસનું ભોજન ખૂબ પ્રેમ સહિત કરીશ અને કોળિયે કોળિયે તેનો રસ લેતો જઈશ. તુકારામ કહે છે કે, એ શિરામણનો જેમ જેમ વધારે સ્વાદ પડતો જાય છે તેમ તેમ જીભ તેને માટે વધારે માગણી કરે છે.

૩૭૮૨–જ્યારથી મેં મારાં પાછલાં સંચિતકર્મ દેવને અર્પણ કરી દીધાં ત્યારથી મને ઘણું સુખ થઇ ગયું છે. તે પાંડુરંગ મારા સહાયદાતા બનીને મારા હૃદયમાંજ રહેવા આવ્યા છે. બધો વખત તે મને પોતાના સંગનું સુખ આપે છે. કોઈ નદીના પૂરમાં તણાઇ જતો હોય તે માણસને જો સામેનો કિનારો હાથ લાગી જાય, તો તેણે પોતાની પહેલાંની તણાઈ જવાની હાલતને યાદ કરવી નકામી છે. તુકારામ કહે છે કે, ઊંઘમાં કોઇ વાર ભયંકર સ્વપ્ન આવે છે, પણ જાગી ઊઠયા પછી તે જૂઠું જણાય છે.

૩૭૮૩–હે હરિ ! મને લાજશરમ છેજ નહિ; એટલા માટે હું તારી જોડેજોડે ચાલ્યો આવું છું. જે દહાડે ઈન્દ્રે મુશળધાર વરસાદ વરસાવ્યો હતો અને તું ગોવર્ધન પર્વત ઊંચકીને ઊભો રહ્યો હતો તે ઘડીએ હું મરતોમરતો બચ્યો હતો. હવે તારી રમત બંધ રાખ, કારણકે ઘણું મોડું થયું છે અને ગાયો પણ ચાલી ગઇ છે. જ્યાંસુધી ગાયો રવડતી રઝળતી છેક ભૂલી પડી ગઈ ન હોય, ત્યાસુધીમાં તું તેને ઘેરીને પાછી વાળી લાવ. દૈવયોગે હું પોતે યમુનામાં ડૂબી જતો જતો બચી ગયો છું. હું છેકજ બેશરમો બની ગયો છું. મને અનંતના તરફથી લગારે ભય કે આશંકા પેદા થતાં નથી. આ દેવ અગ્નિ અને માટી ખાય છે તેથી કરીને તેની સંગતિને નવ ગાઉના નમસ્કાર. તુકારામ કહે છે કે,

તને પહોંચી વળાય એમ નથી. કહેવત છે કે, ડાહ્યાથી દૂર રહેવું અને ભોળા લોકોના મનના તરંગને અનુકૂળ થઇ જવું.

૩૭૮૪–ઓ ગોપાળ! તારે હવે મારી જોડે જોડે આવવું નહિ. તારી ગાય મનસ્વીપણે ગમે ત્યાં દોડી જાય એવી છે. તેની પાછળ પાછળ દોડવાની માથાકૂટ કરવા કોણ નવરૂં બેઠું છે? તારી દસ ઇન્દ્રિયોરૂપી ગાયો એક જગ્યાએ ઊભી રહેતી નથી, પણ દસે દિશાએ નાસવા મંડી જાય છે. તુકારામ કહે છે કે, આ મનરૂપી ગાયને તું કબજામાં રાખ. ત્યાર પછી બાકીની બધી વ્યવસ્થા હું મારી મેળે કરી લઇશ.

૩૭૮૫–હું એક વાર તારે ઘેર ભાથાના રોટલાની પોટલી માગવા ગયો હતો, તે ઘડીએ તારી મા મને ખૂબ વઢી. તારા વગર તે બીજા કોઈને આપવાની ના પાડે છે. તારા સ્વરૂપની થોડીક એંધાણી હું તેને કહેવા ગયો, એટલામાં તો મારી જીવદશાજ ઓગળી ગઈ; તેથી કરીને જવાઆવવાનો ફેરો ફોકટ ગયો. તેથી કરીને હવે હું તારી માને ઘેર જવાનો નથી. તુકારામ કહે છે કે, ઓ ગોપાળ! તું મારાથી વેગળો રહે છે એનો અર્થ એ કે, તું મારી ખાંધે ચડી બેસે છે.

૩૭૮૬–હરિને જો હું એક ક્ષણ વારને માટે વેગળો કરૂં છું તો તે રડીરડીને કકલાણ કરી મૂકે છે. તે કહે છે કે, "મને તારો હેડો લાગી ગયો છે." પણ હું કહું છું કે, "તું મૂળથીજ મારા પક્ષમાં રહીને રમનારો ગોવાળિયો છે, નવો નથી." બીજા મોટા મોટા લોકો તેને બોલાવે છે પણ તે તેને આછું ગમતું નથી. તુકારામ કહે છે કે, તેને તો પરમભાવિક લોકો બહુ ગમે છે, તેથી તેવા જીવોને તે ગાઢ આલિંગન દે છે.

૩૭૮૭–યમુનાને કિનારે ઊગેલા કદંબના વૃક્ષ ઉપર ચડીને

હરિએ તેના ઉપરથી નીચે છલંગ મારી અને ત્યાંથી યમુનાના પાણીમાં ડૂબકી મારી. "અરેરે! હરિ ડૂબી ગયા! હરિ ડૂબી ગયા!" એવા શબ્દો સૌના મોઢામાંથી નીકળી ગયા. જેઓ ઘેર હતા તેમને ખરી વાત શી છે, તેની ખબર ન હતી. આ ભવનદીનો અંત જોઇ શકાતો નથી અને તેની અંદર મોટા ઝેરી કાલીય નાગ રહે છે. તુકારામ કહે છે કે, હાથે કરીને હરિને ગુમાવી દીધા પછી બૂમો પાડીએ અને રડીએ તેમાં શું વળવાનું હતું ?

૩૭૮૮–બધા ગોવાળિયા મળીને કકલાણ મચાવવા મંડી ગયા અને સૌ કહેવા લાગ્યા કે, "હરિ હમણાં તો અહીં હતા અને એટલી વારમાં ક્યાં જતા રહ્યા?" દરેક જણ પોતપોતાના મનના ભાવ મુજબ રડવા લાગ્યો. હું રમત રમવાનું પણ ચૂકી ગયો અને મારા હાથમાંથી મારા ગોપાળને ગુમાવી બેઠો. તુકારામ કહે છે કે, બધા લોકો કિનારે કિનારેજ દોડાદોડ કરવા મંડી ગયા, પણ કોઇની પાણીમાં પેસવાની હિંમત ચાલી નહિ.

૩૭૮૯–તે ગોવાળિયાઓ પોતાના જીવને સારૂ ભય પામતા હતા અને તેથી તેઓ પોતાની છેક પાસેના હરિને ગુમાવી બેઠા. સૌ મનમાં અહંકાર કરવા લાગ્યા અને હાથપગ તથા માથાં કૂટવા લાગ્યા. અરે! તે અમારી પાસે છે અને છતાં અમને દેખાતા નથી! તે અમારી પાસેથી ગયા ત્યારથી અમને પાર વિનાનું દુઃખ થાય છે. તુકારામ કહે છે કે, દેવ ભારે ચાલાક છે. પોતાના વિષે કોના મનમાં ખરો ભાવ છે અને કોના મનમાં ખોટો ભાવ છે તે પોતે જાણી લે છે.

૩૭૯૦–પછી કાલીય નાગનો મદ ઉતારીને હરિ પાણીની બહાર નીકળી આવ્યા. તેમને જોઇને સૌ ગોવાળિયા કહેવા લાગ્યાઃ "અરે! જુઓ, જુઓ, પેલા હરિ આવે!" જેઓ દ્વૈતભાવને લીધે કોઇને ઓળખવા અસમર્થ હતા, તેઓ સંશયમાં ગૂંચવાઇ

પડ્યા કે, "આ આવે છે તે હરિ હોય કે નહિ?" તે વખતે હરિના સ્વરૂપમાં થોડોક ફેરફાર થયો હતો. જરાજરા ગોરા અને જરાજરા શામળા એવા લોકોએ તેમને દીઠા. તુકારામ કહે છે કે, દેવ સૌને આશ્વાસન આપવા માટે સૌની નજીક આવી પહોંચ્યા.

૩૭૯૧–બધા ગોવાળિયા હરિના ગળાની સાથે પોતાનાં ગળાં અડકાડીને તેમને આલિંગન દેવા લાગ્યા. કારણકે તેઓ બધા ભાવિક ભક્તો હોવાથી તેમને દેવ ઘણાજ વહાલા હતા. પછી તેઓ પોતાના મનની ગુહ્ય વાત તેમને કહેવા લાગ્યા. જે દેવ યોગીજનોના ધ્યાનમાં પણ પ્રકટ થતા નથી, તે દેવ ગોવાળિયાઓના રોટલા માગી ખાય છે! તુકારામ કહે છે કે, જેમને પોતાના જ્ઞાનનું અભિમાન હોય છે, તેમનાથી દેવ દૂર રહે છે અને બિચારા બોબડાતોતડા ભક્તોના દાસ બની જઈને ઊલટા તેમને બોલાવવાને સારૂ બૂમો પાડે છે.

૩૭૯૨–"ઓ કાન્હોબા રે! ગાય વેગળી નાસી ગઈ છે, તું દોટ મૂક. હું તારા સિવાય બીજા કોઈને કશું કહેતો નથી." દેવને પોતાના ભક્તોના બોલ ઘણા પ્રિય લાગે છે અને તેથી તે તેમની સેવા કરે છે. ગોવાળિયા જ્યારે તેને કહે છે કે, તું અમને હમણાં ને હમણાંજ દાવ આપ, ત્યારે તે તેમને દાવ આપે છે. પણ હું તેમના કરતાં ઘણો બળવાન છું, તેમને હું શા સારૂ દાવ આપું? એવો વિચાર તેના મનમાં આવતો નથી. તુકારામ કહે છે કે, જીવભાવે આવા દેવને શરણે જવું જોઈએ.

૩૭૯૩–ચેષ્ટાઓ તો અમે ઘણીય કરી પણ તે બધી નઠારી અને દુષ્ટ બુદ્ધિની પ્રેરણાથી કરેલી. જેમની ઇન્દ્રિયોરૂપી ગાયો બધો વખત છૂટી ને છૂટી રવડતી ફરે છે, તે છોકરાઓની ઘણી દુર્દશા થાય છે, તેઓ બધો વખત 'હું હું' એવી હુંબરીના પોકાર કર્યા

કરે છે. એકનું જોઇને બીજો તે પ્રમાણે વર્તન કરતો નથી. તુકારામ કહે છે કે, આવાં છોકરાંને તેમની મા વારેઘડીએ ઝૂડે છે.

૩૭૯૪–આજ સુધીમાં અનેક લોકોની સંગતિમાં રહીને હું ઘણું દુઃખ પામ્યો. પણ આખરે નંદના પુત્રે મારો અંગિકાર કર્યો તેથી સૌ રૂડાં વાનાં થઈ ગયાં. તેથી કરીને પહેલાંના બધા વિકારનાં મોઢાં કાળાં થઈ ગયાં. મારા પેલા સોબતી ગોવાળિયા મારુંજ નામ દઇને મારું ભૂંડું બોલે છે અને જ્યારે તેમના નામની કોઈ તપાસ કરવા આવે છે ત્યારે સંતાઈ જાય છે. તુકારામ કહે છે કે, તમારાં માબાપ આવાં આવાં છે, એવું તેમને મારે કેટલીવાર કહેવું પડશે?

૩૭૯૫–હે હરિ! તેં તારા ગોવાળિયા દોસ્તોની સાથે સાથે સીમમાં જઇને ગાયો ચરાવી, આવી તારી લીલા અથવા તારું ચરિત્ર હું વર્ણવું છું. વળી તું માખણ ચોરી ખાતો હતો. એકવાર તારી ડોકીએ દોરડું બાંધ્યું હતું, હે ગોપાળ! એવી જે જે ક્રીડાઓ તું કરતો, તેનાં મેં પદ રચ્યાં છે. તારી વેણુના મધુર સ્વર સાંભળીને વ્રજની ગોપીઓ મોહ પામી હતી, તે બધી તારી ક્રીડાઓનાં મેં કાવ્યો ગાયાં છે. ઓ દેવ! તેં તારાં માબાપના પ્રતિ પ્રેમને વશ થઇને જે જે મધુર આચરણો કરેલાં, તે બધાંને હું મારા અંતઃકરણમાં યાદ કર્યા કરું છું. તેં દુષ્ટોનો સંહાર કરીને તારા ભક્તોનું રક્ષણ કર્યું હતું. આવો તું બળવાન દેવ મારો સ્વામી છે. તુકારામ કહે છે કે, આવા જ્ઞાનને લીધે હું શ્રીહરિની સાથે સંબંધ જોડીને બધો વખત તેમની સાથે ને સાથે રહું છું.

૩૭૯૬–ગોવાળણોની સાથે રાસક્રીડા કરતાં કરતાં દેવ એકાએક અદશ્ય થઇ ગયા; તેથી કરીને જેઓ કૃષ્ણના પ્રતિ અતિ આસક્ત હોઇ કામાતુર બની ગઈ હતી, તેઓ એક જગ્યાએ ભેગી થઇને અંદર અંદર વિચાર કરવા લાગી. કૃષ્ણની સાથે એકલાં એ-

કલાં વિહાર કરવાને ઇચ્છતી ગોવાળણો એકાંતસ્થાનમાં ભેગી થઇને એકબીજાને પોતાના મનની વાત કહેવા લાગી. તેમની વાતો તેમને પોતાને અતિ પ્રિય લાગે એવી હતી. તર્કવિતર્ક કરનારા વિતંડાવાદીઓને પોતાનાથી દૂર રાખીને, તેમની સાથે સંભાષણ ન કરતાં, તેમની નજર ચુકાવીને બધી ગોવાળણો એક જગ્યાએ ભેગી થઇ હતી. ચતુરાઇપૂર્વક કવિતાઓ રચનારા, એવી કવિતાઓની મદદથી હરિકથાઓ કરનારા ધનલોભી કથાકારોને પ્રવચનકર્તાઓને આપણી પાસે આવવા દેવાજ નહિ, એવો પોતાનો અનુભવ એક ગોવાળણ બીજી ગોવાળણોને કહેવા લાગી. અતિશય વાચાળ, વૃથા બકવાદ કરનારા અને કૃષ્ણભક્તિહીન લોકોની નજર ચુકાવીને તેઓ એકબીજીને પોતાના અંતરના અનુભવો કહી સંભળાવવાને સારૂ મંડળી બનાવીને બેઠી હતી. ઉપર કહી તે રીતે જનસમાજના સંપર્કથી ભયભીત થઇને તેમણે એકાંત સ્થળનો આશ્રય લીધો અને પોતાની વૃત્તિઓનો નિગ્રહ કરીને તેમને સંસારમાંથી પાછી ખેંચી લઇને તેમને શ્રીહરિના ભણી વાળી દીધી. કૃષ્ણસમાગમના સુખનું જેમને કશું ભાન નથી, તેમને કૃષ્ણસુખની અનુભવી ગોવાળણો તિરસ્કારની નજરે જોતી હતી. તેમનું અંતઃકરણ કોમળ અને તેમનો દેહ પવિત્ર હોવાથી તેઓ શ્રીકૃષ્ણના ધ્યાનમાં તલ્લીન બની ગઈ હતી. દગો, તર્કટ, પાખંડ વગેરે અપલક્ષણવાળા લોકોની નજીક દેવ જતા નથી. આથી થયું એવું કે એકજ પ્રકારના આનંદનો અનુભવ લેનારી સર્વે એક જગ્યાએ ભેગી થઈ ગઈ. તેમની દૃષ્ટિ શ્રીહરિના રૂપમાં સ્થિર થઈ ગઈ હતી. તેઓ કૃષ્ણની કીર્તિ કાને સાંભળતી અને કૃષ્ણના ગળાની સાથે પોતાનું ગળું અડકાડીને તેમને પ્રેમાલિંગન દેતી હતી. આવી પ્રેમિકા ગોવાળણો એકાએક કૃષ્ણથી વિખૂટી પડી ગઈ; તેથી તેમને પાર વિનાનું દુઃખ થયું અને તેઓ વિયોગદુઃખને લીધે કલ્પાંત

કરવા લાગી. એમ કરતાં કરતાં તેમને પોતાના શરીરનું પણ વિસ્મરણ થઈ ગયું. તેઓ પોતાનાં ઘર, પતિ, સંતાન, સર્વને એક બાજુએ ફેંકી દઈને એક કૃષ્ણપ્રેમને માટે ઉત્કંઠિત થઈને વનમાં ચાલી આવી હતી. એ ઉત્કંઠા જ્યારે અતિ તીવ્ર અવસ્થાએ પહોંચી ગઈ, ત્યારે તે ગોવાળણો પોતેજ કૃષ્ણરૂપ થઈ ગઈ. દરેક જણી એકબીજીને કૃષ્ણરૂપ જોવા લાગી અને તેથી તેઓ એકબીજીને કૃષ્ણ માની લઈને પરસ્પર આલિંગન દેવા મંડી ગઈ. એમ કરવાથી તેમનો કામાગ્નિ શાંત થઈ ગયો. કૃષ્ણને પ્રત્યક્ષ દીઠા વિના તેમનો કામાગ્નિ બીજી કોઈ રીતે શાંત થાય એવો હતોજ નહિ. તેમની વિયોગવેદના એટલી બધી તીવ્ર હતી કે, કૃષ્ણ-દર્શન વિના તેમના પ્રાણ જાઉંજાઉં થઈ રહ્યા હતા. તેથી કરીને તેઓ પરસ્પર પૂછતી હતી કે, "અલી બા! આજે કૃષ્ણને આટલું બધું મોડું શાથી થયું હશે?" એક કૃષ્ણને બાદ કરીને બીજા પોકળ શબ્દજ્ઞાનને માટે તેમને જરા પણ રુચિ ન હતી. એક કૃષ્ણનેજ આલિંગન દેવાનું સુખ માણવું, એજ તેમની એકમાત્ર ઇચ્છા હતી. આથી કરીને તેઓ એકબીજીને પૂછવા મંડી કે, "અલિ! મારાથી કૃષ્ણની સેવા કરવામાં કશી ભૂલચૂક થઈ ગઈ હશે અને તેથી તે મારા ઉપર રિસાઈને ચાલ્યા ગયા હશે?" આ પ્રમાણે તેઓ પોતા-નાં અગાઉનાં પાપપુણ્યાદિને યાદ કરીકરીને તેમનો ઉતાર કરવાને સારૂ એકબીજીની આગળ તેમની કબૂલાત કરતી ગઈ. એમ કરતાં કરતાં તેઓ પશ્ચાત્તાપના અગ્નિથી તપીને એવી વ્યાકુળ થઈ ગઈ કે ભોંય પર પછાડા નાખવા લાગી. દેવને આ બધી બિનાની ખબર પડી ગઈ, કેમકે તે તો પાસેના પાસેજ હતા. તેથી કરીને ગોવાળણોની અંતર્વેદના જોઈને તેમને દયા આવી. પછી દેવ તેમની સૌની આગળ પાછા પ્રકટ થઈ ગયા અને તેમણે પોતાનું રૂપ તેમને બતાવીને તેમના ત્રિવિધ તાપ શમાવી દીધા. પછી તેઓ

શ્રીકૃષ્ણના મુખનું દર્શન કરીને આનંદરૂપ થઈ ગઇ અને તેમનાં શોકમોહાદિ દુઃખ દૂર થઈ ગયાં. તેમના મનના ખરેખરા ભાવને જાણી લઇને વૈકુંઠવાસી દેવે તેમને આલિંગન દીધું. શ્રીહરિના અંગને સ્પર્શ કરીને તે ગોવાળણો હરિરૂપ થઈ ગઈ અને તેમને જે સુખનો અનુભવ થયો તેનું મોઢેથી વર્ણન કરી શકાતું નથી. આ રીતે તેમણે સંસારમાં રહ્યાંરહ્યાં કામભાવે કૃષ્ણને ભજીને તેમના સુખનો ઉપભોગ કર્યો.કૃષ્ણ યોગીધ્યાની વગેરેના ધ્યાનમાં ન આવતાં,તે સૌની નજર ચુકાવીને ગોપીઓના ચિત્તમાં જઇને ભરાઇ જાય છે અને તે ગોપીઓ પણ કૃષ્ણના રૂપની સાથે જડાઇ ગયેલી હોવાથી ધન્ય ધન્ય થઈ ગઈ છે. દેવ તેમને કશી વાતની ઊણપ પડવા દેતા નથી. તેમનું હરેક રીતે અને હરેક સ્થળે રખોપું કરે છે. જે દેવની લીલા બ્રહ્માદિક દેવતાઓથી સમજાતી નથી, તે દેવને ગોપીઓએ ભક્તિ-ભાવ વડે પોતાના બનાવી દીધા. તુકારામ કહે છે કે, આ રીતે તે ગોપીઓએ શ્રીહરિનું પાર વિનાનું સુખ ભોગવ્યું, તેથી તેમના વ્યભિચારને પણ ધન્ય છે !

૩૭૯૭–ગોપીઓને નિજાનંદનો જે અનુભવ થતો હતો, તેનું વર્ણન તેઓ એકબીજીની આગળ કરતી હતી. તેઓ કહેતી કે, કૃષ્ણ અનેક રૂપ ધારણ કરીને સૌ ગોપીઓના મનોરથ પૂર્ણ કરે છે અને કૃષ્ણ એવું કરે તેમાં તેના જેવાને માટે આશ્ચર્ય જેવું શું છે? આવી પરસ્પર વાતો કરીને તે ગોવાળણો સર્વના સાક્ષી દેવની અંદર પોતાનો જીવ પરોવી દેતી અને પોતપોતાનાં મનમાં તેનો સુખાસ્વાદ ભોગવતી; પણ તે સુખનું વર્ણન કરવાનો અથવા તેને વિષે પરસ્પર વાદવિવાદ કરવાનો પ્રસંગ આવતો, ત્યારે તેઓ ચૂકતી નહિ. એક મેઘશ્યામ કૃષ્ણના પ્રતિ ઉત્કંઠારૂપી મેઘની છાયા તેમનાં અંતઃકરણોમાં ફેલાઈ ગઈ હતી. તેમનાં અંતઃકરણોમાં પ્રેમરસને સમાવાને માટે જોઇએ તેટલી ખાલી જગ્યા હોવાથી,

તેમાં ભરાઈ જવાને સારૂ પ્રેમરસનો પ્રવાહ બહુ વેગથી તેમના ભણી વહ્યો આવતો હતો. બધી ગોપીઓના પ્રેમનો વિષય એકલા કૃષ્ણજ છે. તેઓ અન્ય પદાર્થ ઉપર પ્રીતિ રાખે છે પરંતુ તે પણ કૃષ્ણને લીધેજ. લૌકિક વ્યવહારની બાબતમાં તો ગોપીઓ જાણે આંધળી, બહેરી અને પ્રેત જેવી થઈ ગઈ હતી, પણ પુરાણોમાં તેમની પુષ્કળ સ્તુતિ કરી છે. જે વસ્તુ આપણને પ્રિય હોય તેનીજ સ્તુતિ જ્યારે આપણે મોઢેથી સાંભળીએ છીએ ત્યારે તે આપણને ઘણું સારૂં લાગે છે. કારણકે જે આપણને પ્રિય હોય તેના ગૌરવમાં વૃદ્ધિ કરવાનું સૌને ગમે છે. ગોપીઓ પણ આ કારણને લીધે પોતપોતાના સુખનું વર્ણન પરસ્પર કહી સંભળાવવામાં રસ લેતી હતી. જેમને આ વિષયમાં પ્રેમ હોય એવા સજ્જનો પાર વિનાના સુખના ભોક્તા થાય છે. આ પ્રેમભક્તિ આખા વિશ્વમાં ફેલાઈ જાય એવી છે; કેમકે તે આવી ભક્તિના સીમાડામાં આ મારૂં અને પેલું પારકું એવું કાંઈ બાકી રહેતું નથી. તેને દૂર રાખવી અને પાસે નોતરવી એ તો સૌનાં સંચિતકર્મોના ઉપર અવલંબે છે. જેના અંતઃકરણના ઉપર જે જાતનો રંગ ચડચો હશે, તે રંગ પ્રમાણે તે હરિની ધારણા કરી શકશે. તુકારામ કહે છે કે, એવા સંતના ઉચ્છિષ્ટના પ્રસાદનું મને ભોજન મળ્યું તેથી પ્રેમનું પૂર મારા અંતઃકરણને રેલાવી દઈને બહાર નીકળી પડે છે. હું તેમાં ડૂબી જાત, પણ ગોપીઓના આનંદના ઉદ્ગાર મારે કાને પડ્યા તેથી બચી ગયો. પછી એક ભાવે શ્રીકૃષ્ણના ચરણ મારા હૃદયની અંદર હું ધારણ કરી રહ્યો છું.

૩૭૯૮–એક ગોપીને તેની સાસુ કહેવા લાગી કે, " આજે તું શાથી ઉદાસીન દેખાય છે? મારા બતાવેલા કામમાં તારૂં ચિત્ત કેમ ચોટતું નથી? જે વસ્તુને તેં અમુક જગ્યાએ તારે હાથેજ મૂકેલી તેને તું ભૂલી જાય છે? તારા ચિત્તની અંદર હરિ વસી

ગયા છે કે શું ? તું હવે બેશરમી બનતી જાય છે. ચાલી જા મારી આગળથી. તું આવી થઈ જઈશ તો લોકોની આગળ મોઢું શી રીતે બતાવીશ? જે માએ તને જન્મ આપ્યો તે રાંડનું નામ પણ તેં તો લજવ્યું! એટલે હવે તારે માટે તો પિયેરમાં કે સાસરામાં બેમાંથી એક પણ જગ્યાએ બેસવાનું ઠેકાણું ન રહ્યું. બેઉ બાજુએથી તારો સંબંધ તૂટી ગયો. તારા અંતઃકરણની સાચી અવસ્થાને તું છુપાવી રાખે છે અને ઉપરઉપરથી લૌકિક વ્યવહાર કરવા જાય છે. પણ તે છતાં તારા અંતઃકરણમાં શું શું થાય છે તે ઉઘાડું પડી જાય છે. હવે લોકમર્યાદાને તો તેં નેવેજ મૂકી દીધી છે. તું હવે સંગરહિત થઈ ગઈ છે. તારૂં મન તો ગોવિંદમાં સ્થિર થઈ ગયું છે અને શરીરનો વ્યવહાર ફક્ત તું ઉપરઉપરથી નિભાવ્યા કરે છે. તું કોઈની સાથે વાતચીત નથી કરતી, પ્રારબ્ધના યોગ વડે જે કાંઈ સુખદુઃખ આવી પડે તે તું ભોગવી છૂટે છે. તને તારા દેહાહંકારરૂપી વસ્ત્રને સમારવાનું ભાન રહ્યું નથી. તું દેહભાવના પ્રતિ ઉદાસીન થઈ ગઈ છે. તારી આસપાસ નર્યો કોલાહલ અને શોરબકોર મચી રહ્યો છે, તે છતાં તને હરિની સાથે એકાંત સંભાષણ કરવાની સગવડ શી રીતે મળી ગઈ તેની સમજણ પડતી નથી. તને હરિની સાથે હાથેહાથ અડકાડતાં લાજશરમ તો આવેજ શાની?” તુકારામ કહે છે કે, કૃષ્ણ આ રીતે નાના પ્રકારે પ્રેમાનંદની ક્રીડાઓ કરે છે અને સાસુવહુની લડાઈઓ કરાવવામાં પોતાની ચતુરાઈ બતાવે છે. ઉપર જેનું વર્ણન કર્યું, તેને જ્ઞાનયુક્ત શુદ્ધ ભક્તિ કહે છે. એ ભક્તિનું રહસ્ય સૌના સમજવામાં આવી જાઓ!

૩૭૯૯—કૃષ્ણને મળવાની લાલચને વશ થઈને, એક ગોપીએ જાણીજોઈને પાણીનું બેડું ઠાલવી નાખ્યું અને હું પાણી ભરવા જાઉં છું, એવું સાસુની આગળ બહાનું બતાવીને કૃષ્ણને મળવાને માટે ચાલતી થઈ ગઈ. નદીને કિનારે જઈને તેણે જોયું તો કૃષ્ણ ખૂબ

બણીઠણીને ઊભા હોય, એવું તેને દેખાયું. (વ્રજના) ગોવાળિયા અને ગોવાળણોને તેમના સ્વામીએ પોતાના પ્રેમનો રસ લગાડી દીધો હતો. પોતાના પ્રેમનું માધુર્ય કેટલું છે તે તો તે પોતેજ જાણે છે. કૃષ્ણ ઘણી જાતના વેષ ધારણ કરે છે અને તેમને જુદા જુદા રસ્તાઓ ઉપર ઊભા રહીને લોકોને બતલાવે છે. તેણે અહીં લોકોની આગળ એક અદ્‌ભુત ત્રિગુણાતીત ખેલ કરવા માંડયો છે. ગમે તે એક બહાનું કાઢીને કૃષ્ણની સાથે સંભાષણ કરવું, એવી ઉત્કંઠા ઉપરોક્ત ગોપીના મનમાં પેદા થઈ હતી; તેથી તે કૃષ્ણને કહેવા લાગી કે, “તું મારા ઉપર કેમ કાંકરીઓ ફેંકે છે? ઊભો રહે, મારી સાથે બોલંબોલા કરીને નકામી જીભાજોડી શા માટે કરે છે? પહેલાં તો તું તારાં પોતાનાં અપલક્ષણ છોડી દે. તું મારી મશ્કરીઓ કરે છે તે હું સાંખી લેવાની નથી. યાદ રાખજે, હું મારા જીવના જોખમે પણ તને એવો પકડી લઈશ કે છોડનાર નથી. અલ્યા ઓ કૃષ્ણ! તારામાં આવાં આવાં પાખંડ કરવાની આવડત છે તે હું જાણતી ન હતી.” તે ગોપીના હૈયામાં કૃષ્ણના સમાગમનો આનંદ માતો ન હતો, તેથી તેના મોઢામાંથી આવા ઉદ્‌ગાર નીકળી પડતા હતા. વળી તે કહેવા લાગી કે, “બૈરાં માણસની સાથે આવી મશ્કરીઓ કરવાની તને કેમ કુટેવ પડી ગઈ છે? તું નંદનો છોકરો તેથી તું તારી મોટાઇ અમને બતાવવા આવ્યો છે કે શું? તેં મારી સાથે પરણવા–બરણવાનો વિચાર કર્યો લાગે છે!” તુકારામ કહે છે કે, કૃષ્ણ જે કાંઇ કરે છે તેનું રહસ્ય કોઈથી સમજાતું નથી. તે એક બાજુએ ગોપીના અંતઃકરણને આનંદ આપે છે અને બીજી બાજુએ બાહ્ય લૌકિક વ્યવહારનું સંપાદન કરવા પૂરતો ઉપર કહ્યો તેવો વેષ ભજવે છે; પણ કૃષ્ણ અને ગોપી બેઉનાં મન એક થઈ ગયેલાં હોવાથી ગોપીના અંતઃકરણના તમામ ભોગ નારાયણ પોતેજ ભોગવે છે.

૩૮૦૦–આ મનુષ્ય-શરીરરૂપી જંગલમાં હું આવી પડ્યો એજ એક આશ્ચર્યકારક ઘટના છે. કારણકે એક તો અહીં ઘણી જાતની ગૂંચવણો છે. લોકોમાં એવી વાતો થાય છે કે, નંદના પુત્ર કૃષ્ણની સાથે મને અચાનક મેળાપ થઇ ગયો છે. આ બાબત હું એટલું કહી શકું કે, મારાં કાંઇક પૂર્વજન્મનાં સંચિતકર્મને લીધે હું આ અવસ્થાએ જઈ પહોંચ્યો છું. આ વાત તો જાણે થવાની હતી તે થઈ ગઈ; હવે એમાં કાંઈ બીજો ઉપાય ચાલવાનો નથી. બીજા કોઇને બોલાવવાને સારૂ હાંકો મારૂં પણ મારી હાંકોને સાંભળે એવું કોઈ મારી પાસે છે નહિ. દ્વૈતભાવનો નાશ કરીને કૃષ્ણ એકદમ મને વળગી પડ્યા. ત્યારે હવે મારે સારૂ બાકી પણ શું રહ્યું? એ મારી બાઈ! હવે તો ચૂપ રહેવું અને જે થયું તે ગુપ્ત રાખવું એમાંજ ડહાપણ છે. અત્યાર સુધી નાના પ્રકારનાં કામ-કાજમાં મને લગારે વિસામો મળતો ન હતો. એક કામ પૂરૂં કરતો ત્યારે બીજું આવીને ઊભું રહેતું. તે બધાં કામકાજને એક બાજુએ ફેંકી દઇને હું આજે અહીં આવી ઊભો, ત્યારે વળી એણે (દેવે) એક બીજોજ તમાશો ખડો કરી દીધો છે. તુકારામ કહે છે કે, તે ગોપી આવી રીતે પોતાના મનમાં વિમાસણ કર્યા કરતી હતી. નારાયણે તેની ચિંતાનું નિવારણ કર્યું અને તેના શરીરની સાથે સમાગમ કર્યો. નારાયણના અંગસ્પર્શથી તેને એવો તો આનંદ થયો કે તેના વડે તે આનંદમય બની ગઇ અને તેનો જન્મમૃત્યુનો બોજો તેને માથેથી ઊતરી ગયો.

૩૮૦૧–હું મારા નિજસ્વરૂપરૂપી ઘેર જવાનો રસ્તો ભૂલી ગયો, તેથી આ સંસારરૂપી બજારમાં ચિત્તરૂપી માખણ વહોરવાને સારૂ આવી પહોંચ્યો છું. અરે એ કાન્હા! મારા સ્વામી! તેં મારા મનને મોહિત કરી દીધું છે. તેને લીધે તમામ પ્રકારના પ્રપંચનું મને વિસ્મરણ થઇ ગયું છે અને સર્વત્ર મને તારાજ

રૂપનું દર્શન થવા લાગ્યું છે. તારા સિવાય બીજું કોઈ મારી દૃષ્ટિએજ પડતું નથી. મારે માટે તો એક પગ મૂકવા જેટલી પણ જગ્યા રહી નથી. જ્યાં જોઉં છું ત્યાં દેવ, દેવ ને દેવજ વ્યાપી ગયેલા દેખું છું. તુકારામ કહે છે કે, આવું જોઇને હું ચકિત્ થઇ જાઉં છું અને મારા મનમાંથી સર્વ પ્રકારનો પ્રાપંચિક ભય ટળી જાય છે.

૩૮૦૨—મને હરિનો વિયોગ થવાથી એક ક્ષણ વારને માટે પણ મને ચેન પડતું નથી. તેટલા માટે હું ક્યારનીય તેમની વાટ જોતી ઊભી રહી છું. ઓ મારા સ્વામિન્ ! મારી એવી કયી ભૂલચૂક થઈ ગઈ અને મારે માટેજ તમે આટલું બધું મોડું શાથી કરો છો? હરિને મારી પાસે તેડી લાવે એવી કોઈ સખી મને આવી મળે તો તેના ઉપર હું મારો દેહ ઓવારી નાખું. તુકારામ કહે છે કે, મને મારા સ્વામીના ચરણનાં દર્શન ક્યારે થશે? એક વાર જો તે મારી પાસે આવે તો પછી હું પાછા જવાજ ન દઉં.

૩૮૦૩—નંદનો કુમાર ઘણોજ રૂડો છે, કારણકે તેણે મારી લજ્જાનું રક્ષણ કર્યું છે. મહારાજ કૃષ્ણરાય! તું મારી પાસે આવ. તારે સારૂ તો હું મારા મૂળ સ્વરૂપને છોડીને આ શરીરરૂપી જંગલમાં આવી છું. મારો અહંકારરૂપી પતિ ઘણોજ ભૂંડો છે, તેને આ વાતની ખબર પડેજ નહિ તો ઘણું સારૂં. તુકારામ કહે છે કે, હરિ જે મારા સ્વામી છે, તે ઘણા બળવાન છે તેથી હું તેમની પાછળ સંતાઇ જઇને આ જગતથી વેગળી થઇ જાઉં છું.

૩૮૦૪—મને કૃષ્ણરાયનો વિયોગ થવાથી ઘણો સંતાપ થાય છે. મારા દુઃખનો કોઇ ઉપચાર કરે છે તો તેથી મારા દુઃખમાં ઊલટો વધારો થાય છે, માટે કોઇએ કશો ઉપચાર કરવો નહિ. શીતળ પદાર્થો મને ગરમ લાય જેવા લાગે છે. આ મારી પીડા માનસિક છે. તે મનમાંથી ઉત્પન્ન થાય છે અને હૃદયના ઉપર તેનું જોર ચાલે

છે. માટે બીજું કશું ન કરતાં કોઇ નંદના પુત્રનેજ મારી પાસે તેડી લાવતા હો તો કૃપા કરીને અબઘડીજ જાઓ અને તેને તમારી સાથે લઇનેજ આવજો. ઓ મારી સખીઓ! તમે મને પ્રાણ સમાન પ્રિય છો. કૃષ્ણને મળવાના લોભને લીધે મારૂં અંતઃકરણ ઘણુંજ ઉત્કંઠિત થઈ ગયું છે અને તેથી મેં મારા મનની વાત તમને કહી સંભળાવી. કૃષ્ણની છાયા મારા ઉપર પડવાથી મારા શરીરમાંથી શ્યામળું તેજ નીકળવા લાગ્યું છે. આ અવસ્થા વાસ્તવિક છે કાલ્પનિક નથી, એવું મને મારી ઉત્કટ ઇચ્છા ઉપરથી સમજાય છે. આ મારી વાત તમારે બીજા કોઈની આગળ કરવી નહિ. કૃષ્ણને માટે એકાંતમાં ઉત્કંઠા રાખીને બેસી રહેવું મને ગમે છે. મારા મનમાં શું શું થાય છે તેના સાક્ષી તરીકે મારૂં મનજ છે. કોઈ દહાડો મારો ભાગ્યોદય થશે કે નહિ અને મારી ઇચ્છા પૂર્ણ થશે કે નહિ તેનું શું કહેવાય? તુકારામ કહે છે કે, રુચિ, શ્રમ વગેરે દેહને લગતી ભાવનાઓ તથા નિદ્રા એ બધાનો નાશ થઈ ગયો છે. આંખો અડધીપડધી બિડાયલીજ અને સ્થિર થઈ ગઇ છે અને એવી સ્થિતિમાં હું મારા સ્વરૂપનું દર્શન કરૂં છું. તેમ થવાથી મારી આંખ આગળથી આખું વિશ્વ સરી જાય છે અને ફક્ત એકલા દેવના ચરણજ બાકી રહી જાય છે. તે જીવના જીવનસ્વરૂપ અને મારા જીવનના આધાર છે અને તે એકલાજ મારી દૃષ્ટિ આગળ આવીને ઊભા રહે છે.

૩૮૦૫–શ્રીકૃષ્ણ જ્યારે બધી ગોપીઓની સાથે રાસક્રીડા કરતા હતા તે વખતે સૌની દૃષ્ટિ ચૂકવીને તે એક ગોપીની સાથે એકાંતમાં ચાલ્યા ગયા. તેથી કરીને તે ગોપીના મનમાં અભિમાન ઉત્પન્ન થયું અને તે એવું ઇચ્છવા લાગી કે, 'કૃષ્ણ મને પોતાની *ખાંધે બેસાડી લે.' તેના મનમાં જ્યાં આવો વિચાર આવ્યો એટલે* તેજ ઘડીએ કૃષ્ણ અદૃશ્ય થઈ ગયા. પછી તે એકલી પડી જવાથી

જંગલમાં ભૂલી પડી અને વગડામાં આમતેમ ભટકવા લાગી. તેને એક કૃષ્ણનુંજ ધ્યાન સજ્જડ લાગી ગયેલું હોવાથી, તે કૃષ્ણનેજ જંગલમાંથી બહાર નીકળવાની વાટ પૂછવા લાગી. પછી તેણે સર્વ પ્રપંચનો ત્યાગ કરી દીધો અને જ્યાંજ્યાં કૃષ્ણનાં પગલાં પડયાં હતાં ત્યાંત્યાં માથું નમાવીને તેમને વંદન કરવા લાગી. "મને કોઈ ગોવિંદની ભાળ બતાવો" એવું કહેતી ગઇ અને સાથે સાથે એમ પણ કહેવા લાગી કે, "તે હમણાં તો મારી પાસે ઊભા હતા અને મને પોતાની ખાંધ ઉપર બેસાડવા જતા હતા એટલામાં એકાએક અદૃશ્ય થઇ ગયા ! કૃષ્ણ મને ખાંધે બેસાડે એવી દેહબુદ્ધિ મને કયાંથી થઈ આવી ? ઓ કરુણાસાગર ! હે કૃપાના સમુદ્ર સમાન દેવ ! તમે મારી પાસે ગમે તેમ કરીને દોડી આવો." એવા તે પોકાર કરવા લાગી. "અરેરે ! જે દેવને સારૂ મેં સૌનો સંગ છોડી દીધો તેણેજ આખરે મને તજી દીધી. એક બાજુએ મારી આંખ આગળથી સંસાર પણ અદૃશ્ય થઈ ગયો છે અને કૃષ્ણનું દર્શન થતું હતું તે પણ મારા હાથમાંથી ચાલ્યું ગયું" ! તુકારામ કહે છે કે, આ પ્રમાણે સૌ ગોપીઓના મનમાં વિયોગજનિત શોક ઉત્પન્ન થવાથી તેઓ કહેવા લાગી કે, "હવે અમે દેવનું શરણ લઇએ છીએ. અમારા મનમાં દેહાભિમાન ઉત્પન્ન થયું એ અમારો અપરાધ થયો." આવી રીતે જ્યાં તેમણે પોતાના પાપની કબૂલાત કરી એટલે તરતજ મારા સ્વામી તેમની આગળ પ્રગટ થઈ ગયા.

૩૮૦૬—એક દહાડો યશોદા કહેવા લાગી કે, "અલ્યા કૃષ્ણ ! તું ચોરી કરતાં કેમ શીખ્યો ? આપણા ઘરમાં શું કશી વાતની ખોટ પડી ગઇ છે કે તારે ચોરી કરવી પડે છે? તને મેં કેટલી બધી વાર શિખામણ દીધી, પણ તું કાને ધરતોજ નથી. તને પકડવા જાઉં છું ત્યારે તું ઘરના દરવાજાની બહાર નાસી જાય છે. ( માયાતીત

થઇ જાય છે.) આ રીતે તું લૌકિક વ્યવહારથી વેગળો રહેનારો એકલસૂરો છે.” કૃષ્ણની માતા આ પ્રમાણે તેની આગળ ખૂબ કલ્પાંત કરવા લાગી અને બોલી કે, “તારે વિષે રોજ લોકો ફરિયાદ કરતા આવે છે. મારે તેમનો કચકચાટ કયાં સુધી સાંભળવો પડશે? રોજ ઊઠીને એની એજ કચકચ! એટલા માટે ઓ કૃષ્ણ! તું ડાહ્યો થા અને મને આ આફતમાંથી છોડાવીને મારૂં ચિત્ત જે વ્યાકુળ થઈ ગયું છે તેને સ્થિર કરી દે. મારા ઉપર અનેક જાતનાં કામ-કાજનો બોજો હોવાથી હું ઘરમાં ને ઘરમાં ગૂંચવાઇ રહું છું અને ઓ હરિ! તું મારી નજર ચુકાવીને નાસી જાય છે. તારી પાછળ મારાથી જેટલી ઝડપથી દોડાય તેટલી ઝડપથી દોડું છું; તોપણ તું હાથમાં આવતો નથી, એવો તું અતિ ચપળ છે. તારી પ્રાપ્તિ કરવા સારૂ મેં શ્રમ લેવામાં કશી બાકી રાખી નથી. તુકારામ કહે છે કે, હે અનંત! તમે મારા સ્વામી છો અને સકળગુણસંપન્ન છો. માટે હવે તો મને તમારા સિવાય બીજું કાંઈ જોઈએ નહિ અને તમને હું મારૂં એક પણ કામ બતાવવાનો નથી. ફક્ત એટલુંજ માગી લઉં છું કે, તમે મારી આંખો આગળથી આઘા જશો મા.

૩૮૦૭-મને શ્રીકૃષ્ણનો મેળાપ થશે, એ આશાએ હું દોડી આવ્યો, પણ તેના આવવાનો વખત વીતી ગયો અને છતાં તે આવ્યા નહિ તેથી મારો શ્રમ ફોકટ ગયો. ત્યારે હવે મારે તેમને મળવું કેવી રીતે? મારે એને વાસ્તે શો ઉપાય કરવો? એને મળવાને સારૂ મારો પ્રાણ આકુળવ્યાકુળ થાય છે અને મારા મનમાં મેં તેને વિષે મોટી આશાઓ બાંધી છે. લોકો નકામી બાબતોમાં મન પરોવીને શ્રીહરિને મળવાના કામમાં વિલંબ કરે છે. એક કામ પૂરૂં થાય એટલે બીજું અને તે પૂરૂં થાય એટલે ત્રીજું, એમ કરતાંકરતાં છૂટા થવાય નહિ અને દુઃખ તો થયાજ કરે. તુકારામ કહે છે કે, માટે એ સંસારને લાગો આગ. એનો

કદી છેડો આવવાનોજ નથી. માટે મારો જીવ તો મારા સ્વામી ગોપાળને માટેજ ઝૂર્યા કરે છે.

૩૮૦૮-" હવે ઘણી રાત વહી ગઈ, માટે બારણું બંધ કર." આવા શબ્દો રાધા પોતાની દૂતીને કહેવા લાગી. તેનું હૃદય હરિ-વિષયક કામનાથી પરિપૂર્ણ થઇ ગયેલ હોવાથી તે ઉદાસીન ભાવે પડી રહી હતી. તે ફરીથી બોલીઃ " અલી ! આજે કયી નશીબવંતીને ઘેર શ્રીહરિ પધાર્યા હશે કે જેથી કરીને મારી શય્યા તેમના વિના સૂની પડી રહી છે? નારાયણ મારી સાથે ચાલાકી કરે છે. તે મોઢેથી મીઠુંમીઠું બોલે છે, પણ તેનું અસલ સ્વરૂપ તો ગુણાતીત છે. હું હવે તેની સાથે બોલવાની નથી. હું તેને હવે પૂરેપૂરો ઓળખી ગઈ છું. એક દહાડો હનુમાનજી દ્વારકા આવ્યા ત્યારે શ્રીહરિએ તેમને તેડી લાવવાને ગરુડને આજ્ઞા કરી અને ગરુડ હનુમાનજીને કૃષ્ણ પાસે તેડી લાવ્યો. ત્યાર પછી શ્રીહરિએ રામરૂપ ધારણ કર્યું અને સત્યભામાને કહ્યું કે, " તમે સીતા થઇ જાઓ, પણ તેને પોતાનું રૂપ બદલીને સીતા થઈ જતાં આવડ્યું નહિ તેથી તે લજવાઈ ગઈ. ત્યાર પછી રૂક્મિણીએ સીતાનું રૂપ ધારણ કર્યું. એક દહાડો સત્યભામા નારદને શ્રીહરિનું તુલાદાન કરવા બેઠી. તે ઘડીએ તેમણે જે કૃત્ય કર્યું તે ઉપરથી તે કેવા છે તે હું સમજી ગઇ છું. શ્રીહરિ ત્રાજવાના એક પલ્લામાં બેઠા, પછી સત્યભામાએ સામા પલ્લામાં ઢગલેઢગલા સોનું મૂક્યું, તોપણ કૃષ્ણવાળું પલ્લું ઊંચું થયું નહિ, પણ જ્યારે રૂકિમણીએ એક તુલસીનું પાંદડું મૂક્યું એટલે બેઉ પલ્લાં બરાબર સમતોલ થઇ ગયાં. દુર્વાસા વગેરે ઋષિઓ જમીપરવારીને જવા નીકળ્યા ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું હતું કે, " હું સૌનો ઉપભોગ કરૂં છું છતાં બ્રહ્મચારી છું," એ વાત હું ભૂલી શકુંજ કેવી રીતે? જ્યારે કૃષ્ણે કહેલું વાક્ય ઋષિઓએ યમુનાને સંભળાવ્યું એટલે યમુનાએ ઝટ લઇને તેમને

રસ્તો આપી દીધો. કૃષ્ણનું મહત્ત્વ હજી સુધી આપણને કોઈને સમજાતું નહોતું. તુકારામ કહે છે કે, નારાયણ જીવના મનના બધા વિચારો જાણે છે, કારણકે તે સર્વવ્યાપક છે. પણ તે ગુપ્ત હોવાથી કોઈના દેખ્યામાં આવતા નથી. રાધાના મનમાં પોતાને સારૂ કેટલી ઉત્કંઠા હતી તે નારાયણ જાણતા હતા, તેથી તેમણે તેને પ્રેમાલિંગન દઈને તેના મનનું સમાધાન કર્યું. આ ઉપરથી સમજી લેવું કે શ્રીહરિને મળવું હોય તો તેમને વિષેનો ભાવ એજ એક ઉપાય છે.

૩૮૦૯—એક દિવસ બધી ગોવાળણો ભેગી થઈને કૃષ્ણને વિષે ફરિયાદ કરવા લાગી કે, "હે યશોદા! તારો છોકરો અમારાં ઘરનાં શીકાં ઉપરથી દહીં, દૂધ, ઘી, માખણ એમાંનું કાંઈજ રહેવા દેતો નથી. પોતાના ગોવાળિયાઓની એક ટોળકી ભેગી કરે છે અને પછી અમારા ઘરમાં પેસીને શીકાં ઉપર દહીં, દૂધ, માખણ જે કાંઈ હોય તેના ઉપર હાથ મારે છે. એટલુંજ નહિ પણ અમારી સામે ઊભો ઊભો માખણ ખાવા મંડી જાય છે. આ પ્રમાણે તારો છોકરો હરિ ઘણોજ બહેકી ગયો છે, માટે તેના ઉપર તું જરા અંકુશ રાખતી જા. તું જો તેમ નહિ કરે તો અમે એમજ માની લઈશું કે તને કશી લાજશરમ છેજ નહિ. પછી જો એક વાર તારો છોકરો અમારા હાથમાં આવી ગયો તો તારૂં મોટાપણું હવા ખાવા ચાલ્યું જશે. તને તો તારા છોકરાનાં પરાક્રમ સાંભળવાનું સારૂં લાગતું હશે અને તેને (કૃષ્ણને) પણ એમાં બહુ રસ પડતો હશે." (ગોવાળણોના આવા બોલ સાંભળીને યશોદા હસી પડી તેથી તેઓ બોલી) "તને હસવું શાનું આવે છે? ગાંડીબાંડી થઈ કે શું? અમે તારી મોટાઈનો વિચાર કરીને જવા દઈએ છીએ. પણ તારો છોકરો કાંઈ ઓછો નથી. તેણે અમારાં છોકરાંને બગાડી મૂક્યાં છે. આ બધી તારા દીકરાની વાતો તારી આગળ અમે શી શી કરીએ? અમને તો કહેતાં શરમ આવે છે." કૃષ્ણ આ ઘડીએ

ત્યાંજ ઊભા હતા. પોતે શરમિંદું મોઢું કરીને નીચી નજરે ત્યાં ઊભા થઈ રહ્યા. યશોદાએ કહ્યું કે, "તમે સૌ મળીને એને મારી પાસે પકડી લાવો, આપણે તેને ઘટતી સજા કરીશું. ઘરમાં અને ઘર બહાર બધે જ્યાંત્યાં તોફાનમસ્તી કરીકરીને તેણે મને કાયર કરી નાખી છે. હું પોતે પણ જ્યારે દહીં વલોવવા બેસું છું, ત્યારે આવતોકને ગોરસામાં હાથ ઘાલીને માખણ ખાવા મંડી જાય છે." પછી બધીએ મળીને કૃષ્ણને ગળે એક દોરડી બાંધી અને તે દોરડીનો બીજો છેડો એક ખાંડણિયાની સાથે તાણી બાંધ્યો. કૃષ્ણ થોડી વાર તો એમને એમ ઊભા રહ્યા. પછી સૌ તેમને કહેવા લાગી: "કેમ? હવે કેવો સાણસામાં સાપ સપડાઈ જાય એમ સપડાઈ ગયો છે! કહે, હવે કરીશ ચોરી?" આવું કહીને સૌ એકબીજાની તરફ આંખો મચકાવીને હસવા લાગી. તુકારામ કહે છે કે, જ્યારે તે ગોવાળણો પોતપોતાને ઘેર ચાલી ગઇ, ત્યારે કૃષ્ણ પેલા ખાંડણિયાને પોતાની પાછળ ઘસડતા ઘસડતા બહાર નીકળ્યા અને શાપને લીધે નલ અને કુબેર બેઉ ઝાડ બનીને નંદના આંગણામાં ઊગ્યા હતા, તેમની વચ્ચે ખાંડણિયો રાખીને તેને ખૂબ જોરથી ખેંચ્યો; એટલે એક મોટા કડાકા સહિત બેઉ ઝાડ તૂટી પડ્યાં. તે સાંભળીને યશોદા ભયભીત થઇ ગઇ. તે વહેલી વહેલી દોડતી આવી અને મારા સ્વામીને તેણે પોતાની સોડમાં લઈ લીધા.

૩૮૧૦—મારા હૃદયની અંદર હરિનો મને બોધ થયો છે અને બહારની બાજુએ પણ હરિના સ્વરૂપનો મને બોધ થતો રહે છે. આવી રીતે હરિએ મને પોતાના સ્વરૂપના ઘરની અંદર કેદ કરી રાખ્યો છે. આવું કરીને મારા હૃદયની અંદર રહેલી વૈષયિક કામનાઓની ઉપર હરિએ મોટો પથરો મૂકી દીધો છે અને ધન તથા સાંસારિક સંબંધોથી મને મુક્ત કરી દીધો છે. મારો જીવભાવ હરિએ લઇ લીધો અને તેમ કરીને તેમણે મારા સર્વ પ્રકારના

સંબંધોને તોડી નાખીને મને છૂટો કરી દીધો છે. તુકારામ કહે છે કે, હરિ મારાથી વેગળા નથી પણ મારી નજર સામેજ રમ્યા કરે છે.

૩૮૧૧–હરિએ મારા ચિત્તનું હરણ કરી લીધું ત્યારથી પૈસા-ટકાનું મને વિસ્મરણ થઈ ગયું છે. ત્યારે હવે જન્મમૃત્યુ રૂપી ઘર ભણી મારાથી જવાયજ કેવી રીતે? લૌકિક વ્યવહારમાં મારૂં મન લાગતું નથી, મારી સાથે પરપુરુષ હરિ બોલે છે તેથી ઘરનાં માણ-સો નિંદા કરે છે. તુકારામ કહે છે કે, જેને ફક્ત એકાંતમાંજ મળી શકાય છે, તે હરિને હું મારૂં મન ધરાતાં સુધી જોયા કરીશ.

૩૮૧૨–નાનપણમાં કૃષ્ણ ગોકુળમાં રમતા હતા. તે ગોકુળ ગામ મથુરામાંજ આવેલું હોવાથી, બધા કહે છે કે, કૃષ્ણ મથુરામાં રમતા હતા. કૃષ્ણને પગે સાંકળાં, ગળામાં કંઠી, કેડે કંદોરો અને હાથે કડાં એ પ્રમાણે નાના પ્રકારના દાગીના તેમના શરીર ઉપર હતા. તેમનું મોઢું જોઇને તેમની માતાનો આનંદ મનમાં સમાતો નહિ અને તે કહેતાં કે, "મારાં પૂર્વજન્મનાં સંચિત કરેલાં શુભ કર્મ આજે મને ફળ્યાં. મારો છોકરો ઘણો સારો છે, ઘણો સારો છે, એવું મારે મોઢેથી કહેતાં મને વાર લાગે છે અને તે મને મારા જીવના કરતાં પણ વધારે વહાલો છે." તે છોકરાને જોવાને સારૂ બધી જાતિની સ્ત્રીઓ અને નાનીનાની છોકરીઓ ત્યાં ભેગી થઈ જતી. તેને જોનારીઓને તેમના દેહનું ભાન રહેતું નહિ અને તેઓ પોતાને ઘેર સૂનાં મૂકેલાં છોકરાંને ભૂલી જતી. ધણીઓની ધાકને ઘોળીને પી જતી અને ભૂણતરશનો પણ વિચાર ન કરતાં સૌ કૃષ્ણને જોવાને સારૂ ચાલી આવતી. કેટલીક ગોપીઓ જેઓ પોતાને ઘેર હતી તેમનું ચિત્ત તો કૃષ્ણમાંજ પરોવાઈ ગયેલું હોવાથી, ઘરનું કામકાજ ઝટપટ આટોપી લઇને ક્યારે કૃષ્ણને જોવા ચાલી નીક-ળીએ એવો મનમાં વિચાર કર્યો કરતી હતી. તેમને લોકલજ્જા

તો રહીજ ન હતી અને દેહનું ભાન પણ ન હતું. તેમને કોઈ દુઃખ દે તો તેથી તેમના મનને કાંઇજ થતું નહિ. પોતાની સુખશય્યા ઉપર સૂઇ રહેવાનું છોડીને તેઓ કૃષ્ણને જોવા સારૂ દોડી જતી. આ પ્રમાણે કૃષ્ણને જોવાનું આકર્ષણ સ્ત્રીઓ, પુરુષો અને નાનીનાની છોકરીઓ, સૌને લાગુ પડી ગયું હતું. ઘરડી ઘરડી ડોશીઓ પણ તેમને જોઇને પોતાનો દેહભાવ ભૂલી જતી અને નાની છોકરીઓની સાથે રમવા મંડી જતી. પોતે સ્ત્રી છે કે પુરુષ, તેનું ભાન તેમને રહેતું નહિ અને એક વાર જેણે કૃષ્ણને દીઠા તેની દૃષ્ટિ તેમના ઉપરથી કેમે કરતાં ખસતીજ નહિ. તુકારામ કહે છે કે, તેમના મનમાં મારૂંતારૂં કે વિષમતાના ભાવ રહ્યા ન હતા અને શોકમોહ વગેરેને પણ તેઓ ભૂલી ગયા હતા. આવી રીતે મારો સ્વામી આનંદ સહિત ક્રીડા કરતો હતો અને સૌને પોતાના સમાન આનંદરૂપ બનાવી દેતો હતો.

૩૮૧૩–મને ગોવિંદનો મેળાપ ક્યારે થાય, ક્યારે થાય એવો વિચાર મારા મનમાં ઘણા વખતથી આવ્યા કરે છે અને તે માટે મેં માનતાઓ પણ માની હતી. મારી માનતા આજે સફળ થઇ ગઇ; કેમકે મને ગોવિંદનો મેળાપ થયો છે. હવે હું તો દૃઢ નિશ્ચય સહિત બધો વખત ગોવિંદનીજ સેવા કર્યા કરીશ. તે સેવામાં તમારાથી બની શકે તો થોડીથોડી મદદ કરતા રહેજો. અગાઉ જન્મમૃત્યુના ચક્કરમાં ફસાઈ પડીને મેં પાર વિનાનું દુઃખ વેઠ્યું છે. હવે મારી આગળ અહંતા આડી આવીને ઊભી રહે છે તે મારાથી સહન થતું નથી. હવે આજ પછી જો મારામાં દ્વૈતભાવનો ઉદય થાય તો તમે તેનો નાશ કરજો. મને મારા સ્વરૂપની પ્રાપ્તિ બહુજ થોડે પ્રયત્ને થઈ ગઈ. મારા સ્વરૂપના ઉપર મૂળથીજ મારો અધિકાર હતો અને હવે જ્યારે તે મારા હાથમાં આવી ગયું છે, ત્યારે હવે પછી હું તેને એક ક્ષણવારને માટે પણ મારાથી

વેગળું થવા દેનાર નથી. આવી સાધના કરવાના શોખને લીધે મને લૌકિક આચારનું વિસ્મરણ થઈ ગયું છે. મારા મનમાં એનો એકલાનોજ પ્રબળ લોભ પેદા થયો છે અને જાણે મને તેનું ઘેલું લાગ્યું હોય એવું થાય છે. તુકારામ કહે છે કે, નિજસ્વરૂપનો ઉદય થવાથી નિજસ્વરૂપના ઉદયની શુભ ક્ષણ સધાઈ ગઈ અને ચિંતારહિત થઇ જવાથી સાવકાશ ચિંતા રહિત અવસ્થા મને પ્રાપ્ત થઈ છે. જે વસ્તુના ઉપર મારી પ્રીતિ છે, તેના રસથી મારૂં અંતઃકરણ ભરાઇ ગયું છે. આવો શુભ દિવસ મને ફરીફરીને મળનાર નથી.

૩૮૧૪–હું ગોવિંદની સાથે એકલી જંગલમાં ચાલી ગઈ તેથી તમારે મને છિનાળ કહેવી નહિ. આ હું તમને એક વાર નહિ પણ બે વાર કહું છું; કારણકે મારામાં વિષમતા રહી નથી અને હું તેને અડકી પણ નથી. જંગલની વાટથી હું અજાણી હતી અને એકલાં જતાં મને બીક લાગતી હતી. ગોવિંદ એક નીડર પુરુષ છે એમ જાણીને મેં તેનો સંગાથ કર્યો. જંગલમાં ભયાનક જાનવરો રહે છે, તેમને જોઇને મને ભય લાગ્યો, તેથી હું તેને ગળે વળગી પડી અને તેના શરીરની સાથે મારૂં શરીર સજ્જડ વળગાડી દઇને હું ઊભી રહી. તેણે મારાં સ્તનો ઉપર હાથ નાખ્યો હતો એવું તમે કહો છો, પણ તે તો તેણે અમસ્તું મશ્કરીમાં એવું કર્યું હતું અને તેથી મેં જરાક બડબડાટ કરીને તે સાંખી લીધું. મને પેટમાં ગર્ભ રહી ગયો છે એવું તમે કહો છો, પણ હું તમને કહું છું કે, હું મારા ધણીની હેવાતનવાળી બાયડી છું, તેથી મારા પેટમાં ગર્ભ રહ્યો છે કે નહિ, તેની તમારે શી પંચાત? તુકારામ કહે છે કે, આ પ્રમાણે કહીને તેણે પોતાનો લૌકિક વ્યવહાર અને પોતાનો પરમાર્થ એ બેઉ કાર્યને સામટાં સાધી લીધાં.

૩૮૧૫–એક વાર ગોવાળણો દહીંદૂધ લઇને બજારમાં જવા નીકળી, ત્યારે કૃષ્ણ તેમનો રસ્તો રોકીને ઊભા રહ્યા અને તેમનાં

લૂગડાંનો છેડો સાહીને બોલ્યા કે, "પહેલાં તો તમારા દહીંદૂધનો અડધોઅડધ ભાગ મને દાણ તરીકે આપો અને પછી તમારે જ્યાં જવું હોય ત્યાં જાઓ." ગોવાળણો બોલી: "ચાલ, ખસી જા એક કોરે અને જવા દે અમને. અરે! અમને પહેલે પહોર તારો ભેટો થયો તે ઘણુંજ સારૂં થયું. અમારા સંચિતકર્મે જોર કર્યું લાગે છે. તું મળ્યો તેથી અમારો જન્મમૃત્યુનો ફેરો તો ટળી ગયોજ." પછી કૃષ્ણે એક બીજી ગોવાળણના લૂગડાનો છેડો સાહીને તેને હડસેલો માર્યો, તેથી બીજી બધી ગોવાળણો તેને હાથ વડે ઝાલી રાખીને કહેવા લાગી: "તને શું ગાંડપણ લાગ્યું છે? અમે તો આ રસ્તે થઇને કેટલીય વાર ગઈ અને આવી પણ તને અમે કોઈ દહાડો દીઠો નથી. તું કાળો છે કે ગોરો તેની પણ અમને ખબર નથી. ઓ ઇન્દ્રિયોરૂપી ગાયોના ગોવાળ! તું એક કોરે ઊભો રહે. આવું ગાંડુંઘેલું શું બકે છે?" તે ઉપરથી દેવ બોલ્યા: "હું અહીંનો અધિકારી છું. આજ પહેલાં તમે મારૂં દાણ નહિ આપીને મારી સાથે વિશ્વાસઘાત કર્યો છે. તમારાં આજ સુધીનાં બધાંજ કરતૂક હું જાણું છું." આવું સાંભળીને બધી ગોવાળણો હસી પડી અને કહેવા લાગી કે, "અમે બધી પરણેલી સ્ત્રીઓ છીએ, તું અમારા શરીરે હાથ લગાડે છે તે સારૂં નથી કરતો. તારે જે કહેવું હોય તે છેટે ઊભો રહીને કહે. પરાઇ સ્ત્રીઓનાં લૂગડાં ઉપર કેમ હાથ નાખે છે? આ વાત જો અમારા ઘરના ભાયડાઓના જાણ્યામાં આવશે, તો તારી અને અમારી વચ્ચે વાત બગડી જશે." આટલું બોલતાબોલતામાં તો તે સ્ત્રીઓનાં અંતઃકરણમાં શ્રીહરિ પ્રકટ થયા અને તેથી તે સ્ત્રીઓથી બીજે કહીં જવાયુંજ નહિ. તેમનું મર્મનું સ્થાન ચિત્ત, જે તેમનાથી વારેઘડીએ દૂર ભમ્યા કરતું હતું, તેજ પકડાઇ ગયું; એટલે પછી શું બાકી રહ્યું? તુકારામ કહે છે કે, ઉપર કહી તે રીતે તેઓ ભગવાનના હાથમાં પકડાઈ

ગઈ, તેથી કરીને તેમનું આવાગમનનું બજાર પરવારી ગયું અને તેઓ કૃષ્ણસ્વરૂપમાં એવી વિલીન થઇ ગઇ કે, ત્યાંથી તેમનો પાછા આવવાનો સંભવજ ન રહ્યો. ત્યારે હવે તમે ખાલી ચિંતા કરીને તડફડાટ કરશો તે બધો નકામો જાણજો. તમારા પ્રારબ્ધમાં જે નક્કી થઇ ચૂક્યું હતું, તે આજે સાચું પડી ગયું.

**૩૮૧૬**–અરે હરિ! તારૂં તેજ શામળું છે અને હું ચંપાની કળીના જેવી ગૌરવર્ણી છું. પણ તારૂં દર્શન થયા પછી હું તારા જેવી કાળી બની જવાની છું. પછી લોકો મને ધિક્કારશે. માટે તું એક કોરે ઊભો રહે. આમ ગાંડાની માફક ચાળા કરીશ નહિ. ઓ ઇન્દ્રિયોરૂપી ગાયોના ગોવાળ! તને હું કેટલી વાર કહું? અલ્યા નંદનાપોરિયા! સ્વચ્છંદિ! તારી કામળીમાં નવસો કાણાં છે. તારા શરીરમાંથી નઠારી ગંધ આવે છે; કારણકે તું લોકોનાં ઘરમાં-થી દૂધ, ઘી, માખણ એવું એવું ચોરી ખાય છે. હું તો નાજુક ચંદ્રિકા જેવી છું. મારી લોકો મશ્કરીઓ કરે છે અને મારા ભણી જોઇને મારો તિરસ્કાર કરે છે. ઓ દેવ! મેં તારૂં દર્શન કર્યું ત્યારથી તારાં લક્ષણ મારામાં પ્રકટ થવા લાગ્યાં છે. તે જોઇને લોકો મને હસે છે. તને તો નથી લાજ અને નથી ભય કે શંકા. મને તો સારા માણસો, સાસરિયાં અને પિયેરિયાં ટોકી ખાય છે. તને મારે કેટલી વાર કહેવું પડશે? તું મારી બે આંખની પણ શરમ રાખતો નથી! તુકારામ કહે છે કે, ગોપીઓનો પતિ જે મારો સ્વામી થાય તે તેમનું કહ્યું કરતો નથી અને તેમના હાથમાં પોતાનો હાથ આપતો નથી; તે તેમનાથી સહન થતું નથી, એવું સમજીને તેણે તેમનો (ગોપીઓનો) અંગીકાર કરીને તેમને જીવન્મુક્તની પદવી આપીને સુખી કરી દીધી છે.

**૩૮૧૭**–પાંચસાત ગોવાળણો ભેગી થઈને યશોદાની આગળ

કૃષ્ણે કરેલા ઉત્પાતને વિષે ફરિયાદ કરવા ગઇ. તેઓ બોલી: "આવો લોકોથી નિરાળો ચોર અને દાંડિયો છોકરો તેં શા સારૂ પેદા કર્યો? અમારાં શીકાં ઉપર દૂધ, દહીં, માખણ એમાંનું કશું સાજુંસમું રહેતુંજ નથી. ઘરમાં પેસીને બધું ખાઇ જાય છે અને પાછાં કમાડ હતાં તેવાં ને તેવાં વાસી દે છે. અમારાં છોકરાંને પણ તેણે ફોસલાવીને બગાડી માર્યાં છે. અરે યશોદાબાઈ! બીજું શું કહીએ? અમારી વહુઓને પણ તેણે ગાંડી કરી મૂકી છે. હજી પણ જો તું તેને ઠીક કરીને શિખામણ દે તો કદાચ સુધરી જાય. નહિ તો અમે અમારા જીવની પરવા કરવાની નથી. અમે બધી ભેગી થઈને તેને ખૂબ મારીશું. પછી ઓ યશોદા! તારી અને અમારી પ્રીતિમાં વિઘ્ન આવીને ઊભું રહેશે. તારો છોકરો લૌકિક વ્યવહાર અને મારૂં તારૂં એમાંનું કશું જાણતોજ નથી. મનમાં જે આવે તે કરી નાખે છે. અમારાં ઘરને સૂનાં દેખીને તે માંહ્ય પેસી જાય છે. મારા સાસરાના ઘરની છોકરીઓને બચ્ચીઓ કરી વળે છે, કોઈને આલિંગન દે છે, કોઇના અંગ ઉપર ઢળી પડે છે અને શીકાં ઉપર મૂકેલાં દૂધદહીંના ઉપર સારી પેઠે હાથ મારે છે. ઓ યશોદા! તેને પકડવા જઈએ છીએ ત્યારે તે હાથમાં આવતોજ નથી. માટે હવે અમે એની શરમ રાખીશું નહિ. જે ઘડીએ તે અમારે હાથ આવી ગયો, તે ઘડીએ અમે તેને અમારી મરજીમાં આવશે તેમ કરીશું. અમે બહુ દહાડા તેનો ત્રાસ વેઠ્યો, કારણકે અમે તારે કાને વાત નાખી ન હતી. પણ હવે તારો એ લાડકવાયો એકનોએક છોકરો જે દહાડે અમારા હાથમાં પકડાઈ જશે, તે દહાડે અમે તેના પગ અમારા જીવની સાથે બાંધી દઈશું અને એવો બાંધી રાખીશું કે તેનું જરા પણ જોર ચાલવાનું નથી. વળી જે ઘડીએ અમે તેને અમારૂં દ્રવ્ય અને અમારા પ્રાણ આપી દીધા, એટલે પછી અમે એને છોડનાર નથી. ઓ યશોદા! આ અમારા જીવનું

તો જે થવાનું હોય તે થાઓ." તુકારામ કહે છે કે, યશોદાએ ચક્રપાણીને પોતાના હાથ વડે પકડીને ગોપીઓના હાથમાં આપી દીધા અને તેમને કહ્યું કે, "તમે સૌ વારેઘડીએ મારા છોકરાને આકરા બોલ કહીને બોલાવશો તો તેથી તમારા મોઢાની ચળ ભાગશે અને મારા છોકરાને સુખ થશે. તેનો જ્યાં હાથ અડકે છે ત્યાં દૂધમાખણની રેલમછેલ મચી રહે છે." તુકારામ કહે છે કે, મારા સ્વામીને જોઇને ગોપીઓ દેશકાળ અને દેહભાવને ભૂલી ગઈ.

૩૮૧૮–એક ગોવાળણ હરિના વિરહતાપથી અતિ વ્યાકુળ થઇ ગઈ અને હરિની ધૂનમાં ભાનભૂલી થઈને ગમે તેમ બકવા મંડી ગઈ. તે બોલી: "અલિ! આ રહ્યા હરિ! પેલા રહ્યા હરિ!" પણ થોડી વાર પછી વળી તેને જરાક શુદ્ધિ આવી, એટલે ઉદાસ બની ગઈ. પોતાના શરીરની કાળજી ન કરતાં ભોંય ઉપર આળોટવા લાગી અને જાણે પોતાની સામે કોઇ ઊભું હોય તેમ તે દિશામાં જોવા લાગી. તેના વર્તન પરથી એમ લાગતું કે તે પોતાનાં જાતિ, કુળ વગેરેથી વેગળી થઇ ગઇ છે અને તેના મનમાં લોકલજ્જા જેવું કાંઇ રહ્યું નથી. તેને કેવી રીતે શુદ્ધિમાં લાવવી તેનો કોઇને કશો ઉપાયજ સૂઝતો ન હતો. પોતાની સામે કોણ કોણ ઊભાં છે, તે પોતાનાં છે કે પરાયાં, તેનું તેને ભાન રહ્યું ન હતું અને એક શ્રીપતિનું નામ દઇદઇને તે રડતી હતી. આ જોઇને તેની સામે ઊભેલી બીજી ગોવાળણોને બહુ નવાઈ લાગી અને તેઓ એકબીજાની સામે જોઈ ને હસવા લાગી. તેને ઘરમાં રહેવું ગમ્યું નહિ, તેથી તે ઊઠીને જંગલ ભણી નાસી જવા લાગી. તેના ચિત્તની અંદર ભગવતસ્વરૂપનો પ્રભાવ જામી ગયેલો હોવાથી, તેને કોઈ બાંધી રાખવા જાય, તોપણ તે બંધાય એવી રહી ન હતી. સાસરિયાં અને પિયેરિયાંના સંબંધને તે તદ્દન ભૂલી ગઈ હતી. તેને શ્રીહરિને જોવાની પ્રબળ લગની લાગેલી હોવાથી, બીજાં બધાંને

તેણે વિસારી દીધાં હતાં. તુકારામ કહે છે કે, ઓ ગોવાળણો! તમે નિશ્ચિંત થઇ જાઓ. એના ઉપર કોઈ કશો જોરજુલમ કરશો નહિ. બહુમત વડે અથવા તર્કવાદથી જે નિર્ણય થઈ શકે તે બધા કરતાં કાંઇ જુદાજ પ્રકારનો નિર્ણય આજે તેના મોઢામાંથી નીકળ્યો છે.

૩૮૧૯—"અલ્યા કૃષ્ણ! ચાલ, આપણે 'ભાતુકલી' નામની રમત રમીએ." એક જણીએ જ્યાં આવી સૂચના કરી એટલે બીજી બધી ગોવાળણો ત્યાં ભેગી થઈ ગઈ. પણ દેવ પોતાની માયાનો ભેદ કોઇને સમજવા દેતા ન હતા. પોતાની માયાને તે પોતેજ જાણી શકે છે. હું રમત રમું છું એવું જો કે તે સૌને બતાવતા હતા; તોપણ તેમનું લક્ષ તો તેમના સ્વરૂપમાંજ રહેતું હતું. ગોવાળણોને દેવની સદાને માટે લગન લાગી ગઇ હતી, તેથી દેવ પણ તેમની પ્રીતિને સંભારીને તેના વિષેના સંકલ્પ પોતાના મનમાં કરવા લાગ્યા. તે ગોવાળણો મન, વાણી અને શરીર વડે ભગવત્-સ્વરૂપમાં અનન્ય નિષ્ઠાવાન બની ગઇ હતી અને તેમના મનની તમામ વાસનાઓ ભગવાનમાં સ્થિર થઇ ગઇ હતી. એકાંતમાં હરિચિંતનદ્વારા મળનારૂં સુખ તે ગોવાળણોને જંગલમાં પ્રાપ્ત થવા લાગ્યું. બધી ગોવાળણો ભેગી થઈ છે, એમ જાણીને તેમની સાથે સંભાષણ કરીને તેમના ઘરમાં (ચિત્તમાં) પ્રવેશ કરવાનો હરિએ સંકલ્પ કર્યો અને પોતાના ઘરમાંથી નીકળી ગોવાળણોના ઘરનાં માણસોને જાણ થાય નહિ એવી રીતે તેમના ઘરમાં પેસીને તેમના સૌના ચિત્તરૂપી માખણની ચોરી કરી. તુકારામ કહે છે કે, આનંદથી મસ્ત બની ગયેલી તે ગોવાળણો પોતે પોતાની સાથેજ રમત રમતી હતી. તેઓ પરાયા લોકોનો ત્યાગ કરીને જ્યાં એકલા નારાયણ સિવાય કોઇની સાથે કશો દ્વૈતસંબંધ સંભવતોજ ન હતો એવી એકાકી સ્થિતિમાં સ્થિર થઇ ગઈ.

૩૮૨૦—એક દહાડો દેવ રમતા રમતા યમુનાને કિનારે જઈ

ચડ્યા. ત્યાં તેમણે કેટલીક સ્ત્રીઓને નાગી નાગી નાહતી દીઠી. તે ઘડીએ દેવે પોતાની એક ખરેખરી મજેની રમત રમવા માંડી. તે એવી રીતે કે, પોતાને કોઇ જોઇ શકે નહિ એમ દેવ નદીને કિનારે જઇને ત્યાં પેલી સ્ત્રીઓનાં લૂગડાં, ચોળીઓ વગેરે જે કાંઇ પહેરવાનાં વસ્ત્ર હતાં તે બધાં લઇને નાઠા. એવી રીતે તેમણે આજની રસિક ક્રીડાની શરૂઆત કરી. પછી તે સ્ત્રીઓ ભગવાનને પગે પડીને તેમના કાલાવાલા કરીને પોતાનાં વસ્ત્ર પાછાં માગવા લાગી, પણ તેમણે આપ્યાં નહિ. કોઇની સાડીઓ, કોઇની ચોળીઓ એમ નાના પ્રકારનાં જાડાંપાતળાં વસ્ત્રો લઇને દેવ નાઠા અને કદંબના ઝાડ ઉપર ચડી ગયા; પછી બધાં લૂગડાં ઝાડની ડાળીએ મૂકીને પોતાની આગળ નગ્ન હાલતમાં ઊભેલી સ્ત્રીઓના ભણી જોવા લાગ્યા. તેઓને થતો ક્ષોભ જોઇને પોતે ઝાડનાં પાંદડાંની અંદર પોતાનું મોઢું સંતાડીને ખડખડ હસવા લાગ્યા. તે સ્ત્રીઓ નાગી થઇને પાણીમાં જળક્રીડા કરીને ગમત કરતી હતી. કોઈ પાણીની અંદર ચપળતા સહિત ડૂબકીઓ મારતી હતી, કોઈ એકબીજાના ઉપર પાણીની છાલકો મારતી હતી, કોઈ એકબીજાને ચાલાકીથી પજવતી હતી, એમ અનેક રીતે તેઓ પરસ્પર જળકેલિ કરવામાં રત થઇ ગઇ હતી. એવામાં કોઈ કોઇ પાણીની બહાર આવીને પોતાનાં લૂગડાં ખોળવા લાગી; પણ ત્યાં તો લૂગડાં મળેજ નહિ! પછી તેઓ એકબીજીને કહેવા લાગી કે, "આપણાં લૂગડાં અહીં હતાં તે ગયાં ક્યાં? કોઈ ચોરી ગયું હશે કે શું થયું તેની કાંઇ સમજણ પડતી નથી. હવે આપણે લૂગડાં વગર ઘેર જવું પણ કેવી રીતે?" એટલામાં દેવ ખડખડ હસી પડ્યા, તેથી તે સ્ત્રીઓની નજર તેમના ભણી ગઈ, એટલે તેઓ શરમાઇ ગઈ અને પાણીમાં પેસીને પોતાના અવયવોને હાથ વડે ઢંકાય તેટલા ઢાંકીને દેવના કાલાવાલા કરવા લાગી કે, "તું અમારી સૌની લજ્જાનું રક્ષણ કર.

આ ઘડીએ તું મોઢેથી જે માગી લઈશ તે અમે તને આપીશું." દેવ બોલ્યા કે, "તમે ખાલી બકબક કરવાનું રહેવા દો અને બેઉ હાથ જોડીને મારી સામે આવીને ઊભી થઇ જાઓ." દેવને ખાવાની ભૂખ નથી, ઘરેણાંગાંઠાંની લાલચ નથી, પૈસાટકા જોઇતા નથી, તે તો સૌને એટલુંજ કહે છે કે, તમે એકાગ્રચિત્ત કરીને મારી પાસે આવો. તુકારામ કહે છે કે, દેવનું આવું કહેવું સાંભળીને તેઓ એકબીજીનાં મોઢાં ભણી જોવા લાગી અને બોલી કે, "ચાલો ત્યારે, આપણે લાજશરમ મૂકીને દેવની પાસે જઈએ." આવું કહીને તેઓ બેઉ હાથ જોડીને બોલ્યાચાલ્યા વિના ઊભી રહી. આ રીતે દેવે તેમની લજ્જાનું રક્ષણ કર્યું.

૩૮૨૧–એક ગોવાળણ બોલી કે, "દેવે મારા લૂગડાનો છેડો પકડી લીધો છે અને તે કેમે કરતાં છોડતોજ નથી. તે આવું કરશે તેની જો મને ખબર હોત તો હું તે રસ્તે એકલી જાતજ નહિ. આવા વિકટ જંગલમાં તે કોણ જાણે ક્યાંથી આવી લાગ્યો! ઓ હરિ! તું મારા લૂગડાનો છેડો છોડ અને મને મારે રસ્તે જવા દે. મને મોડું થશે તો મારાં ઘરનાં વઢશે. મારાં સાસુસસરો બહુજ અદેખાં છે. તેમને કાને જો આ વાત ગઇ તો મારી આબરૂના કાંકરા થઈ જશે. મારી બહેનપણીઓ અહીં મારી પાસે હતી તેઓ ચાલી ગઈ, ત્યારે તને મારૂં લૂગડું ઝાલવાનો લાગ મળી ગયો. તારાથી હું જરાક વેગળી રહી હોત, તો હું કેમ કરીને તારા હાથમાં આવત? પણ હું તારી નજીક હતી તેથી તું એકદમ આવીને મને વળગી પડ્યો." આ પ્રમાણે તે દેવની સાથે બોલતાં બોલતાં આખરે થાકી ગઈ; કેમકે દેવે તેના હાથને એક આંચકો મારીને તેનું જોર હરી લીધું હતું. તુકારામ કહે છે કે, મારો સ્વામી ભોગ કરવામાં ઘણો ચાલાક છે. તે જેની સાથે ભોગ કરે છે તેની લૌકિક લજ્જાનું પણ તે રક્ષણ કરે છે.

૩૮૨૨–"ગાયો અને તેમના ગોવાળ યમુનાને કિનારે પાણી પીવાને માટે જગન્નાથ કૃષ્ણની જોડે હમેશાં આવ્યા કરે છે. ત્યાં નદીને કિનારે આવેલા મેદાનમાં ત્રણ ગુણથી અતીત, શુદ્ધ સત્ત્વભાવનો દડો બનાવીને તેઓ બધા રમે છે, તે આપણે જોવા જઈએ." એવું ગોપીઓ એકબીજીને કહેવા લાગી. તે ગોપીઓ ભગવાનના ઉપર અતિ કામાસક્ત હતી. તેથી કરીને તેમનું મન ભગવાનને જોવાને ઘણું ઉત્કંઠિત હતું. પછી તેઓ પાણી ભરવાનું બહાનું કાઢીને દસપંદર જણીઓ ભેગી થઇને ઘર બહાર નીકળી પડી અને વાતો કરતી કરતી જવા લાગી. યમુનાને કિનારે તેઓ આવી તો ખરી; પણ લૂગડાં ધોવાનું તેમને ભાન રહ્યું નહિ; કેમકે તેમનાં ચિત્ત કૃષ્ણના રૂપ તરફ ખેંચાઇ ગયાં હતાં. આ રીતે તેમને તેમની જાતનું અને જાતિકુળનું પણ વિસ્મરણ થઈ ગયું. તેઓ પોતાની આંખનો એક પણ પલકારો ન મારતાં એકીટસે કૃષ્ણના ભણી જોતીજ ગઈ. કોઈ કોઈ ગોવાળણો દાંત ઘસતી હતી. તેમની દાંત ઘસવાની ક્રિયા તો બંધ થઈ ગઈ; પણ તેમની આંગળીઓ તો મોઢામાં ને મોઢામાંજ રહી ગઈ. ત્યાં વાજાં વાગતાં હતાં અને લોકોનો કોલાહલ મચી રહ્યો હતો; પણ તેમાંનું કાંઈજ તેઓ સાંભળતી ન હતી. તેમનું ચિત્ત તો શ્રીકૃષ્ણના વેણુનાદને સાંભળવામાંજ તન્મય બની ગયું હતું. તુકારામ કહે છે કે, મારા સ્વામી શ્રીકૃષ્ણે આવી રીતે તેમના મનોરથ પૂર્ણ કર્યા.

૩૮૨૩–એક ગોવાળણ કહેવા લાગી કે, "ઓ દેવ! તારી સોબત મેં ક્યાંથી કરી કે જેથી કરીને હું આખી દુનિયાની બત્રીશીએ ચડી ગઇ! ઓ ઇન્દ્રિયોરૂપી ગાયોનું રક્ષણ કરનારા દેવ! તું ગુણાતીત છે, માટે તું મારાથી વેગળો રહે. મને જૂઠી વસ્તુનો છંદ લગાડીશ મા." ભગવાને પોતાના રૂપના આકર્ષણ વડે તેની ચિત્તવૃત્તિ હરી લીધી હતી, જેથી કરીને આ દેહ તે હું પોતે અને

દેહનાં સંબંધીઓ તે મારાં સંબંધીઓ, એ બધું તેના મનમાંથી નીકળી ગયું હતું. તુકારામ કહે છે કે, મારો સ્વામી મારી સાથે બોલવાના અબોલા લે છે, પણ મારા જીવની અંદર જઈને ભરાઇ જાય છે.

૩૮૨૪–હરિસ્વરૂપનો ભોગ કરવામાં બહુ મજા પડે છે. પણ ઓ મારા મિત્ર ! તેનું મોઢેથી વર્ણન કરી શકાતું નથી. શ્રીહરિએ પોતાના રંગવડે મારા હૃદયને ભરી દીધું છે, તેથી કરીને આ મારો દેહ તે હું પોતે અને આ મારાં દેહનાં સંબંધીઓ એ બધું હું ભૂલી ગયો છું. મારી દૃષ્ટિ જે દહાડાની હરિના સ્વરૂપના ભણી વળી છે, તે દહાડાની ત્યાંથી પાછી ફરીજ નથી. મેં મારૂં મન સ્થિર કરીને તેના ચરણમાં ચોટાડી રાખ્યું છે. તુકારામ કહે છે કે, જ્યાં મારા સ્વામી કૃષ્ણનો મેળાપ થયો એટલે પહેલાંના સંબંધો તૂટી ગયાજ જાણવા.

૩૮૨૫–મેઘના જેવું શ્યામ જેનું શરીર છે એવા દેવનું દર્શન કરીએ છીએ, ત્યારે તે ઘણાજ સુંદર દેખાય છે. તે મારા મનની અંદર આવીને ભરાઇ ગયા છે, તેથી કરીને હવે મારે કોઈનાથી શરમાવાનું રહ્યું નથી. મારા જીવને તે પોતાના જીવનના કરતાં પણ વધારે પ્રિય છે અને એક ક્ષણ વારને માટે પણ હું તેમને મારાથી વેગળા થવા દેતો નથી. તુકારામ કહે છે કે, આવી સ્થિતિમાં રહેનારી હું તે દેવની દાસી હોવાથી હું પણ મારા સ્વામી વિશ્વંભરના જેવીજ થઇ ગઇ છું.

૩૮૨૬–કોઇ એક ગોવાળણ ભગવાનનું રૂપ જોઇને મોહિત થઇ ગઈ, તેથી તે ‘ દૂધ લો દૂધ ! ’ એમ બોલવાને બદલે ‘ હરિ, લો હરિ!’ એવું બોલવા લાગી. તેણે હરિનું જે રૂપ પોતાની આંખે દીઠેલું તે તેના મનમાં એવું વસી ગયું હતું કે, તેના મોઢામાંથી પણ હરિનુંજ નામ નીકળવા માંડ્યું. તે પોતાની જાતને તદ્દન ભૂલી

ગઇ અને ફક્ત ગોવિંદના સ્વરૂપજ્ઞાનના આનંદની અંદર ડૂબી ગઈ. તુકારામ કહે છે કે, લોકો તેને જોઇને હસતા હતા, પણ તેનું તેને કાંઇજ ભાન ન હતું.

૩૮૨૭–બધી તૈયારી કરી લીધા પછી સત્યભામા પોતાના રંગમહેલમાં ભગવાનની વાટ જોવા લાગી. પણ એ પ્રમાણે વાટ જોતાં જોતાં તેની આખી રાત વીતી ગઈ, છતાં ભગવાન આવ્યા નહિ. તેનું અંતઃકરણ કામાતુર હોવાથી તે નિરાશ થઇને ઉદાસીન ચિત્તે પડી-જ રહી. એટલામાં ભગવાને આવીને બારણું ખખડાવ્યું. ત્યારે સત્યભામા બોલી ઊઠી કે, "હે દેવ ! તમારૂં અહીં કામ નથી. જાઓ, જ્યાં તમારે જવું હોય ત્યાં. તમારો મારા પ્રત્યે કેવો ભાવ છે તે તો હું જાણી ગઈ છું. તમે તમારી મતલબ સાધી લેવા પૂરતો બહારથી પ્રેમનો દેખાવ માત્ર કરો છો. તમે જે કાંઇ કહો છો તે બધુંજ જૂઠું છે,–માયિક છે. તમે જાણી જોઇને છેક પરોઢિયે આવ્યા તેને માટે મારે તમને કાંઇજ કહેવું નથી. હુંજ મોઇ ગાંડી છું. મેં જ્યારે નારદને તમારૂં તુલાદાન દીધેલું તે ઘડીએ અને બીજી વાર જે દહાડે હનુમાન મળવા આવેલા તે વારે તમે મારૂં કાંઈ થોડું અપમાન કરાવ્યું હતું ? તે હજી હું કાંઈ ભૂલી ગઇ નથી. આ બધાં તમારાં ચરિત્ર હું જાણું અને છતાં તમારા બોલ ઉપર વિશ્વાસ રાખું, એવી હું મૂર્ખી નથી. આજ-સુધીમાં તમારે વિષે મારા મનમાં જે કાંઈ ભ્રમ હતો તે બધો આજે ટળી ગયો. તમે ઘણાજ સારા છો એ હું કબૂલ કરૂં છું, પણ બોલ્યા પ્રમાણે તમે ચાલતા નથી; તેથી તમારા બધા ગુણ માર્યા જાય છે અને તમે છેકજ નકામા બની જાઓ છો." તુકારામનો બંધુ કહે છે કે, મારા સ્વામી એવા ચતુર છે કે તેમનો કોઇ પારજ ન પામે.

૩૮૨૮–સત્યભામાનાં આવાં વચન સાંભળીને ભગવાન બોલ્યા:

"હે મારી પ્રિય સખિ ! તું આવાં ક્રૂર મહેણાં વડે મને શા સારૂ વીંધી નાખે છે ? મારી પાસે બીજી કોઈ આવી હોય તો દેવ બધી વાત જાણે છે. આવા આકરા બોલ તું મને શા માટે સંભળાવે છે? તું તારા મનમાંજ જરા વિચાર કરી જો અને તારા દેહનો ભ્રમ જે તને ભૂલ ખવડાવે છે, તેને એક બાજુએ ફેંકી દઈને તું તારી બુદ્ધિને સ્થિર કરી દે. આ મારૂં અને આ પરાયું એવી જૂઠી લવરી તેં આજ સુધીમાં તો ઘણી કરી; પણ એ બધી ઉપાધિ છે. માટે હવે તું તારી વિવેકદૃષ્ટિને ઉઘાડ અને શુદ્ધિમાં આવી જા. સ્ત્રીએ પોતાના પતિનું કોઈને દાન દીધું, એવો એક પણ દાખલો દુનિયામાં કદી બને ખરો કે ? જે વાત કદી બનીજ નથી-બની શકતી નથી તે તેં મને કહી, પણ મેં બધું સાંખી લીધું. હું કેટલો બધો સારો છું ! આમ હોવા છતાં તુંજ રિસાઈ બેસે છે તે જોઈને મને નવાઈ લાગે છે. તારૂં મેં કોઈ દહાડો અપમાન કરાવ્યું હોય તો કહે. ફક્ત તારૂં અભિમાન ઉતારવાને માટેજ મેં હનુમાનને તેડાવેલ, એટલી વાત ખરી. પછી એમાંથી તો હનુમાન અને ગરુડ લડી પડ્યા અને ગરુડને કેટલું બધું સહન કરવું પડેલું ? મને રામ બનવામાં અને રૂક્મિણીને સીતા બનવામાં કેટલું બધું કષ્ટ વેઠવું પડેલું ?" તુકારામનો બંધુ કહે છે કે, તેને ખરાખોટાનો કશો વિચારજ હોતો નથી.

**૩૮૨૯**-દેવનું આવું કહેણ સાંભળીને સત્યભામા બોલી: "હે દેવ! સાંભળો. તમે કહો છો કે, 'હું ઘણો ભલો છું,' ત્યારે હું તમને પૂછું છું કે, સારા માણસે તો સર્વત્ર સમાનદૃષ્ટિ રાખવી જોઈએ કે નહિ ? જો તમે સમદૃષ્ટિવાળા હો, તો તમારે આટલી બધી ઠગાઈ કરવી પડે છે શા માટે ? ખરી વાત એવી છે કે, આ બધા તમારા ઢોંગ છે અને ઢોંગ કરવામાં તમે ઘણા પ્રવીણ છો. ત્યારે હે દેવ ! તમે મારા આગળથી ચાલ્યા જાઓ. સત્રાજિત રાજાની

પુત્રી સત્યભામા તમને કહે છે કે, તમે અહીંથી ચાલ્યા જાઓ. તમે વાતો કરવામાં ઘણા ચતુર છો તે હું જાણું છું. તમે આવું કહીને મને આજ લગી ઠગી. તમારો વિયોગ મારાથી સહન થયો નહિ, તેથી હું ખૂબ ભાવપૂર્વક તમારી પાસે આવી. મારા પૂર્વજન્મમાં મને એવી ઇચ્છા હતી કે, આવતા જન્મમાં હું તમારી સાથે ને સાથેજ રહું. પણ તમે મને નિરાશ કરી. તમે આવું કરશો તે હું જાણુતી ન હતી. તમારાં કારસ્તાનનો કોણ પાર પામ્યું છે? શું કરૂં? મારા કામાસક્ત હૃદયેજ મને ફસાવી મારી. તેને લીધે તો મારે આટલું બધું દુઃખ વેઠવું પડે છે. નહિ તો તમારી કૃતિથી શું હું અજાણી હતી? વ્યભિચારી તરીકે તમે આખી દુનિયામાં નામ કાઢયું છે. તમારા ગુણનો મહિમા તે મારે કેટલો વખાણવો? તમારે વિષે કહેવા જાઉં છું ત્યારે મોઢેથી બોલ નીકળતા નથી; કારણકે તમે નિર્ગુણ અને નિષ્ઠુર છો. તમારી આગળ પોતાનું-પરાયું, મા, બહેન એવું કશું છેજ નહિ. તમે સાસુવહુને લડાવી મારીને ઊભા ઊભા તમાશો જુઓ છો." સત્યભામાના આવા બોલ સાંભળીને વૈકુંઠાધિપતિ ભગવાન બોલ્યા કે, "આજ સુધીમાં થયું તે થયું. હવે તેને ફરીથી યાદ કરીશ નહિ. આજ પછી હું એવું નહિ કરૂં." તુકારામનો બંધુ કહે છે કે, ભક્તવત્સલ દેવે આ પ્રમાણે સોગંદ ખાઇને કહ્યું.

૩૮૩૦-"અરે કૃષ્ણ! હું એકલી છું, તેથી હું તારી સાથે રહેવા ઇચ્છું છું. આ વનમાં મને ભય લાગે છે અને હું તો એક નાની ઉમરની નારી! ઘેરથી નીકળતી વખતે મારાં માબાપે મને ઘણીય ના કહી, તે છતાં ઓ હરિ! મારા શા ભોગ લાગેલા કે, હું તારી સાથે ચાલી નીકળી! રસ્તે જતા લોકો વાતો કરે છે કે, તું તો લબાડી છે. આમ જાણવા છતાં મને તારી સોબત કરવી ગમતી હતી. બોરડીના ઝાડ ઉપર પાકાં ગલ જેવાં બોર લાગ્યાં

હતાં, તે જોઇને હું તે ઝાડ આગળ જઇ પહોંચી. એટલી વારમાં હરિ ક્યાં ચાલ્યો ગયો તેનું મને ભાન રહ્યું નહિ. આગળ ચાલતાં હું કાંટાની ઝાડીમાં ગૂંચવાઇ પડી. કૃષ્ણે શું કરવા ધાર્યું છે, તેની મને સમજણ પડતી નથી." તુકારામ કહે છે કે, આપણે જે રસ્તે થઇને આવ્યા હતા તે રસ્તે પાછા વળી જઇએ અને હરિનાં દર્શન કરીએ; એટલે આપણે પગે કાંટા વાગવાનો ભય નથી.

૩૮૩૧–"ઓ મા! તું મને ઘેર તેડી જવા આવી છે, પણ મારી સાથે તો નંદનો પુત્ર કૃષ્ણ રમે છે. મારો અને તેનો મેળાપ આજે ઘણે દહાડે થયો છે; તેથી તેનાથી છૂટા થવાનું મને ગમતું નથી. તેના મીઠા કોમળ શબ્દો મને સાંભળવા બહુ ગમે છે અને તેનું મોહું જોતાં મારી આંખો એક પલકારો પણ મારતી નથી. આજે સવારમાં તો હું સૌની આંખચોરીએ અહીં ચાલી આવી; ત્યાં વળી પાછી તું ક્યાંથી મારી પાછળ પાછળ આવીને ઊભી રહી? મારા વગર તારૂં કયું કામ અટકી પડ્યું છે તે કહે? તમે બધાં સાજાંસમાં છો, ત્યારે મને શું કરવા ઘરમાં ગોંધી રાખો છો?" તુકારામ કહે છે કે, મારા સ્વામી વૈકુંઠનાથની સાથે મારે જરા છૂપી વાત કરી લેવી છે, માટે તમે જરા એક કોરે ઊભાં રહો.

૩૮૩૨–"હવે હું પાછી આવવાની નથી. દેવની પ્રીતિને વશ થઇને હું અહીં આવી છું. આવું કરવા માટે દુનિયાના લોકો મારા ઉપર ગમે તેટલા ખીજે બળે, પણ તેથી તેઓ કરીકરીને કરવાનું શું હતા? તમે જૂઠા કોલાહલ શા માટે કરો છો? તમે જે કાંઇ કહો છો તે બધુંજ જૂઠું છે. આ દેવનું મેં દર્શન કર્યું ત્યારથી મારૂં મન અને મારાં નેત્ર બેઉ તેના સ્વરૂપમાંજ સ્થિર થઈ ગયાં છે. ત્યાંથી તેમને એક ક્ષણ વારને માટે પણ અળગાં થવું ગમતું નથી. કોઇ પણ જાતના કામકાજમાં ચિત્ત લાગતું નથી. બીજાની

સાથે બોલવાનો પણ કંટાળો આવે છે. હું શું કરૂં? મારૂં હૈયું શ્રીહરિ પ્રત્યેના કામબાણથી વીંધાઇ ગયું છે. ભગવાનથી છૂટા થઇને જીવવું તે કરતાં તો એવા જીવતર ઉપર આગ લાગે તે વધારે સારૂં. હરિએ મારા મનને મેં હમણાં કહ્યું તેમ ખૂબ જોરથી કેદ કરી રાખ્યું છે, તેથી હવે તે કદી પાછું ફરે એવો સંભવ રહ્યોજ નથી." તુકારામ કહે છે કે, તે ગોવાળણ બોલી કે, "હવે મારે વિષે કોઇએ મોટી મોટી આશાઓ રાખવી નહિ; કારણકે મારો દાતા દેવ અને હું બેઉ એકજ પથારીમાં ભેગાં સૂઇ ગયાં છીએ."

૩૮૩૩–હરિની સાથે રત રહેનારી ચપળ સ્ત્રીઓ ગર્ભ ધારણ કરવાની સ્થિતિમાં આવતી નથી. જે વાચ્યત્વ છે તેનું વર્ણન વાચા દ્વારા થઇ શકતું નથી. મતલબ કે, શ્રીહરિના આનંદનું વર્ણન વાણી કરી શકતી નથી. આ બાબતમાં હવે કરવું શું અને જવું ક્યાં? તુકારામ કહે છે કે, તે ગોવાળણને જ્યારથી દેવનો રસ લાગી ગયો ત્યારથી તે ઉદાર સ્ત્રી દેવતુલ્ય થઇ ગઇ.

૩૮૩૪–ગોવાળણો બિચારી મહામહેનતે ભેગી થઇ અને એકબીજાને કહેવા લાગી કે, "આજે આપણે આપણા ઘરની ચોકી કરીએ અને દેવ ઘરમાં પેસવા આવે એટલે તેને પકડીને ઘરમાં ગોંધી મૂકીએ." આવો મનસૂબો કરીને બારણાને ઓથે પાંચસાત જણીઓ ચૂપકી સાધીને ઊભી રહી. તેમને એટલી તો ખબર હતી કે, દેવ રોજરોજ અમારાં ઘરોમાં ચોરી કરવા આવે છે. તેને ગમે તેટલી શિખામણો દીધી પણ કોઇનું કહ્યું કાને ધરતો-જ નથી. માટે હવે જો તે એક વાર આપણા હાથમાં આવે તો તેને જીવને સાટે પણ છોડીશું નહિ. ગોવાળણોએ પોતાને પકડવાને માટે કેવી તદબીર રચી છે, તે દેવ તો જાણતાજ હતા; તેથી તે ખાસ જાણીજોઇને તેમને ઘેરજ ચોરી કરવાને સારૂ આવ્યા.

પોતાના જોડીદારોને તેમણે બહાર ઊભા રાખ્યા અને પોતે હમેશાં જે બારણેથી ઘરમાં પેસતા હતા, તે બારણેથી પેઠા પણ ગોવાળણોની ધાકે સામે મોઢે જોતા જોતા અને સંતાતા છુપાતા હળવે પગલે ચાલતા ચાલતા ઘરમાં પેઠા. ઘરમાં પેઠા પછી તેમણે પોતાના મોઢા આગળજ શીંકાં ઉપર માખણનો ઘાડવો દીઠો. તેમણે તેને શીકા ઉપરથી હેઠે ઉતાર્યો અને તેમાં હાથ ઘાલીને પ્રથમ થોડુંક માખણ ચાખી જોયું. તેમાંથી જે સારૂં સારૂં હતું તેના ગોળા હાથમાં લઈ લીધા. જે ગોવાળણો ઘર સાચવવા બેઠી હતી, તેના ઘરમાં હેવે જાણીજોઈને વધારે બગાડ કર્યો. દૂધ, દહીં, માખણ જેટલું ખવાય તેટલું ખાધું અને ચોરી કોણે કરી અને કેવી રીતે કરી, તેની એંધાણી રાખી જવાના હેતુથી માખણવાળા હાથ ત્યાંના ત્યાંજ લૂછી નાખ્યા. જેના ઘરમાં પોતે પેઠા હતા તે ગોવાળણે આ બધું જોઈ લીધું. પછી તેણે ભૂળબંધવાળું મર્મદ્વાર હેતુપૂર્વક વાસી દીધું અને ભગવત્સ્વરૂપને પકડીને પોતાના હૃદયરૂપી ઘરની અંદર કેદ કરી રાખ્યું. પછી તે દેવને કહેવા લાગી: "અહો દેવ! તમે મારા ઘરનાં દૂધમાખણ વગેરે કેમ ચોરી ખાધાં? હવે આજે તમે મારા હાથમાં આવી ગયા છો. તમે આજ સુધીમાં મારે ઘેરથી જે જે વસ્તુઓ ચોરી ખાધી છે, તે બધી હું આજે તમારી પાસેથી અવળી કઢાવું ત્યારે ખરી. જુઓ, તમે મારા ઘરમાં કેટલો બગાડ કરી મૂક્યો છે?" તુકારામ કહે છે કે, શ્રીહરિનું મુખ જોતાંજ તે ગોવાળણ પોતાનું બધું દુઃખ ભૂલી ગઈ. યશોદાએ પણ પ્રેમ વડે તે ગોવાળણના મનનું રંજન કર્યું.

૩૮૩૫–હે કેશવ! તું સૌ દેવોનો આદિ દેવ છે અને ત્રૈલોક્યનો જીવાત્મા છે. તેથી મારે તને એક વિનંતી કરવી છે તે તું સાંભળ. હું મારી વાણી વડે તારા ગુણાનુવાદ ગાઉં અને તારા નામનો મહિમા વખાણું, તેટલા પૂરતું તું મને તારા પ્રેમનું દાન

દે. અમારી જીવનકળા તારા હાથમાં છે. તે તું અમને યોગ્ય અધિકારયુક્ત કરીને આપ. તું કૃપાનો સમુદ્ર છે એમ જાણીને હું તારે શરણે આવ્યો છું. એટલા માટે તું એકલોજ હવે મારો એકમાત્ર આધાર છે. તારા નામસ્મરણથી ભયંકર કર્મોનું દહન થઈ જાય છે અને ભવસમુદ્રને ઓળંગવાની વાટ ઊઘડી જાય છે. તારા સ્વરૂપનું નિરંતર ધ્યાન કરવું એજ ઉત્તમોત્તમ ફળ છે અને તેનાથી સંસારવાસના કષ્ટનું નિવારણ થાય છે. રામ, કૃષ્ણ, નારાયણ, એ તારાં ત્રણજ નામનો સદાકાળ જપ કરનારને સંસારની બાધા લાગુ પડી શકતી નથી. સંસાર તો એક સૂકા ઘાસ સમાન છે. જ્યાં તેને જરાક જેટલી અગ્નિની ઝાળ લાગી, એટલે ભડભડાટ બળીને ખાક બની જાય છે. પાપનો રાશિ પણ એજ પ્રમાણે નામસ્મરણથી બળી જાય છે અને અત્યંત નિંદાપાત્ર પાપીઓ પણ શ્રેષ્ઠ અને પૂજ્ય બનીને ઊભા રહે છે. તમે પતિતપાવન અને દીનાનાથ કહેવાઓ છો, તે તમારૂં બિરદ તમે સાચું પાડો છો. તમે અનાથ જીવોના નાથ છો; તેથી તમે ગોપીઓનો અંગીકાર કરીને તેમના મનના મનોરથ પૂર્ણ કર્યા. તુકારામ કહે છે કે, તમારા સેવકો જે કોઈ વસ્તુને માટે મનમાં ઇચ્છા રાખે છે, તે તમામ વસ્તુઓ તમે પૂર્ણ કરી દો છો.

૩૮૩૬–ગોકુળના સઘળા રહેવાશીઓના મનમાં જે જે મનોરથ હતા તે તે બધાજ દેવે પૂર્ણ કર્યા. જેના મનમાં જે વાસના હતી, તેને દેવે ચરિતાર્થ કરી દીધી. જેમણે તેમની જન્મજન્માંતરમાં સેવા કરીને તેમને ઋણી બનાવ્યા હતા, તે ઋણને ફેડવાને સારૂ પોતે નિરાકાર અવસ્થામાંથી સાકાર બની ગયા. યાદવો પૈકી વસુદેવ અને દેવકીએ ઘણુંજ કષ્ટ વેઠ્યું હતું, કારણકે તેમનાં છ સંતાનોને દુષ્ટ કંસે મારી નાખ્યા હતા. તે કંસનાં આચરણ ઘણાં ભૂંડાં હતાં; તેના દિલમાં દયાનો છાંટો ન હતો અને પાપપુણ્ય

તથા પારકું પોતાનું તેનું પણ તેને કશું ભાન ન હતું. વસુદેવદેવકીનાં પૂર્વોપાર્જિત શુભકર્મોનો ઉદય થયો ત્યારે તેમને પેટે દેવે અવતાર લીધો. જ્યાં નારાયણ પોતે દેવકીના ઉદરમાં આવીને વસ્યા એટલે તેમનાં તમામ પ્રકારનાં બંધનોનો આપોઆપ નાશ થઈ ગયો. બેઉને હાથેપગે બેડીઓ અને હાથકડીઓ જડેલી હતી તે પણ પોતાની મેળેજ ખૂલી ગઈ. તે પહેલાં કંસે બેઉને ઘણા વખત સુધી બંદીખાનામાં પૂરી રાખ્યાં હતાં; તેમાંથી દેવે તેમને છૂટાં કર્યાં. આ બધાં કાર્યો કરતાં તેમને એક પળવાર પણ પૂરી લાગી ન હતી. દેવનો જ્યારે અવતાર થયો, ત્યારે આ નાના બાળકનું કંસના ભયમાંથી કેવી રીતે રક્ષણ કરવું તેની વસુદેવદેવકીને સૂઝ પડી નહિ. તે ઘડીએ દેવેજ તેમને કહ્યું કે, “ મને ગોકુળમાં નંદને ઘેર લઈ જાઓ.” તેજ વખતે વસુદેવ બાળક કૃષ્ણને લઈને ગોકુળ ગયા અને તેમને નંદને ઘેર મૂકીને પાછા આવ્યા; પણ વસુદેવને જતાં તેમજ આવતાં રસ્તામાં કોઈ પણ જાતની અડચણ નડી નહિ. તુકારામ કહે છે કે, તેનું કારણ એવું છે કે દેવ જેની સાથે હોય તેને કોઈ પણ પ્રકારનું વિઘ્ન નડતું નથી અને તેને મનમાં ભય અથવા ચિંતા કરવાનું પણ કશું પ્રયોજન નથી.

૩૮૩૭–દેવ જ્યાં ગોકુળમાં આવીને વસ્યા એટલે ગોકુળના રહેવાશીઓનાં તમામ દુઃખચિંતા પલાયન કરી ગયાં. નંદને ઘેર તો પ્રત્યક્ષ દેવજ પધાર્યા; એટલે તેના ભાગ્યમાં મણાજ શાની? જે અવિનાશી દેવ નિરાકાર હતા, તેમણે દુષ્ટોનો નાશ કરવાના હેતુથી સાકારરૂપ ધારણ કર્યું. વળી તેમને પોતાના ભક્તોનું પણ રક્ષણ કરવું હતું. તેટલા માટે રામ અને કૃષ્ણ બેઉએ ગોકુળમાં અવતાર ધારણ કર્યો. એમજ કહો કે, ગોકુળ ગામમાં મૂર્તિમંત આનંદ પ્રકટ થઈ ગયો. એનો અર્થ એ કે ત્યાંના બધા લોકો આનંદમય અને નિર્ભય થઇ ગયા. તે ઉપરાંત ઘેરેઘેર લક્ષ્મીનો વાસો થયો, તેથી કરીને

તેમનું પહેલાંનું દારિદ્રય તો બીને નાઠુંજ. તેમનાં સૌનાં હૃદયમાં નારાયણનો વાસ થઇ જવાથી સૌ સ્ત્રીપુરુષોનાં હૃદયમાં ક્ષમા, દયા વગેરે ગુણોનો પણ સાથેસાથે વાસો થઇજ ગયો. તે ગોકુળગામના લોકોએ જપતપ આદિ સાધનો પૈકી કાંઇજ કર્યું ન હતું; પણ તે છતાં સૌને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થઇ ગયું; નારાયણે પોતેજ તેમના ઉપર કૃપા કરી, પછી તેમને જપતપ આદિ સાધનોની જરૂરજ ક્યાં રહી? તે આખું ગામજ નારાયણનું પોતાનું બની ગયું તેથી તેમનું સર્વ પ્રકારનું હિત નારાયણેજ કરવું રહ્યું. અખિલ વિશ્વમાં એક વ્યાપક દેવ છે. તેના સિવાય બીજો કોઇ દેવ છેજ નહિ, એવું ભક્તો જાણે છે. એક ચક્રધારી દેવના સિવાય આખા ત્રિભુવનમાં ભક્તોને મનથી બીજા કોઇનું અસ્તિત્વ છેજ નહિ. તુકારામ કહે છે કે, આવા ભક્તો દેવનો આનંદ માણવાને સારૂ સર્વ આશાતૃષ્ણા તજીને દેવની સાથેસાથે જન્મ ધારણ કરે છે.

૩૮૩૮–જે લોકો દેવને લઇને રાતદહાડો ક્રીડા કરતા હતા તેમનાં પૂર્વજન્મનાં પુણ્યોનો હિસાબ કોણ કરી શકે? જેઓ અંતરબાહ્ય આનંદ સહિત દેવની જોડે રમતો રમી, જેમના મોઢાની સાથે પોતાનું મોઢું અડકાડીને દેવે જેમને ચુંબનો કર્યાં, જેમનું મન કૃષ્ણનો ભોગ કરવાને ઉત્કંઠિત હતું, તે કામાસક્ત ગોપીઓએ દેવને ઓળખી લીધા. જે જે ગોવાળણોના મન સહિત શરીર કૃષ્ણની સાથે સંલગ્ન થઇ ગયાં હતાં, તેઓ પોતાનાં ઘરબાર, પતિ, પુત્ર, સૌને વીસરી ગઇ. તેમના મહદ્ભાગ્યની તુલના ત્રિભુવનમાં કોઇથી થઈ શકે એમ નથી. દ્રવ્ય, લોકાચાર અને માન એ બધાં જેમને વિષવત્ થઇ ગયાં હતાં, એવી ગોપીઓ વનમાં એકાંતવાસનું સેવન કરતી હતી. ભગવાનની સાથે ભોગ કરવાની ઇચ્છાને તૃપ્ત કરવાને માટે તેઓ એકાંત સ્થળને શોધતી હતી. જે ગોપીના મનમાં જે ઇચ્છા હતી અને તેનું જે વય હતું તે બેઉનો વિચાર કરીને દેવે

તેની સાથે તે પ્રમાણે ભોગ કર્યો અને તેમને સુખી કરી. તુકારામ કહે છે કે, દેવ તો ભોગ અને ત્યાગ બેઉથી પર છે. પણ સ્ફટિકનો પથ્થર જે પદાર્થના સંપર્કમાં આવે તેનો રંગ ધારણ કરે છે, તેમ દેવ પણ પોતાનું કર્તવ્ય બજાવે છે.

૩૮૩૯–સ્ફટિકશિલામાં પોતાનો કશો રંગ હોતો નથી, પણ તે જુદા જુદા રંગને ધારણ કરતી દેખાય છે અને છતાં પણ તે સર્વ રંગથી અલિપ્ત રહે છે; તેમ દેવ સર્વ પ્રકારનાં કર્મ કરે છે અને પોતે તેમનાથી નિર્લેપ રહે છે. જેવો તેમના ભક્તોના મનનો ભાવ તેવા તે થઈ જાય છે અને તેમની વાસનાઓને પૂર્ણ કરે છે. ગોપીઓની અને પોતાનાં માતાપિતાની ઇચ્છાઓની તૃપ્તિને અર્થે તે ગોકુળમાં પધાર્યા. તેમણે કંસચાણૂર આદિ દૈત્યોને માર્યા અને માતાપિતાને બંદીખાનામાંથી છોડાવ્યાં. તે પોતાના ભક્તોને તેમજ શત્રુઓને એકસમાન પદ આપે છે, એ વાત તેમણે પૂતનાના વધ વખતે પ્રત્યક્ષ સાબિત કરી દીધી. બાળહત્યાનું પાપ જેને કપાળે સ્પષ્ટ અક્ષરોથી લખાયું હતું, એવા પોતાના કંસમામાને દેવે મુક્ત કર્યો. ભક્તિભાવે અથવા દ્વેષભાવે જેણે હરિનું સ્મરણ કર્યું તેનામાં પાપ રહેજ કેવી રીતે? તેમનાં પૂર્વકર્મોના સાક્ષી પણ દેવ પોતેજ હોવાથી, તેમની સેવા વડે દેવ તેમના પોતાનાજ થઈ ગયા. ભક્તોએ તેમના નામને પોતાના કંઠમાં ધારણ કરેલું હોવાથી, દેવ તેમની પાછળ પાછળ દોડતા ફરે એવા ભોળા છે. તુકારામ કહે છે કે, એ દેવને માનની ગરજ હોતી નથી; પણ જેના મનમાં તેમના પ્રતિભાવ હોય, તેને ઘેર તે દોડ્યા દોડ્યા જાય છે.

૩૮૪૦–જે હરિનાં ચારે વેદ કીર્તિગાન ગાય છે, તે એક ગોવાળણને હાથે પોતે રાજીખુશીથી બંધાઈ જવાનું કબૂલ કરે છે. જે ઘડીએ ગોવાળણો તેને દહીં વલોવવાના થાંભલાની સાથે બાં-

ઘતી હતી, તે ઘડીએ તે ચક્રપાણિ તેમને પગે લાગીને કાલાવાલા કરતો હતો. તેમના ઘરમાંથી માખણ ચોરી ખાવાને સારૂ તે તેમનાં ઘરોમાં પેસી જતો અને જેનું ઘર સૂનું હોય તેના ઘરમાં પેસીને ચોરી કરી આવતો. હરિ તો અંતરબાહ્ય પરિપૂર્ણ છે, તેથી કરીને તેમને ચોરીનું કર્મ લાગુ પડી શકતું નથી. જેઓ હરિને પકડવાની ચાવી જાણતા ન હતા, તેમણે તેમને પકડવાનાં ઘણાંય ફાંફાં માર્યાં! પણ તે ન પકડાયા તે નજ પકડાયા. પણ જેઓ આ કામનું રહસ્ય જાણતા હતા, તેઓ એક રસ્તો ઘેરીને બેસી રહેતા. પછી તેઓ કૃષ્ણના ધ્યાનમાં નિમગ્ન થવાથી નિઃસંગ અને નિશ્ચળ બનીને નિવૃત્ત થઈ જતા. જે હરિને યોગીઓ પોતાની ધ્યાનસમાધિમાં પણ પામતા ન હતા, તેમને એક ગોવાળણ પકડી લેતી. તે ઘડીએ તેના હાથમાંથી છૂટા થવાને સારૂ ભગવાન તેમના કેવા કેવા કાલાવાલા કરતા? આ પ્રમાણે જ્યારે એક ગોવાળણ તેમને કબજે કરી લેતી ત્યારે ચતુર અને જ્ઞાનીઓ માથાં કૂટીને મરી જતા તોપણ તે તેમને હાથ આવતો નહિ. તુકારામ કહે છે કે, હરિને પ્રાપ્ત કરવાને સારૂ એક કોડીનો પણ ખર્ચ કરવાની જરૂર પડતી નથી. ફક્ત જેની જરૂર છે તે એક ભાવજ છે.

**૩૮૪૧**—નારાયણ પોતાના અનન્ય ભક્તોની ઇચ્છા રાખે છે અને તેઓ જો રંક હોય તો તેમને પોતાના જેવી પદવી આપીને ન્યાલ કરી દે છે. મોટો રાજા હોય પણ તેનાં આચરણ જો શુદ્ધ ન હોય, તો યમને ઘેર રાંક જેવો થઇ જાય છે. ઇન્દ્ર, ચંદ્ર અને બ્રહ્માદિક દેવતાઓના મનમાં જો એક તલમાત્ર પણ અભિમાન રહી ગયું હોય, તો તેમને દેવની પ્રાપ્તિ થતી નથી. મનમાં એક તલ જેટલું પણ અભિમાન રહી ગયું, તો નક્કી જાણવું કે, દેવને ઢાંકી દેવાને સારૂ તે મેરૂ પર્વત જેવડું બની જશે. આખી પૃથ્વીનો ભાર દેવ ધારણ કરી રાખે છે, તોપણ જેઓ દુષ્ટ અને ખળ હોય છે

તેમનો દેવને વિશેષ ભાર લાગે છે. દુષ્ટ, ભક્તિહીન અને નિર્દય લોકોને સારૂ દેવે યમલોકની રચના કરી રાખી છે. જેઓ નારાયણને નહિ ભજે તેમને યમલોકમાં યાતના ભોગવવી પડશે. જેઓ એકનિષ્ઠાવાન થઇને હરિનું ભજન નહિ કરે તેમને યમ સજા કરશે. તે પાપીઓને યમ કહેશે કે, "અરે ! તમે કેશવનું ભજન કેમ ન કર્યું ? અને તમે કથા, પુરાણ આદિનું શ્રવણ કેમ ન કર્યું ? તમારે કાન, આંખ અને મોઢાં હતાં કે ન હતાં ? તમારે આંખો, કાન અને મોઢાં તો હતાં ત્યારે તમે સંતોની સંગત કેમ કરી નહિ અને તેમના ઉપદેશને કેમ લક્ષમાં લીધો નહિ ? તમને સંતોએ સ્પષ્ટ કહી સંભળાવ્યું હતું " કે, તમે જન્મ્યા છો તે પણ એક જાતની સજાજ છે. માટે ચાલો, તૈયાર થઇ જાઓ. તમને હું સજા કરૂં છું." આ પ્રમાણે યમરાજ તેમને કઠોર સ્વરે કહેશે; કારણકે દુરાચારી લોકોને લીધે દેવને ક્લેશ થાય છે. ભગવાને રામકૃષ્ણરૂપે અવતરીને દુર્જનોનો સંહાર કર્યો. તુકારામ કહે છે કે, જેઓ રામ-કૃષ્ણના સ્મરણમાં રંગાઇ ગયા હશે તેમનો વૈકુંઠમાં વાસ થશે.

**૩૮૪૨**–વૈકુંઠમાં રહેનારા લોકોને હરિભક્તોની પ્રાપ્તિ થતી નથી, કેમકે ત્યાં નારાયણ તો નિરંતર તેમની પાસેના પાસેજ હોય છે. જેમણે પોતાનાં તન, મન અને ધન શ્રીહરિને સમર્પિત કર્યાં હોય છે, તેમનીજ પાસે તે રહેવાનું પસંદ કરે છે. હરિની કીર્તિનું જેઓ વર્ણન કરે છે તેઓ સમર્થ છે. એ સિવાય બીજા બધા ભલેને મોટા ચક્રવર્તી રાજા હોય, પણ તેઓ કંગાલ અને દયાપાત્ર છે. રામકૃષ્ણે ગોકુળમાં ગોવાળિયાઓની સાથે ગાયો ચરાવતી વખતે ભારે આનંદ સહિત ક્રીડાઓ કરી હતી. તેઓ જ્યારે ગાયો ચરાવવાને સારૂ સીમમાં જવા નીકળતા ત્યારે તેમના હાથમાં લાકડી, ખાંધે કાળી કામળી અને બીજા હાથમાં વેણુ અથવા મુરલી એટલાં વાનાં શોભતાં હતાં. તે ગોવાળિયાઓનાં તથા તેમનાં

ઢોરઢાંખરનાં પૂર્વજન્મોનાં કેટલાં પુણ્ય જમા થયાં હતાં તેનો હું આંક કાઢી શકતો નથી. કારણકે તે ગોવાળ અને ગોવાળણોએ પાર વિનાનાં સુખનો ઉપભોગ તૃપ્તિપર્યંત માણ્યો હતો. તેઓ પોતે તૃપ્ત થયા પછી તેમણે એ વાત પોતપોતાની ઇચ્છા મુજબ બીજા લોકોમાં જાહેર કરી, પરંતુ તે દેવની એક આશ્ચર્યકારક વિલક્ષણતા ખાસ સાંભળી લેવા યોગ્ય છે અને તે બીજાં સાધનો વડે પ્રાપ્ત થઇ શકતી નથી. તે એ છે કે, જ્યારે ગોવાળણે દેવને સજા કરી અને તેમને ઘરમાંથી કાઢી મૂકચા ત્યારે તે પાછા આવીને ત્યાં ને ત્યાંજ ઊભા રહ્યા. પછી તે ગોવાળણે તેમને ગાળો દીધી ત્યારે તે તેના મોઢા સામે જોઇને આનંદથી હસવા મંડચા. નાના પ્રકારનાં જપતપાદિ સાધનો કરીને કોઈ મરી જાય, તોપણ દેવ તેની સાથે બોલતા નથી અને તેજ દેવ એક ગોવાળણની ગાળો સાંભળીને હસે છે. તુકારામ કહે છે કે, તે દેવ જે કાંઈ કરે છે તે બધુંજ સારૂં લાગે છે. આવો સરળ મર્મ તેમણે સૌને બતાવી દીધો છે.

૩૮૪૩—પોતાની પ્રાપ્તિ કરવાનો સરળ મર્મ દેવે ભાવિક ગોવાળિયાઓને બતાવી દીધો. તે મર્મ એવો હતો કે, ગોવાળિયાઓએ જંગલનાં ઝાડનાં પાંદડાં તોડીને તેની માળા બનાવીને દેવને પહેરાવી તેમનું પૂજન કરવું. વળી તે ગોવાળિયા કૃષ્ણને કહેતા કે, “ અલ્યા એ કૃષ્ણ ! ચાલ, અમને અમારો દાવ આપ. હમણાં ને હમણાં આપ.” ત્યારે તે બોલ સાંભળીને દેવ બહુજ ખુશ થઇ જતા. જે ઘડીએ તે ગોવાળિયાઓની સાથે આટાપાટા, હુતુતુતુ, ચકભિલ્લુ વગેરે રમતો રમતા ત્યારે રમતાં રમતાં ગોવાળિયાઓના મોઢાનું થૂંક પણ તેમના ઉપર પડતું; પણ તે વખતે જાણે કોઇએ તેમને મંત્રયુક્ત ષોડશોપચાર સહિત સ્નાન કરાવ્યું હોય એવું તે માની લેતા. કામળી અને લૂગડાની ગડી કરીને તેના ઉપર ગોવાળિયાઓ કૃષ્ણને બેસાડતા હતા. ધ્યાનસ્થ યોગિઓને અતિ દુર્લભ

એવા દેવ ગાયોને વાળવાને સારૂ તેમની પાછળ પાછળ દોડતા હતા. ગોવાળિયાઓ જ્યારે તેમને કહેતા કે, "કૃષ્ણ! આજે તો ગાયોને વાળી લાવવાનો તારો વારો છે." ત્યારે તે એમ માની લેતા કે, જાણે કોઇએ તેમને વેદમંત્રયુક્ત મંત્રપુષ્પાંજલિ અર્પણ કરી. વળી જ્યારે ગોવાળિયા તેમને કહેતા કે, "આજે તો તું અમને તારે હાથે ખવડાવ." ત્યારે જાણે તે પોતાના પૂજનીય દેવને નૈવેદ્ય અર્પણ કરતા હોય એવું માની લેતા. કોઈ વાર ગોવાળિયા તેમને ખવડાવવાની રાહ ન જોતાં પોતેજ ખાવા મંડી જતા, ત્યારે દેવ તેમનાં મોઢાંમાંથી ખાધેલું અન્ન જોર કરીને કાઢી લેતા, પોતે ખાઇ જતા અને તે ખાઈને ખૂબ તૃપ્તિ અનુભવતા. પછી તેમના માથા ઉપર મોરનાં પીછાંનો મુગટ ગોવાળિયા પહેરાવતા, ત્યારે તે આનંદથી તાળીઓ પાડીને નૃત્ય કરવા મંડી જતા. જેમને જેમને તેમનો સમાગમ મળતો તેઓ આનંદમાં ડૂબી જઈને પોતાના દેહભાવને ભૂલી જતા અને નૃત્ય કરવા લાગતા. પોતાના દેહભાવને વિસારી દઈને જે કોઇ નામસ્મરણ કરતાં કરતાં નૃત્ય કરતા, તેમણે ષોડશોપચારયુક્ત પૂજા કરી હોય એવું નારાયણ માની લેતા. પોતાના ભાવિક ભક્તોની પૂજા જેવી હોય તેવી પણ દેવ તેનો સ્વીકાર કરી લે છે અને તેમને વગર કહ્યે પોતાના નિજપદની પ્રાપ્તિ કરાવી દે છે. તુકારામ કહે છે કે, દેવ પોતાના ભક્તોને સારૂ ઉત્તમ સ્થાનની સગવડ કરાવી આપવાને માટે તેમની પાછળ પાછળ ચાલ્યા કરે છે.

૩૮૪૪–દેવે સ્વસ્વરૂપનો જે આનંદ પોતાના ભક્તોને ચખાડ્યો હતો, તેજ આનંદ તેમણે ગોવાળણોને આલિંગન દેવાને બહાને ચખાડ્યો. તે ગોવાળણોમાં એક તો ગુણ હતા અને બીજું તેઓ દેવની સેવા અનેક જન્મોથી કરતી આવી હતી, તે સેવાનું ઋણ અદા કરવાને માટે દેવે તેમને આલિંગન દીધું. તેઓ જ્યારે દેવના

ઉપર રિસામણું લેતી, ત્યારે દેવ તેમને મનાવવાને સારૂ તેમના કાલાવાલા કરતા હતા અને પોતે સર્વ સત્તાધારી હોવા છતાં તેમને રાજી કરવાને માટે તેમની આગળ સોગંદ ખાતા હતા. તે વૈકુંઠવાસી દેવ ગોપીઓને કહેતા કે, "તમારાથી હું દૂર છુંજ નહિ. તમારો પ્રેમ મારા અંતઃકરણમાં નિરંતરને માટે પોતાનું સ્થાન કરીને વસી ગયો છે. પ્રિય સખિઓ! તમે જેવો ભાવ મારા પ્રતિ રાખો છો, તેવો હું તમારા પ્રતિ રાખીશ અને તે રૂપે હું તમને પ્રાપ્ત થઇશ. હું તમને જે કાંઇ કહું છું તે મારા અંતઃકરણના ખરેખરા ભાવપૂર્વકજ કહું છું, એમ તમે નિશ્ચયપૂર્વક માની લેજો. આ બાબત તમારો પોતાનો જીવજ તમારી આગળ સાક્ષી પૂરશે." જોવાની ખૂબી એ છે કે, તેમની પોતાની અને ગોપીઓની બેઉની પ્રીતિના સાક્ષી દેવ પોતેજ છે અને છતાં પોતાનાજ સોગંદ પોતેજ ખાય છે! જેવો જેનો ભક્તિભાવ તે પ્રમાણે તેની સાથે સત્ય ભાષણ કરીને દેવ તેને અનુભવ કરી બતાવે છે. અનેક ગોપીઓના મનનું તે અનેક પ્રકારે સમાધાન કરતા હતા અને એકના મનના ભાવની બીજીને ખબર પડવા દેતા નહોતા. તેમ કરવાનું કારણ એ હતું કે, દરેકના મનનો ભાવ અને કર્તવ્યકર્મ એક સરખાં નથી હોતાં; તેથી કરીને જેવો જેનો ભાવ તેવું દેવ તેને કૃપાદાન દે છે. દેવ સર્વત્ર વ્યાપક હોવાથી દરેક જણની આગળ પોતે હાજર છે, એ વાતની તે કોઈને ખબર પડવા દેતા નથી. પણ જેના મનમાં જે ઇચ્છા હોય છે તેની તે ઇચ્છા મેઘશ્યામ ભગવાન પૂર્ણ કરી દે છે. દેવ ગોકુળ ગામના તમામ લોકોના અને ગોવાળણોના મનના મનોરથ પૂર્ણ કરતા હતા. ગોકુળના લોકોને તેમણે પોતાને માટે મોહ લગાડ્યો અને તેમના ચિત્તમાં વાસો કર્યો. તેમણે સૌનાં ચિત્ત ચોરી લીધેલાં હોવાથી સૌનો પ્રેમ તેમના ઉપર ચોટી ગયો હતો. તે લોકોનો પ્રેમ વૈકુંઠવાસી દેવના ઉપર ચોટી ગયેલો હોવાથી

તેમને પ્રપંચનું વિસ્મરણ થઈ ગયું હતું. તેથી કરીને તેઓ એક બીજાની સ્તુતિ અથવા નિંદા કરવાનું તથા પોતાના દેહને સંભારવાનું પણ ભૂલી ગયાં હતાં. કોઈને પોતાનાં પુત્રપુત્રી, માબાપ વગેરેનું ભાનજ રહ્યું ન હતું અને તેઓ સૌ દેવજ છે એમ માનીને તેઓ સૌની સાથે વ્યવહાર કરતા હતા. ગોવાળણોના મનમાંથી તો લાજશરમ પૂરેપૂરી નીકળી ચૂકી હતી; તેથી તેઓ પોતાના ધણીઓને ઘરમાં પડયા મૂકીને કૃષ્ણની પાસે ચાલી જતી. તુકારામ કહે છે કે, મન, વાણી અને કાયાદ્વારા સૌનો પ્રેમ કૃષ્ણને અર્પણ થઈ ગયેલો હોવાથી કોઇના મનમાં બીજા કોઈની ધાક જેવું કશુંજ ત્યાં રહ્યું ન હતું.

૩૮૪૫–ગોપીઓની આસક્તિ શ્રીહરિના રૂપ ઉપર લાગી ગયેલી હોવાથી તેઓ પોતાના શરીરના પ્રતિ ઉદાસીન બનવા લાગી. તેથી દેવે તેમના પતિઓનું રૂપ ધારણ કરીને તેમને પ્રત્યેકને ઘેર જવા માંડયું અને એ રીતે તેમણે તેમની સૌની ભોગેચ્છા પૂર્ણ કરી. જે ગોપીનો જેવો ભાવ તે પ્રમાણે કૃષ્ણ તેમની સાથે વ્યવહાર કરતા. તે કોઇના પુત્ર, તો કોઇના પ્રિયતમ થઈ જતા અને એ રીતે પોતે પ્રત્યેકને આનંદિત કરી દેતા. દરેક ગોપીના મનમાં તેમને માટે જુદોજુદો ભાવ હોવાથી તેમને સૌની સાથે જુદુંજુદું વર્તન રાખવું પડતું અને તેમના દરેકની રસવૃત્તિને અનુસરતું રૂપ પણ ધારણ કરી લેવું પડતું. પણ વાસ્તવિક રીતે જોવા જઇએ તો તેમનું રૂપ તો મૂળે જે હતું તેનું તે–એકનું એકજ રહેતું અને છતાં ગોપગોપીઓની સાથે પ્રેમની આપલે કરવાના હેતુથી દેવ નાના પ્રકારના ખેલ ખેલતા હતા. નારાયણ તો આ પ્રમાણે પ્રેમોલ્લાસ સહિત ક્રીડા કરતા હતા, પણ તેમનું રૂપ નાનું છે કે મોટું તે કોઇના સમજવામાં આવતું નહિ. તુકારામ કહે છે કે, આ અખિલ જગત દેવમાંથી ઉત્પન્ન થયું છે અને તે પોતે બહુરૂપીની માફક નાના

પ્રકારના વેષ ધારણ કરીને પ્રેમાનંદ સહિત ખેલ ખેલે છે.

૩૮૪૬—એક દહાડો કૃષ્ણે માટી ખાધી, તે માટે યશોદા તેમને મારવા લાગી. તે ઘડીએ હું આખા જગતનો પિતા છું એ વાતનું તેમણે પોતાની માતાને ભાન કરાવી દીધું. જ્યાં માએ મારવાને સોટી ઉગામી કે તરત "મેં માટી ખાધીજ નથી, ખાધી હોય તો જો મારા મોઢામાં માટી છે?" એવું કહીને તેમણે પોતાનું મોઢું ઉઘાડયું અને યશોદાએ તેની અંદર આખું બ્રહ્માંડ દીઠું! આવું ભયંકર સ્વરૂપ જોતાંની સાથેજ તેણે પોતાની આંખો મીંચી દીધી. પછી કૃષ્ણ તો પાછા પહેલાંની માફક માની સાથે લાડ કરવા લાગ્યા. માની પાસે જઇને તે તેને ગળે વળગી પડયા અને પોતાની માયાને તેમણે માયિક લોકોના જાણવામાં આવવા દીધી નહિ. હરિનું સ્વરૂપ માયાવિગ્રહી છે એવું ન જાણતાં યશોદા તો એમજ માની બેઠી હતી કે, કૃષ્ણ મારો છોકરોજ છે.તેમણે બાળપણામાં બકાસુર, કાગાસુરવગેરે મોટામોટા દૈત્યોને રમતમાં ને રમતમાં મારી નાખ્યા. કુબેરના બે છોકરા વિમળ અને અર્જુન નારદના શાપને લીધે બે ઝાડ થઇને ગોકુળમાં પેદા થયા હતા. તેમનો ઉદ્ધાર કરવા માટે કૃષ્ણ યશોદાને હાથે ખાંડણિયાની સાથે બંધાયા. પછી તે ખાંડણિયો ઘસડતા ઘસડતા ચાલ્યા અને એ રીતે બેઉ ઝાડની વચ્ચોવચ તેમણે ખાંડણિયાને ઘુસાડીને એવો આંચકો માર્યો કે તેથી બેઉ ઝાડ તૂટી પડ્યાં અને કુબેરના છોકરા શાપમાંથી મુક્ત થઇ ગયા. અખિલ બ્રહ્માંડને જન્મ આપનાર દેવ સૌથી પ્રાચીનમાં પ્રાચીન છે, પણ તે ગોવાળિયાઓને માયાનો એવો મોહ લાગી ગયો હતો કે, આ વાત તેમની સમજમાં ઊતરતીજ નહિ. દેવ ગોવાળણના ઘરમાં પેસીને શીંકા ઉપર મૂકેલા માખણના ઘાડવામાંથી માખણ ખાઈ જતા; તોપણ તે ઘાડવામાં પહેલાં હતું તે કરતાં વધારે માખણ જોવામાં આવતું, છતાં પણ આ દેવની

માયાથી થાય છે, એ વાત તેમની સમજમાં ઊતરતીજ નહિ. દૂધ-દહીંથી ભરેલી દોણીઓમાંથી દેવ મનમાન્યું ખાઇ જતા અને છતાં હોય તે કરતાં બમણાં દૂધદહીં કરી બતાવતા. ઘરમાં દૂધ દહીં બમણાં થઇ ગયાં તે જોઇને ગોવાળિયાઓ મનમાં રાજી થતા, પણ આ બધું શાથી થાય છે તેનો તેઓ વિચાર કરી શકતા ન હતા. આ દેવ વિશ્વનું મૂળ છે, એ વાત આશાના પાશમાં બંધાઇ ગયેલા ગોવાળિયાઓથી સમજાતી નહિ. કૃષ્ણ તો અમારો છોકરોજ છે એવો ખ્યાલ નંદ અને યશોદાના મનમાં જડ ઘાલી બેઠો હતો. એક વાર પોતાના દેવત્વનો ભાવ બતાવવાના હેતુથી કૃષ્ણ દહીં વલોવવાના ગોરસાની અંદર જઈ બેઠા અને માંહ્યથી માખણ લઇલઇને ખાવા મંડી ગયા. હજી માખણ ઉપર નથી આવતું તે જોવાને સારૂ જેવી યશોદા ગોરસામાં હાથ ઘાલીને જોવા લાગી કે તેનો હાથ કૃષ્ણની સાથે અથડાયો. પછી તેમને ગોરસાની બહાર કાઢીને તે મોટા આશ્ચર્ય સહિત જોવા લાગી કે, આ બન્યુંજ કેવી રીતે? આવડો મોટો છોકરો નાના સરખા ગોરસાની અંદર પેસી ગયો એ કૃષ્ણની ચતુરાઇ તેની સમજમાં ન આવવાથી તે વિચારમાં ડૂબી ગઇ. પોતાના પુત્ર ઉપરની મમતાને લીધે તેનું દેવપણું યશોદાના માન્યામાં આવતુંજ નહિ અથવા ખરૂં કહીએ તો દેવેજ પોતાની માને ખરી વાત જાણવા દીધી નહિ. તેના ઉપર પોતાની મોહમાયાની જાળ પાથરીને દેવે તેને પોતાનું દેવપણું જાણવા દીધું નહિ. તેમ થવાનું કારણ એ છે કે, લોભી લોકોના મનની અંદર દેવ પોતાને વિષેના ખરા ભાવને સ્થિર રહેવા દેતા નથી અને તેઓ છતી આંખે આંધળા બની જાય છે. તુકારામ કહે છે કે, જેમણે શ્રીહરિને ઓળખ્યા નથી, એવા દુનિયાદારીમાં ફસાયલા લોકોને આંધળાજ જાણવા.

**૩૮૪૭**–દેવને ઓળખવાનું સાધન એક ભાવજ છે. તે સિવાય

બીજા કોઈ પણ સાધનથી તેમની પ્રાપ્તિ થઈ શકતી નથી. પોતે ઉન્મત્ત થાઓ અને દંભમાં વૃદ્ધિ કરો તો 'ભેંશનાં શીંગડાં ભેંશને ભારે' તેમ તે તમનેજ ભારે પડશે, પણ તેથી દેવની પ્રાપ્તિ કરવાની આશા રાખવી નહિ. દેવની પ્રાપ્તિને અર્થે યજ્ઞ, યાગ, વ્રત, તપ ઇત્યાદિ સાધનો લોકો કરે છે અને વનવાસી બનીને એકાંતનું સેવન કરે છે, વ્રજનાં ગોપગોપીઓએ તેમના પૂર્વજન્મોમાં એ બધાં વ્રતતપ વગેરે પૂરતા પ્રમાણમાં કર્યાં હતાં અને તે બધાંનું સામટું ફળ તેમને આ જન્મની અંદર મળી ગયું. તેમનાં પૂર્વ-જન્મોનાં સંચિતકર્મ દેવ જાણતા હતા, તેથી તેમણે તેમનો આ જન્મમાં ઉદ્ધાર કરી દીધો. દેવના ઉપર ગોપ ગોપીઓની તથા નંદ-યશોદાની સેવાનું ભારે ઋણ હતું, તેને ફેડવાને માટે તે ગોકુળ ગામમાં ચાલ્યા આવ્યા હતા. તુકારામ કહે છે કે, જે સુખ ગોપ-ગોપીઓએ ભોગવ્યું તે બીજા લોકોને માટે તો શું પણ બ્રહ્માદિક દેવતાઓ માટે પણ દુર્લભ હતું.

૩૮૪૮—આ દેવ અજ્ઞાની લોકોના ભલાને ખાતર નાનું સરખું બાળક રૂપ ધારણ કરીને યશોદાની આગળ રડવા જેવું મોઢું કરીને ખાવાનું માગવા લાગ્યા. એ નારાયણને દેવકીવસુદેવ અને યશોદાનંદ એવાં બબ્બે માબાપ હતાં. પણ તેમના બેઉના ઉપર તેમની પ્રિતિ એક સરખીજ હતી. દેવકીવસુદેવ અને યશોદાનંદ એ ચારેના પ્રતિ તેમના મનનો ભાવ બરાબર એક સરખો હતો. એક માબાપે તેમને જન્મ આપેલો અને બીજાએ તેમને પાળી પોષી-ને મોટા કરેલા એ દેવનો પ્રેમ સદા એક સરખો,સૌના પ્રતિ એકસમાન, જરા પણ વધારે નહિ કે ઓછો નહિ.મિષ્ટાન્નાદિ પદાર્થો તેમને ભક્તિભાવપૂર્વક અર્પણ કરવામાં આવ્યા હતા. તેખાઇને દેવ નાને-થી મોટા થઈ ગયા. ભક્તો નાના પ્રકારની મહેનત મજૂરી કરીને જે કાંઈ દ્રવ્યની પ્રાપ્તિ કરતા તે બધી તેઓ દેવને અર્પણ કરી દેતા.

ભક્તોએ પોતાનાં ગાય, ભેંશ, ઘોડા અને ટૂંકમાં આખો સંસારજ કૃષ્ણને અર્પણ કરી દીધો હતો અને જીવભાવે તેઓ કૃષ્ણની સેવા કરતા હતા. કૃષ્ણના નામને તેઓ એક ક્ષણવારને માટે પણ પોતાની જીભથી વેગળું કરતા નહિ. દેવ તેમનાથી એક ઘડી વારને સારૂ પણ જો વેગળા જતા તો તેમનો જીવ જવોજ બાકી રેહેતો. આ પ્રમાણે તેમના ધ્યાનમાં તથા મનમાં શ્રીહરિ રમી રહેલા હોવાથી તેઓ ભલે સંસારનાં કામકાજ કરતા, પણ તેમનો જીવ તો શ્રીહરિમાંજ પરોવાયેલો રહેતો. તેઓ સર્વકાળ કૃષ્ણનું ચિંતન કરતા હતા. બધો વખત પૂછ્યાજ કરે કે, કૃષ્ણે આજે ભોજન કર્યું કે નહિ? કૃષ્ણ હમણાં ક્યાં ગયા? ક્યારે પાછા આવશે? હજી કેમ નહિ આવ્યા હોય? કૃષ્ણ અમારે ઘેર આવ્યા, કૃષ્ણ અમારે બારણે બેઠા, કૃષ્ણ અમારા સગાસ્વજન છે, કૃષ્ણ અમને મળ્યા. આવાં આવાં ગીત જોડીને તેઓ દળતાં, ખાંડતાં અને ઘરનું કામકાજ કરતાંકરતાં ગાયા કરતા, આખો દિવસ તેમનું મન કૃષ્ણનુંજ ધ્યાન કરતું હતું. સૂતાં, બેસતાં, જાગતાં, ઊંઘતાં અને સ્વપ્નમાં પણ તેઓ કૃષ્ણનું રૂપજ જોયા કરતા. તુકારામ કહે છે કે, એ લોકોને સર્વત્ર કૃષ્ણના રૂપનુંજ દર્શન થતું હતું. જેમને આવો અનુભવ થતો હોય તેમનાં માતાપિતાને ધન્ય છે.

૩૮૪૯—એક ગોવાળણને યશોદાએ કહ્યું કે, “ અલિ ! તું તારૂં ઘરકામ કરતી જા. તારો લૌકિક વ્યવહાર નિભાવતી જા અને સાથેસાથે મારા કૃષ્ણને પણ રમાડતી જા. કૃષ્ણના સિવાયનું તું જે કાંઈ કરીશ તે બધીજ વખતની બરબાદી કર્યા બરોબર છે, એમ તું નક્કી માની લેજે. નકામી વાતો કહેવી અને સાંભળવી, ટોળટપ્પામાં વખત ગુમાવવો તે કરતાં એક ઘડી વાર તું કૃષ્ણનું નામ લે, તે વધારે સારૂ છે. એક ઘડી વાર તો તું તેના સુખનો સ્વાદ લઇ જો. એક વાર જો તું તેના આનંદનો અનુભવ લેતી થઇ જઇશ તો

પછી તારે અન્ય યોનિઓમાં ધક્કા ખાવા પડશેજ નહિ. પછી તને એક કૃષ્ણ વિનાનો બીજો બધોજ પ્રપંચ નકામો ખેલ જેવો સમજાઇ જશે અને સર્વ પ્રકારના સંગનો ત્યાગ કરીને એકાંતમાં કૃષ્ણનો આનંદ ભોગવવાનું મન થયા કરશે. ત્યાર પછી તો તને બીજા કોઈના બોલ સાંભળવા ગમશેજ નહિ. તારા ચિત્તની અંદર એક હરિનું ધ્યાન ઠસી જશે. પછી તારો જીવ જાય તોપણ તેને તું કદી વેગળો કરવા ઇચ્છીશ નહિ. કોઈ તારી સાથે વાત કરવા આવશે, તો તું તેની સામે ટગરટગર જોયા કરીશ અને મોઢામાંથી એક અક્ષર પણ બોલીશ નહિ. છતાં લોકો તારા કાલાવાલા કરતા ચાલ્યા આવશે કે અમને તારી પાસે થોડી વાર તો બેસવા દે. તું બીજા લોકોને કૃષ્ણમુખનું દર્શન કરવાને નોતરીશ અને તારા આનંદની આપવીતી તું સૌને કહી સંભળાવીશ.” આ પ્રમાણે યશોદાએ તે ગોવાળણને શિખામણ દીધી તે તેણે પોતાના હૈયાની સાથે જડી રાખી. તુકારામ કહે છે કે, આ શિખામણ સાંભળ્યા પછી તે ગોવાળણ યશોદાના ઘરમાં ગઈ અને કૃષ્ણને લઈને એકાંતમાં ચાલી ગઈ. એમ કરવાથી તેનો પ્રપંચનો બોજો એકદમ તેના માથા ઉપરથી ઊતરી ગયો.

૩૮૫૦-તુકારામ કહે છે કે, ઉપરોક્ત ગોવાળણ કૃષ્ણનું સુખ સદાકાળ ભોગવતી થઈ ગઇ; એટલે પછી તેને ફરીથી પ્રપંચમાં પ્રવેશ કરવાનું કશું કારણ રહ્યું નહિ.તે બધો વખત કૃષ્ણનું શ્રીમુખ જોતી રહેતી, તેથી આ રાત છે કે દિવસ તેનું પણ તેને ભાન રહેતું નહિ. શ્રીકૃષ્ણમુખદર્શન કરવામાં તે એવી તલ્લીન બની જતી કે, તેની આંખોની પાંપણો પલકારો મારવાનું ભૂલી જઈને સદા ઊઘાડી ને ઊઘાડીજ રહ્યા કરતી અને એમ કરતાં તેને જરાય થાક લાગતો નહિ. તે પોતાના દેહભાવને પણ ભૂલી ગઈ અને તેની ઈન્દ્રિયોનો વેપાર પણ તેના સ્મરણમાંથી નીકળી ગયો. તેને

પોતાના ઘરસંસારનું તેમજ ભૂખતરશનું ભાન રહ્યું નહિ અને પોતે ક્યાં છે તે પણ તદ્દન ભૂલી ગઈ. પોતે એકનીએક જગ્યાએ કેટલા વખતથી બેસી રહી છે તથા પોતે ક્યાં બેઠી છે તેનું તેને મુદ્દલે ભાન રહ્યું ન હતું. તે પોતાની ન્યાતજાતને ભૂલીને ચારે વર્ણની સ્ત્રીઓ સાથે એક જગ્યાએ ભેગી થઈને રમવા મંડી ગઈ. કૃષ્ણના સુખનો તેમને આસ્વાદ મળવાથી તેઓ પૂરેપૂરી નિર્ભય થઇ ગઈ હતી અને કૃષ્ણની સાથે એક જગ્યાએ બેસીને નાના પ્રકારના ખાદ્ય પદાર્થોને લઈને રમત રમવા મંડી ગઈ હતી. તે આ પ્રમાણે કૃષ્ણની સંગાથે રમતી હતી તેથી તેના મનમાં કોઈ પણ જાતના સંશયને માટે તો સ્થાન રહ્યુંજ ન હતું. તેના ચિત્તમાં શ્રીહરિનો વાસ થઈ જવાથી તે ઘરસંસારને લગતાં દળવાખાંડવાનાં કામકાજ કરતી, પણ તે બધાં મિથ્યા છે એવું તેના મનમાં સમજાઇ ગયું હતું. તે બીજા સામાન્ય મનુષ્યોની પેઠે પ્રાપંચિક ખેલ ખેલતી હતી,પણ તેનું લક્ષ તો સદાકાળ ગોપાળમાંજ પરોવાઈ ગયું હતું. તમામ પ્રપંચની અંદર એક દેવનોજ વાસ છે, એવું તેના મનમાં ઠસી ગયેલું હોવાથી જે પ્રપંચ લોકોની નજરે સાચો દેખાતો હતો, તે તેની નજરે મિથ્યા દેખાતો હતો. તેનું સાસરૂં અને પિયેર, તેનો દિયેર અને તેનો ભાઈ, જે કહો તે, એક કૃષ્ણજ. તુકારામ કહે છે કે, તેના મનની તમામ ભાવના એક શ્રીહરિના ચરણ આગળ સ્થિર થઈ ગઈ હતી !

**૩૮૫૧**–તે ગોવાળણને મન એક શ્રીકૃષ્ણજ પતિને ઠેકાણે છે અને તેને પેટે જન્મેલું નાનું સરખું છોકરૂં તે પણ તેની નજરે શ્રીકૃષ્ણજ છે. બેઉની વચ્ચે જે તફાવત છે તે ફક્ત નામનોજ છે. કૃષ્ણના સિવાય બીજા કોઇનું અસ્તિત્વજ નથી. એવું તેણે માની લીધું છે. મારે નાનું છોકરૂં થયું એટલે મારે મારા ધણીની પાસે જવું જોઇશે. આ પ્રમાણે બે પ્રકારની કલ્પના તેના મનમાં હોવા

છતાં, તેનું લક્ષ તો એક દેવના ઉપરજ સ્થિર થઈ ગયું હતું. તેનું જવું અને તેનું આવવું એ બધું તેના ઘરમાં ને ઘરમાંજ થયા કરતું હતું. તેની પાસે જે પાપપુણ્યની પોટલી હતી, તે તો તેણે ક્યારનીય શ્રીકૃષ્ણને સોંપી દીધી હતી. તેથી કરીને તેનો જન્મ-મૃત્યુનો ફેરો ખરૂં જોવા જઇએ તો હતોજ નહિ; પણ લોકોની નજરે તે હોય એવો દેખાતો હતો. જન્મમૃત્યુને લોકો સાચા માની લઇને વ્યવહાર કરે છે, જે ખરૂં જોતાં છેજ નહિ અને દેખાવ માત્ર છે. તે ગોવાળણને મન તો જન્મ અને મૃત્યુ બેઉ મિથ્યા હતાં અને તેમને મિથ્યા માની લઇને તે ક્રીડા કરતી હતી.લોકોની જેમ તે પણ શુભ ફળદાયક કર્મો કરતી હતી; પણ તેમને મિથ્યા માનીનેજ વેવાઈ, જમાઇ અને પોતાનાં ભાઇભાંડુ, એ બધાં સગાંસ્વજનને તે એક કૃષ્ણજ માનતી હતી. આથી કરીને એ બધાંને તે નાના પ્રકારના ભોગોપચાર વડે તૃપ્ત કરતી હતી. તે બધા છેલ્લે સરવાળે કૃષ્ણનેજ અર્પણ થઈ જતા હતા. સર્વ પ્રકારના ભોગને આપનાર એક નારાયણજ છે. આવું હોવાથી એક નારાયણને બાદ કરીને જે જે સ્વજન ઇષ્ટમિત્રાદિની આપણે કલ્પના કરીએ તે બધીજ ખોટી માની લેવી જોઇએ. આથી કરીને ઉપરોક્ત ગોવાળણ જો કે પ્રાપંચિક વ્યવહારનાં કામો કરતી હતી; તોપણ હું પોતે તે બધાંથી વેગળી છું, એવું મનમાં માની લઇને કરતી હતી. આ આખા જગતને પંચભૂતાત્મક માટીમાંથી ઉત્પન્ન કરીને પ્રકૃતિ અને પુરુષ બેઉ તેના વડે રમત રમી રહ્યા છે. એક પુરુષ અને એક પ્રકૃતિ એવાં બે જુદાંજુદાં નામ ધારણ કરીને આ પ્રપંચની અંદર આનંદ સહિત ક્રીડા કરે છે. તે પ્રપંચ સાચોજ છે,એવું માની લઇને લોકો પોતાનો વ્યવહાર ચલાવ્યે રાખે છે. ઉપરોક્ત ગોવાળણ પણ તેમની પેઠેજ વર્તતી દેખાય છે,પણ ફેર એટલો કે તેમાં તે સુખ માની લેતી નથી. કારણકે પોતે અસલ કોણ છે, તે તેને સમજાઈ ગયું છે અને

તેથી આ પ્રપંચ ખોટોજ છે, એવું તે જોઇ શકે છે. હું અહીં રમત રમું છું, પણ હું પોતે તો સ્ત્રી પણ નથી અને પુરુષ પણ નથી એવું તે બરાબર સમજી ગઈ છે. તેથી તેને દેહાદિ પ્રપંચદ્વારા કશી બાધા નડતી નથી. જે છે તે એક દેવજ છે, એવું સમજીને તે નિર્ભયપણે પોતાનો પ્રપંચનો ખેલ ખેલ્યા કરે છે. એક શ્રીહરિમાં તેની વૃત્તિઓ સ્થિર થઈ ગયેલી હોવાથી, પોતે ક્યાં છે અને કયી રમત રમે છે, તેનું પણ તેને ભાન હોતું નથી. તે જ્યારે ખાવા બેસે છે ત્યારે કયી વસ્તુ કોની સાથે ભેળી ખાય છે અને તે સ્વાદિષ્ટ છે કે નઠારી છે તેનું તેને લેશમાત્ર પણ ભાન હોતું નથી. સારોનરસો સ્વાદ તેનું મોઢું પારખી શકતું નથી. આવી જ્યાં તેની અવસ્થા હોય ત્યાં પછી તેને લજ્જા પણ ક્યાંથી હોઈ શકે અને વર્ણાશ્રમ ધર્મની ગરજ પણ શાની રહે? આથી કરીને તેને જોઇને લોકો હસતા તો તેની તેના મન ઉપર કશી અસર થવા પામતી નહિ. લોકો તેની મશ્કરી કરે, તેને વિષે ગમે તે બોલે, પણ તે સાંભળે ત્યારે કેની? તે કશું સાંભળી શકતી ન હતી, કારણકે તેના ચિત્તનો શ્રીહરિએ પૂરેપૂરો કબજો લઈ લીધો હતો. જેના મનમાં શ્રીહરિનું ધ્યાન રમી રહ્યું હોય, તેને તો પોતાનાં સગાં માબાપ પણ વહાલાં લાગતાં નથી. આવી રીતે તેઓ આનંદપૂર્વક રમતમાં નિમગ્ન થઈ થઈ ગયાં હોય, તેવે વખતે જો તેમને તેમનાં માબાપ બળજબરાઈ કરીને ઘેર ઘસડી લઇ જાય, તોપણ તેમનું મન તો શ્રીહરિમાંજ ચોટયું ને ચોટયું રહે છે. પોતાના અંતઃકરણમાં કૃષ્ણનું ધ્યાન કરતી કરતી તે છોકરી ઘરમાં પણ સુખેથી રહી શકે છે. ઊંઘમાં પણ તે એક કૃષ્ણ સિવાય બીજા કોઈની સાથે ભાષણ કરતી નથી. જાગૃતાવસ્થામાં તેનો જેવો ભાવ હોય છે તેવોજ ભાવ સ્વપ્નાવસ્થામાં પણ કાયમ હોવાથી, તે હરિના નામ સિવાય બીજી વ્યર્થ વાણી મોઢેથી બોલતીજ નથી. જેમ ભમરાને એક કમળની સુગંધ

સિવાય બીજી કોઈ પણ જાતની સુગંધ પસંદ આવતી નથી, તે પ્રમાણે તે ગોવાળણ પણ એકજ પ્રકારનો આનંદ ભોગવવાનું પસંદ કરે છે. તુકારામ કહે છે કે, આવી રીતે કૃષ્ણે પોતાના બાળપણમાં જેના મનનો જેવો ભાવ તેવું સુખ તેને ચખાડયું હતું.

૩૮૫૨-જે પરમાત્મા અનેક પ્રકારના ખેલ ખેલતો છતાં પોતે અલિપ્ત રહે છે, તેને યશોદા પોતાના ખોળામાં બેસાડીને કોળિયા દઇને ખવડાવે છે અને શરીરે ઘરેણાં પહેરાવીને શણગારે છે. જે પરમાત્માના ઉદરમાં અનંત બ્રહ્માંડો સમાઇ જાય છે, તેને જ્યારે યશોદા ખોળામાં લે છે, ત્યારે તે તેને ફૂલના જેવો હલકો લાગે છે અને તેને તે ખોળામાં બેસાડીને ધવરાવે પણ છે. જે દેવ સપ્ત પાતાળ અને આકાશના કરતાં પણ મહાન છે તેને શરીરે યશોદા હાથ ફેરવે છે અને તેને પંપાળીને, મોઢામાં કોળિયા દઇને ખવરાવે છે; ત્યારે દેવ બોલે છે કે, "હવે બસ ચોટલું; મારૂં પેટ ભરાઈ ગયું." પેટ ભરાઈ ગયું છે એમ બતાવવાને તે ઓડકાર પણ ખાય છે, કારણકે ભક્તિ સહિત અર્પિત કરેલું એક તુલસીપત્ર પણ તેને ઘણું થઈ જાય છે. એકભાવ સહિત જો તેને તુલસીપત્ર અને જળ અર્પણ કરવામાં આવે તો તેને તે ક્ષીરસાગર કરતાં પણ વધારે માની લે છે. દેવને દિવસમાં એક વાર પણ દૂધ ન મળે તોપણ તેને તેની દરકાર નથી, પણ ભક્તિયુક્ત પાણી તેને ઘણું મીઠું લાગે છે. દેવને પોતાના જીવના કરતાં પોતાના ભક્તો વધારે વહાલા છે. તે પોતે પ્રીતિના મૂળ ભંડાર સમાન છે. તુકારામ કહે છે કે, એ દેવ સર્વભાવે ભક્તિ વડે અંકિત થયેલા હોવાથી ભક્તોનાં તમામ કામ કરી વળે છે.

૩૮૫૩-જે ઘડીએ બ્રહ્મા ગાયો, વાછરડાં અને ગોવાળને ચોરી ગયા અને તેમને સૌને સત્યલોકમાં લઇ ગયા, ત્યારે કૃષ્ણે તેમનાં પ્રત્યેકનાં રૂપ પોતે ધારણ કર્યાં. તેમ કરવામાં તેમનો હેતુ

એ હતો કે, આ આખું જગત મારામાંથીજ ઉત્પન્ન થયું છે અને જગતનો જન્મદાતા હું જ છું, એ સત્ય સમજાવી દેવું અને સત્યલોકમાં તેમજ ગોકુળમાં બેઉ ઠેકાણે ગાયો અને ગોવાળનું સમાન રીતે રક્ષણ કરનાર પણ હું જ છું, એ બતાવી આપવું. અસલ ગાયો, તેનાં વાછરડાં, ગોવાળિયા, એ બધાં મૂળે જેવાં રૂપરંગનાં હતાં તેવાંજ રૂપરંગ ભગવાને ધારણ કર્યાં. દરેક ગોવાળ જેટલી વયનો અને જેવી આકૃતિનો હતો, તેટલીજ વયના અને તેવીજ આકૃતિના પોતે બની ગયા. ગોવાળિયાઓ જે વાદ્યો વગાડતા હતા તે વાદ્યો પણ પોતે બની ગયા. વેણુ, મુરલી, રણશિંગડાં, ઝાંઝ વગેરે જે જે વાદ્યો ગોવાળિયા ઉપયોગમાં લેતા હતા તે બધાનાં રૂપ દેવે પોતે ધારણ કર્યાં. તેમની આવી કાર્યકારિણી શક્તિ બ્રહ્માદિક દેવતાઓએ દીઠી. તેમણે દીઠું કે ગોકુળમાં રહેનારાં ગાયો–ગોવાળિયાઓને અને જેમને બ્રહ્મા સત્યલોકમાં લઇ ગયા હતા તેમને, જે સુખ થતું હતું તે સુખનો સ્વાદ બ્રહ્માદિક દેવતાઓને સ્વપ્નમાં પણ મળતો નથી. ગોકુળવાળી ગાયો તો પુષ્કળ દૂધ દેવા લાગી અને જે વાછરડાની મા જેવા રંગ અને આકારવાળી હતી તેવાજ દેવ બની ગયેલા હોવાથી, વાછરડાંએ જાણ્યું કે, આજ અમારી ખરેખરી મા છે. તે ઉપરથી બ્રહ્માદિક દેવતાઓ સમજી ગયા કે સાક્ષાત્ પરબ્રહ્મજ ગોકુળમાં આવી વસ્યા છે એમાં કાંઇજ શક નથી. હવે તો પૃથ્વી ઉપર વસતા તમામ લોકોનો ઉદ્ધાર થઇ જશે એવું બ્રહ્માને સમજાઇ ગયું. પછી તેમણે ચાર મોઢેથી ભાવપૂર્વક કૃષ્ણની સ્તુતિ કરવા માંડી. તેમણે કહ્યું કે, પોતાના ભક્તોનાં કાર્ય કરવાને માટે તથા પૃથ્વી ઉપરનો ભાર ઉતારવાને સારૂ ભગવાને અવતાર ધારણ કર્યો છે. પૃથ્વીના ઉપર દૈત્યો ઘણા વધી પડેલા હોવાથી, તેમનો ભાર તે સહન કરી શકી નહિ; તેથી તે દેવની આગળ ગઈ અને અત્યંત કાલાવાલા કરીને તેમના શરણને માટે

પ્રાર્થના કરવા લાગી. તેની પ્રાર્થના સ્વીકારીને દેવ પોતાની સર્વ-શક્તિનો વ્યય કરીને તેના ઉપરનો ભાર ઉતારવાના હેતુથી પૃથ્વી ઉપર આવી પહોંચ્યા છે. તે પોતાના મૂળસ્વરૂપમાં હતા તો નિરાકાર, પણ ભક્તોનું હિત કરવાને માટે તેમણે સાકારરૂપ ધારણ કર્યું છે. દેવ જેમની સાથે પ્રત્યક્ષ સંભાષણ કરે તેમનાં પુણ્યોનું માપ કાઢવું કેવી રીતે? જે દેવના નામસ્મરણથીજ દોષના પહાડના પહાડ બળી જાય છે, તે દેવ ગોવાળિયાઓને ઘેર પ્રત્યક્ષ આવીને વસ્યા છે. તેમની સંગતિમાં આખી ગોવાળજાતિ તન્મય બની ગઈ છે; હવે તેમના નામના સંકીર્તન વડે આખા ત્રૈલોકયનો સહજમાં ઉદ્ધાર થઈ જવાનો. જેની પાસે પાપના ડુંગર ભર્યા પડ્યા હોય તે પણ જો કૃષ્ણના નામનો આશ્રય લે, તો તે ફરીથી પવિત્ર બની જાય છે. એવું એક પણ પાપ નથી કે જે એક વાર કૃષ્ણનામનું સ્મરણ કર્યા છતાં બળ્યા વિનાનું રહી જાય. કૃષ્ણના મુખનું દર્શન કરવાનું સૌભાગ્ય જેમને સાંપડે તેમને ધન્ય છે. તેમનાં પુણ્યોના મહિમાનું વર્ણન કરવાની મારામાં શક્તિ નથી. આટલું કહીને બ્રહ્મદેવે હાથ જોડીને નમસ્કાર કર્યા. ગોકુળની ગાયો, તેમનાં વાછરડાં અને ગોવાળ વગેરે જીવો બીજા કોઈ નહિ પણ દેવ પોતેજ છે અને દેવેજ તેમનાં સર્વનાં રૂપ ધારણ કરીને આ ખેલ ખેલવા માંડ્યો છે એવું જાણીને બ્રહ્માએ સર્વને નમસ્કાર કર્યા. બ્રહ્માને એવો નિશ્ચયપૂર્વક બોધ થઇ ગયો હતો કે, ગોકુળની ગાયો, વાછરડાં અને ગોવાળ એ બધાંજ દેવનાં રૂપ છે. એ સર્વમાં આથી જુદો ભાવ ધારણ કરીને ઉપર કહી તેનાથી જે કોઇ જુદી કલ્પના કરશે તેના સમાન મૂર્ખ બીજો કોઈજ નહિ. તુકારામ કહે છે કે, જેમના મનમાં ભિન્નભાવ હશે તેમને કુંભીપાક નામના નરકની યાતના ભોગવવી પડશેજ.

૩૮૫૪—દેવ સર્વવ્યાપક છે એવું જે જાણતો નથી, તેને કુંભી-

પાક નામના નરકમાં વાસ કરવો પડશે. સર્વની અંદર દેવનો વાસ છે, એવો બોધ જેને થયો નથી તેને યમ ખૂબ દંડ દેશે. ગોવાળિયા વગેરે દેવના ઐશ્વર્યનાંજ પરિણામ છે, એવું બ્રહ્માને સમજાઇ જવાથી તેમણે સત્યલોકમાં સંતાડી રાખેલાં ગાયો વગેરે પાછાં ગોકુળમાં લાવીને મૂકી દીધાં. આવા દેવ જે બ્રહ્માદિક દેવતાઓની પણ નજરે પડતા નથી, તેમના ઐશ્વર્યનું વર્ણન મારે કરવુંજ કેવી રીતે? તુકારામ કહે છે કે, વ્રજના ગોવાળ લોકોએ ફક્ત ભાવદ્વારાજ દેવના ઐશ્વર્યની ઝાંખી કરી હતી. પણ આને માટે પૂર્વજન્મનાં પુણ્યોનો સંચય હોવો જોઇએ.

૩૮૫૫–પ્રાણીઓનાં સંચિત કર્મને શુદ્ધ કરીને ઉત્તમ જમીનની અંદર દેવ વાવેતર કરે છે. તે કશું નકામું જવા દેતા નથી. વ્રજના ગોવાળ લોકોના સંચિત કર્મોનો પાક પુષ્કળ પેદા થયો જાણીને બ્રહ્માએ તેમને ઘેર એક એક ગાય વધારાની મોકલાવી દીધી. ગોવાળિયા તે ગાયને બહાર કાઢી મૂકવા ગયા ત્યારે શ્રીહરિએ તેમને કહ્યું કે, “ એ ગાય પણ તમારીજ છે. તે પ્રમાણે વધારાનું જે વાછરડું આવ્યું છે તેને પણ તમારૂં જાણીને બાંધી રાખજો. બીજા કોઇનાં ગાયવાછરડાં તમારા ઘરમાં ચાલ્યાં આવે તો તેને બહાર કાઢી મૂકજો.” સર્વનું સૂત્ર એક નારાયણના હાથમાં છે તો પછી એકની ગાય બીજાના ઘરમાં જાય એવું બનેજ શી રીતે? જે ઠેકાણે નારાયણે પોતે વાસો કર્યો હોય, ત્યાં ગડબડગોટાળો થવાનો સંભવ હોયજ નહિ. તુકારામ કહે છે કે, એક દેવને પ્રાપ્ત કરવાને સારૂ બીજાંત્રીજાં સાધનો કરતાં કરતાં કેટલાય ડાહ્યાડમરા મરી પરવાર્યા પણ દેવના સુખનો સ્વાદ તેમણે લેશ માત્ર ચાખ્યો નહિ.

૩૮૫૬–તુકારામ કહે છે કે, દેવનું સુખ ગોવાળ લોકોને મળ્યું તેથી તેઓ પોતાની કામળીઓની ધ્વજાઓ બનાવીને

કૃષ્ણની સાથે નૃત્ય કરવા લાગ્યા. તેઓ પોતાનાં પેટનાં મૃદંગ અને પથરાના મંજીરા વગાડતા ગયા અને નાચતા ગયા. હવે વિચાર કરો કે પથરાના મંજીરાનો સૂર કેવોક નીકળતો હશે અને એ ગોવાળિયાનાં ગાયન અને નાચમાં તાલસૂરનું કશું ઠેકાણું હશે ખરૂં? તેમનાં ગાયન અને નૃત્યમાં બેતાલાપણું અને બેસૂરાપણું તો પાર વિનાનાં હતાં, પણ તે છતાં તેમની વચમાં પ્રત્યક્ષ ભગવાન ઊભા હતા. જેમની પાસે દેવની હાજરી હોય તે સૌથી શ્રેષ્ઠ સુખના ભોક્તા થાય છે અને તે ભોગવતી વખતે તેમને દિશાનું, કાળનું અને તેમના પોતાના દેહનું પણ ભાન હોતું નથી. આવા ભક્તોને દેવ અલિંગન દે છે અને ભક્તો દેવને દંડવત્ પ્રણામ કરે છે. તુકારામ કહે છે કે, જેમનામાં ઉપર કહ્યો તેવો ભાવ હોય છે તેમની સાથે દેવ સદૈવ ક્રીડા કરે છે.

૩૮૫૭–તે ગોવાળિયાઓની ટોળીને ભેગી કરીને તેમની સૌ સૌની ભાથાની પોટલીઓમાંનાં ભાત અને દહીં દેવ કાઢી લે છે અને પછી સૌની સાથે ભેગા બેસીને સૌને ખવડાવે છે ને પોતે ખાતા જાય છે. તેઓ સૌની ભાથાની પોટલીઓને સેળભેળ કરી દે છે. સૌનાં પૂર્વજન્મનાં અને હવે પછીના જન્મનાં પાપપુણ્યમાંથી કશુંજ બાકી રહેવા દેતા નથી. તેમનાં અંતઃકરણના ભાવ દેવ જાણે છે તેથી તે તેમને ચોરી કરવા દેતા નથી અને પોતાની રીતે તેમને જેની જેની જરૂર હોય તે આપ્યા કરે છે. તેમને દહીંભાતનો પ્રસાદ આપીને તેમના દેહાદિ પ્રપંચનો નાશ કરે છે. દેવ સૌનું શિરામણ પોતાને હાથે વહેંચી આપે છે અને જે જેટલું માગે તેને તેટલું આપે છે. સૌને સરખી રીતે વહેંચી આપ્યા પછી, પોતે પણ તે પ્રસાદનું સેવન કરે છે. ગોવાળિયાઓમાં કોણ સારો અને કોણ નઠારો તે બધુંજ દેવ જાણતા હોય છે. દરેક જણની આંતરિક અવસ્થા તેમની આગળ ઉઘાડી

પડેલી હોય છે. આથી કરીને દેવ દરેકના મનના ભાવનું રક્ષણ કરે છે અને દરેકને તેના ભાવને અનુકૂળ વિચાર પ્રેરે છે. જે સુખ વૈકુંઠ આદિ લોકોમાં નથી મળતું, તે ભાવિક ગોવાળિયા નિરાંતે ભોગવે છે. દેવ પોતાને હાથે તેમનાં મોઢાંમાં કોળિયા દે છે અને તેમના થૂંકથી ખરડાયેલું અન્ન તેમનાં મોઢાંમાંથી કાઢી લઇને પોતે ખાઈ જાય છે. જ્યારે દેવ તેમનાં મોઢાંમાંથી ખાધેલું કાઢી લેવા જાય છે ત્યારે તેઓ આડા હાથ ધરીને વારે છે, પણ દેવ જોર કરીને તેમના હાથ તરછોડી કાઢીને પોતે ખાઇ જાય છે. જેના બળના મુકાબલામાં આખું બ્રહ્માંડ પણ તુચ્છ દેખાય છે, તે દેવને ભોંય પર પાડીને ગોવાળિયા તેમની છાતી ઉપર ચઢી બેસે છે. વળી તેજ ઘડીએ દેવને પોતાની ખાંધે બેસાડીને સૌ મંડળી બનાવીને આનંદ સહિત નાચવા મંડી જાય છે. તુકારામ કહે છે કે, ગોવાળિયાઓએ ઉપર કહી તે રીતે મંડળી જમાવીને તેમના સુખનો મને તૃપ્તિપર્યંત સ્વાદ લેવા દીધો. પછી જ્યારે સૂર્યાસ્ત થવા આવ્યો ત્યારે ગાયોને ભેગી કરીને બધા ગોવાળિયાને લઇને કૃષ્ણ પાછા ગોકુળ ગયા.

૩૮૫૮–સૂર્યાસ્ત થતી વખતે જ્યારે કૃષ્ણ સીમમાંથી ઘર ભણી જતા હતા, ત્યારે તેમની આગળ અને પાછળ ગાયો અને ગોવાળનો સમુદાય ચાલતો હતો. સૌની આગળ બળરામ અને કૃષ્ણ ચાલતા હતા અને તેમની પાછળ પાછળ ગાયો અને ગોવાળિયા તેમની મેળે ચાલ્યા આવતા હતા. જેમના મનની વૃત્તિજ દેવમાં સ્થિર થઈ ગઇ હોય તેઓ તો વગર બોલાવ્યા પાછળ પાછળ ચાલ્યા આવેજ. તેમના મનમાં કૃષ્ણનું ધ્યાન લાગી ગયેલું હોવાથી તેઓ તેમના આનંદના ઉપભોગમાં સદૈવ મસ્ત રહે છે. તુકારામ કહે છે કે, જેને હરિનો વિયોગ થયો હોય, તેને તો એક ઘડી જુગ સમાન લાગે છે. હરિના વિના તેમને ચેનજ પડતું નથી.

૩૮૫૯–પછી સૌ ગોવાળિયા પોતપોતાની ગાયોને ટોળામાંથી છૂટી પાડીને તેમને લઇને પોતપોતાને ઘેર ચાલ્યા જાય છે. ઘરના ઓથાની પાછળ દેવ ભરાઇ ગયેલા હોવાથી તેમની આંખો દેવને જોઈ શકતી નથી, પણ તેમનો જીવભાવ તો સદાકાળ દેવની પાસેનો પાસેજ હોય છે. તુકારામ કહે છે કે, ગોવાળનાં મન ઉપર કૃષ્ણનો પૂરેપૂરો કબજો જામી ગયેલો હોવાથી, તેઓ કૃષ્ણથી અળગા હોય તોપણ ઉપર કહ્યા તેવા સંબંધને લીધે તેમનો બેઉનો સદાકાળ અખંડ સંયોગજ રહ્યા કરે છે.

૩૮૬૦–જીવને કૃષ્ણનો સંયોગ તો સદાકાળ હોય છેજ પણ તેનો જરાક વિયોગ જણાતાં જ્યાં જીવને ચણચણાટ થવા લાગ્યો એટલે તરતજ કૃષ્ણ આવીને તેને ભેટી પડે છે. કૃષ્ણ ઘર આગળ આવી પહોંચ્યા એટલે મારો બાલુડો આવ્યો, એમ કહીને યશોદાએ તેમને માથે રાઇમીઠું ઉતારીને ફેંકી દીધાં; અને પછી કૃષ્ણની હડપચી પકડીને તેનાં ઓવારણાં લીધાં અને તેને લાગેલી લોકોની નજર ઉતારી નાખી. આખા જગતનો જે પિતા છે, તેની યશોદા નજર ઉતારે એ તો કેવળ ભક્તિના આનંદનોજ મહિમા નહિ તો બીજું શું હોય ? વાસ્તવિક રીતે જોવા જઈએ તો નાનાંમોટાં જીવજંતુ અને બીજાં બધાં દેવદેવીઓ એ એક દેવે ધારણ કરેલાં જુદાં જુદાં રૂપજ છે અને એવે અનેક રૂપે તે એકલોજ પોતે પોતાની સાથે ખેલે છે. દેવી, મહિષાસુર, નરસોબા અને ક્ષુદ્ર ભૂતપિશાચ, એ બધાં નાનામોટા એક દેવનાજ અંશ છે. તુકારામ કહે છે કે, એક શ્રીહરિ સંપૂર્ણ વિશ્વમાં વ્યાપી રહ્યા છે, તોપણ પોતાના ભક્તોને ખાતર બાળકરૂપ ધરીને પ્રગટ થયા છે.

૩૮૬૧–ભક્તિના આકર્ષણને વશ થઇને કૃષ્ણ યશોદાની આગળ હઠ કરે છે અને રડવા જેવું મોઢું કરીને ખાવાનું માગે છે.

ત્યારે યશોદાએ કહ્યું કે, " ઊભો રહે, પ્રથમ દેવને નૈવેદ્ય ધરાવું અને પછી તને પ્રસાદ ખાવા આપું છું." આવું સાંભળતાંજ કૃષ્ણ દેવસેવાના ઓરડામાં ગયા અને દેવની મૂર્તિને ગળી જઈને દેવના આસન આગળ ચુપચુપ ઊભા થઈ રહ્યા. યશોદા ત્યાં જઈને જુએ છે, તો કૃષ્ણના સિવાય બીજું કોઈજ હતું નહિ. કૃષ્ણ તેના મનનો ભાવ સમજી ગયા તેથી પૂછવા લાગ્યા કે, "મારા સિવાય અહીં બીજું છેજ કોણ ?" પણ યશોદા બોલી કે, " દેવના આસન ઉપર દેવની મૂર્તિ હતી તેનું શું થયું ?" તે સાંભળીને કૃષ્ણ હસી પડ્યા અને બોલ્યા કે, " દેવ તો હું એકલોજ છું. મારી પાસે બીજો કોઈ દેવ હોય તો તેને મેં દીઠો નથી અને તેને હું ઓળખતો નથી. તમે બધા ખોટા દેવને ખરા માની લો છો. તમે બધાં આશાબદ્ધ અને લોભી છો તેથી મને ખરા દેવને ન ઓળખતાં ખોટાને ખરો માનો છો અને ખરાને ખોટો માનો છો." આ સાંભળીને યશોદાએ પૂછ્યું કે, " એ બધું ખરૂં પણ મારા ઘરના દેવ ક્યાં છે તે બતાવ." ત્યારે કૃષ્ણે પોતાનું મોઢું પહોળું કર્યું. તેની અંદર યશોદાએ તમામ બ્રહ્માંડો દીઠાં. ચંદ્ર, સૂર્ય, નક્ષત્રો જેના ઉદરમાં સમાઇ જાય છે, એવા દેવ પોતાના ભક્તોને સ્વાધીન થઈને બાળક્રીડા કરે છે. અખિલ વિશ્વના જન્મદાતા અને સર્વ દેવોના જે અધિદેવ, તેમના મહિમાનું અને તેમની વિચિત્ર લીલાનું કેવી રીતે વર્ણન કરી શકાય? આવી આવી કેટલીય ચમત્કારી ઘટનાઓ દેવે પોતાનાં માબાપને બતાવી. પછી બેઉએ તેમને નમસ્કાર કર્યો. નંદ અને યશોદા બેઉ કહેવા લાગ્યાં કે, "આ એકજ અમારો સાચો દેવ છે. એના સિવાયની બીજી બધીજ જૂઠી ખટપટ છે." પછી કૃષ્ણે તેમના નારાયણદેવ પાછા આપ્યા અને કહ્યું કે, " આ બધું મારૂંજ કામ છે અને આ નારાયણ એ પણ મારો અંશ છે. સર્વત્ર હુંજ વ્યાપી રહ્યો છું, એવું સમજીને જે મારૂં

ધ્યાન કરશે તેના અર્પેલા તમામ ઉપચારનો હુંજ ભોગ કરીશ. એવો ભક્ત મારાથી જુદો અને હું એવા ભક્તથી જુદો, એવું આખા બ્રહ્માંડમાં કોઇ પણ ઠેકાણે ઘટશે નહિ. સૌને પોતપોતાના ભાવના પ્રમાણમાં ફળ આપનારો પણ હુંજ છું. આખા વિશ્વમાં હુંજ એકલો ખરો દેવ છું, એવું ગુહ્ય રહસ્ય તેમણે પોતાના ભક્તોને સમજાવી દીધું. તુકારામ કહે છે કે, સર્વ ભૂતમાત્રમાં એક નારાયણ વ્યાપી રહ્યા છે, આવો સત્ય મર્મ દેવ પોતાના સેવકોને બતાવી દે છે.

૩૮૬૨–સર્વત્ર એક નારાયણજ વ્યાપી રહ્યા છે, એવું જે જાણતો નથી, તેને જન્મમૃત્યુનાં દુઃખ ભોગવવાંજ પડે છે. દેવની ભૂતમાત્રમાં વ્યાપકતાનો વિચાર ન કરતાં, જે ભૂતોના પ્રતિ દ્વેષ-ભાવ રાખે છે, તેનો જન્મમૃત્યુનો ફેરો કદી પૂરો થતોજ નથી. સર્વત્ર દેવજ વ્યાપી રહ્યા છે અને દેવના સિવાય બીજું કાંઇ છેજ નહિ, એવું જે જાણે છે, તેને કોઇના પ્રતિ દ્વેષબુદ્ધિ અથવા આ-સક્તિ હોતાં નથી. જળમાં અને સ્થળમાં એક દેવજ છે એવું જેના મનમાં ઠસી ગયું છે,તેની બુદ્ધિ કદી વિચલિત થતી નથી. જેનું ચિત્ત નવનીતના સમાન નિર્મળ છે, તેનામાં દેવનો વાસ છે એમ જાણવું. જેને પોતાનાં અને પરાયાં બેઉ સમાન છે તેના હૃદયમાં શ્રીહરિનો વાસ છે એવું સમજી લેવું. સર્વત્ર દેવજ છે એવીજ જેની દ્રષ્ટિ થઇ ગઇ છે, તેના ચિંતન વડે બીજાં પ્રાણીઓનો ઉદ્ધાર થઇ જાય છે. જે સર્વત્ર દેવની વ્યાપ્તિ જુએ છે, તે દેવમાં તદ્રૂપ થઇ ગયો છે એમાં કશો સંશય કરવોજ નહિ. આવા વૈષ્ણવ ભક્તોનું મન, વાણી અને શરીરદ્વારા શુદ્ધ ભાવ સહિત પૂજન કરવું. એક દહાડો વનમાં દવ સળગી ઊઠ્યો ત્યારે દેવે તેને ગળી જઇને ગોવાળિયાઓને ચકિત કરી દીધા. ગોવાળિયાઓની આંખો ઉપર પોતાના હાથ આડા ધરી રાખીને દેવે મોટું ભયંકર રૂપ ધારણ કર્યું અને તેવું

વિકરાળ મોઢું ફાડીને પોતે તે અગ્નિને એવી સહેલાઇથી ગળી ગયા કે, તે જોઈને ગોવાળિયાઓને આશ્ચર્ય થયું. તેઓ કહેવા લાગ્યા કે, "અરે કૃષ્ણ! અમે તને ઓળખી ગયા છીએ. હે દેવ! તું દેહધારી મનુષ્ય નથી તેથીજ તું આવડો મોટો અગ્નિ ગળી ગયો." જે દેવ સાધનાઓ કરવાથી નથી મળી શકતા, તેમને ગોવાળિયા ઓળખી ગયા! તુકારામ કહે છે કે, એ દેવ પોતાનો ખરેખરો ભાવ ફક્ત ભાવિક ભક્તોનેજ જાણવા દે છે. એટલા માટે એક ભાવના સિવાય બીજાં ત્રીજાં સાધનો કરવાં એ વ્યર્થ ખટપટ છે.

૩૮૬૩–દેવ જ્યારે પોતાના સેવકોના ચિત્તને શુદ્ધ થયેલું જુએ છે ત્યારે તે તેમને પોતાનો ખરો ભાવ બતાવે છે. તે ઘડીએ ગોવાળિયાઓને દેવ કહેવા લાગ્યા કે, "આપણાં પૂર્વજન્મોનાં શુભ કર્મ હતાં તેથી આજે આપણે બધા અગ્નિમાંથી ઊગરી ગયા. એમજ જાણજો કે, આજે આપણને દેવે બચાવી લીધા, નહિ તો આપણે બધાજ આ અગ્નિની અંદર બળી મરવાના હતા. ગાયો પણ શેકાઈ મરત, પણ તમારાં સૌનાં પૂર્વનાં પુણ્ય આડે આવ્યાં અને તેથી આપણે જીવતા રહ્યા." કૃષ્ણ ગોવાળિયાઓને કહેવા લાગ્યા કે, "તમારે હિસાબે પુષ્કળ પુણ્ય જમા થયેલાં હોવાં જોઇએ." વૈકુંઠાધિપતિ કૃષ્ણ ગોવાળિયાઓને કહે છે કે, "આજે તો એકલા તમેજ પુણ્યવાન છો. ધન્ય છે તમને!" તુકારામ કહે છે કે, આ દેવ પોતેજ સર્વના કર્તાહર્તા હોવા છતાં ભક્તોની મોટાઈ વધારે છે.

૩૮૬૪–ગોવાળ બોલ્યા કે, "અરે કૃષ્ણ! તું અમને મૂર્ખ ન બનાવ. અમે તો તને ક્યારનાય ઓળખી ગયા છીએ. અમે કાંઇ આંખો મીંચીને અને શૂન્યમનસ્ક થઇને થોડા બેઠા હતા? અમારી નજર તો તારા ઉપરજ હતી; અમે ફક્ત આંખો મીંચી દેવાનો ઢોંગ

કર્યો હતો. અમે અમારી આંખે આડા હાથ દઈ દીધા હતા પણ અંદરથી અમારી આંખો ઉઘાડી હતી અને તેમાં થઈને અમે બધું જોતા હતા. ઓ કૃષ્ણ! તું ઘણો મોટો થઈ ગયો હતો, ખરી વાતને? પછી તેં તારૂં મોઢું પહોળું કર્યું અને તું તમામ અગ્નિને ગળી ગયો તે બધું અમે જોયા કરતા હતા. અમારો ભાઈબંધ આવો અગ્નિભક્ષક છે!" આટલું કહીને તેઓ બધા કૃષ્ણની સંમુખ નૃત્ય કરવા લાગ્યા. તુકારામ કહે છે કે, જેમનામાં જ્ઞાનીપણાનું લેશમાત્ર પણ અભિમાન હતું નહિ, એવા ગોવાળિયાને દેવે પોતાની આસપાસ એકઠા કર્યા હતા.

૩૮૬૫–તે અજ્ઞાન ગોવાળિયાના મનમાં દેવનો જરાય ભય તો હતોજ નહિ, કારણકે તેઓ તેના એકના સિવાય બીજા કોઈને જાણતાજ ન હતા. અનેક વિષયોને જાણવાનું ડહાપણ ડોળનારા લોકો દેવની પાસે જઈ શકતા નથી અને કપટી લોકોને દેવ દૂરના દૂરજ રાખે છે. તર્કટી, કુતર્કવાદી લોકોના મનમાં નિંદા, અહંકાર અને ભેદબુદ્ધિ પ્રેરીને દેવ તેમને પોતાનાથી આઘા કાઢી મૂકે છે. આશાબદ્ધ લોકો દેવને બાજુએ પડ્યા રહેવા દઈને પોતાનાં કુટુંબીઓની સેવા કરવા મંડી જાય છે. જેમના મનમાં સ્ત્રી, છોકરાં અને ધનસંપત્તિનુંજ ધ્યાન લાગી ગયું હોય છે તેઓ પશુ સમાન છે. તેઓ એક દેવને ભૂલી જવાથી સંસારસમુદ્રમાં ડૂબી મરે છે અને અંતે નરકવાસી થાય છે. તુકારામ કહે છે કે, જેમણે આ સંસારમાં પ્રવેશ કરીને શ્રીહરિને પોતાના સખા બનાવી દીધા હશે, તેમણેજ પોતાના જન્મને સાર્થક કર્યો જાણવો.

૩૮૬૬–કૃષ્ણ ગોવાળિયાઓની સાથે સીમમાં ખૂબ રમી કરીને ઘર તરફ વળ્યા અને માની પાસે જઈ પહોંચ્યા. તે ઘડીએ જે ગોવાળિયા તેમની સાથે હતા તેમણે યશોદાને તે દિવસની મુખ્ય

ઘટનાની વાત કરી અને કૃષ્ણ કેવી રીતે અગ્નિને ગળી ગયા તે બધું વિગતવાર કહી સંભળાવ્યું. આ હકીકત સાંભળીને યશોદાએ કૃષ્ણની આરતી ઉતારી, ઓવારણાં લીધાં અને ગોવાળિયા-ઓને ફરીફરીને એની એજ વાત પૂછવા લાગી. યશોદા ફરીફરીને એકની એક વાત પૂછ્યા કરે અને ગોવાળિયા પણ ખુશી થઈ થઈને કહેતા જાય. દેવનાં પરાક્રમની વાતો કહેવામાં અને સાંભળવામાં એવી મજા પડે છે કે, કહેનારને તેમજ સાંભળનારને કદી તેનો કંટાળો આવતોજ નથી. કૃષ્ણના મોઢા ભણી જોતી વખતે યશો-દાની આંખની પાંપણ જરા જેટલી પણ હાલતી તો તે પણ તેનાથી સહન થતું નહિ. આ વખતે કૃષ્ણનું સામર્થ્ય તેમનાં માબાપના સમજવામાં આવી ગયું, કારણકે તેમનાં પૂર્વજન્મોનાં પુણ્ય પ્રબળ થયાં હતાં અને તેથી તેમનું અજ્ઞાન ઓસરી ગયું હતું. જેમના હૃદયમાં દેવનો ઉદય થયો હોય, ત્યાં અજ્ઞાનનો અંધકાર રહી શકેજ કેવી રીતે? તુકારામ કહે છે કે, દેવે જેમને પોતાનો અનુ-ભવ બતાવ્યો હોય, તેમનો હૃદયપલટો થતાં એક ઘડીવારનો પણ વિલંબ લાગતો નથી.

૩૮૬૭—એ દેવ આ આખા જગતનો માતાપિતા તથા ગુરુ છે. તેને નાનું બાળક તે કેવી રીતે માની શકાય? એની માયા એની આડે આવીને ઊભી રહે છે અને એને ઢાંકી દે છે તેથી સહજ વારમાં આપણે તેને ઓળખી શકતા નથી. નંદ અને યશો-દાએ દેવનું ઐશ્વર્ય દીઠું, પણ બીજીજ પળે માયાએ તેમની બુદ્ધિને ઢાંકી દીધી, એટલે પાછાં તેઓ કહેતાં થઇ ગયાં કે, “કૃષ્ણ તો અમારો લાડકવાયો બાળક છે.” થોડીવાર અગાઉ તેમને દેવના ઐશ્વર્યનો અનુભવ થયો હતો તે બધો તેઓ ભૂલી ગયાં. દેવ પોતાની લીલા-વડે કોઇને સમજવા દેતા નથી અને પોતાની મરજી મુજબ કાર્ય-કારણની યોજનાઓ ઘડીને ખેલ ખેલે છે. તુકારામ કહે છે કે,

આવી રીતે કૃષ્ણનો આનંદ બધા લોકો ઘેરેઘેર ભોગવતા થઇ ગયા.

૩૮૯૮–કોઈ કૃષ્ણને રમાડીને તો કોઈ ગાયન ગાઇને તેમની વિવિધ પ્રકારે સેવા કરતા. એક દિવસ બધાએ મળીને યમુનાને કિનારે રમત માંડી. કૃષ્ણે કહ્યું કે, "ચાલો, આપણે બધા ભેગા થઇને ગેડીદડાની રમત રમીએ." આવું સાંભળીને કોઈ લાંબી લાકડી લાવ્યા તો કોઈ નાની લાવ્યા ને કોઇએ એક દડો આણ્યો. પછી ગોવાળિયા બે વિભાગમાં વહેંચાઈ જવા લાગ્યા. કૃષ્ણ મનમાં સમજ્યા કે, આ બધા ગોવાળિયામાંથી મારી બરોબરી કરે એવો તો કોઈ છેજ નહિ. સૌના મનનો ભાવ પોતે સમજી જઇને કૃષ્ણ બોલ્યા કે, "એક બાજુએ તમે બધા અને બીજી બાજુએ હું એકલો. ચાલો, કોઇનામાં પાણી હોય તો મારા દડાને ખાળી જુઓ. મારે કોઇ ભેરૂની ગરજ નથી. હું એકલોજ બસ છું; હું એકલોજ સૌને દાવ આપવા તૈયાર છું. ચાલો, હું દડા ઉપર ગેડીનો ઝપાટો લગાવું છું. તમારાથી સચવાય તેટલું સાચવી લેજો. હું હોકારો કરૂં ત્યારે તમે પણ મારા જેવા અવાજે તમારા ભણીથી હોકારા કરજો. કોઇ ગડબડસરબડ કરતા નહિ. બધા એક જગ્યાએ ઊભા થઈ રહેજો. મારો દડો તમારા ભણી આવે એટલે તેને ખાળી શકાય તો ખાળજો અને પાછો વળાય તો પાછો વાળજો." આવું કહીને કૃષ્ણ એક બાજુએ ઊભા રહ્યા. પછી આગળ ઉપર કોણે શું શું કરવું તે બધું નક્કી કર્યા પછી કૃષ્ણે પોતાના દડાને આકાશમાં ઉછાળ્યો. બધા ગોવાળિયા તેના ભણી જોતા એક બાજુએ ઊભા થઇ રહ્યા. તેમનાથી કાંઈ બને એવું તો હતુંજ નહિ તેથી એક કોરે રહ્યા રહ્યા શું થાય છે તે જોવા લાગ્યા. ત્યારે કૃષ્ણે તેમને કહ્યું કે, "તમે જોયા શું કરો છો? ઝટ દોડી જાઓ અને દડાને પકડી લો." પણ દડો કોનાથી પકડાય? જેનામાં દેવનું બળ હોય તેજ તેને પકડી શકે. બીજાનું તો એમાં કશું વળેજ નહિ. જેનામાં બળ અને બુદ્ધિનું

કશું ઠેકાણું ન હોય, તેને હાથે કોઈ પણ કામ સફળ થાય નહિ. કૃષ્ણનો ઉછાળેલો દડો એવો તો આકાશમાં ઊડયો કે નાના નાના છોકરાઓનું તેને ખાળવાનું ગજું કેટલું? બધા ગોવાળિયા વિચારમાં પડી ગયા, તે જોઇને કૃષ્ણ બોલ્યા કે, "તમે બધા મારી પાછળ પાછળ ચાલ્યા આવો." લોકો ગમે તેટલા ભલેને ડાહ્યા હોય, તોપણ કૃષ્ણના બતાવ્યા વિના કોઇને રસ્તો જડેજ નહિ. કેટલાક ડાહ્યા લોકો માર્ગને જોઇ શકે છે ખરા, પણ જે રસ્તે થઇને હરિ ગયા હોય તે રસ્તે જેઓ વળે તેમનેજ ચતુર સમજવા. જે જે ગોવાળિયા ઉપર કહેલે રસ્તે વળ્યા તેઓ સ્વસ્થાને પહોંચી ગયા અને જેઓ આપ અક્કલે ચાલવા ગયા તેઓ ભૂલા પડયા, તેમજ એવા લોકોને પગલે જેઓ ચાલ્યા તેમની પણ તેવીજ દુર્દશા થઈ ગઈ. આગળ ગયેલાઓની જેવી ફજેતી થઈ તેવી પાછળ આવનારાઓની પણ થઇ, કારણકે બેઉ ખરે રસ્તેથી ઘણા દૂર નીકળી ગયા હતા. જ્યારે પોતાની આગળ ચાલનારાઓ ખરા રસ્તાથી માહિતગાર ન હોય, ત્યારે પાછળ ચાલનારાઓએ વિશેષ સાવધાન રહેવું જોઇએ. જેઓ પુખ્ત ઉમરના થયા હોય અને છતાં જેમની વિચારશક્તિ કેળવાઇ ન હોય, તેવાં પ્રાણીઓને અજ્ઞાની છોકરાં જેવાંજ સમજવાં. જેમને કોઈ હિતની શિખામણ દે અને તે છતાં તેના પ્રતિ લક્ષ ન આપે તેમને પગલે ડાહ્યા લોકોએ જવું નહિ. શ્રેષ્ઠ લોકોના અભિપ્રાય મુજબ જે આચરણ ન કરે તેને ખરેખરો મૂર્ખજ જાણવો. આવા લોકો ભૂલા પડે અને વગડામાં ખૂબ અથડાય ત્યારે તેમને કદાચ ખરા રસ્તાનું ભાન થાય તો થાય; તે પહેલાં તો નહિજ. જ્યારે તેમને માથે ખૂબ વીતે ત્યારે તેમને દેવ સાંભરે. જ્યારે કોઇ લાજશરમને બાજુએ મૂકી દઇને કૃષ્ણને સાદ કરવા મંડી જશે, ત્યારે વૈકુંઠવાસી દેવ તેનો પોકાર સાંભળશે. ચારે વેદ જેની કીર્તિનું વર્ણન કરે છે

તે દેવ ગોવાળિયાઓને ઘણા પ્રિય છે. ગોવાળિયાઓના પોકાર સાંભળીને દેવે તેમને પોતાના રસ્તા ઉપર ખેંચી લીધા. પછી તેજ વાટે ચાલતા ચાલતા બધા ગોવાળ જ્યારે હરિની પાસે આવી પહોંચ્યા ત્યારે તેમણે નાનામોટા સૌનું રક્ષણ કર્યું. તુકારામ કહે છે કે, પછી બધા ગોવાળિયા કૃષ્ણના મુખનું દર્શન કરીને અત્યંત આનંદિત થયા અને દેવેજ તેમનું રક્ષણ કર્યું એવો તેમના મનનો દૃઢ નિશ્ચય થઈ ગયો.

૩૮૬૯–તે ગોવાળિયાઓને કૃષ્ણે કહ્યું કે, "પેલા કદંબવૃક્ષની એક ડાળ યમુનાના ધરા ઉપર લટકી રહી છે, ત્યાં આગળ આપણો દડો ઝિલાઇ રહ્યો છે." ઊંડા ધરા ઉપર ઝઝૂમતી કદંબની ડાળ અને તેના ઉપર ઝિલાઇ રહેલો દડો, તેને લઇ આવવાનું કામ તો ઘણું વસમું કહેવાય! દડો ઘણીજ અઘરી જગ્યાએ જઇ પડ્યો છે એમ જાણીને કેટલાક ગોવાળ નીચી નજર કરીને પાણીના તરફ જોવા લાગ્યા. તેમને કૃષ્ણે કહ્યું કે, "તમે પાણીમાં શું જોયા કરો છો? પાણીમાં જે તમને દેખાય છે તે તો ઉપરની ડાળ ઉપર ઝિલાઇ રહેલા દડાની કાળી કાળી છાયા છે. ખરેખરો દડો તો કદંબની ડાળ ઉપર છે, માટે તમે બધા તેના તરફ નજર દોડાવો." પછી ગોવાળિયાઓએ ડાળ ઉપર પડેલો દડો દીઠો અને કૃષ્ણને પૂછવા લાગ્યા કે, "હવે શું કરીશું? એ દડાને આપણે કેવી રીતે નીચે લાવી શકીશું? યમુનાનો કાળો, ઊંડો ધરો જોઇને સૌ ગભરાઈ ઊઠ્યા. તે ધરો એક તો ઘણો ઊંડો હતો અને બીજું તેમાં કાલીય નાગ રહેતો હતો, તે જોઇને ગોવાળિયાઓએ તો પાછાં પગલાં કરવા માંડ્યાં. જેમણે પોતાનું ધારેલું કાર્ય કરવાનો દૃઢ નિશ્ચયજ કર્યો હતો, તે હરિને તો બધી વાતની ખબર હતી પણ તે તો બીજાઓને નિમિત્ત કરવાને સારૂજ ગોવાળિયાઓને કહેવા લાગ્યા કે, "તમે સૌ નીચે ઊભા રહેજો. હું એકલો ઝાડની

ડાળ ઉપર ચડીને હમણાં દડો લઇને નીચે ઊતરી આવું છું." કૃષ્ણ ઝાડ ઉપર ચડે છે તે જોઇને ગોવાળિયા બોલી ઊઠ્યા કે, "આ કામ કરવાનું અમે તને કહેતા નથી. અરે કૃષ્ણ! તું આ શું કરવા બેઠો છે, તેની અમને તો કશી સમજણ પડતી નથી. તને કાંઇ થશે તો તારી મા અમને ગાળો દેશે. અમે તો અમારે કાને હાથ દઈ રાખીએ છીએ." એવું કહીને ગોવાળિયાઓએ પોતાના માથા ઉપરથી જવાબદારી કાઢી નાખી. પછી પોતાનું ધારેલું કામ કરવાને માટે દડાનું નિમિત્ત કરીને નારાયણ ઝાડની ડાળ ઉપર ચઢી ગયા અને તેના ઉપર પડેલા દડાને નીચે ગબડાવી પાડવાને માટે ઝાડની ડાળ ઉપર પગ ટેકવીને ઊભા રહ્યા. તુકારામ કહે છે કે, નીચે ઊભા રહેલા ગોવાળિયા દેવના મનની વાત સમજી શક્યા નહિ અને દેવે તેમને સમજવા દીધી નહિ.

૩૮૭૦–દેવનો સ્વભાવ એવો છે કે, જ્યાંસુધી પોતાનું કાર્ય પૂરું થાય નહિ, ત્યાંસુધી પોતે શું કરવા ધાર્યું છે તેની કોઇને સમજણ પડવા દેતા નથી. જ્યારે કામ પૂરું થઈ રહે, ત્યારે શું થયું તે સૌને જોવા તથા જાણવા દે છે. દડા સુધી પહોંચી શકે નહિ એવી એક નાનકડી સોટી હાથમાં લઇને તેમણે તે તરફ હાથ લંબાવ્યો, તે ઘડીએ ગોવાળિયા બોલી ઊઠ્યા કે, "કૃષ્ણ! તું જે કરે તે સાચવીને કરજે." જીવમાત્રનું રક્ષણ કરનારા દેવે ગોવાળિયાઓને ઉત્તરમાં કહ્યું કે, "બહુ સારૂં." આવું કહીને ગોવાળિયાઓના ભણી જોતાં જોતાં દેવે જાણીજોઇને દડાને પાણીમાં ગબડાવી દીધો અને તેની પાછળ પોતે પણ ધરામાં કૂદી પડ્યા. તે જોતાની સાથેજ ગોવાળિયાઓએ રડારોડ અને બૂમાબૂમ કરી મૂકી. ગોવાળિયાઓનો રડવાનો અવાજ સાંભળીને ગોકુળ ગામના લોકો ત્યાં આગળ દોડી આવ્યા. "શું થયું? શું થયું?" એવું બધા લોકો ગોવાળિયાઓને પૂછવા લાગ્યા, પણ તેઓ શો જવાબ આપે?

હરિના વિયોગના દુઃખથી તેમની વાણી સ્તબ્ધ થઈ ગઈ હતી. કૃષ્ણ યમુનામાં ડૂબી ગયા છે, એવા બોલ તેમનાં મોઢાંમાંથી નીકળેજ કેવી રીતે? કારણકે દુઃખના ભારથી તેમનાં મસ્તક અને હૃદય બેઉ ફાટું ફાટું થઈ રહ્યાં હતાં. તુકારામ કહે છે કે, જે દુઃખ કૃષ્ણનાં માતાપિતાને કદી થયું ન હતું, તે આજે ગોવાળિયાઓને થવા લાગ્યું.

૩૮૭૧-દુઃખનું દબાણ તે ગોવાળિયાઓનાં હૃદય ઉપર એવું લાગલાગટ થતું ગયું કે તેથી તેમની વાણી કુંઠિત થઇ ગઈ. શું થયું તે ગામલોકોમાંથી કોઈને સમજાયું નહિ તેથી તેઓ ગોવાળિયાઓને પૂછવા લાગ્યા કે, " દેવ તમારી સાથે હતા તે ગયા ક્યાં? દેવ જ્યાંસુધી તેમની સાથેના સાથે હતા ત્યાંસુધી તો દુઃખ કોને કહેવાય, તે તેઓ જાણતા પણ ન હતા. આજની ઘટના તેથી તદ્દન જુદીજ હતી. કહ્યા વિના તો બધા લોકોને સમજણ પડેજ કેવી રીતે? એવો વિચાર કેટલાક ડાહ્યા ગોવાળિયાના મનમાં આવ્યો. આવું ધારીને તેમણે પોતાના શોકને દબાવ્યો. તેઓ બીજાના કરતાં વધારે સમજણા હોવાથી તેમને શોકનો ધક્કો પણ થોડો લાગ્યો હતો. પછી તે ડાહ્યા ગોવાળિયાઓએ લોકોને બધી હકીકત કહી સંભળાવી કે, " કૃષ્ણ યમુનાના ઊંડા ધરામાં ડૂબી ગયા. હવે તે આપણને ફરીથી મળવાના નથી." આ સાંભળીને લોકો રડવા લાગ્યા અને તેથી કૃષ્ણ કેવી રીતે અને શું કરતાં ડૂબી ગયા તે કોઈથી પૂછી શકાયુંજ નહિ. તુકારામ કહે છે કે, ત્યારપછી કૃષ્ણનાં માબાપને તથા બીજા લોકોને જે દુઃખ થયું તેનું વર્ણન મારાથી થઇ શકે એમ નથી.

૩૮૭૨-ગોવાળણો અને ગામના તમામ લોકો કલ્પાંત કરવા લાગ્યાં. તેમનું દુઃખભર્યું રુદન જોઈને પથ્થર પણ પીગળી જવા લાગ્યા. તેઓ કહેવા લાગ્યાં કે, " અરે! અમારાં પૂર્વજન્મનાં

એવાં કયાં પાપ હશે કે હરિ અમારાથી અંતર્ધાન થઈ ગયા?" કેટલાક એવા પણ હતા કે, જેમની આંખોમાંથી આંસુ વહી જતાં હતાં પણ તેમનાં હૈયાં સંતપ્ત થતાં ન હતાં. બીજાં કેટલાંક એવાં પણ હતાં કે, જેમની આંખોમાં તો આંસુ ન હતાં, પણ તેઓ અંતરબાહ્ય દુઃખમાં એવાં ડૂબી ગયાં હતાં કે તેમણે તેમની કેડમાંનાં છોકરાંને પણ ફેંકી દીધાં. કેટલાંક એવાં સ્તબ્ધ થઈ ગયાં કે જાણે તેમના દેહમાંથી પ્રાણજ ચાલ્યા ગયા છે. એક કૃષ્ણના ઉપર તેમના સર્વ સુખનો આધાર હતો. કૃષ્ણના સિવાય તેમને માટે સંસારમાં સુખ જેવું કાંઇ હતુંજ નહિ. તેઓ મનથી વિચાર કરવા લાગ્યાં કે, "જ્યારે આપણને કૃષ્ણ ફરીથી મળવાનાજ નથી, તો પછી આપણે જીવીનેય શું કામ છે?" ગોવાળિયા સહિત સૌ સ્ત્રીપુરુષ ચાલ્યાં ચાલ્યાં યમુનાના ધરાના કિનારા આગળ આવી ઊભાં. એકલાં સ્ત્રીપુરુષોજ નહિ પણ ગોકુળનાં પ્રાણીમાત્ર ગામ છોડીને ત્યાં આગળ ચાલ્યાં આવ્યાં. આજે કોઈનાં મનમાં તેમનાં ધનધાન્ય આદિનો વિચાર આવતો ન હતો. સૌનું મન એક કૃષ્ણમાંજ પરોવાઇ ગયું હતું. યમુનાને કિનારે ગાયોનું ધણ પણ નીચી ગરદન કરીને દુઃખી અવસ્થામાં ઊભું થઈ રહ્યું હતું. યમુનાને કિનારે ઊગેલાં વૃક્ષવેલીઓ પણ કૃષ્ણના વિયોગદુઃખથી પીડાતાં હતાં. સ્થાવરજંગમ, પશુપક્ષી, વૃક્ષલતા, સર્વને એકજ વાતનું દુઃખ સાલે છે. તે જોઇને નંદ અને યશોદા રડવા લાગ્યાં. તુકારામ કહે છે કે, માબાપ, ભાઈ અને સગાંસંબંધીઓ જ્યાંસુધી છેવટની ઘડી આવી પહોંચી ન હોય, ત્યાંસુધીજ કામમાં આવે છે.

૩૮૭૩–કૃષ્ણનાં માબાપ યમુનાને કિનારે ઊભાં ઊભાં પાણી ભણી જોઇને મોટે સાદે રડવા લાગ્યાં. ધરામાં ડૂબકી મારવાની તો કોઇની હિંમત ચાલેજ શાની? પણ ધરાનું કાળું કાળું પાણી જોઇને તેઓ ભયથી પાછાં હઠવા લાગ્યાં. યશોદા પાછે પગલે પાછી હઠી

ગઈ અને નદીના ભાઠામાં આળોટિયાં ખાવા લાગી. પોતાની મા શોક તો કરે છે, પણ શરીરને સાચવીને શોક કરે છે, એ વાત કૃષ્ણથી અજાણી ન હતી. તુકારામ કહે છે કે, તેમના મનની આવી પોકળ ભાવનાને જાણીનેજ કૃષ્ણે પાણીમાં ડૂબકી મારી હતી.

**૩૮૭૪**–યશોદાનંદ વગેરેનાં મનમાં સાચી ભાવનાનો અભાવ દેવે દીઠો, તેથીજ તે અદૃશ્ય થઇ ગયા. તેઓના મનમાં જીવને લાગુ પડનારા ભય અને સંશયની ઉત્પત્તિ થઈ હતી. કૃષ્ણ વિના આ સંસારમાં આપણે રહેવું નથી, માટે ધરામાં ડૂબી મરીને જીવનું બલિદાન દેવું જોઈએ. તેમણે મનમાં આવો વિચાર કર્યો તો ખરો, પણ તે પ્રમાણે અમલ કર્યો નહિ. સર્વસ્વનો ત્યાગ કરવાને અને જીવનો ( જીવભાવનો ) નાશ કરી દેવા માટે જેઓ તૈયાર ન હોય તેમની આગળથી દેવ અદૃશ્ય થઈ જાય છે. મનમાં ત્યાગની સાચી ભાવનાનો ઉદય થયો ન હોય, ત્યાંસુધી મોઢેથી ખાલી વાતો કરવાનો કશો અર્થ હોતો નથી. કોણ કયા ભાવ સહિત રડે છે અને તેમના ઉદ્‌ગાર કેટલી હદ સુધી સાચી ભાવનાયુક્ત છે, તે બધું દેવ સારી રીતે સમજી ગયા હતા. પછી કૃષ્ણનાં માબાપ, ગોવાળ અને ગાયોનાં ધણ સૌ ગામ તરફ વળ્યાં અને પોતપોતાનાં ઘર ભણી જવા લાગ્યાં. તુકારામ કહે છે કે, યશોદાનંદની તો છેલ્લી ઘડી આવી પહોંચી હોય, એવી અવસ્થા થઈ ગઈ હતી.

**૩૮૭૫**–દેવ અમુક પ્રયોજન સિદ્ધ કરવાને સારૂ પાણીમાં અદૃશ્ય થઈ ગયા હતા, તેમણે લોકોના મનનો ભાવ કેવા પ્રકારનો છે તે જોઈ લીધા પછી યમુનાને તળિયે ચાલ્યા ગયા. લોકોના મનનો ભાવ જોઈ લેતા પહેલાં તે છેક પાતાળ-ઊંડા પાણીમાં ચાલ્યા ગયા ન હતા, પણ થોડા થોડા પાણીમાં સંતાઈ રહ્યા હતા. સૌ ઘર ભણી પાછાં ફર્યાં તે જોઇને કૃષ્ણે ધરાને તળિયે જવા માંડયું. તળિયે જઈને કાળસર્પને જગાડવાને સારૂ તેમણે મોટે સાદે ગ-

ર્જનાઓ કરવા માંડી. ગર્વના સમુદ્ર સમાન તે સર્પ નિર્ભયપણે પોતાના દરની અંદર સૂઈ રહ્યો હતો. નારાયણને તેનો ગર્વ ઉતારવો હતો, તેથી દડાનું એક નિમિત્ત કરીને સર્પના નિવાસસ્થાનમાં તે ચાલ્યા આવ્યા હતા. તુકારામ કહે છે કે, દડાને બહાને કાળસર્પનો નાશ કરવાની દેવની ધારણા હતી.

૩૮૭૬-કાળસર્પની સ્ત્રીઓની પાસે જઇને કૃષ્ણે પોતાનો દડો પાછો માગ્યો. તે સ્ત્રીઓએ જોયું કે પોતાની સામે એક ઘણોજ મનમોહક રૂપવાન છોકરો ઊભેલો છે. તે લાવણ્યની મૂર્તિ જેવો, તેજ:પુંજ જેવો, દેદીપ્યમાન અને કોટિ સૂર્યચંદ્રને ઝાંખા પાડે એવી અંગકાંતિવાળો અતિ મનોહર કુમાર હતો. તેના પગ કેળના સ્તંભ જેવા સુગોળ અને કોમળ હતા. કૃષ્ણનું આવું રૂપ જોઇને કાલસર્પની સ્ત્રીઓ મનમાં વિચાર કરવા લાગી કે, આવા રૂપાળા છોકરાને તેની માએ શાથી પોતાની આંખ આગળથી વેગળો કાઢ્યો હશે ? એ છોકરો તો સૌને પોતાના પ્રાણ કરતાં પણ વધારે વહાલો લાગે એવો છે, છતાં એની મા એને શાથી વીસરી ગઇ હશે? કૃષ્ણનું સુંદર, સુકોમળ સ્વરૂપ જોઇને તેમની આંખોને ટાઢક વળી ગઇ. પણ ત્યાર પછી તેઓ પોતાના દુષ્ટ પતિના ભણી નજર કરીને બોલી ઊઠી કે, “ અરે ! આતો ઘણુંજ માઠું થયું. હમણાંજ તે દુષ્ટ સર્પ જાગી ઊઠશે અને આ છોકરાને ખાઈ જશે. એની મા બાપડી ટળવળીટળવળીને મરી જશે.” હવે આ છોકરાનો જીવ શી રીતે બચાવી લેવો તેનો વિચાર કરતાં કરતાં તે સ્ત્રીઓ કૃષ્ણના રૂપ ઉપર મોહિત થઇ ગઇ. તુકારામ કહે છે કે, દેવનાં રૂપ તો અનંત છે, તેમાંનું કોઇ પણ રૂપ મનુષ્યથી પૂરેપૂરૂં ઓળખી શકાતું નથી.

૩૮૭૭-પછી તે સ્ત્રીઓને સંબોધીને કૃષ્ણ બોલ્યા: “ મારો દડો અહીં કોણ લઈ આવ્યું છે ? જે કોઈ મારો દડો અહીં લઇ

આવ્યું હશે, તેના મનના કોડ પૂરા કરવાના હેતુથી હું અહીં આવ્યો છું." આવું સૂકું ને સટ ભાષણ સાંભળીને તે સ્ત્રીઓના મનમાં ભય પેદા થયો. અત્યાર સુધી તેમનું મન દેવના ઉપર ચોટયું હતું ત્યાંથી તે ખસી ગયું અને તેમના ધણી તરફ દોડી ગયું. તેમણે જોઇ લીધું કે નક્કી આજે અમારા ધણીના માથા ઉપર કાંઈક વિપત્તિ આવી પડી લાગે છે. અમારા નિવાસની આસપાસ મહાસાગરના જેવું અગાધ જળ ભર્યું પડયું છે, કે જેનો કાંઇ કરતાં છેડોજ નથી. તે છતાં આ છોકરો અહીં કયે રસ્તેથી એકલો એકલો ચાલ્યો આવ્યો હશે? કે પછી આ જગ્યાએ તો એકાએક ઉત્પન્ન નહિ થઈ ગયો હોય? એ દેખાય છે તો નાનોસરખો, પણ એના શબ્દ તો ઘણો ભય ઉત્પન્ન કરે એવા છે. એના મનમાં ભય તો લેશમાત્ર પણ નથી અને બોલે છે ત્યારે ગર્જના કરતો હોય એમ બોલે છે. એટલામાં તો તે કાળસર્પ જાગી ઊઠયો. દેવે મોટી ગર્જના કરીને તેને જાગૃત કરી દીધો. તે ઘડીએ તે સર્પ મુખમાંથી વિષવમન કરવા લાગ્યો. તેના ફૂંફાડાથી યમુનાના દરાનું પાણી ઊછળવા લાગ્યું. જેને માટે કૃષ્ણ આ ઠેકાણે આવ્યા હતા તે કામ હવે તેમની સમક્ષ હતું. તે કાળસર્પ હવે તેમની સામેજ હતો. બેઉ જણ એકબીજાને યુદ્ધને માટે પડકારવા લાગ્યા. કાળસર્પ મનમાં ભય પામ્યો તો ખરો તોપણ તે બોલ્યો: "અલ્યા! તું અહીં કેમ મરવાને સારૂ આવ્યો છે? જો, આ હું તને અબઘડીજ ગળી જાઉં છું." કૃષ્ણના ઉપર લાગ જોઇને તે સાપે ઝડપ મારી, પણ કૃષ્ણે તરતજ તેનો હુમલો ચૂકવ્યો. હવે સાપ મનમાં સમજી ગયો કે, મારો જીવ લેનારો કાળજ મારી સામે આવીને ઊભો છે કે શું? તેને કૃષ્ણનું રૂપ કાળ સમું ભયંકર દેખાયું. પછી તે સર્પે પોતાનાં સગાવહાલાંને મદદે બોલાવવા સાદ કર્યો અને પુષ્કળ સર્પ ત્યાં ભેગા થઇ ગયા. નાના પ્રકારના સર્પ કૃષ્ણના શરીરની આસ-

પાસ વીંટળાઈવળ્યા અને મોઢામાંથી ઝેર ઓકવા લાગ્યા. તુકારામ કહે છે કે, આવે વખતે તેમના ભક્તોના સિવાય બીજો કોઇ દેવની વહારે દોડી આવે એવો છેજ નહિ, એમ જાણીને તેમણે મનમાં ભક્તરાજ ગરુડનું સ્મરણ કર્યું.

૩૮૭૮-હવે સંભારતાની સાથેજ તેમનો પ્રિય સેવક ગરુડ તેજ ઘડીએ તેમના ચરણ આગળ આવીને ઊભો રહ્યો. તેણે જોઈ લીધું કે, મારા સ્વામીના શરીરની આસપાસ સાપ વીંટાઇ વળ્યા છે. સાપ તો નાનામોટા એવા જાતજાતના ભેગા થઈ ગયા હતા, પણ જ્યાં ગરુડે એક વાર ગર્જના કરી, એટલે બધાં સાપોલિયાં ટપાટપ નાસભાગ કરવા મંડી ગયાં. ગરુડે કેટલાંકને ચંચુનો પ્રહાર કરીને મારી નાખ્યાં ને કેટલાંકને પોતાના પગ તળે છૂંદી માર્યાં. કેટલાક સાપ તો ફક્ત ગરુડના ભયથીજ મરણ પામ્યા અને કેટલાક તેના કાલાવાલા કરીને પોતાના પ્રાણને માટે તેની યાચના કરવા લાગ્યા. ગરુડે ખવાય તેટલા સાપને ચાવી ખાધા. એટલામાં કૃષ્ણે તેને કહ્યું કે, "હવે ઘણું થયું. હવે હું જેને સારૂ અહીં સુધી આવ્યો છું તે કામ કરી લઉં." આટલું કહીને કૃષ્ણ કાલીય નાગને બાઝી પડચા. તેને થોડી વાર સુધી પગ તળે દબાવી રાખ્યો અને પછી તેના નાકમાં નાથ ઘાલીને એક હાથમાં દડો લઈને તેના ઉપર ચડી બેઠા. હાથમાં દોરીની લગામ પકડીને નારાયણ તે સર્પને પોતાની મરજી મુજબ ચલાવવા લાગ્યા અને ગરુડને આલિંગન દઈને તેને વિદાય કર્યો. આ બાજુએ યમુનાને કિનારે ગાયો સહિત ગોવાળિયા બેઠાબેઠા કૃષ્ણનું સ્મરણ કર્યા કરતા હતા. કૃષ્ણનું તેમને એક પળ વારને માટે પણ વિસ્મરણ થતું ન હતું. તેમનું લક્ષ તો યમુનાના ધરા ઊપરજ ચોટયું હતું. યમુનાને કિનારે બેઠાબેઠા તેઓ કૃષ્ણની વાતોને યાદ કરી કરીને એકબીજાને કહેતા હતા અને આ જગ્યાએ તેમણે ડૂબકી મારી, એવું પરસ્પર બતલાવતા

હતા. તુકારામ કહે છે કે, આ પ્રમાણે, ગોવાળિયા કૃષ્ણને સંભારતા બેઠા હતા. એવામાં તે પાણીની ઉપર નીકળી આવ્યા.

૩૮૭૯–એકાએક તેમની દૃષ્ટિ કાળસર્પના ઉપર પડી અને જાણે કોઈ ભયાનક વસ્તુ દીઠી હોય તેમ તેઓ ભયભીત થઈને નાસભાગ કરવા લાગ્યા. શ્રીકૃષ્ણ તે કાલીય નાગને યમુનાના પાણીની બહાર ઘસડી લાવ્યા અને બધા ગોવાળિયાઓને પોતાની પાસે બોલાવવા લાગ્યા. વૈકુંઠાધીશ કહેવા લાગ્યા કે, "અરે ઓ ગોવાળિયાઓ! તમે સૌ મારી પાસે આવો. હું તમારી પાસે ઊભો છું પછી તમારે ભય કેવો ને વાત કેવી? માટે તમે દૂર ભાગી ન જતાં મારી પાસે ચાલ્યા આવો." ભગવાનના આવા શબ્દો સાંભળીને તેઓ એકબીજાને કહેવા લાગ્યા કે, "અલ્યા! ચાલોને જોઈએ તો ખરા. આ વળી શો ચમત્કાર છે? ગાયો સહિત ગોવાળિયા આ નવીન તમાશો જોવાને સારૂ હરિની પાસે ચાલ્યા આવ્યા. સૌને તેમણે આલિંગન દીધું. ગાયોએ તેમની ગરદન પ્રભુના ખભા ઉપર મૂકી દીધી અને તેમને પ્રેમનો ઊભરો ચડી આવવાથી તેમના આંચળોમાંથી દૂધ ટપકવા લાગ્યું. તે બધી ગાયો એકએકના ઉપર પડાપડી કરવા લાગી. શ્રીહરિએ તે વખતે અનેક રૂપ ધારણ કરીને દરેક ગાયને શરીરે હાથ ફેરવીને પંપાળી. હરિએ જે જે ગાયને પંપાળી તે તે ગાય ખુશી થઈ અને ઘાસચારો ખાવા લાગી. દેવને ફરીથી જોઈને સૌનાં મન પ્રફુલ્લિત થયાં. દેવ તો તેમની પાસેના પાસેજ હતા; પણ દેવે માયા ફેલાવી હતી તેથી તેઓ તેમને જોઈ શકતા ન હતા અને સંશયમાં ગોથાં ખાતા હતા. કૃષ્ણના વિયોગથી વૃક્ષવેલીઓ પણ ચીમળાઈ ગયાં હતાં. તેમને દેવે દિવ્ય કાયાનું દાન દીધું. તુકારામ કહે છે કે, ગોવિંદે તેમને જે પદ આપ્યું હતું તે અવિનાશી પદ હતું, તેથી બીજા કશાનો નહિ પણ તેમની તૃષ્ણાનોજ નાશ થતો હતો.

૩૮૮૦–ગોવિંદનો મેળાપ થવાથી તેમની તૃષ્ણાનો ક્ષય થઈ ગયો અને આગળ ઉપર થનારો સંસારનો સંબંધ તૂટી ગયો. ગોવિંદે ચપળ ગોપાળના હાથમાં પતાકાઓ આપીને તેમને ગામ ભણી મોકલી દીધા. તેઓ મોટેથી બરાડા પાડતા ગયા અને નાચતા નાચતા સૌને કહેવા લાગ્યા કે, " હરિ આવી પહોંચ્યા છે. સૌ તૈયાર થઈ જાઓ." બધાં સ્ત્રીપુરુષો પોતપોતાને ઘેર ખિન્ન મને બેસી રહ્યાં હતાં. તેમની ભૂખતરશ અને નિદ્રા એ તો સામટાં ઊડી ગયાં હતાં. વારેઘડીએ હરિનું રૂપજ તેમની આંખો આગળ તરવરતું હતું. હરિ ગયા ત્યારે તેમને ખબર પડી, પણ તે પહેલાં તે કોણ છે તે તેમણે જાણ્યું ન હતું. તુકારામ કહે છે કે, પહેલાં ભૂલ કરવી અને પછી પશ્ચાત્તાપ કરવો એ તો દુનિયાનો સ્વભાવજ છે.

૩૮૮૧–માતા યશોદા બોલી: " હાય ! હાય ! આ થયુંજ શું ? કૃષ્ણ વિના હું જીવતીજ કેવી રીતે રહી ? હરિના વિના જીવવાનું પ્રયોજનજ શું ? તેના વિયોગનું દુઃખ રોજરોજ શા સારૂ વેઠયા કરવું ? મારા વિયોગની આગ તો મને ફરીથી હરિનો મેળાપ થાય તોજ હોલવાય એમ છે. ત્યારે તે કરતાં તો હું તેની પાછળ ગઈ હોત તો કેવું સારૂં થાત ? હવે જો મને ફરીથી એક વાર હરિનો મેળાપ થાય તો તેને હું મારા જીવની સાથે જડી રાખું." તુકારામ કહે છે કે, કૃષ્ણની બાબતમાં તેમની માતા આટલી બધી વ્યાકુળ થઈ ગઈ હતી તેથીજ સારા શકુન થયા.

૩૮૮૨–શ્રીહરિ દડો લઇને યમુનાના ધરામાંથી પાછા બહાર આવ્યા છે, એ વાત ગોવાળિયાઓએ આખા ગામમાં ફેલાવી દીધી. પોતાને બારણે હર્ષની પતાકાઓ લઇને આવેલા ગોવાળિયાઓને યશોદાએ દીઠા. પછી તેના પૂછવાથી તેમણે બધી હકીકત બહુજ હરખભેર કહી સંભળાવી. તે સાંભળીને યશોદાના હર્ષની સીમા

ન રહી. તેણે તરતજ ગોવાળિયાઓનાં વધામણાં લીધાં અને તેમને માથે રાઈમરચું ઉતારીને ફેંકી દીધાં. ગોવાળિયાની આસપાસ ગોકુળ ગામના બધા નાનામોટા લોકો ભેગા ગઇ ગયા. આખા ગામમાં આનંદ આનંદ થઇ ગયો. સૌને ગોવાળિયા કહી વળ્યા કે, ગોવિંદ યમુનાના ધરામાંથી પાછા બહાર નીકળી આવ્યા છે. કાલીયનાગનો મદ ઉતારીને તેના ઉપર સવાર થઇને બહાર આવ્યા છે. તે જોવાને સારૂ ગામના લોકો નાના પ્રકારનાં વાદ્યો વગાડતા વગાડતા બહાર આવ્યા અને સૌ ગાતાનાચતા હર્ષભેર નારાયણની પાસે આવ્યા. વૈકુંઠાધીશને જોતાની સાથે પ્રથમ તો બધા તેમની આગળ આળોટી પડ્યા. સૌને એકસરખા પ્રેમથી દેવે આલિંગન દીધું. સૌ સંપૂર્ણ હરિરૂપ બની ગયાં. હરિના આલિંગનનું સુખ પામવાથી સૌ પોતપોતાની જાતને ભૂલી ગયાં, તેથી હરિરૂપજ થઈ ગયાં. કૃષ્ણે પોતાનાં માબાપને તથા સૌને એકસરખાં સુખી કરી દીધાં. તુકારામ કહે છે કે, દેવને મનથી પોતાનાં માબાપ તથા બીજા લોકોની વચ્ચે કશો ભેદ હોતો નથી. તેમની દૃષ્ટિએ તો સૌ એક સમાનજ હોય છે.

**૩૮૮૩**–જેઓ હરિની સમીપ આવ્યાં તેમના વર્ણ અને ધર્મનો વિચાર ન કરતાં તેમણે સૌને આલિંગન દીધું. હરિ પોતે, ગામના બધા લોકો અને યશોદાનંદ સૌ ગામમાં પાછાં આવ્યાં. શ્યામસુંદર શ્રીકૃષ્ણને જોઇને સૌની આંખોના ઉપવાસ છૂટ્યા અને એક્કીઘડીએ સૌની આંખોએ પારણાંનો ઉત્સવ ઊજવ્યો. બ્રહ્માનંદની મસ્તીમાં બધા લોકો ઘેરેઘેર નૃત્ય કરવા લાગ્યા. ઘેરેઘેર ધ્વજાપતાકાઓ ફરફરવા લાગ્યાં. સૌએ પોતાનાં બારણાંમાં મંગલકુંભની સ્થાપના કરી, બારસાખે તોરણ બાંધ્યાં અને આંગણાંમાં સુંદર રંગોળિયો પૂરીને પોતાના મનના આનંદોત્સાહને વ્યક્ત કર્યો. સૌનાં આંગણાંમાં તુલસીવન તો હતાંજ. ત્યાં આગળ બેસીને

સૌ "રામકૃષ્ણનારાયણ" એવા નામોચ્ચાર કરીને હરિકીર્તન કરવા લાગ્યાં. સૌએ નારાયણનું નાના પ્રકારનાં પુષ્પ ઇત્યાદિથી પૂજન કર્યું. દેવની આગળ તેમની સેવાનું પહેલાંનું જે લેણું હતું તે પણ હજી દેવથી પૂરૂં ચૂકવાયું તો હતુંજ નહિ, તેમાં વળી તેમણે આ નવીન પુણ્યનો ભંડોળ ઉમેરી દીધો. આથી કરીને તેઓ દેવનાથી કદી પણ વિખૂટા થવાનાજ નથી. તેમણે પોતાની સેવા વડે દેવનેજ પોતાના કરજદાર બનાવી દીધા હતા. તુકારામ કહે છે કે, તેમણે કરેલી સેવાના ઋણુને લીધે દેવે સાકારરૂપ ધારણ કર્યું અને ભક્તોના કર્ણધાર થવા અવતર્યા છે.

૩૮૮૪–નારાયણે પોતાને ઘેર ગયા પછી સૌને વિદાય કર્યાં. તેમને રજા આપતી વખતે તેમણે સૌના મનનું સમાધાન કર્યું અને કહ્યું કે, "તમે મને એક ક્ષણ વારને માટે પણ વિસારશો નહિ." શી શી હકીકત બની હતી તે બધી વિગતવાર તેમણે સૌને કહી સંભળાવી અને તેમને બધાંને નમસ્કાર કરીને વિદાય કર્યાં. જતી વખતે તેમણે સૌના હાથમાં સાકર આપી, તે લઇને બધાં પોતપોતાને ઘેર ગયાં. પછી લોકો, ગોવાળિયા તથા ગાયો બધાં પોતપોતાને કામે લાગી ગયાં અને સૌ લોભને વશ થઇ ગયાં. દેવે છૈયાં-છોકરાં તથા પૈસાટકાના લોભમાં સૌને ભૂલાવો ખવરાવ્યો અને તેમને સૌને સ્વસ્વરૂપનું વિસ્મરણ કરાવી દીધું. તુકારામ કહે છે કે, તૃષ્ણાથી બંધાઇ ગયેલા લોકો નારાયણને શી રીતે ઓળખી શકવાના હતા?

૩૮૮૫–ત્યાર પછી એક દિવસ નારાયણે સૌ પ્રત્યક્ષ જોઈ શકે એવો એક ચમત્કાર કરી બતાવ્યો. ગોકુળના રહેવાશીઓ જ્યારે ઇન્દ્રનો ભાગ તેને સમર્પણ કરવા જતા હતા, તે ઘડીએ દેવે તેમને વાર્યા, કારણકે ઇન્દ્રનો ભાગ તેમને પોતે હરણ કરી લેવાનો

વિચાર હતો. ઇન્દ્રને સારૂ લોકો દૂધ, ઘી, માખણ લઈ જતા હતા, તેમને દેવે રસ્તામાંજ ઊભા રાખ્યા અને જે બધું ઇન્દ્રને સારૂ તેઓ લાવ્યા હતા તે ઝૂંટવી લીધું. ગોવાળિયાની કાવડોમાં જે કાંઇ સામગ્રી હતી તે બધી જ્યારે દેવે પડાવી લીધી, ત્યારે તેઓ બોલ્યા કે, "હે દેવ! તમે આ સારૂં નથી કરતા. તુકારામ કહે છે કે, એ દેવ એવા છે કે જે ન કરવા જેવું હોય તેજ કરે છે અને કાળનો મનમાં જરા પણ ભય ન રાખતાં ખેલ ખેલ્યા કરે છે.

૩૮૮૬–તે બધા ગોવાળિયા તેમને કહેવા લાગ્યા કે, "હે દેવ! તારા આવા ખેલને લીધે જો ઇન્દ્ર અમારી ઉપર કુપિત થશે તો તેનું પરિણામ સારૂં નહિ આવે." દેવે તેમને કહ્યું કે, "તમે ઇન્દ્રનો લેશમાત્ર પણ ભય રાખશો નહિ, ઇન્દ્રના તરફથી તલમાત્ર ધાક, ભય કે શંકા રાખશો નહિ, એવું ચક્રપાણિ શ્રીકૃષ્ણે ગોવાળિયાઓને કહ્યું. ભગવાને આટલું બધું કહ્યું તોપણ તેમના મનને ધીરજ રહી નહિ. તેમનું મન સંશયયુક્ત થઇ જવાથી તેમની બુદ્ધિ ભ્રમિત થઈ ગઈ. દેવોનો પણ જે આદ્ય દેવ છે તેની માયાને તેઓ જાણી શક્યા નહિ અને ઊલટા બુદ્ધિભ્રમને લીધે ચગડોળે ચડી ગયા. તુકારામ કહે છે કે, હરિને ઓળખ્યા વિના તેઓ દુઃખ અને સંસારનો બોજો વહેવા લાગ્યા.

૩૮૮૭–જેઓ પ્રપંચનો ભાર વહેતા ફરે છે તેઓ દેવને ઓળખી શકતાજ નથી. જો કે દેવ તો તેમના દેહથી અત્યંત પાસેના પાસેજ છે. દેવ તો તેમના શરીરની સાથે વીંટળાઇને રહેલા છે, પણ તે છતાં તેમના જાણ્યામાં આવતા નથી. વળી કદાચ કોઇને જરાતરા સમજણ પડી પણ જાય; તોપણ તેઓ સંશયગ્રસ્ત તો રહે છેજ. જેમની બુદ્ધિ સ્થિર થઈ ન હોય તેઓ ચિંતાના ધરાની અંદર ડૂબી મરે છે. જેઓ તૃષ્ણાના દાસ અને લોભી હોય છે

તેમની બુદ્ધિને નારાયણ સ્થિર થવા દેતા નથી. તુકારામ કહે છે કે, દેવનાં કાર્યો લોભી મનુષ્યોથી દેખી ખમાતાં નથી તેથી તેઓ સદા દુઃખી થયા કરે છે.

૩૮૮૮–લોભને લીધે જેઓ દુઃખી થઇ ગયા છે અને ચિંતાના ખાડામાં જેઓ ડૂબી ગયા છે એવા ગોકુળ ગામના લોકો એક-બીજાને કહેવા લાગ્યા કે, "હવે ઇન્દ્રાદિ દેવતાઓ આપણી ગાયો અને ભેંશોને ડુબાડી મારશે. જરૂર થોડી મુદતમાં કાંઈ નહિ તો કાંઈ વિપત્તિ તો આવીજ જાણજો. કૃષ્ણને આપણે ગમે તેટલું કહીએ છીએ, પણ તે એટલો બધો ઉદ્ધત થઇ ગયો છે કે આપણું કહેણુ કાને ધરતોજ નથી. ચાલો આપણે તેનાં માબાપ આગળ જઇને બધી વાત કહી દઇએ અને તેઓ તેને ઠપકો આપે અને ધમકાવે એવું કહીએ." દેવે તેમને કાળનો કોળિયો કરીને ખવડાવ્યો તો હતો, પણ તેમણે રીસ ચડાવીને તે ખાધો નહિ અને ઊલટા કૃષ્ણના ઉપર ખીજવાઇને તેમની વિરુદ્ધ બોલવા લાગ્યા. તુકારામ કહે છે કે, જેઓ ક્રોધાવિષ્ટ થઇને દેવના ઉપર ખીજવાઈ જશે તેમને માથેથી કાળની સત્તા કદી ઓછી થવાનીજ નથી.

૩૮૮૯–પણ જેઓ બોબડાતોતડા અને ગાંડાઘેલા પણ કૃષ્ણના ભાવિક ભક્તો હતા તેવા ગોવાળિયાઓને ભોગસુખનો હિસ્સો આવી મળ્યો હતો. પ્રપંચનો ભાર વહેનારાઓ પોતપોતાની કાવડોને ફેંકી દઈને ચાલતા થયા; પણ માખણ તો ભાવિક ભક્તો-નેજ ભાગે આવ્યું. ભગવાને સૌને શીરામણ વહેંચી આપ્યું અને પછી પોતે આનંદપૂર્વક ગોવાળિયાઓની સાથે રમવા મંડી ગયા. રમી રહ્યા પછી પણ દૂધ, દહીં, માખણ વગેરે ભય અને ચિંતા-રહિત થઇને ખાવા લાગ્યા. તુકારામ કહે છે કે, જે ગોવાળિ-યાઓને શ્રીકૃષ્ણ સહાયકારી થતા હોય તેમની આગળ કોનું જોર ચાલવાનું હતું ?

૩૮૯૦–હવે ગોકુળમાં ભગવાને શું શું કર્યું હતું, તે વાતની ઇન્દ્રને જાણ થઈ ગઈ અને કૃષ્ણજ મારું અપમાન કરાવે છે તે પણ તેણે જાણ્યું. તેથી ઇન્દ્રરાજાએ એકદમ પોતાના આજ્ઞાપાલક મેઘોને આજ્ઞા કરી કે, "તમે ગોકુળના ઉપર એવી વૃષ્ટિ કરો કે આખું ગામ ધોવાઈ જાય અને તેની એક એંધાણી પણ રહેવા પામે નહિ. એવી મુશળધાર વૃષ્ટિ કરો કે ગાયો, ભેંશો અને ગામના રહેવાશીઓ એમાંનુ કોઇ બચી જાયજ નહિ. આ ગોવાળિયાના પોરિયાઓ મારી ધાક માનતા નથી. માટે હે મેઘો! તમે સૌનો નાશ કરો." આ પ્રમાણે ઇન્દ્રે આજ્ઞા કરી. જ્યાંસુધી હું કોપ્યો નથી ત્યાંસુધીજ તેઓ પોતાના જેવા એક ગોવાળિયાને દેવ માનીને તેનું સન્માન કરશે. શ્રીકૃષ્ણ સાક્ષાત્ દેવ છે એ વાત ઇન્દ્ર પોતાના અભિમાનને લીધે સમજી શકયો નહિ. તેનામાં અભિમાન અને ગર્વ એ બે દુર્ગુણ વધારે પડતા હતા. તુકારામ કહે છે કે, જેનામાં અતિશય અભિમાન હોય તેનાથી દેવ દૂરના દૂરજ રહે છે.

૩૮૯૧–વ્રજના ગોવાળિયા ભાવિક હતા અને તેમનામાં અભિમાન ન હતું. એટલા માટેજ તેમને દેવની પ્રાપ્તિ થઈ હતી. આપણા મનમાં ભરાઇ રહેલા સંશયને લીધે આપણે આપણી અંદર અને આપણા દ્વારાજ સારી રીતે ફસાઈ ગયા છીએ. જેના મનમાં પોતાના સ્વરૂપને વિષેજ આવો સંશય હતો, તેમને સૌ દેવોમાં આદ્યદેવ અને સંપૂર્ણ વિશ્વના પોષક કૃષ્ણે ભૂલાવામાં નાખી દીધા અને પોતાની માયાનો ભેદ સમજવા દીધો નહિ. શ્રદ્ધા વિના દેવનો મર્મ સમજાતોજ નથી. ભક્તિ વિનાના તેમજ ધૈર્ય વિનાના લોકો જેવા ને તેવાજ રહી જાય છે. તુકારામ કહે છે કે, જેનો જેવો ભાવ તે પ્રમાણે તેનાથી દૂર અથવા પાસે રહીને દેવ તેની સાથે લેવડદેવડ કરે છે.

૩૮૯૨–તે દેવને ઇન્દ્ર પણ પૂરેપૂરો ઓળખી શકયો નહિ.

એટલા માટે તો તેણે મેઘવૃષ્ટિ કરવા માંડી. વૃષ્ટિ કરતી વખતે ઇન્દ્રે આકાશમાં ભયાનક ગર્જનાઓ કરવા માંડી, તે સાંભળીને ગોવાળિયાઓએ એકાએક આકાશ ભણી જોયું. તેમણે દીઠું કે આકાશ કાળાં કાળાં વાદળાંથી ઘેરાઈ ગયું છે અને વીજળીના કડાકા સાથે મૂશળધાર વરસાદ વરસવા લાગ્યો છે. તે જોઇને સૌ ભયભીત થઈને વિચાર કરવા લાગ્યા કે, હવે શો ઉપાય કરવો? આવી રીતે ચિંતામાં ઘેરાઈ જવાથી રમત રમવામાં તેમનું મન લાગ્યું નહિ અને દેવને કહેવા લાગ્યા કે, અમે અન્યાય કરી બેઠા છીએ. અન્યાય કરતી વેળા તે અમને સારો લાગ્યો પણ આગળ જતાં તેનું શું પરિણામ આવશે તે અમારા સમજવામાં આવ્યું નહિ. બીજો ઉપાય ન જડવાથી તેઓ કૃષ્ણનું સ્મરણ કરતા બેઠા. હવે આપણને અને આપણી ગાયોને કેવી રીતે અને ક્યાં લઇ જઇએ તો ઉગારી લેવાય તેની તેમને કશી સૂઝ પડી નહિ. તુકારામ કહે છે કે, તેઓ ગમે તેટલો વિચાર કરે, તોપણ તેથી શું વળવાનું હતું? કારણકે તેમની બુદ્ધિજ સ્થિર ન હતી.

૩૮૯૩–પછી તેઓ એકદમ વિહ્વળ અને ગાંડા જેવા બની જઈને એકબીજાને પૂછવા લાગ્યા કે, "હવે આપણે શો ઉપાય કરીશું? એવામાં શ્રીકૃષ્ણે ગોવાળિયાઓને કહ્યું કે, ચાલો આપણે પેલા ગોવર્ધન પર્વતને ઊંચકીને આપણા માથા ઉપર ધરી રાખીએ. તમે કોઇ જરાય બીશો નહિ. તમારાથી થાય તેટલું જોર કરજો, ખૂબ કરાંજીકરાંજીને પર્વતને ઊંચો કરજો, મોઢેથી હાકોટા મારજો અને શ્વાસ છોડી દેશો નહિ. શ્રીકૃષ્ણે તેમને આ પ્રમાણે કહ્યું તો ખરું, પણ તેમને તે ખરૂં ન લાગ્યું. તેથી તેમના મનમાં શંકા રહી ગઇ અને ભય પણ દૂર થયો નહિ. તેથી તેઓ મનમાં બીતા બીતા કૃષ્ણને કહેવા લાગ્યા કે, "ચાલ, ત્યારે તું કહે છે તેમ કરીએ." તુકારામ કહે છે કે, તેમના મનમાં જે ભય

ઘર કરી રહ્યો હતો તે કૃષ્ણ તેમની પાસેના પાસે હોવા છતાં તેમના મનમાંથી ખસ્યો ન હતો.

**૩૮૯૪**–નારાયણ પોતાના સેવકોને દુઃખ જોવા દેતા નથી. દુઃખનો પ્રસંગ આવી પડે તે અગાઉજ તેનું નિવારણ કરી દે છે. શરૂઆતમાં આગળનો રસ્તો સાફ કરી દઇને પોતે ભક્તોને આગળ આગળ ચલાવે છે અને પોતે આનંદપૂર્વક તેમની પાછળ પાછળ ચાલ્યા આવે છે. ગોવર્ધન પર્વતના ઉપર જ્યાં ભગવાને માત્ર પોતાનો હાથજ અડકાડ્યો કે તરત તે પોતાની મેળેજ ઊંચો થઈ ગયો. પર્વતને તો ભગવાને પોતાના સ્વસામર્થ્ય વડેજ ઊંચક્યો હતો; તોપણ ગોવાળિયાઓને નિમિત્ત બનાવીને દેવે એ કાર્ય કરાવ્યું અને તેના પોતે એકલાજ કર્તા હતા, તોપણ તેની કોઇને ખબર પડવા દીધી નહિ. દેવ તો દીનજનો પ્રતિ કૃપાળુ અને પતિતપાવન છે અને ભક્તોનાં વચનને પોતે ખરાં સાબિત કરી દે એવા છે. તુકારામ કહે છે કે, ભક્તોએ પોતાનાં સુખદુઃખની દેવની આગળ ફરિયાદ કરવાની જરૂરજ નથી. તે તો એવા કૃપાવંત છે કે, વગર કહ્યેજ ભક્તોનાં દુઃખોનું નિવારણ કરી દે છે.

**૩૮૯૫**–કૃપાવંત દેવે સૌ ગોવાળિયાને હાંક મારીને કહ્યું કે, "અરે! તમે બધા આ પર્વતની તળેજ ઊભા રહેજો. કોઇ બહાર ડોકિયું કરશો નહિં. ભગવાને ગોવર્ધન પર્વત ઊંચકી રાખ્યો અને વરસાદથી ગભરાઇ ગયેલા ગોવાળિયા તેની નીચે આવીને ભરાઈ ગયા. ગોવાળિયા ગોળ કુંડાળામાં ઊભા રહ્યા. કોઇ કોઇ ભયના માર્યા હસવા લાગ્યા અને કોઈ રડવા લાગ્યા. પર્વતની નીચે ગાયો, વાછરડાં, પશુ, પક્ષી, સૌએ આશ્રય લીધો. હરિએ જેમને પોતાના દાસ માની લીધા એટલે પછી તેઓ ગમે તે જાતિનાં હોય; તોપણ તેમનો તે સ્વીકાર કરે છે. તુકારામ કહે છે કે, જાતિ

અને કુળની દેવને કશી કિંમત હોતી નથી. જે કોઈ તેનો અનન્ય ભક્ત થઇને રહે તેની સાથે તે પણ અનન્ય ભાવે વર્તન કરે છે.

૩૮૯૬–હું હરિને આધીન છું, એવું જે કોઈ કહે છે તેનું હિત ભગવાન કરે છેજ. ભગવાન પોતાના દાસનું બુદ્ધિપુરઃસર રક્ષણ કરતા રહે છે. કાળને પણ તેની સામે નજર કરવા દેતા નથી. ખરી રીતે તો વરસાદ વરસવા લાગ્યો, તે પહેલાંજ તેમણે સૌના રક્ષણનો ઉપાય મનમાં નક્કી કરી રાખ્યો હતો. વરસાદ તો ત્યાર પછી પડવા લાગ્યો. મોટે મોટે ફોરે વરસાદ વરસતો હતો, તેથી જાણે ગોવર્ધન પર્વતના ઉપર પથ્થર વરસતા હોય એવું લાગતું હતું. સાતસાત દિવસ સુધી આકાશમાંથી પથ્થરની વૃષ્ટિ થતી હોય તેમ એકસરખી રીતે વરસાદ વરસતોજ ગયો. ગોવાળિયાઓએ વગર વિસામે ગોવર્ધન પર્વત ધરી રાખ્યો અને તેઓ મનમાં ફુલાવા લાગ્યા કે, 'અમારા સમાન બળવાન કોઇજ નથી.' તેમના મનનો વિચાર દેવ સમજી ગયા. તેથી તેમણે તેજ ઘડીએ સૌને કહ્યું કે, 'તમે તમારા હાથ લઇ લો.' ગોવિંદના આવા બોલ સાંભળીને સૌ હસવા લાગ્યા અને તેમની મશ્કરી કરવા લાગ્યા. ગોવર્ધન પર્વતને ઊંચકીને અમારી ગરદન, ખભા, હાથ વગેરે કેવાં છોલાઈ ગયાં છે અને તેમના ઉપર કેવા ફોલ્લા પડ્યા છે તે દેવને બતાવવા લાગ્યા. તેઓ બોલ્યાઃ "અરે ઓ દેવ! તેં આખા પર્વતનો બધો ભાર અમારા ઉપર નાખી દીધો છે અને તું તો અમારી નજર ચૂકવીને ખાસ્સો મજાથી ઊભો રહ્યો છે. પર્વતને ઊંચકવામાં મારો પણ ભાગ છે, એવું લોકોને બતાવવાને સારૂ તેં અમસ્તી એક આંગળી અડકાડી રાખી છે, તેટલાથી શું આવડો મોટો પર્વત અધ્ધર રહેતો હશે કે? તે બધા ગોવાળિયા ગોવર્ધન પર્વત નહિ પણ મૂળ પર્વત (અભિમાન)ના ભારથી થાકી ગયા હતા; કારણકે તેમણે પર્વત ઊંચક્યો તો ન હતો, પણ 'અમે ઊંચ-

ફરીએ છીએ,' એવું તેમણે મનથી માની લીધું હતું. તુકારામ કહે છે કે, આ બધા વાચાળ ગોવાળિયા દેવનું પારખું લેવા બેઠા હતા.

૩૮૯૭–જેઓ ખોટા, વાચાળ, ભક્તિહીન અને ક્ષુદ્ર બુદ્ધિના હતા તેઓ પોતાના બળનાં વખાણ કરવા લાગ્યા. ખરી વાત શી છે, તે તો તેમના સમજવામાં આવીજ નહિ અને ગર્વથી ભારેખમ મોઢાં કરીને અભિમાનના ઉદ્ગાર કાઢવા લાગ્યા. આંધળાને કયે દહાડે સૂઝવાનું હતું? ભગવાને પોતાની આંગળી જરાકજ ઢીલી કરી અને એટલી વારમાં તો ગોવાળિયાઓએ પર્વતને અડકાડેલા હાથ નીચા વળવા લાગ્યા અને તેમના ટાંટિયા બેસી જવાની તૈયારી કરવા લાગ્યા. બીજીજ ક્ષણે દેવે પાછો પોતાની આંગળીના ટેરવા ઉપર પર્વતને ઊંચકી લીધો. તે ઘડીએ બધા ગોવાળિયા કહેવા લાગ્યા કે, "અમે જૂઠીજ મહેનત કરી મરીએ છીએ. હવે ખરી વાતની અમને ખબર પડી ગઇ." તુકારામ કહે છે કે, સૌને ખરી હકીકતનું જ્ઞાન થઈજવાથી તેઓ બધા નિરભિમાની થઇ ગયા.

૩૮૯૮–દેવે સૌને અભિમાન રહિત કરી દીધા અને સૌની પાસે સાષ્ટાંગ નમસ્કાર કરાવીને તેમને પોતાના શરણાગત બનાવી દીધા. તેઓ આ રીતે દીન થઇને જ્યારે નારાયણના ચરણ આગળ ધૂળમાં આળોટવા લાગ્યા ત્યારે દેવે કહ્યું કે, "ઘણું સારૂં થયું. આજે તમે ગોવર્ધન પર્વત ઉપાડયો છે એ વાતને તમે સાચી સાબિત કરી દીધી." આવું સાંભળીને બધા ગોવાળિયા ફરીથી દેવને પગે પડયા અને કહેવા લાગ્યા કે, "અમારામાં તું એકલોજ બળવાન છે. ઓ દેવ! તું એકલો જો અમારી પાસે ન હોય તો અમે આટલા બધા કશાજ કામના નથી. ઓ કૃષ્ણ! ઓ બળરામ! આ વાત અમે આજે બરાબર સમજી ગયા છીએ. આજ સુધી અમને તારા ચરણના મહિમાનું જ્ઞાન ન હોવાથી અમે અભિમાની થઈ ગયા

હતા. ઓ નારાયણ! તારા સામર્થ્યનો પાર અમે શી રીતે પામી શકીએ? તેં તો ફક્ત તારા એક નખના ઉપર ગોવર્ધન પર્વતને ઊંચકી રાખ્યો છે. આકાશમાંથી નર્યા પથ્થર વરસતા હોય, એવી ભયંકર વૃષ્ટિમાંથી આખા ગોકુળ ગામનું અને અમારૂં સૌનું તેંજ રક્ષણ કર્યું. તારા સામર્થ્યનું વર્ણન કરી શકે એવો છેજ કોણ?" આવું કહીને તેમણે સૌએ ભગવાનના ચરણ પકડી લીધા. સૌને દેવે એવા સુખી કરી દીધા કે, તેઓ બધા પોતાની ભૂખતરશનું ભાન ભૂલી ગયા. તુકારામ કહે છે કે, તેમણે વૈકુંઠના સ્વામીને ઓળખી લીધા, તેથી તેમને શાંતિ પ્રાપ્ત થઈ ગઇ.

૩૮૯૯-હવે સૌને જાણ થઈ ગઈ કે, કૃષ્ણ અમારામાં દેવ છે. આવું જ્ઞાન થઇ જવાથી તેમની શંકાની ઉપાધિ ટળી ગઈ. નાના-મોટા સૌનો વહેમ મનમાંથી નીકળી ગયો અને કૃષ્ણ એ દેવજ છે, એ મર્મ સમજાઇ ગયો. ત્યાર પછી કૃષ્ણની સંગતિમાં રહીને સૌ ગોવાળ પોતપોતાના મનમાં નિર્ભય થઈ ગયા. અનેક કવિતાઓ રચીને તેઓ કૃષ્ણનાં ગીત ગાવા લાગ્યા. તેમનાં ચિત્ત કૃષ્ણમય બની ગયાં. તેમને બહારની દુનિયાનું જ્ઞાન રહ્યું નહિ; કારણકે તેમના અંતરમાંજ સત્ય સુખનો ઉદય થઈ ચૂકયો હતો. તે સુખની લહેરમાં તેમને રાત્રિદિવસનું પણ ભાન રહેતું નહિ. તેઓ ગોવિંદની અખંડ જ્યોતિનું નિરંતર ધ્યાન કરવા લાગ્યા. તુકારામ કહે છે કે, તેઓ શ્રીહરિના ધ્યાનથી એવા તૃપ્ત થઇ ગયા કે તેમને ખાવાપીવાનું મળ્યું નહિ, તોપણ તેમના મનના સમાધાનમાં જરા પણ ભંગ પડ્યો નહિ.

૩૯૦૦-ગોપાળ (ઇન્દ્રિયોનું પાલન-રક્ષણ કરનાર) શ્રીકૃષ્ણ તેમની સાથેના સાથે હોવાથી તેમની સૌની ઇન્દ્રિયો સમાહિત અવસ્થામાં આવી ગઈ. જેમનાં અંતરમાં ગોવિંદના પ્રકાશનો

ઉદય થયો હોય તેમને બહારના પ્રકાશની અપેક્ષા હોયજ શાની? તેમનાં કામકાજ તથા બહારની પ્રવૃત્તિઓ એકદમ બંધ થઇ ગયાં; અને આ મારૂં અને પેલું તારૂં એવો ભેદભાવ પણ તેમના મનમાં રહેવા પામ્યો ન હતો. સૌની સૌના ઉપર એક સમાન પ્રીતિ હોવાથી શ્રીહરિ તેમની દૃષ્ટિએ લેશમાત્ર પણ વિષમતા જોવા દેતા ન હતા. તુકારામ કહે છે કે, તેમને શ્રીકૃષ્ણનો આનંદ પ્રાપ્ત થઇ ગયેલો હોવાથી પોતાનું અને પરાયું બધું એકસરખુંજ દેખાતું હતું.

૩૯૦૧–શ્રીકૃષ્ણના આનંદમાં તેઓ એવાં મસ્ત બની ગયાં હતાં કે, તેમને ભૂખતરશનું ભાન રહેતું નહિ અને તેમનો બધો વખત સમાહિત અવસ્થામાં વ્યતીત થતો હતો. આવી ને આવી હાલતમાં કોણ જાણે કેટલાય દિવસ વીતી ગયા હશે તેનું તેમને ભાન રહ્યું ન હતું અને બહારની દુનિયાને પણ તેઓ ભૂલી ગયા હતા. તુકારામ કહે છે કે, તેમની તમામ કામનાઓનું ઉપશમન થઈ ગયું હતું. તૃષ્ણા કેવી હોય તે તેઓ ભૂલી ગયા હતા અને શું જાય છે તથા શું આવે છે, તેની લેશમાત્ર તેમને ચિંતા રહી ન હતી.

૩૯૦૨–બહિર્મુખવૃત્તિ કરવાનો તેમના મનમાં વિચાર પણ આવતો નહોતો અને બહારની દુનિયામાં શું શું થાય છે તેની તેમને ખબર પણ ન હતી. આ લોકોને હવે કશી વાતનું જ્ઞાન રહ્યું નથી, એવું દેવ સમજી ગયા. પછી દેવે ખેલ ખેલવાના હેતુથી તેમનાં હૃદયમાં પ્રવેશ કર્યો. તેમની સાથે ક્રીડા કરવાને તથા તેમની સાથે સંભાષણ કરવાને સારૂ દેવે તેમની વૃત્તિને તેમના શરીર પ્રતિ આકૃષ્ટ કરી. દેવને નામ, રૂપ, આકાર એમાંનું કાંઈ છેજ નહિ. આવા દેવ ભક્તોનાં હૃદયમાં પ્રવેશ કરીને તેમનાં મુખ દ્વારા પોતે બોલે છે. દેવ ભક્તોનાં મુખની મારફતે બોલે તો છે, તોપણ બેઉ એવા પરસ્પર એકાકાર થઈ જાય છે કે, જાણે તેઓ કદી પૃથક્ હતાજ નહિ.

દેવ અને તેમના ભક્તો એ બેને જે જુદા સમજશે તે પૃથ્વી ઉપર ભારરૂપજ કહેવાશે. ભક્તોના પ્રતિ રાગદ્વેષ, નિંદા, એમાનું કોઈ પણ એક પાપ કર્યાથી સર્વ પ્રકારનાં પાપ લાગુ પડે છે. ભક્તદ્વેષી લોકોની કદી છાયા પણ લેવી નહિ. જેમ વિષ પ્રાણનાશક છે તેમ એવા લોકોની સંગતિ પણ પ્રાણનાશક છે. કોઈ સંતોની નિંદા કાને સાંભળશે તે પણ નરકે જશે. સંગતિનું ઘણું ભારે મહત્ત્વ છે; કેમકે સત્સંગતિથી પતિત જીવોનો પણ ઉદ્ધાર થઇ જાય છે. એટલા માટે સંતોની સેવા કરનારાઓએ ઉપર કહ્યા તેવા અધમ લોકોનો ત્યાગ કરવો. તુકારામ કહે છે કે, સંત સેવાથી જેનો કદીય નાશ ન થાય એવા મહત્ લાભનો રાશિ હાથ આવે છે.

૩૯૦૩-મોઢેથી હરિનામનું સ્મરણ કરનારાઓ અવિનાશી-પદને પામે છે અને તેમને સર્વ પ્રકારનાં સુખની પ્રાપ્તિ થાય છે. બધાજ સુખનો અનુભવ તેમને તેમનાં અંતઃકરણમાં થતો હોય, તો પછી તેમને બાહ્ય સુખોની દરકાર પણ શી રહે? આવી રીતે બધા ગોવાળ કૃષ્ણાનંદની અંદર તલ્લીન થઇ ગયેલા હોવાથી બહિર્મુખવૃત્તિ કરવાનુંજ તેઓ ભૂલી ગયા. યોગી પુરુષોને જે સુખ તેમની સમાધિ-અવસ્થામાં પ્રાપ્ત થાય છે, તે સુખ ગાયોને, વાછરડાંને તથા પશુપક્ષી આદિ સર્વ જીવોને અનાયાસે પ્રાપ્ત થઈ ગયું. તુકારામ કહે છે કે, બહાર વરસાદ વરસતો બંધ થયો છે તે વાતની એકલા કૃષ્ણના સિવાય બીજા કોઈને ખબરજ ન પડી.

૩૯૦૪-બહારની દુનિયાની ખબર દેવેજ સૌને કરી દીધી અને કહ્યું કે, “ હવે વૃષ્ટિ થંભી ગઈ છે, માટે હવે આપણે બધા પાછા ગોકુળ જઇએ.” આ પ્રમાણે વિપત્તિને ટાંકણે દેવ તેમનું રખોપું કરતા અને સુખનાં ફળ પોતાના ભક્તોને ચખાડતા. દેવ પોતાના ભક્તોને દુઃખની છાયા પણ જોવા દેતા નથી. ભક્તોના

ઉપર દુઃખનો પ્રસંગ આવી પડે ત્યારે તેમને ખબર પણ ન પડે એવી રીતે દેવ તેમનાં દુઃખનું નિવારણ કરી દે છે. પથ્થરની ઝડી વરસે એવો વરસાદ વરસ્યો, પણ તે ક્યારે આવ્યો અને ક્યારે બંધ થઈ ગયો તે ગોવાળિયાઓએ જાણ્યું પણ નહિ. તુકારામ કહે છે કે, આવી રીતે ભક્તોના સંકટનું નિવારણ કરે એવા એક હરિજ છે.

**૩૯૦૫**–બધા ગોવાળ આતુરતા સહિત બહાર ડોકિયાં કરવા લાગ્યા, તેમને કૃષ્ણે કહ્યું કે, "હવે વૃષ્ટિ થંભી ગઈ છે. કાળ જેવી વૃષ્ટિ હવે બંધ થઈ ગઈ છે." આવું જાણીને બધા લોક બહાર આવ્યા. તે ઘડીએ સૌને પરમાનંદ થયો અને ખૂબ આશ્ચર્ય જેવું લાગ્યું. કૃષ્ણ ખરેખર દેવજ છે, એ હવે સૌને બરાબર સમજાઇ ગયું. પછી તેઓ અત્યંત પ્રેમ સહિત કૃષ્ણની આસપાસ નૃત્ય કરવા મંડયા અને મંગલ ગીત ગાવા લાગ્યા. બલરામ અને શ્રીકૃષ્ણ ગાતા ગયા અને બીજા બધા ગોવાળ કોઈ વેણુ, તો કોઈ મુરલી વગાડવા લાગ્યા. ગાયો, વાછરડાં વગેરે પશુઓને પણ કૃષ્ણપ્રેમનું આકર્ષણ લાગવાથી તેઓ પણ નાચીકૂદીને પોતાનો આનંદ વ્યક્ત કરવા મંડી ગયાં. જેમનાં ચિત્ત ઉપર ગોવિંદે અધિકાર કરી લીધો હોય, તેમના કરતાં વિશેષ ભાગ્યવાન બીજા હોયજ કોણ? તુકારામ કહે છે કે, એક તો ગોવિંદની સંગતિ અને બીજું તેમનું ધ્યાન એ બે કારણોને લીધે ગોકુળગામના બધા રહેવાશીઓ ગોવિંદ-રૂપજ થઈ ગયા હતા.

**૩૯૦૬**–હવે ગોકુળની શી સ્થિતિ થઇ છે તે જોવાને માટે આકાશમાં ઈન્દ્ર આવી પહોંચ્યો. તેની આગળ જઇને મેઘે પોતાની બહાદુરીનાં બણગાં ફૂક્યાં કે, "અમે ગોકુળગામનો પૂરેપૂરો સંહાર કરી નાખ્યો છે. આખી વસ્તીમાંથી એક પણ જીવ સલામત રહેવા પામ્યો નથી. અમે એવી નરી પથ્થરનીજ ઝડીના

જેવી વૃષ્ટિ કરેલી કે તેના સપાટામાં આવીને બધાંજ મરી પરવાર્યાં. વૃષ્ટિ વિનાની એક તલપૂર ખાલી જગ્યા અમે રાખીજ ન હતી. ગોકુળમાં શું થયું તેનું તેમને પોતાને જ્ઞાન ન હોવાથી તેઓ ઇન્દ્રની આગળ આ પ્રમાણે લવારો કરી ગયા. દેવને જાણ્યા વિના જેઓ ગર્વથી ફુલાઈ જઇને આપવડાઇ કરવા મંડી જાય છે, તેમનું આખરે અપમાનજ થાય છે. મેઘોએ ભગવાનની માયાને જાણ્યા વિના પોતાના સામર્થ્યનાં ખોટાં બણગાં ફૂંક્યાં. હવે આ વાત ખરી છે કે ખોટી, તે જોવાને સારૂ ઇન્દ્ર નીચે આવ્યો. તુકારામ કહે છે કે, ઇન્દ્રે જોયું તો ગોકુળગામ તો જેવું હતું તેવું ને તેવું દીઠું અને ગોવાળિયા તો ઊલટા વધારે આનંદમાં આવી જઇને નાચવા મંડી ગયા હતા.

૩૯૦૭-ગાયો, વાછરડાં અને ગોવાળિયા સૌને નાચતાં જોઇને ઇન્દ્રને અતિ આશ્ચર્ય પેદા થયું. તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, "પથ્થરની ઝડીના જેવો વરસાદ વરસ્યો અને છતાં આ લોકો જીવતા રહ્યાજ શાથી ? આ ઠેકાણે પ્રત્યક્ષ દેવ હોવા જોઇએ. મેં ઉત્પન્ન કરેલું વિઘ્ન સફળ થયું નહિ, તેનું આજ કારણ હોવું જોઇએ." પછી ઇન્દ્રે તપાસ કરવા માંડી ત્યારે દેવે ગોવર્ધન પર્વત ઊંચકી રાખ્યો હતો, તે વાતની તેને જાણ થઈ. આ ઉપરથી ઇન્દ્ર સમજી ગયો કે, અહીંજ ભગવાનનો પૂર્ણ અવતાર પ્રકટ થયો હોવો જોઇએ. ગોવાળને ઘેર દેવ પ્રકટ થયા તે જાણીને ઇન્દ્ર તેમની સ્તુતિ કરવા લાગ્યો. અહો ! એ ગોવાળ જાતિનાં પૂર્વજન્મોપાર્જિત પુણ્યોની કેવી રીતે ગણના કરી શકાય ? ચાર મુખવાળા બ્રહ્માથી પણ એ કામ થઇ શકે એમ નથી. એ દેવ પોતાના ધ્યાનની અંદર એક વાર લાવવાને માટે બ્રહ્મા ઘણુંય મથન કરે છે પણ તેમનું કાંઇ વળતું નથી; અને તેજ દેવ આઠે પહોર ગોવાળિયાઓની સાથે અથડાતો ફરે છે ! આ ગાયો અને વાછરડાં

પણ કેવાં પુણ્યવાન કે જેમની સાથે દેવ રોજ રોજ ફર્યાજ કરે અને તેમને શરીરે પોતાનો હાથ ફેરવ્યાજ કરે. આ બધા ગોવાળોને અને દેવનાં માબાપને બેઉને દેવ હમેશાં પાસેના પાસે હોવાથી તેઓ તેને વારેઘડીએ ગળેગળું અડકાડીને આલિંગન દીધાજ કરે છે. આવી રીતે ઇન્દ્રાદિક દેવતાઓએ ભગવાનની સ્તુતિ કરી. પછી મંત્રોચ્ચાર કરીને 'જયજય' શબ્દોના ઉચ્ચાર સહિત તેમના અંગ ઉપર પુષ્પવૃષ્ટિ કરી અને એ રીતે ઇન્દ્રે ભગવાનનું પૂજન કર્યું. ઇન્દ્રની સાથે આવેલા ગંધર્વો નામોચ્ચાર કરીને ગાયન કરવા લાગ્યા. એ બધા કોલાહલથી આકાશ મુખરિત થઇ ગયું. આનંદના પૂર વડે દસે દિશાઓ ભરાઇ ગઇ અને આનંદ રેલાઇ જવા લાગ્યો. આ રીતે સ્વર્ગ અને ગોકુળ બેઉ આનંદમાં ડૂબું-ડૂબું થઈ ગયાં. આ અપૂર્વ આનંદોત્સવની ઉપમા ખોળી કાઢવી મુશ્કેલ છે. આ રીતે દેવે બેઉ સ્થાનના રહેવાસીઓને આનંદિત કરી દીધાં. દેવના દર્શનથી તેમના સૌના મનનો વિષમ ભાવ ટળી ગયો. તુકારામ કહે છે કે, ગોવિંદનું દર્શન થતાંની સાથે ભેદની કલ્પના ઊડીજ જાય છે.

૩૯૦૮–ગોવિંદનું નામસ્મરણ જીભને મીઠું લાગે છે અને વળી તેનાથી સંસારનો ભય ટળી જાય છે. સઘળા દેવોએ પૃથ્વી ઉપર ઊતરી આવીને કૃષ્ણને ભાવપૂર્વક નમસ્કાર કર્યા. સર્વના મનનો વિચાર જાણી લીધા પછી કૃષ્ણે ઊંચા હાથ કરીને સૌને વિદાય કર્યા. આ રીતે સઘળા દેવો કૃષ્ણની આજ્ઞા લઇને પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા ત્યારે ગોવાળોને કૃષ્ણે કહ્યું કે, "ચાલો ત્યારે હવે આપણે પણ ગોકુળ જઇએ." તે વખતે તેઓ બધા નૃત્ય કરતા હતા, પણ કૃષ્ણના શબ્દ સાંભળીને તેઓ નાચતા અટક્યા; તોપણ તેમનાં શરીર તો હજી નૃત્યના સૂરની ધૂનમાં ડોલતાં હતાં. તેમનાં મોઢાંમાંથી આનંદના ઉદ્ગાર પણ વારેઘડીએ નીકળ્યા કરતા

હતા. તુકારામ કહે છે કે, તે નાના ગોવાળની સંગતિથી બીજા બધા ગોવાળ ઘણાજ આનંદિત થઇ ગયા.

**૩૯૦૯**–પોતાની સંગતિમાં રહેનારા ગમે તેવા અજ્ઞાન ભક્તોને પણ હરિ અધોગતિ તરફ ઘસડાઈ જવા દેતા નથી. હવે તમામ ગોવાળિયા અને તેમની ગાયો એ બધાંજ સત્ત્વાવસ્થામાં ડૂબી ગયાં હતાં. તેમને કૃષ્ણે સાવધાન કરી દીધાં; પછી કૃષ્ણ સહિત સૌ ગોકુળ પાછાં આવ્યાં અને તેથી સૌના મનને અતિ હર્ષ થયો; કારણકે એક તો દેવે સૌને પોતાનાં બનાવી દીધાં અને બીજું વૃષ્ટિની આફતમાંથી સૌ ઊગરી ગયાં હતાં, પણ કેવી રીતે બચી ગયાં તે હજી કોઈના સમજવામાં આવ્યું ન હતું. પરંતુ શ્રીહરિ અમારી પાસે છે એવો તેમના મનમાં દૃઢનિશ્ચયપૂર્વક બોધ થઇ જવાથી, તેઓ નિશ્ચિંત અને પૂર્ણ આનંદમય થઈ ગયાં હતાં. આ રીતે નારાયણે તમામ ગોકુળવાસીઓને નિર્ભય કરી દીધા. તુકારામ કહે છે કે, જેઓ શ્રીહરિનું સ્મરણ કરે છે તેમના ગામમાં દેવ ભયને આવવા દેતા નથી.

**૩૯૧૦**–જેઓ દેવની સાથે રમણ કરે છે તેમને તે પાછા ફરવા દેતા નથી, પણ પોતે તેમની પાસે ને પાસેજ રહે છે. સૌના અંતર્યામી અને સૌનાં કર્મોના સાક્ષી દેવ છે, પણ જેવો જેનો ભાવ તે પ્રમાણે તે સૌને ફળ આપે છે. તુકારામ કહે છે કે, આ બધાં પ્રાણીઓ પોતપોતાના ભાવને અનુસરતાં ફળ આખરે ભોગવે છે. એક સંચિત કર્મ સિવાય બીજું કાંઈજ સાથે જતું નથી.

**૩૯૧૧**–કૃષ્ણે પોતાની બાલ્યાવસ્થામાં ઘૂંટણિયાં કાઢતાં કાઢતાં અને ગાયો ચરાવતાં ચરાવતાં નાના પ્રકારનાં ચરિત્ર કરી બતાવ્યાં. પછી તેમણે જ્યારે બાલ્યાવસ્થાનો વેશ ઉતારી નાખ્યો અને તરુણ અવસ્થામાં પ્રવેશ કર્યો ત્યારે પણ તેમણે અનેક પ્રકા-

રના ખેલ કર્યા હતા. તુકારામ કહે છે કે, અધર્મનો નાશ કરવા માટે અને ધર્મનું રક્ષણ કરવા માટે દેવે અવતાર લીધો હતો.

૩૯૧૨–સર્વ લોકોને ત્રાસ આપનારા દુષ્ટોને હણવાને સારૂ દેવે અવતાર લીધો હતો. મથુરામાં કંસ સૌને રંજાડતો હતો, તેને હવે કેવી રીતે મારવો તેનો દેવે વિચાર કર્યો. આગળ ઉપર તેમને જેમજેમ લાગ મળતો ગયો, તેમતેમ તેમણે પોતાની યુક્તિઓ વડે એક પછી એક તમામ દુષ્ટોનો નાશ કરી નાખ્યો. લોકોનું ઉત્પીડન કરનારા દુષ્ટોનાં કૃત્યો દેવ સાંખી શકતા નથી. પોતાના ભક્તના ઉપર કાંઇક દુઃખ આવી પડે તો તે તેમનાથી સહન થતું નથી. તેટલા માટે તે સાકાર રૂપ ધારણ કરે છે. એ દેવનું સાકાર રૂપ અને તેમનાં રામકૃષ્ણ એવાં નામ એ બેઉ અતિ મધુર છે. તેમનો મોઢેથી ઉચ્ચાર કરતાંજ સંસારનો ભ્રમ ટળી જાય છે. કંસે વૈરભાવથી ‘ કૃષ્ણ ’ એવો ઉચ્ચાર કર્યો તો તેથી તેનો પણ જીવભાવ ટળી ગયો અને તે પોતે કૃષ્ણરૂપ થઈ ગયો. વળી તે કંસને લોકમાત્ર કૃષ્ણરૂપ દેખાવા લાગ્યા; તેથી તેનો પોતાનો દેહ પણ કૃષ્ણવત્ દેખાવા લાગ્યો. પહેલાંની માફક તે જ્યારે આરસીમાં મોઢું જોવા ગયો ત્યારે તેણે પોતાની અસલની મુખાકૃતિ ન દીઠી, પણ ચતુર્ભુજ સ્વરૂપ, બરાબર કૃષ્ણના જેવીજ આકૃતિ તેની નજરે પડી. તુકારામ કહે છે કે, કંસને તો સઘળું રાજ્ય, સૈન્ય, સ્ત્રીઓ, સૌ કૃષ્ણરૂપ દેખાવા લાગ્યાં.

૩૯૧૩–હવે તે કંસ આરસીમાં પોતાનુંજ મોઢું જોઈને ભયભીત થઇ ગયો, તે જોઇને ‘ રાજાને વળી આ શું થયું હશે,’ એવું કહીને તેના બધા કર્મચારીઓ હસવા લાગ્યા. સતી સ્ત્રી અગ્નિમાં પોતાની જાતને હોમી દે છે, તેવુંજ કામ ભક્તિનું પણ છે. આવી ભક્તિ જેમણે સાધ્ય નથી કરી પણ ફક્ત વૈરભાવનેજ

મનમાં પોષણ આપ્યું છે, તેમની હાલત ઉપર કહી તેવી થાય છે. કંસનો અને તેના કર્મચારીઓનો એકસમાન ભાવ ન હોવાથી તેઓ પોતપોતાના મનમાં જેમ આવે તેમ કરતા હતા. કંસના મનનો ભાવ તેઓ સમજી શકતા ન હતા, તેથી તેઓ કંસનું વર્તન જોઇને હસતા હતા, પણ કંસને તો તે બધાજ લોકો કૃષ્ણરૂપ દેખાતા હતા. તુકારામ કહે છે કે, કંસનો આવો વૈરભાવ હોવાથી દેવે તેનો જીવભાવ ટાળી નાખ્યો.

**૩૯૧૪**–આવા વૈરભાવના બળે પણ જેઓ એક વાર કૃષ્ણરૂપ થઈ જાય તેમનામાં પછી જીવભાવ રહેતો નથી. હું દેહી છું એવું જેના મનમાં અભિમાન હોય છે, તેમનું કર્માભિમાન વધતું જાય છે અને તેથી તેમને નારાયણની પ્રાપ્તિ થતી નથી. તુકારામ કહે છે કે, એકનિષ્ઠ ભાવ વડેજ નારાયણની પ્રાપ્તિ થાય છે, પણ પ્રથમ પોતાનો જીવભાવ તેમને અર્પણ કરી દેવો જોઇશે.

**૩૯૧૫**–હું આ દેહ છું અને આ દેહનાં સંબંધીઓ તે મારાં સંબંધીઓ છે, એવું અભિમાન અર્થાત્ જીવભાવ જે અત્યાર સુધી કંસમાં પ્રબળ હતો તે ટળી ગયો; તેથી સૌ લોકો તેનામાં થયેલા આ ફેરફારને જોઈને હસવા લાગ્યા. તેમણે તેને સાવધાન કરવાને માટે ઘણોય યત્ન કરી જોયો, પણ તેની દેહબુદ્ધિ ગઈ તે ગઈજ. વળી તે લોકોને જોઈને તેમનાથી દૂર ને દૂર ભાગી જવા લાગ્યો. જનસમુદાયમાં અથવા એકાંતમાં તે જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં તેની આંખે કૃષ્ણનું રૂપજ દેખાવા લાગ્યું. આખરે તેણે પોતાની આંખો બંધ કરી દીધી. આંખો મીંચીને કંસ નિવૃત્તિપરાયણ બનીને એક જગ્યાનો આશ્રય પકડીને બેસી ગયો. હવે તેને કોઇની સાથે બોલવાચાલવાનું કશું પ્રયોજન રહ્યું ન હતું. તેનો પોતાનો દેહ, બધા લોકો અને આખો સંસાર તેની નજરે હરિરૂપ દેખાવા

લાગ્યો હતો. દ્વૈતભાવની છાયા પણ તેના મનમાં રહેવા પામી ન હતી. તેના પોતાના સિવાય બીજું કોઈ હોયજ નહિ, તો પછી તે કોની સાથે બોલવાનો વિચાર કરે? તુકારામ કહે છે કે, સર્વ ભૂતમાત્રમાં તેને એક હરિનું દર્શન થવા લાગ્યું. તેણે જેના ભણી જોયું તેને તેણે હરિરૂપ દીઠો. આવું થવાથી કંસનાં ગુણ, નામ, જાત અને તેનો દેહ એ બધામાં પરિવર્તન થઇ ગયું.

**૩૯૧૬**–ઉપર કહ્યા પ્રમાણે કંસ સ્વયં હરિરૂપ બની બેઠો. પણ તેના મનમાં ભેદાત્મક બુદ્ધિનું જરાતરા સ્મરણ રહી ગયેલું, તેથી તેના મનમાંથી હજી ભય ટળી ગયો ન હતો. હું એક વ્યક્તિ છું અને કૃષ્ણ મારાથી જુદી વ્યક્તિ છે અને તે કૃષ્ણ આવીને મને મારશે, આવું ભાન તેના મનમાં સદા રહ્યા કરતું હતું. આવો ભિન્નભાવ જ્યાંસુધી અવશિષ્ટ રહી જાય ત્યાંસુધી દેવની પ્રાપ્તિ થાય નહિ, પણ દેવ જાણે પોતાની સમક્ષ આવીને ઊભા રહ્યા છે એવું ભાન થયા કરે. કંસને તેનું પોતાનું શરીર પણ હરિરૂપજ દેખાતું હતું, પણ મનમાં ભેદભાવના રહી ગયેલી હોવાથી તેને હજી ભય લાગ્યા કરતો હતો. તુકારામ કહે છે કે, આવા ભેદભાવને લીધે દેવ અને જીવની વચમાં એક પ્રકારનો પડદો આવી જાય છે. દેવની સાથે સંપૂર્ણ એકતાનતાનો ભાવ ઉત્પન્ન થયા વિના તેની બધી ચેષ્ટા વ્યર્થ જાય છે.

**૩૯૧૭**–કંસ અને હરિની વચમાં અંતર છે, એવું કહેવું પણ યુક્ત નથી; કારણકે જ્યાંસુધી તેના મનમાં ભેદભાવ છે, ત્યાંસુધીજ દેવ તેનાથી દૂર અથવા જુદા છે. તે ભેદભાવ જે ઘડીએ ટળી ગયો અને તેનું દેહનું ભાન લુપ્ત થઈ ગયું, એટલે તેજ ઘડીએ તેને દેવની પ્રાપ્તિ થઈ જવાનીજ. દેવ તો અત્યારે પણ તેની આગળ ઊભેલાજ છે. હવે બેઉ એકબીજાની સાથે સંભાષણ કરવા લાગ્યા. પરસ્પર

સંભાષણ કર્યા પછી-યુદ્ધના આરંભમાં યોદ્ધાઓ એકબીજાને જેવાં વચન કહે છે તેવાં કહ્યા બાદ-તેઓ પરસ્પર શસ્ત્રપ્રહાર કરવા લાગ્યા. તુકારામ કહે છે કે, તે દેવ સર્વસત્તાધારી હોવાથી તેમને કંસના શરીરમાં કયાં કયાં મર્મસ્થાન છે તેની ખબર હતી.

૩૯૧૮-પછી નારાયણે કંસ સમેત ચાણુર, મુષ્ટિક આદિ દૈત્યોને મારીને મથુરાનું રાજ્ય ઉગ્રસેનને આપી દીધું. તે ઉગ્રસેને દેવનું શરણ લીધું અને રાજ્યાસન ઉપર આરૂઢ થઇને સઘળા દુષ્ટોનો નાશ કર્યો. આવી રીતે પોતાનું ધારેલું કામ પૂર્ણ કરીને દેવ મથુરામાં રહી ગયા. ત્યાંના બધા લોકોને તેમણે પોતાના અંકિત દાસ બનાવી દીધા. વૈકુંઠવાસી દેવ મથુરામાં આવી વસ્યા, તેથી પૃથ્વી ઉપર એક સાર્વભૌમ રાજ્યની સ્થાપના થઇ. દેવે પોતાના શરણાગત ઉગ્રસેનને રાજ્ય સોંપી દીધું અને પોતાનાં માતાપિતાને કેદખાનામાંથી છૂટાં કર્યાં. તુકારામ કહે છે કે, એ દેવ પોતાના ભક્તોના સહાયકારી હોવાથી હાથમાં શસ્ત્ર ધારણ કરીને પોતાના ભક્તોની વહારે દોડી જાય છે.

૩૯૧૯-દેવકીવસુદેવ અને યશોદાનંદ એ પોતાનાં બેઉ માબાપના ઉપર દેવ એકસરખો પ્રેમ રાખતા હતા. તેમણે એકને પેટે જન્મ ધારણ કર્યો હતો અને બીજાંએ તેમનું પાલનપોષણ કર્યું હતું. આથી કરીને દેવ બેઉને સમાન દૃષ્ટિએ જોઇને તેમના પ્રતિ સમાન પ્રેમ રાખતા હતા. દેવ ખરી રીતે જોવા જઇએ તો પોતાની મેળેજ ઉત્પન્ન થયા હતા અને પોતાની મેળેજ મોટા થયા હતા; પણ કોઇને એ કાર્યને માટે નિમિત્ત તો બનાવવાં જોઇએજ, તે સારૂ તેમણે માબાપ માની લીધાં હતાં. જે નારાયણમાંથી આખા જગતની ઉત્પત્તિ થઈ છે અને જે અખિલ જગતનાં માતાપિતા છે તેને વળી કોણ પાલનપોષણ કરીને ઉછેરવાનું હતું? તુકારામ કહે

છે કે, એ દેવનો અંદરનો ભાવ કોઈ સમજી શકતું નથી, કારણકે પોતાની માયાનો ભેદ તે કોઇને બતાવતા નથી.

૩૯૨૦-એ દેવ દીનજનો પ્રતિ કૃપાળુ અને દુષ્ટ લોકોના સંહારક છે. વળી તે સર્વત્ર વ્યાપક છે. તે સૌની સાથે સંભાષણ કરે છે, હસે છે; પણ તે છતાં તેમને પ્રાકૃત મનુષ્યના સમાન જાણવા નહિ. એ દેવને જો શોધવા જઇશું તો કદી પણ આપણે હાથ આવવાના નથી, પણ તેમની ભક્તિ કરવાથી પ્રાપ્ત થઇ જાય છે. જેમની શોધ કરતાં કરતાં વેદની શ્રુતિઓ થાકીહારીને બેસી ગઈ, તે દેવ ગોવાળણોની સાથે અમુક વખતે મળવાના વાયદા કરે છે! વળી એક ઝાડની નીચે બેસીને પોતેજ તે ગોવાળણના આવ્યાની વાટ જોયા કરે છે! ઠરાવેલે વખતે જો તે ગોવાળણ ન આવે, તો તેને માટે અધીરા થઇને વારેઘડીએ તેની રાહ જોયા કરે છે! તે ગોવાળણ જો તેની દૃષ્ટિએ નથી પડતી, તો તેને સારૂ તે ગાંડાઘેલા બની જાય છે, ઘડીએ ને પળે ઊંચાનીચા થયા કરે છે અને તે ક્યારે આવે તેનોજ જપ કરતા રહે છે. તુકારામ કહે છે કે, પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી એ ચાર વાણીઓ વડે વર્ણન કરવા જતાં પણ જે દેવ હાથમાં નથી આવતો, તે દેવ પોતેજ એક ગોવાળણની વાટ જુએ છે.

૩૯૨૧-જેમને કૃષ્ણનો મેળાપ થયો હોય તેમની તમામ મનકામનાઓ પૂર્ણ થઈ ગઈજ જાણવી. એ સિવાય બીજાં સાધન-ભજનની ખટપટમાં પડવું એ વ્યર્થ પરિશ્રમમાત્ર છે. કૃષ્ણ સિવાય બીજી કોઈ પણ વસ્તુની વાસના મનમાં રાખી, તો તેને પ્રાપ્ત કરવાને સારૂ જેટલો શ્રમ લેશો તે બધો વ્યર્થજ ગયો જાણજો. કેટલાક લોકો દંભ અને અહંકારની પ્રેરણાથી અમુક પ્રવૃત્તિઓ આદરી બેસે છે, પણ તેથી તેઓ જન્મમૃત્યુના ફેરામાંથી છૂટા થઇ શકતા

નથી. એક દેવને બાદ કરીને કોઇ તપ, દાન, વ્રત વગેરે જે કાંઈ સાધનો કરે, તોપણ તેમનો સંચિત કર્મના ભોગમાંથી છુટકારો થતો નથી. તુકારામ કહે છે કે, આ નારાયણ ગર્ભવાસના દુઃખનું નિવારણ કરીને ભક્તોને પોતાનું દર્શન દઇને કૃતાર્થ કરે છે તેથી કરીને તેનેજ તમે ભજો.

૩૯૨૨–આ પૃથ્વી ઉપર લોકોને ત્રાસ દેનારા દુષ્ટો બહુ વધેલા હતા; તે બધાને દેવોએ મારી નાખ્યા. તે દુષ્ટોએ સંતોનો દ્વેષ કર્યો; એટલે તેમને અઘોર નરકમાં મોકલી દીધા. જે 'નારાયણ' એ નામનો ઉચ્ચાર કરતો નથી તેને યમદંડ લઇને યમના દૂત શિક્ષા કરે છે. જેને દેવના નામનું સ્મરણ ગમતું નથી, તે કુંભીપાક નામે નરકમાં વતનદાર બનીને રહે છે. તુકારામ કહે છે કે, જેની વાણીમાં બધોય વખત સંતની નિંદા છે, તેને કુંભીપાક નરકમાં શ્રેષ્ઠ માન મળે છે.

૩૯૨૩–મથુરા નગરમાં દુષ્ટ દૈત્ય રહેતો હતો. નારાયણે તેનો સંહાર કરી, પોતે ત્યાં નિવાસ કર્યો. ઉગ્રસેન યાદવને દેવ નારાયણે બાપ સરખા માની સર્વ લોકોની સંભાળ લેવા માંડી. દેવને પોતાની નજર ભરીને જોયા તેથી પોતાને દુષ્ટ જનોએ દીધેલો ત્રાસ લોકો એટલો તો ભૂલી ગયા કે, પૂર્વે અહીં કંસ રહેતો હતો તેનું સ્મરણ સરખું પણ તેમને ન રહ્યું. કૃષ્ણ સિવાય આ ઠેકાણે બીજું કોઈ નથી, એવું કાયા, વાચા અને મનથી બધા લોકો સમજવા લાગ્યા. બધાંય કૃષ્ણના ધ્યાનમાં મગ્ન બની કાયા, વાચા અને મનથી આ ઠેકાણે આનંદ કરવા લાગ્યા. તુકારામ કહે છે કે, ધ્યાનમાં મગ્ન બન્યા હોવાથી તે લોકો આનંદથી ભરપૂર થયા.

૩૯૨૪–જેને કૃષ્ણનો ભેટો થયો હોય તેના મનની બધી કામનાઓ પૂર્ણ બની છે. તેના સિવાય બીજાં સાધનોની ખટપટ

કરવી વ્યર્થ છે. કૃષ્ણ સિવાય બીજા કોઈની પણ વાસના કરીએ તો તેની સાધનાનો શ્રમ વ્યર્થ છે. કેટલાક લોકો દંભ અને અહંકારથી ચલિત બની મૃત્યુ પામ્યા છે; પણ તેમના જન્મમૃત્યુના ફેરાફેરા જતા નથી. એક દેવ સિવાય તપ, દાન, વ્રતાદિ સાધનો જો કર્યાં હોય, તો તે દેવના આશ્રય સિવાય સંચિત કર્મનો ભોગ તે ચૂકતો નથી. તુકારામ કહે છે કે, ગર્ભવાસનાં દુઃખનું નિવારણ કરી નારાયણ દર્શન દે છે, માટે તેનું ભજન કરો.

૩૯૨૫–તે ગોપીઓએ સર્વતોભાવે દેવનુંજ ભજન કર્યું હતું. દેવના સિવાય તેમના મનમાં બીજા કોઇ વિષયનો વિચારજ આવતો ન હતો. રાત્રિદિવસ, જાગતાં અને ઊંઘતાં તેમનું–કૃષ્ણનું ધ્યાન અખંડિત રીતે ચાલ્યા કરતું હતું. એ સિવાય તેમના મનને બીજી વસ્તુ પ્રિય લાગતીજ ન હતી. જેઓ સદા કૃષ્ણનું ધ્યાન કરે છે તેમનું કૃષ્ણ પણ ધ્યાન કરે છેજ, એ વાતની સાક્ષી સૌનું ચિત્તજ પોતપોતાના ભાવને અનુસરીને પૂરે છે. મથુરાના લોકો તેમનાં પૂર્વજન્મોનાં સંચિત પુણ્યોને લીધે દેવનું સ્મરણ કરીને ભાગ્યવંતમાં ગણાઇ ગયા. આ રીતે મથુરાના તમામ રહેવાશીઓને સુખી કરી દીધા પછી ત્યાં રહીને નારાયણ રાજ્ય કરવા લાગ્યા. વ્રજની ગોપીઓ અને યાદવ જાતિનાં તમામ સ્ત્રીપુરુષો સહિત કૃષ્ણે મથુરામાં લાંબા કાળ સુધી રહીને રાજ્ય કર્યું. તુકારામ કહે છે કે, પછી દૈત્યોએ આવીને જ્યારે ઘણોજ ત્રાસ આપવા માંડયો, ત્યારે દેવે દ્વારકા નગરની સ્થાપના કરી.

૩૯૨૬–સમુદ્રને કિનારે દેવે દ્વારકા નગરની રચના કરી અને તેને નાના પ્રકારનાં રત્નો વડે શણગારી. નગરની ભીંતો પણ સોનાની બનાવી અને તેમાં ભાતભાતનાં રત્નો જડાવ્યાં. તે રત્નોમાંથી રંગબેરંગી કિરણોનો પ્રકાશ નીકળતો હતો. સર્વ પ્રકારનાં

કળાકૌશલ્ય દેવને સ્વાધીન હોવાથી નગરનાં ઘરની રચના પણ ઘણીજ ઉત્તમ રીતે કરી હતી. નગરની રક્ષાને સારૂ સુદૃઢ દુર્ગ ચણાવ્યો અને નગરને અંદરની બાજુએથી પાર વિનાની કારીગરી વડે શણગારીને શોભીતું કર્યું. સમુદ્રને કિનારે આવા સુંદર નગરની રચના કર્યા પછી, કૃષ્ણ પોતાના આપ્તમિત્રપરિવારસમેત ત્યાં રહેવા ગયા. સર્વ શૂર પુરુષોના શિરોમણિ અને ઉદારતામાં સૌથી શ્રેષ્ઠ શ્રીકૃષ્ણ દ્વારકા નામના નગરમાં આવીને વસ્યા. અઢારે વર્ણના લોકોને સારૂ જેવાં જોઇએ તેવાં ઘર બનાવ્યાં હતાં. સૌને માટે એક સરખી સુવિધા હતી. ફલાણા નીચા અને ફલાણા ઊંચા એવી પક્ષાપક્ષી દેવની આગળ ન હોવાથી, સૌનાં ઘર એકસરખાં રચાવ્યાં હતાં. વળી તે ઘર અક્ષય અને અવિનાશી હોવાથી કોઈ કાળે તેમનો નાશ થવાનો સંભવ ન હતો. સૌ નગરવાસીઓ પુણ્યવાન, ધાર્મિક અને વિરક્ત હતા અને સૌ પવિત્રપણે જીવન વ્યતીત કરતા હતા. દેવે તે નગર એવું સુદૃઢ બનાવ્યું હતું કે, કોઇથી તેનો ધ્વંસ થઈ શકેજ નહિ; કારણકે તેના રચયિતા નારાયણ સૌથી બલિષ્ઠ અને શ્રેષ્ઠ છે. તુકારામ કહે છે કે, ત્યાંના રહેવાશીઓનાં બળ, બુદ્ધિ અને વર્તણુંક સૌ દેવના જેવાંજ હતાં અને તેઓ સદાકાળ મોઢેથી દેવનું નામ ગાયા કરતા હતા.

૩૯૨૭-દ્વારકાના લોકો દળતાં, ખાંડતાં અને છોકરાંને હીંચકો નાખતાં તથા ઘરનાં બીજાં કામકાજ કરતાં કરતાં કૃષ્ણનાં ગીત ગાતા હતા. રિદ્ધિસિદ્ધિઓ તેમને ઘેર દાસીઓ થઇને રહેતી હતી, તેથી તેમની પાસે સર્વ પ્રકારની સંપત્તિઓ હાજરજ હતી. શ્રીહરિરૂપી મહાન ખજાનો જેમને ઘેર હોય તેમને શાની ખોટ હોય? આથી કરીને તે નગરનાં તમામ સ્ત્રીપુરુષો આનંદપૂર્વક કૃષ્ણકથામાં રત રહેતાં હતાં. જેમને ભગવાનની પ્રત્યક્ષ સંગતિમાં રહેવાનું મળ્યું, તે સ્ત્રીપુરુષોને ધન્ય છે અને તેમના જન્મને પણ

ધન્ય છે. તુકારામ કહે છે કે, ત્યાંના બધા લોકોને દેવે પોતાના સમાન બનાવી દીધા હતા.

૩૯૨૮–દ્વારકા નગરના ઉપર દેવ પોતે રાજ્ય કરતા હોવાથી ત્યાંના લોકોને તો કશી વાતની ચિંતા કરવાનું કારણજ ન હતું. શ્રીકૃષ્ણે દ્વારકા નગરમાં રાજ્ય કરતાં કરતાં પૃથ્વી ઉપરના તમામ દુષ્ટોનો સંહાર કરીને ધર્મનું રક્ષણ કર્યું હતું. વેદોની આજ્ઞા પ્રમાણે દેવ, અતિથિ, અભ્યાગત અને વૈષ્ણવોનું સન્માન કરતા અને બ્રાહ્મણોના માનમરતબામાં ઘણી વૃદ્ધિ કરતા. બીજા બધા લોકોની પેઠેજ તે પોતે પણ સંસારને લગતાં કામકાજ કરતા પણ અલિપ્ત રહીને કરતા અને હું દેહી છું અને દેહનાં સંબંધીઓ તે મારાં સંબંધીઓ છે, એવું અભિમાન તેમને ન હતું. તુકારામ કહે છે કે, આવું અભિમાન દેવને હોતું નથી અને તે બીજાને રાખવા દેતા નથી.

૩૯૨૯–દેવે સુકોમળ,સુંદર, સગુણ રૂપ ધારણ કરીને પોતાનું નામ કૃષ્ણ રાખ્યું. આવી રીતે તે પરબ્રહ્મ પૃથ્વી ઉપર ક્રીડા કરવા લાગ્યા. એ દેવનાં નામ તો અનંત છે, પણ સંસારસમુદ્રને તરી જવાને સારૂ રામ અને કૃષ્ણ એ બેજ નામ સર્વોત્તમ છે. જેમના ચરણની સાથે દીનજનોનો ઉદ્ધાર કરવાના પ્રયોજનથી દીનાનાથ એવું બિરદ બાંધેલું છે, તે ચરણને મનનશીલ ઋષિઓ અને સર્વ દેવતાઓ વંદન કરે છે. આવા નારાયણે સૌ ઋષિઓને તથા ભક્તોને દર્શન દીધું તથા તેમનાં અનેક કામ કરી આપ્યાં. તુકારામ કહે છે કે, એ દેવે ભક્તોનાં કામ પાર પાડવાને અર્થે ઘણોજ શ્રમ સહન કર્યો અને મહેનત કરવામાં પણ બાકી ન રાખી.

૩૯૩૦–ભક્તોને સારૂ દેવે ગર્ભવાસ પણ વેઠયો અને નાના પ્રકારનાં અસ્ત્રશસ્ત્ર ધારણ કરીને ખૂબ મહેનતનાં કામ કર્યાં. પો-

તાના ભક્તોના કામનો બધોજ ભાર તેમણે પોતાના માથા ઉપર લઇ લીધો અને તેમને કોઇ પણ જાતની ફિકરચિંતા કરવાનું રાખ્યુંજ નહિ. તુકારામ કહે છે કે, દેવ પોતાના સેવકોને કાળને સ્વાધીન થવા દેતા નથી અને તેમ કરવાનું તેમનું એક બિરદ છે.

**૩૯૩૧**–જે દેવના ચરણમાં નાના પ્રકારનાં બિરદ શોભી રહ્યાં છે, તે દેવે નાનુંસરખું રૂપ ધારણ કર્યું અને એ રૂપે જ્યારે તે પૃથ્વી ઉપર ચાલવા લાગ્યા, ત્યારે તેમના ચરણના સ્પર્શથી પૃથ્વીને અપાર સુખ પ્રાપ્ત થયું. જ્યારે તેમનાં કુંકુંમવરણાં પગલાં પૃથ્વી ઉપર પડતાં ત્યારે તે પ્રફુલ્લ થઈ જતી. તે ચરણકમળનું સુખ ચાખવાને સારૂ ભક્તો ભ્રમર થયા અને પછી તેમની સુવાસનો ભોગ કરવા લાગ્યા. તે ભક્તોને સારૂજ દેવે અવતાર લીધો હતો. તેમને પાર વિનાનું સુખ આપ્યું. તુકારામ કહે છે કે, દેવના સ્વરૂપનું સુખ એકલા ભક્તોજ જાણે છે અને તેનો ઉપભોગ કેવી રીતે કરાય તે પણ તેઓજ જાણે છે.

**૩૯૩૨**–ગોપીઓ, ગાયો, ગોવાળિયા અને આખી યાદવ જાતિ વગેરે સર્વ ભક્તોએ દેવનો આનંદ ભોગવ્યો. તેમણે દેવની સાથે અંગસંગ કર્યો, આંખો ધરાય ત્યાંસુધી તેમનાં દર્શન કર્યાં અને મનને તૃપ્તિ થતા સુધી તેમનાં ગીત ગાયાં. આવી રીતે શ્રવણ-કીર્તન આદિ નવધાભક્તિ તેમને સર્વને પ્રાપ્ત થઇ જવાથી તેઓ બધાંજ કૃષ્ણરૂપ થઇ ગયાં. કેટલાક લોકોના મનમાં એવો વિચાર ઘર કરી રહ્યો હતો કે, ભક્તો અને દેવ જુદા જુદા છે તેથી દેવે તેમને તેમની ભાવનાને અનુસરતું રૂપ બતાવ્યું; પણ વિચાર કરવા જઇએ તો દેવ અને ભક્ત જુદા નથી રહી શકતા. તુકારામ કહે છે કે, દેવે સ્વધામ જતી વખતે પોતાના કોઇ પણ ભક્તને પૃથ્વી ઉપર રહેવા દીધો નહિ. સૌને પોતાની સાથે લઈ ગયા.

૩૯૩૩–આ દેવ આવ્યા ક્યાંથી અને ગયા ક્યાં ? એ સવાલજ ઉપયુક્ત નથી. કારણકે તે તો આખા જગતમાં વ્યાપક છે અને અલિપ્ત હોવાથી તે કહીં પણ નથી એવું પણ કહી શકાય. જેનામાં શુદ્ધ ભાવ છે તેને મન દેવ સર્વત્ર બિરાજે છે અને જેઓ ભાવહીન છે તેમના હાથમાં તે કદી આવવાના પણ નથી. તે દેવ અમુક ઠેકાણે તો છેજ નહિ, એવી દેવ વિનાની કોઇ ખાલી જગ્યા હોયજ નહિ, એવો જેને અનુભવ થઇ ગયો છે તે પોતેજ દેવરૂપ થઇ ગયા છે એમ જાણવું. તુકારામ કહે છે કે, હું નામસ્મરણ કરતો કરતો દેવની જોડે જોડે જાઉં છું અને તે જ્યારે અહીં આવે છે ત્યારે તેમની સાથે સાથે આવું છું.

૩૯૩૪–હે દેવ ! હું મારા મનમાં આવે તેવું બોલી નાખું છું. એક તો મારી જાતિ શુદ્ધ નથી, બીજું મારી વાણી પણ શુદ્ધ નથી અને મારા મનમાં ભાવભક્તિનો એક છાંટો પણ નથી. હું જ્ઞાનીપણાનો દાવો કરી શકતો નથી. મારામાં અક્ષરજ્ઞાન પણ નથી અને શ્રેષ્ઠ પુરુષો માન્ય કરે એવાં મોટાઇનાં લક્ષણ પણ નથી. આવું હોવાથી હું કોઇની પણ લાજ કે શરમ રાખતો નથી અને ચતુર પંડિતોથી પણ બીતો નથી, એવો હું ધીર સ્વભાવનો છું. હે ચતુરશિરોમણિ દેવાધિદેવ ! હું તારો શરણાગત થઈને તારા સેવક તરીકે તારે આશરે આવીને પડ્યો છું. હે દેવ! તેં તારી પોતાની કૃપાના પ્રભાવે મારા મોઢામાંથી જે ઉદ્ગાર કઢાવ્યા છે તેનો તુંજ સ્વીકાર કરજે. હે પાંડુરંગ ! તેં મને જે વસ્તુનું દાન દીધું છે, તે હું પાછી તારાજ ચરણમાં સમર્પિત કરી દઇને ઋણમુક્ત થઈ જાઉં છું. હું દીનથી દીન હોઈ તમારો દાસ છું. મારા પોતાનામાં તો બોલવાનું કશું સામર્થ્ય છેજ નહિ. તુકારામ કહે છે કે, તમારા ગુણનું વર્ણન કરવાનું મારી વાણીમાં બળ નથી. મને તો તમારો ગણીને તમારા ચરણ આગળ આશ્રય

આપો, એટલું હું માગી લઉં છું.

**૩૯૩૫**–કથાની શરૂઆત કરતાં પહેલાં પ્રથમ પાંડુરંગને અને ત્યાર પછી સંતોના ચરણોને હું વંદન કરૂં છું. કારણકે પાંડુરંગે મને બાબાજી ચૈતન્ય નામના સદ્દગુરુ મેળવી આપીને કૃપાદાન દીધું. તે દિવસથી મારા મોઢામાંથી હરિકથાનો પ્રવાહ વહ્યા કરે છે. તુકારામ કહે છે કે, હું બાબાજી સદ્દગુરુનો દાસ છું. મારી વાણી સંતો માન્ય કરે એવી નથી, પણ હું જે કાંઈ બોલું છું તે મારા ચિત્તના વિનોદને માટે બોલું છું. તેમ કરવાનો મારો હેતુ એટલોજ છે કે મને હરિનામ પ્રતિ પ્રેમ ઉત્પન્ન થાય અને હું દેવના ગુણ પ્રેમ સહિત ગાઉં. હું જન્મમૃત્યુરૂપી સંસારના ભ્રમમાં ફસાઇ પડીને ઘણો શ્રમિત થઈ ગયો હતો, પણ નામસ્મરણ કરવાથી તે શ્રમ ઊતરી ગયો અને મારી કાયા શીતળ થઈ ગઇ. દેવ હતા તો નિરાકાર, પણ પોતાનું નામસ્મરણ સાંભળવાનું સુખ ચાખવાને માટે તે સાકાર થઈ ગયા છે. જે સુખને સારૂ દેવને આકાર ધારણ કરવો પડ્યો તેને કોની ઉપમા આપી શકાય ? નામસ્મરણના જયઘોષ સાંભળતાંની સાથેજ દેવ દોડ્યા દોડ્યા ત્યાં આગળ આવીને ઊભા રહે છે. એટલા માટે ખૂબ ભાવના વેગસહિત શ્રીહરિના ગુણ ગાવા. એ સિવાય બીજાંત્રીજાં સાધન કેવળ કષ્ટદાયક છે એમ જાણવું.

કોઇને રાજ્ય સાંપડે છે, ત્યારે તેનામાં જે અભિમાન પેદા થાય છે તેને રાજ્યમદ કહે છે. તે આખરે નરકની પ્રાપ્તિ કરાવે છે અને દેવથી દૂર કરી દે છે. જેમ ગાયના આંચળની પાસે પાસે રહેનારાં જિંગોડાં ગાયના દૂધનું સેવન ન કરતાં, તેનું લોહીજ પી જાણે છે; તેમ નામસ્મરણને ધિક્કારનારા તેના માધુર્યથી વંચિત રહે છે અને દેવથી વેગળા થઇ જાય છે. હાથમાં વીણા અને ખાંધે

પતાકા લઈને નામસ્મરણ અને હરીકીર્તન કરતાં કરતાં જીવ વ્યતીત કરવું, એ વૈકુંઠ જવાની સારામાં સારી વાટ છે. જેઓ ચતુર હોય તેમણે પોતાનું દેહાભિમાન કાઢી નાખવું, એવી મા: તેમને સલાહ છે. વિષયનો સ્વભાવ કેવો છે, તે બધું એ લોકો જાં તો છે અને છતાં તેમાં ગૂંચવાઈ પડીને હાથે કરીને આંધળા થ જાય છે. એવા લોકો કદાચ સંસારનો ત્યાગ કરે અને શરી રાખોડી ચોળીને, હાથમાં દંડ લઈને જંગલમાં ઝાડ નીચે વાર કરે; તોપણ તેમનો દ્રવ્યનો લોભ તો ઓછો થાયજ નહિ; કારણ કે જેમનું મન બાયડીછોકરાં અને કુટુંબીઓમાંજ પરોવાઈ રા હોય તેમનો ધનલોભ ઓછો થાયજ કેવી રીતે? સૌ નાનાંમોટાં મારે એટલુંજ કહેવું છે કે, તમે શ્રીહરિનું કીર્તન કરો અને તેમ કથા કરો અથવા સાંભળો. આટલું કરશો તો હું તમને ખાતરી પૂર્વક કહું છું કે, તમે સંસારસમુદ્રને તરી પાર ઊતરી જશો.

હું જે કહું છું તે મારા જાતઅનુભવ ઉપરથી કહું છું, કા: ણકે મારા જેવો પાતકી બીજો કોઈ હોયજ નહિ અને મેં હ: કીર્તન સિવાય બીજું કશું સાધન કર્યું નથી. બીજા લોકોન આચાર જેવા હોય તેવા ભલે રહ્યા. હરિકીર્તન કરનારાઓએ ઉદ: પોષણની તેમજ તરણોપાયની કશી ચિંતા કરવીજ નહિ, કારણ એ બેઉ બાબતને લગતી જવાબદારી દેવે પોતાને માથે ક્યારની લઈ લીધી છે. ભક્તો જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં તેમની આગળ પાછળ દેવ જતાજ હોય છે; ભક્તોને પગે રખેને કાંટા ખૂંચે તેટલ વાસ્તે દેવ પોતાના પીતાંબરવડે રસ્તો સાફ કર્યા કરે છે. આમ છત લોકો શું જોઈને સંસારને વળગી રહેતા હશે, તે મને ઘણું નવા જેવું લાગે છે. અરે! જે દેવે પથ્થરને પણ પાણીમાં તરતા કર્ય તેનું તમે તમારા હૃદયમાં ધ્યાન કરી તો જુઓ! મારા જીવને તે તેણે કેદખાનામાંથી છૂટો કર્યો એવો તે નારાયણ પરમ દયાળુ છે

વિઠોબાનું નામસ્મરણ મોઢેથી સદાકાળ કરતા રહેવું, એજ મારો નિયમ અને એજ મારો ધર્મ. ત્રિવિધ તાપનો અગ્નિ શરીરની અંદર ભડકે ને ભડકે સળગ્યા કરે છે, તેને લીધે દેહ અતિ સંતપ્ત થયા કરે છે. એ આગના ભડકા રામનામના સ્મરણથી હોલવાઇ જાય છે. મનમાં તમે આટલો એકજ દૃઢ નિશ્ચય કરીને નામસ્મરણ કરવા મંડી જશો, તો મારાં માબાપ શ્રીહરિ તમારો જરૂર ઉદ્ધાર કરી દેશે. એ દેવ ભાવિક ભક્તોના પ્રતિ અતિ કૃપાળુ છે. તે તો પોતાના ભક્તોને ઘેર તેનું દાસત્વ કરવા રહે છે. જેમણે મન, વાણી અને શરીર દ્વારા પોતાનો તમામ ભાવ દેવને સમર્પિત કરી દીધો છે, તેના માથાનો બધો ભાર દેવ પોતાના ઉપર લઇ લે છે અને તેના બધા વ્યવહાર નિભાવી લે છે. એક ભાવ વડેજ તેમની પ્રાપ્તિ થાય છે. ભાવ સિવાય બીજા કશાથી થતી નથી, આવું અઢારે પુરાણોમાં કહ્યું છે. જેમને દેવની કીર્તિ ગાવાનું કે સાંભળવાનું ગમે છે, તેમને ફરીથી ગર્ભવાસનું દુઃખ વેઠવું પડતું નથી. વૈષ્ણવો ગર્ભવાસ કરે છે; પણ તે તો સૌનો ઉદ્ધાર કરીને લોકોનું સન્માન પામવાને સારૂજ. એવા વૈષ્ણવો દેવને ઘણા વહાલા લાગે છે તેથી તે તેમને ઘેરજ બધો વખત રહે છે. જેમના મનમાં ભેદાભેદ નથી અને કશી વાતનાં ભય કે ચિંતા હોતાં નથી, તેમનાજ ઘરમાં દેવ નિરંતર વાસ કરે છે. આ રીતે ભક્તજનો દેવની પ્રાપ્તિ કરી લે છે, તેથી તેમની સંપત્તિનો કલ્પાંતે પણ ક્ષય થતો નથી. જેણે જન્મ ધરીને દેવને પોતાના ઋણી બનાવી દીધા હશે; તેણેજ ખરેખરી કમાણી કરી જાણવી. આમ છે, તોપણ આ મૂઢ લોકોને શાથી સંસારનું ગાંડપણ લાગ્યું હશે? એ લોકો દેવને શાથી ભૂલી જતા હશે? જેઓ દેવને ભૂલી જશે તેમને ઘણું નુકસાન વેઠવું પડશે. તેમને છેવટે ચોરાશીલક્ષ યોનિઓના ભોગ ભોગવવા પડશે. આવો હું તેમને ઉપદેશ દઉં છું; તોપણ તેઓ પોતાના મનમાં શરમાતા

નથી અને પોતાનાં બાઇડીછોકરાંના મોહમાંજ ગૂંચવાઇ મરે છે. એક ગોવિંદનું નામજ એવું સ્વાદિષ્ટ છે કે, જેનો કોઇને કદાપિ કંટાળો આવેજ નહિ. એ સિવાય બીજા સર્વ પદાર્થનો મોહ નાશવંત છે. અરે! તમે ગમે તેમ કરીને દેવને માટે તમારા અંતઃકરણમાં વ્યાકુળતા ઉત્પન્ન કરો. જાણીજોઇને શા સારૂ ઊંઘમાં આયુષ્યની વ્યર્થ બરબાદી કરો છો અને ડૂબી મરો છો?

અરેરે! આ લોકોને મનમાં કશો ભય કેમ નહિ લાગતો હોય? પોતાનું ભવિષ્યમાં શું થશે, એ ભયને લીધે તો કેટલા બધા રાજાઓએ રાજપાટ છોડી દીધાં, જનક રાજાએ રાજ્યકાર્ય કરવાનું ચાલુ રાખ્યું, તોપણ પોતાનો એક પગ તો બળતા અગ્નિમાંજ રાખી મૂકયો હતો! આવા રાજયોગીઓને અજ્ઞાની કેમ કરીને કહેવાય? બીજા કેટલા બધા ત્યાગી લોકોએ ભૂખતરશ વેઠી. તેમને પણ તમારી પેઠે હાથપગ હતા કે નહિ? કેટલા બધા લોકોએ દુઃખના પર્વતનો નાશ કરવાને વાસ્તે સંસારનો ત્યાગ કરીને વનવાસ કર્યો? તેમણે આ બધું એટલા માટે કર્યું કે, એક મનુષ્યયોનિ સિવાય બીજી કોઈ પણ યોનિમાં દેવનું ભજન કરવાનું શકય નથી, એ વાત તેમના અંતરમાં વસી ગઈ હતી. તેઓ સમજી ગયા હતા કે, અનેક યોનિઓમાં થઇને ભ્રમણ કરતાં કરતાં છેવટે મનુષ્યજન્મની પ્રાપ્તિ થયા વિના વચમાં કોઈ પણ ઠેકાણે વિશ્રાંતિ કરવા જેટલો અવકાશ મળવાનોજ નથી; અને બીજી વાર મનુષ્યજન્મ પામતાં ઘણો સમય નીકળી જશે. એટલા માટે તમે મનમાં શ્રીહરિનું ધ્યાન કરતા થઈ જાઓ; અથવા સંતોના ચરણને ચિત્તમાં ધારણ કરો. કારણકે સંતો અને દેવ એક છે, જુદા નથી. સંતોના સિવાય દેવને બીજા કોઈ પણ પ્રકારના સુખની સ્પૃહા હોતી નથી અને સંતોને પણ દેવના સિવાય બીજું કાંઈ પ્રિય લાગતું નથી. આમ બેઉ પરસ્પર એકસરખો પ્રેમ રાખે છે.

હું કાંઇ મારા ઘરનું કહેતો નથી. વ્યાસાદિક ઋષિઓ જે કહી ગયા છે તેજ હું ફરીથી કહું છું. સંસારસમુદ્રને તરી જવાને માટે એક ભગવાનની ભક્તિ એજ સાર વસ્તુ છે, એવું વ્યાસ કહે છે. તે ભક્તિનો મહિમા દર્શાવવાના હેતુથી વ્યાસે ભાગવતની રચના કરી. તેમાં દેવે પોતાનાં માબાપ, ગોવાળિયા અને ગોવાળણોને કેવી રીતે તાર્યાં તેની કથા આવે છે. ઋષિઓનાં વચનને નિમિત્તે ભગવાને એકદમ સૌનો સામટો ઉદ્ધાર કરી નાખ્યો. મા જેમ પોતાના નાનકડા બાળકનું જતન કરે છે, તેમ દેવ ભક્તોનું જતન કરે છે અને ભક્તોને કેવે ઉપાયે તારવા, તેનો મર્મ દેવ સારી રીતે જાણે છે.

"અરે! મારા છોકરાને ભૂખ લાગી હશે! અરે! તેનું ગળું સૂકાતું હશે!" એમ મા પોતાના મનમાં વારેઘડીએ કહેતીજ રહે છે અને બાળક તો કશું બોલી શકતું યે નથી, પણ તેના મોઢા ઉપરથી તેને શાની જરૂર છે, તે જાણી લઇને મા તેની જરૂરિયાતો પૂરી કરતીજ રહે છે. દ્રૌપદીના ઉપર જ્યારે વિપત્તિ આવી પડી, ત્યારે તેના દિલનો પોકાર દેવે સાંભળ્યો, એટલે એકવાર દુર્વાસા ઋષિના શાપમાંથી તેને ઉગારી લીધી અને બીજીવાર કૌરવોની સભામાં તેની લજ્જાનું રક્ષણ કરવા સારૂ દેવ દોડી આવ્યા. તરતની વિયાયલી ગાય જેમ પોતાના વાછરડાના ભણી દોડી જાય છે, તેમ દેવ પણ ભક્તની મદદે દોડી જાય છે. મને દેવની પ્રાપ્તિ થવીજ જોઇએ, એવી ઉત્કંઠા જેના મનમાં જાગી હોય તેને ખરેખરો ભાગ્યવાન જાણવો. જેની વાણીને નિરંતર રામનામ જપવાનો શોખ લાગી ગયો હશે, તેને દેવ સુખ આપ્યા કરે છે. તેના સુખનો તો કાંઇ પારજ નથી. 'રામ' એ બે અક્ષરોના મંત્રનો ઉત્તમ ઉપદેશ મહાદેવે પાર્વતીને દીધો હતો. જેઓ કાશીક્ષેત્રમાં મરણ પામે છે, તેમના કાનમાં એ બે અક્ષરના મંત્રનો ઉપદેશ મહાદેવજી પોતે આવીને કરી જાય છે. કોઈ પ્રાણી જો મરતી વખતે રામનામનું

સ્મરણ કરશે, તો તેને યમલોકમાં જવું પડશેજ નહિ. જેના કંઠમાં સદાકાળ હરિનામ રમી રહ્યું છે, તેને વૈકુંઠમાં ઉત્તમ સ્થાન પ્રાપ્ત થાય છે. દેવ એક ક્ષણવારને માટે પણ કોઈ ઠેકાણે ઠરીને રહેતા નથી; પણ તે પોતાના ભક્તોના ઘરમાં બધો વખત પડ્યા ને પાથર્યા રહે છે. એટલા માટે તમારે દેવની બીજે કોઇ ઠેકાણે ખોળાખોળ કરવી નહિ. ફક્ત તમારે હરિકીર્તન કરવું; એટલે તે તમારા હાથમાં આવી ગયાજ જાણજો. ખરા ભાવ સિવાય ડાહ્યા લોકો તેમના ડહાપણનો ઉપયોગ કરીને ઘણીય ખટપટ કરી મૂઆ, પણ દેવ તેમના હાથમાં ન આવ્યા તે નજ આવ્યા. દેવ તો ભાવિક ભક્તોને હાથ આવે છે. શ્રીહરિની ભક્તિ કર્યા વિના તેમની કદી પ્રાપ્તિ થઇ શકતી નથી. ભક્તિ તો હોય નહિ અને ખાલી અભિમાન કરવું એ વૃથા છે. હું પોતેજ દેવરૂપ છું એવું જે અભિમાન કરે છે તેને નુકસાનજ થાય છે. કદાચ તેના ઉપદેશથી બીજા કોઇને ફાયદો થાય તો થાય; પણ તે પોતે ડૂબી ગયોજ જાણજો. એ દેવ આખા જગતમાં વ્યાપી રહેલા છે, તો પછી હું એકલોજ દેવરૂપ છું, એમ કહેવાનો શો અર્થ છે? ચારે ખીણનાં પ્રાણીઓમાં અંતર્યામી દેવ ભર્યા પડ્યા છે. તે દેવ અમુક ઠેકાણે નથી, એવું કહેવાયજ નહિ. દેવના વિનાનું કોઈ પણ સ્થળ ખાલી છેજ નહિ. દેવના વિનાની એક અણુ જેટલી પણ ખાલી જગ્યા છે નહિ, એવું સંતજનો કહેતા આવ્યા છે. તેઓ આવી રીતે કહેતા કહેતા પોતાને રસ્તે ચાલ્યા ગયા છે. તે રસ્તો જે ચૂકશે તે ઠગાશે. વેદનો મુખ્ય અર્થ જાણ્યા વિના લોકો જૂઠા ઠગાય છે અને ભેદ માનીને દાસપણું કરવા મંડી જાય છે. દાસપણું કરવાથી એક તો તેમનાં પેટ ભરાય છે અને બીજું તેમના દંભમાં વધારો થાય છે; પણ આવું કરવાથી અને તૃષ્ણા વધારવાથી દેવની અને તેમની વચ્ચે છેટું પડી જાય છે. સર્વ વર્ણોમાં બ્રાહ્મણો શ્રેષ્ઠ છે પણ તે છતાં

તેમનામાં ભેદબુદ્ધિ આવી જવાથી દેવ તેમનાથી દૂર ચાલ્યા ગયા છે, તો પછી બીજાની તો વાતજ શી?

લોકવ્યવહારમાં પોતાની પ્રતિષ્ઠા જમાવીને પંડિતમાં ગણાયા અને શઠતા સહિત વાદવિવાદ કરતા થયા, તેથી આખરે ડૂબી મૂઆ. બ્રાહ્મણો ભલેને યજ્ઞયાગ વગેરે કર્મકાંડમાં કુશળ હોય પણ જો તેઓ બીજાની સાથે વાદવિવાદ કરવા જશે અને નિંદાખોર થશે તો તેમને દેવની કદી પણ ઝાંખી થવાની નથી અને કોઇ ષટ્કર્મ ન કરે અને કંઠમાં સદાકાળ રામનામને ધારણ કરી રાખે, તો દેવ તેને દર્શન દેશે, એમાં પણ સંદેહ રાખવો નહિ. જેઓ સરળ મનના અને ભાવિક હશે તેઓ દેવને વહાલા લાગશે. પછી તે ભલેને અંત્યજ જાતિના હોય, તોપણ દેવ તેમને શુદ્ધ કરી લેશે. આ જે કાંઇ હું કહું છું તે કાંઇ ઉપરઉપરનું કહેતો નથી; પણ નામસ્મરણ કરવાથી મને જે અનુભવ થયો છે તેને આધારે કહું છું. હું દુર્બળ છું, મતિહીન છું, પણ મારી વાણી વડે મેં દેવના ગુણનું વર્ણન કર્યું છે, એ સામર્થ્ય નામનું છે, મારૂં નથી. દેવના ગુણનું વર્ણન કરતાં કરતાં વેદ પણ હારીથાકીને નિરાંત વાળીને બેસી ગયા. બ્રહ્માદિક દેવતાઓ પણ દેવના ગુણનો પાર પામ્યા નહિ. તેથી તેમણે પણ આગળ લંબાવેલા પગ પાછા ખેંચી લીધા. દેવને તો એક ભક્તિનુંજ ગાંડપણ લાગ્યું છે. તે એવું છે કે, ભક્ત પોતાના મનમાં જેવી ઇચ્છા કરે છે, તેવા દેવ થઇ જાય છે. ભક્તો ઉપરના પ્રેમને લીધે દેવ સગુણ અને નિર્ગુણ બેઉ રૂપ ધારણ કરે છે. બાળકના બોબડાતોતડા બોલ સાંભળીને તેનાં માબાપ જેમ રાજી થાય છે, તેમ દેવ પોતાને શરણે આવેલા દીન ભક્તોના બોલ સાંભળીને તે સાત્ત્વિક લોકોનાં મનનું સમાધાન કરી દે છે. જેમને સત્ત્વ અવસ્થા પ્રાપ્ત થઇ છે તેમને સશસ્ત્રસૈન્ય, પુત્રપરિવાર, સગાં અને ઇષ્ટમિત્રો, એમાંનાં કોઇજ કશા ખપનાં નથી. સૈન્યપરિવાર

આદિથી રાગદ્વેષ અને કલહનીજ વૃદ્ધિ થાય છે, વાસ્તવિક રીતે જોતાં આવા લોકોની પાસે આટલું બધું પશુબળ હોવા છતાં; તેમના ક્રોધથી કોઇનું મરણ નીપજતું નથી. જેના મનમાં શાંતિનું રાજ્ય સ્થપાઇ ગયું છે, તેની આગળ ક્રોધનું કાંઇ ચાલતું નથી. સારા માણસોને સત્ત્વગુણજ ગ્રાહ્ય છે. એકલા વિઠોબાનું ભજન કરવાથી સત્ત્વ, રજસ અને તમસ એ ત્રણે ગુણોનો આપોઆપજ નાશ થઇ જાય છે. શ્રીહરિના ભજનમાં ચિત્તને રંગી દેવાથી તે તદ્રૂપ બની જાય છે. આવું થયું એટલે પછી સ્વસ્વરૂપના આનંદમાં કઇ વાતની મણા રહે ? સર્વ પ્રકારના સુખના સમુદ્ર સમાન દેવ પોતે ઇંટના ઉપર પગ રાખીને ઊભા રહ્યા છે અને આનંદ સહિત પોતાના ભક્તોના ઉપર કૃપા વરસાવી રહ્યા છે. તમામ પ્રકારની વૈષયિક વૃત્તિઓને એક બાજુએ ફેંકી દઇને વિઠોબારાયના ચરણમાં આપણે આપણા ચિત્તને સમર્પિત કરી દેવું જોઇએ. પછી ત્યાં આગળ આપણને કોઇ પણ વાતનો અભાવ રહેજ કેવી રીતે ?

શ્રીહરિના નામમાં મને પૂર્ણ વિશ્વાસ છે, તેથી કરીને હું મારે મોઢેથી તેની ગર્જના કરતો રહું છું. હરિકથા એ સુખનું એકજ આશ્રયસ્થાન છે, એ ખરેખરી સુખની સમાધિજ છે. તેના વડે બુદ્ધિના અનેક બૂરા વિકારો ટળી જાય છે. આવું જાણીને હું હરિકથા કરતો રહું છું. વિઠોબારાયને શરણે જઈ પડયા એટલે સંસારની મોહમાયા વગેરે દુઃખોનો નાશ થયોજ જાણવો. હું છું તો અતિ મૂઢ, પણ મને સંતોએ પોતાનો બનાવી દીધો અને મને બધી બાબતોનો ઉપદેશ દીધો; આથી કરીને તેમનાં વચન ઉપર મારો દૃઢ વિશ્વાસ જામી ગયો છે. તુકારામ કહે છે કે, એ વિશ્વાસના બળને આધારે હું વિઠોબાના ચરણ આગળ અવસ્થિતિ કરી રહ્યો છું અને એ ચરણના સિવાય બીજું કશું હું જાણતો પણ નથી.

**૩૯૩૬**-પંઢરપુર નિવાસી વિઠોબાનાં પદ હું આનંદ સહિત

ગાયા કરીશ; કારણકે તે મારા પ્રાણાધાર છે. તેમના ચરણુ આગળ મારૂં ચિત્ત જડાઈ ગયું છે. તેથી હું તો એક તેમના નામનીજ ઇચ્છા રાખું છું. હું સંસારમાં રહીને 'રામકૃષ્ણ હરિ' એ નામને સારૂજ ઉત્કંઠિત રહું છું. તપતીર્થાદિ સાધનો આ નામની બરોબરી કરી શકતાં નથી. જેઓ શ્રીહરિના ગુણનું વર્ણન કરતા રહે છે, એવા સંતોની ચરણરજને હું તીર્થ માનીને વંદન કરીશ. જેના ગુણ ગાવાથી તે સંતો આટલી બધી યોગ્યતા પ્રાપ્ત કરી શકયા છે, તે દેવના સામર્થ્યનું વર્ણન કરી શકેજ કોણ? એ વર્ણન કેવી રીતે કરવું, તેના સંબંધમાં અનેક ઋષિમુનિઓ વિચાર કરી કરીને થાકી ગયા; પણ વેદ જેનો પાર પામી શકયા નહિ તેનો તેઓ પાર પામી શકેજ શી રીતે? દેવનું મૂળ સ્વરૂપ કેવું છે; તે તો કોઇજ જાણતું નથી. તે દેવ પોતે એક ભાવયુક્ત જેવા છે તેવા ને તેવાજ સદા એક સમાન, અખંડ, એકરસ રહે છે. તે દેવની લીલા અને તેમની માયાને કોઇ જાણી શકતું નથી. બધા જીવ ઊંઘી જાય એવે વખતેજ દેવ પોતાનો વેપાર ચલાવે છે. તે સર્વ ખેલ લીલા કરવાના હેતુથી ખેલે છે અને એવા ખેલ ખેલનારો તે એકજ છે. આખા જગતની અંદર તે અલિપ્તપણે વ્યાપી રહ્યો છે. તેણે બહુરૂપીની માફક નાના પ્રકારના વેશ ધારણ કરીને આટલો મોટો તમાશો ઊભો કર્યો છે અને છતાં તે પોતે બધા તમાશાથી વેગળો ને વેગળો રહે છે. આ દેહ તે હું પોતે અને દેહનાં સંબંધીઓ તે મારાં સંબંધીઓ, એવા અભિમાનની અંદર લોકો ગૂંચવાઈ પડયા છે અને તેથી કરીને તેઓ પોતાનાં પહેલાંના સંચિત કર્મોના ભોગ ભોગવ્યા કરે છે. તેઓ ન ભોગવે તો બીજો કોણ ભોગવવાનો હતો? બાયડી, છોકરાં, ધન અને વિષયભોગ, એ બધાંના લોભની અંદર લોકો ગૂંચવાઈ ગયા છે અને તેથી તેઓ દેવને ભૂલી ગયા છે. ગળ્યું ખાવાની લાલચને લીધે માછલી માંસનું બોટું ગળી

જાય છે, પણ જ્યારે તેના ગળાની અંદર ગલનો આંકડો ભોંકાઈ જાય છે, ત્યારે તે તેની પીડાને લીધે તરફડી મરેછે. સંસારાસક્ત લોકોની પણ એવીજ દુર્દશા થાય છે. જો તેઓ એક વિઠોબાનું સ્મરણ કરે તો તેમની બધીજ પીડા શમી જાય; પણ સંતોનો સમાગમ થાય અથવા તો કોઈ પૂર્વજન્મનાં પુણ્યનો સંચય હોય તોજ દેવનું સ્મરણ કરવાનું બની આવે. વર્તમાન સમયનાં સુખ-દુઃખનો વિચાર કરી જોવાથી હરકોઇ મનુષ્યને ત્રણ જન્મનું જ્ઞાન થઈ જાય છે. તે એવી રીતે કે, આગલા જન્મોમાં જે જે કૃત્ય કર્યાં છે, તેનાં ફળ આપણે આ જન્મમાં ભોગવીએ છીએ અને આ જન્મમાં જેવાં કૃત્ય કરીશું તેવાં ફળ હવે પછીના જન્મોમાં ભોગવીશું. આવું સમજીને દેવ, બ્રાહ્મણ, અતિથિ વગેરેનું પૂજન કરીને પુણ્યનો સંચય કરવો. ગર્ભવાસ કરવોજ ન પડે, એ તો તમારાથી હાલ બની શકવાનું નથી; પણ તમારો હવે પછીનો જન્મ સારો થાય તેને માટે તમારે ધર્માચરણ કરવાં જોઇશે. જપ, તપ, અનુષ્ઠાન આદિ સાધનો જે સંતો બતાવી ગયા છે, તેમનું આચરણ કરવું અને સંતોએ બતાવેલી વાટે ચાલવું. સત્કર્મ અને સદાચાર કર્યાથી જે પુણ્ય તમને પ્રાપ્ત થશે તે તમને કોઈ પણ એકાદ જન્મમાં કામ આવી જશે, પણ જ્યારે તમે નિષ્કામ ભાવે પુણ્યાચરણ કરશો ત્યારે તો તમારો તત્કાળ ઉદ્ધાર થઇ જશે. સકામતાની વાસનાને ઘણા લોકો જીતી ગયા છે. વાસનાને તો મૂળ સહિત ઉખેડી નાખ્યા વિના કોઇ કહે કે, હું તરી ગયો તો તેનું કહેણ સાચું માનવું નહિ. ફક્ત વેદના અક્ષરોનો પાઠ કરીને કોઈ કહે કે, હું પંડિત થઈ ગયો છું, તો તેનું બોલવું વ્યર્થ જાણવું. આવા અભિમાન વડે કેટલા બધા લોકો ફસાઈ મૂઆ છે! તેમને પોતાના સન્માનમાં વધારો કરવાની, લોકોમાં પૂજાપ્રતિષ્ઠા પામવાની અને દેહનાં સુખ ભોગવવાની લાલસા હોય છે; પણ એક

શ્રીહરિનું સદાકાળ નામસ્મરણ કરવાથી સાચા સુખની પ્રાપ્તિ થાય છે. નિષ્કામ કર્મોનું પુણ્ય અનંત જન્મો દરમ્યાન સંચિત કરી રાખ્યું હોય તો જીભે હરિનું નામ લેવાની વૃત્તિ થઇ આવે છે, નહિ તો નહિ. રામનામના સમાન બીજું પુણ્ય નથી. એની સરખામણીમાં યજ્ઞયાગાદિ સાધનો પણ તુચ્છ છે. કારણકે યજ્ઞ, યાગ, તપ આદિ સાધનો ગમે તેટલાં કરો પણ આખરે તમને સંસાર તો મળવાનોજ. એ સાધનો તમને ફરી ફરીને સંસારમાં આવવાની ફરજમાંથી છોડાવી શકતાં નથી. ખરેખરો છુટકારો તો એક હરિનામ સિવાય બીજા કશાથી થતો નથી. સંસારસમુદ્રને તરી જવાની એક નામરૂપી નૌકા છે. એ સિવાય બીજું બધું વ્યર્થ છે. શ્રીહરિના નામામૃતનું માધુર્ય કેવું છે, તેનો સ્વાદ તો એકલા ભક્તોજ જાણે છે. બીજા લોકો એ વાતમાં શું સમજે ? નામ એ તો અમૃતનો પણ સાર છે, નિજ સ્વરૂપનું બીજ છે અને સર્વ ગુહ્ય તત્ત્વોમાં પણ ગુહ્ય છે. હરિનામ વડે એટલા બધા લોકોનો ઉદ્ધાર થઇ ગયો છે કે, તેની ગણનાજ થઈ શકે એમ નથી એવું પુરાણોમાં કહ્યું છે. એટલા માટે હું સદાકાળ નામામૃતનો સ્વાદ ચાખવાને સારૂ શ્રીહરિની નિર્મળ કથા કરતો રહું છું. જે કોઈ શ્રીહરિની કથા કરશે તેમની અશુભ વાસનાઓનો નાશ થઈ જશે અને તેમને તત્કાળ સમાધિનું સુખ સાંપડશે. વિઠોબારાયના ગુણ ગાવાથી આશા, તૃષ્ણા, માયા, લોભ, મોહ વગેરે સર્વ પ્રકારના વિકારોનો નાશ થઇ જાય છે. મને વિઠોબાના ગુણ ગાવાનું ઘણું ગમે છે. આથી કરીને તેના સિવાય બીજા વિષયમાં મારૂં ચિત્તજ જવાની ના પાડે છે. મારા મનમાં બીજો ભાવ ન હોવાથી મને એક નામના સિવાય બીજો ઉપાય કોઇએ બતાવવોજ નહિ. આવું સમજીને મેં વિઠોબાના ચરણ ખૂબ જોરથી ઝાલી રાખ્યા છે અને મારો જીવભાવ મેં તેમને સમર્પિત કરી દીધો છે. મેં તેમના

ચરણ એવા જોરથી પકડી રાખ્યા છે કે કોટિ કાળે હું તેમને છોડવાનો નથી. એમ કરતાં જીવ જવાનો હોય તો જાય, પણ મારી સેવાની બાબતમાં તો મારો આવો દૃઢ નિશ્ચય થઈ ચૂક્યો છે. આખા સંસારનો નાશ કરી દઈને મારે તો એક દેવની સેવાજ કરવી, એ નિશ્ચયના આધારે હું જીવતો રહ્યો છું. પાંડુરંગે મારો અંગીકાર કરીને મને પોતાના રંગમાં રંગી દીધો છે. મારા ઉપર પોતાની કૃપાની છાયા કરીને તે દેવ મારૂં હમેશાં રક્ષણ કરતા રહે છે. દેવ પોતેજ જેનું રખોપું કરે તેના ઉપર કશી વિપત્તિ લાવી મૂકવાની કોઇ કદાચ ચેષ્ટા કરે પણ તેનું શું વળવાનું હતું? આપણે એકવાર વિઠોબાના દાસ કહેવડાવતા થયા એટલે પછી કળિકાળનું પણ આપણી આગળ કશું જોર ચાલવાનું નથી. અમે વિઠોબાના લાડકવાયા સેવકો છીએ એવું જાણીને તે દુષ્ટ અસુર કળિકાળ અમને જોઇને થરથર કંપવા લાગે છે. જે દેવની આણ આખા ત્રૈલોક્યમાં વર્તી રહી છે તેનું તમે સદાકાળ સ્મરણ કરો. વિના કારણ ઊંઘનાં ઝોકાં ખાવામાં ગૂંચવાઇ પડતા નહિ. નામસ્મરણ કરીને યમની સતામણીમાંથી અને ગર્ભવાસ કરવાનાં દુઃખોમાંથી છૂટી જાઓ. જન્મમૃત્યુના ચક્કરમાં પિસાઇને અને યમયાતનાનાં અતિ ભારે કષ્ટ વેઠીને લોકો ત્રાહ્ય ત્રાહ્ય કરી રહ્યા છે.

જીવતા હોઇએ ત્યાંસુધી ભૂખતરસ વગેરે પીડાઓ વળગેલી હોય છે અને મરણ પછી યમદૂતના દંડા ખાવા પડે છે. કેટલાક લોકો પૂછે છે કે, મરી ગયા પછી યમના ઝપાટા ખાવા પડશે તેની સાબિતી શી? તેમને હું કહું કે, તમે ભારત આદિ ઇતિહાસગ્રંથો જુઓ અને કૌરવ વગેરે કેવા નરકે ગયા તેનો અહેવાલ વાંચો. પૂર્વદેહના અભિમાનનું સ્મરણ દુર્યોધનના મનમાંથી ખસ્યું ન હતું તેથી ધર્મરાજાને મોઢું ન બતાવતાં પોતે નરકની અંદર સંતાઈ બેઠો. પણ ધર્મરાજા દયાળુ હોવાથી તેની પાસે ગયા, ત્યારે દુર્યો-

ધન વળી ત્યાંથી પણ નીચે ઊતરી પડ્યો. તે શરમને લીધે મરવા જેવો થઇ ગયો હતો. ધર્મરાજાએ તેને માટે ઘણા ઉપાય કરી જોયા, પણ તેનાં સંચિતકર્મનાં ફળ તો દેવે તેની પાસે ભોગવાવ્યાંજ. ધનના મનમાં દેહાભિમાન એવું સજ્જડ જડ ઘાલી બેઠું હતું કે તેનાથી નારાયણના નામનો ઉચ્ચાર કરવાનું બન્યુંજ નહિ. સંસારમાં પ્રવેશ કરીને જેઓ નારાયણને ભૂલી જશે તેમને અઘોર નરકમાં વાસ કરવો પડશે, એમાં સંદેહ કરવો નહિ. સંતોનું આવું કથન સાચું માનીને તમે નારાયણના શરણાગત થાઓ, તેમાંજ તમારૂં કલ્યાણ છે. એ નારાયણના સિવાય બીજા કોઇના ઉપર તમારે ભરોસો રાખવો નહિ અને બાયડીછોકરાં તથા પૈસાટકાના લોભમાં વ્યર્થ ગૂંચવાઇ પડવું નહિ. પૈસાનો અને કુટુંબીઓનો મોહ એ તો યમદૂતનો ફાંસોજ છે અને તે ફાંસા વડે યમના દૂત તમને બાંધી લે છે. અંતકાળે યમના દૂત આવીને ઊભા રહે છે અને મરનારની વાચા બંધ કરી દે છે. તેથી કરીને મરતી વખતે રામનામ લઇ શકાતું નથી. અનેક જાતનાં નઠારાં કર્મ કરેલાં તેથી ચિત્તની અંદર શુદ્ધ બુદ્ધિ ઉત્પન્ન થતી નથી. આથી કરીને દેવથી દૂર ચાલ્યા જવાય છે. ઘણુંખરૂં એવું બને છે કે જેઓ જ્ઞાનીપણાનો દાવો કરે છે, તે લોકોજ દેવનાથી ઘણે છેટે જતા રહે છે. એમ થવાનું કારણ એ છે કે, તેમના મનમાં અભિમાન હોવાથી તેઓ ભેદાત્મક વાદ અને નિંદાનો પ્રચાર કરવા તરફ વળે છે. વાદ, ભેદ, નિંદા એ વિનાશનાં લક્ષણ છે. તેમના તરફ વળવાથી જૂઠો વાણીનો વ્યય થાય છે. થોડી વાર સુધી દેહને નિષ્ક્રિય અવસ્થામાં રાખી શકાય, પણ મનને નિષ્ક્રિય રાખી શકાતું નથી; કારણકે તે ચિંતારૂપી ઘાંચીની ઘાણીની સાથે જોડાઇ ગયેલું છે. મરણ વખતે વાસનાની દોરી તમારા ગળાની સાથે બાંધીને તમને અનેક યોનીઓમાં ઘસડી જનાર તમારૂં મનજ છે.

ભારે તપશ્ચર્યાનું બળ જો એકઠું કરી રાખ્યું હોય તો તેને લીધે અંતકાળે જે વાસનાનો ઉદય થાય, તેને અનુસરીને બીજો જન્મ થાય છે. મરતી વખતે આવી સદ્ગતિ થઇ શકે એટલા વાસ્તે કેટલાક લોકો ચિત્તની અંદર પહેલેથીજ દેવનું ધ્યાન ધરવાનો અભ્યાસ કરતા રહે છે. મરતી વખતે દેવનું સ્મરણ થાય એટલા માટે મોટા મોટા પરાક્રમી લોકોએ પોતાના પ્રાણ ખરચી નાખ્યા છે. એજ ઉપદેશથી ઋષિમુનિ વગેરે તપસ્વીઓ તમામ પ્રકારના ભોગવિલાસ ત્યજીને વનવાસ કરે છે અને કંદમૂળ, ઝાડપાલો વગેરે ખાઇને બેસી રહે છે. કેટલાક સંસારના સુખમાં ગૂંચવાઈ પડેલા હોવાથી દેવથી ઘણે છેટે નીકળી જાય છે અને આવા જૂજ લોભને સારૂ છેવટે નરકવાસ કરે છે. જો સદ્ગતિ કરી લેવી હોય તો તેનો એકજ ઉપાય એ છે કે તમારે વિઠોબાના ચરણનું ચિત્તની અંદર ધ્યાન કરતા રહેવું. જો વિઠોબાના ચરણમાં તમારૂં ચિત્ત સ્થિર થઈ જાય તો પછી તમારે આહાર ત્યજીને વનવાસ કરવાની કશીજ જરૂર નથી. જેમનાં પૂર્વનાં સંચિત કર્મ અશુભ હોય એવા અભાગિયા જીવોનો પણ વિઠોબારાયના નામને પ્રતાપે ઉદ્ધાર થઈ જશે; તો પછી જેમનાં સંચિત કર્મ શુભ હોય તેમનો ઉદ્ધાર થાય એમાં તો સંદેહજ શો ? કાળની ગતિ કોઈને સ્વાધીન નથી અને આગળઉપર શું થવાનું છે તે કોઈ જાણી બેઠું નથી. પ્રારબ્ધ ભોગવ્યા વિના ખતમ થતું નથી, આવું સમજીને શુભ કર્મનો સંચય કરતા રહેવું. આપણા પોતાના હિતને અર્થે જો શુભ ઉપાય કરતા રહીશું, તો આપણા મનુષ્યજન્મને સાર્થક કરીશું. મનુષ્યદેહમાં જન્મીને જો દેવની પ્રાપ્તિ કરી લીધી તો તો ઉત્તમ કર્યું કહેવાય. તેમ ન કર્યું તો પશુથી પણ આપણે હલકા સાબિત થઈશું; કારણકે પશુને પાપપુણ્યનું જ્ઞાન હોતું નથી, પણ મનુષ્યને તો તેનું પૂરેપૂરૂં જ્ઞાન છે. મનુષ્યોને પાપપુણ્યનું

જ્ઞાન છે એટલુંજ નહિ, પણ બીજા લોકો પાપાચરણ કરવાથી કેવા દુઃખી થાય છે તે પણ તે જોઇ શકે છે. સંસારમાં કેટલા બધા લોકો દુઃખી થાય છે ? તે બધાનું જુદું જુદું વર્ણન કરવાની શી જરૂર છે ? બધા એમ સમજી બેઠા છે કે સંસારમાં આવીને ઉત્તમ વસ્ત્રાલંકાર પહેરવા, સ્વાદિષ્ટ ભોજન આરોગવાં અને જેને એટલાં વાનાં આવી મળે તે ભાગ્યશાળીમાં ગણાય છે. આવી ભૂલને લીધે બધા લોકોને સંસાર ગળી ગયો છે અને તેમને ફરીફરીને ગર્ભવાસ કરવાનું કષ્ટ વેઠવું પડશે એ તે ભૂલનું ફળ જાણવું. વાસનાને તેના મૂળ સહિત ઉખેડી નાખ્યા વિના જન્મમૃત્યુનું ખંડન થઈ શકતું નથી. પ્રારબ્ધમાં લખ્યું હશે તેમ થશે એવું કોઇએ કહેવું નહિ. પ્રયત્ન કર્યા વિના દેવની પ્રાપ્તિ થતી નથી. પ્રારબ્ધાનુસાર પરિણામ આવશે એવો વિચાર કરીને કોઇ કાંટા ઉપર ચાલે ખરો કે ? અથવા જીવતો સાપ પકડવાની કોઈની હિંમત ચાલે કે ? એટલા માટે આત્મોન્નતિના કાર્યમાં પ્રારબ્ધ વિઘ્ન કરી શકતું નથી એવો વિચાર કરીને હરકોઇ મનુષ્ય પોતાનું હિત સાધી શકે છે અને એ કામ કરવા ન કરવા તે પૂરેપૂરો સ્વતંત્ર છે એવું ઋષિઓ કહી ગયા છે. જેઓ મુક્ત થઈ ગયા છે તેઓ જોર કરીને-ભાર દઇને લોકોને કહેતા ગયા છે કે, અમે જેમ કર્યું તેમ તમે પણ કરો. લોકોને પોતાની પાસે બોલાવવાને સારૂ પાંડુરંગ ઊંચા હાથ કરીને ઊભા રહ્યા છે. તે તો નર્યા કૃપાના સમુદ્ર જેવા છે. જેમના ચરણમાંથી પાપનો નાશ કરનારી ગંગા ઉત્પન્ન થઈ તે ચરણનું તમે મનમાં ધ્યાન કરજો. જેમના ચરણસ્પર્શથી પથ્થરો પણ સમુદ્રના ઉપર તરતા થઇ ગયા તે પોતાનું સ્મરણ કરનારાઓનો ઉદ્ધાર કરે એમાં વળી સંદેહ શાનો ? એટલા વાસ્તે કોઇએ મોઢે ડાટા મારીને મૂંગા મૂંગા બેસી રહેવું નહિ, પણ સદાકાળ સંતોની સંગતિમાં રહીને પ્રેમાનંદનો લહાવો લેવો. સંતોની

સંગતિમાં રહીને નામકીર્તન કરવું એજ સુખનું સાધન છે. નામ-સંકીર્તન કરવાથી દેવ વેગળા જતા નથી, પણ તેના હૃદયની અંદરજ સદાકાળ વાસ કરે છે. અંગેઅંગમાં દેવનો સંચાર થઈ જાય છે અને તેમ કરીને દેવ પોતાના ભક્તને કદી ભૂલી જવા દેતાજ નથી. દેવ પોતાના ભક્તના ઉપર કોઈ પણ પ્રકારનું દુઃખ પડવા દેતા નથી અને યમદૂતના હાથમાંથી તથા ગર્ભવાસનાં દુઃખોમાંથી પણ તેને છોડાવે છે. તે પોતાના ભક્તને ભૂખતરસને લગતી ચિંતા કરવા દેતા નથી. ભક્ત તો બેફિકર થઇને દેવનું નામસ્મરણ કર્યેજ જાય છે. સર્વ જીવજંતુ દેવનાંજ છે, પણ દરેકનાં સંચિત કર્મ આડે આવવાથી દેવ તેમનાથી વેગળા થઈ જાય છે. હું દેહ છું અને દેહનાં સંબંધીઓ તે મારાં સંબંધીઓ છે, એ અભિમાનને જેઓ ત્યજી દે છે તેમના ઉપર નારાયણ કૃપા કરે છે. દેવ તો દીનજનો પ્રતિ કૃપાળુ છે—કૃપાના ભંડાર છે, એમ જાણીને હું તેમની આશા પકડી રહ્યો છું. તુકારામ કહે છે કે, મેં પાંડુરંગને મારી એ આશા-ની જાળમાં ગૂંચવી પાડીને તેમને ભક્તોને વશવર્તી બનાવી દીધા છે.

૩૯૩૭–એકવાર પાંડુરંગ સહિત નામદેવ મને સ્વપ્નમાં મળ્યા અને મને સ્વપ્નમાંથી જગાડ્યો. તેમણે મને આજ્ઞા કરી કે, "તું કવિતાજ રચતો જા; બીજુંત્રીજું તારે કશું બોલવુંજ નહિ." મને તેમણે આટલું એક કામ સોંપી દીધું. મારે કેટલી કવિતાઓ રચવી તેનું માપ કાઢીને છેવટનો આંકડો વિઠ્ઠલે નક્કી કર્યો અને તેમણે મને એક થપ્પડ મારીને સાવધાન કરી દીધો. તુકારામ કહે છે કે, એકસો કરોડ અભંગ રચવાનો મારો સંકલ્પ હતો, તે પૈકી છન્નુ કરોડ અભંગ લખાઇ ચૂકયા છે અને હવે બાકીના જે ચાર કરોડ રહ્યા તે રચી નાખ અને તારો મૂળ સંકલ્પ પૂર્ણ કરી દે એવું મને નામદેવે સ્વપ્નમાં આવીને કહ્યું હતું.

૩૯૩૮–હે સંતો ! તમે મને આશરો આપ્યો છે, તેથી હવે

હું તમારી સંગતિમાં રહીશ અને સંતોની પંક્તિમાં તેમના ચરણુ આગળજ પડી રહીશ. સંતોનો નિવાસ એ પ્રેમનું ધામ છે, એમ જાણીને હું અંદર આવ્યો છું; માટે હવે મને નિરાશ કરશો મા. હું છેક કનિષ્ઠ જાતનો છું. મારો ધંધો પણ હલકો છે, પણ તમારે આશરે રહીને હું વિશ્રાંતિ પામીશ એવી આશાએ હું ચાલ્યો આવ્યો છું. તુકારામ કહે છે કે, મને જે દહાડે સ્વપ્નમાં નામદેવનાં દર્શન થયાં તે દિવસથી મારા હૃદયમાં કવિત્વની સ્ફૂર્તિ થાય એવો પ્રસાદ મને પ્રાપ્ત થયો છે.

૩૯૩૯—હું જાતનો શૂદ્ર છું અને હું વાણિયાનો રોજગાર લઈ બેઠો હતો. મારા ઘરમાં પહેલેથીજ પાંડુરંગની પૂજા થતી આવી છે એ વાત કહેવાની જરૂરજ ન હતી, પણ તમે સંતોએ પૂછયું ત્યારે આટલું તેના જવાબમાં મારે કહેવું પડયું. હું સંસારના કલેશથી અતિ દુઃખી થઇ ગયો છું. માબાપ પણ મરી પરવાર્યાં. દેશમાં દુષ્કાળ પડયો, તેથી પાસે પૈસાટકા રહ્યા નહિ. પૈસા વગરનો થયો એટલે આબરૂ પણ ગઈ અને મારી બે બાયડીઓમાંથી એક અન્નને માટે ટળવળતી ટળવળતી મરી ગઈ. આ બધું દુઃખ જોઈને મારા જીવને અતિશય ત્રાસ ઊપજ્યો. શરમ આવવાથી કોઇને મોઢું બતાવવું ગમતું નહિ અને જે જે ધંધા કર્યા તેમાં ખોટની ખોટજ આવતી ગઈ. દેવમંદિર જીર્ણ થઈ ગયું હતું તેની મરામત કરાવવાની ઇચ્છા મનમાં થઈ આવી. એકાદશીને દહાડે મારૂં સૌથી પહેલું કીર્તન મેં કર્યું, પણ તે ઘડીએ મને કીર્તન કરવાનો મહાવરો ન હોવાથી સાધારણુ કીર્તન થઈ શકયું. પછી શ્રદ્ધા અને ભાવ સહિત મેં સંતોની રચનાઓનો પાઠ કર્યો. આપણી આગળ જે સંતો થઇ ગયા છે અને કવિતાઓ કરી ગયા છે, તેમનું શુદ્ધચિત્તથી અને ભાવ સહિત અનુસરણ કરતા રહીને આપણી પોતાની કવિતાઓની રચના કરવી. મેં સંતોના ચરણને તીર્થરૂપ ગણીને

તેમનું સેવન કર્યું અને તેમ કરવામાં મનમાં શરમ કે સંકોચને સ્થાન આપ્યું નહિ. મારાથી થઈ શકે તેટલો પરોપકાર પણ કર્યો. આવું કરતાં શરીરને કષ્ટ થાય તો થવા દીધું, સગાંવહાલાંનું કહ્યું મેં કર્યું નહિ અને સંસારના ઉપરથી મારા ચિત્તને પૂરેપૂરો ઓચો આવી ગયો. ખરૂં શું અને ખોટું શું તે બાબત મેં મારા મનને સાક્ષી તરીકે માની લીધું અને જુદા જુદા મતમતાંતરોમાંથી મેં કોઇને કબૂલ રાખ્યો નહિ. મને સ્વપ્નાવસ્થામાં મારા ગુરુ ઉપદેશ દઈ ગયેલા તેનો મેં સ્વીકાર કર્યો અને હરિનામમાં દૃઢ વિશ્વાસ સ્થાપિત કરી રાખ્યો. ત્યાર પછી મને કવિતાઓ રચવાની સ્ફુરણા થવા લાગી ત્યારે મેં મારા મનથી વિઠોબાના ચરણ પકડી રાખ્યા. મારી રચેલી કવિતાઓનો રામેશ્વર ભટ્ટે નિષેધ કર્યો અને તેને પાણીમાં નખાવી દીધી. મારી કવિતાઓ પાણીમાં ડૂબે નહિ અને તણાઈ જાય નહિ તે માટે મેં તેર દિવસ સુધી કોરા ઉપવાસ કર્યા. તે ઘડીએ નારાયણે આવીને મારા મનનું સમાધાન કર્યું. બધું વિગતવાર કહેવા જતાં તો ઘણું લખવું પડે અને તેમ કરવા જતાં ઘણું મોડું થઇ જાય; માટે આટલું કહ્યું તેજ પૂરતું છે. હવે મારી જે પ્રકારની સ્થિતિ થઈ ગઈ છે તે તો ઉઘાડીજ છે. આગળ ઉપર શું થવાનું છે તે તો દેવ જાણે. નારાયણ ઘણા કૃપાવંત છે; તે પોતાના ભક્તોને છેક તો વિસારી નથી મૂકતા, એ મને બરાબર સમજાઇ ગયું છે. તુકારામ કહે છે કે, મારી કુલ પૂંજીમાં એક પાંડુરંગ છે. આ શબ્દો પણ મારા મોઢામાંથી તેમણેજ બોલાવ્યા છે.

૩૯૪૦–હે સંતજન ! હું તો વિશેષે કરીને પાતકી અને પતિત છું, છતાં શા કારણથી તમે મારા પ્રતિ આદરભાવ સહિત પ્રેમ દાખવો છો તે હું તમને કહું છું તે સાંભળજો. હું જે કાંઈ કહું છું તે ખરૂં કહું છું, તે બાબત મારૂં મન સાક્ષી પૂરે છે. હું હજી તર્યો તો છુંજ નહિ. એક માણસ મને માને છે તે જોઇને

બીજા માનવા લાગે છે. સંસારના સંપર્કથી હું ઘણો સંતપ્ત થઈ ગયો છું. ઢોરને તેનો માલિક મારે, તેની પૂંછડી આમળે; પણ તે છતાં તે ઘરમાંથી નાસી જતું નથી. આવું સમજીને હું ધીરજ રાખીને સ્વસ્થ ચિત્તે બેઠો છું. પાસે થોડીઘણી પૂંજી હતી તે પણ ખૂટી ગઈ. તે કરતાં તો તેટલું દ્રવ્ય બ્રાહ્મણને અથવા યાચકને દાન દીધું હોત તો સારૂં થાત, પણ તે મારાથી થયું નહિ. મેં મારી સ્ત્રી, છોકરાં અને ભાઈની સાથેનો સંબંધ તોડી નાખ્યો. આવો હું ભાગ્યહીન, મંદબુદ્ધિનો નફ્ફટ પાક્યો. લોકોને મોઢું ન બતાવવું પડે તે માટે જંગલમાં જઈને ત્યાં બેસી રહેવા લાગ્યો. આટલા કારણથીજ હું એકાંતનું સેવન કરવા લાગ્યો છું તે તમે ખાતરી-પૂર્વક માની લેજો. હું મારા પેટની પીડાથી બહુ દુઃખી થઈ ગયો છું. આથી કરીને મારામાં જે સ્વાભાવિક દયા હતી તે પણ ચાલી ગઈ. તુકારામ કહે છે કે, પાંડુરંગની સેવા તો મારા ઘરમાં વંશ-પરંપરાથી ચાલતી આવે છે, તે હું નિભાવ્યા કરૂં છું. આથી કરીને કોઈએ એવું ન માની લેવું કે હું ખૂબ ભાવભક્તિપૂર્વક પૂજા કરૂં છું.

**૩૯૪૧**–હે દેવ ! મેં દેવાળું કાઢયું તે ઘણુંજ સારૂં થયું. દુષ્કાળે મને ખૂબ સંતાપ્યો તે પણ સારૂં થયું; કારણકે તેમ થવાથી મારા મનને અતિ સંતાપ થયો. તેને લીધે હું તારૂં સ્મરણ કરતો થયો અને સંસાર મને ઓકી કાઢેલા અન્નના જેવો દેખાવા લાગ્યો. ઓ દેવ! બાયડી પણ મને વઢકણી મળી તે ઘણું સારૂં થયું. દુનિયામાં મારી દુર્દશા થઇ તે પણ ઘણુંજ સારૂં થયું. લોકોમાં અપમાન થયું, પૈસાટકા ગયા, ઢોરઢાંખર મરી પરવાર્યાં એ બધુંજ ઘણું સારૂં થયું. હે દેવ ! મેં લોકોની લાજશરમ રાખી નહિ અને હું તારે શરણે આવી પડ્યો તે પણ ઠીકજ થયું. હે દેવ ! બાયડી-છોકરાંનો ત્યાગ કર્યો અને તારૂં મંદિર સમરાવ્યું તે પણ મેં યોગ્યજ કર્યું. તુકારામ કહે છે કે, એકાદશીને દહાડે જાગરણ

અને ઉપવાસ બેઉ થાય છે માટે એ વ્રત ઉત્તમ છે.

**૩૯૪૨**–વિઠ્ઠલની સાથે વાતો કરવી, વિઠ્ઠલનાં દર્શન કરવાં અને વિઠ્ઠલની સાથે પ્રાણ સહિત પ્રીતિ જોડવી, એજ એક ઉત્કંઠા વડે મારૂં મન પરિપૂર્ણ થઇ ગયું છે. મારૂં મન તેમાં એવું પરોવાઈ ગયું છે કે ત્યાંથી પાછું ફરતુંજ નથી. મારી સંસારબંધનની ગાંઠ છૂટી ગઈ તેથી હું છૂટો થઈ ગયો અને નિરાંતે હરિને વળગી પડવામાં મને અનુકૂળતા મળી ગઈ. તુકારામ કહે છે કે, મારૂં અંતઃકરણ વિઠ્ઠલના સ્વરૂપથી ભરાઈ ગયું છે, તેથી કામક્રોધાદિક વૃત્તિઓ તેમાંથી એકદમ ટળી ગઈ છે.

**૩૯૪૩**–આખું જગત દેવરૂપજ છે, એજ એક મારે મુખ્ય ઉપદેશ કરવાનો છે. પ્રથમ તો તમારામાં જે હુંપણું છે તેનો તમે ત્યાગ કરી દો. આટલું કરશો તો તમે કસોટીમાંથી પાર ઊતરી જશો. આ એકજ વચનની અંદર બ્રહ્મજ્ઞાનનો ભંડાર છે એમ નિશ્ચયપૂર્વક માની લેજો. તુકારામ કહે છે કે, કાર્ય અને કારણ બેઉનો નાશ થઈ ગયા પછી જે અવસ્થા થાય તેને ઉન્મની અવસ્થા કહે છે.

**૩૯૪૪**–હું મારી સ્વસ્વરૂપની ભાવનામાંથી પ્રકટ થયો છું એટલે બીજા શબ્દોમાં કહીએ તો મારા પોતાના પેટમાંથી હું પેદા થયો છું. હવે મારી ઇચ્છાઓ પૂર્ણ થઈ ગઇ અને મારી તમામ તૃષ્ણાઓનો ક્ષય થઇ ચૂક્યો. જે ઘડીએ હું સ્વાત્મભાવના અનુભવ વડે બળવાન બનીને ઊભો રહ્યો તે ઘડીએજ મારી દેહાત્મબુદ્ધિ તો મરી ગઇ. તુકારામ કહે છે કે, હું મારા આત્મસ્વરૂપના ભણી જોઉં કે પ્રપંચના ભણી જોઉં, પણ ઉભય અવસ્થામાં હું તો જેવો છું તેવો ને તેવોજ છું.

**૩૯૪૫**–બુદ્ધિપૂર્વક નાના પ્રકારનાં સાધનો કરીકરીને તેમનો સારાંશ જેમ દહીં વલોવીને તેમાંથી માખણ કાઢી લઇએ તેમ

કાઢી લેવો જોઇએ. જેમ કોઇ ઊંચા ઝાડની ટોચે ફળ લાગ્યું હોય તો ત્યાં પહોંચી જવાને સારૂ કોઈ પણ પક્ષીને કશી અડચણ નડતી નથી, તે પાધરૂંજ ઊડીને તે ફળના ઉપર જઈ બેસે છે; તેજ પ્રમાણે હરિની ભક્તિ વડે હરિની એકદમ પ્રાપ્તિ થઇ જાય છે. એ સાધનમાં કદી કોઇ વાતનો અભાવ નજરે પડતો નથી. તુકારામ કહે છે કે, મારાં આજ સુધીનાં સંચિત પુણ્યોનો મને એકદમ સામટો લાભ મળી ગયો અને તેથી હું તૃપ્ત થઇ ગયો છું.

૩૯૪૬–આ ધંધામાં ખોટ જવાનો તો સંભવજ નથી, માટે ઊંચનીચ સૌએ પોતપોતાની ઇચ્છા પ્રમાણે જેટલો લાભ લઈ શકાય તેટલો લઇ લેવો. આ તો કેવળ આરસીના જેવું કામ છે. જે માણસ પોતે જેવા રંગનો હશે તેવોજ તે આરસીની અંદર દેખાશે. દેવના સંબંધમાં ભાવભક્તિવાળા માણસોનો સમુદાય જે ઠેકાણે ભેગો થયો હોય તે સ્થળને એકાંતજ જાણવું અને દેવની ભક્તિની ફસલ પણ ત્યાંજ પાકે છે. તુકારામ કહે છે કે, એ ફસલનો ઢગલો કરીને હું સૌને દાન દેવાને આવ્યો છું. તે માટે સૌ મારી પાસે આવીને બેસો અને હું તમને બધાંને તમારી ઇચ્છા મુજબ તેમાંથી વહેંચી આપું.

૩૯૪૭–નિજસ્વરૂપનું ધન મેં સાચવી રાખ્યું છે. જેમાંથી આખું જગત ઉત્પન્ન થયું છે, તે બીજ મારા હાથમાં આવી ગયું છે. સર્વ પ્રકારની ઉપાધિઓનાં છોડાંને મેં જુદાં કાઢી નાખ્યાં છે અને અંદરની સારભૂત વસ્તુને મેં અલગ કાઢીને મારી પાસે રાખી મૂકી છે. તુકારામ કહે છે કે, નારાયણ મારે ભાગે આવી ગયા એ મારાં સંચિત શુભ કર્મોનુંજ પરિણામ છે.

૩૯૪૮–આખા જગતને એક પ્રકારનો ભ્રમ ઉત્પન્ન થયો છે, તેથી કરીને લોકો બીજે આડે રસ્તે વળી જઇને નાહકનો પરિશ્ર-

મ કરી મરે છે. મુખ્ય સ્થળે પહોંચી જવાને માટે એકજ દરવાજો છે. તે એ કે વિઠોબાના એ ચરણ એકજ સારભૂત વસ્તુ છે એવો હૃદયની અંદર દૃઢ વિશ્વાસ જમાવી દેવો. વિઠોબાનું એક ક્ષણવારને માટે પણ વિસ્મરણ થવા દેવું નહિ. સૌનું જીવન સરળ બની જાય એવો આ એકજ ઉપાય છે. ગુરુ કરવાની અને તેમની પાસે કાન ફુંકાવવાની કશીજ જરૂર નથી. તુકારામ કહે છે કે, વિઠોબાના ચરણ આ આખા જગતના વિસ્તારનું મૂળ બીજ છે. તેની મારફ્તે સૌની ઇચ્છાઓ પૂર્ણ થઈ જાય છે.

**૩૯૪૯**—એક પાંડુરંગના સિવાય બીજું કાંઈ તમારે જાણવુંજ નહિ. આ બાબત મનમાં જરા પણ સંશય રાખશો તો તમારે નિરર્થક શ્રમ કરવો પડશે. દેવ જે સૌનો પિતા છે, તેને કોઇ પણ નામ વડે ખરા અંતઃકરણની ઉત્કંઠા સહિત બોલાવીએ તો તે આપણો સાદ સાંભળશેજ. આપણી વાણીને તેમના નામ વડે શણગારવાથી અભિમાનનો નાશ થાય છે અને આખે શરીરે રગેરગમાં હરિકથાનો રંગ ચડી જાય છે. તેમ થવાથી તમામ ઇચ્છાઓ પૂર્ણ થઈ જાય છે. તુકારામ કહે છે કે, જેના વડે પ્રેમ ઉત્પન્ન થાય એવા સાધનનો અભ્યાસ વારેઘડીએ કરતાજ રહેવું.

**૩૯૫૦**—જે નારાયણનું સ્મરણ કરાવે તેનેજ ખરેખરો દાતા જાણવો. જેના દાન વડે યાચકોની આતુરતા અને તેમનો ટળવળાટ શમી જાય તેની આગળ બીજાં દાનની શી કિંમત છે? સન્માર્ગે વાળે એવા સંતોના કાલાવાલા કરવા. તુકારામ કહે છે કે, જે એવી વસ્તુનું દાન દે કે તે મળ્યા પછી કશું કરવાનું બાકી રહેજ નહિ, તેણે ખરેખરો ઉપકાર કર્યો કહેવાય.

**૩૯૫૧**—આવો દુઃખદ પ્રસંગ તો મેં મારી આંખો વડે કદી જોયો પણ નથી. બીજાનું દુઃખ જોઇને મારા જીવને ઘણી પીડા

થાય છે. હે દેવ! મને તો એવુંજ લાગે છે કે, તમે આ દુનિયામાં છોજ નહિ. આવું દુઃખદાયક સંકટ મારે જોવું ઉચિત નથી. ભક્તોના ઉપર શત્રુનું આક્રમણ થાય એવું બનેજ કેમ? જે દેશમાં હરિભક્તો વસતા હોય, ત્યાંના લોકો ઉપર દુઃખ આવવુંજ ન જોઇએ. તુકારામ કહે છે કે, હે દેવ! મેં તમારી સેવા કરી તેને તમે લજવાવી તેથી મારી આવી દુર્દશા થઇ છે.*

**૩૯૫૨**–મને મરણનો ભય છે નહિ, પણ લોકોનું દુઃખ મારાથી જોયું જતું નથી. અમે–હરિના ભક્તોનો સ્વભાવ પરંપરાથી આવો ને આવોજ ચાલ્યો આવે છે. હે દેવ! હે દાતાર! તમે હજી કેમ સમજતા નથી? ભગવદ્‌ભજનમાં વિઘ્ન નડે તેને હું મરણજ માની લઉં છું. હરિના ભજન વિનાની એક ક્ષણ પણ ખાલી જાય તેને હું વ્યર્થ ગયેલી માનું છું. તુકારામ કહે છે કે, હે મારા દાતાર દેવ! હું તો તારી પાસે એવું સ્થાન માગી લઉં છું કે જ્યાં દુઃખ, સંકટ વગેરેનો પ્રવેશજ ન થતો હોય.

**૩૯૫૩**–હરિકીર્તનનું ફળ મારે શું સમજવું? હરિકીર્તન વડે સૌને તેમનો તરણોપાય મળી રહે છે, એ વાત સાચી કે તેના વડે દુઃખ અને સંકટ આવી પડે છે, એ વાત સાચી? મારે એમાંથી કોને સાચું માનવું? ઓ વિઠ્ઠલ! આજનો પ્રસંગ તો એવો બન્યો છે કે જેનાથી પરમાર્થનો નાશ થવાનો આરંભ થઈ ચૂક્યો છે એવું મ્લેચ્છોના આક્રમણ ઉપરથી ઉઘાડું દેખાઇ આવે છે. અમારામાં પાપ ન હોય ત્યાંસુધી બીજું પાપ અમારી સામે આવીને ઊભું રહે નહિ, એ મને આજના પ્રસંગથી ચોખ્ખું સમજાઈ જાય છે. તુકારામ કહે છે કે, હે દેવ! જ્યાં તમારા સેવકો રહે છે ત્યાં

* લોહગાંવમાં શિવાજી પર મુસલમાનોએ આક્રમણ કર્યું, તે સમાચાર સાંભળીને તુકારામે અભંગ નં. ૩૯૫૧થી ૩૯૫૪ રચ્યા કહેવાય છે.

તમે પણ રહો છો એ વાત મારાથી આજનો બનાવ જોતાં શી રીતે માની શકાય?

**૩૯૫૪**–હું મારે કાને હાથ દઈને કહું છું કે, જાણનાર કોણ છે, કોની ઉપાસના થાય છે અને આ વચનો દ્વારા કોની પ્રાપ્તિ થાય છે તે હું જાણતો નથી. (બીજો અર્થ) ઉપાસનાનું તત્ત્વ કોણે જાણી લીધું છે, કોણે તેને સિદ્ધ કરી છે અને કોણ તેના દ્વારા પ્રાપ્ત થાય છે તે હું જાણતો નથી. હે દેવ! મારો શ્રોતા તું છે અને વક્તા પણ તુંજ છે, એવા અભેદ જ્ઞાન સહિત તારી સેવા એક હુંજ કરૂં છું. જેઓ પોતાને કુશળ અને ચતુર માનતા હશે તેમનું અહીં કશું વળવાનું નથી; કારણકે તેઓ પોતાની બુદ્ધિનો ઉપયોગ ફક્ત પોકળ તર્કવિતર્ક કરવામાંજ કરે છે. તુકારામ કહે છે કે, હે હરિ! મારો અને તારો વાસ એક બોધના મંદિરની અંદર છે, તેથી કરીને મારો અને તારો નિત્ય યોગ થયા કરે છે.

**૩૯૫૫**–હે નારાયણ! મરી ગયેલા પ્રાણીને સજીવન કરવું એ તારે માટે અશકય નથી. મારા સ્વામીએ આવાં કીર્તિનાં કામ અગાઉ કરેલાં તે મને કાંઈક યાદ છે, ત્યારે તેનું એક વધુ સ્પષ્ટ દૃષ્ટાંત કેમ અત્યારે નથી બતાવતા? મેં તો સમર્થનો છેડો સાહ્યો છે, એ મારૂં મહદ્‌ભાગ્ય છે. હું દેવનો દાસ છું એવો દાવો કરૂં છું એ કાંઈ થોડી વાત છે? તુકારામ કહે છે કે, હે દેવ! તમે તમારા સામર્થ્યનો પરિચય બતાવીને મારા નેત્રોને શાંતિ પમાડો.*

**૩૯૫૬**–હે કેશવ! હે મારાં માબાપ! મારૂં શરીર દાઝી ઊઠયું છે અને શરીરે વડવાનલ પ્રકટચો હોય એવો મને દાહ બળે

* તુકારામ લોહગાંવમાં હરિકીર્તન કરતા હતા, તે વખતે કોઈએ એક મરેલું બાળક તેમની આગળ લાવીને મૂકયું અને કહ્યું કે, "તમે એને જીવતું કરો."

છે; માટે તું મારી વહારે ધા. મારા શરીર ઉપરના વાળ અને ચામડી બફાઈ ગયાં છે અને એવી લાહ્ય બળે છે કે જાણે કોઈ કાળે પણ શાંત થશે કે નહિ, એવો મને સંદેહ થયા કરે છે. મારા હૃદયની પણ એવી સ્થિતિ થઈ ગઈ છે કે જાણે હમણાંજ ફાટીને બે ટુકડા થઇ જશે. મને આવું થાય છે છતાં તું જોયા શું કરે છે? તું ટાઢું પાણી લઇને જલદી દોડી આવ. અહીં તો કોઇનો કશો ઉપાય છેજ નહિ. તુકારામ કહે છે કે, તું મારી જનેતા છે એટલે તારા સિવાય મારી આ મોતની ક્ષણે બીજું મારૂં કોણ રક્ષક છે?×

૩૯૫૭-જો આપણું પોતાનું મન શુદ્ધ હશે તો આપણો શત્રુ પણ મિત્ર થઈ જશે અને વાઘ, સર્પ વગેરે પ્રાણીઓ પણ આપણને દુઃખ દઈ શકવાનાં નથી. મનના નિર્મળપણાને લીધે ઝેર પણ અમૃત સમાન નીવડશે. તે પ્રમાણે કોઈ આપણા ઉપર પ્રહાર કરશે તો તે પણ આપણને તો લાભકર્તાજ થઈ પડશે. નહિ કરવા જેવાં કામ પણ શુભફળદાયક અને કર્તવ્યકર્મ જેવાં નીવડશે. જેનાથી જરૂર દુઃખનીજ પ્રાપ્તિ થાય એવા પ્રસંગોમાંથી પણ તમને કેવળ સુખની પ્રાપ્તિ થશે અને ધગધગતો અગ્નિ પણ ઠંડક આપતો થઇ જશે. જે વ્યક્તિ મનુષ્યમાત્રને પોતાના જીવ સમાન ગણીને તેમના ઉપર પ્રેમ રાખે છે, તેના પ્રતિ પ્રાણીમાત્રના મનમાં પણ તેવોજ ભાવ ઉત્પન્ન થશે. તુકારામ કહે છે કે, જેને આવો અનુભવ થવા માંડે છે તેના ઉપર નારાયણની સંપૂર્ણ કૃપા થઇ છે, એવું સમજવું.

૩૯૫૮-પોતાના ચિત્તના આસન ઉપર આરૂઢ થઇને મારી કુળદેવીને મેં એવું કહીને હાંક મારી કે, “ અરે ઓ વૈકુંઠમાં વસ-

× અમુક દુષ્ટ માણસે એક વાર તુકારામના ઉપર ગરમ ગરમ પાણી રેડ્યું હતું તે પ્રસંગના આ ઉદ્ગાર છે.

નારી! તું મારી પાસે જલદી દોડી આવ. ઓ વિઠાબાઈ! ઓ શામળી આંખોવાળી! તું મારા અંતઃકરણના રંગમહેલમાં ચાલી આવ. તારૂં શોભાયમાન શ્રીમુખ હું ક્યારે નીરખીશ? રજ અને તમ, એ બે ગુણોની ધૂપારતી અને પંચપ્રાણની મહાઆરતી પ્રકટાવીને તથા તારૂં પૂજન કરવાની સામગ્રી સજીને હું તારી વાટ જોયા કરૂં છું; ત્યારે તું હવે જલદી જલદી દોડીજ આવજે. મારા મનરૂપી બકરાને એકકે ઝટકે ઝભે કરીને તેમાંથી આશા, મનસા, તૃષ્ણારૂપી માંસ કાઢીને મેં ભક્તિભાવ વડે તૈયાર કરીને તારા નૈવેદ્યનો થાળ તારે માટે પ્રસ્તુત કરી રાખ્યો છે અને હવે તું ઝટ ઝટ ચાલી આવે એટલા વાસ્તે તને સાદ કરી રહ્યો છું." તુકારામ કહે છે કે, મારા અનાહત નાદના પોકારની ગર્જનાઓ સાંભળીને તે દેવીએ મારા શરીરમાં સંચાર કર્યો અને તેને સારૂ તૈયાર કરી રાખેલા પૂજાના ઉપચાર ગ્રહણ કરીને મને ભવરોગમાંથી મુક્ત કર્યો.

**૩૯૫૯**—મારો દેવ ખરો છે એમ જાણીને તમે ખરા ભાવરૂપી નૈવેદ્ય અને ત્રણ ગુણોનો ગૂંથેલો ફૂલનો તોરો લઇને તેની પાસે જાઓ. મારો દેવ વૈષ્ણવભક્તોના મંડળમાં કીર્તનના આનંદમાં નૃત્ય કરે છે. તે હૃદયની અંદર પ્રવેશ કરીને તેમાં રહેલા તમામ વિકારનો નાશ કરે છે અને પોતાની સાથે આપણને એકરૂપ બનાવી દેવાની ચેષ્ટા કરે છે. તારી વસ્તુ તારી પાસેજ છે, પણ તું જગ્યા ભૂલી ગયો છું. ભૂલ થવાનું કારણ એ છે કે તારા હૃદયરૂપી ઘરમાં કામક્રોધાદિ વિકારોની ટોળી ભરાઇ બેઠી છે; તેમણે બધી બાજી બગાડી મૂકી છે. મારા દેવની મદદ લીધા વિના તમારી આંખે ખરી વસ્તુ દેખાવાની નથી એટલા વાસ્તે પ્રથમ તમારે તમારા અજ્ઞાનના અંધકારનો નાશ કરીને પછી તેની ખરે ઠેકાણે શોધ કરવી જોઇશે. મારી વિઠાબાઈ આંધળાને આંખ, લંગડાને પગ અને વાંઝિયાને છોકરાં આપે છે; પણ તેની આગળ તમારે બાધા

ચડાવવી પડશે. તુકારામ કહે છે કે, મારી વિઠાબાઇ દેવીએ આજ સુધીમાં કેટલા બધા લોકોનાં સંકટનું નિવારણ કર્યું છે અને તેમ કરવામાં તેને એક ક્ષણ જેટલો પણ વખત લાગતો નથી; માટે તમે તેની આગળ પહેલેથી કાંઇક માનતા ચઢાવી દેજો.

૩૯૬૦–ઓ વિઠાબાઇ ! તું તારા અભય હસ્ત વડે મને આશ્વાસન દે. કામક્રોધાદિ ભૂતોના તરફથી મારે અતિશય ત્રાસ વેઠવો પડ્યો છે, તેમાંથી તું હવે મારો છુટકારો કરી દે. મારી આટલી વિનંતી તારે જરૂર સાંભળવી પડશે. હું હરિનામની ગર્જના કરીને તને બોલાવી રહ્યો છું, તેનો આનંદ મારા હૃદયમાં સ્થિર થઇ ગયો છે. તે આનંદની અંદર તું એકલીજ આવીને બેસી જજે. હે દેવના દેવ આદિનાથ ! તને હું નમસ્કાર કરૂં છું. મારાં પ્રારબ્ધ કર્મોની જાળમાંથી તું દોડી આવીને મને મુક્ત કરી દે. તુકારામ કહે છે કે, તું મારી કુળદેવી છે, એટલા વાસ્તે તારા પૂજનને સારૂ મેં બધી જાતની સામગ્રી એકત્ર કરી રાખી છે; ત્યારે હવે તું મારી પાસે આવતાં વાર ન લગાડતી.

૩૯૬૧–મારો દેવ સાચો છે. એના જેવો સાચો બીજો કોઇજ નથી. એ દેવની કીર્તિના જયજયકાર ત્રૈલોક્યમાં ગાજી રહ્યા છે. આથી કરીને તેને વિષે તમારે કોઇને પૂછી જોવાની જરૂરજ નહિ પડે. અરે ! તમે એક વાર એ દેવની આગળ આળોટી પડીને તમે તેના કાલાવાલા તો કરી જુઓ. આટલું કરશો એટલે તમને વળગેલું પેલું સંસારરૂપી ભૂત ભાગી જશે. જેઓ વિષયના કીચડમાં પડ્યા તેઓ ત્રણ ગુણોથી બંધાઇ ગયાજ જાણવા. તેઓ જ્યારે હરિનામની મોઢેથી ગર્જના કરતા થશે ત્યારેજ એ બંધનમાંથી તેમનો છુટકારો થઇ શકશે. જેઓને કામ, ક્રોધ, મત્સર, અહંકાર વગેરે ભૂતપિશાચ વળગ્યાં હોય, તેઓ જ્યારે પોતાના

હૃદયમાં હરિનામ ઉપરના પ્રેમનું સિંચન કરશો ત્યારે તે ભૂતના વળગાડમાંથી તેમનો છુટકારો થઇ શકશે. માયામમતાનો તાવ જેમને લાગુ પડ્યો હોય તેમણે હરિનામની જડીબુટ્ટીનું સેવન કરવું એટલે તરત બધીજ જાતના જ્વરનો ઉતાર થયોજ જાણજો. તુકારામ કહે છે કે, તમે દેવને પહેલેથીજ તમારો ભાવ અર્પણ કરી દો. આટલું કરશો તો તમારા મનમાં કશો સંદેહ નહિ રહે અને બીજે ત્રીજે ઠેકાણે ભટકવાની તમારે જરૂર પણ નહિ પડે.

**૩૯૬૨**–દેવીની આગળ ઉપરની યાત્રાઓ હમેશાં નિયમિત રીતે ચાલુ રાખવી અને આપણી પાછળ પડેલાં માન, આશા, તૃષ્ણા એ બધાંને તળિયાઝાટક કરી નાખવાં. એક વીરા નામની દેવી શરીરમાં પ્રવેશ કરીને કહે છે કે, "તમે ભાવભક્તિ સહિત મારૂં પૂજન કરો. મારી આવી આજ્ઞા મારા ભક્તોએ જાણી લેવી જોઇએ." એવું તે દેવી કહેવડાવે છે. વળી તે માગી લે છે કે, " માંસ ખવડાવી ખવડાવીને પુષ્ટ કરેલા મનરૂપી બકરાને મારી આગળ વધેરી નાખજો અર્થાત્ તમારૂં મન મને અર્પણ કરી દેજો. આટલું કરશો તો તમારી પૂજા હું માન્ય કરીશ. આટલું જો નહિ કરો તો પછી તમે ગમે તેટલાં ફાંફાં મારશો, તમારૂં ઘણામાં ઘણું જોર વાપરશો, તોપણ હું તમારા હાથમાં આવવાની નથી." તુકારામ કહે છે કે, જે આપણી કુળદેવી છે તે તો પરાપૂર્વથી એ સ્થાન લેતી આવી છે. તેને જીવભાવ અર્પણ કરીને સૌએ નમસ્કાર કરવા ઘટે છે.

**૩૯૬૩**–સૌ દેવ સમાન છે એવું માની લઇએ તો પછી તેઓ બધામાં પૂજા કરવાને યોગ્ય કોણ છે, એવો વિચાર કરવા જતાં આખરે એક દેવનેજ આપણો બધો ભાવ અર્પણ કરી દેવો એજ યોગ્ય માર્ગ દીસે છે અને તેના સિવાય બીજા બધા દેવ પૂજા કરવાને યોગ્ય નથી, એવું ઠરે છે. ચારે દિશાએ જોવા જઇએ છીએ

ત્યારે બધું એકસરખું દેખાય છે, પણ તે તો આપણે પરીક્ષા કરીએ તેટલા માટેજ આવી રચના કરી રાખેલી છે. જેમ કોઈ ઉતરડની અંદર એકના ઉપર એક એવા ઘણા ઘડા મૂકી રાખ્યા હોય તેમાં ઉપરનો ઘડો કહેશે કે, સૌથી હેઠળનો ઘડો ગારા કરતાં મોટો છે, પણ તેનો ભાર ઉપરના ઘડાથી સહન થતો નથી; એવી રીતે રાજ્યાસનના ઉપર ગમે તે એકજ માણસ બેસે છે અને બીજા બધા પોતપોતાની યોગ્યતા મુજબ તેની આસપાસ બેસી જાય છે. અથવા બીજું દૃષ્ટાંત લઇએ. માતાની સ્થાપના જેમાં કરવામાં આવે છે તે ઘડો, ગાગર, સાધારણ ઘડો, કુલડી એ બધાં બને છે તો એકજ માટીનાં, પણ જે ઘડામાં માતાની સ્થાપના કરવામાં આવે છે તેની પૂજા થાય છે અને બીજાં બધાંની પૂજા થતી નથી. તુકારામ કહે છે કે, એટલા માટે માન પામવાની ઇચ્છા રાખીને કોઇએ અત્રે રિસાઈ બેસવું નહિ. દરેક દેવદેવી પોતપોતાની યોગ્યતા મુજબ પોતપોતાને સ્થાને શોભે છે.

૩૯૬૪–એક મુખ્ય દેવી ભીમા નદીના તટ ઉપર પંઢરપુર નામના નગરમાં બિરાજે છે. તેના ભયથી અસુર, કાળ, ખેચર વગેરે નાનાંમોટાં દેવદેવલાં થરથર કાંપી ઊઠે છે. તેનાં એક હજાર નામ છે, તેના વડે તમે તેને બોલાવી તો જુઓ. તમે જો એટલુંજ કરશો તો તે દેવી તમારા શરીરની સાથે વળગીને તમારી સાથેની સાથે રહેશે અને બીજાં બધાં દેવીદેવલાંને તગડી કાઢશે. સીતાને આવાં દેવદેવલાંઓએ ઝડપી લીધી હતી તેથી તેને બિચારીને અશોકવનમાં રહેવું પડયું; પણ હમણાં જેની વાત કહી તે મુખ્ય દેવી માથાનો ચોટલો છૂટો મૂકીને સીતાની મદદે જઈ પહોંચી અને તેને કેદખાનામાંથી છોડાવી. હિરણ્યકશિપુ અથવા મહિષાસુરે પ્રહ્લાદને સતાવ્યો, તે ઘડીએ પણ તે દેવી દાંત કચકચાવતી તેની વહારે દોડી આવી અને મહિષાસુરને તેણે મારી નાખીને પ્રહ્લાદને

ભયમુક્ત કર્યો. વસુદેવનાં છોકરાંને કંસે જ્યારે મારી નાખવા માંડયાં તે વખતે પણ તે દેવી વસુદેવની મદદે ચાલી આવી અને તેની મુસીબતોનો અંત લાવી નાખ્યો. બિચારા પાંડવો ગાંડા જેવા વનવગડામાં રવડતા ફરતા હતા, તેમને મદદ કરવાને પણ તે દેવી તૈયાર થઇ અને પોતે તેમની સાથે રહીને તેમની દુનિયામાં પ્રતિષ્ઠા વધારી. એ દેવીનો સ્વભાવ એવો છે કે જે કોઈ ભાવ સહિત તેના નામનું સ્મરણ કરે છે તેના ભણીતે દોડી જાય છે. સ્મરણ કરનારની ત્રુટિઓનો તે વિચાર કરતીજ નથી. તુકારામ કહે છે કે, આવી તે દેવી મારી માતા છે અને વંશપરંપરાથી મારા કુટુંબમાં પૂજાતી અમારી કુળદેવી છે; તેથી કરીને મને કાળ, યમદૂત વગેરે ભૂતોના તરફથી બીવાનું શું કારણ?

**૩૯૬૫**–હવે જાણે મારે માટે દેવ અને દેવી એ બધાં ચાલ્યાં ગયાં અને મારાં સંચિત કર્મો પૈકી પણ કંઈ સિલકમાં રહેવા પામ્યાં નથી, તેમ બીજી કોઇ દેવીને દેવી માનવાનું પણ મારે માટે સંભવિત રહ્યું નથી; માટે હવે ઓ તુકા! તું સાવધાન થઇને દેવનું નામસ્મરણ કરવા મંડી જા અને તેની પાસે તારી મહેનતનું મહેનતાણું માગી લે. તેના હિસાબનો ગૂંચવાડો ઘણો વધી જવા દેવો નહિ. છેવટનેવખતે ખૂબ ઉત્તમ તાલસૂર સહિત સારામાં સારી રીતે તેનું નામ દઇને તેને સાદ પાડવો અને બેઉનું ઐક્ય થવા લાગે ત્યારે સદાને માટે સુંદર ઐક્ય બની રહે તેવું કરવું. તુકારામ કહે છે કે, મારાં બધાંજ સંકટો એક પછી એક કરીને ટળી ગયાં અને જે દેવ માનને યોગ્ય હતા તેણે પોતાને ઘટતું માન લઇ લીધું. તેથી હવે આ બધો ખેલ સમેટીને એક બાજુએ મૂકી દેવો જોઇએ.

**૩૯૬૬**–આ જબરજસ્ત દેવીએ મને ઝડપી લીધો છે. તે મારા શરીરમાં એવી પેસી ગઈ છે કે હવે તેને બહાર કાઢી શકાય એવું

છેજ નહિ. હવે કદી તમે મારી જાણમાં ન આવે એવી રીતે કોઈ ઉપચાર કરશો તો તે મારાથી સહન થાય એમ છે નહિ. હવે મારે જીવવાનું કશું પ્રયોજન પણ રહ્યું નથી, માટે તમે મને ચંદ્રભાગાને કાંઠે પહોંચાડી દો તો ઘણું સારૂં. તુકારામ કહે છે કે, આટલી મારી હકીકત મેં તમને કહી સંભળાવી એટલામાં તો મારૂં બોલવુંજ બંધ થઈ ગયું.

૩૯૬૭–અરે ! મારા શરીરમાં દેવી ભરાઈ ગઈ છે તેની તમને કોઈને સમજણ પડે છે કે નહિ? મને સુખદુઃખનું ભાન રહેતું નથી. મારી આવી દશા કોણે કરી હશે ? હવે જાણે હું આ શરીરમાં છુંજ નહિ, એવું મને લાગે છે. આ મારાં લક્ષણ હું તમને કહી બતાવું છું, તે ઉપરથી તમે સમજી જજો. મારા ભાવમાં જે ફેરફાર થયો છે તે કાયમનો જાણજો. તમે આ વાતનો તમારા પોતપોતાના મન સાથે વિચાર કરી જોજો. આ દેવ એક વાર મારામાં સ્થિર થઈ જાય પછી મારે શું કરવું, શાનો વિચાર કરવો તેની મને અત્યારે કાંઈ સમજણ પડતી નથી. તુકારામ કહે છે કે, લાભદાયક ઘડી આવીને ઊભી રહે ત્યારે ઢીલ કરવી નહિ; કારણકે એવો સુયોગ ફરી ફરીને નથી મળી આવતો.

૩૯૬૮–હે સંત-દેવો ! મારે હાથ નથી, પગ નથી; હું તો સાવ પાંગળો થઈ ગયો છું. હું એવો ભૂંડાં પગલાંનો છું કે જે જગ્યાએ બેસું છું, તે જગ્યાજ ચારે દિશા ભણી નાસભાગ કરવા મંડી જાય છે; તે નહિ જુએ કાંટાખૂંપરા કે નહિ જુએ ખાડાખડિયા. વળી મને મારાં માબાપ વગેરે સંબંધીઓ તરફથી પણ કશો આશ્રય મળતો નથી. હે દાતારો ! હે પંઢરપુર જનારા યાત્રીઓ ! તમે મને એક વસ્તુનું દાન દેતા જાઓ. તે એટલુંજ કે, મને પંઢરપુર સુધી પહોંચતો કરી દો; કારણ-

કે તમે પાંડુરંગ રુક્‌માઈના સગાવહાલા છો. ચોરાશીલક્ષ યોનિનાં ગામોમાં ભ્રમણ કરી કરીને હું અતિશય શ્રમિત થઇ ગયો છું. જન્મમરણનાં દુઃખોનું નિવારણ કરી દે એવો કોઇ દાતાર મને આજ સુધીમાં મળ્યો નથી. સંતોને મોઢેથી જે હરિની કીર્તિ મેં સાંભળી છે તેનાં તમે મને દર્શન કરાવો. તે લૂલાંલંગડાંને પગ આપનારા દાતાર પંઢરપુરમાં બિરાજે છે. આ મારા પાપી પેટને સારૂ હું લોકોનો દાસ બન્યો. હું તેમને દરેકને કહી વળ્યો હતો કે, "ઓ મારાં માબાપ! મારી પાસે સંપત્તિમાં કશું રહ્યું નથી અને ભીખ માગવાનું કામ મારાથી થાય એમ નથી." આમ છતાં પણ લોકોને મારા ઊપર દયા આવી નહિ "અને આગળ ચાલવા માંડ, આગળ ચાલવા માંડ." એવું તેઓ મને કહેવા લાગ્યા. આશાતૃષ્ણારૂપી કૂતરાં ઘણાં ભૂંડાં છે. તેઓ મારી પૂંઠે પડયાં છે. અગાઉ મારે હાથે કયો અપરાધ થઈ ગયો તેની મને ખબર નથી અને મેં એવાં કયાં પાપપુણ્ય કર્યાં કે જેનું મારે ફળ ભોગવવું પડે છે તે મને યાદ નથી. પતંગિયું જેમ આંધળું થઇને દીવાની અંદર ઝંપલાવે છે તેમ હું આ દેહ છું અને દેહનાં સંબંધીઓ તે મારાં સંબંધીઓ છે એવી ભ્રાંતિની અંદર ગૂંચવાઈ પડયો છું; માટે હે સંતો! હે મહાનુભાવો! મને તમે ગમે તેમ કરીને જીવનદાન દો. તુકારામ કહે છે કે, હે સંતજનો! હું મારા બેઉ હાથ જોડીને તમારા કાલાવાલા કરૂં છું અને તમારી આગળ અરજ ગુજારૂં છું કે, હું ચોરાશીલક્ષ યોનિઓમાં ભ્રમણ કરી કરીને અતિશય ત્રાસી ગયો છું. મને તમારાં દર્શન થવાં પણ અતિ દોહ્યલાં હતાં પણ આજે મારે સારે નસીબે મને તમારા ચરણનાં દર્શન થયાં છે અને અહીં સુધી હું એટલા માટેજ આવ્યો છું.

**૩૯૬૯**—મારો તો આ દેશ નથી અને આ મારો વેશ પણ નથી, હું તો અહીં સહજ ફરતો ફરતો આવી ચડયો છું. હવે અહીં

મારે કોના ઉપર મારી સત્તા ચલાવવી તેની મને સમજણ પડતી નથી, અને કોઈ પણ ઠેકાણે મારાથી સ્થિર થઈ ને રહેવાતું નથી. મારા પગ અને મારી આંખો, તેમને જો મારાં કહી શકાતાં હોય, તો તેમણે મારો પરિત્યાગ કર્યો છે અને હું લૂલાની અને આંધળાની અવસ્થામાં આ પરદેશની અંદર આવી પડ્યો છું. હે ભગવંત! તારા સિવાય મારો બીજો કોઇ મદદગાર નથી, માટે તું હવે મારા તરફ ધ્યાન આપ અને મને સંતોને સ્વાધીન કરી દે. તારી આગળ મારે બસ આટલુંજ દાન લેવું છે. રસ્તે આગળ ચાલતાં મારા મનમાં ભય પેદા થાય છે, કારણકે એ રસ્તે થઇને ઘણા લોકો ગયા હતા, પણ તેમાંના કોઈ પાછા આવ્યા નથી. તેમની શી ગતિ થઇ તે વિષે પણ મને કશી ખબર મળી નથી. તેમના સમાચાર મેં કાને પણ સાંભળ્યા નથી. એટલા માટે હે દેવ! તને મારા ચિત્તની અંદર ધારણ કરી રાખીને એક બાજુએ સંસાર અને બીજી બાજુએ તું એમ બેઉને બેઉ બાજુએ રાખીને વચમાં હું બેઠો છું. મારૂ મૂળ નિવાસસ્થાન મેં છોડી દીધું, તેથી હું તારી કરુણાની ભીખ માગું છું. મારો પગ કોઈ પણ એક ઠેકાણે ઠરતો નથી અને મારૂં પેટ પણ ભરાતું નથી. એવી અવસ્થામાં ચોરાશીલક્ષ ગામોમાં વારાફરતી ભટકીભટકીને હું હવે થાકીને લોથપોથ થઈ ગયો છું; એટલા માટે હવે આ જગ્યાની સાથે ખૂબ જોરથી વળગીને હું બેસી રહ્યો છું. હવે અહીંથી મને વગર કહ્યે કોઇ આવીને ઉપાડી જશે કે નહિ તેની મને ખાતરી થતી નથી પણ, ઘણાખરા લોકોમાં આવી ઘટનાઓ ખૂબ જાણીતી છે. એટલા વાસ્તે હું તને સાદ પાડું છું. મને ઘણીજ ભૂખ લાગી છે અને તું કૃપાળુ દાતાર છે તે હું જાણું છું, એટલા માટે તું હવે મારી મદદે ત્વરાથી દોડી આવ. તુકારામ કહે છે કે, પૂર્વજન્મનાં જે જે સંચિત કર્મો મારે હિસાબે જમા થયેલાં હતાં તે બધાં ખર્ચાઈ ગયાં છે. આ જન્મનાં મારાં બાયડીછોકરાં,

મારાં માબાપ અને બીજાં બધાં સગાંવહાલાંની સાથેનો મારો સંબંધ તૂટી જવાથી હું ખાસ્સો નિષ્કામ થઇ ગયો છું. મારા પ્રારબ્ધમાં આવુંજ નિર્માયું હશે; માટે હે દેવ ! હવે તો તુંજ મારો સર્વ પ્રકારે મદદગાર થા.

૩૯૭૦–આખા જગતમાં ચારે દિશાએ હું જ્યાં જ્યાં નજર ફેંકતો ત્યાં ત્યાં મને એક દેવનુંજ દર્શન થતું હતું; પણ હવે મારી આંખોના ઉપર એક એવું પડળ ફરી વળ્યું છે કે તેને લીધે મને આસપાસ ઘનઘોર અંધકાર વ્યાપેલો જણાય છે અને તે અંધકાર ક્રમશઃ વધારે ઘાડો થતો જાય છે. હે દેવ ! આવો હું સાવ આંધળો થઈ ગયો છું. ત્યારે આવી અવસ્થામાં મારો જીવવાનો શો અર્થ છે ? હે પાંડુરંગ ! હે મારાં માબાપ ! હું તારે શરણે આવ્યો છું. હવે મારા ભણી જરા નજર કર. મારાં પાતકોનો તું નાશ કર અને મારી આંખોમાં અંજન આંજીને મને મારો રસ્તો સૂઝે એવું કરી દે. તું આટલું કરે તો હું મારે સીધે રસ્તે ચાલ્યો જાઉં અને જન્મમૃત્યુના ફેરા ખાવામાંથી છૂટી જાઉં. અત્યારે તો મારા મનને ઘણો સંતાપ થાય છે. એક પણ વિચાર મારા મનમાં સ્થિર થઈને રહેતો નથી. હું લોકોની પાછળ પાછળ ચાલતો હતો, પણ મારા સંગાથીઓએ મને તજી દીધો. મારાં સગાંવહાલાં, કુટુંબીઓ અને સગોત્રીઓ મારાથી ફરી બેઠાં છે. મારે તેમનો આધાર હતો તે પણ હવે રહ્યો નથી. એટલે મારાથી ન તો સધાયો સ્વાર્થ અને ન સધાર્યો પરમાર્થ અને હું 'અતોભ્રષ્ટતોભ્રષ્ટ થઈ' નેત અંધારામાં અથડાઇ મરૂં છું. જ્યાંસુધી મારી ઇન્દ્રિયો તેમનાં કામ બજાવતી ત્યાંસુધી મારાં સગાંવહાલાં મને પોતાનો કહેતાં. મારાથી તેમને સુખ થતું તેથી નાનાંમોટાં સૌ મારા પ્રતિ ભાવ રાખતાં. આજે મારી ઇન્દ્રિયો મારૂં કહ્યું કરતી નથી તેથી તેજ લોકો મને નાના પ્રકારનાં નામ દઇને મારી ખીજ પાડે છે. મારો દેહ કાંઇ નવો નથી.

પહેલાં હતો તેનો તેજ છે, પણ છતાં આખા સંસારની વર્તણૂંક કેવી બદલાઈ ગઈ છે તે એક જોવા જેવું છે. આ સંસારની અંદર ગૂંચવાઇ પડવાથી હું આંધળો થઇ ગયો છું. હું આ દેહ છું અને દેહનાં સંબંધીઓ તે મારાં સાચાં સંબંધીઓ છે, એવું મારૂં અભિમાન ઘણું વધી ગયું છે. તેથી કરીને મારૂં કશું હિત સધાય એવું મને લાગતું નથી. આવી સ્થિતિમાં હું મારો આપઘાત કરવા જેવાં આચરણ કરૂં છું અને કામ, ક્રોધ તથા કાળ એ તો મારી પાછળ પડેલાંજ છે. તુકારામ કહે છે કે, હું જ્યારે ચાલું છું ત્યારે હું આંધળો હોવાથી મને ગુણદોષની ઠોકરો વાગે છે; તેથી હું રસ્તેથી આડો ફંટાઈને આડી વાટે ચડી ગયો છું અને વગડામાં ભૂલો પડ્યો છું. હે પંઢરપુરના વાસી દેવ! તું તો રાજવૈદ્ય છે. હું તારી આશા રાખીને તારી વાટ જોતો બેઠો છું.

૩૯૭૧–મારી નિજ વસ્તુ જે નિરાકાર છે તેના સંબંધમાં હું સ્વાભાવિક રીતે આંધળો છું. ત્યાં મારી બાહ્યવૃત્તિઓનો ક્ષય થઈ જાય છે તેથી બહારનું જગત મારી દૃષ્ટિએ પડતુંજ નથી. વળી હું આ દેહ છું અને આ દેહનાં સંબંધીઓ તે મારાં સંબંધીઓ છે, એવા અભિમાનનો પણ ક્ષય થઇ ગયો છે. આવું થવાથી તમામ દૃશ્ય પદાર્થો મારી આગળથી અદૃશ્ય થઇ ગયા છે. તમામ શૂન્યોનું અને ત્રિપુટીનું નિરસન કરીને હું ઊંચી અવસ્થામાં પ્રવેશ કરીને ત્યાં સુખેથી સૂઇ ગયો અને ત્યાં મને બધુંજ મફતમાં મળી આવે છે. આ ધર્મ અને આ અધર્મ એવી આશારૂપી ઝોળીને મેં ફેંકી દીધી છે. તે ગઇ એટલે તેની સાથે સત્ત્વ, રજસ અને તમસ, એ ત્રણ ગુણોથી થતો ત્રાસ પણ રહ્યો નહિ. તેથી હવે મારે ભીખ માગવાનું કશું પ્રયોજન રહ્યું નથી; એવી મને ખાતરી થઈ ગઈ છે. તેમ થવાનું કારણ એ છે કે, સત્તરમી કળા જે જીવનકળા છે તેના વડે મારી ઇચ્છા પૂર્ણ થઇ ગઇ છે.' सोऽहम् ' શબ્દનું

ગૂંજન કરીને મેં ઊંચે મોઢે નિરાકાર દેવને સાદ કર્યો. તેથી તે દાતા દેવ જાગૃત થયા અને મને નિજસ્વરૂપના બોધનું દાન દેવાને સારૂ મારી પાસે આવ્યા અને તેમણે મને પોતાના સ્વરૂપની સાથે મેળવી લીધો. પછી તે મારા દેવ અને હું તેમનો ભક્ત એટલો નામમાત્રનો ભેદ બાકી રહેવા દીધો. સૌ વસ્તુઓમાં શબ્દ એકજ સારભૂત વસ્તુ છે અને તે પરોપકારનો ભંડાર છે. એટલા વાસ્તે મારી પાછળ આવનારાઓને આ શબ્દ દાન તરીકે આપું છું. આ વાટ પરંપરાથી ચાલી આવે છે અને એના ઉપર થઈને પુષ્કળ સંતમહંતો, સિદ્ધો ચાલ્યા ગયા છે. જેઓ મનમાં વિશ્વાસ રાખીને ગયા તેઓ તરી ગયા અને આગળ ઉપર જેઓ જશે તેઓ પણ તરી જશે. તુકારામ કહે છે કે, દેવના ઉપર ખૂબ બળપૂર્વક ભાવ રાખવો એજ ગુપ્ત રહસ્ય છે; તે સિવાય જ્ઞાનીપણાનો જેટલો ડોળ કરશો તેટલો પરિશ્રમ ફોકટ જશે અને દેવ હાથમાં આવવાના નથી; એટલા માટે સંગમાત્રનો પરિત્યાગ કરીને એક દેવના ઉપર ભાવને દૃઢ કરવો. અગાઉ થઈ ગયેલા સંતોએ પણ આવુંજ કર્યું હતું.

**૩૯૭૨**–આંધળાપાંગળાઓને દાન દેનારા એક વિઠોબાજ છે. આખું જગત તેમનામાંથી પેદા થયું છે અને તે બધું જાણે છે. તે એક ક્ષણની અંદર આખું બ્રહ્માંડ પેદા કરી શકે છે અને ધારે તો એક ક્ષણવારમાં તેનો નાશ પણ કરી શકે છે. પાપપુણ્ય અને સંચિત કર્મો પણ તેનાંજ ઉત્પન્ન કરેલાં છે. એવા દેવની હું વિનંતી કરીને તેમને અરજ ગુજારૂં છું કે, મારા સંસારના ક્લેશ અને તેને લગતી મારી ચિંતાઓને તું દૂર નહિ કરે તો બીજું વળી કોણ કરવાનું હતું? હે દેવ! તું કૃપાનો રાજા છે. અમે તને કાંઈ પણ ન કહીએ તોપણ તું તો અમારા મનની વાત જાણતો હોય છે, તોપણ હું તને તારો ધર્મ બતાવી દઉં છું. નિરેભિવરા (ભીમા)-ને કિનારે પંઢરપુર નામનું પુણ્યક્ષેત્ર આવેલું છે. તેના ચોકમાં

પુંડલીક ભક્તે અનુષ્ઠાન માંડ્યું હતું. અનુષ્ઠાન કરતાં કરતાં તેને દેવના સિવાય બીજા બધા પદાર્થો દેખાતા બંધ થઇ ગયા. ત્યાર પછી પ્રેમદાતા દેવે ભક્ત પુંડલીકના ઉપર પોતાના કૃપામૃતનો વરસાદ વરસાવ્યો. વળી ઉપમન્યુ નામનો એક નાનો છોકરો હતો. તે લોકોને રસ્તે ચાલતો ન હતો અને જગત તેની આંખે દેખાતું ન હતું. ત્યાર પછી તે છોકરાએ હરિનામની ગર્જના સહિત દેવ-મંદિરના આંગણામાં આળોટવા માંડ્યું. તે ઘડીએ કૃપાળુ દેવ તેને સારૂ ત્યાં દોડતા આવી પહોંચ્યા. શુકદેવ પોતાની માતાના પેટ-માં હતા ત્યારે પોતાની આંખે સંસાર ન દેખાય એવી રીતે રહ્યા હતા. એમ કરવાનું કારણ એ હતું કે અગાઉ તેમણે જન્મમરણનો પુષ્કળ ત્રાસ વેઠ્યો હતો અને તેનો તેમણે વિચાર કરી રાખ્યો હતો. તેમની પાસે પણ દેવ દોડી ગયા અને ‘ બીશો નહિ’ એવું કહીને તેમણે શુકદેવને આશ્વાસન આપ્યું અને તેમની લજ્જાનું રક્ષણ કર્યું. તુકારામ કહે છે કે, જેઓ સુખદુઃખથી અને મોહ-મમતાથી વેગળા રહે છે, જેઓ દ્રવ્યનું સ્મરણ કરતા નથી, જેઓ લોકોના ભણી જોતા નથી અને જેમને આ અમારાં સગાં અને પેલાં પરાયાં એવો ભેદભાવ છે નહિ, એવા લોકોને દેવ દર્શન દે છે. મારી પણ ઉપર કહી તેવી અવસ્થા થઇ છે, માટે હવે હે નારા-યણ! તું મારા ઉપર કૃપા કર.

૩૯૭૩–હે ભગવંત ! મને જ્યારે તારી પ્રાપ્તિ થતી નથી ત્યારે હું જીવતો મૂઆ જેવોજ ઠર્યોને ? મારી બુદ્ધિ નિષ્કામ થઇ જવાથી તેની ક્રિયા બંધ થઇ ગઇ છે અને હાથપગ હલાવવાનું પણ હું ભૂલી ગયો છું. હે દેવ ! તું ક્ષરરૂપે જગતમાં વ્યાપક છે અને અક્ષરરૂપે અલિપ્ત છે એવું હું જાણું છું, તેથી તે જગત મારી આંખે દેખાતું નથી; કેમકે હું આંધળો થયો છું. હે વિઠો-બારાય! તારા યશનો વિસ્તાર અમર્યાદિત છે; માટે તારા નામને

શોભે એવું દાન તું મને દે. આ દુનિયાના ભોગવિલાસ અને પરલોકની રિદ્ધિસિદ્ધિઓ તથા મુક્તિ એ બધું આપનાર તું એકલોજ છે એમ જાણીને હું શોક, લજ્જા, ભય, અને ચિંતા એ સર્વને ત્યજીને તારી પાસે દોડચો આવ્યો છું; માટે હવે હે દેવ! તું મારી સામે આવીને મને તારી કૃપાનું દાન દે. સંસારસમુદ્ર એ જન્મમરણના દુઃખનું મૂળ કારણ છે. તેની અંદર લૌકિક આચાર એ તોફાનની જગ્યાએ છે; ઇન્દ્રિયોના આઘાત એ વજ્રપાત સમાન છે અને ત્યાં ઉષ્ણ જ્વાળાના ભડકા સળગે છે. આવો એ સંસાર અતિ ભયાનક અને દુઃખદાયક છે. તેનાથી હું ઘણોજ ત્રસ્ત થયો છું. ત્યારે હવે મારે શું કરવું? સંસારરૂપી વૃક્ષની શાખાઓ અને પત્રો પ્રમાણે તારા નામનો વિસ્તાર ત્રૈલોક્ય સુધી ફેલાઈ ગયો છે. તે સંસારના અસલ થરના ઉપર ભાવનો ટેકો દઈને હું ચડચો છું અને ત્યાં બેસીને સૌ નરનારીઓને જાગૃત કરી દેવા અને તારા પ્રતિ તેમનો શો ધર્મ છે તેનો બોધ કરવાને હું તેમને ઉપદેશ દઉં છું. જેઓ પુણ્યવાન હશે તેઓ મારી બૂમ સાંભળીને મારી પાસે દોડી આવશે. તુકારામ કહે છે કે, મને હવે પોતાના-પરાયાનું ભાન રહ્યું નથી, તેનું મારે હવે કરવું શું? સંસાર અને પરમાર્થ એ બેઉ બાજુના વિચારનું પણ પૂરૂં સ્મરણ રહેતું નથી, તેથી મારા ચરિતાર્થનો બધો ભાર તારા ઉપર મૂકીને તારે શરણે આવ્યો છું. માટે તું તારો અભયહસ્ત મારા માથા પર મૂક.

૩૯૭૪-મનરૂપી રાજા દેહરૂપી નગરની અંદર વસે છે. તેને બે સ્ત્રીઓ છે અને પુષ્કળ પુત્રપૌત્રાદિકનું મોટું કુટુંબ છે. તેણે મારા ઉપર ભારે કૃપા કરી દીધી છે. તેથી કરીને હું તેના દેશમાં ચાલ્યો આવ્યો છું, નહિ તો હું દિશા ભૂલી જાત અને આડવાટે ચડી જાત. અહીં આવી પહોંચ્યા પછી મનમાગ્યું દાન દેનાર દાતારનો મને મેળાપ થઈ ગયો. પછી તે મનોરાજા મારી સાથે

સાથે ચાલવા લાગ્યો અને મને સીધો અને સરળ રસ્તો બતાવતો ગયો. મનોરાજા પોતાના ચાર સુલક્ષણા દીકરાઓને લઇને મારી સાથે સાથે આવવા લાગ્યો અને તેમણે બધાએ મળીને મારા રસ્તા ઉપર પડેલા કાંટાખૂંપરા વાળી કાઢ્યા અને મને દોરી લઇ ગયા. જે છોકરા મારી સાથે આવ્યા હતા તેમનાં નામ સાંભળજો. સૌથી આગળ આગળ ભક્તિકુમાર ચાલતો હતો અને તેની પાછળ જ્ઞાન, વૈરાગ્ય અને ધર્મ અનુક્રમે ચાલતા હતા. તેઓ એક વાર ઊભા રહ્યા અને સિદ્ધોની એક મંડળીને મારા માર્ગ ઉપર બોલાવી લાવ્યા. તેમણે મારા ઉપર એટલા બધા ઉપકાર કર્યા કે, એટલા તો સગાં મા ને બાપ પણ ન કરે. તેમના ઉપકારનું હું શી રીતે વર્ણન કરી શકવાનો હતો ? એ ચાર છોકરા પૈકી જેનું નામ ધર્મ હતું, તેણે મને દેવના ચરણનાં દર્શન કરાવ્યાં અને તેમણે મને અક્ષય અભયદાન દીધું. તુકારામનો બંધુ કહે છે કે, તે અગાઉ હું અનેક યોનિઓરૂપી ગામોમાં ભટકી વળ્યો હતો, પરંતુ કોઇ પણ ઠેકાણે મારૂં પેટ ભરાયું ન હતું અને ઠરીઠામ થઇને બેસવા જેટલી જગ્યા મળી ન હતી; આથી કરીને મેં પાર વિનાની પીડા ભોગવી હતી. મારી આવી દુર્દશા થઇ હતી તેવામાં મનોરાજાએ મારા તમામ સંશયોને ટાળી નાખીને મને સીધે રસ્તે ચડાવી દીધો.

૩૯૭૫—હું વાસુદેવનું ગીત ગાઉં છું તે તમે સૌ એકચિત્તે સાંભળજો. આંખો મીચીને તમારા આયુષ્યને એળે ગુમાવી દેશો નહિ. તમારા આયુષ્યના દહાડા કાળ બેઠો બેઠો ગણ્યાજ કરે છે અને તમને પકડી લેવાને સારૂ તે ટાંપીને બેઠેલોજ છે, એમ નક્કી જાણજો. એટલા માટે અત્યારથીજ રામરામ બોલવા માંડજો અને સદ્‌વિચાર કરતા રહીને સ્વસ્વરૂપની સાથે ઐક્ય સ્થાપિત કરી દેજો. બાકીની સંસારને લગતી નકામી ઉપાધિઓને વેગળી ફગાવી દેજો, અને એક દેવના પ્રતિ લક્ષને સ્થિર કરીને રહેજો. આ માનવ-

શરીરનું આયુષ્ય અતિ અલ્પ છે. તેની હદ સો વર્ષ સુધીની નક્કી થયેલી છે. તેમાંનાં પચાસ વર્ષ તો ઊંઘમાં ચાલ્યાં જાય છે. બાકીનાં પચાસ રહ્યાં.તેમાંનાં કેટલાંક બાળપણામાં તો કેટલાંક માંદગીમાં બરબાદ થઇ જાય છે. આટલા માટે ભજન કરવાને સારૂ તમારા આયુષ્યનો કેટલો થોડો ભાગ ફાજલ પાડી શકાય છે તેનો તમે વિચાર કરી જુઓ. વળી એ આયુષ્ય ક્ષણભંગુર છે તેથી કરીને તેની સ્થિરતાનો કશો ભરોસોજ નહિ. એટલા માટે તમે સાવધ થઇ જાઓ અને આશાતૃષ્ણાનાં તથા માયાનાં બંધનોને તોડી નાખો; નહિ તો જ્યારે યમ આવીને તમારે ગળે ફાંસો નાખશે તે ઘડીએ તમારૂં કાંઇજ ચાલવાનું નથી. ત્યાર પછી તમે જન્મમરણના ફેરામાં આંટા ખાતા થઈ જશો, એમ સમજીને તમે અત્યારથીજ સાવધાન થઇને ચાલો. ગમે તેમ કરીને થોડોઘણો પણ ભક્તિ ભાવ બળપૂર્વક સાચવી રાખજો. જો તમારે તમારૂં છેવટનું ભલુંજ કરવું હોય તો તનમન દેવને અર્પણ કરી દઇને તેમનું ધ્યાન કરજો. તુકારામ કહે છે કે, હું હાથ જોડીને સૌ નાનાંમોટાંને વીનવું છું કે, તમે રામરામ કહેતાં થઈ જાઓ. મુજ ગરીબને આટલું દાન દો.

૩૯૭૬–પહેલો પ્રહર ગર્ભવાસનો, બીજો બાલ્યાવસ્થાનો અને ત્રીજો જુવાનીનો, એમ અજ્ઞાનની અંધારી રાતના તમારા ત્રણ પ્રહર તો વહી ગયા. હવે ચોથો ઘડપણનો ચાલે છે, તોપણ હજી તમે કેમ જાગૃત થતા નથી? તમે સાવધ થઇ જાઓ અને થાય તેટલું દાન કરો. એક કાને સાંભળીને બીજે કાનેથી કાઢી નાખશો નહિ અને આંખે પાટા દઈને બેસી રહેશો નહિ. હું કહું છું તે પ્રમાણે તમે વાસુદેવ રામકૃષ્ણહરિનું ભજન કરો. એમ વિચારીને હું સૌને કહું છું કે, તમે તમારા હાથમાં કરતાલ, પટપટિયાં, મૃદંગ, વીણા એમાંનું કોઇ પણ એક વાદ્ય લઇને મોઢેથી નારાયણના નામની ગર્જના કરતા જાઓ. ફળ, ફૂલ કે પછી પાણી

એમાંનું તમને જે કાંઇ મળી આવે તે દેવને અર્પણ કરો, પણ અમને ઊંઘ આવે છે એવું બહાનું કાઢીને ઊંઘવા મંડી જશો નહિ; કારણકે જો આ મનુષ્યદેહ તમે હાથમાંથી ગુમાવ્યો તો તમારૂં આગળ ઉપર ભલું થનાર નથી. દેવને પૈસાટકાની કશી ગરજ હોતી નથી. તેમને તો એકમાત્ર ભાવનીજ સ્પૃહા હોય છે. તે માટે તમે તમારો ભાવ એકચિત્તે દેવને અર્પણ કરી દો; તેમાંજ તમારૂં શ્રેય છે. આટલું ન કરતાં તમે તમારી જાતનો વિનાશ કરવાની ભૂલ કરી બેસતા નહિ. તમારી પાસેથી આટલી એકજ ભીખ માગવાને સારૂ ખૂબ શ્રમ વેઠીને હું આટલે આઘે સુધી આવ્યો છું; માટે તમે મને નિરાશ કરશો નહિ અને સંસારનો ભાર માથા ઉપર લઇને બેસી રહેશો નહિ. આ પ્રાપંચિક જગતમાં આવીને કાંઇક ધર્મ કરી જશો તો તમારૂં અહીં આવ્યું સફળ થશે. તુકારામ કહે છે કે, તમે બીજી વાર આ મનુષ્યદેહરૂપી નગરમાં આવશોજ એ કાંઇ નક્કી નથી, માટે તમે એકનિષ્ઠ થાઓ અને એકભાવને ધારણ કરો. જો તમે આ જન્મમાં દેવનું ઓળખાણ નહિ કરી લો તો તમારે અઘોર નરકની યાતનાઓ ભોગવવી પડશે.

૩૯૭૭-'રામ' એ બેજ અક્ષરનો અતિ સરળ અને ઝટ લઇને મોઢે ચડી જાય એવો શબ્દ છે. તેનો જપ કરતા જાઓ અને તમારા જીવનના છેવટના પ્રહરમાં જાગતા રહો. છેવટે પણ મધુર કૃત્ય કરતા જવું, એ ઉત્તમ અને શુભ ધારણા છે. 'વાસુદેવ, રામ-કૃષ્ણ' એ નામનું સ્મરણ કરીને હું લોકોને સાવધાન કરૂં છું અને મારે પગે ઘૂઘરીઓ બાંધીને તથા એક હાથમાં કરતાલ અને બીજા હાથમાં પટપટિયાં લઇને તેમના ધ્વનિ સહિત હરિકીર્તન કરૂં છું. તમે એમજ માની લેજો કે, વાસુદેવ પોતેજ પોતાનું નામ ગાય છે. વાસુદેવનાં કોઇ પણ બે નામની વચ્ચે કશો તફાવત હોય નહિ એમ જાણીને મારૂં માગેલું દાન દેવાની તમે હિંમત કરો. દેહ

સંબંધી વિસ્તાર પૈકી કશું પાછળ સિલકમાં રાખશો નહિ. વાસુદેવ પોતાની નિજ વસ્તુ અથવા સ્વસ્વરૂપ હાથમાં લઈને તમને તેનું દાન દેવાને સારૂ બધે ફર્યાજ કરે છે. તે નિજ વસ્તુનું તમે તમારા ચિત્તમાં ધ્યાન ધરી રાખો, એવું તેમણેજ એકવાર પોતાને મોઢેથી કહ્યું હતું. સંસારનો બોજો માથા ઉપર ઊંચકીને ફર્યા કરશો નહિ. બધાં કામકાજ છોડી દેજો. હું વાસુદેવ છું અને હું સર્વત્ર વ્યાપક છું એવો ભાવ ઉત્તમ અને શુદ્ધ અંતઃકરણમાં સ્થિર થઈ શકે છે, એવું કૃપાળુ મહાનુભાવ સંતો જાણતા હતા. સંતોના મનમાં કોઇના પ્રતિ જુદાઇનો ભાવ હોતો નથી. તેઓ સર્વત્ર એકજ તત્ત્વ જુએ છે. તુકારામ કહે છે કે, જેઓને વાસુદેવનું વિસ્મરણ થતું નથી તેઓજ ખરેખરા ઉદાર અને દાનવીર છે અને તેથી તેમની કીર્તિ સર્વત્ર ફેલાઈ જાય છે. આવા સંતોને મારા નમસ્કાર.

૩૯૭૮–કેટલાક લોકો મોઢેથી અનિર્વાચ્ય શબ્દોની કથા કરે છે, પણ તેઓ જેવા બહારથી સાવધ દેખાય છે તેવા અંતરમાં હોતા નથી. આવી રીતે તેઓ ઘરનું ઘરકોળિયું કરી મૂકે છે. તેમની અંદર અંધારું છે કે ઉજ્જડ વેરાન છે તે કાંઇ કહેવાય નહિ. વાસુદેવ તો ઘરની અંદર અને બહાર ફેરાઆંટા માર્યાજ કરે છે. ત્યારે તમે તેને ગમે તેમ કરીને કાંઇક દાન આપીને સંતુષ્ટ કેમ નથી કરતા? એટલું તો પુણ્ય ઉપાર્જન કરી લો. 'અમારા ઘરમાં તો કાંઈ નથી,' એવો જવાબ દેશો તો તમારે બારણે આવેલા વાસુદેવ પાછા ચાલ્યા જશે. તે હાથમાં કરતાલ અને વીણા લઇને મોઢેથી હરિકીર્તન તથા હરિગુણ ગાતા ગાતા આવે છે. તેમના જયઘોષ અટ્ટહાસયુક્ત અને ઉચ્ચસ્વર સહિત થયા કરે છે. તે ધ્વનિ સાંભળીને દાન દેવું પડશે એવી બીકથી તમે આંખો મીંચીને ઊંઘવા પડશો નહિ. તેમણે કાંઈ નાનોસૂનો નિર્ણય કર્યો નથી.

હું નિશ્ચયપૂર્વક વાસુદેવજ છું. આ વાત તમને બુદ્ધિયોગ દ્વારા સમજાઈ જશે. ભાગ્યવાન સંતો આ તત્ત્વ જાણે છે. મારા સિવાય બીજો કોઈ દાન માગનારો તમારી પાસે આવવાનો નથી. કામ ક્રોધરૂપી કૂતરાંને તમે તમારા ઘરના બારણા આગળ બેસાડી રાખીને પોતે ઘરમાં સૂતેલા છો કે જાગતા છો તેની મને કશી સમજણ પડતી નથી. તે તમારાં પાળેલાં કૂતરાં તમારા હિતકર્તાનેજ કરડવા દોડે છે અને તમારો અને વાસુદેવનો ભેટો થવા દેતાં નથી. તુકારામ કહે છે કે, આ રીતે વાસુદેવ આખી દુનિયાને સાવધાન કરતા રહે છે; પણ જેમનાં સંચિતકર્મ શુભ હતાં તેમણે વાસુદેવને દાન દીધું અને જેઓ તેમને વિસારી બેઠા તેઓ દૂબળા હતા એમ જાણજો.

૩૯૭૯–આ વાસુદેવ મોઢેથી રામકૃષ્ણનું નામસ્મરણ કરતા કરતા અને હાથમાં કરતાલ તથા પટપટિયાં વગાડતા અને નૃત્ય કરતા કરતા આવે છે. તે પોતાના નિજસ્વરૂપનું સર્વને દાન દેવાને માટે આખા જગતમાં ભ્રમણ કરે છે. જનસમુદાયમાં અને વનમાં સર્વત્ર એક દેવજ સર્વવ્યાપક છે. તેમનું દર્શન કરવાને વાસ્તે વાસનાને તેના મૂળ સહિત ઉખેડી નાખવી અને પછી વાસુદેવનું શરણ લેવું એજ એક ઉપાય છે. આવો ભાવ તમે તમારા મનની અંદર બળપૂર્વક ધારણ કરી રાખો. વાસુદેવને પોતાના સ્વરૂપનું દાન દઈ દેવાનો ભારે શોખ છે; એટલા માટે તે વારેઘડીએ પોતાના નામનો ઉચ્ચાર કરતા રહે છે. આ રીતે તમે વાસુદેવની પ્રાપ્તિ કરી લો. તમે બીજી બધી જાતના પ્રયત્ન કરી જોયા, પણ તેમાં તમારૂં કાંઇ વળ્યું નહિ; માટે હવે તમે ઊંઘમાંથી જાગી ઊઠો અને વાસુદેવને તેમની માગેલી વસ્તુનું દાન દઇ દો. તુકારામ કહે છે કે, જેમણે વાસુદેવને દાન દીધું તેમનો જન્મારો સફળ થઇ ગયો અને તેમનો જન્મમૃત્યુનો સંતાપ પણ ટળી ગયો. તે હવે

એક વાસુદેવની અંદરજ અવસ્થિતિ કરીને રહેતા થઇ ગયા છે એમ જાણવું.

૩૯૮૦–જોગી લોકો જગતમાં બધે ફરીફરીને લોકોને કહેતા ફરે છે કે, તમે તમારા સ્વસ્વરૂપમાં જાગી ઊઠો. જગન્નાયક પરમેશ્વરના પ્રતિ નિત્ય જાગૃત રહો અને તેમના ઉપર શ્રદ્ધા રાખો. પૂર્ણક્ષેત્રોના સર્વ રક્ષકોનું પૂજન કરો. ફળ, ફૂલ અથવા પાણી અને પત્ર એમાંનું જે કાંઇ મળી આવે તેના વડે તેમનું પૂજન કરો. મનુષ્યદેહરૂપી નગરમાં ભટકવાનું ઘણા દિવસ થયાં તમારે માથે આવ્યું છે. તમે તમારા ઉપર તે વિષેના અભિમાનનો બોજો લઇને ફરશો નહિ. ધર્માનુસાર વર્તન કરવું એજ સાર છે. તુકારામ કહે છે કે, હું તમારી પાસે દાન માગું છું. તમે મને ભિક્ષામાં અનન્ય ભાવનું દાન દેજો.

૩૯૮૧–શુકન કહેનારો જોષી થોડાક શુકન કહે છે, તે તમે સાંભળી લેજો. બુદ્ધિરૂપી સ્ત્રી જે કામક્રોધ રૂપી બે છોકરાની મા છે તે પેલા બેઉને હાથે ફસી જાય છે અને તેથી તેની કેટલી દુર્દશા થાય છે તે તો સૌ જાણે છેજ. ચતુર અને સુજ્ઞ લોકોને તો એ કામને માર્યા વિના ચેનજ પડતું નથી. હે મનુષ્યો! તમને એક વાત કહી રાખું છું તે સાંભળજો. દેહાદિ પ્રપંચને સાચા માનનારા નરકે જાય છે. હું જે તમને કહું છું તે ચારે વેદને આધારેજ કહું છું, એમ જાણીને તમે તેના પ્રતિ પૂરતું લક્ષ આપજો અને તમે સૌ સ્ત્રીપુરુષો દેહાદિ પ્રપંચને મિથ્યાજ જાણજો. આવું કહીને તમે તમામ દુઃખોમાંથી મુક્ત થઈ જાઓ. શુકન કહેનારાઓ વળી એવું કહે છે કે, અમારૂં ચિત્ત જાગૃત છે. એવું કહેનારાઓનાજ ઘરમાંથી ચોર બધું ચોરી જશે. એવા લોકો ફસાયાજ જાણજો. એટલા માટે આ અમુક મારૂં છે એવું કશું કહેવુંજ નહિ. નિજાત્મ સ્વરૂપમાં

પોતે સ્થિર થઇને સુખેથી કાળ નિર્ગમન કરવો. સર્વના ચિત્તનું હરણ કરનારા હરિમાં જેમણે વિશ્વાસ દૃઢ કર્યો હશે, તેઓજ મારા બતાવેલા ઉપાયોને અમલમાં મૂકી શકશે. હવે હું શુકન કહેનારો એક બીજી વધારે મહત્ત્વની વાત કહું છું તે સાંભળજો. દેહાહંકાર-રૂપી પતિમાં સદા પ્રેમાસક્ત થઇને રહેનારી પતિવ્રતા સ્ત્રીનું નામ જીવદશા છે. તે સર્વ સ્ત્રીઓમાં સૌથી વધારે દુઃખી છે. પંચજ્ઞાનેન્દ્રિય, પંચકર્મેન્દ્રિય અને પંચપ્રાણ ઇત્યાદિ પ્રપંચોએ મળીને જીવદશારૂપી સ્ત્રીને દેહાહંકારની સાથે પરણાવી દીધી. આટલા માટે તમારે બેફિકરા થઇને રહેવું નહિ. દેહાહંકારરૂપી ધણીને તજીને પરમાત્મારૂપી પરપુરુષની સાથે જે સદાકાળ પ્રેમાસક્ત બનીને રહેશે તેનેજ સુખની પ્રાપ્તિ થશે. તુકારામ કહે છે કે, શુકન કહેનારાઓ વળી એક બીજી વાત કહે છે તે પ્રમાણે તમે ચાલજો. કોઈ દાન દેતો હોય તેને વારવો એ કામ સારૂં નથી. દેવીને 'બાઇ' 'આઇ' એવું અમુક એક નામ હોય છે, તે નામ વડે તું તારી જાતને બોલાવ. આ વાત જેઓ નહિ સાંભળે તે રાંડનાઓ ભલે મરે.

૩૯૮૨–હે મિત્રો! ઉપરની દિશા તરફ સ્વર્ગની ગતિ છે અને નીચેની દિશાએ પશુપક્ષીઓની યોનિઓ છે. એમ તમારા ઉપર બેઉ બાજુનો ભય છે. તેમાંથી જેઓ કુશળતાપૂર્વક પોતાની જાતને સાચવી લેશે તેઓ બચી જશે અને બાકીનાઓ માર્યા જશે. ઓ બાબા! તું દેવના ઉપર પ્રેમ રાખ–દેવના ઉપર પ્રેમ રાખ–દેવના ઉપર પ્રેમ રાખ–દેવના ઉપર પ્રેમ રાખ. તું વાતચીત કરે તે પણ ઈશ્વર વિષેનીજ કરજે. પ્રપંચની અંદર ડૂબકીઓ મારવાથી અને આમતેમ ગાં....હલાવ્યા કર્યાથી, હે પ્યારે! આગળ ઉપર દેવનું વિસ્મરણ થઈ જશે. ભસ્મ ચોળવી, ખાંધે ઝોળીઓ લટકાવવી, મૃગચર્મ રાખવું એ બધાં નકામા બોજારૂપ છે. તુકારામ કહે છે કે,

હે મનુષ્યો! તમે મારી વાત સાંભળો અને જેની સાથે હું તમારો સંબંધ જોડી દઉં તેને તમે ઊંચો હાથ કરીને લઇ લેજો.

૩૯૮૩–દેવ જો કરવા ધારે તો સાધારણ મનુષ્ય પણ દેવના મુકુટમણિ સમાન બની જાય અને ગાય પોતાનાં વાછરડાં સહિત વાઘની સાથે મૈત્રી કરે. હે બાબાઓ! મારા દેવને વિષે વિચાર કરનારા સંતો નિજપદ ઉપર આરૂઢ થઈ જાય છે. સર્વ ભૂતમાત્રના અંતરાત્મા જે દેવ છે, તેમના ગુણની ચર્ચા કરવા માંડો. તુકારામ કહે છે કે, જે આ વાત સમજી જશે તેનેજ સાચો સંત જાણજો.

૩૯૮૪–તું બીજાની ચર્ચા કરે છે તે સારૂં નથી કરતો. તું તારૂં માથું કાપે છે અને તારી છાતી કૂટે છે તેથી સૌ તારાથી બીએ છે. ત્યાં તું એકલોજ છે– તું એકલોજ છે– તું એકલોજ છે. હું, તું એવુંતેવું કાંઈ છેજ નહિ. જેમને આંખો (જ્ઞાનદૃષ્ટિ) હોય તેઓ જોઈ લે, ભૂલી જાય નહિ. કોણ કોને ઓળખવાનું છે? સત્યને કોઇ પકડી શકતું નથી. તું જે રડે છે તે જૂઠુંજૂઠું રડે છે. તું કોને મારૂં કહે છે? તું કોના પ્રકાશ વડે સત્યનું ગ્રહણ કરવા જાય છે? તું તારા પોતાના જીવનને (હરિને) ન મળતાં નાહક જીવનનો નાશ કરે છે. ઓ બાબાઓ! તમે મારૂં કહ્યું સાંભળો. જેમ થાય તેમ થવા દેજો. જે મળે તે વહેંચી ખાજો અને એકવાર હરિનું નામ લેજો. તુકારામ કહે છે કે, ઓ માથું મૂંડાવનારા બોડકા! તેં વેષ તો સરસ લીધો છે! એક દેવ જે સૌના સખા છે તેને તું હાંક માર.

૩૯૮૫–ઓ મારા બાપ! જે સાક્ષી થઇને રહેશે તે જીતશે; માટે આ પ્રપંચના તમાશાને તું સાક્ષીરૂપે જોયા કરજે. તારી આગળ પોતાના હાથમાં ફાંસા લઇને તને બાંધી લેવાને સારૂ વેશધારીઓ તૈયારજ બેઠા છે. કેટલાક વેષધારીઓ માયાના બજારની

અંદર લોભના માર્યા પોતાના માથામાં ટપલા માર્યા કરે છે. તું આ બધું તારી ઉઘાડી આંખે જુએ તો છે, છતાં કેમ ભુલાવામાં પડે છે? દમડી દમડી કરતાં કરતાં જે માણુસ કામની વાત ભૂલી જશે તે આગળ જતાં લાતો ખાશે. તુકારામ કહે છે કે, ઓ બાપા! તું કોઇની સાથે બોલતો નહિ તેમ કોઇની સાથે જતો નહિ; કારણકે આશાની સોબતમાં પડીને તું ફરીફરીને ધક્કા ખાતો થઇ જઇશ.

૩૯૮૬–ઓ બચ્ચા! તું બધું સાંભળતો થા. તું વિષયોમાં ગૂંચવાઇને ઊભો શું થઇ રહ્યો છે? મોહરૂપી ભાંગ પીને તું મદોન્મત્ત થઇ ગયો છે અને તેથી તને તારી પોતાની જાતનુંજ ભાન રહ્યું નથી. અલ્યા! તું તારૂં પોતાનું સંભાળ–તારૂં પોતાનું સંભાળ. ઓ બેવકૂફ! આ બાબતમાં તું ખૂબ સાવધાન થઇ જા. તું જો મારી સાથે નહિ બોલે તો હું તારા જોયા જેવા હાલ કરીશ. તને આ તારો મનુષ્યદેહ ફરીથી મળનાર નથી. આ મુદ્દાની વાત તું ભૂલી ગયો છે. એક યોનિમાંથી બીજી યોનિમાં અને બીજીમાંથી ત્રીજીમાં એમ અથડાઇ મરતાં તને લાજ કેમ નથી આવતી? ઓ ગધેડા! તું ગોથાં ખાઈ મરે છે. જેને ખાતર તું આ બધો વ્યવહાર કરે છે તે તારે કામ આવવાનાં નથી. તું તારા હાથમાં મોટાંમોટાં તૂંબડાં લઇને ગોસાંઇનો વેશ ધારણ કરીને ફરે છે; પણ આ તારાં બધાંજ આચરણ નઠારાં છે એમ જાણજે. ઓ મૂર્ખા! તારાં બાયડીછોકરાં તને એક વાર છોડી દેશે, એટલા માટે તેમના ઉપર તું પ્રેમ રાખે છે તે તારી મૂર્ખતાજ છે. હું જુવાન છું, બળવાન છું એ વાત તારા મનમાંથી કાઢી નાખ. આટલું કરીશ તો તું એકતાનતા સિદ્ધ કરી શકીશ. તુકારામ કહે છે કે, તારી અધોગતિ ન થાય તેની કાળજી રાખ. હું તારી પાસે આટલીજ ભીખ માગું છું તે તું મને આપ; નહિ તો જોઈ લેજે. હું તારી ગળચી પકડીને તને ધક્કે ચડાવીશ અને તારી ગાં....પર દંડા મારીશ તે યાદ રાખજે.

૩૯૮૭–દેવ પોતે દાન દે છે અને બીજાની પાસે દાન અપાવનાર પણ તે દેવજ છે. દેવ ઔષધ છે અને તે ઔષધને ખવડાવનાર વૈદ્ય પણ તેજ છે. દેવના સિવાય બીજા કોઈનું અસ્તિત્વજ નથી. દેવ જે કરશે તેજ થશે. જે કોઇ મર્દ–બહાદુર હશે તેજ દેવનું આપેલું ઔષધ ખાવા ઊભો રહેશે; પણ નપુંસક અને ધૈર્યહીન મનુષ્યોના છક્કા છૂટી જશે. આપણા મનને પ્રસન્ન રાખવું. ત્રણ દમડીની વિસાત શી છે? બીજી બધી ઔષધિઓનાં પડીકાંને ફેંકી દેજો અને એક ભગવદ્‌ભજનરૂપી ગોળીનું સેવન કરજો. એજ એક સાર વસ્તુ છે. તમારો સર્વશ્રેષ્ઠ મિત્ર જે વિશ્વાસ કહેવાય છે તે વિશ્વાસ સહિત તમે તે ભજનરૂપી ગોળીઓ રોજ થોડી થોડી ખાતા રહેજો. જેની પાસે નીતિ ઊંઘતી પડી છે તે પૂરેપૂરો પસ્તાઇને રડે છે. આ શરીર જે સપ્તધાતુનું અને પંચભૂતોનું બનેલું છે તેના ઉપર સજ્જડ મારો ચલાવે અને તેને આખરે જીતી લે એવી આ ભજનરૂપી ગોળીઓની સહાયતા લઇને, જેઓ ભવરોગથી મુક્તિ પામ્યા છે તે લોકો તેનું ફરી ફરીને સેવન કરે છે. બધી જુવાની બરબાદ કરી નાખ્યા પછી ગધેડી માટી ખાવા લાગે છે. મૂર્ખ ગમાર લોકો મારી ભજનગોળીને શી રીતે ગ્રહણ કરવાના હતા? જેઓ હગ્યા પછી ગાં....ધોઈ જાણતા નથી તેઓ એ ગોળી શી રીતે ખાઇ શકવાના હતા? મારી ગોળીઓ તો એવી છે કે જેમણે જેમણે તેમને ખાધી તેઓ બધાજ આત્મપદ ઉપર આરૂઢ થઇ ગયા છે. નીચી મૂડી કરીને ચાલનારા વેઠિયાઓનું શું ગજું કે તે ગોળીઓને ખાઇ શકે? તુકારામ કહે છે કે, જેઓ બજારના ભાવતાલથી વાકેફ છે તેઓ તો મારી ભજનગોળીઓને વહોરવા સારૂ ઠેકાણું પૂછતા પૂછતા ચાલ્યા આવશે. તેવા લોકોને તો હું મારી ગોળીઓ મફત આપી દઇશ. કોઇ સજ્જન-સખા હશે તેઓ મારી ગોળીઓની કદર કરશે.

૩૯૮૮-પ્રથમ તો મારૂં કહેવું એ છે કે દેવનું નામ શ્રેષ્ઠ છે. તેનું સ્મરણ કરવાનું રખેને ભૂલી જતા. હે દેવ ! તું એક અને અદ્વિતીય છે. માથું અને પગ હવે કાંપવા લાગ્યાં છે. હાથમાં હવે બળ રહ્યું નથી. અરે ! તમે આગળ શું થશે તે જુઓ અને પાછળ-નો વિચાર કરો. આટલું કરશો તો દેવ પોતાની મેળેજ તમારી આગળ આવીને ઊભા રહેશે. તમારી સાથે રહેનારી તમારી ઇન્દ્રિ-યોને તમે પરમાર્થની દિશાએ વાળો. તમે તમારા હાથપગને સા-ચવીને વાત કરો છો અને આગળ ઉપર જોઈ લેવાશે એવું તમે કહો છો. ભવિષ્યમાં હું અમુક કામ કરીશ એવું તમે કહો છો તો ખરા, પણ તમારૂં કશું ચાલવાનું નથી. તમારૂં ધાર્યું તમારા મ-નમાં ને મનમાં રહી જશે. ઓ મારા બાપલાઓ ! હું કહું છું તે તમે સાંભળો. જે ઘડીએ આ તમારા નરદેહરૂપી બજારને બંધ થવાનો વખત આવી પહોંચશે, તે ઘડીએ સૌને એક હારકતારમાં ચાલવું પડશે. તે ઘડીએ બધાંનેજ નાનાં અને મોટાંના ભેદભાવ વિના એકત્ર થઇને રહેવું પડશે. તુકારામ કહે છે કે, હરિના પ્રતિ જેમનો એક-નિષ્ઠ ભાવ છે નહિ અને જેઓ પોતાના જીવના પ્રતિ લોભ રાખે છે તેઓ મૂઢ છે. એવા એવા લોકોને તું તારી પાસે આવવા દેતો નહિ. તેમના સંસર્ગથી તું તારી જાતને જાળવતો રહેજે.

૩૯૮૯-વિઠાબાઈ જે ઉત્તમ અને સુંદર છે તે સૌને જોવા સારૂ આવેલી છે. કોટિકોટિ સૂર્ય અને ચંદ્ર જેના અંગની કાંતિ છે એવું તેનું અતિ વિશાળ પરબ્રહ્મસ્વરૂપ ત્યાં પ્રકટ થયું છે. હે ઉત્તમ વિઠાબાઈ ! તારા ચરણમાં મારૂં ચિત્ત સ્થિર થઇ જાઓ. મારા ચારેચાર પ્રકારના દેહનું નિરસન કરી દઇને તું મને તારા સ્વસ્વરૂપની અંદર સ્થાન આપ. તું કોમળ અને સુશોભિત છે. તારા ચરણ અતિ સુંદર છે. તારા કંઠમાં તુલસીની માળા ડોલી રહી છે. આવી સ્વરૂપવતી તું ચંદ્રભાગાને કિનારે ઊભી રહી છે. તારા દાંત-

ની હાર હીરાકણીઓના જેવી ઝગમગે છે અને તારા હાથમાં શંખ-ચક્ર શોભી રહ્યાં છે. તું ગુણ અને આકાર રહિત હોવાથી દેવ તારા સ્વરૂપનો નિર્દેશ કરી શકયા નહિ. શેષ વગેરે મથ્યા પણ અંતે થાકી ગયા. શ્રુતિઓ પણ મારો પાર પામી શકી નહિ. તું આવી હોવા છતાં તારા હાથ ઊંચા કરીને તારા ભકતોને "બીશો નહિ, બીશો નહિ" એવું કહીને અભયદાન દે છે. આ સારંગધરા નામની દેવી પંઢરપુરમાં પ્રકટ થઈ છે. તુકારામ કહે છે કે, ભક્તજનોના ભક્તિભાવને જોઈને તેણે તેમના ઉપર અમૃતનો વરસાદ વરસાવ્યો અને પોતાના સેવકોને તેણે પ્રેમનો પાનો પાયો.

**૩૯૯૦**–હે વિઠાબાઈ દેવિ ! ઉત્તમ દિવસ અને ઉત્તમ ઘડી-પળ જોઈને મેં તારી ભક્તિરૂપી નવરાત્રીના મહાવતનો આરંભ કર્યો છે. મારા પાંચ પ્રાણરૂપી દિવેટનો દીવો સળગાવ્યો છે અને મારાં બેઉ નેત્રો વડે હું તારી આરતી ઉતારૂં છું. હે પંઢરપુરવાસિની દેવિ ! તારા આંગણામાં હું નૃત્ય કરૂં છું, ત્યારે તું હવે મારા મનની ઈચ્છા જાણી જા અને તેને પૂર્ણ કરી દે. આ આખા ત્રૈલોકય ને મેં તારૂં મંદિર માની લીધું છે, તેમાં સુંદર રીતે ચોક પૂરીને અભયકળશની સ્થાપના કરી દીધી છે. આવી રીતે દેવી પોતાના શુભાસન ઉપર બેઠી છે, તેની સમક્ષ વૈષ્ણવ ભકતો ભજનકીર્તન કરી રહ્યા છે. તેમના સૌના ગળામાં તુલસીની માળાઓ શોભી રહી છે અને તેઓ ઉચ્ચ સ્વરે હરિનામની ગર્જના કરે છે. આત્માનંદરૂપી થાળમાં ધૂપદીપનૈવેદ્ય, પંચારતી લઈને પંચમહાભૂતો વિઠાબાઈની આરતી ઉતારે છે. તુકારામ કહે છે કે, હે દેવિ ! જે કાંઈ તારૂં મારી પાસે હતું તે બધું મેં તને પાછું સોંપી દીધું છે; માટે હવે તું મારી માગેલી વસ્તુ આપ કે જેને માટે મેં તારી માનતા લીધી હતી. હું તારો શરણાગત છું એમ જાણીને તું હવે મારૂં રક્ષણ કર.

**૩૯૯૧**–જેનું મુખ અતિ ઉત્તમ છે, જેના કાનમાં મનોહર

કુંડળ ડોલી રહ્યાં છે, જેના માથાની વેણીની આકૃતિ નાગના જેવી છે, જેને કપાળે કેસરકસ્તૂરીનું તિલક છે, જેનાં નેત્ર વિશાળ છે અને જે કટાક્ષયુક્ત દૃષ્ટિથી જોઇ રહી છે, જેના કંઠમાં વૈજયન્તી માળા ઝળકી રહી છે, જેણે પોતાના પીતાંબરનો કછોટો વાળ્યો છે અને જેને શરીરે ચંદનનું લેપન બહેક બહેક થઈ રહ્યું છે, એવી અતિ ઉત્તમ અને સુલક્ષણવતી દેવી મારા નવરાત્રીના વ્રતમાં આવીને ઊભી રહી છે. જે અતિ તેજસ્વિની છે, જેની પ્રભા આગળ કોટિ કોટિ સૂર્યચંદ્રનું તેજ ઝાંખું પડી જાય છે, તેની લીલા એવી અનુપમ છે કે બ્રહ્માદિક દેવતાઓ પણ તેને સમજી શકતા નથી. મારી શ્યામસુંદર દેવી અતિ તરુણ છે, તેની ચાર ભુજાઓ અતિ સોહામણી છે, તેના વિશાળ વક્ષઃસ્થળ ઉપર રત્નોનાં આભૂષણ ઝળકી રહ્યાં છે, તેની કેડે ઝીણી ઝીણી ઘૂઘરીઓવાળી કટિમેખલા મધુર રણકાર કરી રહી છે, તેના પગનાં નૂપુરની ઘૂઘરીઓ સુકોમળ ઝંકાર વ્યક્ત કરે છે, એવી અષ્ટાંગે શોભીતી દેવીના રૂપલાવણ્યનું હું શી રીતે વર્ણન કરી શકું? તેને હું ઉપમા પણ કોની આપું? શુદ્ધ કરેલા રસની મૂર્તિ અને સૌન્દર્યની સાક્ષાત્ ખાણ હોય એવી તે અલૌકિક વસ્તુ છે. તે સકળગુણયુક્ત છે. તેના મુખ ઉપર મધુર હાસ્ય રમી રહ્યું છે. તે જ્યારે બોલે છે ત્યારે અતિ કોમળ શબ્દો તેના મોઢામાંથી ટપકે છે. તે નારાયણી આદ્યદેવી બહુ-રૂપિણીની પેઠે નાના પ્રકારના વેશ ધારણ કરીને ખેલ ખેલે છે. પંઢર-પુર નગરમાં તેનું ઘટસ્થાપન કરવામાં આવ્યું છે. ત્રૈલોક્ય એ તેનો આકાશમંડપ છે. તેણે પોતાનો નવરાત્રિનો મહોત્સવ ચંદ્રભાગાને કિનારે આરંભ્યો છે. પોતાના ભક્તોનાં કાર્ય સિદ્ધ કરવાને વાસ્તે તે કૃષ્ણાબાઈ જોગેશ્વરી દેવી પધારી છે. તેત્રીસકોટિ દેવદેવીઓ અને આઠ કોટિ ભૈરવનો સમુદાય તેની આરતી ઉતારે છે અને તેના ઉપર મંત્રપુષ્પાંજલિ વરસાવે છે. નારદ, તુંબર અને ગંધર્વો ત્યાં

મહાઆનંદ સહિત ગીતવાદ્યનૃત્ય કરે છે. તુકારામનો બંધુ કાન્હિયો જે તે દેવીની ચરણરજ છે તે આ મહોત્સવનું વર્ણન કરે છે.

૩૯૯૨–એ બાઈ! તું સાંભળ. હું તને કાંઈક શુકન કહી સંભળાવું છું. જો તું ભગવદ્‌ભજનના કામમાં ઊંઘવા પડીશ તો તારી ખૂબ દુર્દશા થઈ જશે; એટલા માટે તું શ્રીહરિના સ્વરૂપમાં જાગૃત રહેજે. હું જે તને સંક્ષેપમાં એક શબ્દની અંદર કહી રાખું છું તેને તું માન્ય કરજે. મારૂં કહેણ એવું છે કે સારા લોકોને તેમાં સમજણ પડતી નથી. હું એકલોજ તારા જીવના ખરેખરા મર્મભાગની–ઊંડા ખૂણાખોચરાની ગુહ્ય વાત કહી રાખું છું તે તું સાંભળ. તું એક શ્રીહરિમાં ભાવ સ્થિર કરીને રહે અને મારા હાથની સાથે તારો હાથ મેળવ. તને ઉત્તમ ગૃહસંસારમાં સ્થાન મળ્યું છે. અહીં કોઈને કોઈ પણ જાતની ફળપ્રાપ્તિનો સંભવ નહિ હોવાથી એ બધુંજ મિથ્યા આભાસ જેવું છે એમ જાણવું. તારા હાથમાં તો એક ફળ એવું છે કે જે દૃઢ શ્રદ્ધા અને એકનિષ્ઠ ભાવ દ્વારા મળી શકે છે. એટલા માટે તું ભલે ચારે વેદ અને અઢારે પુરાણની મદદ લઈને તારા પોતાના ભાવને જાગૃત કર અને તેના દ્વારા તું તારૂં કાર્ય સિદ્ધ કરાવી લે. હું કહું છું તે પ્રમાણે તું એ કામની બરાબર પૂઠ લે. દ્રવ્ય અને તેની પાછળ ભટકનારૂં ચિત્ત એ બેના પ્રતિ તું લક્ષ પરોવીશ નહિ. આવું કરવાથી તારૂં સૌભાગ્યકંકણ અખંડિત રહેશે અને તું તારા નિજાત્મપતિનું સુખ ભોગવીશ. ભગવદ્‌દેવી તો પહેલેથીજ તારી કુળદેવી તરીકે તારા વંશની સાથે લાગુ થઈ ગયેલીજ છે. તેને તું વિસારી દે છે તેથીજ તને પેલું ફળ મળતું નથી. આટલી મૂળ વાત તું ભૂલી જાય છે. તુકારામ કહે છે કે, તે ભગવદ્‌દેવી તને કહેવડાવે છે કે તું સુખપૂર્વક રહે અને મારૂં સ્મરણ કરતી જા. મારા જે જે ભક્તો તારી પાસે આવે તેમનો તું સત્કાર કરજે.

૩૯૯૩-દેવ એ સંત છે અને સંત એજ દેવ છે; અને દેવની મૂર્તિ એ એક નિમિત્ત છે. આ હું તમને ખૂબ ભાવ સહિત કહું છું, એમ જાણીને સૌએ આ વાત લક્ષપૂર્વક સમજી લેવી. નિરાકાર સ્વરૂપની અંદર બધુંજ શૂન્ય છે અને સગુણ સ્વરૂપમાં સૌની ઇચ્છાઓ પૂર્ણ થઇ જાય છે. તુકારામ કહે છે કે, સગુણસ્વરૂપ એ નગદ નાણું છે અને તેનું સેવન કર્યાથી મનની ઇચ્છાઓ પૂર્ણ થાય છે.

૩૯૯૪-નારદ હરિની માયાનો પાર પામી ન શક્યા તેથી તેમણે દેવની સ્ત્રીઓ પૈકી એકની માગણી કરી. તે ઘડીએ દેવ નારદની સ્ત્રી થઈ ગયા અને નારદી નામ ધારણ કર્યું, વળી તેમને પેટે સાઠ સંવત્સર સંતાન થઇને અવતર્યા. હરિ એવા ચપળ છે કે, કોઈ તેમને પકડી શકતું નથી, કોઇને તેમની લીલામાં સમજણ પડતી નથી અને સમગ્ર ત્રિભુવન તેમના વડે પરીપૂર્ણ છે. દ્વારકામાં તેમણે જ્યારે રામરૂપ ધારણ કરીને હનુમાનને દર્શન દીધું, ત્યારે તેમણે ગરુડ અને સત્યભામાના બળ અને રૂપનો ગર્વ ઉતારી નાખ્યો અને બેઉને શરમાવી નાખ્યાં. દ્રૌપદીના મનમાં ભય ઉત્પન્ન થયો કે, આટલા બધા ઋષિઓનો સત્કાર કેવી રીતે કરી શકાશે? આશ્રમમાં એટલી સામગ્રી તો છે નહિ! તે ઘડીએ દેવે ફળના ડીચ વડે તેની લાજ જાળવી. એક વાર અર્જુને સેતુબંધને જોઇને મારુતિની આગળ પ્રતિજ્ઞા કરી કે એના કરતાં તો બાણનો સેતુ વધારે ટકાઉ થઈ શકે. આ સાંભળીને મારુતિએ તે સેતુને ભાંગી નાખવાની પ્રતિજ્ઞા લીધી. દેવે તેમની બેઉની જીદનું ખંડન કર્યું અને મહાભારતના યુદ્ધ વખતે મારુતિને અર્જુનની ધ્વજા ઉપર લાવીને બેસાડી દીધા. તુકારામ કહે છે કે, એ દેવ એવા છે કે જેમનામાં તે ભાવભક્તિ જુએ છે તેમના પ્રતિ તે સત્ત્વગુણી થાય છે અને દુર્જનોનો નાશ કરે છે. આમ તે અનેક પ્રકારની ક્રીડાઓ સ્વચ્છંદે કરે છે.

૩૯૯૫-અરે ઓ દેવના દેવ! તું કૃપાળુ છે અને ઉદાર પણ

છે. ત્યારે હવે હું તારે સામે મોઢે પ્રતિજ્ઞા લઉં છું અને તારી સાથે બાખડી બાંધું છું. હવે તું કહે જોઈએ કે તું મારી આગળથી કઈ રીતે નાસી જવાનો છે? તારે નાસી જવાનો મેં એક પણ રસ્તો રહેવા દીધો નથી. મેં મારા તમામ પ્રપંચને તોડીફોડીને બાર ગાઉ ફગાવી દીધા છે. મેં મારી તમામ ઇન્દ્રિયોની વૃત્તિઓને ચારે બાજુએથી ઘેરી લઈને તેમને સર્વને તારી પાછળ પાછળ દોડતી કરી દીધી છે; માટે હવે તું સ્વરૂપની અને દેહાહંકારની વાતો કરવાનું ભૂલી જજે. તુકારામ કહે છે કે, હવે મારા મને તારા ચરણની સાથે એવી ચૂડ ભેરવી દીધી છે કે, તારી અને મારી વચ્ચે તૂટ પડે તો પણ કશી હરકત નથી.

૩૯૯૬–હે પંઢરીનાથ! હું તમારા ચરણ ઉપર મારૂં મસ્તક મૂકીને તમારા કાલાવાલા કરૂં છું. આટલી મારી વિનંતી તમે સાંભળોજ સાંભળો. મને એવું મન થયા કરે છે કે જાણે હું બધો વખત તમારા ચરણની પાસેનો પાસેજ બેસી રહું. એટલા માટે તમને જગ્યાની તંગાશ પડે તો પડવા દો. થોડુંક સહન કરવું પડે તો કરી લો; પણ મને બેસી રહેવા જેટલી થોડી જગ્યા કાઢી આપો. હે પંઢરીરાય! મારામાં ભાવભક્તિ હો વા ન હો, પણ હું ગમે તેવો છું તોય તમારા ચરણનું શરણ માગતો આવ્યો છું, એમ સમજીને મારા તરફ કૃપાદૃષ્ટિ વડે જુઓ. તુકારામ કહે છે કે, હે દેવ! હું તમારો ગાંડોઘેલો, નાનો, અજ્ઞાન બાળક છું, એમ જાણીને તમે તમારા નામની પ્રતિષ્ઠાને ખાતર મારા ભવબંધનને કાપી નાખો.

૩૯૯૭–હે દેવરાજ! મારો દેહ અત્યંત મલિન થઇ ગયો છે, પણ તારા નામસ્મરણને પ્રતાપે તે ફરીથી શુદ્ધ થયો છે અને તારા ઉપરના પ્રેમને લીધે મારૂં ચિત્ત પણ ધોવાઇને સાફ થઈ ગયું છે. વૈરાગ્યને લીધે બધુંજ નષ્ટ થઇ ગયું છે અને પ્રારબ્ધની સાથેનો

મારો સંબંધ તૂટી ગયો છે. તુકારામ કહે છે કે, હે દેવ! તારા ચરણ ઉપર મારૂં શરીર મૂકી દઇને હું તરી ગયો છું.

૩૯૯૮–આજે મને પરમાનંદસ્વરૂપની પ્રાપ્તિનો આનંદ આવી મળ્યો છે. વેદની શ્રુતિઓ પણ જે સ્વરૂપને સમજી શકી ન હતી, તે એક ગોવિંદના નામસ્મરણની મદદથી મારા હાથમાં આવી ગયું છે. હું વિઠોબારાયનો ગાંડિયો છોકરો છું, તેથી મને તો સદાકાળ આનંદ ને આનંદજ છે. હું તેથી કરીને મોઢેથી તેમનું નામકીર્તન કરૂં છું અને તાળીઓ વગાડીને નૃત્ય કરૂં છું. આવું કરીને હું તે ગોવિંદને રિઝાવું છું. મારે મન સદાકાળ આવા આનંદની દિવાળીજ ચાલી આવે છે અને આવો પ્રબળ દેવ મારો મદદગાર હોવાથી, મારૂં અંતઃકરણ આનંદથી છલાછલ ભરેલું ને ભરેલું રહે છે. તુકારામ કહે છે કે, મને હવે જન્મમૃત્યુનો ભય રહ્યો નથી. સનકાદિક સંતો એ મારી ચર્ચાનો પ્રિય વિષય છે.

૩૯૯૯–ઓ મારા જીવ! તું 'રામકૃષ્ણ મુરારિ' એ બીજમંત્રનો સદાકાળ ઉચ્ચાર કરતો રહેજે. આ સાધના તારાં તમામ ઇષ્ટકાર્યોની સિદ્ધિ કરાવી દે એવી છે. તારે તો ફક્ત મોઢેથી ગોપાળના નામનું સ્મરણ કરતા રહેવાનું છે. એ સિવાય વ્રત, ઉપવાસ, વનવાસ અને ચાર બાજુએ છાણાંની ભઠ્ઠીઓ અને માથા ઉપર બપોરનો સૂરજ રાખીને પંચાગ્નિ તાપવાની કષ્ટકારક ક્રિયા, એ પૈકી કશુંજ કરવાની જરૂર નથી. તુકારામ કહે છે કે, નામસ્મરણ તો વગર પૈસાનું સાધન છે. એમાં કશો ખર્ચ કરવો પડે એવું છે નહિ અને તે છતાં તે સર્વ સુખની પ્રાપ્તિ કરાવે એવું છે અને કોટયવધિ યજ્ઞયાગના સારરૂપ છે.

૪૦૦૦–હરિકીર્તનની સમાપ્તિ કરતી વખતે 'જય જય વિઠ્ઠલ' 'જય જય વિઠ્ઠલ' એવું કહીને જે નામસ્મરણ કરશે, તે નામસ્મ-

રણુજ તેનાં સર્વ શુભકર્મના ફળરૂપ જાણજો. સરળ મનથી વાણી દ્વારા નામસ્મરણ કરતા જવું. જ્યાં હરિકથા થતી હોય ત્યાં બેસીને ચિત્તને સાવધાન કરી દેવું. તુકારામ કહે છે કે, જે કોઈ આવું કરશે તેનો સંસાર અને તેનો જન્મ બેઉ સફળ થયાં અને તેના સઘળા શ્રમની સાર્થકતા થઈ ગઈ જાણવી.

૪૦૦૧–હે મનુષ્યો! જ્યાંસુધી તમારી પોટલીમાં નામસ્મરણને બાંધી નહિ લો, ત્યાંસુધી તમારાથી રસ્તા ઉપર એક ડગલું પણ ભરી શકાવાનું નથી. તે જો તમારી પાસે નહિ હોય તો જન્મ-મૃત્યુના રસ્તા ઉપર ઊભા રહીને તમારે ભીખ માગવી પડશે અને તમારા શરીરની દુર્દશા થઇ જશે. અરે! તમે આવી રીતે મારાતારાની ભાંજગડમાં ન પડતાં નિત્ય રામનામનો ઉચ્ચાર કરતા જાઓ. કોઇને હું કહું છું કે, "ભાઇ! તમે નામસ્મરણ કરો." ત્યારે તે મને જવાબ દે છે કે, "હું નામસ્મરણ કરવા બેસું તો પછી મારાં બાયડીછોકરાંનું શું થાય? તમે તેમને રોટલા ખવડાવવાના છો?" ત્યારે હું તેને ફરીથી કહું છું કે, "જો તમે નામસ્મરણ નહિ કરો તો યમના હાથમાં સપડાઈ જશો અને ચોરાશીલક્ષ યોનિઓમાં ભટકવું પડશે તેનો તમે વિચાર કર્યો છે?" તુકારામ કહે છે કે, જેના મોઢામાં રામનામ નથી તેણે આત્મહત્યા કરી એમજ જાણજો. તે તો ખરો નફ્ફટ ગધેડોજ છે.

૪૦૦૨–પથ્થરની નાવડીમાં બેસીને કોઈ નદી પાર કરવા જાય અને ડૂબી મરે તો તેને કાઢવાને સારૂ કોણ પાણીમાં ડૂબકી મારવાનું હતું? પતંગિયું દીવાની ઝાળ ઉપર તૂટી પડે છે અને બળી મરીને પોતાના જીવનની વ્યર્થ ખુવારી કરે છે. અલ્યા ભાઈ! તું પણ તેવી રીતે આત્મઘાત કરીશ મા. કોઈ માણસ જાણીજોઇને સોમલ ઘોળીને પી જાય અને પછી જ્યારે પ્રાણ જવાની વેળા

આવી લાગે ત્યારે કોઇને કહે કે, "ઝટઝટ વૈદ્યને તેડાવી મંગાવો" પણ તે ઘડીએ વૈદ્ય આવીને શું કરવાનો હતો? તુકારામ કહે છે કે, જ્યાંસુધી તમારા ઉપર યમના દૂતનો હાથ પડ્યો નથી ત્યાંસુધી તમે સિદ્ધ આત્મસ્વરૂપનો વિચાર કરી લો.

૪૦૦૩–અરે! તું 'વિઠ્ઠલ!' 'વિઠ્ઠલ!' કહીને જેના નામના ઘાંટા પાડે છે તે વિઠ્ઠલને વિષે તું કાંઇ જાણતોજ નથી. એટલા વાસ્તે હું તને કહું તે સાંભળી લે. તારા દેહરૂપી ઘરની અંદર જે તને વિચાર દ્વારા પ્રાપ્ત થાય તેનો તું ઉપભોગ કરજે. 'વિઠ્ઠલ!' 'વિઠ્ઠલ!' બોલવું, દ્વાદશ તિલક કરવાં, ગળામાં કંઠીઓ અને માળાઓ પહેરવી, હાથમાં દેવપૂજાની સામગ્રીની ટોપલી લઇને ફરવું, આવા આવા ઢોંગધતુરા કરીને તું દુનિયાને ઠગતો ફરે છે; કારણકે તારામાં સાચા ત્યાગનો ઉદય થયો નથી. પોતાને કાંઇક દક્ષિણા મળે તેટલા વાસ્તે તું લોકોની આગળ હાથ ધરતો ફરે છે અને લોકોએ મંદિરમાં બેસાડેલા પથરાઓની પૂજા કરીને તું સાધુપણાનો ઢોંગ સૌને બતાવે છે. તું મોઢેથી 'વિઠ્ઠલ' 'વિઠ્ઠલ' કરે છે, આખે શરીરે રાખોડી ચોળે છે અને જાણે તું કોઈ મોટો સિદ્ધ મહાત્મા હોય એવું પાખંડ મચાવે છે; પણ તારી ગરદન તો વાસનાના વડે બંધાઈ ગયેલી છે તે તું કેમ જોતો નથી? આવા લોકોને કાળ ગળી જાય છે અને ફરી ફરીને ઓકી કાઢે છે. તું 'વિઠ્ઠલ,વિઠ્ઠલ' બોલે છે અને કાદવમાં મોઢું ઘાલીને ઊંચા ટાંટિયા કરીને ઊંધે માથે ઊભો રહે છે, પણ તેથી તને શું સુખ થાય છે તે કહે? ઊલટું તેથી તારે દુઃખ વેઠવું પડે છે અને મૂઆ પછી તને નરકની પ્રાપ્તિ થશે તે તો વળી નફામાં. આમ છતાં પણ તું આ બધાં પાખંડને છોડતો નથી. તું નાના પ્રકારનાં ભજનિયાં રાગોટીને રાંડો, છોકરાં અને લોકોને ભેગાં કરે છે; તેમની આગળ તું નાના પ્રકારના વેશ ભજવે છે અને પોતાના શરીરને કષ્ટ આપીને તું તેમની

આગળ પૈસા માગતો ફરે છે. હે વિઠ્ઠલ ! બધા લોકોમાં તું ઘણો બળવાન છે એવું લોકોને જણાવવા માટે તું બજાર વચ્ચે એકાદ દુકાનની સામે ઊભો રહે છે અને મોટા મોટા બરાડા પાડીને લોક ભેગા કરે છે. પછી સૌની આગળ તું તારૂં માથું અને પેટ કૂટવા મંડી જાય છે અને એમ કરીને તારી જાતને તું તારે હાથેજ દુઃખ દઈને જૂઠી પીડા વહોરી લે છે. આવાંતેવાં જૂઠાં પાખંડમાં કેટલા બધા લોકો ફસાઈ ગયા છે ! સંન્યાસીઓ, ગોસાંઇઓ નાના પ્રકારના વેશ લે છે, માથાં મૂંડાવે છે, પણ તેમનાં અંતઃકરણમાં માયાનું રાજ્ય ચાલે છે અને તે જેમ નચાવે તેમ તેઓ નાચે છે. તેઓ જેવો વેશ લે છે તેવાં તેમનાં આચરણ ન હોવાથી તેઓ બહુ તો પોતાના દેહનેજ કષ્ટ પહોંચાડી શકે છે. માટે આવાં ધૂળ જેવાં નાના પ્રકારનાં પાખંડ કરવાનું અને ઢોંગધતુરા કરવાનું છોડી દેજો. તેમને બદલે કસ્તૂરી–ચંદન જેવી ગુણવાળી અને સાચી પરમાર્થની વસ્તુને ગ્રહણ કરજો. તેમ કરવાથી તમને આનંદરૂપી સુગંધની પ્રાપ્તિ થશે. તમારી મારફતે બીજા લોકોને પણ તેવા આનંદની પ્રાપ્તિ થશે અને એ રીતે તમને ભારે યશ અને મહત્ત્વ પ્રાપ્ત થશે. આવું ન કરતાં ઉપર કહ્યા તેવા ઢોંગ કરશો તો તેથી તમારી દુર્દશા સિવાય બીજું કશુંજ પરિણામ આવવાનું નથી અને તેથી તમારે દુઃખ વેઠવું પડશે એમાં પણ કશો સંદેહ નથી. આવાં પાખંડ કરનારાઓમાં બુદ્ધિબળનો અભાવ હોય છે. તેથી કરીને તેમની પીઠ ઉપર દુઃખનો બોજો લદાતો રહે છે અને આખરે તેમનાં મોઢાં કાળાં મેશ જેવાં થઈ જાય છે. આ બધી ફજેતી થવાનું મુખ્ય કારણ એ છે કે, તેઓ જીભ અને જનનેન્દ્રિયના ગુલામ થઈ ગયા છે. તુકારામ કહે છે કે, હું જે કાંઈ કહું તે તમે સાંભળો અને તમને દુઃખના ખાડામાં ઘસડી જાય એવી મૂર્ખતાભરેલી ચેષ્ટાઓ કરવાનું માંડી વાળો. તમને સુખેચ્છાની ખરેખરી ભૂખ

લાગી હોય તો ચાલો, આપણે શુદ્ધ પરમાર્થનું ભોજન કરીએ. તે ભોજનથી તમને સદાની શાંતિ થઇ જશે અને પછી તમે ઉપર ઉપરના જેટલા ચાળા કરશો તેટલા શોભશે.

૪૦૦૪–અરે મારા ભાઇઓ! આરંભમાં હું શ્રીગુરુના ચરણ ઉપર મારૂં મસ્તક નમાવું છું અને ગણપતિને નમસ્કાર કરૂં છું. તેમનું આવું દાસ્ય કરવું એ મારો ઉત્તમ ટેક છે. તેમના કૃપા-પ્રસાદ વડે હું હરિહરનાં પરાક્રમોનાં ગીત ગાઇ શકીશ. પરાપૂર્વથી ચાલતા આવેલા વહીવટ પ્રમાણે હું ડગલાં ભરૂં છું. હરિનામરૂપી અમૃતનું તમે સૌ સાધકો સેવન કરો. તે પ્રેમામૃત સૌ શીતળ પદાર્થોમાં પણ શીતળ છે, પાતળામાં પાતળું છે અને મધુર રસથી ભરેલું છે. સૌ ભાગ્યવાન મનુષ્યોએ તેનું સેવન કરવું જોઇએ. પ્રથમ તો મનમાંથી સ્વમાન, લાજ, અભિમાન એ બધાંને વાળીઝાડીને કાઢી નાખો અને પછી અંતઃકરણમાં ધ્યાન ધરો. જેમને પોતાનું સામર્થ્ય બતાવવાની ઇચ્છા હોય, તેમણે આવું કાર્ય કરીને તે દ્વારા પોતાના સામર્થ્યનો દેખાવ કરવો એ ઉચિત છે. કાળ તમને એક ઘડીવાર જેટલી પણ છૂટછાટ આપવાનો નથી. તે તમારા ઉપર હુમલો કરવાને સારૂ ટાંપીને બેઠો છે, તેનો દાવ તમે સાચવી લેજો. એનો અર્થ એ કે તમે શુદ્ધ સત્ત્વસ્વરૂપ વિઠોબારાયમાં તમારી ભાવભક્તિને સ્થિર કરી દેજો અને મોઢેથી 'હરહર મહાદેવ' એવી ગર્જના કરજો. પરસ્ત્રીને માતા સમાન ગણજો અને પરાયા દ્રવ્યના ભણી મનને લલચાવા દેશો નહિ. પોતાના સ્વામીના કામને અર્થે પોતાની જિંદગીને જે તરણા સમાન ગણે છે તેનેજ હું ખરેખરો શૂરવીર કહીશ. તમારા શરીરમાં બળ હોય તો તેનો પરોપકારને અર્થે ઉપયોગ કરજો. આ બધો પ્રપંચ મિથ્યા છે એવું મન ઉપર ઠસાવતા રહેજો. સંસારસમુદ્રને તરી જવો હોય તો જે સત્ય હોય તેજ મોઢેથી બોલજો અને મનુષ્યજન્મ પામ્યા છો તો હવે આળસ

કરીને તેને એળે જવા દેશો નહિ, એવું હું તમને કહું છું. એકાદશી અને સોમવાર એ બે વ્રત તો તમારે કરવાંજ. તે દહાડે દેવનું પૂજન કરવું, હરિકથા કરવી, જાગરણ કરવું અને નામકીર્તન કરતાં કરતાં આનંદ સહિત નૃત્ય કરવું એમાંજ ઘણું પુણ્ય રહેલું છે. આટલું કરશો તો પછી તમારે પુનર્જન્મનો ભય રાખવો નહિ પડે. સંતોનો સમાગમ કરવો એ ઉત્તમ છે. તેમ કરવાથી તમારી શ્રેષ્ઠ કીર્તિમાં વધારો થશે. સંતસમાગમ કરીને વાસનાનો બોજો ઉતારી નાખવો અને ઉત્તમ માર્ગે ચાલવું. તુકારામ કહે છે કે, હું પ્રવૃત્તિ અને નિવૃત્તિના માર્ગ ઉપર કાવડિયો થઇને કાવડ વહેવાનું કામ કરૂં છું. મારી કાવડમાં ભજનના ઘડા ભક્તિરસથી ભરીને મેં મૂકી રાખ્યા છે. તેની મીઠાશ રોજરોજ વધતીજ જાય છે. આ રીતે હું દેવની સેવા કરવાની પ્રવૃત્તિ લઈ બેઠો છું.

૪૦૦૫–અરે ભાઈઓ! સારા સારા રસ્તા ઉપર ઠેકાણે ઠેકાણે લોકોને અન્નનું દાન કરનારાં અન્નસત્રો સ્થપાઈ ગયાં છે. ત્યાં જે જાય તેને મરજીમાં આવે તેટલું અને મરજીમાં આવે તે પદાર્થનું ભોજન કરવાનું મળવાથી તેમની સૌની ઇચ્છા તૃપ્ત થઇ જાય છે. ત્યાં જે ગયા તે બધા તૃપ્તજ થઇ ગયા છે. એ અન્નસત્ર સાક્ષાત્ સદાશિવને હાથે સ્થપાયેલું હોવાથી તેનો અન્નભંડાર કદી ખૂટે એવો સંભવ નથી, પણ તેનો લાભ લેનારાઓ પોતે શુદ્ધ હોવા જોઇશે. તે માટે સૌએ શુદ્ધ ભાવ સહિત કલ્યાણકારક 'હર હર' એવા નામનો ઉચ્ચાર સદાકાળ અને સર્વત્ર કરતાજ રહેવું. આ નામ કદી વ્યર્થ જતું નથી. તે ચારે વેદનું સાક્ષી છે અને છતાં તેનાથી વેગળું છે. એ નામ કોઇને પોતપોતાના મતના બળ વડે નાચવા દેતું નથી. એ નામ અણુરેણુની અંદર પણ સાક્ષીભાવે રહેલું છે. મહદાકાશ અને મહત્તત્ત્વથી પણ શ્રેષ્ઠ છે. એટલા માટે સૌએ 'હર હર' એ નામનો ઉચ્ચાર કરવો. આ હરિનામરૂપી રસોઈ સૌનું

પેટ ભરાય એટલી બધી બનાવી રાખી છે. તે નામ વિશ્રાંતિદાયક અને કલ્પતરુની જેમ શીતળ છાયા આપે એવું છે. સઘળા વર્ણના લોકો તેનું એકસમાન રીતે સેવન કરવાના અધિકારી છે. સૌને માટે તે લાભદાયી છે. એટલા માટે સૌએ 'હર હર મહાદેવ' એવો મોઢેથી ઉચ્ચાર કરવો. તુકારામ કહે છે કે, હું હરિનો સેવક છું અને દાંડી પીટવાનો મારો ધંધો છે;તેથી હું સૌને પોકારી પોકારીને કહું છું કે, પર્વતના શિખરની નીચે આવેલા મહાદેવનાં દર્શન કરવાને સારૂ આ ચૈત્રમાસ એ અતિ ઉત્તમ પર્વ છે; માટે તમે સૌ ત્યાં જાઓ. ત્યાં જઇને આપણે બધા ભેગા થઇને મહાદેવને સાષ્ટાંગ નમસ્કાર કરીશું.

૪૦૦૬-અરે ભાઇઓ! જે કોઈ પોતાના દેહના પ્રતિ ઉદાસીન રહે છે અને નિત્ય દેવનું સ્મરણ કરતો રહે છે, તેને હું નમસ્કાર કરૂં છું. જેઓ તીર્થને રસ્તે પર્યટન કરે છે અને જેઓ તીર્થોને પોતાના ગામની ભાગોળે તાણી લાવે છે તેમને હું નમસ્કાર કરૂં છું. સંતોનાં વચન ઉપર જેમને વિશ્વાસ છે અને જેઓ મન, વાણી અને કાયા વડે ભાવ સહિત પોતાના સદ્‌ગુરુની સેવા કરે છે, તેમને હું નમસ્કાર કરૂં છું. જે પોતાનાં માતાપિતાનું સારી રીતે પોષણ કરે છે અને સદા સત્ય વચન બોલે છે, તેમને હું નમસ્કાર કરૂં છું. જે બીજાનાં સુખદુઃખનો વિચાર કરીને તેમની ભૂખતરશનું નિવારણ કરે છે, તેને હું નમસ્કાર કરૂં છું. જે બીજાના ઉપર ઉપકાર કરે છે અને જે પોતાની ઇન્દ્રિયોનું દમન કરે છે તે પુણ્યવંત નરને હું નમસ્કાર કરૂં છું. તુકારામ કહે છે કે, જે કોઈ પોતાને શ્રીહરિનો દાસ કહેવડાવે છે તેને હું નમસ્કાર કરૂં છું અને તેનામાં મારી સર્વ ઇચ્છાઓ પૂર્ણ થઇ જાય છે.

૪૦૦૭-અરે ભાઇઓ! જે લોકો આ કળિકાળમાં ક્રિયાકર્મ-

હીન બનીને ભ્રષ્ટ થઇ ગયા છે, તેમનો ઉદ્ધાર કરવાનું મેં બીડું ઝડપ્યું છે. એવા લોકોને ખરે રસ્તે વાળવાને માટે તેમનાં મોઢાં ઉપર થૂંકવું પડે તો થૂંકવું અને તેમના અવગુણોને જાહેરમાં મૂકી દેવા. એમ સમજીને હું પણ તેમની અપકીર્તિની કથા ગાઉં છું. તેઓ પોતાનાં માબાપનો ભાવ પૂછતા નથી અને બાયડીની ગુલામી કરે છે. તેમને બારણે કોઈ માગવા આવે તો તેને તેઓ મૂઠી અન્ન આપવામાં સમજતા નથી. જો તેઓ જરાતરા વિદ્યા ભણ્યા હશે તો તેનો ઉપયોગ તેઓ બીજા લોકોની જોડે વગર ખપનો વાદવિવાદ કરવામાંજ કરશે અને વાદવિવાદમાંય સામાને ભોંઠો પાડવાને સારૂ સાચુંજૂઠું ભરડી મારશે. ગામનાં દેવમંદિરમાં જઈને દેવતાઓને તેઓ કદી નમસ્કાર કરતા નથી અને ઘેર આવેલા અતિથિ-બ્રાહ્મણનો તેમનાથી સત્કાર થતો નથી. બધો વખત તેમને મોઢે સંતસાધુની નિંદાજ થાય છે અને દેવનું સ્મરણ તો તેમનાથી સ્વપ્નમાં પણ થતું નથી. કદાચ તેમના હાથમાં ચાર પૈસા આવી ચડ્યા તો તેમને ભોંયમાં દાટી મૂકશે, પણ દાનધર્મ કરવાનો તો તેમને કદી વિચાર આવશેજ નહિ. તુકારામ કહે છે કે, તેઓ સંતોનો વેશ ધારણ કરીને ફરે છે, પણ ભક્તિભાવમાં મનને લીન કરીને દેવને અથવા સંતોને નમસ્કાર કરતા નથી.

૪૦૦૮—અરે ભાઈઓ! ગંગાજળ બીજા સાધારણ પાણી જેવું નથી, વડપીપળાનાં ઝાડ બીજાં ઝાડના જેવાં નથી, તુલસી અને રુદ્રાક્ષની માળા બીજી માળાઓના જેવી નથી; એ બધાં પ્રત્યક્ષ શ્રેષ્ઠ દેવરૂપજ છે. સમુદ્ર બીજી નદીઓના જેવો નથી અને જેની સ્થાપના કરવામાં આવી છે એવાં શિવલિંગ સાધારણ પથરા સમાન નથી; તેવી રીતે સંતો પણ સામાન્ય મનુષ્ય સમાન નથી. તેઓ આખા જગતમાં સર્વથી શ્રેષ્ઠ છે. નેતરની સોટી બીજી સોટીઓના જેવી નથી, 'સાતુ' નામનું ધાન્ય બીજાં અનાજના જેવું નથી; એવી

રીતે 'રામ' નામના બે અક્ષરો એ કાંઈ સામાન્ય અક્ષર જેવા નથી. ચંદ્રસૂર્યની ગણના તારામંડળમાં થતી નથી, મેરુપર્વત બીજા પર્વતોના જેવો સામાન્ય પર્વત કહેવાય નહિ, વાસુકિનાગની બીજા ઝેરી સાપમાં ગણના કરાય નહિ-તે તો દેવના અંગ સમાન છે, ગરુડને બીજા પંખીઓની કોટિમાં મુકાય નહિ અને નંદિકેશ્વરને બીજા બળદના જેવો કહેવાય નહિ; તેજ પ્રમાણે કલ્પતરુને સાધારણ ઝાડ કહેવાય નહિ અને કામધેનુને બીજી ગાયોમાં ગણાય નહિ. શ્રીહરિએ જે કૂર્મ અને વરાહનો અવતાર ધારણ કરેલો તેને બીજા કાચબા અને ડુક્કરની સાથે સરખાવી શકાય નહિ, લક્ષ્મીને સામાન્ય સ્ત્રીની કોટિમાં મૂકી શકાય નહિ; મહાવસ્ત્રને સામાન્ય કપડાની જોડે સરખાવાય નહિ, પારસમણિને એક જાતનો પથરો કહેવાય નહિ; પણ એ બધાં તો સગુણ દેવના અંશ છે. સોનું બીજી ધાતુઓના સમાન નથી, મીઠું રેતીના જેવું નથી, મૃગચર્મ અને વ્યાઘ્રચર્મ એ કાંઈ ચામડામાં ન ગણાય, મોતીની તુલના ગોરમટીની સાથે ન કરાય, હીરાની સરખામણી રેતીના કણની સાથે ન કરી શકાય અને જીવ એ દેવનો અંશ છે-તે આપણું પોતાનું સ્વરૂપ છે એટલા માટે બીજાં સગાંવહાલાંની સાથે તેની સરખામણી થઇ શકે નહિ. દ્વારકા એ ગામ ન કહેવાય, રણછોડજીની મૂર્તિને મૂર્તિ ન કહેવાય, ગોમતી તીર્થને બીજાં તીર્થની કોટીમાં ન મૂકાય; કારણકે તેમનું દર્શન કરવાથી તો જીવનો મોક્ષ થઇ જાય છે. તુકારામ કહે છે કે, કૃષ્ણે સોળ હજાર એકસો ને આઠ સ્ત્રીઓની સાથે ભોગ કર્યો પણ તે બીજા ભોગીજનોના જેવા ન કહેવાય. વળી શંકર સ્મશાનમાં રહે છે તેથી તે બીજા વેશધારી જોગીઓના સમાન ન ગણાય. પાંડુરંગનું મેં શરણ લીધું તેથી આ પ્રસાદ મને તેમની કૃપાથી પ્રાપ્ત થયો છે.

૪૦૦૯—મારામાં સકામતા તો હવે રહી નથી, હું પૂરો નિ-

ષ્કામ થઈ ગયો છું. તેથી હું નથી પુરુષ અને નથી સ્ત્રી. વળી મારૂંતારૂં પણ મારામાંથી નીકળી ગયું છે અને મને પરપુરુષનો મેળાપ થઈ ગયો છે. આ બધું વૈષ્ણવોની સત્સંગતિનું ફળ છે. તે પરપુરુષની સત્તા મારા ઉપર એવી જામી ગઈ છે કે, મારા મોઢા-માંથી વારેઘડીએ 'હરિ ગોવિંદ' એવો ઉચ્ચાર નીકળી જાય છે. તે સાંભળીને મારાં સગાંવહાલાં ખિજવાય છે, મારી મશ્કરી કરે છે અને મોઢે વસ્ત્ર દઇને હસે છે. મારો વેશ જોઇને પણ લોકો બીએ છે અને મને અભાગિયો અને અપશુકનિયો ગણીને કોઇ મારૂં મોઢું જોતું નથી. ભીમા નદીને કિનારે કેડે હાથ દઇને પંઢરીરાય ઊભા છે, તેમના ઉપર હું આસક્ત થઈ ગયો છું. તેમનામાં મારા ભાવને સમર્પિત કરી દઇને હું મારી ન્યાતજાતથી વેગળો થઈ ગયો છું, સંસારની ચિંતાને પણ મેં મારા માથા ઉપરથી ફગાવી દીધી છે અને જીવશિવનું ઐક્ય થઇ જવાથી મને મારા દેહભા-વની પણ ગરજ રહી નથી. જેમની બુદ્ધિ સર્વથી શ્રેષ્ઠ છે તેમની હું સેવા કરૂં છું અને મારા ધણીની સરખામણીમાં બીજું બધું-જ જૂઠું છે એમ સમજીને હું ભક્તિભાવ સહિત નૃત્ય કરૂં છું. તુકારામ કહે છે કે, અલ્યા ! તું તારૂં દેહાભિમાન ફેંકી દે અને પછી તું નિર્લજ્જ બનીને નાચવા માંડજે. મારે કામકાજ તો કશું રહ્યુંજ નહિ, એટલે હવે મારા સુખમાં કશી મણા રહી નહિ.

૪૦૧૦–જે કોઇ બીજાને ઉપદેશ કરે છે, પણ તે પ્રમાણે પોતે વર્તતો નથી તો તેથી તેનો ભૂંડો ભૂંડાવ્યો ફોકટ જાય છે અને લોકો-માં તેની હાંસી થાય છે. તે પ્રમાણે જૂઠા ચાળા કરવાનું છોડી દેવું અને પોતાના મનને તથા દૃષ્ટિને કાબૂમાં રાખવાં. પોતાનાથી જેઓ પૂર્વે થઈ ગયા છે, તેવા સંતોનાં ચરિત્રનું રહસ્ય સમજવું અને તેમને પગલે પગલે ચાલવું. બહારથી સારોસારો વેશ ધ્રા-રણ કરીએ, પણ જો અંદરના વિકાર જેવા ને તેવા રહ્યા હશે તો

આપણા વેશને ઝાંખપ લાગશે. બહારના વેશ તો ફક્ત પેટ ભરવાના કામમાં ખપના છે. તુકારામ કહે છે કે, જો તેં તારો ભાવ શુદ્ધ કર્યો હશે તો તો તેં ઘણું સારૂં કર્યું; નહિ તો તારો સ્વાર્થ અને પરમાર્થ બેઉ બગડ્યા અને તારૂં આયુષ્ય એળે ગયું.

૪૦૧૧-અલી એ રાંડ ! તું દેહાભિમાનની અંદર શું જોઇને ગૂંચવાઇ મરે છે ? તેને તું ફગાવી દે અને ચાલ મારી સંગાથે. તારા દેહાભિમાનને રહેવાની જે જગ્યા હતી તેનો તો મેં નાશ કરી દીધો છે, તેથી તે તને ગાળો દે છે. હવે ગોવિંદે મને તેની ધૂન લગાડી દીધી છે અને એ રીતે તેમણે મારામાંથી હુંપણાનો ભાવ કાઢી નાખ્યો છે. આવું થવાથી હવે હું તેમનું નામ રટું છું અને આનંદથી નૃત્ય કરૂં છું. અલિ ! તારા અંતરમાં તો હજી પ્રેમનો ઊભરો આવ્યો નથી ત્યારે તું નકામા ઉપરઉપરના સૂકાસટ શબ્દ શા માટે બોલી મરે છે ? તું તારા મૂળ સ્વરૂપનું સ્થાન પ્રકટ કરી દે. તુકારામ કહે છે કે, દેહ સંબંધી અભિમાનની ગાંઠને તમે છોડી દો અને તે બાબતની ચિંતામાંથી તમે મુક્ત થઇ જાઓ. એ વાત તમારે કાને નાખવાને સારૂં હું મારા હાથમાં ઢોલકી લઇને તેની દાંડી પીટતો ફરૂં છું.

૪૦૧૨-માથા ઉપર જરા પણ બોજો હોય નહિ અને છતાં ભારથી દબાઈ ગયેલી અને કોઇએ બાંધી ન હોય છતાં બંધાઈ ગયેલી એવી આપણી બુદ્ધિ અહંભાવને લીધે દેહરૂપી વાડામાં આવેલા ઢેડવાડાની અંદર બેઠી છે. અલી બાઇઓ ! તમે મારી વાત સાંભળી લો. જે કોઈ સ્ત્રી પોતાના ધણીની સેવા કરી જાણે છે તે સૌથી શ્રેષ્ઠ જગ્યાએ સુખપૂર્વક રહે છે. આવી સતી સ્ત્રીને જોઇને તમને તમારી જાતને માટે શરમ કેમ નથી આવતી ? કોઈ કાંઈ બોલે નહિ છતાં ચિંતા કરવી, કોઇએ મારી ન હોય છતાં નાસી

જવું, ધણીની સાથે સૂતી વખતે તેના ઉપર પ્રેમનો ઉમળકો ન આણવો, એ બધાં અપલક્ષણ છિનાળ રાંડમાં જોવામાં આવે છે. તુકારામ કહે છે કે, દેવ જેમને દેખાતા નથી તેથી જેઓ છતી આંખે આંધળા છે, દેવનો મહિમા જેમને કાને સંભળાતો નથી તેથી જેઓ છતે કાને બહેરા છે અને મોઢે હરિનામ નહિ હોવાથી જેઓ ઘણા વાચાળ હોવા છતાં મૂંગા છે, એવા કેટલા બધા લોકો નરકના મહેમાન થઈ ચૂકયા છે !

૪૦૧૩–અલી ઓ બાઈ ! ચોટલો ગૂંથીને, અંબોડો વાળીને આંખોમાં કાજળ આંજીને ચાલ આપણે બજારમાં જઇએ. દીવાન પોતાના ઘરના આંગણામાં બાજઠના ઉપર બેઠા છે, તેની આગળ આપણે ગોળ કુંડાળામાં નાચીએ. આપણા માથા ઉપર જે દેવું ચડી ગયું હતું તે પેલા સાહેબે ઉતરાવી દીધું છે તેથી હવે વારેઘડીએ ધક્કા ખાવાનું રહ્યું નથી. ત્યારે હવે આપણે બજારમાં દુકાને દુકાને આંટા મારવાની જરૂરજ શી રહી ? આપણે બધી મળીને આપણા એક ધણીની આગળ નાચ કરીએ તે શું ખોટું ? માટે ચાલો, આપણે સૌ તેમજ કરીએ. જો એકજ જગ્યાએથી આપણને સર્વ પ્રકારનાં સુખ આવી મળતાં હોય તો પછી નકામા ચાળા કરીએજ શા માટે ? તુકારામ કહે છે કે, એકનુંજ શરણ લઇને ચિંતા, માયા એ બધાંનો ક્ષય કરી નાખીએ અને તેની આગળ આપણી મુશ્કેલીઓની ફરિયાદ કરીને તેની મદદ વડે આપણા મૂળસ્વરૂપના તરફ આપણે સૌ ચાલ્યાં જઈએ.

૪૦૧૪–હું મારા હાથમાં દોરડું લઈને નાચવા તૈયાર થયો છું અને સૌ નટોમાં હું સૌથી વધારે શૂરો છું. આથી કરીને હું માયામોહનો ત્યાગ કરીને સંસારથી આઘે જતો રહ્યો છું. એવું થવાથી હું આખા ત્રૈલોકયમાં શ્રેષ્ઠ નીવડયો છું. અલી ઓ વિઠા-

બાઈ માવડિ ! તું મારી સંગાથે ચાલ. સર્વ દેહ પંચભૂતાત્મક છે, પણ મંદિરના આંગણામાં મારો અને તારો મેળાપ થઇ ગયો છે એમ સમજીને તારા મનમાં કશી ગુપ્ત વાત દાબી રાખીશ નહિ. ચોરાશીલક્ષ યોનિઓમાં ભ્રમણ કરતાં કરતાં આખરે હું ચાલ્યો ચાલ્યો તારા ઘર આગળ આવી ઊભો છું અને તારા એક નામની ચિઠ્ઠી માગી લેવાને માટે મેં સમસ્ત સંસારનો ત્યાગ કરી દીધો છે. લાજશરમ તો મારામાં રહ્યાંજ નથી અને કોઈનો પણ ભય તો મારા મનમાં છેજ નહિ. ભ્રાંતિરૂપી વસ્ત્રને મેં ઉતારીને ફેંકી દીધું છે. આવી સ્થિતિમાં હું તારા મંદિરના મહાદ્વાર આગળ નૃત્ય કરૂં છું. હવે મારો દેહભાવ અવશિષ્ટ રહી શકેજ કેવી રીતે? આખી દુનિયાએ મારો ત્યાગ કરી દીધો છે એવો હું કુભાંડી છું. હવે મારે કોઇની ગરજ નથી અને મારે કોઈની બે આંખોની શરમ રાખવી નથી. હું તારે પગે ખૂબ જોરથી વળગી પડીને મારા મનની ઇચ્છાઓને પૂર્ણ કરી દઈશ. તુકારામ કહે છે કે, તારી પાસેથી મને નામરૂપી ચિઠ્ઠી મળી એટલે સંસાર તો મારી આગળથી ઓગળી ગયો છે. તેથી હવે હું મારા જીવની જરા પણ પરવા ન રાખતાં મારો અને તારો પૂર્ણ મેળાપ કરી દઈશ.

૪૦૧૫-તમામ જાતનાં વ્યસનોનો ક્ષય કરીને અને સંગમાત્રનો ત્યાગ કરીને હું તદ્દન નિઃસંગપણે નાચનારો નટ બન્યો છું. આથી કરીને હું સર્વત્ર એકસરખી રીતે દેવનેજ જોઉં છું. સર્વત્ર હુંજ વ્યાપી ગયો છું, તેથી હવે બીજાં કોઇને હું આવવા દેવાનો નથી. હવે રામનામનું કીર્તન કરવું એજ એક કર્તવ્ય મારે માટે બાકી રહ્યું છે. એ સિવાય મારે બીજા કશાની ગરજ રહી નથી. દ્રવ્યની અને કુટુંબીઓની મારે હવે કશી તમા નથી, તેમ મને મારા જીવની પણ પરવા નથી. આ મારો દેહ હવે ખાલી ખોખા જેવો થઈ ગયો છે. તેથી હવે મારે તેને વસ્ત્ર વડે

ઢાંકવાની પણ શી જરૂર? હવે મારે લાજશરમ પણ કોની રાખવી? કારણકે હું ચારે તરફ નજર કરૂં છું ત્યારે એક દેવના સિવાય બીજું કોઈ મારી નજરે પડતું નથી. આખી દુનિયામાં મારી નજરે દેવના સિવાય બીજું કોઈ છેજ નહિ. નાચનારા નટોની (વૈષ્ણવભક્તોની) સંગતિ વડે જગત મારી આંખ આગળથી અદૃશ્ય થઈ ગયું છે. તેમ થવાથી જગતનાથી આઘો રહ્યો રહ્યો હું સુખી થઈ ગયો છું. એ આનંદને લીધે મારા શરીરનો વર્ણ પલટાઇ ગયો છે અને મારો દેહભાવ પણ પહેલાંના જેવો રહ્યો નથી. ત્યારે હવે મારે લોકોની લજ્જા, ભય, શંકા એવુંતેવું રાખવાનું કારણજ શું? મેં મારો પહેલાંનો વેશ ફગાવી દીધો છે અને નવો વેશ ધારણ કર્યો છે, તેથી હવે મારો કોઇની સાથે કશો સંબંધ રહ્યો નથી. તુકારામ કહે છે કે, જેણે મને આ વેશ પહેરાવ્યો છે, તેના અનુભવમાં રત રહીને હું લોકોની વચમાં ઐકચભાવે રહીશ.

૪૦૧૬-મેં મારો સંસારજ નિર્મૂળ કરી નાખ્યો એટલે હવે હું નથી પુરુષ કે નથી સ્ત્રી. હવે તો હું લાજશરમને વેગળાં ફેંકી દઈને નિષ્કામ ભાવે લોકોથી અળગો રહું છું. હે રઘુરાય! તું હવે દોડતો આવ અને મને તારે ગામ તેડી જા. તારા સિવાય મારે બીજું કોઇ સગું નથી અને વહાલું નથી. લોકોની નિંદા, કટાક્ષવચન, સગાંસ્વજનના તોછડા બોલ એ બધાંને હું તારે ખાતર સહન કરી લઉં છું. મારા સગા ભાઈઓથી પણ તારે લીધે મારે છેટું પડી ગયું છે. તુકારામ કહે છે કે, મેં લોકલજ્જાનો ત્યાગ કર્યો છે અને એવી રીતે આ સંસારના બજાર વચ્ચે રહ્યાં રહ્યાં પુષ્કળ લોકોના સમુદાય સહિત મને તું તારે ઘેર તેડી જા એવો સંદેશો મેં તને કહેવડાવ્યો છે.

૪૦૧૭-આજનો દિવસ તો મારે મનથી સોનાનો ઊગ્યો છે.

ધન્ય છે આજનો શુભ દિવસ ! સંતોની પંગતમાં બેસીને મને આજે ઉત્તમ સુવ્યવસ્થાપૂર્વક પરમાર્થનું ભોજન જમવાનો સુયોગ મળી આવ્યો. રામકૃષ્ણના નામસ્મરણથી મારામાં પ્રેમાનંદનો આવિર્ભાવ થયો છે અને તેમાં મારી વૃત્તિઓ મોહિત થઈ ગઈ છે. તુકારામ કહે છે કે, આ ભગવતચિંતનરૂપી શિરામણ ખૂબ સ્વાદિષ્ટ અને રસપૂર્ણ થયેલું હોવાથી મને તે રુચિકર લાગે છે.

૪૦૧૮–હે રખુમાબાઈ! તમે જરા મારે સારૂ દેવની આગળ થોડી સિફારસ તો કરો. દેવને તમે કહો તો ખરાં કે હવે તુકાને કઈ વાતની બાકી રહી છે કે જેથી મોડું કરો છો ? તેને સારૂ વહેલા વહેલા તેડું મોકલાવોને ! ફક્ત એકજ કોળિયા અન્નની ઇચ્છા રાખીને હું વાટ જોતો બેસી રહ્યો છું એમજ સમજી લેજો. તુકારામ કહે છે કે, પ્રેમનું દાન દઇને મારો સંદેશવાહક પાછો આવ્યો છે, માટે હવે વિઠોબાનું સ્મરણ કરવું એજ કર્તવ્ય છે.

૪૦૧૯–હવે હું મારે કપાળે હાથ દઇને બહારની બાજુએ શ્રીહરિની વાટ જોતો બેઠો છું. મારૂં ચિત્ત અને મારી નજર બેઉ પંઢરપુર જવાના માર્ગ ઉપર ચોટી ગયાં છે. પાંડુરંગ જે મારાં માબાપ છે તેમને હું એક દિવસ મારી પાસે આવીને ઊભેલા દેખીશ, એવું મારા મનને થયા કરે છે. ઘડીઓ ઉપર ઘડીઓ વીતી જાય છે, દિવસ ઉપર દિવસ વહી જાય છે અને તેમની ગણતરી હું મારી આંગળીઓના વેઢા ઉપર કર્યે જાઉં છું. મારી ડાબી આંખ ફરકવા લાગી છે અને મારા જમણા હાથમાં સ્ફુરણ થાય છે. હું મારા દેહભાવનો પરિત્યાગ કરીને તમારૂં દર્શન કરવા અધીરો થઈ ગયો છું. પથારીમાં સૂતાં પણ મને ચેન પડતું નથી. બીજા કોઈ પણ વિષયમાં મને હવે રસ પડતો નથી. મારા ઘરસંસારનું મને ભાન રહેતું નથી અને મારાં ભૂખતરશ ઊડી ગયાં છે

તુકારામ કહે છે કે, પંઢરપુરની વાટે મને તેડી જવાને સારૂ આવેલા તે બાળકને હું કદી જોઇ શકીશ ખરો? અરે! તે ઉજમાળો દિવસ ક્યારે ઊગશે?

૪૦૨૦–હે પંઢરીરાય! મારો એવો વખત આવે કે હું તમારી નોકરી કરૂં અને તેના બદલામાં હું તમારી પાસે ખાવાનું માગું! ત્યારે તો ધિક્કાર હોજો એવા જીવતરને! અરે વિઠોબા! તું મારી પાસે વધારે શું કહેવડાવે છે? તારા મહદ્ભાગ્યને લીધે શુભ અને અશુભ સુધ્ધાં સુફલદાયી નીવડી ચૂક્યાં છે. મારા હૃદયમાં નિત્ય સંસારને વિષેનો ભય લાગ્યાજ કરે છે. આના કરતાં તો મરણ વધારે સારૂં તો ખરૂં, પણ આવી વિટંબણા જોઇએ શા સારૂ? તુકારામ કહે છે કે, હે દેવ! હું તારો શરણાગત થયા પછી બીજા કોઇને શરણે જવાનો મારે વખત આવે તો તેમાં કોને શરમાવું પડશે, તે તમે કેમ સમજતા નથી?

૪૦૨૧–જે ઘડીએ મેં જે જે ઇચ્છા કરી હશે તે બધી તેણે પૂર્ણ કરી દીધી છે. મારી કૃપાળુ પાંડુરંગાના જેવી મા બીજી કોણ હોય તે કહો. તે જ્યાં આપણને પોતાની કેડે બેસાડી દે એટલે પછી આપણને કશાની ઊણપ રહેજ નહિ. તુકારામ કહે છે કે, તે આપણા અનુભવરૂપી મુખની અંદર બ્રહ્મરસના કોળિયા દે છે.

૪૦૨૨–હું પતિત છું–હું પતિત છું–હું પતિત છું, પણ તું મને તારી સત્તા વડે પુનિત કરજે. મારૂં ચિત્ત શુદ્ધ નથી. મારી બુદ્ધિ તમારા ચરણમાં સ્થિર થતી નથી. તુકારામ કહે છે કે, મારો દેહ તો તમામ પ્રકારના અપરાધનોજ બનેલો છે તે મારે તમને કેટલી વાર કહેવું પડશે?

૪૦૨૩–મારા દેહના અવસાનનાં ચિહ્ન જોઇને મેં હરિકથાના સાહિત્યનો આધાર લીધો છે. એટલા માટે હે પાંડુરંગ! મારી

ઇન્દ્રિયોને નબળી પડવા દઈશ નહિ. તારે જોઇએ તો મારા આયુષ્યમાંથી અમુક વર્ષ ઓછાં કરજે, પણ તારા કીર્તનમાં મારો જે પ્રેમ છે તેને તો તું તેવો ને તેવોજ રહેવા દેજે. તુકારામ કહે છે કે, કીર્તનસેવા નહિ કરવાથી જે નુકસાન થાય છે તેના કરતાં વધારે હાનિની હું કલ્પના કરી શકતો નથી.

૪૦૨૪–હે પંઢરીરાય ! મારી કાયા ગળવા લાગી તે બહુ સારૂં થયું. શ્રીહરિનું રૂપ મનમાં પેઠા પછી ત્યાંજ વસી ગયું છે. છેવટે મારી જે સ્થિતિ થવાની છે તેના ઉપર મારી પ્રીતિ સ્થિર થઈ ગઇ છે. તુકારામ કહે છે કે, નારાયણના સ્મરણમાં રસ પડવાથી તેના વડેજ મારૂં પેટ ભરાઈ જાય છે.

૪૦૨૫–રત્નજડિત સિંહાસનના ઉપર દેવ પોતાની મેળે જઈ બેઠા છે. રાણી રુકિમણી તેમની નજીક છે અને તેમની બેઉ બાજુએ બે સેવક હાથમાં મોરપિચ્છના પંખા હલાવી રહ્યા છે. નાના પ્રકારના ભોગવિલાસની સામગ્રીઓ લાવીને હાજર કરી દેનારી અષ્ટમહાસિદ્ધિઓ તેમનું દાસત્વ કરવા ઊભેલી છે. તુકારામ કહે છે કે, હું મારા હાથમાં શ્રીહરિની પાદુકા લઇને તેમની આજ્ઞાનું પાલન કરવા માટે તાબેદાર દાસ થઇને ઊભો રહ્યો છું.

૪૦૨૬–શ્રીહરિના મુગટમાં હીરા શોભાયમાન દેખાય છે અને તેમાં માણેક તો એટલાં બધાં જડયાં છે કે જાણે માણેકની આખી ખાણજ અહીં આવી પડી છે. નારાયણનું મુખ પણ આનંદને લીધે સુશોભિત દેખાય છે. કોટિકોટિ પૂર્ણિમાના ચંદ્રના તેજના સમાન શ્રીહરિની લીલા પણ તેજસ્વી છે. તુકારામ કહે છે કે, તેમનું સ્વરૂપ એકજ વાર જોયાથી દૃષ્ટિ તૃપ્ત થઈ જાય છે અને ફરીથી પ્રપંચના તરફ વળતીજ નથી.

૪૦૨૭–મારા હાથ ઊંચા કરીને મેં લોકોને કહી સંભળાવ્યું

છે કે, દેવ સિંહાસન ઉપર બેઠા છે અને જે કોઈ યાચક થઈને તેમની પાસે આવે છે તે તૃપ્ત થઈ જાય છે. એકના ઉપર પૂરો વિશ્વાસ રાખ્યાથી ઘણા જણની ઇચ્છાઓ પૂર્ણ થઈ ગઇ છે. તુકારામ કહે છે કે, હું દેવના પ્રતિ અને જગતના પ્રતિ મારી ફરજ બજાવવામાં ચૂક પડવા દેતો નથી.

૪૦૨૮-ગમે તેટલો યત્ન કરવો પડે તો તે કરીને જે પોતાનો જીવ દેવને સમર્પણ કરી દે છે તેજ ખરેખરો દૃઢ કહેવાય છે. એવા લોકો ભવનદીની પેલી પાર નિશ્ચયપૂર્વક ચાલ્યા જાય છેજ. જેઓ શ્રીહરિના ઉપર વિશ્વાસ રાખે છે તેમના જન્મને ધન્ય છે. દેવનો વાસ પણ એવા લોકોના હૃદયમાં હોય છે. તુકારામ કહે છે કે, ભોળા અને ભાવિક ભક્તો દેવને પોતાને વશ કરી લે છે.

૪૦૨૯-જેમના ચિત્તમાં દેવના પ્રતિ પ્રેમ હશે તેમને હું આશીર્વાદ દઉં છું કે, તેમનું કલ્યાણ થાઓ! તેઓ કુશળ રહો અને દેવના પ્રતિ તેમનો પ્રેમ ઉત્તરોત્તર વધતો જાઓ. જેમની પાસે શ્રીહરિની પ્રેમભક્તિરૂપી સંપત્તિ હોય તેમને મારા નમસ્કાર છે. તુકારામ કહે છે કે, મારી તમામ આશા શ્રીહરિના ભક્તો ઉપરજ છે.

૪૦૩૦-હું આ પદમાં દર્શાવેલા કાર્યને અર્થે મારી વાણીનો વ્યય કરવા ઇચ્છું છું. હું જે કાંઇ કહું તે સૌ સાંભળજો. હરિના ભક્તો એજ મારાં કુશળક્ષેમનાં ધામ છે. તેમની સાથે વાર્તાલાપ કરવાથી મારા મનનું સમાધાન થઇ જાય છે. જેઓ મારા પરલોકની યાત્રાના સાથીઓ છે તેમનાં જાતિકુળના સંબંધમાં હું કશો વિચાર કરતોજ નથી. તુકારામ કહે છે કે, તે બધા હરિના ભક્તો ધૈર્યવાન અને નિર્મળ ચિત્તવાળા છે.

૪૦૩૧-'તું બીશ નહિ' એવું કહીને સંતોએ મને સાંત્વન

દીધું હતું, તેથી કરીને મારા ચિત્તનું સમાધાન થઇ ગયું. હે નારાયણ ! તારા પ્રત્યે મારા મનમાં જે પ્રેમરૂપી રસ છે તે ક્ષીણ ન થાય એટલી કૃપા કરજે. મારા ભાગમાં જે યોગ્ય કર્તવ્ય આવી પડયું છે તેને પૂર્ણ કરવાને સારૂ હું તારા ચરણ આગળ ઊભો છું. તુકારામ કહે છે કે, મારી વૈખરી વાણી તારી સ્તુતિ કરે છે અને મારી બોબડી જીભ વડે હું તારી સ્તુતિનાં પદ ગાઉં છું.

૪૦૩૨–હે દેવ ! હું મંત્રજ્ઞાન રહિત અને સત્કર્મહીન છું, તેથી કરીને મારી પાસેથી શુદ્ધ આચારની આશા રાખશો નહિ. મને તમારો સેવક બનાવીને તમારી પાસે રહેવા દેજો અને મારી આખરની ઘડીએ મારા ઉપર કૃપા કરજો. અનેક જગ્યાએ ભટકી વળ્યા પછી મારો ભાવ તમારામાં સ્થિર થયો છે. તુકારામ કહે છે કે, હે દેવ ! હવે મારા મનમાં કશી બાબતની ઇચ્છા કે ઉત્કંઠા રહેવા પામીજ નથી.

૪૦૩૩–હે લક્ષ્મીપતિ ! તમે મારી એક વાત સાંભળો એવી આ ગરીબની વિનંતી છે. હરિકથા વખતે જ્યારે હું હાથ જોડીને ઊભો રહું, ત્યારે તમારે મારી પાસે આવવું. બસ, આ સિવાય મારે તમારી પાસે બીજું કાંઇજ માગવું નથી. મારૂં આટલું કહેણુ તેથી કરીને તમારે માનવુંજ જોઇશે. તુકારામનો બંધુ કહે છે કે, હે દેવ ! મારો આટલો બોલ તમે પાછો ઠેલતા નહિ.

૪૦૩૪–હે મનુષ્યો ! તમારી દુર્દશા થવાની ઘડી આવી લાગી છે, માટે હવે તમે સાવધાન થઇ જાઓ. વિશ્વંભર દેવનું સ્મરણ કરવામાં તમે ખૂબ રસ લેતા થઇ જાઓ અને મોઢેથી નામ-સ્મરણ કરતાં કરતાં હાથે તાળીઓ વગાડજો. તમારો આ દેહ જો પડયો તો પછી તમને દેવના ચરણ કદી સાંપડનાર નથી. તુકારામનો બંધુ કહે છે કે, હવે એ વાતને બહુ થોડો વખત બાકી રહ્યો છે.

૪૦૩૫-હે દેવ! મને મધુર સ્વરથી ગાતાં આવડતું નથી અને હું ઠીક કરીને બોલી પણ જાણતો નથી. હું તો મન, વાણી અને કાયા વડે સર્વતોભાવે તમારો શરણાગત થયો છું. હે હરિ! જો તમારે તમારૂં પતિતપાવનપણાનું બિરદ સાચું પાડવું હોય તો મારો અંગીકાર કરજો. મને તમારાથી આઘો કાઢશો નહિ. હું ભક્તિભાવ પણ કરી જાણતો નથી. ફક્ત હું પોતાને તારો સેવક કહેવડાવું છું. તે છતાં તું જો મારો ત્યાગ કરીશ તો તેમાં કોને શરમાવું પડશે? તારે કે મારે? તુકારામનો બંધુ કહે છે કે, હે દેવ! મેં તારા ચરણ પકડી રાખ્યા છે, ત્યારે હવે તારા સિવાય મારે બીજા કોનો આધાર છે?

૪૦૩૬-હે દેવ! તુંજ મારી મા, મારો બાપ, મારો ભાઈ, મારો મિત્ર અને મારા જીવનો અત્યંત નિકટનો આપ્તજન છે. મારૂં ધન પણ તુંજ અને મારૂં સર્વસ્વ પણ તુંજ. ત્યારે હવે તારા સિવાય બીજા કોઈને હું માનતોજ નથી. આવું સમજીને મેં મારા યોગક્ષેમનો સઘળો ભાર તારા ઉપર નાખી દીધો છે. મારી ક્રિયા, મારાં કર્મ, મારો ધર્મ અને મારી કુળદેવી અથવા મારા કુળદેવતા, જે કહો તે તુંજ છે. મારૂં તપ, મારૂં વ્રત, મારૂં તીર્થ અને મારૂં બધું એક તુંજ છે. તુકારામનો બંધુ કહે છે કે, હે દેવ! ભાવ, ભક્તિ, પૂજા, નમસ્કાર એ પણ તુંજ છે અને તે તે કાર્યોનો કર્તા પણ તુંજ છે.

૪૦૩૭-હે દેવ! તારા પ્રેમને ઠીક કરીને તું મારા હૃદયમાં સ્થિર કર. આ બાબત મારા મનમાં મોટી મોટી આશા રાખીને હું તારા આગળ દાન માગવાને આવ્યો છું. હું એટલું માગું છું કે, જે ઘડીએ હું તારૂં સ્મરણ કરૂં તે ઘડીએ તું પ્રેમપૂર્વક આવીને મારી સેવા ગ્રહણ કરજે. તુકારામનો બંધુ કહે છે કે, હે દેવ! મને

તારી ભાવભક્તિને વશ કરી દેજે.

૪૦૩૮-હરિકીર્તનના આનંદમાં હું તાળી વગાડું, નામ-કીર્તન ગાઉં અને તેની મસ્તીમાં સૌ વિષયો પ્રતિ ઉદાસીન બની જઈને નૃત્ય કરૂં. આ બાબત હું મારા મનમાં કોઈનો પણ ભય, લજ્જા કે શંકા રાખનાર નથી. મારી તમામ આશાતૃષ્ણાને ફગાવી દઈને હું આશા રહિત થઈ ગયો છું. આખા વિશ્વમાં જે સૌથી બળવાન છે, જે સૌથી શ્રેષ્ઠ છે અને જે સર્વ પ્રકારના ભોગ, સિદ્ધિઓ અને ચતુર્વિધા મુક્તિના દાતા છે તેજ મારા મદદગાર થયા છે, પછી મારે બીજા કશાની શી તમા ? આથી હું કોઈનો પણ ભય ન રાખતાં, મારા મનમાં આવે તેવા શબ્દોરૂપી તીક્ષ્ણ બાણો-નો માર મારી અને તેમ કરીને દુર્જનોનો નાશ કરી કળિકાળનું માથું ભાંગી નાખીશ. તુકારામનો બંધુ કહે છે કે, મને મારા જીવનીજ જ્યાં દરકાર નથી, ત્યાં પછી બીજાની તો વાતજ શી ?

૪૦૩૯-આ દેવ પોતાના વૈકુંઠનો ત્યાગ કરીને અહીં એક ઈંટ ઉપર સુંદર રીતે ઊભા રહ્યા છે. આખા જગતમાં જે સૌ બળવાન યોદ્ધાઓમાં શ્રેષ્ઠ છે તે દેવ પુંડલીકરાયને મળવાને માટે ચાલ્યા આવ્યા છે-જરૂર, તેટલા માટેજ ચાલ્યા આવ્યા છે. તે પોતાની કેડે હાથ દઈને ચંદ્રભાગાને કિનારે ઊભા રહ્યા છે. તે સૌનાથી નિરાળા છે. તુકારામનો બંધુ કહે છે કે, તેના નામના જયજયકાર થઈ રહ્યા છે અને તેનાથી આકાશ પરિપૂર્ણ થઈ ગયું છે.

૪૦૪૦-સર્વ ગોપીઓના પતિ પોતાના ભક્તોના પ્રતિ આવા કૃપાળુ છે. ભક્તોની હાંકની વાટ ન જોતાં અને 'અમારે બારણે આવીને ઊભા રહો' એવા ભક્તોના કહેણની વાટ ન જોતાં તે વગર કહ્યે ભક્તોનાં બધાં કામ કરી વળે છે. જેમના હૃદયમાં શુદ્ધ ભાવ છે તેમના ચરણની રજનો સ્પર્શ કરવાને સારૂ તે પોતાનું માથું

આગળ ધરે છે. તુકારામનો બંધુ કહે છે કે, અરે ! તમે આ ભોળા રાજા જેવા તે દેવનું શા માટે ભજન કરતા નથી ?

૪૦૪૧–પંઢરીનાથે મારો અંગીકાર કર્યો છે. હવે તો હું કાળને મચ્છરના જેવો તુચ્છ સમજું છું. ત્યારે તેનું મારી આગળ શું ચાલવાનું છે ? કામક્રોધાદિ વિકારોને લીધે મને જે ભય ઉત્પન્ન થતો હતો તેને દેવે મારા હૃદયમાંથી કાઢી નાખ્યો છે અને તેની જગ્યાએ તેમણે પોતાનાં થાણાં બેસાડી દીધાં છે. તેથી કરીને હવે કોઈની પણ મગદૂર નથી કે મારા અંગ ઉપર હુમલો કરી શકે. મારો દૃઢ વિશ્વાસ જામી ગયો છે કે, હવે હું મારા ઉપર કોઈને પણ આક્રમણ કરવા દેનાર નથી. તુકારામનો બંધુ કહે છે કે, દેવે મને આવા શ્રેષ્ઠ સ્થાને બેસાડી દીધો છે ત્યારે હવે મારે કોઈ વાતની ચિંતા કરવાનું કામજ શું ?

૪૦૪૨–હે દેવ ! તમારી આજ્ઞા વિના હું વધારે પડતું બોલી ગયો છું અને જે પ્રકટ થયું ન હતું તેને મેં પ્રકટ કરી દીધું છે; ત્યારે હવે હે કૃપાળુ દેવ ! તમે મોડું ન કરશો. હે પુરુષોત્તમ ! હું તારો છું, એવું હું કહું છું અને તે છતાં જો તું મારો ભાવ નહિ પૂછે તો તારો પતિતપાવનપણાનો ટેક જૂઠો ઠરશે, તેનો તું વિચાર કરી રાખજે. જે અન્યાય થવો જોઈતો ન હતો તે અણસમજથી થઈ ગયો છે, ત્યારે તેને મનમાં ન લાવતાં ગમે તે ઉપાયે તારે મારૂં રક્ષણ કરવું જોઇશે. તુકારામનો બંધુ કહે છે કે, હું નઠારો છું તેની તને જો લાજ આવતી હોય તો તારે જાણવું જોઇએ કે ઊંચા ઝાડનેજ પવનના તોફાનનો ધક્કો લાગે છે. એમ સમજીને તારે ગરીબોની વહાર કરવી ઘટે છે.

૪૦૪૩–હે દેવ ! રસોઈ તૈયાર કરીને રુકમાબાઇ તમારી વાટ જુએ છે. તમારે નાહવાને સારૂ પાણીના દેગડા ચૂલા ઉપર ઊકળે

છે. ત્યારે હવે તમારે પગે સુગંધી પદાર્થોનું મર્દન કરી લેવા દો. હે પાંડુરંગ! તમારો જમવાનો વખત થઈ ગયો છે, માટે હવે વધારે મોડું ન કરતાં જલદી ઊઠીને ઊભા થાઓ. હાથમાં પાણીનો કળશ લઈને તમને આચમન કરાવવાને સારૂ ગોપિકાઓ ઊભી થઇ રહી છે, તે બધીજ તમારી સેવા કરવામાં તત્પર છે. વળી ઉદ્ધવ અને અક્રૂર પણ તમારા ચરણની સેવા કરવા આવ્યા છે. તમારે સારૂ નાના પ્રકારનાં સુગંધી પુષ્પોની શય્યા બિછાવી છે. તમારા શયન-ગૃહમાં નાના પ્રકારના રત્નદીપક પ્રકટાવ્યા છે, તમારે સારૂ સુગંધી પાનનાં બીડાં અને બીજા સુગંધી પદાર્થો રકાબીમાં તૈયાર કરી રાખ્યા છે. તુકારામ કહે છે કે, હું જ્યારે આવી વિનંતી કરૂં છું ત્યારે પંઢરીનાથ મારા ભણી જુએ છે. માટે સૌ સાવધાન થઇને ઊભા રહેજો એવું હું કહી રાખું છું.

૪૦૪૪–હે મનુષ્યો! નારાયણ ઊઠીને ઊભા થયા છે, માટે તમે બધા ઊભા થઇ જાઓ. તેમને જોઇને મુનિજનોને અને ત્રૈલો-ક્યને હર્ષ થયો છે. માટે તમે હવે કરતાલ, મૃદંગ વગેરે વાદ્યોનો ઘોષ કરો અને મોઢેથી 'જય જય' શબ્દની ગર્જના કરો. તમારા બેઉ હાથ જોડીને દેવના ચરણ ઉપર મસ્તક નમાવીને તેમના શ્રી-મુખનું તમે આદર સહિત દર્શન કરો. તુકારામ કહે છે કે, તમારાં સુખદુઃખ વિષે તમારે જે કાંઇ તેમને કહેવું હોય તે કહી દો અને મનમાં જે કાંઈ માગવાની ઇચ્છા હોય તે માગી લો.

૪૦૪૫–વનમાળી જ્યારે ઊઠીને ચાલવા માંડે છે ત્યારે તેમના પગ નીચે બેવડું ત્રેવડું વસ્ત્ર પાથરવામાં આવે છે અને તેના ઉપર પગ દઇ દઇને તે પોતાનાં કુંકુમવર્ણાં પગલાં પાડતા પાડતા ચાલે છે. હે મનુષ્યો! જે ચરણને પ્રતાપે પાણીમાં પથ્થર તરી ઊઠ્યા, તે ચરણની રજકણને તમે તમારે માથે ચઢાવીને તેને વંદન કરો.

દેવ જ્યારે ચાલવા માંડે, ત્યારે તમે બધા બે બાજુએ બે લાંબી હારમાં ઊભા રહેજો અને વચમાં તેમને જવાનો રસ્તો રહેવા દેજો. પછી તેમની પાછળ પાછળ તમે વ્યવસ્થાસર ચાલ્યા આવજો અને નકામી વાતચીત કરતા નહિ. તુકારામ કહે છે કે, હું આગળ આગળ ચાલતો જઇશ અને તમને સાવધાન કરતો રહીશ, તેમજ દેવના શયનમંદિરનાં બારણાં ઊઘડ્યાં છે કે નહિ, તે હું તમને કહીશ.

૪૦૪૬–ચાલો, હરિ પોતાના શયનગૃહમાં ગયા છે, માટે તમે હવે ધીરજ રાખીને જરાવાર સ્થિર થઇને ઊભા રહો. તમારા ઇચ્છેલા ફળની તમને પ્રાપ્તિ થશેજ. તમે ઉતાવળ ન કરતાં એક ક્ષણવાર નિવૃત્તિ રાખીને બેસી રહેજો. મારૂં આટલું વચન તમે લક્ષમાં લેજો. લક્ષ્મીજી, દેવને શરીરે ચોળવાના સુગંધી લેપ તેમને શરીરે ચોળે છે, પછી તેલમર્દન કરીને તેમને સ્નાન કરાવે છે અને પછી વસ્ત્ર વડે તેમનું અંગ લૂછે છે. દેવ અંગે કિનખાબની કિનારી-વાળું પીતાંબર પહેરે છે અને જે ઠેકાણે તેમને સારૂ ભોજનનો થાળ પીરસીને રુક્માબાઇ તેમને જલદી પધારવાની વિનંતી કરતાં ઊભાં છે, ત્યાં પોતે જઇને ભોજન કરવા બેસી જાય છે. દેવે જમી-પરવારીને આચમન કર્યું. પછી આનંદપૂર્વક પલંગ ઉપર જઇને પોઢી ગયા. તુકારામ કહે છે કે, સૌના મનમાં જે હતું તેજ હું કહું છું.

૪૦૪૭–અહો રખુમાબાઈ માતા ! સનકાદિક ઋષિઓ જમી-પરવાર્યો પછી તેમની થાળીઓમાં જે કાંઇ વધ્યું હોય તેમાંથી મને થોડુંક આપો, એટલી મારી તમને વિનંતી છે. હું એ પ્રસાદની આશાએ બહાર વાટ જોતો બેઠો છું. તેથી મને એક કોળિયો પણ જરૂર આપો. તે અમે સૌ વહેંચી લઈશું અને તેટલાથી પણ તૃપ્ત થઈ જઈશું. હે મારા દાતાર દેવ ! હું તમારા નામ ઉપર વિશ્વાસ રાખીને મોટી આશાઉમેદ સહિત અહીં સુધી ચાલ્યો

આવ્યો છું. તુકારામ કહે છે કે, મારી આવી વિનંતી સાંભળીને દેવે પ્રેમયુક્ત સંદેશો કહેવડાવ્યો છે, માટે હવે તમે સૌ વિઠ્ઠલના નામનો ઉચ્ચાર કરો.

૪૦૪૮–આ રીતે સૌને દેવનો સંદેશો કહી સંભળાવીને બધાના મનનું સમાધાન કરીને, લોકોના કોલાહલને શાંત કરી દઇને તુકો દેવની પાસે જઇને ઊભો અને તેમના કાલાવાલા કરવા લાગ્યો કે, " હે દેવ ! હવે તમે રખુમાબાઇની સાથે પલંગ ઉપર શયન કરો અને હું વીણા અને કરતાલ લઇને તમારા ચરણની સેવા કરવા હાજર થયો છું." તુકારામ કહે છે કે, હે પાંડુરંગ ! હવે આ મારાં બોબડાંતોબડાં વેણ તમે આદર સહિત સાંભળજો.

૪૦૪૯–તમારી સમીપ ઊભા રહીને ગાયન ગાવાં અને નૃત્ય કરવું એજ મારો મુખ્ય ઉદ્યમ છે અને તેમ કરતાં મારા અંતઃકરણમાં જે ભાવ ઉત્પન્ન થાય છે તે, હું તમારી આગળ નિવેદિત કરૂં છું. તમને હવે આંખમાં ઊંઘ આવવા લાગી છે, તે તમારી આજ્ઞાને હું મારી સાહજિક વૃત્તિ વડે સમજી જાઉં છું અને તેથી હું મારો જીવ તમારા ઉપર ઓવારી નાખું છું. આવા એકાંતસ્થાનમાં હું ખૂબ પ્રેમ સહિત, સુસ્વરયુક્ત, મધુર અને કોમળ પદરચનાવાળાં ગાયન ગાઇશ. તુકારામ કહે છે કે, હે દેવ ! તમે આખા જગતને ઉદારતાથી દાન દેવા સમર્થ છો, તેથીજ તમે અમારો પ્રપંચનો બોજો અમારા માથા ઉપરથી તદ્દન ઉતારી દો છો.

૪૦૫૦–હે દેવ ! પોતાના ભક્તોને મનવાંછિત વસ્તુનું દાન દેતાં અને તેમના અભિમાનને તમારા ઉપર લઈ લેતાં તમને ભારે શ્રમ પડ્યો હોય એવું લાગે છે. હે અનંતમૂર્તિ દીનાનાથ ! દીનજનોનો ઉદ્ધાર કરવાનું તમારૂં બિરદ તમને શોભા આપે છે. હે હરિ ! અનેક ભક્તોએ તમારી અનેક પ્રકારે સ્તુતિ કરી છે. જે જે

ભક્તે જેમ કહ્યું, તેમ તમે દરેક ઠેકાણે જઈને જગતને ભરી દીધું છે. તુકારામ કહે છે કે, હે કુટુંબવત્સલ દેવ ! તારો આવો મહિમા કોણ જાણી શકે એમ છે ?

૪૦૫૧–હે મારા સ્વામિ ! તમને બહારની ઉપાધિને લીધે ઘણો શ્રમ કરવો પડે છે. માટે ઊઠો, હવે જરા આરામ કરો. થોડીક નિદ્રા લો. પલંગ ઉપર બિછાનું પાથરીને રૂકૂમાઈ તમારી વાટ જોયા કરે છે. હે પુરુષોત્તમ ! મેં જે અત્યાર સુધી લવારો કર્યો તે બદલ તમે મને ક્ષમા કરજો. તુકારામનો બંધુ કહે છે કે, હે નારાયણ ! હું તમારા ચરણ ઉપર મારું મસ્તક મૂકી રાખું છું.

૪૦૫૨–હવે અમને પ્રસાદ તો મળી ગયો, માટે હવે અમે અહીંથી ઊઠી જઈએ તેજ ઠીક કહેવાય. અમે અમારાં ભાવભક્તિ વડે જે શ્રમ કર્યો છે તે તમે જાણી ગયા છો. હે ગોપાળ ! હે મારા સ્વામિ ! ત્યારે હવે તમે સુખેથી નિદ્રા કરો. અમારા મનોરથ પૂર્ણ થઈ ગયા છે તેથી અમે પણ અમારે ઘેર ચાલ્યા જઈશું. અમારાં શુભઅશુભ કર્મોના દોષની પીડાનું નિવારણ કરાવવાની અમને ગરજ હતી અને તેટલા વાસ્તે અમે તમને જગાડ્યા હતા. તુકારામ કહે છે કે, તમે ભોજન કરી લીધા પછી તમારી થાળીમાં જે વધ્યું હતું, તે ઉચ્છિષ્ટનો પ્રસાદ પણ અમને મળી ગયો છે. આપણા બેઉની વચ્ચે જે ભેદભાવ છે તેનો હજી કશો નિવેડો થયો નથી.

૪૦૫૩–શબ્દોરૂપી રત્નોનાં ઘરેણાં ગાંઠીને તેમના વડે મેં વિશ્વંભરનું પૂજન કર્યું છે. ભાવભક્તિનાં ભોજન તૈયાર કરીને મેં તેમનું નૈવેદ્ય નારાયણને ધરાવીને તેમને જમાડ્યા છે. મેં બધાજ સંસારને તેમના હાથમાં સોંપી દીધો છે અને તે સર્વાર્પણભાવ વડે મેં દેવને આચમન કરાવ્યું છે. દેવને મુખશુદ્ધિ કરવાના પાન-સોપારીની જગ્યાએ મેં મારૂં મન તેમને સમર્પણ કરી દીધું છે.

મારી ઇન્દ્રિયો શ્રીહરિના રંગથી રંગાઈ ગઈ છે. એ ઉત્કૃષ્ટ રંગવાળું પાનનું બીડું તમને આપીને તમારા મસ્તક ઉપર મેં તુલસીપત્ર ચડાવ્યું છે. મારા એકાગ્રભાવસ્થિત મારા નિરંજન આત્મારૂપી દીપક મેં સળગાવ્યો છે અને દેવને બેસવાને સારૂ મેં મારા દેહનું આસન બિછાવી દીધું છે. તુકારામ કહે છે કે, આ પ્રમાણે પૂજન કરીને મેં મારા હૃદયરૂપી નિજમંદિરમાં દેવને પોઢાડી દીધા છે અને હું મૌન ધારણ કરીને તેમના ચરણનું સેવન કરૂં છું.

૪૦૫૪–ત્યાર પછી તુકો ઊઠીને તેની પોતાની રહેવાની જગ્યાએ ચાલ્યો ગયો. તેથી કરીને દેવસ્થાનમાં દેવ એકલાજ રહી ગયા. સ્વામીની આજ્ઞાથી મારા ચિત્તનું સમાધાન થઇ ગયું હતું, તે મને-તેમના સેવકને ઘણું આશ્ચર્ય જેવું લાગતું હતું. શેષશય્યા ઉપર હરિ પોઢી ગયા છે. કશું કામકાજ તો બાકી રહ્યું નથી. તુકારામ કહે છે કે, બધી મંડળીને મારી સાથે તેડી લઇને હું બહાર નીકળી આવ્યો અને ત્યાં ઊભેલા લોકોને મેં કહી દીધું કે, દેવ પોઢી ગયા છે.

૪૦૫૫–દસ ઇન્દ્રિયોના વિજયરૂપી ઉત્તમ દશેરાનું મુહૂર્ત તમને આવી મળ્યું છે. એ મુહૂર્ત ઘણુંજ દુર્લભ છે. માટે હવે તમે તમારા હૃદયમાંજ હરિનું ધ્યાન ધરીને તેમના નામનો જયજયકાર ગજવજો. આ વાતમાં કોઇએ આળસ કરવું નહિ એવું હું નાનાંમોટાં સૌને કહું છું. તમે પ્રકૃતિના દાસ થઇને એકવાર તેના પ્રવાહમાં તણાઈ જતા હતા, પણ હવે તમે તમારા હાથમાં આરતી લઇને દેવને વધામણાં દેવા ચાલ્યા આવો. કારણકે આજે હરિ સીમોલ્લંઘન કરવા સારૂ બહાર નીકળ્યા છે. તેમના શ્રીમુખનાં હું ઓવારણાં લઇને તેમના ચરણની સાથે મારૂં મસ્તક અડકાડીને તેમને વંદન કરૂં છું. અમને ઘેર બેઠાં દેવ આવી મળ્યા છે. દશે-

રાનું મુહૂર્ત એ તો અક્ષત મુહૂર્ત છે. એ દહાડે જે કામનો આરંભ કરીએ તે નિર્વિઘ્નપણે સમાપ્ત થઈ જાય છે. બાકીનાં મુહૂર્ત તો જેવાં ને તેવાં આવે છે ને જાય છે, માટે આગળપાછળનો વિચાર ન કરતાં બધાં હાથમાંનાં કામ પડતાં મૂકીને તમે હરિની સાધનાના કામ પાછળ લાગી જાઓ. ખૂબ પ્રયત્ન કરીને તમે તેમને તમારા ચિત્તની અંદર ધારણ કરી રાખો. જે કોઈ આ વિષયનું શ્રવણ કરે, તેણે ઉપર કહ્યા પ્રમાણે સાધના કરવી અને ઉતાવળિયાપણું કરવું નહિ. કારણકે આ સુખ એવું દુર્લભ છે કે, તમને તેનો સ્વાદ સ્વપ્નમાં પણ કદી આવી મળવાનો નથી. આ પ્રમાણે નહિ કરો તો પાછળથી તમારે પસ્તાવો કરવો પડશે. આવા મુહૂર્તને જે પોતાના હાથમાંથી ગુમાવશે તેના દુર્ભાગ્યનો કાંઈ પારજ નથી, એવું એક વાર નહિ પણ ત્રણત્રણવાર કહું છું. તમે આ વાતને સાચીજ માની લેજો. મનમાં નિશ્ચય કરી લેજો કે, આવી અજરામર ઘડી ફરીફરીને તમારા હાથમાં આવવાની નથી, નથી ને નથી. પાછળથી હાથ ઘસવા ન પડે તે માટે આજથીજ સાવધાન થઈ જાઓ. તુકારામનો બંધુ કહે છે કે, જે દેવને સારૂ બ્રહ્માદિક દેવતાઓ પણ ગાંડા થઈ ગયા હતા અને જેમનું એઠું ખાવાને સારૂ તેઓ યમુનાનાં માછલાં થઈ ગયા હતા અને વિશ્વનું નિર્માણ કરનારી લક્ષ્મીમાતા જેમની અર્ધાંગના છે, એવા દેવનો યોગ તમને અનાયાસે આવી મળ્યો છે.

**૪૦૫૬**—હવે આપણે આરતી ઉતારીને લક્ષ્મીપતિનાં ઓવારણાં લઈએ; કારણકે આજે આપણી મનઃકામના પૂર્ણ થઈ ગઈ અને તેથી આજનો દિવસ આપણે સારૂ અતિ મંગળદિન નીવડ્યો છે. અરે ! તમે સૌ આ પુણ્યવંત બાળસ્વરૂપ ધારણ કરીને ઊભેલા દેવનું દર્શન કરી લો. તુકારામ કહે છે કે, હું દેવની પાસેજ ઊભો ઊભો તાળીઓ વગાડું છું.

૪૦૫૭-ઓ દેવ! તમે જો મને તમારી પ્રસાદીની માળા આપો, તોજ હું તમારે પગે પડીશ, નહિ તો એમ ફોકટિયા દંડવત્ કરવા કોણ નવરૂં બેઠું છે? હિસાબ કરતાં જે પોતાને ભાગે આવે તેને સૌ કબૂલ કરે છે. એટલા માટે જો તમે અમને તમારા પ્રસાદનું દાન દેશો તો તેથી સર્વનું સન્માન કર્યું કહેવાશે. સર્વ પ્રકારના વિકારોથી મુક્ત થયેલા અમારા મન વડે અમે કરેલી સેવા તમે સ્વીકારો છો, ત્યારે તે સેવાના બદલામાં અમને તમારો પ્રસાદ પણ વહેલા વહેલા આપીજ દેજો. તુકારામ કહે છે કે, હે દેવ! તમે જો કૃપણ થઇ જશો તો તમારાં પતિતપાવન અને દીનદયાળ એવાં એવાં જે નામ છે, તેમની પ્રતિષ્ઠા શી રીતે જળવાશે?

૪૦૫૮-હે દેવ! તમે તમારા મંદિરમાં જાઓ અને હું મારે ઘેર ચાલ્યો જાઉં. હે વિઠોબા! હવે મને એવા લોભનું દાન દો કે, જાણે હું તમારા ચરણની પાસેજ પડી રહેવા ઇચ્છું. હું જ્યારે મારે ગામ ચાલ્યો જાઉં છું, ત્યારે મારૂં ચિત્ત તમારા સ્મરણરૂપી સેવા કર્યા કરે છે. તુકારામ કહે છે કે, હું દિશા ભૂલી જવાથી પાછો તમારા ચરણ આગળ આવીને ઊભો રહ્યો છું.

૪૦૫૯-હે દેવ! હું હવે તમારા પ્રસાદની વાટ જોતો ઊભો છું. જે થાળીમાં તમે જમ્યા હો તે થાળી ધોઇને તે પાણી મને થોડુંક આપો. મતલબ કે, હું તમારા ભોજનમાંથી થોડુંક ઉચ્છિષ્ટ લઇશ ત્યારેજ હું અહીંથી ખસીશ. હે દેવ! હું તમારી આગળ એકનિષ્ઠ ભાવે ઊભો છું. તુકારામ કહે છે કે, હું મારા ચિત્તને ચિંતારહિત કરીને અહીં આવ્યો છું.

૪૦૬૦-હે દેવ! મેં તમારી આગળ મારા અજ્ઞાનપણાને લીધે જૂઠો કચકચાટ કર્યો. હવે હું બીજું કાંઇજ ન કરતાં ફક્ત તમારૂં નામ ગાઇશ અને આનંદમાં આવી જઇને નૃત્ય કરીશ. મને

હવે મારા પેટને સારૂ તો કશો ભય, ચિંતા કે લાજશરમ, એમાંનું કાંઇજ રહ્યું નથી. હે મારા દાતાર દેવ ! તમે હવે જરા હેઠે બેસી જાઓ. તમે ઊભા ઊભા થાકી ગયા લાગો છો. મને જરાક તમારા પગ દાબવા દો. તમારા શરીરને ઘણો શ્રમ પડે છે, માટે અમને પણ વારાફરતી કામે લગાડી દેતા હો તો કેવું સારૂં ? અમને મોડું થાય ત્યારે 'કેમ મોડું કર્યું' એવું પૂછશો નહિ. માએ પોતાના બાળકો ઉપર ગુસ્સે થવું નહિ. તુકારામ કહે છે કે, અમે સૌ બાળગોપાળ ભેગા થઇને તમારી સમીપ તમારા નામનો જયજયકાર કરીશું.

૪૦૬૧–ઓ મારી વિઠાબાઈ માવડિ ! હું જે કાંઇ ગાંડુંઘેલું લવું તે તું મનમાં લાવીશ નહિ. કારણકે હું તારી લાડકવાયી દીકરી છું અને તું મારી જનેતા છે. ઓ વિઠાબાઈ મા ! તું અમને તારાં નાનાંમોટાં સૌ બાળકોને તારા પ્રેમનું ખાવું ખાવાને આપી દે અને અમે ખાઇએ તે તું ઊભી ઊભી આનંદપૂર્વક જોયા કર. તારી આગળ મેં ધીરપણે તારા મહિમાનું વર્ણન કર્યું, તેને તારાં બાળકોનું ભાષણ ગણીને તારે સાંભળવું જોઇશે. તુકારામ કહે છે કે, હું તારો ગાંડોઘેલો બાળક છું. તારા નામને પ્રતાપે મારાં ભવબંધન આપોઆપ તૂટી ગયાં છે.

૪૦૬૨–પાણીનો ભરેલો ઘડો મેં મારા માથા ઉપર લીધો છે. દેવનાં એક સહસ્ર નામનો પાઠ કરીને હું તેમનું પૂજન કરૂં છું. મારી પૂજાની ફસલ ખૂબ પાકી છે. છેક છેવટના દાનમાં મારે ભાગે નારાયણ પોતેજ આવી ગયા છે. તુકારામ કહે છે કે, મારૂં પેટ ભરાઇ ગયું તેથી મારી તમામ કામનાઓનું નિવારણ થઇ ગયું છે.

૪૦૬૩–દેવમંદિરનાં બારણાં બંધ છે. ત્યારે આપણે નકામી કચકચ શા માટે કરીએ ? ચાલો, આપણે સૌસૌને ઘેર જઇએ. અહીં કચકચ કરીને દેવને ઊંઘમાંથી જગાડશો નહિ. દેવ હમણાં

ઊંઘી ગયા છે. અહીં આપણે ઊભા રહેવાનું કામજ શું છે ? તુકારામ કહે છે કે, જો અત્યારે આપણે કચકચાટ કરીશું તો દેવ આપણા ઉપર ચિડાશે અને આપણી સેવાનો સ્વીકાર નહિ કરે.

૪૦૬૪-વેદશાસ્ત્રોનું જે ઉત્પત્તિસ્થાન છે તે વિઠ્ઠલ અમારૂં જીવન છે, અમારાં સર્વ સાધનો અને સિદ્ધિ એક વિઠ્ઠલજ છે અને તેમનું ધ્યાન એજ અમારૂં વિશ્રાંતિસ્થાન છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારેચાર પુરુષાર્થ વિઠ્ઠલ છે અને તેમને પ્રાપ્ત કરવાનાં પુણ્ય કર્મ પણ તે પોતેજ છે. એટલા માટે મને તો એક તેમનીજ કથા કહેવી અને સાંભળવી ગમે છે. વિઠ્ઠલ મારૂં વિત્ત છે, મારૂં ગોત્ર છે, મારૂં ચિત્ત છે અને મારા કુળદેવતા પણ તેજ છે. જે દેવ સાતે પાતાળને ભરી દઇને આખા ત્રિભુવનમાં પોતાના સર્વવ્યાપીપણાને લીધે ફેલાઇ ગયા છે, તે વિઠ્ઠલ મનનશીલ લોકોના મનમાં પણ વાસો કરે છે. તે દેવ મારા જીવનના જીવનાધાર છે અને પોતાના ભક્તોના ઉપર કૃપા કરવાના કામમાં તે અતિ કોમળ હૃદયવાળા છે. જે વિઠ્ઠલ સકળ બ્રહ્માંડોનું હલનચલન કરાવે છે, તે પાછા પ્રેમની પ્રત્યક્ષ મૂર્તિ સમાન છે. તુકારામ કહે છે કે, મારી મા, મારો બાપ, મારો ભાઈ, મારી બહેન, મારૂં આખું ગોત્ર જે કહો તે એક વિઠ્ઠલજ છે. તેમના સિવાય મારે બીજા કોઇની ગરજ નથી.

૪૦૬૫-હે દેવ ! તમારા ચરણની સાથે મારો ભાવ જ્યારથી ખૂબ બળપૂર્વક જડાઈ ગયો, ત્યારથી મારા જીવને વિશ્રાંતિ પ્રાપ્ત થઈ ગઈ. મને આવું વિશ્રાંતિસ્થાન ક્યારે મળે એવી હું જેની ઉત્કંઠાપૂર્વક આશા રાખ્યા કરતો હતો, તે સ્થાન આજે મને મળી ગયું, તેથી મારો અત્યાર સુધીનો તે દિશામાં કરેલો પ્રયત્ન સાર્થક થયો. મારો પરિશ્રમ અને થકાવટ બધાં દૂર થઈ ગયાં. મારા કાર્યના આરંભમાં મને શુભ શુકન થયા હતા અને તે આજે

સફળ થયા છે. હવે મને તમારાં દર્શન થઈ ગયાં એટલે મારે જન્મમરણની ચિંતા તો રહીજ નહિ. હું અહીં આવી પહોંચ્યો તે ઘણું સારૂં થયું. મને આવો લાભ મળી ગયો તેનું કારણ મારાં સંચિતકર્મના પાયામાં ઘણાં શુદ્ધ કર્મ હતાં એમ મને લાગે છે. કારણકે મારો દેહાત્મભાવ નષ્ટ થઇ ગયો અને તેને બદલે મારા શરીરના ઉપર પરબ્રહ્મની છાયા પડવાથી મારૂં શરીરજ બ્રહ્મરૂપ બની ગયું છે. આ પારમાર્થિક અવિનાશી ધન, હું આનંદરૂપ બની જવાથી મારા હાથમાં આવી ગયું છે, તે કદી ખૂટે એવું છેજ નહિ અને નિરાકાર મધુસૂદન તે આજે પોતાના બેઉ પગ સરખા ગોઠવીને પ્રત્યક્ષ સાકાર થઇને મારી સામે ઊભા છે અને તેમને મેં જોયા છે. આ ધન આજકાલનું નથી, પણ યુગયુગાંતર જેટલું પ્રાચીન છે. એ અહીં ઘણા વખતથી પડી રહ્યું હતું પણ તેને પારખનાર ચતુર કોઇ આવી ચડ્યો નહિ તેથી તે ગુપ્ત હતું. લોકોની મનોવૃત્તિ ચંચળ હોવાથી તે કોઇના ઓળખ્યામાં આવ્યું ન હતું. તુકારામ કહે છે કે, હવે તે મને પ્રાપ્ત થઇ ગયું છે, તેથી હું તેને એવી સજ્જડ ચૂડ ભેરવી દઉં છું કે, મારો જીવ જાય પણ મારી મડાગાંઠ છૂટે નહિ. હે જગતના માલિક ! હું હવે ખૂબ થાકી ગયો છું, તેથી મારા ઉપર બીજા કોઈની નજર પડવા દેશો નહિ.

૪૦૬૬-હે મારાં કૃપાનિધિ માતાપિતા ! મારી વાણી વડે મેં તમને કદી સંભાર્યાજ નહિ એવો હું મંદમતિ, અનાથ, અપરાધી અને કર્મહીન છું. તારાં સ્તુતિગાન મેં કદી ગાયાં નહિ, તેમ કાને સાંભળ્યાં પણ નહિ. તારૂં ભજન કરવામાં મેં લાજશરમ માની લીધી અને તેમ કરીને હું પોતેજ મારા હિતની આડે આવીને ઊભો રહ્યો. કોઈ સંત કહે કે, " અલ્યા ! તું પુરાણની કથા સાંભળવા બેસ," પણ મને તેમાં રસ પડતોજ નહિ અને લોકોની નિંદા કરવામાં મને ખૂબ મજા પડતી. મારે હાથે પરોપકાર તો થયોજ

નહિ અને કોઈ પરોપકાર કરે તેમાં મારાથી મદદ પણ ન અપાઈ. પારકાને કષ્ટ દેતી વખતે મને દયા આવતી નહિ. મેં જે કામ કર્યાં તે ફક્ત મારા કુટુંબને પોષવા પૂરતાંજ કર્યાં. તીર્થયાત્રાએ તો હું કદી ગયોજ નહિ. મેં મારૂં પેટ ભરવા ઉપરાંત બીજું કાંઇ કર્યુંજ નહિ. મારે હાથે સંતોની સેવા ન થઈ અને પુણ્યદાન પણ થયાં નહિ. દેવની મૂર્તિની પૂજા પણ મેં કદી કરી નહિ. દુર્જનોની સોબતમાં રહીને મેં નાના પ્રકારનાં અધર્મનાં કામો કર્યાં અને મારે મારૂં હિત સાધી લેવું જોઇએ, એવો વિચાર તો મારા મનમાં કદી આવ્યોજ નહિ. મારા અપરાધ તો એટલા બધા છે કે મોઢેથી કહેવા જાઉં, તોપણ તેમનું વર્ણન પૂરૂં થઈ શકેજ નહિ. તેમને સંભારવા જતાં પણ પૂરા સાંભરે એમ છેજ નહિ. તુકારામ કહે છે કે, આવો હું આત્મઘાતી અને મારો પોતાનોજ કટ્ટો શત્રુ પેદા થયો છું, પણ હે દેવ! તું કૃપાનો સમુદ્ર છે, તેથી તું મને ભવસાગરની પેલી પાર પહોંચાડી દે.

૪૦૬૭–હવે હું સર્વ પ્રકારનાં સુખનાં મૂળ આશ્રયસ્થાન આગળ જઈ પહોંચ્યો છું. જે દશ્યાભાસ મારી આંખ આગળ ઊભો થયો હતો, તેને હું હવે નિજબોધથી થતા આનંદને લીધે કદી જોવાનો પણ નથી. પરકીયત્વને લીધે સ્ફુરણ પામનારો અનાત્મભાવ તો હવે રહેવા પામ્યોજ નથી. હું જ્યાં નજર કરૂં છું ત્યાં મારાં માતાપિતા સમાન વિઠ્ઠલદેવનેજ જોઉં છું. વિઠ્ઠલ અને રખુમાઇ બેઉ મારી પાસેનાં પાસેજ છે. મારી બહેન, મારો ભાઇ, મારી મા, મારો બાપ, મારૂં આખું કુટુંબ, જે કહો તે એક શ્રીહરિજ છે. તેમના સિવાય બીજા કોઇને હું ઓળખતોજ નથી. એક આત્મસત્તાજ આખા જગતનો આકાર ધારણ કરીને પ્રકટ થઇ છે, એવું જ્ઞાન થઇ જવાથી પ્રપંચને લગતી પરતંત્રતાનો ક્ષય થઈ ગયો. જે કાંઈ છે તે એક છે અને તે બધું મારૂં પોતાનુંજ સ્વરૂપ

છે, આવો ભાવ પેદા થવાથી લજ્જા અને ચિંતા એ બે તો મારે સારૂ રહ્યાંજ નહિ. હવે મારી ઇચ્છાના સર્વ વ્યવહાર સ્વકીય ચિત્તસત્તાના ઘરની અંદરજ થયા કરે છે. તે જે કરે છે તે હું પોતે પોતાનામાંજ કરૂં છું. મારી ભૂલચૂક થશે તો કોઈ કાંઈ કહેશે એવી બીક રાખવાનું કશું કારણુજ નથી. ઘણા લાંબા વખતથી અનેક પ્રકારના વિકારરૂપી સાસરિયાંનો ત્રાસ મેં વેઠ્યો હતો, અનેક કામોની પાછળ મેં દોડાદોડ કરી હતી; પણ હવે મેં મારી પોતાની માની લીધેલી નાના પ્રકારની વિકારવૃત્તિઓના પ્રતિ હું ઉદાસીન બની ગયો છું. તુકારામ કહે છે કે, મારાં માબાપ મને લાડ લડાવી રમાડે છે; મને પ્રેમથી મીઠાં નામે બોલાવે છે અને હું પણ તેમની આગળ બોબડાતોતડા પણ મીઠા લાગે એવા બોલ બોલું છું.

૪૦૬૮–મારા આજ સુધીના બધાય જન્મ પ્રાપંચિક સુખની આશામાં ને આશામાં વહી ગયા. મુક્તિની પ્રાપ્તિ સારૂ મેં એક ક્ષણવાર પણ યત્ન કર્યો નહિ. જન્મમૃત્યુની વાટે અનેક યોનિઓ-રૂપી નાની દિશાએ મેં ભ્રમણ કર્યું અને તેથી મારા જીવને અતિ સંતાપ વેઠવો પડ્યો. એમ થવાનું કારણ બીજું કાંઇજ નહિ પણ સ્વસ્વરૂપની બાબત મને પૂરતો વિવેક નહિ હોવાથી મારો જીવ અ-ભિમાનના પાશમાં ગૂંચવાઈ ગયો હતો. મારૂં પોતાનું હિત શામાં છે તે કોઇ જાણતું નથી અને મારા સિવાય બીજા કોઈથી મારૂં હિત સધાવાનું પણ નથી. મારાં ઇષ્ટમિત્રો, સગાંવહાલાં એ બધાં મારા સુખનાંજ ભાગીદાર છે. મને જન્મમરણના ફાંસામાંથી છો-ડાવવામાં કોઇ કશું સમજતાંજ નથી. હે નારાયણ! માતાના ગર્ભ-માં મારે જે જે યાતનાઓ ભોગવવી પડે છે તેનું હું તમારી આગળ શું વર્ણન કરૂં? તમે એટલું તો જોઇ શકો છો કે, મારૂં શરીર તે વખતે માંસ અને મળમૂત્રમાં લદબદ થઈ જતું હતું. તે ઘડીએ મને તમારૂં ક્ષણેક્ષણે સ્મરણ થતું હતું. મારા મરણની ક્ષણે મારી

નજીક બેઠેલાં મારાં દેહનાં સંબંધીઓ મારી નજરે દેખાતાં નહતાં. મારો દેહ જે માટીનો બનેલો હતો તે માટીમાં દટાઈ ગયો અને મારાં સંચિતકર્મોજ ફક્ત મારી સાથે આવતાં દેખાયાં. તુકારામ કહે છે કે, હે દેવ! હવે તો મારે હાથે તમારા ચરણની થોડીક સેવા થાય એવું કાંઈક કરો અને સંસારના ઉપર મારો કાયમનો દાવો હું કરી શકું એવું પણ મારે હાથે થવા દો.

૪૦૬૯—હે શ્યામસુંદર ! હે સગુણ નારાયણ ! તું તો કેવળ ગુણોનો ભંડારજ છે. તું આ તારા દીન દાસનું રક્ષણ કર એટલી મારી તને વિનંતી છે અને તે તું કાને ધરજે. મને ઉદરપોષણની બાબતમાં પણ બહુ ત્રાસ વેઠવો પડ્યો છે. તેને લીધે હું મારા સ્વકર્મમાંથી પણ ભ્રષ્ટ થઇ ગયો અને તારા ભજનનું કામ પણ અટકી પડ્યું. એટલા માટે હું તારા બારણા આગળ કચકચાટ કરતો ઊભો છું. આ મારા પેટને સારૂજ હું લોકોનો ઓશિયાળો થઇ ગયો છું અને સંસારની સાથે તો મારો સંબંધ વેચાતી લીધેલી દાસીના જેવો છે. આ ત્રાસમાંથી તું મારો ક્યારે છુટકારો કરીશ તેની મને કાંઈ સમજણ પડતી નથી. ત્રણ ગુણોનાં બંધન વડે હું સજ્જડ બંધાઇ ગયો છું. આ પ્રપંચના ગૂંચવાડામાં તારૂં સ્મરણ મારાથી થતું નથી અને આ સંસારમાં મને એક ક્ષણ વારની પણ વિશ્રાંતિ મળતી નથી. આ રીતે હું આ જૂઠા દેહાદિ પ્રપંચના પ્રવાહમાં તણાયે જાઉં છું. આવી અવસ્થામાં મારૂં હિત સધાય એવું એક પણ લક્ષણ મારા જોવામાં આવતું નથી. મારૂં આયુષ્ય તારા વિયોગની વેદનામાં અને જન્મમૃત્યુના દરવાજામાં થઇને અનેક યોનિઓમાં ભ્રમણ કરવામાં નષ્ટ થઈ ગયું છે; જે થોડુંઘણું બચેલું તે નાના પ્રકારના વ્યાધિઓની પીડા ભોગવવામાં વહી ગયું. તુકારામ કહે છે કે, હે જગદ્‌ગુરુ દેવ ! હું પોતેજ મારો શત્રુ થયો છું. બાયડીછોકરાં, મિત્રો એ બધાં કોણ છે અને આ બધો તમાશો તેં શા

માટે ઊભો કર્યો, તે તું મને સમજાવ એટલી મારી તને વિનંતી છે.

૪૦૭૦–હે કૃપાનિધિ દેવ! તું એવું કાંઇક કર કે જેથી મારી બુદ્ધિ અને મારા વિચાર એ બેઉની થોડીઘણી શુદ્ધિ થાય અને તેમની મદદથી હું આ પ્રપંચના મોહમાંથી છૂટો થઇને મારા સ્વરૂપ તરફ વળું. હું કાળચક્રમાં સપડાઈ જઇને જન્મમૃત્યુની વાટે ભટકતો ફરૂં છું તેમાંથી તું મારો છુટકારો કર. ઓ મારી મા! તું જો તારા મનથી કરવા ધારે તો એવું કયું કામ છે કે જે તું ન કરી શકે? તારે જો રાઇનો પર્વત કરવો હોય અથવા પર્વતની રાઇ કરવી હોય તો તે તું સહજમાં કરી શકે છે. માટે તું તારી કૃપાની છાયાની નીચે મને ખેંચી લે. અત્યાર સુધીમાં મારો બધો વખત મારા મૂર્ખ સ્વભાવને લીધે તદ્દન એળે ગયો. પણ આવું કરવામાં મારા આયુષ્યના દિવસ એક પછી એક વહી જાય છે અને તેની અવધિ ઓછી થતી જાય છે, તે તો મને સમજાયુંજ નહિ. આવું કરવાથી મને હવે પછી પ્રાપ્ત થનારા મનુષ્યજન્મના પગથિયા ઉપરથી પણ હું લપસી પડ્યો–તેટલો અધિકાર પણ મારા હાથમાં ન રહ્યો! હવે હું ભયભીત થવા લાગ્યો છું અને મારા આયુષ્યના દહાડા તો એક પછી એક ઓછા થતાજ જાય છે. અરે! મેં આ મનુષ્યદેહમાં આવીને શું ઉકાળ્યું? તારા ચરણનું સ્મરણ તો મેં કર્યુંજ નહિ. હે દેવ! હે પુરુષોત્તમ! મારા અત્યાર સુધીના અપરાધને માટે તું મને ક્ષમા આપ અને તારા નામચિંતનમાં મને પ્રેમ ઉત્પન્ન કર અને મને આ સંસારના ભ્રમમાંથી મુક્ત કરી દે. તુકારામ કહે છે કે, હે દેવ! તમારા ગુણોમાં મારૂં મન રત રહે, તમારા ચરણ આગળ મને આશ્રયસ્થાન મળે અને મારી વાણી વડે હું તમારા નામચિંતનરૂપી રસનું પેટ ભરાતા સુધી સેવન કર્યા કરૂં એટલું હું માગું છું.

૪૦૭૧–જેમણે મને આ શુદ્ધ પારમાર્થિક જીવનું દાન દીધું છે

તે જગતના જીવન નારાયણ છે અને તેમના ગુણ હું ગાઉં છું તથા તેમનું હું ચિંતન કરૂં છું. તે પરમાત્મા ભીમા નદીને કિનારે પોતાની કેડે હાથ દઈને ઊભા રહ્યા છે અને જેમના ચરણ એક-સમાન રેખામાં ગોઠવેલા હોવાથી સુશોભિત દેખાય છે, તે દેવને હું મારા અંતઃકરણમાં ધારણ કરી રાખું છું. જે દેવ અસુરોના કાળ છે અને જે ભક્તજનોના પ્રતિપાલક છે; જે ભારે કુશળતા સહિત આ સર્વ ખેલ ખેલી રહ્યા છે, તેમના ચરણ ઉપર મેં મારૂં મસ્તક મૂકી રાખ્યું છે. જે વનમાળી હરિ આ બધા ગોપાળના સમુદાયની સાથે અનેક પ્રકારના ખેલ ખેલે છે, જેમણે બલિ-રાજાને માથે પગ દઈને તેને પાતાળમાં દાબી ઘાલ્યો અને જેનો દરવાજો પણ મારા સ્વામી પોતેજ સાચવવા ઊભા રહ્યા છે; જે હરિ લાવણ્યની મૂર્તિ છે, જેનામાં સર્વ પ્રકારનાં જ્ઞાન તથા કળાનો નિવાસ છે, જેના ગળામાં વૈજયન્તી માળા ડોલી રહી છે, તેમને હું વારંવાર પ્રણામ કરૂં છું. તુકારામ કહે છે કે, જેમનું નામસ્મ-રણ તમામ પ્રકારનાં પાપોનો નાશ કરે છે અને સર્વ પ્રકારના ઐ-શ્વર્યોની સ્વામિની લક્ષ્મી પોતેજ જેની દાસી છે, તે સકળ તેજના રાશિ અથવા તેજઃપુંજ જેવા છે. એવા દેવનો હું સર્વતોભાવે શરણાગત થાઉં છું.

૪૦૭૨–હે સંતજનો ! મારો ઉદ્ધાર કદી થશે ખરો કે ? મારા ઉપર નારાયણ કોઇ દહાડો કૃપા કરશે કે નહિ ? મારાં સંચિત અને પ્રારબ્ધકર્મોનો ક્યારે ક્ષય થશે અને મારા ધર્મ અને અધર્મ એ બેઉનો ક્યારે છેડો આવી જશે ? જે ઉપાયથી એ બધાંનો અંત આવી જાય તે ઉપાયનું રહસ્ય શું કરવાથીમને સમજાઈ જાય, તે જાણવા માટે હું ઘણો અધીરો થયો છું. મારી બુદ્ધિ ક્યારે સ્થિર થશે ? જે જે કારણોને લીધે મારી બુદ્ધિની સ્થિરતામાં ગડબડગોટાળો ઊભો થઇ ગયો છે, તે બધાં વિઘ્નકારી કારણને દૂર કરવાના મારા

સંકલ્પ ક્યારે સફળ થશે? એનું પરિણામ પરિપક્વ થઈને ક્યારે મારી આગળ ઊભું રહેશે તેની મને સમજણ પડતી નથી. જેના વડે હું દેવના ચરણની સાથે જોરથી બાથ ભરી દઉં એવાં પુણ્ય મારે નામે જમા થયાં હશે કે નહિ? તે જગન્નાથ દેવ મને ક્યારે પોતાના હાથ વડે પંપાળશે અને તેમના સ્પર્શથી થતા સુખના ઊભરાને લીધે મારો કંઠ ક્યારે ગદ્ગદિત થશે? શ્રીહરિના શ્રી-મુખનું દર્શન કરીને ક્યારે મારી આંખોને ટાઢક વળી જશે? મારૂં પ્રારબ્ધ કેવું છે, અનુકૂળ છે કે પ્રતિકૂળ? તેની મને સમજ પડતી નથી. તુકારામ કહે છે કે, આવા ને આવા વિચાર મને રાત-દહાડો આવ્યાજ કરે છે અને તેને લીધે મારૂં અંતઃકરણ બધો વખત ઉત્કંઠાથી તલપાપડ થયા કરે છે. પણ હું તે ફળ પ્રાપ્ત કરી-શજ એવો વિશ્વાસ ઉત્પન્ન કરવા જેટલું મનોબળ મારામાં નથી.

૪૦૯૩–હે કૃપાવંત માબાપ! તું અનાથ જીવોનો દાતાર છે, એમ સમજીને મારાં દુઃખ, મોહ અને ચિંતાનો નાશ કરાવવાની આશાએ હું તારે શરણે આવ્યો છું; એટલા માટે હવે તું મારો ઉદ્ધાર કર. હે દેવ! જેના વડે મને કદી તારૂં વિસ્મરણ થાયજ નહિ એવા સંતોની સંગતિ અને તારા ચરણની સેવા મને દે. મને માત્ર આ એકજ પ્રબળ ઇચ્છા છે અને મારો આટલો મનોરથ તું પૂર્ણ કર. તારા ગુણનું તેમજ તારા નામનું કીર્તન કરવામાં મને રસ પડે અને પ્રેમ ઉત્પન્ન થાય, એવું દાન તું મને દે અને તેમાં અડચણ નાખનારાં વિઘ્નોમાંથી તું મારૂં રક્ષણ કર. આટલી મારી વિનંતી તું કાને ધર. આ એક માગણી ઉપરાંત મારે તારી પાસે બીજું કાંઇજ માગવું નથી. મને ધનસંપત્તિ, રાજવૈભવ કશાની સ્પૃહા નથી. ઓ મારાં માબાપ! તને આપતાં જરા પણ કષ્ટ પડે એવો એક પણ પદાર્થ હું માગતો નથી. હું એકજ વસ્તુ માગી લઉં છું અને તે તારી ભક્તિજ. તુકારામ કહે છે કે, હે પંઢરીના-

થ! મારાં માબાપ! હું મારા બેઉ હાથ જોડીને તારા ચરણ ઉપર મારૂં મસ્તક નમાવી દઉં છું. હું તારી પાસે એટલું માગું છું કે જ્યારે તારૂં કીર્તન કરવા માંડું ત્યારે મારૂં અંતઃકરણ તારી કથાના રંગથી રંગાઇ જાય. આટલો મારો મનોરથ તું પૂર્ણ કર, એવી મારી તને વિનંતી છે.

૪૦૭૪–માથે સિંદૂર લગાડીને બિહામણાં દેખાતાં દેવદેવીઓ જેઓ પોતાનાં પેટને સારૂ ખાવાનું અન્ન અને એકાદ બકરાનું બલિદાન માગતાં ફરે છે, એવાં ભૂતપિશાચ જેવાં દેવદેવીનો હવે કોઇ ભાવ પૂછનાર નથી. જે પોતાનાં પેટ ભરવાને સારૂ બીજા જીવને ત્રાસ આપે તે ભિખારચોટ્ટા જેવાં દેવલાં અમને શું આપી દેવાનાં હતાં? જેની બુદ્ધિ ટૂંકી છે અને જેનામાં ધૈર્યનો અભાવ છે, તેની પ્રાપ્તિનો શો અર્થ છે તે હું સમજી ગયો છું. કોઇ પરોણો કોઇના ઘરની ચાકરડીની પાસે પરોણાચારની આશા રાખે તો તે ચાકરડી ઘરધણીની પાસે તેની મંજૂરી મેળવી આવે ત્યાંસુધી તેણે રાહ જોવી પડશે અને ત્યારેજ તે પરોણાની યોગ્યતા મુજબ ઘરધણીને જે અપાવવું હશે તે અપાવશે. દેવદેવીઓ તો ઉપર કહી તેવી ચાકરડી જેવાં છે. તેમના હાથમાં કશીજ સત્તા નથી. નાનાસરખા ખાબોચિયામાં ચાંગળું પાણી ભરાઇ રહ્યું હોય, તે પીધાથી તરશ છીપે નહિ અને હોઠ પણ પૂરા પલળે નહિ તો તે પાણી શા ખપનું? અથવા ગાયત્રીમંત્રનું પુરશ્ચરણ કરવા જતાં જરાક વિઘ્ન આવ્યું અને તેનાથી મનમાં ક્ષોભ ઉત્પન્ન થયો, એટલે પુરશ્ચરણનું ફળ મળવાનું નહિ અને મહેનત માથે પડવાની. આવુંજ પેલાં દેવદેવીઓનાં ભજનનું પણ સમજી લેવું. એ દેવલાં મોઢે સિંદૂરના લેપડા કરીને પોતાનાં મોઢાં છુપાવે છે અને સિંદૂરના વાઘાનો ભાર પોતાના શરીર ઉપર સહન કરે છે. તેમને બહાર કાઢવા જતાં તેઓ કોઇ વાર પોતાનાં શસ્ત્ર આપણને વગાડી બેસે

છે, આવાં દેવલાંને જે દેવ માને તે ખરેખરો હૈયાફૂટોજ હોવો જોઈએ. તુકારામ કહે છે કે, પણ નારાયણ તેવા નથી. તે તો આખા જગતમાં વ્યાપક છે, માટેજ તેમને જનાર્દન કહેવામાં આવે છે. તમે એ નારાયણનું સ્મરણ કરશો એટલે સૌ દેવદેવીઓ તમારે પગે પડતાં ચાલ્યાં આવશે.

૪૦૭૫–જીવના ઉપર ઘણું મમત્વ હોવાથી જીવ પોતાનું અસલ સ્વરૂપજ ભૂલી ગયો છે, તેથી તેના ઉપર કોને દયા આવવાની હતી ? જેમને મનુષ્યદેહના જેવું ઉત્તમ આશ્રયસ્થાન મળ્યું અને છતાં જેમના મનમાં નારાયણને વિષે શ્રદ્ધા ઉત્પન્ન થઈ નહિ, એવા લોકો પોતે કાળના મોઢામાં તો પડ્યા છે, છતાં શું જોઇને સંસારમાં સુખ માની લેતા હશે ? તેમના શરીરના આયુષ્યની અવધિ જ્યાં પૂરી થઈ કે તરત યમના દૂત આવીને તેમને પકડી લઈ જશે. આખું આયુષ્ય વહી ગયા પછી અંતકાળે તેમની અવસ્થા ઘણી દીન અને દયાપાત્ર થઇ જશે. અગાઉ પણ તેમણે અનેક જન્મો ધારણ કરેલા અને ભવિષ્યમાં પણ કોણ જાણે કેટલાય જન્મ તેમને લેવા પડશે ? ઘાંચીનો બળદ આંખે પાટા બાંધીને ઘાણીની આસપાસ આંટા માર્યાજ કરે છે અને જરાક ધીમો પડતાં ઘાંચી તેને પરોણીની આર ઘોચે છે ત્યારે તેને ઘણી પીડા થાય છે, પણ પોતે કેટલી વાર ઘાણીની આસપાસ ફર્યો તેનું તે બળદને ભાન હોતું નથી. તે તો ફક્ત ભૂખતરશ અને થાકને લીધે દુઃખી થાય છે. એવીજ રીતે પ્રારબ્ધ, સંચિત અને ક્રિયમાણ એ ત્રણ પ્રકારનાં કર્મ જીવાત્માને અનેક યોનિઓમાં ભટકાવવામાં નિમિત્તરૂપ નીવડે છે. જો એમજ છે તો પછી તમે તમારા દેહને અનિત્ય સમજી લઇને નિત્ય શ્રીહરિનું નામસ્મરણ શા માટે નથી કરતા ? તુકારામ કહે છે કે, જે વિઠ્ઠલનું સ્મરણ કરવામાં એક પાઈનો પણ ખર્ચ કરવો પડતો નથી, તે પણ આવા લોકોને માટે કેટલું બધું

દુર્લભ છે ? મોઢેથી ‘ વિઠ્ઠલ, વિઠ્ઠલ ’ એવો વગર પૈસે થાય એવો નામોચ્ચાર કરવાનું કામ પણ આ અભાગિયાઓને માટે કેટલું કઠિન થઈ પડે છે ?

૪૦૭૬–અરે ભાઇઓ ! તમે આ સંસારમાં મનુષ્યદેહ પામ્યા છો ત્યારે હવે એક કામ કરો. તે કામ એ છે કે જે માર્ગે જવાથી તમને મુક્તિ મળે તે માર્ગે તમે ચાલવા માંડો. એવું નહિ કરો તો આખરે કાળ તમને નરકયાતના ભોગવવાની સજા કરશે. માટે અલ્યા ઓ દુરાચારિ ! તું મારે મોઢેથી આવું સાંભળે છે તોપણ તું તારા મનમાં ભય કેમ નથી પામતો ? તારા દેહમાંથી તારા પ્રાણને ખેંચી કાઢતાં યમને જરા પણ દયા આવવાની નથી. રખડેલ ઢોર જેમ કોઇના ખેતરમાં ઊભો પાક ખાઈ જતું પકડાઇ જાય અથવા કોઈ ચોર ચોરી કરતાં પકડાય ત્યારે તેમને જેવું ભારે દુઃખ વેઠવું પડે છે તેવું તારે પણ વેઠવું પડશે. તું જો પુણ્યદાન નહિ કરે તો જે સ્થાનમાં તારે છેવટે જવું પડશે, ત્યાં જતાં તારી શી વલે થશે તેનો કાંઇક વિચાર કર. તે રસ્તે જતાં તારા ઉપર જે જે વીતક વીતશે તેનું તને ભાન ન હોય તો હું કહું તે સાંભળ, જેમ પોલીસના સિપાઇઓ કેદીને પકડીને લઇ જાય છે તેમ યમના દૂત તને લઈ જશે. તારા પગનાં પગરખાં કાઢી નંખાવશે અને જે રસ્તે થઇને જરાવાર પણ ન ચાલી શકાય એવા કાંટાવાળા રસ્તા ઉપર તને ઉઘાડે પગે ચલાવશે. ત્યારપછી ઊના ધગધગતા લોખંડના થાંભલાની સાથે તને ભેટાડશે. જે નદીને જોતાંજ તારે શરીરે કંપારી વછૂટે એવી મળમૂત્રથી ભરેલી નદીમાં થઇને તારે જવું પડશે. જો તું ચાલવામાં જરા આનાકાની કરીશ તો યમદૂત તને તે નદીમાંજ દાબી ઘાલશે અને ઉપરથી દંડાનો માર મારશે તે તો જુદો.તારાથી અહીં ભૂખતરશ જરાવાર તો ખમાતી, નથી પણ ત્યાં તો તને યમદૂત કેટલાય દહાડા સુધી ભૂખ્યો ને ભુખ્યો રાખશે

અને તું તારા દેહને પાળીપોષીને અહીં મનમાં ખુશી તો થાય છે, પણ ત્યાં જ્યારે તારે ગરમાગરમ અને જેમાંથી આગના ભડકા નીકળતા હોય એવી તપેલી ભોંય ઉપર આળોટવું પડશે ત્યારે તારી શી વલે થશે ? તુકારામ કહે છે કે, એટલા માટે હજી તારે જે કાંઈ કરવું ઘટે તે કરી લે. સંસારસુખના પ્રતિ ઉદાસીનતા રાખતાં શીખ અને તારે જો ખરેખર યમયાતનામાંથી બચી જવું-જ હોય તો બીજું કાંઈ ન કરતાં મોઢેથી શ્રીહરિના નામનો ઉચ્ચાર કરતો જા અને તેમની ભક્તિના રસનું સેવન કર.

૪૦૭૭–હે દેવ ! તું મારી સાથે શા કારણથી બોલતો નથી તે હવે મને સમજાઈ ગયું. તારૂં નામ તો 'પતિતપાવન' છે, પણ તારી કરણી એ નામને શોભાવે એવી નથી, પણ તેનાથી ઊલટી છે, તેથી કરીને તું મને જોઈને શરમાય છે. પણ ઓ કેશવ ! હું તને જરા પણ મુશ્કેલીમાં ઉતારનાર નથી અને તારાથી ન બની શકે એવું તારી પાસે હઠ કરીને માગનાર પણ નથી. માટે તું મારી સાથે ફક્ત એકજ બોલ બોલી દે અને તારા માથા ઉપરનો ભાર ઉતારી નાખ. જો તું મારો અંગીકાર કદી નહિજ કરે એવું હોય તો પછી હું પણ વિચાર કરવા માંડું. કોઈ યાચક યજમાનની પાસે દાન માગવા આવે તો તેણે પોતાની શક્તિ મુજબ દાન દેવું જોઇશે અને યાચકે તેનું આપેલું દાન લેવું જોઇશે. એમ ન કરતાં યાચક અને યજમાન બેઉ એકબીજાથી વિમુખ થઈ જાય તો તેથી બેઉ પાપમાં પડે છે. આવો ધર્મનીતિનો ફેંસલો છે. આટલા માટે તારી પાસેથી દાન લેવાની આશા રાખીને હું તારી વાટ જોયા કરૂં છું અને એ બાબત ખૂબ પ્રયત્ન કરીને ધીરજ ધારણ કરીને બેઠો છું. મારા આ નિયમમાંથી હું કદી ચલિત થનાર નથી. તુકારામ કહે છે કે, હે દેવ ! હવે તું તારે મોઢેથી કબૂલ કરી દે કે, તું મારો અંગીકાર કરે અને મને તું તારો પોતાનો બનાવી દે, એવી યોગ્યતા મારામાં આવી

ગઈ છે અથવા તો તું કહી દે કે નથી આવી. તારે મોઢેથી છેવટનો એક ઉત્તર હા કે ના સાંભળ્યા વગર હું અહીંથી ખસનાર નથી અને આ મારો દઢ નિશ્ચય છે એ તું યાદ રાખજે.

૪૦૭૮–હે દેવ! હવે હું બીજાંત્રીજાં સાધનોની ખટપટમાં પડનાર નથી તેમ દુઃખરૂપ સંસારના બંધનમાં બંધાઈ જનાર પણ નથી. હું સંતોનો શરણાગત થાઉં અને તારા ચરણ આગળ હું આશ્રયસ્થાન પામું, એટલાં બે વાનાં હું તારી પાસે માગી લઉં છું. એ સિવાય તો એવાં કયાં પુણ્યના પ્રભાવે મને તારા ચરણની પ્રાપ્તિ થાય અને મારે હાથે કયાં શુભ કર્મ સંચિત થવાનાં છે, તેની મને સમજણ પડતી નથી. હે વિઠાબાઈ! ઓ મારી માતા! તું મને વિસારી મૂકતી નહિ. તું મને ભૂલી જાય નહિ એટલા માટે તો હું શોકાકુલ થઈને મોટા બૂમબરાડા પાડીને રડું છું અને તારા કરગરી કરગરીને કાલાવાલા કરૂં છું. આ સંસારની અંદર મોહમાયાની જાળરૂપી સર્પ વસે છે. તેમના તરફથી મને ઘણો ત્રાસ થાય છે. તે સર્પોનું ઝેર ચડવાથી મને સત્ત્વ, રજસ અને તમસ એ ત્રણ જાતના ગુણની લહેરો આવે છે અને તેનાથી હું અત્યંત દુઃખ પામીને બરાડેબરાડા પાડું છું. આ સંસારની અંદર રહેનારને એવાં ભાતભાતનાં દુઃખ વેઠવાં પડે છે કે, તેમનો ગણતાં પાર આવે એમ નથી. સંસારી પ્રાણીઓનું દુઃખ જોઈને તો પથ્થર પણ પીગળી જાય, તો પછી મારાથી તે સહન થાયજ શી રીતે? મારા મનમાં અતિશય ભય પેદા થાય છે અને તેથી કરીને મારી કાયા થરથર કંપી ઊઠે છે. તુકારામ કહે છે કે, હવે તો આ સંસારના કાદવ-કીચડની વાતો પણ મારાથી સંખાતી નથી. હું અસલ તો ડાહ્યો હતો પણ હવે ગાંડો થઈ ગયો છું. તેથી હે અનંત! મારો અંગીકાર કરવાને તું દોડી આવ.

૪૦૭૯–હે દેવ! હવે તો હું હમણાં વર્ણન કરૂં છું, તેવી

મારી હાલત થઈ ગઇ છે, તે તું મારે મોઢેથી સાંભળી લે અને પછી તને જેમ યોગ્ય લાગે તેમ કરજે. કાં તો તું મારૂં રક્ષણ કર અથવા તો મને મારી નાખ. મને તારી પાસેનો પાસે રાખ અથવા વેગળો ફેંકી દે. મને આ સંસારની અંદર પડી રહેવા દે અથવા તો મને તેમાંથી બહાર કાઢીને છૂટો કરી દે. હું મારા અજ્ઞાની-પણાને વશ થઇને તારે શરણે આવ્યો છું, પણ તારા પ્રતિ ભાવ-ભક્તિ કોને કહેવાય તે હું જાણતો નથી. જ્ઞાનના તમામ વિષયોને ગ્રહણ કરવાને માટે હું બુદ્ધિહીન હોવાથી અયોગ્ય છું અને હું નીચમાં નીચ અને રાંકમાં રાંક છું. મારૂં મન મારે સ્વાધીન નથી અને ઇન્દ્રિયોની પાછળ એવું દોડાદોડ કરે છે કે હું તેને ખાળી શકતો નથી. શાંતિ અને નિવૃત્તિ તો મને લેશમાત્ર પણ છે નહિ. મારી આવી સ્થિતિ હોવાથી મારી તમામ યુક્તિઓ નકામી નીવડી છે. હું મારો જીવ તારા ચરણમાં સમર્પિત કરી દઉં છું અને મારા અંતઃકરણમાં જે ભાવ છે તે પણ હું તારી આગળ નિવેદિત કરી દઉં છું. ત્યારે હવે હે દેવ! મારે તારો એકલાનોજ બધી બાબ-તમાં આશ્રય છે, તેથી કરીને મારૂં રક્ષણ કરવાની બાબતમાં તને જેમ ઠીક લાગે તેમ કરજે. તુકારામ કહે છે કે, હું તો તારા ચર-ણમાં દૃઢ વિશ્વાસ રાખીને અને તારી કાછડીનો છેડો મજબૂત પકડીને તારી દયાને આધારે બેસી રહ્યો છું. એ સિવાય બીજાંત્રીજાં સાધનમાં મને સમજણ પડતી નથી. આ તારા કર્તવ્યના વિષયમાં તને જેમ યોગ્ય લાગે તેમ તું કરજે.

૪૦૮૦–હે દેવ! તું કૃપાનો સાગર છે અને મારાં માબાપ, ભાઈ જે કહે તે તુંજ છે. જેના વડે મનુષ્યજીવનની સફળતા થઈ જાય એવાં તમામ સાધનોનો તું મહાસાગર છે. તું સંસારનાં બં-ધનોને અને કાળના પાશને તોડનાર છે. જેઓ તારૂં શરણુ લે છે તેમનું રક્ષણુ કરવાને માટે તું વજ્રપિંજર સમાન છે અને તારા

શરણાગતોને અભયદાન દેવામાં તું ઉદાર છે. સર્વ દેવોમાં તું એક અગોચર દેવ છે અને વિકારરહિત તથા અવિનાશી છે. તારી સ્તુતિ કરતાં કરતાં વેદ થાકી ગયા તો પછી એ કામમાં મારા જેવા મૂર્ખનું શું ગજું ? તારા સ્વરૂપનો વિચાર હું કેવી રીતે કરી શકું ? એટલા માટે હે દેવ ! હવે તું મને તારાથી વેગળો રાખીશ મા. તારા પ્રતિ ભાવભક્તિ કેવી રીતે રાખવાં તે તો હું સમજતો નથી પણ તે છતાં પણ હું તારો દાસ કહેવાઉં છું અને તે અધિકારથી હું પોતાને તારો માણસ કહેવડાવું છું. તારી ભક્તિમાં તો મને કશી સમજણ પડી નથી પણ તે છતાં હું તારૂં પૂજન તો કરતો રહું છું. હું તારૂં નામસ્મરણ કરનારાઓમાંનો એક છું. તેથી કરીને તારા નામની પ્રતિષ્ઠાને માટે હે કેશવ ! મને છોડાવવાને માટે તારે દોડતા આવવું જોઇએ. તુકારામ કહે છે કે, હે પંઢરીનાથ ! તારા બળને ભરોંસે તો હું નિશ્ચિંત થઇને બેઠો છું. મારી તમામ વ્યથાઓ શમી ગઇ છે. મેં મારા યોગક્ષેમનો બધો ભાર તારા માથા ઉપર નાખી દીધો છે. હવે હું કોઈ પણ સંજોગોમાં ભયને તો મારી પાસે આવવા દેવાનોજ નથી.

૪૦૮૧-હે હરિ ! આ સંસારની અંદર હું કયા વિષયમાં સુખ માની લઇને મારા દહાડા કાઢું, તે તું મને કહે. અહીં જે કાંઈ છે તે બધુંજ નાશવંત છે અને તેવી વસ્તુઓનો મોહ રાખવાથી તું પોતેજ મારાથી આઘો જતો રહે છે. સાંભળ, મેં પ્રથમ મારી માના ગર્ભમાં વાસો કર્યો. ત્યાંનાં દુઃખોનું હું તારી આગળ શું વર્ણન કરૂં ? આવું દુઃખ મેં પૂરા નવ મહિના સુધી લાગલાગટ ભોગવ્યું. ત્યાર પછી મારો જન્મ થયો. મારી બાલ્યાવસ્થા નાદાનીમાં વીતી ગઈ. પછી જુવાની આવી ત્યારે તે પોતાની સાથે વિષયાસક્તિને લેતી આવી અને તે જેમ વધવા લાગી, તેમતેમ મારા હૃદયની વ્યાકુળતા પણ વધતી ગઈ. એમ કરતાં કરતાં હું મરી

ગયો; એટલે પાછો બીજીવારનો જન્મ લેવાનો વારો આવ્યો. આમનું આમ સદા ચાલતુંજ ગયું અને મને એક ક્ષણવારનો પણ વિસામો લેવાનો અવકાશ મળ્યો નહિ. ચોરાશીલક્ષ યોનિઓના ચક્કરમાં આંટા મારતી વખતે પ્રાણીઓની પાછળ વિષયલાલસા દોડતી ફરે છે અને તે તેમને એ ચક્કરની અંદર વારંવાર દોડાવ્યા કરે છે. આ બધાના મૂળમાં દેહાભિમાન રહેલું છે. આ દેહ તે હું પોતે અને આ દેહનાં સંબંધીઓ તે મારાં સંબંધીઓ, એવી જે ભાવના તેજ સૌને દુઃખી કરે છે. માટે એ દેહાભિમાનના ઉપર આગ પડો. તુકારામ કહે છે કે, હવે મારી પ્રપંચની ખટપટનો છેડો આવી ગયો છે. હે દેવ! હું તો તારા દરવાજા આગળ એક ભિખારીની હાલતમાં પણ પડી રહેવા ખુશી છું. હું તારૂં બતાવ્યું કામ કરનારો તારો દીન દાસ છું. માટે તું હવે મારા ઉપર કૃપા કર.

૪૦૮૨–મને સંતોની સંગતિમાં રહેવાથી સુખ થાય છે. તેમના સમાગમમાં રહેવાથી હે દેવ! તારૂં નામસ્મરણ બમણા ઉત્સાહથી થવા માંડે છે, તેથી તમામ કર્મો બળી જાય છે અને હું સદાકાળ પ્રેમસાગરમાં ડૂબ્યો ને ડૂબ્યોજ રહું છું. હે દેવ! તું મારાં ભાઇબહેન, માબાપ, સગાંસંબંધી, કુટુંબી, સગોત્રી, જે કહો તે એક તુંજ છે. એટલે હવે મને કશી બાબતની ચિંતા રહીજ નથી. આ જાણે મારો કાયમનો નિશ્ચય થઈ ચૂકયો છે. હે દેવ! હું તને વિસારી શકતોજ નથી. તું મને પારમાર્થિક વિષયને લગતું ધૈર્ય આપે છે અને મારી અંદર અને બહાર, સદાકાળ મારી પાસેનો પાસેજ રહે છે. દુઃખ કોને કહેવાય તે તો હું સ્વપ્નમાં પણ જાણવા પામતો નથી. નાના પ્રકારના ભોગ અને ચતુર્વિધ મુક્તિઓ તો મારી આજ્ઞા ઉઠાવનારાં દાસદાસીઓ બનીને મારે ઘેર રહે છે. આ બધું થવાનું માત્ર એકજ કારણ છે કે, તું સર્વનો

સ્વામી પ્રેમાનંદ સહિત સદાકાળ મારી સમીપ રહેતો થઇ ગયો છે. તુકારામ કહે છે કે, જે જગ્યાએ લોકો તારા નામકીર્તનનો જયધ્વનિ કરે છે, તે ઠેકાણે સૌનાં પાતકમાત્ર બળી જાય છે અને કીર્તન કરનારાઓમાં રહેલા દોષ નષ્ટ થઈ જાય છે. મારા આનંદ-માં કશી ઊણપ છેજ નહિ, તેથી હું મારી વાણી વડે નિરંતર બ્રહ્મ-રસનું સેવન કર્યા કરૂં છું.

૪૦૮૩–હે દેવ ! તું મારા પ્રતિ કૃપાળુ છે. તું તારા ભક્તોનું પ્રતિપાલન કરે છે. તું દીન જનો પ્રતિ દયાર્દ્ર છે. તું તેમની પ્રેમાળ માતા છે. મારા યોગક્ષેમનો બધોજ ભાર તું ઉપાડી લે છે. મારી બધી બાબતની ચિંતા તારેજ કરવી પડે છે. હું ભૂલો પડું અને આડે રસ્તે વળી જાઉં તો મને સાચવી લેવાનું કામ તારૂં છે. અથવા તો તું મને સંતોના હાથમાં સોંપી દે છે. મને વેગળો કરી દેવા જેટલું કઠણ હૈયું તું કરી શકતો નથી. મારે હવે ભય જેવું તો કાંઇ રહ્યુંજ નથી. જન્મમરણની ચિંતા કરવાનું પણ કશું પ્રયોજન છે નહિ. મને તો આ લોકમાંજ પરલોકનો આનંદ મળી ચૂક્યો છે. આ સંસારજ મારી દૃષ્ટિએ વૈકુંઠરૂપ બની ગયો છે. અત્યારે દિવસ છે કે રાત્રિ તેની મને ખબર પડતી નથી. મારા અંતઃકરણમાં સ્વરૂપાનુસંધાનની અખંડ જ્યોતિ ઝગમગી રહી છે. તે આનંદની મસ્તીની મને જે લહર આવી છે, તેનું હું શું વર્ણન કરી બતાવું ? તુકારામ કહે છે કે, હે દેવ ! તેં મને તારા નામનાંજ ઘરેણાં મારે અંગે પહેરાવી દીધાં છે. જ્યારથી તારી સાથે મારો સંબંધ જોડાઈ ગયો, ત્યારથી મારે કોઈ વાતની ઊણપ રહીજ નથી.

૪૦૮૪–હે દેવ ! મને તારૂં સાંનિધ્ય પ્રાપ્ત થતું નથી તેથી તો મારા મનને ખૂબ તાલાવેલી થયા કરે છે. આ શરીરના ઉપર અનેક તત્ત્વો પોતાની સત્તા ચલાવી રહ્યાં છે, તેમાંથી છૂટા થવાને

હું જેમ જેમ ચેષ્ટાઓ કરૂં છું તેમ તેમ ઊલટો વધારે ગૂંચવણોમાં ફસાતો જાઉં છું. આવાં અતિ બળવાન કર્મોના સકંજામાં હું સપડાઇ ગયો છું. મારા માથા ઉપર બોજો પણ કાંઇ થોડોઘણો નથી. તે બોજો એવી જાતનો છે કે આ શરીર, હું અને આ શરીરનાં સંબંધીઓ એ બધાં કોણ છે તે વાત હું ઉઘાડી આંખે જોયા કરૂં છું અને છતાં મારી આંખ આગળજ ચોર લોકો આવીને મારૂં સર્વસ્વ લૂંટી ગયા ! તેથી કરીને હે દેવ ! તારી પાસે હું એટલુંજ માગી લઉં છું કે, તું મને સંતોના હાથમાં સોંપી દે. આ બાબત તારા કાલાવાલા કરતાં કરતાં મારૂં ગળું બેસી જવા આવ્યું. હવે તું વિલંબ ન કરીશ-આળસ ન કરીશ. આ મારી છેવટની ક્ષણ છે એમ જાણજે. આ ઘડીએ પણ જો તું મારી વિનંતી નહિ સાંભળે તો પછી હું લાચાર બની જઇશ. આવા મારા આયુષ્યનો સૂરજ જ્યાં અસ્તાચળ ઉપર જઇ પહોંચ્યો એટલે રાત્રિ આવશે અને ઘોર અંધકાર મને ઘેરી લેશે. પછી તો મારા ઉપર મારાં સંચિતકર્મો પોતાની સત્તા ચલાવશે. તેમ થવાથી મનુષ્યદેહ ઉપરનો મારો અધિકાર રદ થઇ જશે અને બીજી નિકૃષ્ટ યોનિની પરતંત્રતા મારે સહેવી પડશે અને ઊગરવાનો એક પણ આરો રહેશે નહિ. આ વિચાર આવવાથી મને ભય અને ચિંતા થાય છે. તુકારામ કહે છે કે, હું આવા સંકટના સકંજામાં સપડાઈ ગયો છું. હે કૃપાનિધિ દેવ ! તું હવે મારી મદદે દોડી આવ; કારણકે મારાં બળબુદ્ધિ, સર્વ સિદ્ધિઓ અને જે કહો તે, બધું એક તારા ચરણજ છે.

૪૦૮૫-હે દેવ ! હવે તમે તમારે યોગ્ય ધર્મકર્મ વિચારીને મારા કલ્યાણને વિષે તમને જે કાંઈ યોગ્ય લાગે તે કરો. હું પતિત છું એ તો તું જાણે છે અને એટલા વાસ્તે તો હું તારો શરણાગત થયો છું. હે દેવ ! તારા દરબારમાં રાજા અને રંક, નાના અને મોટા એવો ભેદભાવ છે નહિ. એક યોગ્યતા વડેજ સર્વ પદાર્થની પ્રાપ્તિ

થાય છે, પણ તે છતાં તારા ચરણ જેની ઘણા લોકોને પ્રાપ્તિ થતી નથી, તેની મને પ્રાપ્તિ થઇ ગઇ છે. તેથી કરીને હવે તું મને બહાર કાઢી મૂકતો નહિ. હું જે કહું છું તે ખરૂંજ કહું છું. આવો રિવાજ પરંપરાથી ચાલ્યો આવે છે. જે કોઇ તારા પ્રસંગમાં આવ્યા તેમનો તેં અંગીકાર કર્યો છે. તારી આવી કીર્તિ આખા જગતમાં સુપ્રસિદ્ધ છે, આવું જાણીને મેં મારો બધો ભાર તારા માથા ઉપર મૂકીને તમામ લૌકિક વ્યવહારનો ત્યાગ કરી દીધો છે. મારૂં સ્વરૂપ અવિનાશી છે અને પ્રકૃતિથી હું પર છું, એવો વિચાર મેં હમણાં કરી લીધો છે. આ કામમાં મુખ્યત્વે કરીને ધૈર્યનીજ જરૂર છે. મારો આ દેહ અસાર અને નાશવંત છે એવું જાણીને મેં સર્વના સારભૂત તારા નામનો આશ્રય લીધો છે. તુકારામ કહે છે કે, સૌના પંજામાંથી મેં મારો છુટકારો કરી દીધો છે. અને વિશ્રાંતિ લેવા માંડી છે. જે કાંઈ ચિત્તની અંદર ધારણ કરવા જેવું હતું તે મેં ધારણ કર્યું છે અને તે મને સંતોએજ બતાવ્યું હતું, માટે હવે હે દેવ ! આખરે તુંજ મને આશ્રય આપ.

૪૦૮૬—મનુષ્યજાતિમાં મારો જન્મ થયો તે ઘણું સારૂં થયું. મનુષ્યદેહ એ તો લાભનો શ્રેષ્ઠ ભંડાર છે. એના વડે પરમાત્માનાં તમામ પ્રકારનાં સુખને પ્રાપ્ત કરવાની યોગ્યતા આવી જાય છે. હે દેવ ! તેં મને હાથ, પગ, કાન, આંખ અને શબ્દોચ્ચાર કરવાની વાણી વગેરે સર્વ ઇન્દ્રિયોનું દાન દીધું છે, જેમનો યોગ્ય ઉપયોગ કર્યાથી હે નારાયણ ! તારી પ્રાપ્તિ થાય છે અને જીવપણું તથા સંસારની પીડા ટળી જાય છે. આ પરમાર્થના યોગને લીધે ક્રમશઃ પુણ્યનો સંચય થતો જાય છે, અનેક જન્મો દરમ્યાન વાણી દ્વારા તારા નામનું સ્મરણ કરવાનો લાભ મળે છે અને સંતોની સંગતિમાં રહેવાનો સુયોગ આવી મળે છે. આવી સુંદર અનુકૂળતાવાળી જગ્યાએ તેં મને આણી મૂક્યો છે. તેને માટે મારા

માથા ઉપર તારો જે ઉપકાર ચઢ્યો છે તેનો હું કેવી રીતે બદલો વાળવાનો હતો? હે પાંડુરંગ! માટે હું તો મારો જીવજ તને અર્પણ કરી દઉં છું. તેં મારી આંખોનો દોષ કાઢી નાખ્યો, મારા અંતઃકરણમાં ગુણદોષના મળ ભરાઇ ગયા હતા, તેમને તેં ધોઈ-નાખ્યા, મને તારા પ્રેમનો પાનો પાઇને શાંત કર્યો અને મુજ બાળકને નિજસ્વરૂપમાં લઈ જઈને સુવાડી દીધો. તુકારામ કહે છે કે, આ આનંદની તો ઉપમાજ આપી શકાતી નથી. એની વાતો પણ મીઠી મધ જેવી લાગે છે. અમારી ઉત્કંઠાને વશ થઇને અને ભક્તોની ભીડ ભાંગવાને સારૂ તેં સાકારરૂપ ધારણ કર્યું છે.

૪૦૯૭-હે વેદમૂર્તિદેવ! મારામાં ભાવ બહુ થોડો છે, મારૂં આયુષ્ય પણ ટૂંકું છે. વળી હું સ્વાધીન નથી અને તમામ જાતના અપરાધોની મૂર્તિના જેવો છું. આ મારી ફરિયાદ તમારે સાંભળવી પડશે. મારૂં અંતઃકરણ અનેક જાતના ગુણદોષને લીધે મલિન થઈ ગયું છે. મારા એ બધા દોષનું પ્રાયશ્ચિત્ત મારે કરવું કેવી રીતે? મારાં પહેલાંનાં, હમણાંનાં અને હવે પછીનાં સંચિતકર્મોનો ઢગલો એટલો બધો વિશાળ છે કે, તેનો કોઈ દહાડો પણ અંત આવે એવું મને લાગતું નથી. તે કર્મો અનેક જાતનાં છે અને તેઓજ મને ચોરાશીલક્ષ યોનિઓના ચક્કરમાં ઘસડી લઈ જાય છે. તેમને લીધેજ આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક એવા ત્રણ પ્રકારના ભોગ શરીરને ભોગવવા પડે છે. તે શરીર કર્મોના ભંડાર જેવું છે અને તેમાં જન્મ, જરા અને મરણને મૂકી રાખ્યાં છે. જીવાત્મા અને શરીરની વચ્ચે સંબંધ નહિ હોવાથી પંચભૂત એકબીજાથી અળગાં હોય છે. કોઇ વાર તેમની એક ઠેકાણે સંકલના થઈ જવાથી તેમાંથી શરીર ઘડાય છે અને તે પાછાં યથા સમયે છૂટાં પડી જાય છે. આવું આ શરીર પોકળ, વ્યર્થ અને સારહીન છે. પાણીના પ્રવાહની અંદર કોઇ વાર લાકડાં તણાતાં

તણાતાં ભેગાં થઈ જાય છે અને વળી કોઇ બળવાન મોજાંનો ધક્કો લાગવાથી પાછાં છૂટાં પડી જાય છે; તેવુંજ આ દેહના સંબંધમાં બને છે. માબાપ, ભાઈભાંડુ, સ્ત્રીપુત્ર, કુટુંબકબિલો એ બધોજ વિસ્તાર ક્ષણભંગુર છે, તુકારામ કહે છે કે, હે જનાર્દન! તું કૃપાળુ છે, એવી તું મારા ઉપર કૃપા કર કે જેથી આ પ્રપંચનું અજ્ઞાન જે મારામાં ઘર કરી રહ્યું છે તે ટળી જાય. આવી વિનંતી હું તારા ચરણ પકડીને કરૂં છું.

૪૦૮૮–હે દેવ! તારાં અનેક નામ છે, જેવાં કે કેશવ, મુકુંદ, મુરારિ, રામ, કૃષ્ણ અને હરિ વગેરે. એ બધાંય ઉત્તમ અને દોષને હરનારાં છે, એમ સમજીને તારાં એ નામનો ઉચ્ચાર હું સદાકાળ મારે મોઢેથી કરતો રહું છું. હે જનાર્દન! તું આ જગતનું જીવન છે અને તું વિરાટસ્વરૂપ હોવા છતાં નાનીસરખી વામનમૂર્તિને પણ ધારણ કરી શકે છે. હે મધુસૂદન! તું મહત્ આદિ તત્ત્વોનું બીજ છે અને સંસારનાં બંધનોને છેદનારો છે. હે દાતાર દેવ! તું આખા જગતને દાન દેનારો છે. તારા સર્વનાશક હાથમાં ચક્ર અને ગદા ધારણ કરીને તું દૈત્યોનો નાશ કરે છે. તું સર્વ વીરોમાં શ્રેષ્ઠ છે અને શૂરાઓનો મુકુટમણિ છે. તારી મૂર્તિ મદનના સમાન સુંદર છે. તે જોનારાઓનાં મનને મોહિત કરી દે છે. વળી તું ઇન્દ્રિયોના ઉપર સંયમ રાખનારો હોવા છતાં ગોપિકાઓની સાથે રમણ પણ કરે છે. હે કાનોબા! તું સ્વચ્છંદે ખેલ ખેલવા માટે નાના પ્રકારના વેશ ધારણ કરે છે અને સર્વ ગુણોનો તું નિધિ છે. તું સર્વ ગુણોને ધારણ કરનારો હોવા છતાં ગુણરહિત છે અને સર્વજ્ઞ હોવા છતાં સૌમાં સાક્ષીભૂત થઇને રહે છે. તું સર્વ પ્રપંચનું નિર્માણ કરે છે, પણ કર્તાપણાના અભિમાનનો સ્પર્શ પણ થવા ન દેતાં અકર્તા થઇને રહે છે. તુકારામ કહે છે કે, આવા દેવની સેવા કરવી કેવી રીતે? તેને સમર્પણ કરવું હોય તોપણ શું સમર્પણ કરવું અને

કેવી રીતે સમર્પણ કરવું, તેની પણ સમજણ પડતી નથી. તે તો એક ભાવ સિવાય બીજા કશા ઉપાયથી વશ થાય એવો નથી. જેમનામાં એક શુદ્ધભાવ છે તેવા જીવોને દેવ પોતાના ચરણ આગળથી વેગળા રાખતાજ નથી.

૪૦૮૯—જેનું હું આજ સુધી મારા મનમાં ચિંતન કર્યા કરતો હતો અને જેને સારૂ હું માનતાઓ માન્યા કરતો હતો, તે બધી મારી ચેષ્ટાઓ આજે સફળ થઈ ગઈ. જે વસ્તુના લાભનો કદી નાશ થતો નથી અને જેનો કદી કંટાળો પણ આવતો નથી, એવા નારાયણની મને આજે પ્રાપ્તિ થઈ ગઈ છે. તેથી કરીને હું તેમના ચરણને મારા તમામ મનોબળ સહિત વળગી પડું છું અને કદી છોડવાનો પણ નથી. તેમ કરતાં મારો જીવ જવાનો હોય તો ભલે જાય, તેની હું જરાય પરવા નહિ કરૂં; કારણકે મને આ સ્થળની પ્રાપ્તિ ફરીથી થાય કે ન થાય. મારાં કાંઈક સંચિતકર્મો શુભ હશે તો તેના પ્રતાપે મને આટલી અનુકૂળતા મળી ગઇ. મારા ચિત્તની અવસ્થા અવ્યવસ્થિત હતી, તેથી કરીને હું ગાંડા જેવો બની ગયો હતો, મારી બુદ્ધિ ભ્રમિત થઈ ગઇ હતી અને આ બધો પ્રપંચ જે મૃગજળ સમાન છે, તેને સાચો માનીને હું તેમાં ગૂંચવાઈ ગયો હતો. આજે મારી જ્ઞાનદૃષ્ટિ ઊઘડી ગઇ તે ઘણું સારૂં થયું. હે કૃપાળુ જગત્પિતા! આજે મારા મનમાં જે પ્રકારના ભાવનો ઉદય થયો છે તેને તું છેવટ સુધી નિભાવી રાખજે. અધવચ મારા અંતઃકરણમાં ચંચળતા ઉત્પન્ન થવા દઇશ મા. તારી આટલી દયા હું માગી લઉં છું. આવું કદી નહિજ બને એમ હું મારી બુદ્ધિ વડે ખાતરીપૂર્વક સમજી શકું છું; કારણકે મારા માર્ગમાં આ લોકનું ઐશ્વર્ય તથા લોકલજ્જા વગેરે અડચણો આડે આવીને ઊભી રહેવાનીજ. તુકારામ કહે છે કે, સંતજનો મારા ઉપર કૃપા કરીને મારી વાણીને હરિનામનાં ઘરેણાં વડે શણગારે અને મને હરિકી-

ર્તનમાં રસ પડે એવી તેઓ મારા ઉપર દયા કરે, એવી આશાએ હું તેઓના ચરણુ આગળ આળોટું છું.

૪૦૯૦-હે નારાયણુ ! તારા ગુણુ અસંખ્ય છે. મારી બુદ્ધિ અલ્પ છે. તમે સર્વજ્ઞ અને સંસારમાંથી પાર ઉતારી લઈ જાઓ એવા છો. હવે તમારા ચરણુ આગળ મારે એક વિનંતી કરવાની છે, તે એ કે, હે દેવ! મારા જેવો દીન મનુષ્ય તમારી ભક્તિનાં લક્ષણુ કેવી રીતે ઓળખી શકે, તે સમજાવો. મને તો મોઢામાથાની કાંઈજ સમજણુ પડતી નથી. હું તો ફક્ત તમારૂં નામસ્મરણુ કરવામાંજ મારો સમય વ્યતીત કરૂં છું. હે દેવ ! મારૂં મન વ્યર્થ બાબતોમાં પરોવાય એવું ગાંડપણુ મને લાગુ પડવા દઈશ નહિ અને તારા સ્વરૂપવિચારના પ્રકાશમાં મારો હાથ પકડીને તું મને દોરતો રહેજે. હે પંઢરીરાય ! મેં જીવભાવ વડે મારો દેહ તને સમર્પિત કરી દીધો છે. માટે હવે તું તારી કૃપાની છાયા મારા ઉપર નાખજે અને મને સમ અને વિષમ કલ્પનાઓના ધક્કામાંથી જાળવી લેજે. તું એટલો બધો ચતુર છે કે, જેઓ ચતુર કહેવાય છે તેમનો પણુ તું શિરોમણિ છે. તું એવો જ્ઞાની છે કે, સૌ જીવોનો તું જીવનાધાર છે. તારામાં કશી વાતની ન્યૂનતા તો છેજ નહિ. પણુ મારો પોતાનો ભાવજ ગાંડોઘેલો અને ઢંગધડા વિનાનો છે. તુકારામ કહે છે કે, મારી જેવી સ્થિતિ છે તેવી મેં તારા ચરણુ આગળ વિનંતીના રૂપમાં નિવેદિત કરી દીધી છે. જેનો જેવો આદર તેનું મૂલ્ય તેવું અંકાશે. કોણુ ખરો છે અને કોણુ ખોટો છે તે તું બધું જાણે છે.

૪૦૯૧-હે દેવ ! મારો ઉદ્ધાર કરવાનું કામ તમને ઘણું ભારે અને બોજારૂપ લાગતું હોય એવું હવે મને દેખાય છે. આજ સુધીમાં તમે અનંત જીવોનો ઉદ્ધાર કરી નાખ્યો. તું મારી પાસે છે છતાં મારાં બળવાન પાપ હજી કેમ નષ્ટ થયાં નથી અને મારાં પાછલાં

અશુભ સંચિતકર્મો હજી કેમ બળી ગયાં નથી, એજ મને નવાઈ લાગ્યા કરે છે. અથવા હે નારાયણ ! તને ઘડપણ તો નથી આવ્યું ? તારામાં પહેલાંનું સામર્થ્ય રહ્યું નથી એવું જો તું તારે મોઢેથી કબૂલ કરે, તોપણ તારા આવા નબળાઈ ભરેલા ભાષણમાં સંતો વિશ્વાસ કરવાના નથી. માટે હવે તારૂં આવું ચોરના જેવું વર્તન તું છોડી દે અને મને તારાથી વેગળો રાખીશ મા. આજ સુધી તેં મને તારાથી વેગળો ને વેગળો રાખ્યો, તે તો જાણે સમજ્યા. આપણે બેઉ એક ઘરમાં રહીએ અને છતાં આપણી વચ્ચે આડો પડદો રહે તે સારૂં ન કહેવાય. તુકારામ કહે છે કે, હે અનંત ! હવે તું મને નકામો ગૂંચવી મારતો નહિ. તું જ્ઞાની થઇને અજ્ઞાનીના જેવું આચરણ શા સારૂ કરે છે ? બહુ સારૂ, તારામાં સત્તા છે કે નહિ ? જો હોય તો તું મારા આગળ પ્રકટ થઈ જા.

૪૦૯૨–હે દેવ ! જે સંતોએ તને પ્રત્યક્ષ મૂર્તિમાન દીઠો છે તેઓ મારી મશ્કરી કરે છે. આથી કરીને મારૂં મન ચિંતાતુર રહે છે, કારણકે મેં તારી ભક્તિ કરી તે બધી પાણીમાં ગઇ હોય એમ લાગે છે. તારા સ્વરૂપનું વર્ણન કરવું કેવી રીતે ? મારી અગાઉ થઈ ગયેલા ભક્તો કહી ગયા છે કે, દેવ મૂર્તિમાન છે અને એવો અનુભવ કરીને તેમણે તારી સ્તુતિ ગાઈ છે. મને પણ તેમના જેવો અનુભવ લેવાની કામના વળગી હોવાથી, મારો જીવ તારામાં સજ્જડ પરોવાઇ ગયો છે અને તારાથી જરા વેગળો થવા ચાહતો નથી. હે મારા મહારાજ ! ત્યારે તમે નકામો અને કશા ઢંગધડા વિનાનો રિવાજ શા માટે ચાલુ કર્યો છે ? અમ બાળકોને ત્રાસ ઉપજાવવાને સારૂ એક ઉપર એક પાપપુણ્યોના ઢગલા તમે શા માટે ઉત્પન્ન કરી રાખ્યા છે ? આ કસૂર કોની તે તમેજ કહો. આનો જવાબ તમે મને આપો તેટલા સારૂ હું તમારે પગે પડું છું. કારણકે તું સૌની જનેતા હોઇ સૌના પ્રતિ એકસરખો

ભાવ રાખે છે. જો એમજ છે તો પછી મેં શી ગુનેગારી કરી? હે નારાયણ! જો મારો દેહ તમને કશા ખપનો નથી, ત્યારે તમે તેને જન્મ આપ્યોજ શા સારૂ? આ મારા સવાલનો જવાબ દો અને મારૂં એ વિષયનું અજ્ઞાન દૂર કરો. તુકારામ કહે છે કે, આ પ્રશ્નના ઉત્તરને માટે મેં ઘણા દિવસ સુધી તારી વાટ જોવાનો શ્રમ ઉઠાવ્યો. જેમ પીરસેલી થાળીના ઉપર કોઈ કારણસર એકાએક અણગમો થઈ આવે, તેવું મારા સ્વામીને મારી બાબતમાં થયું છે કે શું, તેની મને કાંઇ સમજ પડતી નથી.

૪૦૯૩–હે હરિ! આજ સુધી તો હું કાળના જડબામાં સપડાઈ ગયો નથી. અત્યાર લગી હું બચી જવા પામ્યો તે ઘણું સારૂં થયું. હવે મારૂં જેટલું આયુષ્ય બાકી રહી ગયું હશે, તે બધું હું તમને સમર્પિત કરી દઉં છું. મને કાળે આજ સુધી અવકાશ આપ્યો તેથી મારા બધા આયુષ્યનો નાશ થતો બચી ગયો છે. મારૂં પાછલું આયુષ્ય ભૂસાની જેમ વ્યર્થ ગયું તે ગયું, પણ હવે હું બાકીના આયુષ્યને એળે જવા દેવાનો નથી. જે આયુષ્ય બાકી રહ્યું છે, તેનો ઉપયોગ કરીને મારે જે સાધના કરવાની છે તે હું કરી લઈશ. કોઈ માણસ પાણીમાં ડૂબી મરતો હોય અને તેને કોઈ પાણીમાંથી બહાર કાઢે; એટલે તે ડૂબી જતો હતો એ વાત નીકળી જાય છે. કોઇને સ્વપ્નમાં અનેક પ્રકારની વિપત્તિનો અનુભવ થાય પણ જાગી ઊઠયા પછી તે બધા અનુભવો મિથ્યા પ્રતીત થાય છે, અથવા ભોજનનો છેલ્લો કોળિયો ગળ્યો હોય તો તેથી જેવો આનંદ જમનારને થાય છે, તેવોજ આનંદ મને તમારી ખરેખરી પ્રાપ્તિ કરી લીધાથી થાય છે. તમને મેં હાંક મારી અને તમે મારી હાંક સાંભળી, એટલે મારો બધો ભય તો જાણે એકદમ ટળીજ ગયો; કારણકે જેઓ તમારૂં શરણુ માગતા આવે તેમનું રક્ષણ કરવાનાં સાધનો તમારી પાસે તૈયારજ હોય છે. જેમ સૂર્યોદય થતાં વાર-

નેજ અંધકારનો નાશ થાય છે, તે પ્રમાણે તું જગદીશ્વર અમારો સહાયક થયો, એટલે પછી અમારામાં દોષ રહેવા પામેજ શી રીતે? તુકારામ કહે છે કે, હે નારાયણ! તું સકળ જગતનો સ્વામી છે તેથી હું તારૂં શરણ લેવા આવ્યો છું. હવે આજથી દેહ સંબંધી માન, દંભ વગેરે ઉપચારો વડે જે સુખ હું માની લેતો હતો તેના ઉપર આગ પડો. હવે તેને પ્રાપ્ત કરવાને માટે હું જરા પણ પ્રયત્ન કરવાનો નથી.

૪૦૯૪–મારો ભાવ મેં મારા સ્વામીના ચરણ આગળ નિવેદિત કરી દીધો એટલે મને વિશ્રાંતિ મળી ગઈ. હવે તે ભાવ ત્યાંથી પાછો ફરે એમ નથી; કારણકે મેં મારો બધો જીવજ દેવને સમર્પિત કરી દીધો છે. સર્વ પ્રકારનો લાભ ત્યાં આગળથીજ પ્રાપ્ત થાય છે, આવો ભાવ મારા મનની અંદર દૃઢપણે જામી ગયો છે. મારી પાસે મારો વિશ્વાસ એજ મારી કુલ પૂંજી છે; આથી કરીને હું મારા મનથી દૃઢ નિશ્ચય કરીને પ્રભુનો સેવક બન્યો છું. એટલે હવે તો મારે પ્રપંચના ઉપર દૃષ્ટિ ન રાખતાં સદાકાળ દેવની સેવાજ કરવી, એ મારૂં કર્તવ્ય છે. મારા મનને આ એકજ વાત ગમી ગઈ છે અને તેનેજ હું પકડી બેઠો છું. જે મારા મનમાં હતું તે બધું મેં કહી નાખ્યું. એ બાબતનું અભિમાન પણ મારા મનમાં છે નહિ. શુભ અને અશુભ બેઉ પ્રકારનાં ચોઘડિયાં મારે માટે તો શુભજ થઇ ગયાં છે, કારણકે મારા ઉપર દેવ કૃપા કરશે એવો વિશ્વાસ મને ઉત્પન્ન થઇ ચૂકયો છે. એટલે મારા તમામ વેપારમાં એક આનંદનોજ વેપાર હું કરતો રહું છું. એ સિવાય બીજું કાંઇ હું જાણતો પણ નથી. આવું થવાથી મારૂં ચિત્ત સમાહિત અવસ્થામાં રહે છે અને તેથી કરીને લાભહાનિથી થતા સુખદુઃખના ધક્કા મારા અંતઃકરણને લાગુ પડતા નથી. આવી રીતે હું સંસારની અંદર રહું છું, તોપણ તેનામાં લિપ્ત થતો નથી. પ્રાપંચિક

વિસ્તારને મેં મારા મનથી વેગળો કરી રાખ્યો છે અને મારા અંતઃકરણની પ્રીતિ તો મારા જીવનાધાર તુલ્ય હરિના નામ ઉપરજ સ્થિર થઇ ગઈ છે. તેને લીધે નામરૂપી બીજ મારા હૃદયની અંદર દ્રઢીભૂત થઈ ગયું છે,જેથી કરીને મારા મનને થતા તમામ આઘાત-પ્રત્યાઘાત શમી ગયા છે. તુકારામ કહે છે કે, નાના પ્રકારના મતમતાંતરોથી વેગળો રહીને હું પ્રસન્ન મને જીવું છું અને મારા અંતઃકરણમાં દેવના સ્વરૂપ પ્રત્યેનો પ્રેમ વસી ગયો છે,તેથી તે રૂપ મારી આંખોમાં ફેલાઇ ગયું છે.

૪૦૯૫–જગતના સ્વામી મારા દેવ પોતાના ગળામાં તુલસીની માળા ધારણ કરીને ભક્ત પુંડલીકના ભણી જોતા એક ઇંટના ઉપર ઊભા રહ્યા છે. તે સ્થાન ચંદ્રભાગાને કિનારે પંઢરપુરમાં આવેલું છે. અષ્ટમહાસિદ્ધિઓ અને સર્વ પ્રકારની રિદ્ધિઓ અર્થાત્ ઐશ્વર્યના ભોગ તથા ચાર પ્રકારની મુક્તિઓ જેમને બારણે દાસી બનીને ઊભી રહી છે, જેમના નગરની આસપાસ સુદર્શનચક્ર ફર્યા કરે છે, જેમની ધાકે કળિકાળ પણ ધ્રૂજતોકંપતો આઘોઆઘો નાસતો ફરે છે, સકળ વિશ્વની માતા રુક્મિણી જેમની ડાબી બાજુએ અર્ધાંગિની થઇને ઊભી રહી છે, તે જાણે વાદળાંમાં વીજળી ચમકી રહી હોય તેમ જાજ્વલ્યમાન બનીને શોભા ધારણ કરી રહી છે! જેમનાં દર્શનથી પ્રાણીમાત્રના મહાદોષનો નાશ થઇ જાય છે, તે દેવ સુખના સમુદ્ર સમાન અને પરમાનંદસ્વરૂપ છે. જે ગોવિંદે વૃંદાવનમાં પોતાની સહજલીલા વડે વેણુ વગાડીને તેના સૂરથી ગોપી-ગોપ, પશુપક્ષી, ગાયો ને વાછરડાં સૌને મોહિત કરી દીધાં હતાં તથા પોતાના આનંદમાં તલ્લીન બનાવી દીધાં હતાં; તુકારામ કહે છે કે, તેજ ગોવિંદ ચતુર્ભુજરૂપે પંઢરપુરમાં બિરાજે છે, તેમનું શ્રીમુખ અતિ શોભીતું છે, તે સર્વનું મન હરણ કરી લે છે, તેના રથ ઉપર ગરુડની ધ્વજા ફરફરે છે અને તે મારા સ્વામી પોતાના

અનેકાનેક ભક્તોનાં કામ કરવાને સારૂ ઉતાવળા ઉતાવળા દોડયા આવે છે.

૪૦૯૬-હે દેવ ! હું મારા જીવભાવ વડે તારે શરણે આવ્યો છું, તેથી કરીને હવે તું મને તારાથી અળગો કરીશ મા. ' હું તારો છું, ' એવું તું મને કહે. તું એટલું કરીશ તો હું મારો જીવ તારા ઉપર ઓવારી નાખીશ. હે લક્ષ્મીપતિ ! મારા દેહનાં સગાં-સંબંધીઓમાંથી કોઇ પણ મને કામ આવનાર નથી, એવું મને સંતોની સંગતિમાં બેસવાથી સમજાઇ ગયું છે અને તે મારા મન-માં ખૂબ સજ્જડ ઠસી ગયું છે. તે બધાંજ મારાં સગાંવહાલાંઓ મને પ્રપંચના ખેલતમાશા બતાવીને તારા ભજનમાં અડચણ ઊભી કરે છે. પ્રપંચ લાગે છે તો દેખીતી રીતે સુખદાયક, પણ આગળ જતાં દુઃખદાયક નીવડે છે, એવું લોકો જુએ છે-જાણે છે, તોપણ તેના ઉપર પ્રીતિ રાખે છે. મારાં સગાંવહાલાંઓમાંથી કેટલાંએક તો મરી પરવાર્યાં, વળી બાકીનાં હવે પછી મરશે અને હું પણ જો તેમની સંગતમાં ગૂંચવાયા કરીશ તો મને પણ તેવોજ લાભ મળશે. આવું જ્યારથી મારા જાણવામાં આવ્યું ત્યારથી હું તમારા કાલાવાલા કરવા મંડયો છું કે, મારા ચિત્તને પ્રપંચની અંદર લિપ્ત થવા દેશો નહિ. આ બાબતમાં હું ખૂબ દઢ રહું એવું અટળ ધૈર્ય મને આપજો. લોકોને મારી નિંદા કરવી હોય તો ભલે કરે, પણ હું તેમને જવાબ આપવાનો નથી. કારણકે સર્વનો આદિ અને સર્વનો જનક તું નારાયણજ છે. માટે મારે તો એક તારા ચરણનીજ પ્રાપ્તિ કરી લેવી છે. તુકારામ કહે છે કે, મારા પ્રારબ્ધમાં જેવું લખ્યું હશે તેવું થશે, એવું માનીને હું મારૂં હિત સાધી લેવામાં જો આળસુ થઇશ તો હું કેવળ પાતકી અને અભાગિયાઓમાંજ ગણાતો થઇશ તેમજ મને એવો જાણીને વૈષ્ણવો ધિક્કારશે અને મારી હાંસી કરશે.

૪૦૯૭-હે દેવ ! હું તમારા ચરણનો આશ્રય લઇને તેમની નજીકજ પડી રહ્યો છું. આવું થવાનાં જે જે કારણો નીપજ્યાં તેમને હું વધાવી લઉં છું. હવે હું સંતોના સમાગમમાં રહીને મારી વાણી વડે તારા ગુણનું વર્ણન કરતો રહીશ અને મારા મનની ઇચ્છાઓને પૂર્ણ કરીશ. આવી રીતે તમારી સેવા કરવામાં હું મારા દેહને ખપાવી દઇશ અને તેમાં હું મારાં મન, વાણી અને કાયા વડે જરા પણ ખોટાઇ કરીશ નહિ, જાણે મને વેચાતો લીધો હોય તેવી રીતે હું સંતોનો દાસ થઇ ચૂકયો છું. આ મારો દૃઢ નિશ્ચય થઈ ચૂકયો છે. તારૂં નામરૂપ એ મારા જીવનો જીવનાધાર છે, એમ જાણીને હું મારા દેહથી અને દેહનાં સંબંધીઓથી અળગો થઈ ગયો છું. આથી કરીને આ પંચભૂતાત્મક દેહ સહજ-સ્વભાવે જેમ રહેવાય તેમ રહે છે અને જે ક્રિયાકર્મ તેનાથી સ્વાભાવિક રીતે થઈ શકે તે કર્યા કરે છે. જે દેવનું હું ભજન કરૂં છું તે મને ઓળખશેજ, એવી સમજપૂર્વક મારા જીવભાવે ત્વરા કરી છે. આવી અવસ્થામાંથી મને બહાર કાઢીને તથા નિજબોધ-રૂપ સ્થિતિમાં લાવી દઇને દેવે મારૂં રક્ષણ કર્યું છે. હે દીનબંધુ ! આ મારા એકજ જન્મની ખેપમાં તમારી કૃપા વડે મારી તમામ પ્રાપંચિક તૃષ્ણાઓ નિર્મૂળ થઈ ગઇ છે અને મારો આગળ ઉપ-રનો રસ્તો ચોખ્ખોચટ થઈ ગયો છે. હવે તમારી સત્તાની ધાકને લીધે દ્વૈતભાવ મારી પાસે આવતાંજ થરથર કંપી ઊઠે છે. તુકારામ કહે છે કે, જયારથી હું તમારો અંકિત દાસ થયો ત્યારથી આનંદ-રૂપ થઈ ગયો છું. તેથી હવે પાપપુણ્ય મને સ્પર્શ કરી શકતાં નથી. મારા તમામ સંકલ્પોનો નાશ કરીને હું મારા એકપણામાં પડી રહું છું.

૪૦૯૮-શ્રીહરિના સગુણ સ્વરૂપની ભક્તિ કરવી એજ મુખ્ય ઉપાસના છે. એના વડે બધી અવસ્થાઓ પ્રાપ્ત થાય છે અને

અમુક ભક્તના હૃદયમાં શુદ્ધભાવ છે, એવું જાણીને શ્રીહરિ પોતાની મૂર્તિ તે ભક્તના હૃદયની અંદર પ્રકટ કરે છે. શ્રીહરિનું નામ એ મુખ્ય બીજ છે અને ફળ પણ તેજ છે. તમામ પુણ્ય, તમામ ધર્મો અને તમામ કળાઓ પ્રાપ્ત કરવાની નામ એ એકજ સફળ ચાવી છે અને તેના વડે જન્મમૃત્યુના સઘળા શ્રમનું નિવારણ થઇ જાય છે. જ્યાં આગળ હરિના ભક્તો લાજશરમથી રહિત બની જઈને શ્રીહરિની કીર્તિનું વર્ણન કરવા બેસે છે અને જ્યાં તેમને મોઢેથી હરિનામના જયઘોષ ગાજી ઊઠે છે, ત્યાં આગળ કાવ્યના નવેનવ રસ પૂર્ણપણે ખીલી નીકળે છે અને સંસારનાં અનેક પ્રકારનાં બંધનો એમની મેળે છૂટી જાય છે. જેમનાં હૃદયમાં દેવ પોતાનાં થાણાં જમાવીને બેઠા છે, ત્યાં તો જ્ઞાનનાં તમામ લક્ષણો પ્રકટી નીકળે છે, દિવ્ય ગુણો પોતાની મેળે ચાલ્યા આવે છે અને ત્યાં સ્થિર થઇને રહી પડે છે, એવો દેવના આગમનનો પ્રભાવ છે. આ કામ કરનારાઓએ પોતાનો વર્ણાશ્રમધર્મ અને કુળધર્મ છોડી દેવાની અથવા બીજાંત્રીજાં સાધનો કરવાની કાંઈજ જરૂર નથી. એક વિઠોબારાયના નામસ્મરણ વડેજ સર્વ કાર્ય સિદ્ધ થઈ જાય છે અને તેટલું એક સાધનજ પૂરતું છે. તુકારામ કહે છે કે, એક નારાયણ પ્રકૃતિથી પર છે, એવું વેદ માને છે અને યોગીઓ તેમનેજ બ્રહ્મશૂન્ય કહે છે. મુક્તાત્માઓ તેમનેજ પરિપૂર્ણ આત્મા કહે છે અને તેમનેજ ભોળા ભાવિક ભક્તો દેવ કહે છે, જેમને તેઓ પોતાના સગુણ સ્વરૂપમાં ઇંટ પર ઊભેલા જુએ છે.

૪૦૯૯-હે નારાયણ! તારાં નામ, રૂપ અને ગુણ અગણિત છે અને તારી નાભિ કમળના જેવી આકૃતિવાળી છે; એટલા માટે તને 'શ્રી અનંત પદ્મનાભ' એવા નામથી લોકો પોકારે છે. હે જનાર્દન! તું આખા જગતમાં વ્યાપી રહ્યો છે. તારૂં સ્વરૂપ આનંદઘન અને અવિનાશી છે. તું સર્વ દેવોનો આદિ દેવ છે. તું

કૃપાળુ છે. હે મહારાજ કેશવરાય ! તું તારા ભક્તોનો મહાનુભાવ મહાનંદ છે. તું સદાકાળ મંગળદાયક અને સહજસ્વરૂપી છે. તું તારા હાથમાં ચક્ર ધારણ કરીને અખિલ વિશ્વનું રક્ષણ કરે છે. તારા રથની ધ્વજાની ઉપર ગરુડ બિરાજે છે. તું કરુણાનો સાગર છે. તારા હાથપગ અગણિત છે. તું ક્ષીરસાગરમાં શેષનાગના ઉપર શયન કરીને નિદ્રા લે છે. તારાં નેત્ર કમળ જેવાં છે. તારી મૂર્તિ મદનના સમાન સુંદર અને કામિનીઓનાં મન હરણ કરી લે એવી છે. તું લક્ષ્મીનો પતિ છે. તેં એકવાર પૃથ્વીને તારા મસ્તક ઉપર ધારણ કરી રાખી હતી. તું ભક્તજનોનો સંસારમાંથી ઉદ્ધાર કરે છે. તેં બે ડગલાંમાં આખું બ્રહ્માંડ માપી નાખ્યું અને ત્રીજું ડગલું મૂકવા જેટલી જગ્યા બાકી રહી નહિ, એવો તું ત્રિવિક્રમ પોતાના ભક્તોને સારૂ નાનુંસરખું વામનરૂપ ધારણ કરે છે. હે સગુણનિર્ગુણ દેવ ! તું આખા જગતનો પિતા છે, તું સૌના જીવનનો આધાર છે. આવો તું દેવકી અને વસુદેવના પુત્ર રૂપે અવતરીને બાળવેશે તેમના આંગણામાં ઘૂંટણિયાં કાઢવા લાગ્યો હતો, તેથી તારૂં નામ ‘ બાળકૃષ્ણ ’ પડયું છે. તુકારામ કહે છે કે, હે દેવ ! હે મહારાજ! હું તમારી આગળ આળોટીને તમારા ચરણ આગળ આશ્રયસ્થાન માગું છું. હું સંસારનાં અનેક બંધનોથી બંધાઈ ગયો છું. તેમાંથી તું મને છૂટો કરી દે, એવી મારી તને પ્રાર્થના છે.

૪૧૦૦–હવે પંઢરીનાથ ભક્તિના બળને લીધે આપણી પાસેજ આપણી વાટ જોતા ઊભા રહ્યા છે. વિચાર કરવા જઈએ તો જેના સ્વરૂપનો અંત છેજ નહિ, તેનેજ હું મારા હૃદયની અંદર ધારણ કરી રાખું છું. પંઢરીરાય પોતાનું દેવપણું ભૂલી ગયા છે. તેમના ભક્તોએ તેમના નામનું ચિંતન કરીને તેમને આવી રીતે ભુલાવામાં નાખી દીધા છે. સંતોના ચરણનો સ્પર્શ કરતી વખતે ભક્તો

તેમનાં જાતિકુળનો વિચાર કરતા નથી. આવું એક સર્વોત્તમ સાધન અમારા હાથમાં આવી ગયું છે. હવે અમારે શોક કરવાની કે ભટકવાની જરૂરજ રહી નથી. જે શ્રીહરિ અવિનાશી દેવ છે તેજ અમારા દાતાર અને અમારા સહાયક છે. શ્રીહરિ ચતુર્ભુજ હોવાથી તેમના ભક્તોનો પ્રભાવ પણ ભારે હોય છે. ભક્તોના મનનું રંજન કરવાને માટે શ્રીહરિ નાનામોટા થઈ જાય છે અને સુંદર મનોહર આકૃતિ ધારણ કરે છે. તેમને ભક્તિ ઘણી વહાલી છે અને તેનો તેમને બહુજ લોભ લાગેલો છે. તેથી તો તે પોતે આપણા યાચક બનીને આપણી ભક્તિનો આદર કરે છે. તુકારામ કહે છે કે, હે પંઢરીનાથ! આવું રૂડું સાધન અમારા હાથમાં આવી ગયું છે, તેથી હું સંતોના શરણમાં જઇ પડયો છું. હવે એ બેઉને મારો જીવ જતાં પણ છોડનાર નથી.

**૪૧૦૧**–હે દેવ! જે ઉપાય વડે તારા ચરણનું દર્શન થાય તે ઉપાય તો મારાથી થતો નથી; કારણકે તારી ભક્તિ કરવાને સારૂ જેની ખાસ જરૂર છે તે ભાવ તો મારામાં છેજ નહિ. કોઇ પણ બાબતમાં મારો જીવ મારે સ્વાધીન નથી. ધર્માચરણ કરવા જાઉં છું તો તેમાં મારૂં ચિત્ત તે કાર્યને અનુકૂળ થતું નથી. દાનપુણ્ય કરવાને સારૂ મારી પાસે પૈસા નથી. અતિથિબ્રાહ્મણ વગેરેનું પૂ-જન કેવી રીતે કરવું તે હું જાણતો નથી અને ભૂતમાત્ર પ્રતિ દયા રાખવી જોઇએ, પણ મારા હૃદયમાં દયાનો એક છાંટો પણ નથી. ગુરુની અને સંતોની સંગતિમાં કેવી રીતે રહેવું, તે મને આવડતું નથી. જપ, તપ અને અનુષ્ઠાનમાં મને સમજણ પડતી નથી. વૈરાગ્ય ધારણ કરીને વનવાસ કરવાનું મારાથી બની શકતું નથી. ઇન્દ્રિયોનું દમન કરવાનું તો મારે માટે શકયજ નથી. તીર્થયાત્રા કરવા જાઉં છું તો તેમાં મારૂં મન પરોવાતું નથી. વ્રતપાલન કરવાનો વિચાર કરૂં છું, પણ તેના વિધિનું મને કશું જ્ઞાન ન હોવાથી મારે

એ વિચાર છોડી દેવો પડે છે. દેવ તો મારી પાસેજ, મારા હૃદય-માંજ છે, એવો જ્ઞાનવિચાર કરવા જાઉં છું તો ખરો, પણ આ મારૂં અને આ પરાયું એવો ભાવ મારા મનમાંથી ખસતો નથી. તુકારામ કહે છે કે, હે દેવ! હું તારો શરણાગત થઇને તારો આજ્ઞાંકિત દાસ બનીને રહું છું. એ સિવાય મારાથી બીજું કાંઇજ બની શકે એમ નથી. તારા શરણાગત દાસ થઇને રહેવામાં કોઇ પણ જાતનાં સંચિત શુભ કર્મની જરૂર નથી પડતી, એવું જાણીને હું નિશ્ચિંત થઇ ગયો છું.

૪૧૦૨–હે નારાયણ! તમેજ જ્યારે મને તમારાથી વેગળો કાઢી મૂકો ત્યારે મારે હાંક મારવી કોને તે કહો. તમારા સિવાય મને ધવરાવીને મારી વાસનાઓને પૂર્ણ કરે એવો બીજો કૃપાળુ કોઇ છે ખરો? તારા પોતાના બાળકને પાસે રાખવાથી તને તેના તરફથી ત્રાસ થશે, એવો વિચાર તારે મનમાં આણવો નહિ અને બાળકને પોતાને ખોળેથી આઘો ખસેડવો નહિ. જે દીન ભક્તને તેં તારો પોતાનો બનાવી દીધો છે, તેનું તારા પ્રેમ દ્વારા રક્ષણ કરીને તેને તું જીવનદાન દે. તેને તું નિત્ય બ્રહ્મરસનું સેવન કરાવ, એજ એક મારા મનની વાસના છે અને જાણે હું તારા ચરણની પાસે ને પાસેજ નિરંતર પડ્યો રહું, એવું મારા મનને થયા કરે છે. આ તારા યાચકની આટલી એક અભિલાષા તું પૂર્ણ કરી દે. હે દેવ! મારી પાસે પ્રારબ્ધકર્મની જે થાપણ હતી, તેના વડે મને તારાં દર્શન કરવાનો રસ્તો મળી ગયો. તેના તરફ મારા હૃ-દયમાં પ્રેમ અને આદરની ઉત્પત્તિ થઇ તે પણ તે પ્રારબ્ધક-ર્મનુંજ પરિણામ છે. હવે હું તારી પ્રેમપૂર્વક સેવા કરી શકું એવું વરદાન તું મને આપ. એ હું તારી પાસે માગી લઉં છું. તારા કાલાવાલા કરતા રહીને તને સાદ પાડતાજ રહેવું, એ સિવાય બીજા કશામાં મને રસ પડતો નથી. જાગૃત, સ્વપ્ન, નિદ્રા અને ધ્યાન

એ ચારે અવસ્થાઓમાં મને એક તારૂંજ સ્વરૂપ દેખાયા કરે છે. તુકારામ કહે છે કે, આવી સ્થિતિમાં મને તારો પ્રત્યક્ષ મેળાપ કદાચ ન થાય, તોપણ મને ઉપર કહ્યો તેવો મેળાપ થાય છે તે સાચો કે જૂઠો તેનો તુંજ વિચાર કરી જો. હવે તારા સ્વરૂપાનુસંધાનનો અખંડ ઝરો મારે હાથ આવી ગયો છે, આ રીતે હું મારા અંતઃકરણને અનુકૂળ અને સહાયક કરતો જાઉં છું.

**૪૧૦૩**—પ્રસ્તુત પદમાં જેનું સૂચન કર્યું છે તે બધાં સંસારની પીડાને મટાડનારાં ઔષધ છે. તેમના સેવનથી જન્મ, જરા આદિ દેહના ષડ્વિકાર દૂર થઈ જાય છે, કામક્રોધાદિ ષડ્રિપુ દબાઈ જાય છે અને તે ઉપરાંત બીજું કોઇ પણ જાતનું વિઘ્ન નડતું નથી. શ્રીહરિનું શ્યામ સ્વરૂપ નેત્રમાં ધારણ કરવાથી ચારે વેદ, છ શાસ્ત્ર અને અઢારે પુરાણનું સામટું ફળ મળી જાય છે; કારણકે એ સ્વરૂપમાં તેમનો સૌનો સમાવેશ છે. દુષ્ટ લોકોના સંસર્ગથી દૂર રહેવું અને વિષ્ણુસહસ્રનામનો જપ કરતા જવું. ત્યાર પછી જે જે કામ કર્યાથી સાધનમાં કુપથ્ય કર્યા જેવું પરિણામ આવતું હોય તે બધાં કામોથી દૂર રહીશું, તોજ ઉપર કહેલાં ઔષધથી ફાયદો થશે, નહિ તો નહિજ, એ તમે નક્કી સમજી લેજો. સ્વાત્મસ્વરૂપના ઘરમાંથી કદી બહાર પગ મૂકવો નહિ અને બહારના દેહાહંકારની હવા શરીરને લાગવા દેવી નહિ. બહુ લપલપાટ કે બકબકાટ કરવાં નહિ અને માયાવી સંસારની સાથેનો સંબંધ કાપી નાખવો. આપણી પાસે જે ચિત્ત છે તે શ્રીહરિને અર્પણ કરી દેવું અને (દહીં વલોવીને તારવી કાઢેલા માખણના જેવું નિર્મળ બનાવીને અર્પણ કરવું અને બાકી વધેલી અસાર છાશના જેવા) પ્રપંચને એક બાજુએ ફેંકી દેવો. તુકારામ કહે છે કે, તમારે વૈરાગ્યરૂપી જળમાં સ્નાન કરવું અને આશાઓરૂપી પરસેવો બહાર નીકળી જતા સુધી દિશાઓરૂપી વસ્ત્ર પહેરી રાખવાં. આવું કરવાથી શુદ્ધબુદ્ધ પર-

બ્રહ્મસ્થિતિમાં જેવી પુષ્ટિ પ્રાપ્ત થાય છે તેવી પુષ્ટિ તમને પણ પ્રાપ્ત થશે; આટલા માટે પ્રથમ તમારે વૈરાગ્યાવસ્થાને ગ્રહણ કરવી.

૪૧૦૪–તમે આ જન્મમાં તો પુષ્કળ સુખદુઃખ ભોગવી લીધાં. તમારો હવે પછીનો જન્મ પણ મનુષ્યનોજ થશે એવી જો તમે આશા રાખતા હો તો નક્કી જાણજો કે, તમારી અનેક ચેષ્ટાઓ છતાં તમને તેમાં સફળતા ન પણ મળે. અરે! આવું તમે જાણો તો છો છતાં આંધળા શા સારૂ થાઓ છો? ચોરાશી લક્ષ યોનિઓમાં આંટા મારતાં મારતાં વારંવાર તમારે જન્મમૃત્યુના દ્વારમાં થઇને પસાર થવું પડશે અને તેમાં જરા પણ ફેરફાર થવાનો નથી. દરેક વખતે તમારે ગર્ભવાસની પુષ્કળ યાતનાઓ સહન કરવીજ પડશે. ત્યાર પછી જ્યારે તમે નવીન જન્મ લેશો ત્યારે પણ કેટલાક વખત સુધી તમારે સંશયના જબ્બર પૂરમાં ઉત્પન્ન થતા દેહાદિ પ્રપંચરૂપી માયાજાળના વમળની અંદર ચકરડીઓ ખાવીજ પડશે. પશુઓને પાપપુણ્યનું જ્ઞાન હોતું નથી અને કયો ભોગ ઉત્તમ અને કયો અધમ તેનો પણ તેમને વિવેક હોતો નથી. વળી કેટલાંક પ્રાણીઓ તો જન્મીને તરતજ મરી જાય છે, કેટલાંક મૂંગાં, આંધળાં, લૂલાં, લંગડાં અને બહેરાં જન્મે છે. મનુષ્યદેહસરખી થાપણ તમારે હાથ આવી ગઇ છે તે ઉત્તમ છે અને તે ઉત્તમ ગતિ આપે એવી છે. કોઈ કહેશે કે, હુંજ દેવ છું, પણ આવું કહેનારો જો હરિની ભક્તિ કરશે ત્યારે તો તે દેવ થઇ જશે, નહિ તો નહિ. આવું તમે જો જાણતા હો તો પછી તમે તમારા ચિત્તમાં શ્રીહરિવિષયક પ્રેમને શા માટે ધારણ કરતા નથી? તુકારામ કહે છે કે, તમે એક ક્ષણવારને માટે તો તમારા મનને સ્થિર કરો, સાવધાન થઇ જાઓ અને વેદપુરાણ શું કહે છે, તે તમે જરા આંખો ઉઘાડીને જુઓ એટલી મારી તમને વિનંતી છે.

૪૧૦૫–શ્રીહરિ તો પોતાના સેવકોની સેવા કરે છે. સેવકોને

કશી વાતની તંગી પડે તે તેમનાથી સહન થતું નથી. સેવકોનું કામ કરવાની બાબતમાં દેવ એટલી બધી ઉતાવળ કરે છે કે, પીરસેલા ભાણા ઉપરથી ઊઠી જઈને ભક્તોનું કામ કરવા સારૂ દોડી જાય છે. તે એવા કૃપાના સમુદ્ર છે. તે એક ઈંટના ઉપર કેડે હાથ દઈને ઊભા રહ્યા છે. તે ભક્તોને સર્વસ્વ આપે એવા ઉદાર દેવ ભક્તોના સુખને અર્થે સાકાર સ્વરૂપે પ્રકટ થાય છે. તેમની છાતી ઉપર ભૃગુઋષિએ એકવાર લાત મારેલી, તેનું શ્રીવત્સ નામનું ચિહ્ન એક જાતનું ભક્તોનું ભૂષણજ છે એમ સમજીને દેવ તેને પોતાની છાતી ઉપર ધારણ કરે છે. શ્રીહરિને લાત વાગ્યાનું દુઃખ તો મુદ્દલે છેજ નહિ, પણ તે તો તેથી ઊલટું સુખ માની લે છે. સત્યભામાએ નારદઋષિને દેવનુંજ દાન દઈ દીધું, પણ તે બાબત તેમણે દેવની પરવાનગી જો કે લીધી ન હતી; તોપણ દેવે તે દાન કબૂલ કર્યું અને નારદની પાવડીઓ પોતાના માથા ઉપર મૂકીને પોતે ચાલવા લાગ્યા. વળી એજ દેવ બલિરાજાને ઘેર તેનું બારણું સાચવનાર દ્વારપાળ થયા અને સારથિ થઈને તેમણે અર્જુનનો રથ હાંક્યો. આવી રીતે દેવ પોતાના પ્રત્યેક સેવકના દાસ બનીને તેમની આજ્ઞા મુજબ તેમની સેવા કરે છે. તુકારામ કહે છે કે, જે દેવ એક વાર પુંડલીકના ઉપર મુશ્કેલી આવી પડવા છતાં તેની સાથે બોલ્યા ન હતા, તેજ દેવ તેની આજ્ઞા પ્રમાણે ખૂબ વિનયપૂર્વક તેની આગળ આવીને ઊભા રહ્યા છે. ત્યારે તમે આવી માતાનું ભજન શા સારૂ નથી કરતા ?

૪૧૦૬–જેવા હરિ છે તેવાજ તેમના ભક્તો પણ છે. હરિની જેમ તેમને પણ ભય, મોહ, ચિંતા કે આશા એમાંનું કાંઈ પણ લાગુ પડતું નથી. તેઓ ઉદાસીન ભાવે રહે છે અને ભક્તિની કાછડીનો છેડો ખૂબ જોરથી પકડી રાખે છે. શ્રીહરિના ચરણને વળગીને તેમણે સંસાર સાથેનો સંબંધ કાપી નાખ્યો છે. લોકોના તરફથી

સન્માન પામવાની તેમને ગરજ હોતી નથી અને પૈસા તો તેમની આંખે માટીનાં ઢેફાં જેવાજ દેખાય છે. તેઓ નિરંતર શ્રીહરિના નામામૃતનું પાન કરે છે. એ સિવાય બીજા કશાનું અસ્તિત્વજ નથી, એવું તેઓ પોતાના મનથી માને છે. તેમના હૃદયમાં પુષ્કળ અવકાશ હોય છે. તે સમુદ્રના સમાન ધૈર્યવાન અને સંસારમાં સૌથી બળવાન હોય છે. તેમણે શ્રીહરિના ચરણની સાથે એવી સજ્જડ બાથ ભેરવી દીધી હોય છે કે, જેને કામક્રોધ છોડાવી શકતાજ નથી. એ કામ અને ક્રોધ છે તો ઘણા બળવાન પણ ભક્તો તેમને પોતાના દાસની માફક આજ્ઞાનુવર્તી બનાવી દે છે. તે હરિના સેવકો એટલા તો બળવાન છે કે, કાળનું પણ તેમની આગળ કાંઈજ ચાલતું નથી. છતાં તેઓ એટલા બધા નમ્ર હોય છે કે સૌથી નીચે આસને બેસી જાય છે. દેહને લગતી તમામ બાબતોના તરફ તેઓ ધ્યાન આપતા નથી અને તેમનું જેમ થાય તેમ થવા દે છે. ચોસઠ કળાઓને જાણતા હોવા છતાં, જાણે કાંઈજ નથી જાણતા એવા થઈને રહે છે. હરિના દાસનો આખો સંસારજ દાસ છે; મોક્ષ તો તેમની વાટજ જોયા કરે છે; રિદ્ધિસિદ્ધિઓને તો તેમણે પોતાના રાજ્યમાંથી દેશવટો આપી દીધો છે. તેમનો તો હરિભક્તોને એટલો બધો કંટાળો હોય છે કે, તેઓ તેને સ્પર્શ પણ કરતા નથી. તુકારામ કહે છે કે, હરિના ભક્તો જન્મ અને મૃત્યુ બેઉને સ્વપ્નવત્ જાણે છે. આ અમારૂં અને પેલું પારકું એવું તેમની આંખે દેખાતુંજ નથી. તેઓ નિરંતર આનંદમાં રહે છે અને એવી સ્થિતિમાં તેમની વાણી પ્રેમના અમૃતસ્વરૂપ હરિના નામનું સ્મરણ કરે છે.

૪૧૦૭-હું તો હવે આ સંસારથી અતિશય ત્રાસ પામ્યો છું. માના પેટમાં ગર્ભાવસ્થામાં નવ મહિના કાઢયા. ચોરાશીલક્ષ યોનિઓમાં સુખની પાછળ વલખાં મારવામાં મેં ભિખારીના દહાડા

ગાળ્યા. મારા જીવન ઉપર હમેશાં બીજાઓનોજ અધિકાર રહ્યો છે. હું મારાં સંચિતકર્મોના મજબૂત પાશની અંદર બંધાઇ ગયો છું. મારાં પ્રારબ્ધ અને ક્રિયમાણ કર્મ મારી પાસે ને પાસે રહીને મને પોતાની સત્તા વડે હમેશાં ધકેલતાંજ રહે છે. અનેક યોનિઓમાં ભટકી વળ્યો પણ પેટ ભરાયું નહિ અને તૃપ્તિનું સુખ કદી અનુભવ્યું નહિ. વિશ્રાંતિ કેવી થાય છે તે તો મેં જાણ્યુંજ નહિ અને એક ગામમાં એક જગ્યાએ ઠરીને બેઠો નહિ. હું એકજ જગ્યાએ બેસી રહું અને કોઇ પણ ઠેકાણે ઘસડાઈ જાઉં નહિ એવું સામર્થ્ય, હે દેવ ! મારા શરીરમાં છેજ નહિ. ભાડિયાની અંદર જેમ ધાણીના દાણા તરફડે તેમ હું તરફડું છું. આવી સ્થિતિમાં મેં ઘણો લાંબો વખત પસાર કર્યો છે અને હજી પણ એવી ને એવી હાલતમાં બીજો કેટલો વખત કાઢવો પડશે, તે તો કોણ જાણે ? એમ કરતાં કરતાં પૂરો એક કલ્પ વીતી જશે, તોપણ મારા જન્મમરણના ક્રમનો છેડો આવવાનો નથી. મારા આવા દુઃખનો કોણ અંત આણી મૂકે ? મારો બોજો હું તમારા સિવાય બીજા કોના ઉપર મૂકવાનો હતો ? તમારૂં નામસ્મરણ એજ આ સંસારસમુદ્રને તરવાનો ઉપાય છે. એનો અર્થ એ કે, જે કોઇ તમારૂં નામસ્મરણ કરશે તેના સંકટને વખતે તમારે તેને છોડાવવાને માટે દોડી જવું પડશે. તુકારામ કહે છે કે, હે નારાયણ ! ત્યારે હવે મુજ દીનને મદદ કરવા સારૂ દોડચા આવો અને મારામાં રહેલા ગુણઅવગુણનો વિચાર ન કરશો. તમે મારા ઉપર આટલી દયા કરો એવી મારી તમને વિનંતી છે.

૪૧૦૮–હે મનુષ્યો ! જ્યાંસુધી તમારા હાથપગ ચાલે છે અને તમારૂં શરીર સુદૃઢ છે, ત્યાંસુધીમાં તમે તમારૂં સ્વહિત સાધવાને માટે તીર્થયાત્રા કરવા નીકળી પડો. આટલું કરી લેવા ચૂકતાજ નહિ. જ્યાંસુધી તમારો નાશ કરનારો કાળ તમારાથી આઘો છે,

ત્યાંસુધીમાં તમે હરિના ગુણાનુવાદ ગાઓ અને સાંભળો. આ બાબતમાં તમારાથી જેટલી ત્વરા થાય તેટલી કરજો. મનમાં શુદ્ધ ભાવ ધારણ કરીને હરિની સેવા કરજો અને તેમાં જરા પણ કપટતા અથવા ખોટાઈ કરતા નહિ. જે ધન તમે કમાઓ તે ભોંયમાં ખાડો ખોદીને દાટી મૂકતા નહિ, પણ બ્રાહ્મણો અને સાધુસંન્યાસીઓનું પૂજન તથા સત્કાર કરવામાં તેનો ઉપયોગ કરજો. તમે પોતે શુદ્ધ આચરણ રાખીને ભૂતમાત્ર પ્રતિ દયાનાં કામોમાં તમારૂં ધન વાપરી નાખજો. આવી રીતે તમને આગળ ઉપર મદદગાર નીવડે એવાં શુભ સંચિત કર્મોનો સંગ્રહ કરવાનું ભૂલતા નહિ. જ્યાંસુધી તમારા શરીરમાં જુવાનીનું જોર હોય તેટલો વખત તમે વિષયોની સંગતિમાં પડીને તેમનાથી ખરડાઇ જતા નહિ. કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે વિકારોથી દૂર રહેજો અને સંતોની સંગતિમાં વાસ કરજો. આટલું કરવામાં ચૂક કરતા નહિ. તુકારામ કહે છે કે, જે ઘડીએ તમે યમની સત્તા નીચે આવી જશો; તે ઘડીએ તમારૂં કાંઇ પણ ચાલવાનું નથી. તમારી પાસે આજે જે સત્તા છે, જે દ્રવ્ય છે, જે સંપત્તિ છે, તે બધાં અહીંનાં અહીંજ પડી રહેશે અને તમારાં સંચિત કર્મ તમારી સાક્ષી પૂરવાને વાસ્તે તમારી આગળ આગળ ચાલ્યાં જશે. પછી તો જેવો યમરાજા હુકમ કરશે તે પ્રમાણે તમારે ચાલવું પડશે.

**૪૧૦૯**—હે પાંડુરંગ ! તમને અમુક વાત મારે એકાંતમાં કહેવી છે, તે એ કે જો અમારાં શુદ્ધ પ્રારબ્ધ કર્મોજ અમને તારવાનાં હોય તો પછી તમારૂં કર્તવ્યજ શું રહ્યું? લીધેલું કરજ ચૂકવી આપવું તેમાં પુણ્ય શું અને ધર્મ શો ? અને કોઇ કહે કે, મેં ધર્માચરણ કર્યું તો તેનું કહેવું માને પણ કોણ ? હે દેવ ! આ સંસારમાં તમારી મોટાઈનું જે ભૂષણ કહેવાય છે તેને શા માટે વ્યર્થ ગુમાવી દેવા જેવું કરો છો ? જેને ખાવાને અન્ન ન મળતું

હોય તેને અન્નનું દાન દેવું જોઇએ. પોતાને બારણે કોઇ અતિથિ કે અભ્યાગત આવી ચડે તો તેની યોગ્યતાના પ્રમાણમાં તેને દાન દેવું જોઇએ. જ્યારે બીજું કાંઇ લેવાઆપવા જેવું ન હોય, ત્યારે વૈદ્ય લોકોએ ઓછામાં ઓછું ઔષધ આપવા જેટલો પરોપકાર તો કરવોજ કરવો. દીન–અનાથ જીવોને પોતાની છાયામાં રાખીને તેમનું રક્ષણ કરે તેને શૂરવીર જાણવો. હે નારાયણ ! એવા પુરુષનાં પુણ્યોનો તથા તેનાં ભૂષણોનો કાંઇ પારજ નથી એમ તમે નક્કી જાણી લેજો. તુકારામ કહે છે કે, ત્યારે હવે મારે આથી વિશેષ કહેવા જેવું કાંઇ રહ્યુંજ નથી. મને જો તમે તારો તોજ તમે ખરા. જે ઘડીએ તમે તમારા પતિતોને પાવન કરવાના બિરદને સાચું પાડી બતાવશો તે ઘડીએજ તમે પતિતપાવન છો એવું હું માનીશ.

૪૧૧૦–શ્રીહરિનું રૂપ અને તેમનું નામ બેઉ રૂડાં છે. તેમનું દર્શન કરતાંને વારજ આંખોને ટાઢક વળી જાય છે અને ત્રિવિધ તાપ શમી જાય છે. વિઠ્ઠલના નામનો જપ પ્રકટ છે અને છતાં તે અતિશય સારભૂત છે. શ્રીહરિના સ્મરણરૂપ શસ્ત્ર છેક છેલ્લી ઘડીએ એટલે દેહના અવસાન વખતે વાપરવા યોગ્ય છે. તેની સરખામણીમાં દસ પ્રકારનાં દાનની કશીજ કિંમત નથી. નારાયણનો સ્વભાવ એવો છે કે, તેમના ભક્તો તેમનું સ્મરણ કરે કે તરતજ તે તેમનાં સંકટને ટાળી દે છે. આવો મત શ્રેષ્ઠ પુરુષોનો છે. અનંત ભગવાન ફળની સિદ્ધિ પર્યંત પોતાના ભક્તને મદદ કરે છે અને તેને ધારેલે સ્થળે પહોંચાડી દે છે. એટલા વાસ્તે ભક્તજનોનું તો એટલુંજ કર્તવ્ય છે કે, તેમણે સર્વતોભાવે નારાયણનું શરણ લેવું. સંસાર તો ધોળો અને ઝેરી સાપ છે. હે દાતાર ! હે દેવ ! મારા લેણદારોની સંગતિને લીધે મારી અને તારી વચ્ચે છેટું પડી ગયું છે અને તેથીજ હું આ સંસારના ઉપર ચીડ બળું છું. આ સં-

સારે મને પોતાની સાથેના સંબંધને લીધે અનેક યોનિઓમાં ભટકાવી માર્યો. દેહાદિ પ્રપંચનો તેણે મને મોહ લગાડ્યો અને આ દેહ તે હું પોતે અને આ દેહનાં સંબંધીઓ તે મારાં સંબંધીઓ, એવા ભ્રમની અંદર હું ગૂંચવાઈ પડ્યો, તેને પરિણામે મારે પારવિનાની વિટંબણા સહન કરવી પડી. તુકારામ કહે છે કે, હે દેવ! આજ સુધી તો હું આ સંસારના મોહને વશ થઈને જીવ્યો. તેમ કરવાથી હું અનેક પ્રકારની યોનિઓમાં ભટકી વળ્યો અને જન્મમરણ આદિ પાર વિનાનાં દુઃખ મેં ભોગવી લીધાં. હવે તમારે એ દુઃખોનો અંત આણી નાખવો જોઈશે, એવી આશાએ હું તમને નમસ્કાર કરૂં છું.

**૪૧૧૧**–દેવ ઘણા રૂડા છે. એનો અર્થ એ કે તે પૂર્ણકામ છે અને તેમનું નામ મધુર છે. તેમના તમામ ગુણોમાં સૌથી મુખ્ય ગુણ તેમની દયા છે. દયાના તો તે જાણે સમુદ્રજ છે અને તે પોતાના ભક્તોને કોઇ પણ જાતનો શ્રમ કે કષ્ટ સહન કરવા દેતા નથી. તે એટલા બધા બેહદ શ્રેષ્ઠ છે કે, તેમની ભલાઇનું વર્ણન કરવુંજ કેવી રીતે? તેમની ઉદારતા ભણી જોવા જઇએ છીએ તો લક્ષ્મી પોતેજ તેમની દાસી છે. તેમના શૂરવીરપણાનું વર્ણન કરવા જઇએ તો કહેવું પડશે કે, કળિકાળ તેમનાથી હારી જાય છે. તેમની ચતુરાઇનો વિચાર કરવા જઈશું તો એમજ કહેવું પડશે કે, તે તમામ ગુણોના રાશિ સમાન છે. તેમને ઓળખી શકે એવા તો તે પોતેજ છે; બીજો કોઈ તેમને ઓળખી શકતો નથી. દેવ કેટલા પ્રાચીન છે તે વિષે જોવા જઇએ તો જણાશે કે, તે સૌના આદિ છે અને તેમની લીલા કોઈનાથી કળી શકાતી નથી. તે બાળવેશ ધારણ કરીને, અજ્ઞાન બનીને ગોવાળ લોકોની ગાયો ચરાવવાનું કામ કરે છે અને ગોવાળણોને પોતાના રૂપથી મોહિત કરી દે એવા તે ચતુર છે. તે અનંત દેવ એવા ગાંડા છે કે, જેનામાં

તેમણે ભાવ દીઠો કે તરત પોતે તેના સેવક બની જાય છે. વળી પોતાના ભક્તોનું એઠું ખાઈ જવાનો તેમને ભારે શોખ છે. તે એવા ભિખારી જેવા છે કે, જેનાં આઠે અંગ રાંટાં હતાં એવી કુબ્જા દાસીની સાથે પોતે રમણ કરવા લાગ્યા. તે એટલા બધા મેલા છે કે, પાપી લોકોની સાથે તે ઘણો નિકટનો સંબંધ રાખે છે. તેમને નાના પ્રકારના ખેલ ખેલવાનું અને ભાતભાતના વેશ લેવાનું ગમે છે. તે જીવમાત્રમાં વ્યાપ્ત છે, છતાં કોઈ તેમને જાણી શકતું નથી. કોઇ તેમની શોધ કરવા જાય તો તેના હાથમાં તો કદી આવેજ નહિ. તુકારામ કહે છે કે, તે કેવા શ્રેષ્ઠ છે તે કહેવા જાઉં તો મારે કહેવું પડશે કે, તે દેવ સૌથી શ્રેષ્ઠ છે અને નાનામાં નાના અણુરેણુનાથી પણ નાના છે. આ હું જે કાંઇ તેમને વિષે કહું છું તે ખરૂંજ કહું છું; જૂઠી મોઢામોઢાની સ્તુતિ કરતો નથી.

૪૧૧૨-હે દેવ! તમારી ભક્તિ મારે કેવી રીતે કરવી અને કયાં ઉપકરણો વડે કરવી? તમને કયી કયી પૂજાની વસ્તુઓ અર્પણ કરવી? કારણકે તમે સર્વ રસોમાં, સર્વ રૂપોમાં, સર્વ ગંધોમાં અને સર્વ જાતનાં પ્રાણીઓમાં તમારા સર્વવ્યાપકપણા વડે પૂર્ણ રીતે ભરપૂર છો. મારે મારી ઇન્દ્રિયોનું દમન કેવી રીતે કરવું અને મારાં પાપપુણ્યોનો નાશ કરવાને માટે મારે કયાં વ્રતોનું પાલન કરવું? કારણકે તારા વગરનું ખાલી સ્થળ તો કોઇ છેજ નહિ. હું આંખો ઉઘાડી રાખીને કોને જોઉં અને કયા મંત્રનો જપ કરીને મારા મનમાં તારૂં ધ્યાન કરૂં અને તે પણ કઈ રીતે? તારા વિનાનું નકામું સ્થળ છેજ કયું? આવું જાણીને મારે કયે ઠેકાણે મારા ભાવને સ્થિર કરવો? હું કઈ દિશામાં જાઉં અને કઇ દિશાએથી પાછો વળું? કયું સ્થળ તારા વિનાનું સૂનું પડયું છે, તેની મને તો સમજણુજ પડતી નથી. મારે મારા પગ કયાં મૂકવા અને કયી રીતે? કયે ઠેકાણે જઈને તને મળવું?

તુકારામ કહે છે કે, હે દેવ ! તારૂં પૂજન કરવાને વાસ્તે ઉપકરણોમાં હું તો એક તારા નામનોજ ઉપયોગ કરીશ. ધૂપ, દીપ, નૈવેદ્ય, ફૂલ, તાંબૂલ એ બધાંની જગ્યાએ હું એક તારૂં નામજ તારી આગળ ધરીશ. તુલસી અને પુષ્પની માળા પણ હું તારા નામનીજ ગૂંથીને તને પહેરાવી દઈશ. નામનાં પુષ્પોને ભાવરૂપી અંજલિમાં ધારણ કરીને, નામનો મંત્ર જપીને હું તને અર્પણ કરીશ.

**૪૧૧૩**–શરીર તો દુઃખોના સંગ્રહસ્થાન જેવું છે. રોગરૂપી ઐશ્વર્યને ભરી રાખવાની તિજોરીને ઠેકાણે શરીરને સમજી લેવું. એ શરીર દુર્ગંધનું આશ્રયસ્થાન છે. તેના જેવી અપવિત્ર વસ્તુ બીજી કોઈજ નથી. શરીર અતિ ઉત્તમ છે; શરીર એ સુખનું આશ્રયસ્થાન છે. શરીર ધારેલી વસ્તુ પ્રાપ્ત કરવાનું સફળ સાધન છે. શરીર દ્વારાજ પરબ્રહ્મની પ્રાપ્તિ થઈ શકે છે. શરીર એ તો નરી આભડછેટની પોટલી જેવું છે અને અધોગતિનું મૂળ પણ તેજ છે. શરીર મોહમાયારૂપી પાશની જાળ છે, તેને કાળે ઘેરી લીધું છે. શરીર અત્યંત પવિત્ર અને નિર્મળ છે. તે પરમાર્થરૂપી ધનની થાપણ છે. એજ શરીરમાં દેવનો વાસો છે, તેથી કરીને તેના વડે સંસારરૂપી પાશનું છેદન થાય છે. શરીર તો અવિદ્યાનુંજ ઘડતર છે, તમામ નઠારા ગુણોને એકઠા કરીને તેનું બનાવેલું છે અને તેની અંદર અનેક પ્રકારના દુર્ગુણો વિઘ્ન ઉત્પન્ન કરે છે. તેમાં એક પણ સારો ગુણ છેજ નહિ. તુકારામ કહે છે કે, આવા શરીરને નાના પ્રકારના વિષયભોગમાં રાખીને તેને સુખ આપવું નહિ અને તેમનો ત્યાગ કરીને શરીરને કષ્ટ પણ આપવું નહિ. કારણકે શરીર તો નથી સારૂં અને નથી નઠારૂં. તેનો ઉપયોગ તો ફક્ત શ્રીહરિના ભજનને અર્થેજ કરવો.

**૪૧૧૪**–ગમે તેમ કરીને પરદ્રવ્ય અને પરસ્ત્રી એ બેને લગતી

ઇચ્છાઓને તો તમારે મનમાંથી કાઢીજ નાખવી. આટલું કર્યા પછી ભલે તમે આ પ્રપંચની અંદર સુખપૂર્વક રહો. તમારા વ્યવહારમાં દંભને સ્થાન આપતા નહિ. અત્યંત શાંત અવસ્થામાં રહેજો અને મોઢેથી રામનામરૂપી સુગંધીરસનું સેવન કરજો. આ બાબતમાં તમે આળસ કરતાજ નહિ. આખા જગતના મિત્ર બનીને રહેજો. વાણીવડે અશુભ વચન બોલતા નહિ. દુર્જનોના સહવાસમાં રહેતા નહિ. સંતોએ પરમાર્થની સાધનાને માટે જેવો પ્રયત્ન કરેલો તેવો તમે પણ કરો. એક દેવના સિવાય બીજી જે જે વસ્તુની કે વ્યક્તિની આશા રાખશો તે બધી વ્યર્થ જાણજો. તૃષ્ણાને અતિશય વધારી મૂકવાથી કદી પણ સુખનો સ્વાદ મળવાનો નથી. તુકારામ કહે છે કે, ખૂબ ધૈર્ય સહિત શ્રીહરિના ઉપર વિશ્વાસ રાખો અને સર્વના કર્તાહર્તા એક દેવજ છે એવો દૃઢ નિશ્ચય મનમાં ઘડી રાખો. દેવ તમારો યોગક્ષેમ નિભાવ્યા કરશે અને તેમાં જરા પણ ખામી આવવા દેનાર નથી.

**૪૧૧૫**–સંસારસમુદ્રને તરી જવાનું કામ અતિ કઠિન છે. તેને તરી જવાને સારૂ ભલેને કોઈ ગમે તેટલો પ્રયત્ન કરે, પણ તેને કદી સફળતા મળવાની નથી. આજ સુધીમાં સંસારસમુદ્રને તરી જવાનો યત્ન કરનારાઓ કેટલા બધા ડૂબી મૂઆ અને તણાઈ ગયા, પણ તેનો સામો કિનારો કોઈને હાથ લાગ્યો નહિ. હે મારા દાતાર દેવ! આજ સુધીમાં મેં કેટલા જન્મ ધારણ કર્યા તેની ગણના કરવી મુશ્કેલ છે. જન્મમૃત્યુના મોટા વમળની અંદર ગૂંચવાઈ જઈને હું તેમાં ચકરડીઓ ખાધાજ કરૂં છું. મારૂં શરીર મોટું થયું પણ મારી અક્કલ તો નાની ને નાનીજ રહી. પરમાર્થના તરફ મારી બુદ્ધિને વાળવાની મેં ચાનક રાખી નહિ અને આવો અમૂલ્ય મનુષ્યજન્મ એળે ગુમાવી દીધો. મનુષ્યયોનિ સિવાયની બીજી બધી યોનિઓમાં ફક્ત આહાર, નિદ્રા, ભય અને મૈથુન એ ચારજ કામ

થઇ શકે છે અને બધો સમય બાલ્યાવસ્થા, યૌવન અને વૃદ્ધાવસ્થાના જુદાજુદા સુખદુઃખના ભોગ ભોગવવામાં વ્યતીત થઈ જાય છે. આવી અનેક યોનિઓ હું જોતો આવ્યો છું. કાળે મને ઘણા ફેરા ખવડાવ્યા છે. માટે હવે આ મનુષ્યદેહરૂપી દિવસના અજવાળાની મદદ વડે આ દેહાદિ પ્રપંચની જાળમાંથી છૂટા થઈ જવું જોઇએ. તુકારામ કહે છે કે, હવે હું આ સંસારની વાટને છોડી દઉં છું. એ વાટે ચાલતાં મેં આજ સુધીમાં પારવિનાનું દુઃખ વેઠયું છે. આ સંસાર છે તો ખોટો પણ ખરા જેવો આપણી આંખને દેખાય એવો તે નઠારો છે. એ સંસારની સંગતિમાં રહીને હું પરમાર્થમાંથી ભ્રષ્ટ થયો અને દેવદ્રોહી થઇ ચૂકયો.

**૪૧૧૬**–ભીમા નદીને કિનારે આવેલા પંઢરપુર નામના નગરમાં વિઠ્ઠલદેવનો વાસ છે. તે પુંડલીકની સામે ઊભા રહીને સૌના ઉપર કૃપા કરે છે. ભક્તજનો ઉપર કૃપા કરવામાં તે અતિ ઉદાર છે. ‘ વિઠ્ઠલદેવ ’ એ નામ સ્મરણ કરવામાં સહેલું અને મધુર છે. એ દેવની મોટાઇનો મહિમા જેટલો વખાણીએ તેટલો ઓછો છે. તે અખિલ બ્રહ્માંડનો આધાર છે. તેમનું શરીર એ શરીર નથી પણ લીલાવિગ્રહ ( લીલા કરવાને સારૂ ધારણ કરેલું શરીર ) છે. પોતે એક ઇંટના ઉપર ઊભા રહ્યા છે, પણ તેમાં તે જરાય દુઃખ માનતા નથી. પોતાના ભક્તોનો ઉદ્ધાર કરવાની બાબતમાં તે મનમાં લગારે ભેદાભેદ રાખતા નથી. મોટા માણસને ઘેર જમણવાર હોય, ત્યારે નાનાંમોટાં સૌ જે આવી ચડે તેમને ભોજન પીરસવામાં આવે છે. જે કોઈ ભૂખ્યાંતરસ્યાં ચાલ્યાં આવે તેમને હરવખત ભોજન કરાવવામાં આવે છે. જેને જે પદાર્થ ભાવે તેને તે પદાર્થ જેટલો માગે તેટલો પીરસવામાં આવે છે. ભોજન પીરસતી વખતે પણ ફલાણો તો મોટો છે અને ફલાણો નાનો છે એવો ભેદભાવ કર્યા વગર સૌને એકસમાન રીતે જમાડવામાં આવે છે. તેવીજ રીતે

વિઠ્ઠલદેવના દરબારમાં જે કોઈ જાય તેને તેની રુચિ પ્રમાણે મન-માગ્યું ભોજન મળે છે. તે દેવ એવા છે કે, પ્રયત્ન કરીને તેમને મેળવવા જઈએ તો હાથમાં આવેજ નહિ, તેમનું સ્વરૂપ જ્યાં એક-વાર આંખમાં આવીને વસી ગયું, એટલે તરતજ મન તેમની સાથે તદાકાર થઈ જાય છે. આપણા મનના વિચાર આપણા હૃદયની અંદર વાસ કરનારા શ્રીહરિ જાણે છે. તુકારામ કહે છે કે, જે કોઇ ભક્ત તેમની પાસે આવે છે, તેને સારૂ પોતાના પ્રેમનો પાનો મૂકતાં હરિને વાર લાગતીજ નથી અને તેમના પ્રેમરૂપી અમૃતની ધારા કદી ખંડિત થતીજ નથી. આવા સરળ અને સુલભ પ્રેમરૂપી દૂધનું સેવન હું શ્રીહરિના ચિત્તની સાથે મારા ચિત્તને જોડી દઈને કરૂં છું.

૪૧૧૭–શ્રીહરિનું મુખ એટલું બધું સુંદર છે કે, તેને જોના-રાઓના ત્રિવિધ તાપ શમી જાય છે અને સંસારની વ્યથા જેવાં આકરાં દુ:ખો પણ દૂર થઈ જાય છે. તે આપણી સામેજ ઊભેલા છે અને તેમનું દર્શન કરતાંને વારજ સુખનો અનુભવ થઇ જાય છે. તેમને જોતાં આંખ કદી ધરાતીજ નથી. શ્રીહરિનું સ્વરૂપ એ તો કૃપાની મોટી ખાણુજ છે. તેમની સ્તુતિ કરવા જતાં વેદવાણી પણ હારી ગઈ. રામકૃષ્ણનું સ્વરૂપ નરસિંહના જેવું ઉગ્ર નથી અને વામનના જેવું કોમળ નથી. જેઓ ભાવભક્તિ વડે તેમના ધ્યાનમાં પ્રવૃત્ત થાય છે તેમનેજ તેમના સ્વરૂપની પ્રાપ્તિ થાય છે. કારણકે ભક્તોના મનમાં રહેનારો શુદ્ધ ભાવ તેજ દેવની ખાદ્ય વસ્તુ છે. નારાયણ ગુણગંભીર છે અને તેની સાથે ચતુર અને સર્વજ્ઞ પણ છે. શૌર્ય, ધૈર્ય અને ઔદાર્ય, એ ત્રણે ગુણો તેમનામાં છે. તે આખા ત્રૈલોક્યમાં અંદરથી અને બહારથી વ્યાપી રહેલા છે અને તેમનું રૂપલાવણ્ય પ્રાણીમાત્રના મનને મોહિત કરે એવું છે. શ્રીહરિનું સ્વરૂપ અતિ સુશોભિત, નાશરહિત અને વિકારશૂન્ય છે. તે પ્રકૃ-

તિની સીમાથી પર અને અનંત છે. આવા પરમાત્મા કેડે હાથ દઈને ઊભા રહ્યા છે. તુકારામ કહે છે કે, જેમના મોઢાના બોલ પુષ્પની માળા સમાન અને પરમામૃતના ઝરણ જેવા છે અને જે અનંત હરિનામાં અનંત કળાઓનો વાસો છે, એવા દેવની પાસે તેમની સેવા કરનારા સેવક તરીકે હું ઊભો રહું છું.

૪૧૧૮-હે હરિ! હે વૈકુંઠાધીશ! હે ત્રૈલોક્યના તારણહાર શ્રીહરિ! હે જગતમાં વ્યાપી રહેલા જનાર્દન! હે ભક્તજનપ્રતિ-પાલક! હે વસુદેવ અને દેવકીના પુત્ર! હે ગોપીઓના મનને આનંદ આપનારા! હે બલિરાજાની સાથે વચનથી બંધાઈ ગયેલા વામન! હે સર્વગુણોના આશ્રયસ્થાન! હે દ્રૌપદીના બંધુ! હે પાંડવોના સહાયક અને મિત્ર! હે સર્વ જીવોના જીવ! હે લક્ષ્મીપતિ માધવ! હે મધુસૂદન! હે શ્રેષ્ઠ ઈશ્વર! હે રાજન્! હે શોભાયુક્ત હરિ! હે ગરુડધ્વજ! હે સુંદર સહસ્રભુજાવાળા! તારા સ્વરૂપનો મહિમા હું કેવી રીતે વખાણું? અંબઋષિના ભક્તિસંપ્રદાયના હે મૂળ કેન્દ્ર! હે અમર્યાદિત! હે વિકારરહિત! હે ગોવર્ધન પર્વતને ધારણ કરનારા ધરણીધર! હે દીન ભક્તોના મનનું હરણ કરનારા! હે ધર્મરાજા! ધર્મને અનુસરીને ચાલવાનો જેનો સ્વભાવ છે એવા હે ધર્મશીલ! હે કૃપાના સમુદ્ર! હે કૃપાનું દાન દેનારા! તું તો પ્રેમના કલ્લોલ સમાન છે. હે સર્વ કલામાં પ્રવીણ! તુકારામનો બંધુ કહે છે કે, હે ચતુર! હે સર્વજ્ઞ! હે મધુર વચન બોલનારા! હે અનેક શુભ લક્ષણયુક્ત! હે ઉદાર! હે અસુરમર્દન! હું તારો શરણાગત છું, એમ સમજીને તું મારૂં રક્ષણ કરજે.

૪૧૧૯-ભીમા નદીને કિનારે કેડે હાથ દઈને ઈંટના ઉપર પોતાના બેઉ પગ સુશોભિત રીતે મૂકીને ઊભેલા હે દેવ! મેં તને જોયો છે. હે અનંત! તારૂં નામ અતિ મધુર છે. તેં શંખ, ચક્ર

આદિ આયુધરૂપી ભૂષણ ધારણ કર્યાં છે અને રત્નજડિત શેલું તેં તારી કેડે વીંટી લીધું છે. અંગે પીતાંબર ધારણ કર્યું છે અને શ્વેત ચંદનનો આખે શરીરે લેપ કરેલો હોવાથી તું ઘણો શોભાયમાન દેખાય છે. તારા તેજ આગળ સૂર્યનું તેજ પણ ઝાંખું પડી જાય છે. તારા બેઉ કાનમાં કુંડળ ઝળકે છે, દસેદસ આંગળીઓ ઉપર રત્નજડિત વીંટીઓ પહેરી છે, ગળામાં માળા ઝૂલી રહી છે ને તારા દાંત હીરાકણીની બે સેરની જેમ ચળકયા કરે છે. આવા મનોહર રૂપવાળા શ્રીહરિનું મુખ શુદ્ધ અને કેવળ આનંદનીજ રાશિ સમાન છે. તેમણે કેડે કંદોરો, કોણીએ કડાં, હાથે કંકણ અને ગળે હાર પહેર્યા છે. કપાળે કસ્તૂરીનું તિલક કર્યું છે, નેત્ર વીજળીની જેમ ચળકે છે. તુકારામનો બંધુ કહે છે કે, આવા શ્રીહરિના સૌંદર્યની શોભાનું મને દર્શન થયું. શ્રીહરિની સુંદરતાનું હું શી રીતે વર્ણન કરૂં? હે અચ્યુત! તને જન્મ આપનાર તારાં માતાપિતાને ધન્ય છે!

૪૧૨૦–હે હૃષીકેશ! તારી પાસે મારે એક વસ્તુ માગી લેવી છે, તે હું હમણાંજ માગું છું. હું કહું તે તું લક્ષ આપીને સાંભળ. તું મારા ઉપર એવી કૃપા કર કે, મારો અને તારા ચરણનો કદી વિયોગ થાયજ નહિ. એ સિવાય મારે બીજું કાંઇજ માગવું નથી. આ લોકનું તેમજ પરલોકનું ઐશ્વર્ય અને અષ્ટમહાસિદ્ધિઓ વગેરેની મને ઇચ્છાજ ન થાઓ. તું મારો સ્વામી અને હું તારો સેવક એવો સંબંધ આપણી વચ્ચે કાયમ રહે અને તેમાં જરા પણ આંતરો આવે નહિ. હે દેવ! તારે મને જન્મ આપવો હોય તો તારી મરજીમાં આવે તેવાં જાતિકુળમાં મને જન્મ આપજે. એ બાબત મારે તને કાંઇજ કહેવું નથી અને તસ્દી આપવી નથી. હું તારી પાસે એટલું માગી લઉં છું કે, તું મારા હૃદયમાંથી આઘો ખસીશ મા. ગમે તે એક ભાવે હું તારે બારણે તારો સેવક બનીને

રહું અને મારી વાણી તારા નામનું સ્મરણ કરતી રહે એટલું તું કર. તુકારામનો બંધુ કનૈયો કહે છે કે, હે અચ્યુત ! આ તને જે હમણાં મેં કહ્યું તે બાબત તારે બીજો વિચારજ ન કરવો. હે પંઢરીનાથ ! હું તારે શરણે આવ્યો છું. તું દાન દેવામાં ભારે શૂરો છે.

૪૧૨૧-હે દેવ! સર્વ ભૂતમાત્રમાં તારૂં શ્યામ સ્વરૂપ હું મારી આંખો વડે ક્યારે જોતો થઈશ? જળમાં, સ્થળમાં, કાષ્ઠમાં, પાષાણમાં અને અખિલ ભૂમંડળના જીવમાત્રમાં તારૂં રૂપ હું ક્યારે નીરખીશ? આ તમામ જગતનો હું જીવ થઇ જાઉં, અનુતાપના જળમાં હું સ્નાન કરૂં અને પ્રેમના પારાવારમાં હું ડૂબકી મારૂં, એવી કૃપા મારા ઉપર નારાયણ કરશે કે નહિ? જેજે દૃશ્ય પદાર્થો દેખાય છે તેમનો સર્વનો નાશ થઈ જાય, તૃષ્ણામાત્ર શમી જાય, અને સંતોના સહવાસમાં રહીને તેમના ઉચ્છિષ્ટનો પ્રસાદ હું ધરાઈ ધરાઇને ખાઉં એવું મારૂં ભાગ્ય ક્યારે ઉઘડી જશે? એવો મારો ભાગ્યોદય થઇ જાય તો પછી મારા સુખની કાંઇ સીમાજ ન રહે અને આનંદામૃતનાં પૂર આખી પૃથ્વી ઉપર રેલમછેલ મચાવી દે. આને માટે મેં જે જે માનતાઓ માની રાખી છે તેનું ફળ મને ક્યારે મળશે? પછી હું વૈરાગ્યની સંપત્તિનો ભોક્તા બની જઇશ અને તે ઘડીએ મારા તમામ મનોરથ પૂર્ણ થઈ ગયા છે, એવું મને સમજાઈ જશે. તુકારામનો બંધુ કહે છે કે, હે પાંડુરંગ! આ કામ કરે એવો તારા સિવાય બીજો કોઇ છેજ નહિ અને બીજા કોઇથી અમારા દારિદ્રયનો નાશ થનાર નથી એમ જાણીને હું તારા ચરણોના ઉપર સાષ્ટાંગ નમસ્કાર કરૂં છું.

૪૧૨૨-હે દેવ! આ ત્રિભુવનમાં સર્વ બળવાનોમાં એક તુંજ શ્રેષ્ઠ છે, એમ જાણીને હું તારૂં શરણ યાચતો આવ્યો છું. હવે મારી બાબતમાં જેમ તારા મનમાં આવે તેમ કરજે. તું કૃપાનો

સમુદ્ર છે અને દીનજનો પ્રતિ ખાસ કૃપાળુ છે. વિભીષણ તારે શરણે આવ્યો ત્યારે તેં સર્વ રાક્ષસકુળ સહિત રાવણને માર્યો, વિભીષણને તેની જગ્યાએ રાજ્યાસન ઉપર બેસાડ્યો અને રાવણે જે જે દેવોને કેદ કરી રાખ્યા હતા તેમનો છુટકારો કર્યો. હું તને કાંઇ કહેવાનો વિચારજ માંડી વાળું છું, કારણકે તું સર્વ ધર્મ-નીતિ વગેરે સારી રીતે જાણે છે. એટલા વાસ્તે તો હું તારે શરણે આવ્યો છું. હવે તારે માટે યોગ્યાયોગ્ય ધર્મ શો છે તેનો તું વિચાર કરીને તે પ્રમાણે તારા ધર્મનું પાલન કર. હે દેવ! તું તો પ્રતાપનો કેવળ સૂર્યજ છે, સર્વ સુરાસુરમાં તું શ્રેષ્ઠ છે અને મહા-વીરોમાં તું ધનુર્ધારી વીર છે. તારી આગળ મારા જેવા પામરનો શો તોટો છે? તુકારામનો બંધુ કહે છે કે, તને હવે મારે કેટલી વિનંતીઓ કરવી પડશે? તારા મહિમાનું વર્ણન તો મારાથી થઇ શકે એમ છેજ નહિ. હું મારા જીવભાવ સહિત તારે શરણે આવ્યો છું, માટે હવે આ ક્ષણે તું મારૂં રક્ષણ કર.

૪૧૨૩-હે દેવ! હું ચાંડાળ છું, ચાંડાળ છું, એમ કહેવા જતાં જરા વાર લાગે છે. મારા દુષ્ટના જેવો આ પૃથ્વી ઉપર બીજો અપવિત્ર જીવ તને શોધ્યો નહિ જડે. હું જન્મ્યો ત્યારથી આજ સુધી સદા અશુભ કામોજ કરતો આવ્યો છું અને સારાં કામ તો મેં કદી સ્વપ્નમાં પણ કર્યાં નથી. આવો હું તમામ પ્રકારના અવગુણોને ઉત્પન્ન કરનારી ખાણના જેવો છું. શ્રીહરિની ભક્તિ, હરિકથા અથવા કોઇના ઉપર દયા કરવી જોઈએ એવો ઉપદેશ, એ ત્રણ વાનાં તો હું મારે કાને પણ સાંભળી શકતો નથી. મને સદાકાળ વિષયસુખ ભોગવવા મળે એજ ઘેલછા મને લાગી છે અને જો વિષયસુખ ન મળ્યું તો મારા મનને પારવિનાનું દુઃખ થાય છે. આવો હું સૌ અધમ જીવોમાં પણ સૌથી વધારે અધમ છું. મારૂં શરીર કામ, ક્રોધ, દંભ, અહંકાર, ગર્વ, અકડાઈ, મદ,

મત્સર, એ બધા દુર્ગુણોને ઉત્પન્ન કરનારૂં કારખાનું છે. બીજા ઉપર ઉપકાર કરવાનું તો મને મૂળે ગમતુંજ નથી. બીજો કોઇ પરોપકાર કરે તે પણ દુશ્મન જેવો લાગે છે. કોઈ પણ માણસની નિંદા, દ્વેષ કે વિશ્વાસઘાત કરવાના પ્રસંગ આવે તો તેમાં હું કદી આળસ કરતોજ નથી. સંતોનો તિરસ્કાર ન કરવો જોઇએ, તો તે મેં કર્યો છે અને જે પદાર્થ ન ખાવા જોઇએ તે બધા મેં ખાધા છે. મારા બાપની આજ્ઞા તો મેં કદી માનીજ નથી. બધો વખત બીજાની સ્ત્રીઓને ભોગવવાના તથા પૈસા પેદા કરવાનાજ વિચાર હું કરતો રહું છું. વેશ્યાઓને પણ મેં છોડી નથી. વળી જેનાં મોઢેથી નામ પણ ન દેવાય એવાં એવાં ભૂંડાં કામ પણ હું કરી ચૂક્યો છું. તુકારામનો બંધુ કહે છે કે, હે હૃષીકેશ મહારાજ! હું મન, વાણી અને કાયા એ ત્રણે દ્વારા કેવળ પાપનો રાશિ છું. આટલા વાસ્તે હું હવે તારે શરણે આવ્યો છું.

૪૧૨૪-હે નારાયણ! મારા મનને સ્થિર કરવાને સારૂ હું ઘણુંય મથન કરૂં છું, પણ મારૂં મન મને ગાંઠતુંજ નથી. જે વિચાર ન કરવા જોઇએ તેજ વિચાર કરીને મારૂં મન મને અધોગતિ ભણી ઘસડી જાય છે. મારૂં મન સ્વેચ્છાએ પૂરપાટ દોડી જાય છે. વિષય સારો છે કે નઠારો તેનો વિચાર ન કરતાં ગમે તે વિષયના ભણી દોડી જાય છે. રસ્તામાં અમુક વિઘ્નો કે અડચણો આવશે તેનો વિચાર કરવાને પણ ઊભું રહેતું નથી. મારી પાસે નઠારાં કપટયુક્ત કામો કરાવીને મારો વિનાશ કરવાનો તેણે ઘાટ ઘડી રાખ્યો છે. તે મનને ભ્રમણ કરવાને સાત પાતાળ, દસ દિશાઓ અને આવડું મોટું આકાશ એ પણ થોડાં પડે છે. કોઈ જગ્યાએ મારો વિનાશ થાય એવો ફાંસો ગોઠવાયેલો જુએ છે, તો મારૂં મન આગ્રહ સહિત તે તરફ ઊડી જાય છે. આવી રીતે તેણે મને દોષો વડે બાંધી દીધો છે. મારા મને મારી તમામ ઇન્દ્રિયોને જાગૃત

કરી દીધી છે. તેમની મદદથી તેણે મારામાં આશા, તૃષ્ણા, કલ્પના, કામ, ક્રોધ, વગેરે દોષોની વૃદ્ધિ કરી છે અને સદ્બુદ્ધિને ત્રાસ આપીને વેગળી ધકેલી કાઢી છે. મારૂં મન આવું દુષ્ટ અને બેલગામ છે. તુકારામનો બંધુ કહે છે કે, એ મારૂં મન મને અતિશય ત્રાસ આપે છે. હવે મારે કરવું શું ? હે હૃષીકેશ દેવ ! આ રીતે મારી પાર વિનાની દુર્દશા થઈ ગઇ છે. માટે તું હવે વહેલો વહેલો દોડી આવ અને મારી રક્ષા કર.

**૪૧૨૫**–હું આજકાલના ગામની ગલીકૂંચીઓમાં ભટકનારા લોકોના જેવો મૂર્ખ નથી. હે દેવ ! મારૂં અને તમારૂં મૂળ એકજ ઠેકાણે છે, આથી કરીને હું તમને પૂરેપૂરી રીતે ઓળખું છું. વળી મારી અને તમારી સ્વરૂપસ્થિતિમાં પણ કશો તફાવત નથી. તુકારામ કહે છે કે, હું જ્યાં છું ત્યાં તમારી સ્વરૂપસ્થિતિમાંજ છું એવો મારો અનુભવ છે.

**૪૧૨૬**–દેવના ઉપર દરોડો પાડીને જેમણે તેમના સ્વરૂપનું ઠામઠેકાણું બરાબર જાણી લીધું છે, તેમના ઘરનો રસ્તો હું પૂછતો ચાલ્યો આવું છું. પછી તેઓ મને જે કાંઈ કહે તેને ખૂબ લક્ષપૂર્વક મનમાં ધારણ કરી લઉં છું અને તે રસ્તે આગળ ધપતો જાઉં છું. કારણકે તે સંતો સ્વરૂપના મૂળ સ્થાન સુધી જઈ આવ્યા છે અને દેવની કૃપાનો જાતિઅનુભવ લઇ આવ્યા છે. તુકારામ કહે છે કે, તેમની પાસે બળ અને બુદ્ધિ બેઉ છે અને બીજાં અનુકૂળ સાધનો પણ જોઇએ તેટલાં છે.

**૪૧૨૭**–હરિનું નામ જેવું હોઠ ઉપર રાખો તેવું પાછું મનમાં પણ રાખતા રહેવું. એવું કરશો તો તમારે માટે આખું જગત મધુમય બની જશે અને તમારી તમામ ઇચ્છાઓ રમતાં રમતાં

પૂર્ણ થઇ જશે. બહાર જેવો ભાવ હોય તેવોજ ભાવ અંતઃકરણમાં પણ હોવો જોઇએ. તુકારામ કહે છે કે, જેમ દાગીનામાં હીરો જડવાથી તે વિશેષ શોભા દાખવે છે તેમ ખરા અંતઃકરણથી કરેલું કાર્ય દીપી ઊઠે છે.

**૪૧૨૮**–હે મારા દાતાર ! મારૂં રક્ષણ કરવાની બાબતમાં તમે તમારી સત્તાનો ઉપયોગ કરીને જે કાંઇ કરવું ઘટે તે કરો. હું તો તમારા ચરણના ઉપર ભરોંસો રાખીને બેઠો છું. તમારા સિવાય બીજા કોઇની વાત પણ જાણતો નથી. તુકારામ કહે છે કે, હે દેવ ! 'હું તમારો શરણાગત છું,' એ ઉપરાંત મને બીજું કાંઇ બોલતાંજ આવડતું નથી, એટલી મારી તમને અરજ છે.

## આરતીઓ

**૪૧૨૯**–હે દેવ ! તું જગતનો સ્વામી છે એટલા માટે તને સૌ જગદીશ કહે છે. તું આખા જગતમાં વ્યાપી રહેલો છે અને સર્વ પાપપુણ્યથી રહિત છે. તું બધું જુએ છે છતાં જળમાં કમળ રહે તેમ તું અલિપ્ત રહે છે. તું તદ્દન અસંગ છે. હે દેવ ! હે પંઢરીનાથ ! તારો જય થાઓ–જય થાઓ, એવી હું ત્રણ વાર તને વિનંતી કરૂં છું. વેદ અને શાસ્ત્રોમાંથી કોઈ પણ તને ઓળખવા સમર્થ નથી, પણ ભાવ અને ભક્તિ વડે તું એ બેઉની પાસેજ ઊભો રહે છે. હું અજ્ઞાની વિધિયુક્ત રીતે તુજ ઈશ્વરનું પૂજન કરૂં છું. તું એવડો મોટો છે કે, આવડા મોટા બ્રહ્માંડરૂપી સંપુટમાં પણ તું સમાઈ શકતો નથી. દૈત્યોને તું ભયંકર કાળસમાન દેખાય છે. તું તેમની આગળ તારૂં જડબું પહોળું કરીને દૈત્યોનાં ધાડાં ને ધાડાં ભચડભચડ ચાવી ખાય છે અને તારા શરણાગત ભક્તો જ્યાં જાય ત્યાં તું તેમની આગળ આગળ ચાલે છે, તેમને ખરી વાટ બતલાવે છે અને ભૂલા પડવા દેતો નથી. તું પરમાત્મા

એક હોવા છતાં તારા પોતાના આનંદને વાસ્તે અનેક નામરૂપાત્મક જગતનો વિસ્તાર કરે છે અને તેની અંદર તું તારા નિજાનંદમાં લીલા કરે છે. તારામાં સ્ત્રીપુરુષ અથવા બાળક એવો લિંગભેદ હોતો નથી. વળી તારામાં પાપપુણ્ય, સુખદુઃખ એવા ભેદ પણ હોયજ નહિ. તુકારામ કહે છે કે, તુંજ એકલો બધું સૂક્ષ્મ રીતે જાણે છે. બંધ, મોક્ષ, સુખદુઃખ ઇત્યાદિને અમે જાણીએ છીએ, એવું કહેનારા કેટલા બધા જીવો તારામાં ફસાઈ ગયા છે, એવું જાણીને હું તારે શરણે આવ્યો છું. એટલા માટે તું મારૂં રક્ષણ કર.

૪૧૩૦–દૈત્યોના ભારને લીધે પૃથ્વીરૂપી ગાય પીડાવા લાગી; એટલા વાસ્તે હે ગોપાળ! (હે ઇન્દ્રિયોનું રક્ષણ કરનાર!) તેં અવતાર ધારણ કર્યો. તારા ભક્તોનું રક્ષણ કરવાના કામમાં તું ઘણો ઉત્સાહી છે. તારાં મંગલ ગાન સ્ત્રીઓ અને કુમારિકાઓ ગાય છે. હે ગરુડધ્વજ! તારો જય થાઓ–જય થાઓ–જય થાઓ. હે ભક્તજનપ્રતિપાલક! હે ભક્તોની ભીડ ભાંગનારા! હું પ્રેમપૂર્વક તારી આરતી ઉતારૂં છું. તારામાં ગુણ, રૂપ અને નામ એમાંનું કાંઈજ નથી; પણ જે કોઇ ભક્ત તારા જે રૂપનું ધ્યાન કરે છે તેની આગળ તું તેવો થઈ જાય છે. મત્સ્ય, કૂર્મ, વરાહ, નરસિંહ વગેરે અવતારો તેં એજ પ્રયોજનથી લીધા હતા. રાક્ષસોનો તો તું કાળજ છે. તારૂં નિત્ય ધ્યાન કરનારા મુનિઓના ધ્યાનમાં તું વસે છે. હે વિશ્વપાલક! તારાં અસંખ્ય નામ અને રૂપમાં આખરે છે તો તું એકજ અને તે છતાં તું પોતે તો કાળોય નથી અને ગોરોય નથી. દરેક વસ્તુનો નિષેધ કરતી કરતી શ્રુતિઓ આખરે તારી આગળ થંભી ગઈ અને તેમણે તારૂં વર્ણન કરવાની પોતાની અસમર્થતા કબૂલ કરી દીધી. હે મારા દાતાર! તું સૌ જીવોનો પ્રતિપાલક છે. બ્રહ્માદિક દેવતાઓ પણ તારો અંત જાણી શકતા નથી. છતાં સંતમહંતોને ઘેર તું પોતાને તેમના દાસ તરીકે ઓ-

ળખાવે છે. તેમના ઘરની ચોકી કરવાને સારૂ તું તારાં શંખ, ચક્ર, ગદા આદિ આયુધો ધારણ કરીને તૈયાર રહે છે. તારૂં સુદર્શનચક્ર જે વિઘ્નનાશક છે. તે તારા ભક્તોની આસપાસ તેમની રક્ષા કરવાને સારૂ ફરતું રહે છે. હે મધુર, સુકોમળ, સુકુમાર દેવ! તું તો સૂક્ષ્મ પણ નથી અને બૃહત્ પણ નથી. તુકારામ કહે છે કે, હે દેવ! ભાવ વિના તારૂં પૂજન થઈ શકતું નથી. સ્વર્ગની પુષ્પાવતી નદી, મૃત્યુલોકની ભાગીરથી અને પાતાલની ભોગાવતી એ ત્રણે નદીઓ તારામાંથી ઉત્પન્ન થઇ છે. ઉત્પત્તિ, પાલન અને સંહાર એ ત્રણે કરનાર તુંજ છે, તેથી હું તારા ચરણને વળગી રહ્યો છું.

**૪૧૩૧**–સોનાની થાળીમાં આરતી પૂરી રાખી છે. તેનો પ્રકાશ રત્નદીપકની શોભા ધારણ કરી રહ્યો છે. હે માતા! આવી આરતી વડે સુશોભિત રાણી રખુમાઈ સત્યભામાના પતિની આરતી ઉતારે છે. જે દેવ ચતુર્ભુજ છે, જેના કાનમાં તેજસ્વી કુંડળ ડોલી રહ્યાં છે, જેના વડે પોતે સુઅલંકૃત દેખાય છે, જેનું રળિયામણું મુખ જોતાં તેમના વદનબિંબનું તેજ ચારે દિશાએ ફેલાઈ ગયેલું દેખાય છે, જેના ગળામાં વૈજયન્તી માળા ઝૂલી રહી છે, જેના વડે તે ઐશ્વર્યવાન દેવની શોભામાં વધારો થાય છે, વળી જેના હાથમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ એ ચાર આયુધ દીપી રહ્યાં છે, જેમનું શરીર શ્યામ વર્ણનું અને કેળના ગર્ભના જેવું સુકોમળ છે, જેમને પગે ઘૂઘરીઓ અને નૂપુરનો ઝંકાર થઇ રહ્યો છે; તુકારામ કહે છે કે, એવા દેવનાં ઓવારણાં લેવાનું મને મન થાય છે અને તેમના ચરણમાં મારી દૃષ્ટિ સ્થિર થઇ જઇને મને સમાધિની અવસ્થા પ્રાપ્ત થઇ જાય છે.

**૪૧૩૨**–હે દેવ! તારા મહિમાનું હું કેટલું કેટલું વર્ણન કરૂં? તારૂં નામસ્મરણ કરતાંવારનેજ સંસારનાં બંધન તડાતડ તૂટી

જાય છે. વિષ્ણુની મૂર્તિનાં દર્શન કરનાર જડબુદ્ધિવાળા જીવની કોટિ કોટિ પેઢીઓનો તત્કાળ ઉદ્ધાર થઇ જાય છે. હે પંઢરીરાય! તારો જય થાઓ-જય થાઓ-જય થાઓ! હું મારૂં શરીર તારા ઉપર ઓવારી નાખીશ. તારી મંગળ આરતીનો મહિમા મોટો છે. તેને કશાની ઉપમા આપી શકાતીજ નથી. સૂર્યના પ્રકાશ વડે જેમ અંધકારનો નાશ થાય છે, તેમ તારી આરતીનાં અને તારા શ્રીમુખનાં દર્શન કરનારનાં તમામ કર્મબંધનોનો નાશ થાય છે અને તે મુક્ત થઈ જાય છે. એકાદશીના વ્રતને ધન્ય છે. તે દિવસે જેઓ ઉપવાસ કરશે, હરિકીર્તન સહિત જાગરણ કરશે અને એક-નિષ્ઠ ભાવ સહિત વિષ્ણુનું પૂજન કરશે, તે નિત્ય મુક્તમાં ગણાશે અને ત્રૈલોક્યમાં પૂજાશે. હે પાંડુરંગ! તારૂં ધ્યાન કરનારાઓ જેટલો કાળ તારા ધ્યાનમાં વ્યતીત કરે છે, તેટલો કાળ તેમનો સાર્થક થાય છે અને તેમનાં ચિત્તમાં તું નિરંતર વાસ કરે છે. તેઓ નિજાનંદમાં તૃપ્ત થઇને પરમાનંદની મસ્તીથી ડોલે છે. તેમની ચરણરજના સ્પર્શથી તીર્થોની અપવિત્રતા ધોવાઇ જાય છે, તેથી કરીને તે બધાંજ તીર્થો તેમના ચરણની નજીકમાં આવીને રહે છે. આ સંસારની અંદર શાશ્વત સુખ અને ભક્તિભાવનો પ્રચાર કરવાને માટે તથા જડ જીવોનો ઉદ્ધાર કરવાને માટે દેવ અને ભક્ત એ ઉભયરૂપે દેવ પોતેજ ખેલી રહ્યા છે. એટલા વાસ્તે તુકા-રામ કહે છે કે, હું તમારે શરણે આવ્યો છું.

**૪૧૩૩**-કંસે પોતાની બહેન દેવકીનાં સાત બાળક મારી નાખ્યાં, તેથી ગોકુળમાં અનંત ભગવાન પ્રકટ થયા. અસુરોનો સંહાર કરવો અને ભક્તોનું રક્ષણ કરવું એ બે હેતુને લીધેજ તેમણે અવતાર લીધો હતો. હે દેવ! હે વિશ્વરૂપ! તમારો જય થાઓ-જય થાઓ-જય થાઓ! હે પિતા! મારા દેહરૂપી દીવા વડે હું તારી આરતી ઉતારીશ. તું અતિ મોટો હોવા છતાં નાનું રૂપ

પ્રણુ ધારણુ કરી શકે છે. જેના મનમાં જેવી ભાવના તેની આગળ તું તેવો થઇ જાય છે. સિંહને જોવાથી હાથીની જેવી દશા થાય છે તેવી દશા તને જોઇને રાક્ષસોની થાય છે. તેમને તું ભયંકર કાળ સમાન દેખાય છે અને તેજ તું યશોદાને કુમળા બાળક જેવો દેખાય છે. ગમે તેટલું વર્ણન કર્યા કરીએ તોપણ દેવના અનંત મહિમાનો પાર પમાતો નથી. હરિ સગુણ છે કે નિર્ગુણ છે એનો નિર્ણય કરવાને સારુ છ શાસ્ત્રો અને અઢાર પુરાણો ઘણુંય મથ્યાં પણ અંતે થાકી ગયાં; તેજ દેવ નાના છોકરાનું રૂપ લઇને ગોવાળિયાઓના છોકરા ભેગા ગાયો ચરાવવા જાય છે! વળી તેત્રીસ કોટિ દેવ, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ, એ સૌના કરતાં જે શ્રેષ્ઠ છે, જેના ચરણ પાતાળને અડી ગયા છે અને સ્વર્ગને જેના માથાનો મુગટ સ્પર્શ કરે છે; ઉપરનીચે એવાં ચૌદેચૌદ ભુવનો જે ગળી જાય છે તોપણ જેનું પેટ ભરાતું નથી; એવા દેવ પેલા ગોવાળિયાઓનું એઠું ખાઇને તૃપ્ત થઇ જાય છે! તુકારામનો બંધુ કહે છે કે, શ્રીહરિના માહાત્મ્યનું વર્ણન કરવા જતાં વેદ પણ થાકી ગયા. શેષ સ્તુતિ કરવા ગયો, ત્યારે તેની જીભનાજ બે ચીરા થઇ ગયા. આવા હરિની આગળ એક ભાવના સિવાય બીજો કોઈ ઉપાય ચાલતો નથી. હે હરિ! હું તારો શરણાગત છું એમ જાણીને તું મારું રક્ષણ કર, એવી મારી તને વિનંતી છે.

૪૧૩૪–હે રામ! તું પરમાનંદસ્વરૂપ છે, તું પરમ પુરુષોત્તમ છે, તું ક્ષર અને અક્ષર બેઉ પુરુષથી શ્રેષ્ઠ ઉત્તમ પુરુષ છે. તું અચ્યુત છે, અનંત છે, ઉપાધિઓનું હરણ કરનાર હરિ છે. મેઘશ્યામ છે, અવિનાશી છે, અલક્ષ છે અને સર્વ ઉપાધિઓથી પર પરબ્રહ્મ છે. તારી કળા અકળ છે, તું લક્ષ્મીનો સ્વામી છે. તારા માહાત્મ્યમાં અમને સમજણ પડતી નથી. હે શ્રીપતિ! તમારો જય થાઓ—જય થાઓ—જય થાઓ! તમે મંગળસ્વરૂપ છો અને શુભનું

દાન કરનારા છો. હું તમારાં પ્રેમ સહિત ઓવારણાં લઉં છું. તું સર્વ ઇન્દ્રિયોનો જાણનાર અને તેમનો સંરક્ષક છે. ગોકુળગામનો પણ તું રક્ષણકર્તા છે. ગોવર્ધન પર્વતને તારી ટચલી આંગળીના ઉપર તું ધારણ કરે છે. તું ભવસાગરનો તારણહાર છે અને સંસારસમુદ્રને દહીંના ગોરસાની માફક વલોવી નાખવાને તું સમર્થ છે. તું મધુકૈટભ નામના દૈત્યોનો સંહારક છે, તું મુનિઓનો જીવનદાતા છે, તું પૃથ્વીનો ભાર ઉતારનાર છે, તું દીનવત્સલ છે, તું સર્વનું મૂળ કારણ છે અને સર્વ પ્રકારના ઉત્કર્ષનો ભંડાર છે. તું વિશ્વપાલક છે, સંપૂર્ણ વિશ્વમાં તું શ્રેષ્ઠ ઈશ્વર છે, તું જગતનો ઉદ્ધારક છે, તું સુદર્શન ચક્રને ધારણ કરનાર છે, તું ગજેન્દ્રનો મોક્ષદાતા છે અને તું કરુણાનો સમુદ્ર છે. તું સર્વ પ્રકારના સુખનો અને ગુણનો સાગર છે, સર્વ શૂરાઓનો તું મુકુટમણિ છે, તું કલ્યાણરૂપ છે, કૈવલ્યમૂર્તિ છે અને તારું દર્શન કરનારાઓનાં મનને હરી લે એવો છે. ગરુડ તારૂં વાહન છે, શેષનાગના ઉપર તું શયન કરે છે, તું નરસિંહનું રૂપ ધારણ કરે છે માટે તારું નામ નરહરિ છે. તું જળશાયી છે માટે તારું નામ નારાયણ છે. તેત્રીસ કોટિ દેવતાઓ, શિવ અને પાર્વતી તારું ધ્યાન કરે છે. તું નંદગોપનો પુત્ર હોઈ ત્રિભુવન-વંદ્ય છે. તારાં આવાં અગણિત નામોનો જયજયકાર તારા પ્રત્યેક અવતાર વખતે જગતમાં થઇ રહે છે. તુકારામનો બંધુ કહે છે કે, તું સગુણ છે, તેમજ નિર્ગુણ છે; તું સર્વસાક્ષી છે, તું સકળ ઐશ્વર્યવંત છે અને સર્વ પ્રકારનાં સકળ ઐશ્વર્યોનો સ્વામી તું ભગવંત છે. વળી તું કૃતાંત કાળ છે, સર્વ બ્રહ્માંડોને ઉત્પન્ન કરીને તું તેમનું પાલન તથા તેમનો પ્રલય કરે છે; ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરવાની સત્તા તારી એકલાની છે. આવું જાણીને હું તારો શરણાગત થયો છું. ત્યારે હવે તું અનેક રીતે મારો ઉદ્ધાર કર.

૪૧૩૫–પંઢરપુર ક્ષેત્ર અને ત્યાંની ભૂમિ પુણ્યરૂપ છે અને ત્યાં ભીમા નામની પવિત્ર નદી દક્ષિણાભિમુખ બનીને વહી જાય છે. તે વખતે તેના પ્રવાહની આકૃતિ ચંદ્રાકાર થઇ જવાથી તેનું બીજું નામ ચંદ્રભાગા પડ્યું છે. જે કોઇ એ તીર્થમાં સ્નાન કરશે તેનાં પાતકનો નાશ થઇ જશે. આવું શ્રેષ્ઠ આનંદનું ધામ—વૈકુંઠજ પૃથ્વી ઉપર ઊતરી આવ્યું છે એમ સમજી લેજો. હે દેવ ! હે પાંડુરંગ ! તમારો જય થાઓ–જય થાઓ–જય થાઓ ! તમે અનાથ જીવોના રક્ષણકર્તા છો, તમે લક્ષ્મીના સ્વામી છો, તેથી કરીને હું પ્રેમપૂર્વક તમારી આરતી ઉતારું છું. તમારા આ ધામમાં રોજ રોજ નવો નવો ઉત્સાહ સ્ફુરે છે, ઉત્તમ વાદ્યોનો સુઘોષ ગાજી રહે છે. તમારી સંમુખ ગરુડ હાથ જોડીને ઊભેલ છે. તમે સુશોભિત ચતુર્ભુજયુક્ત છો અને કેડે મૂકી રાખેલા તમારા બેઉ હાથ ઘણા શોભીતા દેખાય છે.તમારા મંદિરના મહાદ્વાર આગળ વૈષ્ણવ ભક્તો મહાઆનંદ સહિત હરિકીર્તન ગાય છે અને સ્ત્રીપુરુષો પ્રેમાનંદમાં મસ્ત થઇને નૃત્ય કરે છે. તેઓ સદાકાળ અવિનાશી હરિનું દર્શન કરે છે, તેથી તેઓ જીવિત હોવા છતાં મુક્તજ છે. આષાઢી અને કાર્તિકી બેઉ એકાદશીઓને ટાંકણે વૈષ્ણવભક્તોનો ઘણો મોટો સમુદાય હાથમાં ગરુડધ્વજાઓ લઇને ચાલ્યો આવે છે. તેઓ વીરપુરુષોની જેમ હરિનામની ગર્જનાઓ કરતા ચાલ્યા આવે છે. તેમના જયઘોષ આગળ પાતકોથી ઊભાં રહેવાતું નથી અને તેમને જોઇનેજ સુર અને અસુર બેઉ થરથર કંપાયમાન થાય છે. તુકારામ કહે છે કે, મારા પિતાસમાન પુંડલીકરાયે આવો આનંદ કેવી રીતે અત્રે આણ્યો હશે ? જે દેવ નિરાકાર હતા તે સાકારસ્વરૂપ ધારણ કરીને, અમારે સારુ સુલભ બનીને ઊભા રહ્યા છે, તેથી તેમના ચરણને હું આનંદ સહિત વળગી રહ્યો છું.

૪૧૩૬–જડ બુદ્ધિવાળા મૂઢ જીવોનો ઉદ્ધાર કરવા સારુ પ્રભુએ

ગોકુળમાં જન્મ લીધો. તેમનું તે સમયનું સ્વરૂપ અતિ સુંદર અને તેજોરાશિ સમાન છે. કરોડો સૂર્યનો એકસામટો ઉદય થાય તોપણ તેમનું એકત્રિત તેજ પણ ભગવાનના સ્વરૂપના તેજ આગળ ઝાંખું થઇ જાય અને કરોડો ચંદ્રનું તેજ તો કશા લેખામાંજ નથી. તેમનાં દર્શનથી દેવોને આખી પૃથ્વીના ઉપર પણ સમાઇ ન શકે એટલો બધો પાર વિનાનો આનંદ થાય છે. હે દેવ! હે કૃષ્ણ! હે સ્વામિન્! હે રુક્મિણીના કાન્ત! તમારો જય થાઓ-જય થાઓ-જય થાઓ! હે દેવકીપુત્ર શ્રીકૃષ્ણ! તમારી હું પ્રેમસહિત આરતી ઉતારું છું. તમે કારાગૃહમાં બંદીવાન બનેલાં વસુદેવ અને દેવકીને મુક્ત કર્યાં અને તમે પોતે આખા વિશ્વના રચયિતા હોવા છતાં તેમને પેટે જન્મ ધારણ કર્યો. ત્યાર પછી તમે દૈત્યોને નિર્મૂળ કરી નાખ્યા અને કંસનું નિકંદન કરનાર કાળસ્વરૂપ બની ગયા. કંસનો વધ કરીને તમે મથુરાનું રાજ્યાસન ઉગ્રસેનને સ્વાધીન કરી દીધું. જ્યારે તમે સીમમાં ગાયો ચરાવતા હતા, ત્યારે એકવાર ઇન્દ્રે કોપાયમાન થઇને મેઘને આજ્ઞા કરી અને તે ઉપરથી ભારે કડાકાધડાકા સહિત આકાશમાંથી પથરાનો વરસાદ વરસે એમ મુશળધાર વરસાદ વરસવા લાગ્યો. તે વખતે તમે તમારા એક નખની અણી ઉપર ગોવર્ધન પર્વત ઊંચકી રાખ્યો અને તેની નીચે તમામ ગોકુળવાસીઓનું રક્ષણ કર્યું. સાક્ષાત્ હરિ ગોકુળમાં અવતર્યા છે એમ જાણીને સૌ ભયસહિત થઇ ગયાં. એકવાર ભગવાનની લીલા જોવાનો મનસૂબો કરીને બ્રહ્માએ પોતાની માયા રચી અને ગોકુળનાં ગાયવાછરડાંને ચોરી લઈને તેમને બ્રહ્મલોકમાં સંતાડી રાખ્યાં. તે ઘડીએ શ્રીહરિએ ગાયો, વાછરડાં, ગોવાળિયા એ બધાંનાં રૂપ પોતેજ ધારણ કર્યાં અને પૃથ્વી ઉપર તથા બ્રહ્મલોકમાં બેઉ ઠેકાણે તેમનું રક્ષણ કર્યું. પ્રભુ પ્રેમાનંદના સમુદ્ર સમાન છે અને અનાથ જીવોને

માટે તો તે તેમની સાક્ષાત્ જનેતાજ છે એમ જાણજો. તુકારામ કહે છે કે, હવે દૈત્યોનો સંહાર કરીને ભક્તોનું પ્રતિપાલન કર્યું છે. પાંડવોની વિપત્તિને પ્રસંગે તેમની આખરની ઘડીએ ભગવાને તેમને સહાયતા કરી. એવા દેવના ગુણનું હું શી રીતે વર્ણન કરું ? મારી બુદ્ધિનું ગજું કેટલું ? છતાં મેં યથામતિ વર્ણન કર્યું છે. હે દેવ ! તમારા ચરણની સમીપમાં મને જગ્યા મળે એટલી આ દાસની વિનંતી છે.

૪૧૩૭–શ્રીહરિની અંગકાંતિ સુંદર છે અને તેમનું કપાળ તથા મુખ સુગઠિત છે. તેમણે આખે શરીરે ચંદનનો લેપ કર્યો છે અને કપાળે કસ્તૂરીનું સુંદર તિલક કર્યું છે. માથા ઉપર મુગટ અને કાને કુંડળ ધારણ કરેલાં હોવાથી તેમાંથી તેજનાં કિરણ ફૂટે છે. તેમના દાંત હીરાના જેવા ચકચકિત છે અને વધારામાં તેમના ઉપર રતાશ પડતી આભા ફેલાઈ ગયેલી છે. હે ચતુર્ભુજ દેવ ! તમારો જય થાઓ–જય થાઓ–જય થાઓ ! તમારું તેજ અતિ સુંદર છે. હું પરમ પ્રેમ સહિત તમારી આરતી ઉતારું છું. તમે અમને આ સંસારસાગરમાંથી વ્યવસ્થિત રીતે તારીને અમારો ઉદ્ધાર કરી દો. એ દેવ ઘણા ઉદાર અને મહાન યોદ્ધા છે, જેમના મહિમાનું વર્ણન વેદ કરે છે. વેદ પણ આખરે થાકીને તેમનું નિષેધરૂપે–આવા નહિ, આવા નહિ–વર્ણન કરીને મૌન ધારણ કરીને બેસી રહે છે. પોતાનાં ચાર મુખ વડે વર્ણન કરતાં કરતાં બ્રહ્માએ પણ પોતાની અશક્તિ જાહેર કરી દીધી. છ શાસ્ત્ર અને અઢારે પુરાણમાંથી કોઈથી હરિના સ્વરૂપમાં પ્રવેશ થયો નહિ, તેથી તેઓ પણ હારીને હેઠાં બેઠાં. તારું સ્વરૂપ આવું અદ્ભુત છે એવું સાંભળીને હું તારી ખોળ કરવા મંડયો છું. કેટલા બધા બોડકાં માથાંવાળા સંન્યાસીઓ, નાગા (જૈનમુનિઓ) અને નિરાહારી જોગીઓ નાના પ્રકારની યોગસાધના અને દોહ્યલી તપશ્ચ-

ર્યાઓ કરીને તારી ખોળ કરવા મથે છે, પણ તું કોઇને હાથ આવતો નથી. તારી ખાતર કેટલા બધા લોકોએ પોતાનાં સાંસારિક સુખ ઉપર પૂળો મૂક્યો, પણ તને કોઈએ દીઠો નહિ. તું તો ત્રૈલોકયમાં અંતરબાહ્ય વ્યાપેલો છે. હે ગોપિકાઓના મનને મોહિત કરનારા! વળી અનેક નામરૂપે રહેનારા! તારા નામસ્મરણમાત્રથીજ સંસારનાં પાપ, તાપ, શોક, ક્લેશ વગેરેનો નાશ થાય છે. સિદ્ધો અને સાધકો તારા ચરણના મહિમાનું વર્ણન કરે છે. તુકારામ કહે છે કે, તારી સાથે સરખાવવા જેવો કયો પદાર્થ દુનિયામાં છે? સૌ તત્ત્વોનું સારભૂત તત્ત્વ જે સૌનું મૂળબીજ-આદિ કારણ તેજ તું છે. તું અવતાર ધારણ કરીને સહજ-બાળલીલાએ ક્રીડા કરે છે. ત્યારે હું તારો દાસ પણ હાથ જોડીને નમ્રભાવે તારી સ્તુતિ કરું છું.

૪૧૩૮-દેવનું મુખકમળ સુકુમાર છે અને તેમનું સ્વરૂપ અતિ નિર્મળ છે. તેમનું શ્રેષ્ઠ શરીર શ્યામવર્ણું છે. કેશ કાળા ભ્રમર જેવા છે, દાંત ચકચકતા અને કેડ પાતળી છે. તેમના મુગટના ઉપર મોરપિચ્છ શોભે છે, કાનમાં કુંડલ અને ગળામાં માળા ડોલે છે. હે જગદીશ્વર દેવ! તારો જય થાઓ-જય થાઓ-જય થાઓ! હે રખુમાઈના સ્વામિ! તને ધન્ય છે. તારા સુંદર સ્વરૂપના ઉપર મારી કાયાને ઓવારી દઇને હું તારી આરતી ઉતારું છું. તમારી સ્વરૂપાકૃતિ અતિ સુકોમળ અને સુંદર છે. તમારે ચાર ભુજાઓ છે તેમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ એ ચાર આયુધ શોભી રહ્યાં છે. તમારા હાથમાં મુરલી છે અને છાતીએ શ્રીવત્સનું લાંછન છે. તમારા ચરણમાં નૂપુર આદિ આભૂષણો છે. તમારો સ્વર કોકિલાના સ્વર જેવો મધુર અને મંજુલ છે. તમારે આખે શરીરે ચંદન તથા બીજાં સુગંધી દ્રવ્યોનો લેપ કર્યો છે. તમારે કપાળે કસ્તૂરીનું તિલક છે. તમે તમારા પીતાંબરનો કછોટો વાળ્યો છે અને કેડે

સુંદર કંદોરો ધારણ કર્યો છે. તેના ઉપર જડેલાં મોતી ચકચકિત થઈ રહ્યાં છે. તમારા રતૂમડા ચરણ સર્વ શુભ ચિહ્નયુક્ત છે. તમે સૌભાગ્ય અને આનંદના સમુદ્ર સમાન છો અને રૂપ, ગુણ તથા લાવણ્યની ખાણ છો. આવા ચપળ દેવ દીનજનો પ્રતિ દયાળુ હોઇ આખા વિશ્વના ઉપર સામટું લક્ષ આપે છે. તેમનું સામર્થ્ય જોઇને ઇન્દ્રાદિ દેવો અને મુનિઓ આશ્ચર્યચકિત થઇને ઊભા રહે છે. આવા હરિને જેણે જન્મ આપ્યો તે નંદની ભાર્યાને ધન્ય છે. તુકારામ કહે છે કે, તેમના આવા સ્વરૂપનું વર્ણન કરતાં શ્રુતિઓ પણ 'આવા નહિ, આવા નહિ' કહેતી કહેતી થાકીને સ્તબ્ધ થઈ ગઈ. કોટિ કોટિ સૂર્ય, ચંદ્ર પણ તેમના પ્રકાશની બરોબરી કરી શકતા નથી. દેવ આનંદરૂપ, ઉદાર અને પૂર્ણ ગંભીર છે. મારા જેવો ક્ષુદ્ર મનુષ્ય તેમનું વર્ણન કેટલુંક કરી શકે?

૪૧૩૯–હે વિઠોબા! હું તારા ગુણાનુવાદ ગાઉં અને તેના તાલસૂર પ્રમાણે નૃત્ય કરું. હું વારેઘડીએ તારા ગુણજ ગાવા ઇચ્છું છું; કારણકે હું જ્યાં જ્યાં નજર કરું છું, ત્યાં ત્યાં હું તનેજ જોઉં છું. હે વિઠોબા! ઇંટ સહિત તારા ચરણનું દર્શન કરીને મારા મનને આનંદ થયો છે. તપાદિ અનેક સાધનો હું કરવાનો નથી, તેમ જેના વડે મૃત્યુ થવાનો સંભવ હોય તેવાં કામ પણ હું કરવાનો નથી. હું તો જન્મોજન્મ તારી ભક્તિના રસનું સેવન કરવા ઇચ્છું છું અને એજ મને પ્રિય છે. તુકારામ કહે છે કે, પંઢરપુરનો રાજા પોતેજ મારા હૃદયમાં આવીને બેઠો છે ત્યાં પછી મને પ્રેમ-ભક્તિની બાબતમાં શાની ઊણપ હોય?

૪૧૪૦–આજે મને સંતોનાં દર્શન થયાં તેથી આજનો મારો દિવસ ધન્ય થઇ ગયો છે. સંતોનાં ઘરોમાંજ પંઢરપુરના દેવ પાંડુરંગ વાસો કરે છે. તેમનો સંસાર ધન્ય અને પુણ્યરૂપ છે. દેવ અને

તેમના ભક્ત એ બેઉની વચ્ચે કશો ભેદજ નથી. મારાં પૂર્વનાં પુણ્ય ફલોન્મુખ થયાં તેથી તેમને ધન્યવાદ આપવો જોઇએ. એ પુણ્યોને યોગે મને આજે સંતોનાં દર્શન થયાં. તુકારામ કહે છે કે, મને સંતોના ચરણની પ્રાપ્તિ થઇ એ મારું મહદ્ ભાગ્ય સમજું છું અને મારી જાતને કૃતાર્થ થયેલી ગણું છું. હવે હું તેમના ચરણ-ને છોડી દેનાર નથી અને તેમનાથી એક ઘડીવારને માટે પણ અળગો થવાનો નથી.

૪૧૪૧–હે પાંડુરંગ ! તારી પાસે મારે કાંઇક માગી લેવું છે. તે જો તારાથી અપાય એવું હોય તો તારા મન સાથે વિચાર કરી જો. મને તું આ સંતોને સ્વાધીન કરી દે. બસ, એટલું એકજ વાનું મારે માગવાનું છે. એ સિવાય તારી પાસે મારે બીજું કાંઇજ મા-ગવું નથી. તુકારામ કહે છે કે, તું દાન દેવામાં ઉદાર થઈ જા અને મને સંતોના ચરણ આગળ લઈ જઈને મૂકી દે.



# યજ્ઞની આહુતિઓ

(લેખક—મહાત્મા અરવિંદ ઘોષ)

શ્રીગીતા પણ આપણી પાસે એજ માગે છે કે, આપણે આપણા આખા જીવનને એક મહાન યજ્ઞના રૂપમાં ફેરવી નાખીએ; અર્થાત્ આપણે બુદ્ધિપૂર્વક અને ભક્તિભાવથી આપણાં કાર્ય ઈશ્વરને અર્પણ કરી દેતાં શીખીએ. આપણાં નાનામાં નાન અને નજીવાં ગણાતાં કાર્યો પણ આપણે યજ્ઞના સમર્પણભાવથી કરતાં શીખવું જોઈએ. આપણી અહંતાથી પર જે પરમાત્મ છે તેને એ સઘળાં અર્પણ કરી દેવાં જોઈએ. દાન કરતી વખત પણ ભલે તે વસ્તુ આપતા હોઈએ અથવા ગમે તેને આપણે દાન કરતા હોઈએ, તોપણ આપણે યાદ રાખવું કે, આપણે તે સર્વવ્યાપી ઈશ્વરનેજ દાન કરીએ છીએ. ભોજન કરતા હોઈએ ત્યારે પણ આપણો દરેક કોળિયો પ્રભુને અર્પણ થવો જોઈએ. કેવળ સ્વાદેન્દ્રિયને તૃપ્ત કરવાનો ભાવ આપણામાંથી નષ્ટ થવો જોઈએ. વળી કોઈ પણ મહાન કાર્ય, મુશ્કેલીભર્યો પ્રશ્ન અથવા તપશ્ચર્યા કે યોગસાધના જેવું બીજું કોઈ પણ સાહસ ખેડવાને તૈયાર થઈએ, કિંવા આપણા કે સમગ્ર મનુષ્યજાતિના ભલા માટે કાંઈ પણ કાર્ય આરંભીએ, ત્યારે પણ આપણા પોતાના પંડનો કે દુનિયાનો ખ્યાલ તજી દઈને પ્રભુનેજ એ સર્વ કાર્ય આપણે અર્પણ કરી દેવાં જોઈએ; કારણ કે તેના પ્રભાવેજ સર્વ આદર્શો—સર્વ અભિલાષાઓ ઉત્પન્ન થાય છે. સર્વ મહાન શક્તિ અને અભિલાષાઓ પ્રભુમાંજ ઉત્પન્ન થાય છે, તેમજ કાર્ય કરે છે.

આપણામાં એ સઘળું ઉત્પન્ન કરીને તેનેજ અર્પણ કરે ... આપણામાં જે કાર્યો પ્રકૃતિઆપોઆપ કર્યે જાય છે, પણ જે કાર્યોના કેવળ સાક્ષી કિંવા ભતાજ છીએ, તે કાર્યો પણ આપણે તો પ્રભુને અર્પણ કરવાનો અભ્યાસ પાડવો જોઈએ.

(પૃષ્ઠ ૧૫૫)

મને આ સવાલનો જવાબ આપો અને એવું કામ કરનારને કશો લાભ થાય છે અથવા તેનું કશું હિત સધાય છે તે કહો. અરે ઓ આંધળા! લે, આ સાકર, એમ કહીને આંધળાના હાથમાં માટીનું ઢેફું આપીને તેને બનાવવો એ યોગ્ય કહેવાય કે? તુકારામ કહે છે કે, તમે મારા પ્રત્યે આવુંજ વર્તન કરો છો.

૨૦૮૧–નાનાં છોકરાંના બોલ મીઠા લાગે છે. તેમના શબ્દોમાં કોઈ જાતનો છળપ્રપંચ નથી હોતો, તેમ કશું મહત્ત્વ પણ નથી હોતું; પરંતુ તે છતાં તેમના બોલ તેમનાં માબાપ ઘણા પ્રેમથી સાંભળીને મનમાં ખુશ થાય છે. ઓ વિઠોબા! મારી અને તારી વચ્ચે પણ તેવુંજ છે; કારણકે હું તારૂં નામ પ્રેમથી ગાઉં છું. બાળકના બોલ વાંકાચૂંકા હોય, બોબડાતોતડા હોય તોપણ તેમનાં માબાપ તો તે બોલ સાંભળીને મનમાં રાજી થાય છે. તુકારામ કહે છે કે, ઓ મારા જીવના જીવન! તું મારા જીવનો સખા છે. ત્યારે હવે જરા તારી દયાને પણ મારા પ્રતિ આવવા દેજે.

૨૦૮૨–મારામાં કયા કયા નઠારા ગુણ છે તે હું જાણું છું, પણ મારૂં મન મારા કહ્યામાં રહેતું નથી ત્યારે મારે કરવું શું? ત્યારે હે નારાયણ! તું 'કરુણાસિંધુ' એવું નામ ધારણ કરે છે, તેને જો તારે સાચું સાબિત કરવું હોય તો તું મારા મનની આડે આવીને ઊભો રહે. હું મારે મોઢેથી અમુક અમુક બોલું તો છું, પણ હું મારી ઇન્દ્રિયોને વશ થઇ ગયેલ હોવાથી મારૂં વર્તન મારી વાણીને અનુસરતું નથી. તુકારામ કહે છે કે, ઓ મારાં માબાપ! હું જેવો છું તેવો પણ તારો દાસ છું એવું જાણીને તું મને નિરાશ ન કરતો.

૨૦૮૩–જો કોઈની મોટાઈનું વર્ણન કરવું હોય તો એક વિઠોબાની મોટાઈનું વર્ણન કરવું. એ સિવાય બીજા કોઇ માણસના

મને આ સવાલનો જવાબ આપો અને એવું કામ કરનારને કશો લાભ થાય છે અથવા તેનું કશું હિત સધાય છે તે કહો. અરે ઓ આંધળા! લે, આ સાકર, એમ કહીને આંધળાના હાથમાં માટીનું ઢેકું આપીને તેને બનાવવો એ યોગ્ય કહેવાય કે? તુકારામ કહે છે કે, તમે મારા પ્રત્યે આવુંજ વર્તન કરો છો.

૨૦૮૧–નાનાં છોકરાંના બોલ મીઠા લાગે છે. તેમના શબ્દોમાં કોઈ જાતનો છળપ્રપંચ નથી હોતો, તેમ કશું મહત્ત્વ પણ નથી હોતું; પરંતુ તે છતાં તેમના બોલ તેમનાં માબાપ ઘણા પ્રેમથી સાંભળીને મનમાં ખુશ થાય છે. ઓ વિઠોબા! મારી અને તારી વચ્ચે પણ તેવુંજ છે; કારણકે હું તારૂં નામ પ્રેમથી ગાઉં છું. બાળકના બોલ વાંકાચૂંકા હોય, બોબડાતોતડા હોય તોપણ તેમનાં માબાપ તો તે બોલ સાંભળીને મનમાં રાજી થાય છે. તુકારામ કહે છે કે, ઓ મારા જીવના જીવન! તું મારા જીવનો સખા છે. ત્યારે હવે જરા તારી દયાને પણ મારા પ્રતિ આવવા દેજે.

૨૦૮૨–મારામાં કયા કયા નઠારા ગુણ છે તે હું જાણું છું, પણ મારૂં મન મારા કહ્યામાં રહેતું નથી ત્યારે મારે કરવું શું? ત્યારે હે નારાયણ! તું 'કરુણાસિંધુ' એવું નામ ધારણ કરે છે, તેને જો તારે સાચું સાબિત કરવું હોય તો તું મારા મનની આડે આવીને ઊભો રહે. હું મારે મોઢેથી અમુક અમુક બોલું તો છું, પણ હું મારી ઇન્દ્રિયોને વશ થઇ ગયેલ હોવાથી મારૂં વર્તન મારી વાણીને અનુસરતું નથી. તુકારામ કહે છે કે, ઓ મારાં માબાપ! હું જેવો છું તેવો પણ તારો દાસ છું એવું જાણીને તું મને નિરાશ ન કરતો.

૨૦૮૩–જો કોઈની મોટાઈનું વર્ણન કરવું હોય તો એક વિઠોબાની મોટાઈનું વર્ણન કરવું. એ સિવાય બીજા કોઇ માણસના